# અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન

## ખંડ ૧

# ૧. પ્રાસ્તાવિક

અર્વાચીન ગુજરાતના ઇતિહાસનો આરંભ વા તેની કાળગણના ક્યાંથી ગણાય એ પ્રશ્ન આપણે પ્રથમ વિચારીશુ કારણ કે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી 'ગુજરાતનો ઇતિહાસ' પ્રસિદ્ધ થયેલો છે તેને તેના લેખક રા બ ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈએ બે વિભાગ—પ્રાચીન અને અર્વાચીન—મા વહેંચેલો છે અને અર્વાચીન વિભાગમા મુસ્લિમ યુગનો સમાવેશ કરેલો છે

સન ૧૨૯૭ મા વાઘેલા વંશનો છેલ્લો રાજા કરણ અલાઉદ્દીન ખીલજીના સરદાર સામે હાર પામીને દક્ષિણમાં બાગલાણના કિલ્લામા ભરાઈ પેઠો અને ગુજરાતમા મુસ્લિમ સત્તા સ્થપાઈ તે સમયથી પ્રાચીન યુગની સમાપ્તિ થાય છે અને નવા યુગનો આરંભ થાય છે તે યુગને આપણે મધ્ય યુગ તરીકે જાણીએ છીએ પણ તેને અર્વાચીન કહેતા નથી અર્વાચીન યુગની સ્થાપના આપણે અંગ્રેજી રાજ્યઅમલ અહીં શરૂ થયો ત્યારથી ગણીએ છીએ અને તે ગણના જ વાસ્તવિક છે

સદરહુ 'ગુજરાતનો ઇતિહાસ' રા બ ગોવિંદભાઈએ મુંબઈ સરકારે ગયા સૈકાના અંતમા મુંબઈ ઇલાકાના ગેઝેટિયરના પુસ્તકો પ્રસિદ્ધ કર્યા તેના આરંભના ગ્રંથના બીજા ખંડના આધાર પરથી મુખ્યત્વે લખેલો છે અને તે મૂળ ગ્રંથ ચાર પ્રકરણોમા વહેંચાયેલો છે: (૧) ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ સન ૧૩૦૪ સુધી, (૨) મુસ્લિમ યુગ સન ૧૭૬૧ સુધી, (૩) મરાઠી સત્તા સન ૧૮૧૯ સુધી અને (૪) બળવાનો વૃત્તાન્ત સન ૧૮૫૭ થી ૧૮૫૯, પરંતુ તે પૈકીના કોઈ પણ પ્રકરણને અર્વાચીન એવુ નામ આપેલુ જોવામા આવતુ નથી

તેની પૂર્વે ગુજરાત પ્રાન્તનો પહેલવહેલો ઇતિહાસ ગુ. વ સોસાયટીના સંસ્થાપક, સદ્દગત એલેક્ઝાંડર કિન્લોક ફાર્બસે 'રાસમાળા' નામથી સન ૧૮૬૫ મા, બે વોલ્યુમમાં અંગ્રેજીમા પ્રસિદ્ધ કર્યો હતો. એ

બે વૉલ્યુમો ત્રણ વિભાગમા છે તેમાં પણ કોઈને અર્વાચીન વિભાગ તરીકે જણાવવામા આવ્યો નથી; અને રા. બ. ગોવિંદભાઈએ એ પુસ્તકની પ્રસ્તાવનામા મુસ્લિમ યુગને અર્વાચીન વિભાગમાં શા માટે લીધેલો છે તેનો ઉલ્લેખ સરખો પણ કરેલો નથી.

હા, એમના એ અર્વાચીન વિભાગના સમર્થનમાં એક બીના રજૂ કરી શકાય અને તે એ કે ઈ સ ૧૯૩૫મા એપ્રિલથી જૂન માસના ગાળામાં પૂનામાં ભારતવર્ષીય અર્વાચીન ઇતિહાસ પરિષદ વખતે તેના કાર્યવાહકોએ અર્વાચીન ઇતિહાસમા મુસ્લિમ યુગને લીધેલો પણ તેમ કરવાનુ કારણ નિરાળું હતુ.

ગયા સૈકાના આરંભમા અમુક ફારસી તવારીખોના અનુવાદ અંગ્રેજીમ પ્રસિદ્ધ થયા હતા તે સર્વથા સંપૂર્ણ વા દોષરહિત ન હતા; અને પછી એ પ્રકારનુ પુષ્કળ ફારસી ઐતિહાસિક સાહિત્ય ઉપલબ્ધ થયુ છે, અને તે સઘળુ સાહિત્ય નવેસર વંચાય, વિચારાય અને તેનો પદ્ધતિસર અને શાસ્ત્રીય રીતે અભ્યાસ થાય એ આવશ્યક બન્યુ છે, અને તે સારુ યોગ્ય પ્રબંધ થાય, એ આશયથી, એમ સમજાય છે કે ઉપર્યુક્ત અર્વાચીન ઇતિહાસ પરિષદના કાર્યક્રમમાં મુસ્લિમ યુગને દાખલ કરેલો છે.

એ મુદ્દાને આપણે બીજી રીતે વિચારીએ તો મુસ્લિમ સમયથી તે અંગ્રેજોની સત્તા અત્રે સ્થપાઈ તે સુધીના કાળને મધ્યયુગ એવી સંજ્ઞા આપવામા આવે તો તે બરોબર જણાશે, અને એ ક્રમવ્યવસ્થા આપણે સાવ મનસ્વીપણે ઠોકી બેસાડતા નથી એ પ્રશ્નને સહેજ ઊંડા ઊતરીને અવલોકીશુ તો મધ્યયુગના અને અર્વાચીન યુગના લોકમાનસ અને સમાજસ્થિતિ વચ્ચે મોટો ફરક માલૂમ પડશે.

આપણા પ્રાન્ત પર મુસ્લિમોએ આક્રમણ કરી અને વિજેતા તરીકે રાજસત્તા ધારણ કરી તેઓ અહીં સ્થાયી વસ્યા ત્યારથી, તે પૂર્વેની આપણી પ્રાચીન સંસ્કૃતિ અને પ્રજાજીવનમા મહોળુ પરિવર્તન થયુ, તેના પર નવા કાળબળનો પ્રભાવ જામ્યો અને જે લોકમાનસ અને સમાજબંધારણ એ સમયમા ઘડાવા લાગ્યા તે સર્વ સંજોગ અને પરિસ્થિતિને અનુકૂળ અને બંધબેસતાં, સ્થિતિસ્થાપક, રૂઢિચુસ્ત, મર્યાદિત દૃષ્ટિવાળા અને સ્થાનિક ધોરણ અને રીતરિવાજને અનુસરતાં હતાં. કૂપમંડૂકની પેઠે લોકવૃત્તિ સંકુચિત અને સ્વાર્થી માલૂમ પડતી, તેમ જ પરસ્પર

અને આ ધર્મશ્રદ્ધાએ લોકજીવનને એવું રૂંધી નાંખ્યુ હતું કે તેમાથી થોડાક જ મુક્તિ મેળવી શકતા સાહસિક કાર્યો અને નવીન શોધક વૃત્તિને સેવનારા કોક વિરલા મળી આવતા હતા

ધર્મના માર્ગો અને સંરક્ષણ અર્થે તેઓએ સસારને વર્ટમણર્ગો અને કલુષિત કરી મૂક્યો હતો તેમનો ઘણોખરો વ્યવહાર ગામમા જ સમાઈ જતો અને મર્યાદિત કુંડાળા બહાર તેમની દૃષ્ટિ જતી નહોતી. દરિયો તો થોડાએ જ જોયો હશે દરિયો ઓળગવો એ મહા પાતક મનાત; અને બહારની દુનિયાના જ્ઞાનના અભાવે જનતામાં અનેક પ્રકારના ઉટાંગ ફેલાતાં સદાશિવરાવ ભાઉ જેવા સમર્થ મહારથીનું ભૌગોલિક જ્ઞાન કેવું હતુ તેનો હાસ્યજનક ઉલ્લેખ શ્રીયુત નરસિંહ ચિંતામણ કેલકરે એમના "મરાઠી આણિ ઇંગ્રેજ"* એ નામક મરાઠી પુસ્તકમા કર્યો છે તેઓ જણાવે છે કે મરાઠાઓનુ ભૌગોલિક જ્ઞાન ઘણુ ખરુ 'દંડકારણ્ય માહાત્મ્ય'-માથી પ્રાપ્ત થતુ અને ઇતિહાસવિષયક માહિતીનો આધાર 'ભવિષ્ય પુરાણ' પણ હતું. સદાશિવરાવ ભાઉએ દિલ્હી પછી રૂમશામને હસ્તગત કરવાની મહત્ત્વાકાંક્ષાની હકીકત બખરમા નોંધેલી છે, પણ એ શબ્દોના જ્ઞાન સિવાય તે વિષે એમને વિશેષ જ્ઞાન નહોતુ આ પરિસ્થિતિમાં સામાન્ય મનુષ્યના અજ્ઞાન માટે દોષ કાઢવાનુ ક્યા રહ્યુ !

પરદેશગમનનો નિષેધ જ હતો, અને જ્ઞાનપ્રાપ્તિ સારુ ચોક્કસ

---

* એ સાથે સરખાવો —

"મહારાજાને સંગીન અને રાજાને લાયક કેળવણી અપાતી નહોતી તે સિવાય વળી જણાવવું જોઈએ કે દામાજીરાવના મરણ પછી કોઈ પણ મહારાજા ગુજરાત છોડી પૂના સિવાય બીજે સ્થળે ગયા નહોતા, તેમ જ પોતાના નાના રાજ્યની અંદર પુરાઈ રહેલા આ રાજાઓને, તેમના વર્તનના આધાર-રૂપ બાહ્ય જગત વિષે કેટલાક સાંકડા મનના અને કુટિલ મતિના મરાઠા રાજ્યકારીઓ અનેક પ્રકારના ફારફેર નીચે આવી ગયેલા સાપ્રત કાળમા તેમની નજીક સમય પહેલાંની સત્તા અને મહત્તા વિષે જે કાંઈ જણાવે તે કરતા કાંઈ વિશેષ જ્ઞાન નહોતુ. કામચલાઉ રેસિડંટ કેપ્ટન ફ્રે એ ઉચ્ચ વૃત્તિવાળા મહારાજાને કાંઈક વાંચવાને સમજાવતા, કલકત્તાની દક્ષિણના કોઈ પ્રદેશના લંડન શહેર આવેલુ છે તે વિચાર છોડી દેવાને સમજાવતા, તથા એક નાનુ પરાળયંત્ર રમકડા દાખલ ખરીદ કરવાને સમજાવતા પોતાને પડેલા પરિશ્રમનુ સ્પષ્ટ વર્ણન આપેલું છે."

[ વડોદરાના રાજ્યકર્તા, પૃ ૧૯૫ ]

પ્રકારની મર્યાદિત વ્યવસ્થા હતી તેનો લાભ મુખ્યત્વે બ્રાહ્મણ વર્ગ જ લેતો હતો. અને તેના પરિણામે જનસમૂહ વહેમોનો ભોગ થઈ પડતો અને પુરોહિત અને મહત વર્ગ એમની એ નિર્બળ સ્થિતિનો પૂરો ઉપયોગ કરતા હતા

એ સંજોગોમા જે સાહિત્ય ઉદ્ભવત એ પણ એકમાર્ગી, આ લોક કરતા પરલોક પર વિશેષ ભાર મૂકતુ, વૈવિધ્ય કે પ્રતિભા વિનાનુ, સામાન્યતઃ અનુકરણરૂપે રચાતુ હતુ

મરાઠી સત્તા દરમિયાન પણ સમાજસ્થિતિ પૂર્વવત્ પ્રવર્તતી રહી હતી. એ સમયે કલિકાળના ગરબાના લેખક મહારાજ કૃષ્ણરામે સમર્થ સત્કાર્યને ગુજરાતમા આણવા પ્રયત્ન કર્યો હતો. વળી આપણે એ વીસરવું જોઈએ નહિ કે મુલકગીરી, ઇજારાપદ્ધતિ બાંડુંધરીની અનિષ્ટ પ્રથાઓ પણ-આપણા પ્રાંતમા પ્રવેશ થવા પામી અને અનેક પ્રકારે તેણે પ્રજાને નુકસાન કર્યું હતુ.

આપણા જેવી જ સમાજસ્થિતિ યુરોપમાં એ અરસામાં લગભગ પ્રવર્તતી હતી અને એ મધ્યયુગનાં લક્ષણો વર્ણવતા "મધ્યયુગ" (Middle Ages) નામક પુસ્તકનો લેખક મિ ઓરબર્ન જણાવે છે કે પ્રજામાનસમાંથી સામ્રાજ્ય–Roman Empire–ની ભાવના પ્રતિદિન ઘસાતી અને લુપ્ત થતી જતી હતી, ધંધારોજગાર પણ તૂટતો—નાશ પામતા હતા અને નવી શોધની અને સાહસની વૃત્તિ તદ્દન અદૃશ્ય થઈ હતી અને એવી અંધ આસ્થા જડમૂળ ઘાલીને બેઠી હતી કે મુસાફરો આવી ગમે તેવી કાલ્પનિક વાતો કહેતા તે જનતા સાચી માનતી હતી, એટલુ જ નહિ. પણ તે પેઢીપર ઊતરતી. અને આપણી દેવનાગરી લિપિના લખાણની પેઠે ત્યાના લેટિન લખાણે પણ એટલુ મહત્ત્વ પ્રાપ્ત કર્યું હતું કે એક શાસ્ત્રગ્રંથ જેવુ તેનુ માન અને વજન પડતુ અને અદૃશ્યમા એવી માન્યતા બંધાઈ ગઈ હતી કે પ્રત્યક્ષની અવગણના કરવામાં આવતી.

ઉપર્યુક્ત વર્ણન આપણા તે કાળના સમાજને સરખી રીતે લાગુ પડતું આવે છે એમ કહીએ તો તે ખોટુ નથી.

દેશમા સ્થિરતા નહિ. શાન્તિ નહિ, જાનમાલની સલામતી નહિ અને મારે તેની તલવાર એ રીતિનીતિ પ્રવર્તતી, એટલે કે સત્તાના વા બળના

જોરે જે કોઈ પોતાના હાથમાં આવે તે કબજે કરીને બેસતુ. એ પરિસ્થિતિમા પ્રારબ્ધને દોષ દેતો જનસમૂહ અજ્ઞાન, અધશ્રદ્ધાળુ, ઈર્ષાળુ, મદ મતિવાળો, નિઃસત્ત્વ અને જડ થઈ પડ્યો હતો

આપણે એ કાળને માટે 'મધ્યયુગ'નુ નામ નવુ યોજતા નથી. રા. બ વૈદ્ય અને રા બ. ગૌરીશકર ઓઝાએ એમના એ સમયના ઇતિહાસ-પુસ્તકો સારુ તેજ નામ વાપરેલું છે. મુબઈની સાહિત્ય સસદે એ યુગનો સાહિત્યનો ઇતિહાસ તૈયાર કરાવેલો છે, તેને "મધ્યકાલીન સાહિત્ય પ્રવાહ" એવુ નામ આપેલુ છે, એટલુ જ નહિ પણ ગુજરાતી સાહિત્યનો અર્વાચીન યુગ આપણે કવીશ્વર દલપતરામથી શરૂ કરીએ છીએ અને પ્રાચીન યુગના છેલ્લા પ્રતિનિધિ તરીકે કવિ દયારામને ગણીએ છીએ.

અગ્રેજોનો રાજ્યઅમલ સ્થિર થયા પછી આપણી શિક્ષણ-પદ્ધતિ વ્યવસ્થિત અને સાર્વત્રિક થઈ તેની ગણના પણ અર્વાચીન યુગમાં નવીન—અર્વાચીન કેળવણી તરીકે કરવામા આવેલી છે તે પણ જૂના અને નવા વચ્ચેનો ભેદ સૂચવે છે.

કહેવાનું તાત્પર્ય એ કે અર્વાચીન યુગનો આરભ ઓગણીસમા સૈકાથી થાય છે, આપણે ત્યા જ નહિ, પણ યુરોપમા સુધ્ધા એ સમયે ફ્રાન્સમા મોટી ઊથલપાથલ થઈ હતી જેના પરિણામે યુરોપનો આખો ઇતિહાસ બદલાઈ ગયો અને રાષ્ટ્રીયત્વની ભાવના (nationalism) તીવ્ર, ઉદાર અને મજબૂત બની હતી

વધુમાં શિક્ષણનો પ્રચાર ત્યા વધતા પ્રજાની જિજ્ઞાસાવૃત્તિ વિકસવા માડી, અને તેને વિજ્ઞાનમા થતી નવી નવી શોધોથી પોપણ મળ્યુ; એટલું જ નહિ પણ પ્રવાસના વધતા જતા શોખે તેમની આંખ આગળના પડળ ખોલી નાખ્યા. તેના પરિણામે એક પ્રકારની વિવેક અને પરીક્ષક—critical—શક્તિ પ્રજાને પ્રાપ્ત થઈ જેથી તે સારાસારનો, સત્યાસત્યનો નિર્ણય કરવા લાગી, અને તેનુ દૃષ્ટિબિન્દુ બદલાતુ ચાલ્યુ પૂર્વે શાસ્ત્રના શબ્દને આસ્થાપુર્વક સ્વીકારવામા આવતો તે પ્રતિ હવે સશયથી જોવાવા લાગ્યુ; તેની તપાસ અને તુલના થવા માડી, અને જે બુદ્ધિની કસોટીએ પાસ થાય તે જ સાચું અને ગ્રાહ્ય ગણાય એ પ્રકારની બુદ્ધિ ઉદ્ભવી.

આ ફેરફારને લઈને યુરોપમા પણ અર્વાચીન યુગનો આરભ ઓગણીસમા સૈકાથી થાય છે

સન ૧૮૧૮ માં પેશ્વાઈ સત્તા બંધ પડી અને ગુજરાતમાં અંગ્રેજો સર્વોપરિ સત્તાધિકારી થઈ પડ્યા, જો કે તે પૂર્વે કેટલોક મુલક તેમના કબજામાં આવી ગયો હતો.

એ નવી સત્તાની સ્થાપના સાથે જે યુગ બેઠો તેને આપણે અર્વાચીન યુગનું નામ આપીશું તો તે યોગ્ય અને બંધબેસતું થઈ પડશે

આપણા દેશના ઇતિહાસમાં એ અંગ્રેજી અમલે પ્રચંડ ક્રાન્તિ આણેલી છે; અને આપણા જીવન પર, આપણા સમાજ પર એ અંગ્રેજ પ્રજાનાં સંસ્કૃતિ, સાહિત્ય, ઇતિહાસ અને ધર્મે પણ પ્રબળ અને સજ્જડ છાપ પાડીને ઊંડી અને બહોળી અસર કરેલી છે.

એ કારણે પણ અર્વાચીન ગુજરાતનો આરંભ આપણે ૧૮૦૦ થી ગણીએ તો તે વાજબી ગણાશે.

# ૨. કાળરાત્રિ

કૃષ્ણ પક્ષની રાત્રિ, તેમાંય અમાવાસ્યાની રાત્રિ, સામાન્ય રીતે અંધકારભરી અને ભયજનક ભાસે છે. એ પ્રમાણે અઢારમા સૈકાના આખરનાં વર્ષોને અંધકારનાં અને અજ્ઞાનના, અશાંતિ અને અરાજકતાનાં વર્ણવી તેને આપણે કાળરાત્રિનું રૂપક આપીએ તો તે ખોટું કહેવાશે નહિ. એ વર્ષો ગુજરાત માટે આપત્તિના અને વેદનાનાં હતા, ત્રાસ અને જુલમના હતાં; એકલી પ્રજા માટે નહિ તેના રાજકર્તાઓ માટે પણ ખરાં. પૂર્વે આપણું જે સર્વ સારું અને ઉજ્જવળ હતું તે આ મારફાડ અને લૂંટફાટના જમાનામાં ઘણુંખરું નાશ પામ્યું હતું, સમાજની પ્રગતિ અટકી ગઈ હતી. તેને બદલે પોકળતા, દંભ અને જડતા પ્રજામાં વ્યાપી રહ્યાં હતાં. ઉષા પ્રગટે તે આગમચના અંધકારમાં મનની સ્થિતિ વિહ્વળ અને સંતાપજનક થઈ પડે છે તેમ લોકની દશા અજ્ઞાન અને ભયથી વિપત્તિભરી, વિષમ અને જડભરત થઈ પડી હતી. જાનમાલની સલામતી રહી નહોતી તેથી મન ઉદ્વેગી અને વિષાદભર્યું રહેતું. પરિસ્થિતિ એટલે દરજ્જે પહોંચી હતી કે વળાવા સિવાય પ્રવાસ કરવો સહીસલામત નહોતો મનાતો.

એ સૈકાના અંતના વર્ષમાં ગુજરાતનો રાજકારભાર કેવો અવ્યવસ્થિત, અંધાધૂંધીભર્યો, સ્વાર્થ અને પ્રપંચભર્યો હતો તેનું કાંઈક ઝાંખું દિગ્દર્શન "વડોદરાના રાજ્યકર્તા" એ પુસ્તકના લેખકે કરાવ્યું છે. એમાંનો થોડોક ભાગ અત્રે આપવો એ બંધબેસતું થશે.

"તે વખતે રાજ્યની સ્થિતિ કેટલી અધમ અને દયાજનક હતી તેનું સંપૂર્ણ જ્ઞાન થવું અસંભવિત છે. રાજ્યનો ખજાનો તદ્દન ખાલી હતો. ઘણાંખરાં પરગણાં માગનારાઓને સાનમાં આપેલા હતાં અને બાકી રહેલાં—શેષની ઉપજ વસુલ કરવાનું કામ નિઃશંક મનના, કોઈ પણ તદબીરથી ધનસંચય કરી લેવાની ઇચ્છાવાળા મનુષ્યોને સોંપેલું હતું. સૈન્યના દર્શન કરીને જ ખંડણી આપનારા માંડળિક રાજાઓએ ઉદ્ધત થઈ જઈને

સન ૧૮૧૮ માં પેશ્વાઈ સત્તા બધે પડી અને ગુજરાતમાં અંગ્રેજો સર્વોપરિ સત્તાધિકારી થઈ પડ્યા; જો કે તે પૂર્વે કેટલોક મુલક તેમના કબજામાં આવી ગયો હતો

એ નવી સત્તાની સ્થાપના સાથે જે યુગ મંડાયો તેને આપણે અર્વાચીન યુગનું નામ આપીશું તો તે યોગ્ય અને બંધબેસતુ થઈ પડશે

આપણા દેશના ઇતિહાસમાં એ અંગ્રેજી અમલે પ્રચંડ ક્રાન્તિ આણેલી છે; અને આપણા જીવન પર, આપણા સમાજ પર એ અંગ્રેજ પ્રજાનાં સંસ્કૃતિ, સાહિત્ય, ઇતિહાસ અને ધર્મે પણ પ્રબળ અને સજ્જડ છાપ પાડીને ઊંડી અને બહોળી અસર કરેલી છે.

એ કારણે પણ અર્વાચીન ગુજરાતનો આરંભ આપણે ૧૮૦૦ થી કરીએ તો તે વાજબી ગણાશે.

# ૨. કાળરાત્રિ

કૃષ્ણ પક્ષની રાત્રિ, તેમાંય અમાવાસ્યાની રાત્રિ, સામાન્ય રીતે અંધકારભરી અને ભયજનક ભાસે છે. એ પ્રમાણે અઢારમા સૈકાના આખરના વર્ષોને અંધકારના અને અજ્ઞાનના અશાંતિ અને અરાજકતાનાં વર્ણથી તેને આપણે કાળરાત્રિનું રૂપક આપીએ તો તે ખોટું કહેવાશે નહિ એ વર્ષો ગુજરાત માટે આપત્તિના અને વેદનાના હતા, ત્રાસ અને જુલમના હતાં; એકલી પ્રજા માટે નહિ તેના રાજકર્તાઓ માટે પણ ખરાં. પૂર્વે આપણું જે સર્વ સારું અને ઉજ્જ્વળ હતું તે આ મારફાડ અને લૂંટફાટના જમાનામાં ઘણુંખરું નાશ પામ્યું હતું, સમાજની પ્રગતિ અટકી ગઈ હતી તેને બદલે પોકળતા, દંભ અને જડતા પ્રજામાં વ્યાપી રહ્યાં હતાં. ઉપા પ્રગટે તે આગમચના અંધકારમાં મનની સ્થિતિ વિહ્વળ અને સંતાપજનક થઈ પડે છે તેમ લોકની દશા અજ્ઞાન અને ભયથી વિપત્તિભરી, વિષમ અને જડભરત થઈ પડી હતી જાનમાલની સલામતી રહી નહોતી તેથી મન ઉદ્વેગી અને વિષાદભર્યું રહેતું. પરિસ્થિતિ એટલે દરજ્જે પહોંચી હતી કે વળાવા સિવાય પ્રવાસ કરવો સહીસલામત નહોતો મનાતો.

એ સૈકાના અંતના વર્ષમાં ગુજરાતનો રાજકારભાર કેવો અવ્યવસ્થિત, અંધાધૂંધીભર્યો, સ્વાર્થ અને પ્રપંચભર્યો હતો તેનું કાંઈક ઝાંખું દિગ્દર્શન "વડોદરાના રાજ્યકર્તા" એ પુસ્તકના લેખકે કરાવ્યું છે. એમાંનો થોડોક ભાગ અત્રે આપવો એ બંધબેસતું થશે.

"તે વખતે રાજ્યની સ્થિતિ કેટલી અધમ અને દયાજનક હતી તેનું સંપૂર્ણ જ્ઞાન થવું અસંભવિત છે. રાજ્યનો ખજાનો તદ્દન ખાલી હતો. ઘણાંખરાં પરગણાં માગનારાઓને સાનમાં આપેલાં હતાં અને બાકી રહેલાં—શેપની ઉપજ વસુલ કરવાનું કામ નિઃશંક મનના, કોઈ પણ તદબીરથી ધનસંચય કરી લેવાની ઇચ્છાવાળા મનુષ્યોને સોંપેલું હતું. સૈન્યનાં દર્શન કરીને જ ખંડણી આપનારા માંડળિક રાજાઓએ ઉદ્ધત થઈ જઈને

ચઢેલી ખંડણી અટકાવી રાખી હતી, ગાયકવાડો માહોમાંહે ઝઘડો મચાવી રહ્યા હતા, સ્વકુટુંબની ઉન્નતિ અર્થે ધનસંચય કરી લેવાની ઇચ્છાવાળા પરદેશી દીવાનના હાથમાં રાજ્યની ઘણીખરી સત્તા હતી, એકલા સૈન્યનો ખરચ જ રાજ્યની કુલ ઉપજ કરતાં વધારે હતો, ન્યાય આપવા તરફ, જનસમૂહના રક્ષણ તરફ, અને તેવી જ બીજી રાજ્યમાંની સામાજિક બાબતો તરફ કાંઈ પણ લક્ષ્ય અપાતું નહોતું, અને સત્ય રીતે કહીએ તો તે વેળાએ વડોદરામાં કોઈનું પણ રાજ્ય નહોતું, કારણ કે સઘળી સત્તા ઉદ્ધત અને ધનલોભી આરબોના હાથમાં હતી. જાહેર તેમ જ ખાનગી બાબતોમાં બધા માણસો સાથે આશ્ચર્યજનક અણવિશ્વાસથી કામ પાડવામાં આવતું હતું અને રાજ્યકર્તા પ્રત્યે તો બિલકુલ વિશ્વાસ જ નહોતો આ વખતે સ્વાર્થપરાયણતાને વશ થયેલા પેશ્વા અને સિંધિયા—અને કદાચ હોલ્કર પણ તેમાં સામેલ હોય, રાજ્યના થતા વિનાશને તટસ્થ રહી નિહાળતા હતા, તથા આ મહાન સંકટમાંથી સહીસલામત નીકળવાનો માત્ર એક જ માર્ગ દૃષ્ટિએ પડતો હતો અને તે માર્ગ તે અંગ્રેજ સરકારની મદદ માગવાનો હતો.\" *

ઉપરની હકીકત પરથી એટલું સ્પષ્ટ થશે કે દેશના રાજકર્તાઓની સ્થિતિ પણ દયાજનક થઈ પડી હતી માહોમાંહેના એમના કુસંપ અને દ્વેષમાં એમણે તેમના સર્વ શક્તિ અને સાધન વેડફી નાખ્યાં હતાં, એટલું જ નહિ પણ નબળાઈ અને નિરાશાના માર્યા સ્વરક્ષણ અથવા અંગત સ્વાર્થ સાધવા સારુ ત્રાહિતને કુમકે બોલાવી, એમણે પોતાની સ્થિતિ પરાધીન કરી નાખી હતી.

પ્રજાને રાજકર્તાઓ તરફથી કશી સલામતી કે રક્ષણ નહિ અને રાજકર્તાઓ પરસ્પર લડી લડીને વિનાશના પથે વિચરતા હતા—એ વિષમ સંજોગોમાં ત્રીજો પક્ષ ફાવી જાય એ દેખીતું છે, અને તે લાભ વેપાર અર્થે અત્રે આવી વસેલી ઈસ્ટ ઇંડિયા કંપની સરકારે લીધો અને તેની સત્તા સરવાળે સર્વોપરિ થઈ પડી

એ સમયે દેશસ્થિતિ એટલી બધી અધમ દશાને પામી હતી કે અઢારમા સૈકાના છેવટના ભાગને અને ઓગણીસમા સૈકાના આરંભના વર્ષોને—એ સંધિયુગને—પ્રલયકારી વર્ણવવામાં આવ્યા છે, અને કેટલાકોએ ગીતાજીના શ્લોકમાં—

* "વડોદરાના રાજ્યકર્તા", પૃ ૭૩-૭૪.

"यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥"

વર્ણવ્યા મુજબ શ્રી સહજાનંદ સ્વામીના ગુજરાતના આગમનને અવતારપ્રાકટ્ય સાથે સરખાવ્યું છે

ધાર્મિક ભાવથી પ્રેરિત સામાન્ય મનુષ્યોએ નવા યુગનો આરંભ અવતારી પુરુષોના આગમન અને દર્શનથી કર્યો જ્યારે નવશિક્ષિત વર્ગે નવા સ્થાપિત થતા અંગ્રેજી રાજ્યઅમલમાં પ્રભુનો અદૃશ્ય હાથ નિહાળ્યો હતો.

ઇતિહાસકારોમાં એવો એક વર્ગ છે જે ઇતિહાસના બનાવોમાં પ્રભુનો અદૃશ્ય હાથ જુએ છે તેઓ પૂર્વ અને પશ્ચિમના આ સંગમને એક દૈવી સંજોગ માને છે અને ગત યુગના આપણા મહાન નેતાઓ સ્વર્ગસ્થ રાનડે, ફિરોજશાહ મહેતા અને ગોખલે અંગ્રેજ અને હિન્દી પ્રજાના આ સંબંધને ઈશ્વરી સંકેતરૂપ માનતા હતા એ કાળબળનો પ્રભાવ હતો.

એ માન્યતા પ્રજામાં કેટલી પ્રબળ જામી હતી તે એક બનાવ પરથી સ્પષ્ટ રીતે સમજાશે.

સન ૧૭૭૨માં અંગ્રેજોએ ભરૂચ શહેર નવાબ પાસેથી જીતી લીધું અને તેનો વહીવટ પોતાને હસ્તક લીધો, પણ સન ૧૭૭૯માં વડગામ આગળ થયેલી સંધિ મુજબ એ શહેર પાછું સિંધિયાને સોંપવાનો કરાર થયો. તે પ્રસંગે અંગ્રેજોએ પ્રજાના દિલ કેવા જીતી લીધા હતા એ હકીકત 'ભરૂચ શહેરનો ઇતિહાસ'ના લેખકે આપી છે "આ શહેર મરાઠાઓના તાબામાં જાય છે, એ હકીકત લોકોએ જાણી એટલે ભરૂચી પ્રજા ઘણી દિલગીર થઈ ઈશ્વરની પ્રાર્થના કરવા લાગી કે અંગ્રેજી અમલ અમારા ઉપર હંમેશા રહો. રાજ્ય અંગ્રેજોનું કાયમ રહે માટે યજ્ઞો, હોમ, બલિદાન વગેરે શરૂ થયા કેટલાક લોકોએ અમુક અમુક બાધાઓ પણ લીધી આ વાતમાં ઢીલ થઈ એટલે પ્રજાએ જાણ્યું કે ઈશ્વરે સામું જોયું તેથી લોકો ખુશી થયા "+

લોકવાણી અને લોકમાનસ એ કાળે કેવા હતા, એ જણાવવા માટે,

+ ભરૂચ શહેરનો ઇતિહાસ, પૃ ૪૫૮

એ અવતરણ ઉતાર્યું છે. આપણે ઈશ્વરી સંકેતમાં ન માનીએ તોપણ કુદરતી બળો અને સંજોગો ચારે દિશાએથી આવી મળીને એવાં ભેગા થયાં હતા જે રાજા અને પ્રજા ઉભયને હાનિકારક અને રંજાડનારાં હતાં. તેની અસર પણ તેના અધઃપતન અને વિનાશમાં જ પરિણમે. જાણે કે ઈશ્વર રૂઠયો ન હોય એમ દેશના રાજ્યકર્તાઓમાના બહાદુર, બાહોશ અને પ્રમુખ પુરુષો એક પછી એક એ અરસામા સ્વર્ગે સિધાવવા માડયા અને તેમની પછી રાજગાદીએ આવનારા હકદારો અને એમના સાથીઓએ એકબીજા વિરુદ્ધ ઉશ્કેરણી ફેલાવી તેમની આસપાસનુ વાતાવરણ એટલુ બધું ક્ષુબ્ધ, ક્લેશવાળુ અને સ્વાર્થમય કરી મૂકયુ હતુ કે એ વાતાવરણમાં કોઈપણ મૂંગળાઈ મરે તે પરિસ્થિતિનુ સ્વરૂપ આપણા લક્ષમા આવે એટલા કાજે એ અરસાના રાજકીય બનાવોની માહિતી અત્રે આપવી ઉપયોગી થઈ પડશે

અઢારમા સૈકાના ઉત્તરાર્ધમા સન ૧૭૫૩થી શરૂ કરી સન ૧૮૧૮ સુધી ગુજરાત પર મરાઠાઓનુ પ્રાબલ્ય હતુ. સર્વોપરિ સત્તા પૂનાના પેશ્વાની ગનાતી પણ તેનો વહીવટ અને કબ્જો ઘણોખરો તેના માંડલિક ગણાતા વડોદરાના રાજકર્તાઓ—ગાયકવાડના હાથમા હતો. એ બેવડી સત્તાને લઈને એ બને રાજકર્તાઓ વચ્ચે વારવાર ખંડણીનાં નાણાની અને ચોથની આપલે માટે વાંધો ઊઠતો અને ઉપરી સત્તા બહુધા બળવાન હોઈને એ તકરારમાં પેશ્વા ફાવતા અને તેમનો હાથ ઉપર રહેતો હતો પિલાજીરાવ ગાયકવાડના દગોભર્યા ખૂન પછી ગાયકવાડની ગાદીએ એવો કોઈ સમર્થ ગાદીવારસ આવ્યો નહોતો જે પેશ્વા સરકારની સામે ટક્કર લઈ શકે—અને તે (વડોદરાની) ગાદી માટે તે પછી ઝઘડાઓ વખતોવખત ઉત્પન્ન થતા. તેનો ઉપયોગ પેશ્વા પોતાનો સ્વાર્થ સાધવામા અને નજરાણાની રકમો વધુ ને વધુ પડાવવામા કરતા. તેનુ પરિણામ એ આવતુ કે વિરુદ્ધ અને નબળો પક્ષ ત્રીહિતની એટલે કે નવી સ્થાપિત થતી સત્તા—કંપની સરકારની પાસે લશ્કરની મદદ અને નાણાંની સહાય સારુ પહોચતો, અને તે મદદ મેળવવા બદલ સારી મહેસૂલ ઉત્પન્નવાળા ગામો, જિલ્લા વા બંદર સોપી દેવા કબૂલ થતો; અને કંપની સરકારને તો એ જ જોઈતુ હતુ

પુનાની ગાદી પર માધવરાવ પેશ્વા આવ્યા પછી તેના કાકા રાઘોબાએ તે ગાદી બાબત ખટપટ ઊભી કરી હતી અ [illegible] ત્રે કંપની સરકારને શરણે ગયો હતો

આપણા પ્રાંતની આ બે મુખ્ય સત્તાઓ વચ્ચે હેમ જ માહોમાંહે લડાઈ ઉપસ્થિત થતા એમાંનો એકાદ પક્ષ પોતાના એ કૃત્યના ભાવિ પરિણામનો વિચાર કર્યા વિના અંગ્રેજોને કુમકે બોલાવતો અને તેમની એ સહાય પર ઝૂઝતો હતો.

જેમનો મદદમા અંગ્રેજ લશ્કર હોય તે પક્ષ બાજુવા ફાવતો પણ તે મદદ લેનાર પક્ષને તે બદલ ભારે ભોગ આપવો પડતો હતો પેશ્વા અને ગાયકવાડ એ બન્ને વચ્ચેની માહોમાહેની તથા પરસ્પરની લડાઈઓ ચાલુ રહેતાં તેનુ અંતિમ પરિણામ એ આવ્યુ કે અંગ્રેજોનુ ચડી વાગ્યુ; અને એ બે સત્તાઓની તકરારમા તટસ્થ તરીકે ઊભા રહી અને ઉભય પ્રત્યે લાગ ફાવે તેમ વર્તી સ્વહિતના લાભો પ્રાપ્ત કરવામા તેણે પાછું ફરી જોયું જ નહોતુ. છેવટે કંપની સરકાર ગુજરાત પ્રાન્ત હસ્તગત કરવા નસીબવંત નીવડી હતી.

તેની વિગતોનું નિરીક્ષણ કરવાથી એ વસ્તુસ્થિતિ વધુ સ્પષ્ટ થશે.

સને ૧૭૬૧માં અહમદશાહ અબ્દાલીના હાથે પાણીપતના રણક્ષેત્રમા મરાઠાઓએ સદાશિવ ભાઉની સરદારી હેઠળ સખ્ત હાર ખાધી હતી પણ તે પછી પૂનાની રાજગાદીએ માધવરાવ જેવા નવલોહિયા પણ તેજસ્વી અને શાણા પેશ્વા આવેલા અને તેમની પડખે મહાદજી સિંધિયા અને નાના ફડનવીસ જેવા બહાદુર સરદાર અને કુનેહબાજ મુત્સદ્દી નરો ઊભેલા હતા તેથી મરાઠી સત્તા અનેક મુશ્કેલીઓમાંથી ઊગરી ટટાર રહી શકી હતી, પરંતુ એ સત્તાનો દિનમાન અન્ત પામવા આવ્યો હોય એમ સન ૧૭૯૪મા મરાઠી સત્તાના સ્તંભરૂપ ગણાતા મહારથી મહાદજી સિંધિયાનુ અવસાન થયુ. એ ઘા હજુ તાજો ને દર્દભર્યો હતો એવામા માધવરાવ પેશ્વા અગાસીમાથી અકસ્માત સરી પડતા અને અકાળે સ્વર્ગલોક સિધાવતા આસપાસનું વાતાવરણ ટટાફિસાદભર્યુ અને શોકગ્રસ્ત થઈ પડ્યુ; અને રાજ્યની લગામને એકહથ્થુ પણ દઢપણે જાળવી રાખનાર નાના ફડનવીસનું સન ૧૮૦૦માં મૃત્યુ થતા રહ્યું સહ્યું તેજ પણ ઓલાય થવા માંડ્યું—જાણે કે મહારાજા શિવાજી સ્થાપિત મરાઠી સત્તાનો અંતકાળ નજદીક આવી પહોચ્યો ન હોય!

એ નાશના બીજ તો પાણીપતના યુદ્ધમાં તેમની હાર થઈ ત્યારથી નંખાયાં હતાં. એ સમયે મરાઠી બળ સર્વોપરિ ગણાતુ હતુ. દેશના રાજદરબારમાં

પગપેસારો કરનાર નવી અંગ્રેજ સત્તા તેનાથી બીતી હતી, પણ તેમનો—અંગ્રેજોનો—માર્ગ મરાઠાઓની આ હારથી મોકળો થઈ પડ્યો હતો. અંગ્રેજોનો સિતારો સન ૧૭૫૭મા કલાઇવે પ્લાસીના યુદ્ધમા વિજય મેળવી બંગાળાની દીવાની પ્રાપ્ત કરી ત્યારથી ઊંચે ચડવા માંડ્યો હતો. પશ્ચિમ ભારતમા તો તેઓ પ્રથમથી આવીને વસ્યા હતા અને તેમના લાભની કંઈક તક મળતા તેનો પૂરો ઉપયોગ કરતા હતા. એવી ઉમદા તક એમને રાઘોબા અને માધવરાવ—કાકા-ભત્રીજા વચ્ચે વિરોધ જામતા મળી હતી. માધવરાવ પેશ્વાની ગાદીએ આવ્યો ત્યારે સોળ વર્ષની વયનો હતો તેથી રાઘોબાએ રાજ્યની લગામ પોતાના હસ્તક મેળવવા પ્રયત્ન કર્યા પણ તેમાં નિષ્ફળ નીવડ્યાથી તે આખરે અંગ્રેજો પાસે મદદ માટે પહોંચ્યો અને સન ૧૭૭૫મા સૂરતનો કરાર થયો તેમા તેણે કંપની સરકારને કેટલીક લાભદાયી શરતો કરી આપી. રાઘોબાએ બંડ કર્યા પછી જે વિગ્રહ આ બે પક્ષ—પેશ્વા અને અંગ્રેજ—વચ્ચે શરૂ થયો તેનો અંત સન ૧૭૮૨ના સાલબાઈના તહનામાથી આવ્યો હતો એમા રાઘોબાને પેન્શન બાંધી આપવા અંગ્રેજોએ એક કલમ મુકાવી હતી પણ તે પછી થોડા મહિનામા તેનું અવસાન થયું હતું

એવી વિપદભરી પરિસ્થિતિ ફરીવાર બાજીરાવ બીજો—રાઘોબાનો પુત્ર—ગાદીએ આવતા ઉદ્ભવી હતી માધવરાવ પેશ્વાનું મૃત્યુ થયું ત્યારે એ જુન્નરના કિલ્લામાં કેદ પડેલો હતો, ત્યાથી એને પેશ્વાની ગાદીએ આણી બેસાડવામા આવ્યો એના પર અને એના કુટુંબ પર જેઓએ ત્રાસ વર્તાવેલો તેમને શિક્ષા કરવા એ સદા ઉત્સુક રહેતો એ પુરુષાર્થ વિનાનો અને નબળા મનનો હતો; અને એની આસપાસના સલાહકારો અને સાથીઓમા એવા કોઈ ડાહ્યા કે દૂરદેશીવાળા પુરુષો નહોતા જેઓ તેને યોગ્ય માર્ગે દોરે

નાના ફડનવીસના મૃત્યુ પછી સ્થિતિ વિષમ થઈ પડી પાછલા વેર લેવાવા માંડ્યા. સિંધિયા અને હોલ્કર વચ્ચે લડાઈ સળગી, તેમા સિંધિયા પરાભવ પામ્યો એટલે બાજીરાવ ભયનો માર્યો નાસીને સિંહગઢ જઈ બેઠો અને અંગ્રેજોનું તેણે શરણ માગ્યું. તેના પરિણામે સન ૧૮૦૨માં વસાઈનું તહનામું થયું. એ દિવસે પૂનાની પેશ્વાઈને રાજક્ષય લાગ્યો એમ આપણે કહી શકીએ

વેપાર અર્થે અંગ્રેજો હિંદમાં આવ્યા હતા અને તેમની પહેલી કોઠી સુરતમાં નખાઈ હતી. શરૂઆતમાં એમની મુખ્ય મકસદ તેમના જાનમાલની સલામતી તેનું રક્ષણ અને તેમના માલ પર રાજ્ય તરફથી લેવાતી જકાતમાં છૂટછાટ અને રાહત મેળવવા પૂરતી હતી. કોઈ ને કોઈ રીતે મોગલ શહેનશાહોને રીઝવીને એ લોકોએ કેટલીક સગવડ પ્રાપ્ત કરી હતી, પરંતુ ઔરંગઝેબના અવસાન બાદ મોગલ સામ્રાજ્યની પડતી થઈ. તેનો લાભ લઈને મુગલ સામ્રાજ્યના જુદા જુદા પ્રાંતોના સૂબાઓ સ્વતંત્ર થઈ બેઠા તેમાં સૂરતનો હાકિમ તેગબેગખાન પણ હતો. તેણે પોતાને નવાબ જાહેર કર્યો. તે જેમ સાહસિક અને પરાક્રમી તેમ જુલ્મી અને લોભી હતો. તેના મૃત્યુ બાદ તેનો ભાઈ સફદરખાન ગાદીએ આવતા ઝઘડા શરૂ થયા. પ્રથમ તેગબેગખાનનો જમાઈ મુઈનુદ્દીન ઉર્ફે મિયા અચ્ચન તેમાં ફાવ્યો, પણ સફદરખાનને અને તેના પુત્રને ડચ અને મરાઠાની મદદ મળતા તેમણે સૂરતનો કબજો પાછો મેળવ્યો. પરિણામે મિયા અચ્ચન ભાગીને મુંબઈ અંગ્રેજના રક્ષણ નીચે જઈ રહ્યો. દરમિયાન શહેરની સ્થિતિ બગડતી ચાલી, તેથી કંપનીના વેપારને નુકસાન થવા માંડ્યું અને તે અટકાવવા સન ૧૭૫૯માં તેમણે સૂરત પર ઘેરો ઘાલી તેનો કબજો લીધો. પછી નવાબ સાથે જે કરાર કરવામાં આવ્યો તેમાં એવું નક્કી થયું કે સૂરતના કિલ્લાનો અને નૌકાનો કબજો અને વહીવટ અંગ્રેજ હસ્તક રહે તેમ જ દિલ્હીની સરકાર તરફથી મળતી નાણાંની મદદ પણ તેઓ લે. નવાબની સત્તા ફક્ત સૂરત શહેર પર રહે.

સન ૧૭૬૩માં મિયા અચ્ચન ઉર્ફે મુઈનુદ્દીન ગુજરી જતાં ફરી પાછી ગાદી માટે તકરારો શરૂ થઈ.

સન ૧૭૫૯ થી સન ૧૭૯૯ સુધીમાં ચાર નવાબો [illegible] છેલ્લા નવાબ નાસિરુદ્દીને કંપની સરકારને મનમાનતી શરતો કરી આપી ત્યારે જ તેનો હક સ્વીકારવામાં આવ્યો હતો.

કંપનીના હાકેમોની દાનત નવાબ પાસેથી વધુ પૈસા પડાવવાની હતી એટલે તેઓ તે માટે સુરતના અધિકારીને [illegible] જણાવતા. એક પત્રનો ઉત્તર આપતાં તે અધિકારી [illegible]

“મેં આજ નવાબના [illegible] પાસેથી એક લાખ [illegible] રૂપીઆ કઢાવવાની મહેનત [illegible] નથી [illegible]

થઈ છે કે તેની પાસે પુંજી નથી—હોય તો તે આપ્યા વગર રહે નહી. હું જીવને સટ્ટે ખાતરીથી કહું છું કે એક લાખ રૂપીઆ કરતાં વધારે મળનાર નથી—પછી જો લશ્કર લાવી જોરજુલમથી લો તો મુખ્ત્યાર છો.'

× × ×

"રૈયત હમણા એટલી તો ગરીબ થઈ ગઈ છે કે નવાબ જો કંપનીને વધારે આપવુ કબૂલ કરે તો તેમા રૈયત છેક જ નિચોવાઈ જાય"*

સદરહુ પત્રનો જવાબ કેવો જોહુકમીભર્યો અને અન્યાયી હતો તે નીચેના લખાણ પરથી જણાશે.

"'નવાબને ગાદી ઉપરથી ઉઠાડી મુકવો અને હાકમી તથા વસુલાતનો તમામ કારભાર અંગ્રેજે કરવો.' એ હુકમના સાથે કેટલાક કારણો આ બતાવ્યા હતા કે '૧૭૫૦મા નવાબની ગાદી વંશપરંપરા કાયમ રહે એવા મુઈનુદ્દીન સાથે કરાર થયા છે. તે કરાર તો ફક્ત મુઈનુદ્દીનને જ વાસ્તે હતા. તેના વારસોને વાસ્તે નહી. જ્યારે અંગ્રેજો કોઈ ચોક્કસ કોલકરારથી બંધાયેલા નથી ત્યારે નવાબની ગાદી કહાડી નાખવાને અંગ્રેજ સરકાર મુખત્યાર છે' 'શહેરને બહારનાં દુશ્મનોથી બચાવવામા નવાબ પાસે સાધન નથી.' 'હાલમાં દગા થાય છે, જુલમથી લોકોના નાણા લેવામા આવે છે વસુલાતના કામમા ઘણુ અંધેર ચાલે છે. ઇન્સાફના કામમા લાચરુસ્વત તરફદારી થાય છે અને ફોજદારી પોલિસનુ પણ ઠેકાણું નથી. તેથી રૈયતની ખરાબી થાય છે, અને એ ખરાબીનો અટકાવ તથા રૈયતની સુખાકારી, શહેરનુ ઇન્સાફખાતુ અને લશ્કરી ખાતુ અંગ્રેજ સરકારને હાથ આવેથી જ થશે માટે નવાબ પાસેથી હાકમી છીનવી લેવાને અંગ્રેજ સરકારનો હક તથા તેની ફરજ છે.' 'સુરતનો નવાબ કોઈ ખુદ રાજા નથી, પણ મોગલ સરકારની વતીનો છે હાલ કંપનીના અમલદારોએ આ તરફ મોગલનું સઘળુ રાજ પોતાને સ્વાધીન કરી લીધુ છે, ને તે મોગલ સરકારની માફક રાજ ચલાવે છે, તેથી તેઓનો પણ સુરતની હાકમી પર મોગલ સરકાર જેટલો જ હક છે."+

છેવટે એ તકરારનો એવો અંત કાઢવામા આવ્યો હતો કે,

"નવાબ શહેરની તમામ હાકમી કંપનીને આપી દે અને કંપની

* સુરતની મુખતેસર હકીકત—કવિ નર્મદાશંકર, પૃ. ૨૭.
+ સુરતની મુખતેસર હકીકત—કવિ નર્મદાશંકર, પૃ. ૨૮

નવાબને તથા તેના વારસોને નામના ગાદી ઉપર બેસાડી વરસ દહાડે લાખ રૂપીયા આપ્યા કરે. વળી, કુલ વસુલાતમાંથી ખરચ બાદ કરતા અને મરાઠાઓને ચોથ આપવી પડતી તે બાદ કરતા જે બાકી રહે તેનો પાંચમો ભાગ પણ કંપની નવાબને આપે."+

આ પ્રમાણે સુરતનો વહીવટ અંગ્રેજ હસ્તક સન ૧૮૦૦મા આવ્યો. તે વખતે કંપની સરકારે જે જાહેરનામું કાઢ્યું હતુ તે નીચે પ્રમાણે હતુ :

"૧. ઈ સ. ૧૮૦૦ ને તા. ૧૩મી મેએ નવાબ મીર નસીરૂદ્દીન-ખાન અને કંપની સરકાર વચ્ચે જે કોલકરાર થયો છે તેમાં નવાબે કબુલ કર્યું છે કે તે સુરત શહેર અને તાબેના મુલકની હાકમી તથા ઉપજ હમેશને સારૂ કંપની સરકારના અખત્યારમા આપી છે ને તમામ વસુલાતનો, દીવાની ફોજદારીનો અને લશ્કરનો કુલ કારભાર હવેથી તે ચલાવશે ૨. માટે, શહેરના અને શહેર તાબાનાં પ્રગણાંના સઘળાં લોકોને ખબર આપવામા આવે છે કે તા ૧૫ મે ઈ. સ ૧૮૦૦ ના ૨૨ મી માહે જિલહેજ અને હિજરી ૧૨૧૪ને વાર બૃહસ્પત એ દિવસથી શહેર અને શહેર તાબાના પ્રગણાઓમાં ફક્ત એકલી કંપની સરકારનુ જ રાજ ચાલશે. ૩. એડવર્ડ ગ્યાલી ઇસ્ટવાયરને પરગણાની મુલાકાત તથા મોગલાઈનો કલેકટર નીમવામા આવ્યો છે અને એલેકઝાન્ડર રામસેને શહેરનો જડજ અને માજીસ્ટ્રેટ નીમવામા આવ્યો છે. એ બે ખાતામાં જે જે માણસો છે તેઓએ નવો હુકમ થતા સુધી ઉપર લખેલા ઉપરીઓના હુકમ તળે કામ કર્યા કરવુ, સુરતનો તમામ કારભાર લઈ લેવાની કંપની સરકારની મતલબ આટલી જ છે કે, જાનમાલની સારી સંભાળ રહે અને રૈયતને અદલ ઇન્સાફ મળે"*

ભરૂચ બંદરનો કબજો નિઝામ-ઉલ-મુલ્કે કર્યો હતો અને તેના પ્રતિનિધિ તરીકે સન ૧૭૩૬ મા એક આલમખાન નવાબ નિમાયો હતો. તેનો પ્રપૌત્ર મઝદખાન સન ૧૭૬૮ માં તેની ગાદીએ આવ્યો હતો. અંગ્રેજોએ સન ૧૭૫૯ મા સુરત કબજે કર્યું ત્યારથી સુરતના નવાબનું

+ સુરતની મુખતેસર હકીકત—કવિ નર્મદાશંકર, પૃ. ૨૮-૨૯.

* સુરતની મુખતેસર હકીકત—કવિ નર્મદાશંકર, પૃ. ૨૯.

કેટલુંક લેણું ભરૂચ બંદર પર નીકળતું હતું તે લેવા અને અંગ્રેજી માલ પર ભરૂચના નવાબે કેટલીક જકાત વધારે લીધી હતી તે પાછી મેળવવા તેના પર દબાણ કરવા માંડ્યું, પણ નવાબે તેને ગણકાર્યું નહિ. વાટાઘાટના સર્વ પ્રયત્નો નિરર્થક નીવડ્યા ત્યારે આખરે ભરૂચમાં અંગ્રેજોએ લશ્કર લઈ જઈને બંદર હસ્તગત કર્યું નવાબ ભરૂચ છોડીને નાસી ગયો પાછળથી તેના કુટુંબને પેન્શન બાંધી આપવામાં આવ્યું હતું. સન ૧૭૮૨માં સાલબાઈનું તહનામું થયું તે વખતે સિંધિયાએ અંગ્રેજોને ઋગાનની લડાઈના સહાય આપી હતી. તેના ઉપકારની લાગણીમાં ભરૂચ શહેર અંગ્રેજોએ સિંધિયાને સોંપ્યું પણ સન ૧૮૦૩માં તે પાછું તેની પાસેથી લડાઈ કરીને લઈ લેવામાં આવ્યું. સન ૧૮૦૨ માં વસાઈના તહનામાથી બાજીરાવ પેશ્વાએ અંગ્રેજોને ઓલપાડ, જંબુસર, આમોદ, દહેજબારા તથા અંકલેશ્વર આપ્યા જ હતા અને ભરૂચ તેના સાથમાં આવતાં અંગ્રેજો આખા જિલ્લાના માલિક થયા.

વડોદરાના ગાયકવાડની સ્થિતિ ઉપર જણાવેલા આ સઘળા રાજ્યકર્તાઓની પેઠે આ અરસામાં દુર્દશાભરી અને દયાપાત્ર થયેલી હતી અને તેનું કારણ પૂનાની પેશ્વા સરકારનો સરજોરી હતી. ગાયકવાડ પેશ્વા સરકારના માંડલિક હતા. તેથી ગાયકવાડની ગાદીએ નવા રાજાની નિમણૂક થતી વખતે તેને સંમતિ આપવા બદલ પેશ્વા ગાયકવાડ પાસેથી વારંવાર પુષ્કળ નાણું પડાવતા. સન ૧૭૬૮ માં દામાજીરાવનું મૃત્યુ થતાં તે ગાદી માટે તેના પુત્રોમાં તકરાર ચાલી, ગોવિંદરાવ બીજી રાણીનો, પણ જ્યેષ્ઠ પુત્ર, તે પ્રસંગે પૂનામાં કેદ પડેલો હતો તેણે એ તકનો લાભ લઈ, પેશ્વાને ભરપૂર નજરાણું અને ખંડણી આપવાનું કબૂલ કરી પોતાને ગાદીવારસ જાહેર કરાવ્યો, પણ અહીં વડોદરામાં ફત્તેહસિંહરાવ બહાદુર અને હોશિયાર હતો. તેણે વડોદરાનો કબજો હાથમાં લઈ, પહેલી રાણીના પુત્ર સયાજીરાવને રાજગાદીના હકદાર ઠરાવવા અને પોતાને તેના મુતાલિક નીમવા ભારે જહેમત ઉઠાવી ગોવિંદરાવથી વધુ ઉદાર શરતો કરી પોતાના દાવમાં તે ફતેહમંદ નીવડ્યો તેથી ગોવિંદરાવ જે કાચા કાનનો અને નબળા મનનો હતો તેને સન ૧૭૯૩ સુધી રખડવું પડ્યું પણ તે વર્ષમાં માનાજીરાવનું મરણ થતાં પેશ્વાએ ગોવિંદરાવને વડોદરાની ગાદીએ ફરીવાર બેસાડ્યો અને પોતાના લાભમાં નીચે પ્રમાણે કરાર કરાવી લીધો :—

"૧. માનાજીને ઠરેલા રૂપીયામાંના વીસ લાખ રૂપીઆ બાકી

હતા તે તેમણે આપ્યા.

૨ તદ્દન નિર્જીવ રકમનું નજરાણું આપનારા ફત્તેસિંહરાવથી ઊલટું ગોવિંદરાવે કોઈપણ ગાયકવાડે કદીપણ નહિ આપેલું એવું મોટું નજરાણું કબુલ્યું, ટૂંકમાં તેમણે ૫૬,૩૮,૦૦૦ રૂપિયાનું નજરાણું કીધું.

૩ છેલ્લા ત્રણ વર્ષ થયા ગણી તેમજ લશ્કરી મદદની છૂટને બદલે નિશ્ચિત કરેલી રકમ ગાયકવાડોએ આપી નહોતી. આ રકમ પ્રતિવર્ષ ૧૪,૫૪,૦૦૦ની આવતી. તેના ત્રણ વર્ષના ૪૩,૬૨,૦૦૦ નીકળતા હતા તેના બદલામાં વડોદરાના રાજ્યમહેલમાંથી જે કોઈપણ જવેરાત, રોકડ, કે કપડાં તેમને મળે તે પેશ્વાને આપી દેવાનો, ફત્તેસિંહરાવને આપવામાં આવેલું સાવલી ગામ પૂના દરબારને પાછું આપવાનો, પેશ્વાને ત્રણ હાથીઓ, પાંચ ઘોડા અને એક લાખનું જવેરાત આપવાનો, તથા સર્વથી મહત્ત્વનો ધ્યાન રાખવા જેવો—મહી નદીની દક્ષિણનો ગાયકવાડનો સઘળો મુલક અને સુરત શહેરની ઉપજમાંનો તેમનો ભાગ પેશ્વાને આપી દેવાનો તેમને પેશ્વાએ હુકમ કીધો."+

પણ નાના ફડનવીસનાં આ ચાલમાં અંગ્રેજોએ તેને માત કર્યો કંપની સરકારે પૂના દરબારને જણાવ્યું કે "સાલબાઈના તહનામા પ્રમાણે ગાયકવાડનું રાજ્ય અખંડિત રહેવું જોઈએ અને તેથી તેના રાજ્યનો કોઈપણ ભાગ પેશ્વાથી પોતાના તાબામાં લેઈ શકાય નહિ"

આમ, પોતાના દુશ્મનને પાયમાલ કરવા આવી મળેલી સુવર્ણ તક પેશ્વાને ફરજિયાત જતી કરવી પડી

પણ બીજી રીતે ગાયકવાડનું રાજ્ય લાંબા સમયની રાજખટપટ અને કૌટુંબિક કલહને લીધે ખરાબખસ્ત થયેલું હતું. તેનું વર્ણન કરતાં 'વડોદરાના રાજ્યકર્તા'ના લેખક જણાવે છે

"ફત્તેસિંહરાવ, માનાજીરાવ, અને ગોવિંદરાવ ઘણાં વર્ષો સુધી કટ્ટા શત્રુ પેશ્વાના હાથમાં રમકડાં જેવા થઈ પડ્યા હતા. પરંતુ તેમના પછી તો આ અયોગ્ય સ્વભાવના, કુટુંબના મનુષ્યોમાં અતિશય વૃદ્ધિ થઈ ગઈ અને પિતા સાથે પુત્ર, ભાઈ સાથે ભાઈ, અને પિત્રાઈ લડવા લાગ્યા, અને પત્નીઓ અથવા માતાઓ, પોતપોતાના સ્વામીઓના અથવા તો પુત્રોના સ્વાર્થ આગળ, ન્યાય અથવા તો કુટુંબના સામાન્ય લાભોના વિચારોને દૂર કરીને, આ પરસ્પરના કુટુંબ કલહમાં ભાગ લેવા લાગી

+ 'વડોદરાના રાજ્યકર્તા', પૃ. ૮૩.

+ " " પૃ. ૬૬-૬૭.

તથા તેને પોષવા લાગી." +

અંધાધૂંધીના આ વિપરીત સંજોગમાં સન ૧૮૦૦ મા ગોવિંદરાવ ગાયકવાડનું મૃત્યુ થયું. ધૂંધવાઈ રહેલા દાવાનળે આ વખતે ગંભીર સ્વરૂપ પકડ્યું પણ રાજ્યને અંગ્રેજોની મદદ હતી તેથી તે બંડને દાબી દેવા ચાંપતા ઉપાય તરત લેવામા આવ્યા હતા; એથી રાજ્ય ટકી તો રહ્યું, પણ ગાયકવાડે પોતાની મહત્તા અને પ્રતિષ્ઠા ગુમાવ્યાં સન ૧૮૦૨ મા ગાયકવાડ અને અંગ્રેજ વચ્ચે જે કરાર થયો તે મંજૂર કરતા આનંદરાવ મહારાજાએ લખી જણાવ્યું કે,

"આરબોમા મ્હારી સ્વતંત્રતા તેમજ જીંદગી લઈ લેવાની ઇચ્છાવાળા અનેક દુષ્ટબુદ્ધિ જીવો હોવાથી મ્હારી સમગ્ર પ્રજાને હુ આથી જણાવું છુ કે આવી સ્થિતિમાં હું જે હુકમો કરું તે ઉપર કોઇએ પણ ધ્યાન આપવુ નહિ, પરંતુ જે શાસનો મેજર વોકર તરફથી નિકળે તેને જ માન્ય રાખવા 'x

આ પ્રમાણે એ સંધિયુગના ગુજરાત પર સત્તા ભોગવતા સઘળાં રાજ્યો એક પછી એક અંગ્રેજના હાથમા આવી પડ્યાં

સન ૧૮૦૨ માં વસાઈના તહનામાથી પૂનાથી પેશ્વાઈ પર જે મરણતોલ ઘા પડ્યો તેમાથી તે ફરી બેઠવા પામી નહિ સન ૧૮૦૨ માં વડોદરા સાથે સહાયકારી કોલકરાર થયા ત્યારથી ગાયકવાડ અંગ્રેજોના પરાધીન થઈ પડ્યા. સન ૧૮૦૦મા નવાબ નાસિરુદ્દીનને પેન્શન બાંધી આપી સૂરતનુ બંદર કંપની સરકારે મેળવ્યુ હતુ અને સન ૧૮૦૩મા સિંધિયાને હરાવી ભરૂચ જીત્યું, અને સન ૧૮૧૮માં પેશ્વાઈનો અંત આવ્યો ત્યારે બાકી રહેલા અમદાવાદ-કાઠિયાવાડના ભાગ એક વા બીજી રીતે તેમને પ્રાપ્ત થયા હતા.

આમ જૂનો યુગ આથમતા અને નવો સૈકો આરંભાતા ગુજરાતનુ રાજતંત્ર ભાગ્યવશાત્ અથવા તો સંજોગોવશાત્, જૂના રાજકર્તાઓના હાથમાંથી સરી પડી દેશમાં નવો અમલ સ્થાપનાર અંગ્રેજોના કબજામાં આવ્યું

એ સંધિયુગને આપણે પ્રલયકારી વર્ણવ્યો છે તેને કાળરાત્રિનું રૂપક આપ્યું છે એ અંધકારમાંથી ઉષા પ્રકટી; એ ઘર્ષણમાથી અર્વાચીન ગુજરાતનો ઉદય થયો

x 'વડોદરાના રાજ્યકર્તા', પૃ. ૮૬

# ૩. મરાઠી રાજ્ય

મહારાષ્ટ્ર નરકેસરી શ્રી શિવાજી મહારાજના હસ્તે મરાઠી રાજ્યની સ્થાપના થઈ હતી અને ઔરંગઝેબ બાદશાહના ધર્માંધપણાને ખાળનાર એ શૂરવીર પુરુષ તે સમયે આગળ આવ્યા ન હોત તો હિંદુ પ્રજાને બહુ હાનિ પહોંચત. એ મહાપુરુષને શ્રી સમર્થ રામદાસ સ્વામીએ હિન્દુધર્મ અને સંસ્કૃતિના સંરક્ષણ અર્થે પ્રોત્સાહન આપ્યું હતું, એટલુંજ નહિ. પણ રામદાસ સ્વામીના ઉપદેશે સમસ્ત મહારાષ્ટ્રમાં નવીન ચેતન રેડ્યું હતું જે શિવાજીને એમના સ્વાતંત્ર્યયુદ્ધમાં સહાયકની નીવડ્યું હતું. હિન્દુધર્મ અને સંસ્કૃતિની એમની એ અપ્રતિમ સેવાને લઈને હિન્દુ પ્રજા આજે પણ શ્રી શિવાજી મહારાજને એકલા વીર પુરુષ તરીકે જ નહિ પણ એક દૈવી પુરુષ તરીકે પૂજ્યભાવથી જુએ છે

ગુજરાત અને મહારાષ્ટ્ર એ બે પડોશના પ્રાંતો છે. તેમનો સંબંધ સગી બહેનો જેવો છે અને છેક પ્રાચીન સમયથી તે સંબંધ ચાલુ છે; તેમ છતાં પેશ્વાઈ અને ગાયકવાડી શબ્દો સાંભળતા આપણને સુગ આવે છે તે શા કારણે એ આપણે તપાસવું જોઈએ. એ તપાસમાંથી ગુજરાતમાંથી મરાઠી રાજ્ય થોડાક સમયમાં કેમ નાશ પામ્યું એ વૃત્તાંત પણ જાણવામાં આવશે

શિવાજી મહારાજના સમયથી મરાઠાઓની ચઢાઈઓ ગુજરાત પર છૂટીછવાઈ ઊતરી આવતી અને તેઓ લૂટ મેળવીને પાછા ફરતા, પણ તે પછી દિલ્હીની મધ્યસ્થ મોગલ સત્તાનો હ્રાસ થતાં મરાઠાઓનું પ્રાબલ્ય જામ્યું અને જીતેલા મુલક પર ચોથ અને સરદેશમુખીનો લાગો તેમણે લેવા માંડ્યો સન ૧૬૯૯ માં રાજારામે, સેનાપતિ ખંડેરાવ દાભાડેને બાગલાણ ચોથ વસુલ કરવાને મોકલ્યો હતો અને ત્યાંથી તે ગુજરાતમાં પ્હોંચ્યો હતો. અહીં તે વારંવાર ચઢી આવી મોગલ સૂબાઓને ત્રાસ

આપતો તેથી કંટાળીને, એમ કહેવાય છે કે, સન ૧૭૨૦ માં દિલ્હીના બાદશાહ મહેમૂદશાહે ગુજરાતમાંથી ચોથ ઉઘરાવવાનો પરવાનો શાહુ રાજાને કરી આપ્યો હતો.

ઉપર્યુક્ત ખંડેરાવ દાભાડેના હાથ નીચે દામાજી ગાયકવાડ નામનો એક શૂરો નાયક હતો. નિઝામ સામેની બાલાપુરની લડાઇમાં તેણે બહાદુરી બતાવી એથી પ્રસન્ન થઈને શાહુ રાજાએ દામાજી ગાયકવાડને સમશેરબહાદુરનો ખિતાબ બક્ષ્યો હતો.

ગુજરાતમાં ગાયકવાડી રાજ્યના મૂળ નાખનાર એ મૂળ પુરુષ હતો. એ પછી ટૂંક સમયમા દામાજીરાવનું મૃત્યુ થયું અને તેનું સ્થાન દામાજીરાવના ભત્રીજા પિલાજીરાવ ગાયકવાડે પ્રાપ્ત કર્યું હતું.

ઉપર જણાવ્યા પ્રમાણે ગુજરાતની ચોથ ઉઘરાવવાનો હક્ક સ્થાપિત થતાં શાહુ રાજાએ તેની વસૂલાતનો અધિકાર પોતાના સેનાપતિ દાભાડેને તેના સૈન્યના નિભાવ સારુ આપ્યો અને એણે તે તેના મુતાલિક પિલાજીરાવને સુપરત કર્યો. પિલાજીરાવ ગુજરાતમાંથી ખંડણી ઉઘરાવીને પેશ્વા મારફત શાહુ રાજાની તિજોરીમા મોકલી આપતો હતો.

તેમ છતા શાહુ રાજાએ તે પ્રાંતમાંથી ચોથ ઉઘરાવવાનો વધુ અધિકાર કંતાજી કદમ બાંડે નામના સરદારને પણ આપ્યો હતો, તેના પરિણામે એ બે મરાઠા સરદારો વચ્ચે વાંધો ઊઠતો અને તે બન્નેને તે સબંધનાં લડતા અટકાવવા મુગલ હાકેમ હમીદખાન, જેને બન્ને સાથે મિત્રાચારી બંધાઈ હતી તેણે વચ્ચે પડી એવો તોડ કાઢ્યો કે મહી નદીથી દક્ષિણ તરફના મુલકની ચોથ પિલાજી ગાયકવાડ લે અને ઉત્તર તરફના મુલકની ચોથ કંતાજી કદમ લે.

આ મરાઠા સરદારો ભવિષ્યમા ભયરૂપ થઈ ન પડે તેથી તેમને ઊગતા ચાંપવા બાજીરાવ પેશ્વાએ પ્રથમથી ઉપાય યોજવા માંડ્યા અને તેમની સામે પ્રતિસ્પર્ધી તરીકે ઉદાજી પવારને માળવા મોકલ્યો જ્યાંથી તે ગુજરાત-પર ઊતરી આવી ચોથ ઉઘરાવે, પણ તેનો તે પાસો જોઈએ તેવો પોબાર પડ્યો નહિ અને ગાયકવાડ વગેરે સરદારો મજબૂત થતા માલૂમ પડ્યા એટલે પેશ્વાએ ગુજરાતના મોગલ સૂબા સાથે સીધો પત્રવ્યવહાર શરૂ કરી તેને જણાવ્યું કે શાહુ રાજાની ચોથનો હક્ક તે

કબૂલે તો પોતે મરાઠા સરદારો કંતાજી, પિલાજીરાવ અને બીજા વાડાબાડુ-ઓની પીડામાંથી તેનું રક્ષણ કરે અને છોડાવે. મુગલ સૂબા સરબુલંદખાને દિલ્હી દરબારમાંથી મદદ આવી મળશે એવી આશામાં પેશ્વાની માગણીને પ્રથમ ગણકારી નહિ, પણ મરાઠા સરદારોની પજવણી અને ત્રાસ વધતાં જતાં તેણે [illegible], પેશ્વા સાથે ફરી સંદેશા ચલાવી તેને નીચે પ્રમાણે કરાર કરી આપ્યો.

"સુરત અને તેની આસપાસના કસ્બાઓ સિવાયના જમીનની મહેસુલમાંથી અને જકાતમાંથી સરદેશમુખી અથવા દશ ટકા અને સુરત સિવાયની ગુજરાતની જમીનની મહેસુલ અને જકાતમાંથી ચતુર્થાંશ અથવા ચોથ, તથા અમદાવાદ શહેરની ઉપજમાંથી પાંચ ટકા પેશ્વાને આપવાને તે કબૂલ થયો. આના બદલામાં અસંતુષ્ટ જમીનદારોને તથા દેશની શાંતિમાં ભંગ કરનારાઓને મદદ નહિ આપવાની પેશ્વાએ પ્રતિજ્ઞા લીધી. આ પાછલા વર્ગના લોકોમાં તેણે ભીલ અને કોળીઓના મિત્ર વડોદરા તથા ડભોઈનો કબજો મેળવવાના પ્રયત્નોમાં સફળ થયેલા પિલાજીરાવના, તથા ચાંપાનેર સર કરવામાં ફાવી ગયેલા કંતાજીરાવના નામો પણ મુક્યા."*

પરંતુ દિલ્હી દરબારે ગુજરાતના સૂબાનો સદરહુ કરાર મંજૂર રાખ્યો નહિ અને સરબુલંદખાનને બદલી કાઢી તેની જગાએ નામચીન અભયસિંહ રાઠોડની નિમણૂક કરી.

શાહુના એશઆરામી સ્વભાવનો લાભ લઈ પેશ્વા બાળાજી વિશ્વનાથ અને તેના પુત્રો પોતાની સત્તા મજબૂત કરતા ગયા અને શાહુ અપુત્ર મરણ પામતા તેઓ સર્વોપરિ થઈ પડ્યા. મુગલ સૂબા સાથે શાહુના નામે સીધા સંદેશા ચલાવવાનો આશય, ઉપર જણાવ્યા મુજબ, પોતાની સત્તા જમાવવાનો જ હતો; અને તેમના આ પગલાથી મરાઠા સરદારો વહેમાયા અને તેમને ભય પેઠો કે શાહુ મહારાજનું રાજ્ય અને તેના અધિકાર પેશ્વા કબજે કરી લેવાને ઇચ્છે છે. તેથી ત્ર્યંબકરાવ દાભાડેની ઉશ્કેરણીથી પિલાજીરાવ ગાયકવાડ, શિવાજી પવાર, કંતાજી બાંડે વગેરે સરદારો એકત્ર થઈ ગયા. નિઝામુલમુલ્કને ખબર પડી કે પેશ્વા સાથે મરાઠા સરદારોને ટંટો થયો છે ત્યારે તેણે ત્ર્યંબકરાવને મદદ કરવાનું કહાવ્યું.

પેશ્વા આ સમયે ગુજરાતમાં મુગલ સૂબાની વહારે આવ્યો હતો,

* 'વડોદરાના રાજ્યકર્તા,' પૃ. ૨૯.

પણ ઉપરની હકીકત તેના કાને પહોચતાં તેણે દક્ષિણ તરફ પાછી કૂચ કરવા માંડી, પણ વચમા મરાઠા સરદારોના સૈન્ય સાથે તેનો ભેટો થઈ જતા બન્ને વચ્ચે બીલપુર પાસ યુદ્ધ થયુ, તેમા પેશ્વાના સૈન્યનો વિજય થયો. ત્ર્યબકરાવ દાભાડે અને પિલાજીરાવનો મોટો પુત્ર એ લડાઈમાં મૃત્યુ પામ્યા અને પિલાજીરાવ પણ ઘવાયેલી સ્થિતિમા મહા મુસીબતે તેના બે પુત્રો દામોજીરાવ અને ખડેરાવ સાથે સોનગઢ જઈ પહોચ્યો. માત્ર નિઝામુલમુલ્ક તાપી નદી ઊતરતા પેશ્વાના લશ્કરની પાછળની ટુકડીનો કેટલોક સરજામ લૂટવામા આવ્યો હતો.

મરાઠા સરદારોનુ સૈન્ય આ પ્રમાણે છિન્નભિન્ન થઈ જતા પેશ્વાએ સખત રાજનીતિ અખત્યાર કરી હોત તો તે તેમને તે વખતે છૂદી નાખી શકત, પણ તે સમય વિચારી ગયો જાણે કાઈ બન્યુ જ ન હોય તેમ તેણે મરાઠા સરદારો પ્રતિ પૂર્વવત્ વર્તન ચલાવ્યુ, અને નિઝામ સાથે જે સધિ કરી તેમા ગુજરાત પરનો નિઝામનો હક્ક પણ કબૂલ રાખ્યો. ત્ર્યબકરાવ દાભાડે લડાઈમા મરાયો હતો તેની જગ્યાએ તેના સગીર પુત્ર યશવંતરાવને સ્થાપ્યો, એટલુંજ નહિ, પણ ખડેરાવ દાભાડે પોતાના ગામમાં (તલેગાંવ) દર વર્ષે બ્રાહ્મણોને જમાડતો તથા દક્ષિણા આપતો તે પ્રમાણે પૂનામા દક્ષિણા આપવાનુ શરૂ કરાવી પેશ્વાએ દાભાડેના કુટુબનું મન મનાવ્યુ, તેમ પિલાજીરાવ ગાયકવાડને સેનાપતિનો મુતાલિક નીમ્યો. તે ઉપરાંત 'સેનાખાસખેલ'નો ખિતાબ બક્ષ્યો અને અંતમા એવો ઠરાવ કરવામાં આવ્યો કે 'ગુજરાતની ચોથ તથા સરદેશમુખીના એકદર ઉત્પન્નમાંથી અર્ધો ભાગ ગાયકવાડે લેવો અને અર્ધો પેશ્વાની મારફતે શાહુ છત્રપતિ મહારાજાને ભરવો'

તે પછી પિલાજીરાવ ગાયકવાડનુ સન ૧૭૩૨ મા અભેસિંહ રાઠોડના માણસોના હાથે ડાકોરમા ખૂન થયુ. એ ખબર સાભળીતા તેનો પુત્ર દામાજી સૂરતથી દોડી આવ્યો, અને ઉમાબાઈ દાભાડે પણ લશ્કર સહિત તેની કુમકે આવી પહોંચી એ દોડાદોડીમા સન ૧૭૩૪મા તેમણે શેરખાન બાબાની ગેરહાજરીમા વડોદરા કબજે કરી લીધુ, ત્યારથી એ શહેર ગાયકવાડની રાજધાની થયુ છે.

પરતુ ગુજરાતમા હજુ એકહથ્થુ અને કેન્દ્રિત સત્તા જામી નહોતી. ઉમાબાઈ દાભાડે કામકાજ પરત્વે દામાજીરાવને વારંવાર દક્ષિણમાં

બોલાવતી અને તેની ગેરહાજરીમાં તે પોતાનો પ્રતિનિધિ નીમીને જતો. તેને મુસલમાનો સાથે તેમ કંતાજી કદમ સાથે વખતોવખત ચોથ અને સરહદની બાબતમાં તકરાર ઊઠતી, તેથી દામાજીને પાછું ફરવું પડતું. આ પ્રકારની નાનીમોટી મુશ્કેલીઓ છતાં ગુજરાતમાં તેની સત્તા અને કાબૂ વધારવામાં દામાજી ફાવતો જતો હતો, [illegible] હતો

આ સંજોગોમાં શાહુનું અવસાન થયું. પેશ્વા, પૂર્વે જણાવ્યા પ્રમાણે, જોરાવર થઈ પડ્યો હતો. મરાઠા સરદારોએ છત્રપતિના ગાદીવારસ સારુ પાછી પેશ્વા વિરુદ્ધ ખટપટ ચાલુ કરી હતી. દામાજી પોતાના વિરોધી પક્ષનો છે તે પેશ્વા સારી રીતે જાણતો હતો, તેથી ગુજરાતમાં બખેડા ઊભા કરી તેને દૂર રાખવા પેશ્વાએ પ્રયત્ન કર્યો, છતાં દામાજી તે બધી અડચણોને વટાવી રાજારામની વિધવા તારાબાઈની વિનંતિ ઉપરથી ફોજ લઈ આગળ ધસ્યો અને રસ્તામાં પેશ્વાના સૈન્યને હરાવી તારાબાઈને સાતારા જઈ મળ્યો. એ વખતે પેશ્વા પૂનામાં નહોતો. પણ ફરી યુદ્ધ થતાં દામાજીરાવ સકંજામાં આવી પડ્યો, અને ગુજરાતમાંથી નવી ફોજ આવતી રાખી હતી તે આવી પહોંચી નહિ. તેથી દામાજીએ સુલેહનું કહેણ કહાવ્યું. પેશ્વાએ તે સ્વીકારવાનો ડોળ કરી દગાથી દામાજીરાવને કેદ પકડ્યો અને તેની પાસેથી ગુજરાતની ચડી ગયેલી ચોથ માગી તેમ ગુજરાતનો કેટલોક મુલક આપી દેવાનું કહ્યું, પણ પોતે સેનાપતિનો મુતાલિક હોવાનું જણાવી તે સ્વીકારવા દામાજીએ અશક્તિ બતાવી

પેશ્વાએ ગુજરાતમાં તેનાં સગાસંબંધીઓને કેદ કર્યાં એટલું જ નહિ, પણ ગુજરાતનો કબજો લેવા રઘુનાથરાવને મોકલ્યો, પણ તે ફતેહમંદ થયો નહિ, ઊલટું મોગલ હાકેમ જવાંમર્દખાને એ ગરબડનો લાભ મેળવી કાઠિયાવાડમાં પોતાની સત્તા વધારી દીધી. પોતાના પાસા અવળા પડેલા જોઈ પેશ્વાએ દામાજીરાવ સાથે ફરી સુલેહના સંદેશા શરૂ કર્યા. દામાજીરાવે પણ પરિસ્થિતિ સમજી લઈને પેશ્વાએ જે માગણીઓ કરી તે કચવાતે મને કબૂલી લીધી. તે વિના તેના છુટકારાનો અન્ય કોઈ માર્ગ નહોતો. છેવટે તેમની વચ્ચે જે કરાર થયા તેની શરતો નીચે મુજબ હતી+

૧ અગાઉની ચડી ગયેલી ખંડણીને પેટે તેમણે [illegible] લાખ રૂપિયા કબૂલ્યા; અને છૂટા પડ્યા પછી બીજે વર્ષે તેમણે ૭,૯૦,૦૦૦ રૂપિયા

+ 'વડોદરાના રાજ્યકર્તા,' પૃ. ૪૦-૪૧.

ભર્યા હતા |.

૨. પેશ્વાને જરૂર પડે ત્યારે મદદ આપવાનું તથા તે માટે ૧૦૦૦૦ ઘોડેસવારો રાખવાનું તેણે કબૂલ્યું.

૩ પ્રતિ વર્ષ ૫,૨૫,૦૦૦ રૂપિયા ખંડણી પ્રમાણે આપવાને બંધાયા.

૪ દામાજીના કુટુંબીઓને નિભાવ ખર્ચ આપવાને કબૂલ્યું. રાજકીય રીતિએ કહીએ તો પેશ્વાએ આવી રીતે આ ખર્ચ રાજ્યને માથેથી દૂર કીધો.

૫. પોતાના રાજ્યનો અર્ધ ભાગ આપવાને કબૂલ્યો

૬. તેમજ ભવિષ્યમાં જર કે જમીન, જે કાંઈપણ તેઓ પ્રાપ્ત કરે તેમાંથી પણ અર્ધ ભાગ તેવી જ રીતે પેશ્વાદ્વારા રાજાને આપવાને તેઓ બંધાયા.

૭ આ સર્વ કરારોના બદલામાં પેશ્વાએ તેને અમદાવાદ જીતવાના તથા મોગલ સત્તાનો ઉચ્છેદ કરવાના તેના કાર્યમાં સહાયતા આપવાની કબૂલાત આપી.

ગાયકવાડ અને પેશ્વા એકત્ર થતાં ગુજરાતમાં મુસલમાની સત્તા પડી ભાંગી અને ૧૭૫૩માં દામાજીરાવ ગાયકવાડે અને રઘુનાથરાવ પેશ્વાએ એકસાથે ઘેરો ઘાલીને અમદાવાદ લીધું અને તેનો સંયુક્ત કારભાર શરૂ થયો. એ રીતે તેઓએ ગુજરાત–કાઠિયાવાડમાં જબરો પગપેસારો કરી મરાઠી સત્તાનો પ્રભાવ પાડ્યો.

પણ ૧૭૬૧માં પાણીપતનું મહાન યુદ્ધ થયું તેમાં મરાઠાઓને સખ્ત ફટકો પડ્યો. દામાજીરાવ એ લડાઈમાં હાજર હતો, અને થોડા સરદારો જે બચવા પામ્યા હતા તેમાં એ હતો. રણક્ષેત્રમાંથી પાછા આવી દામાજીરાવે બાબી સરદારની જાગીર પાછી લઈ લીધી તેમ પેશ્વાના મુખત્યાર સામે થઈ સોરઠમાં પોતાની સત્તા સબળ કરી.

એ વખતે પેશ્વા પોતાના ઘરના દુઃખમાં પડ્યો હતો. બાજીરાવનું મૃત્યુ થયું હતું; તેનો પુત્ર માધવરાવ ગાદીએ આવ્યો હતો નિઝામ તેને સતાવતો હતો. વળી માધવરાવ પેશ્વા સગીર હોઈને તેનો કાકો રઘુનાથરાવ રાજવહીવટ કબજે કરવા ઉત્સુક બન્યો હતો. દામાજીરાવે પૂર્વે પેશ્વાના હાથે ખમ્યું હતું એટલે તે આ સમયે રઘુનાથરાવના

પક્ષમાં જોડાયો હતો.

સન ૧૭૬૩ માં નિઝામ સાથે યુદ્ધ થયું તેમાં પેશ્વા તરફથી રઘુનાથરાવ સાથે દામાજીરાવ ગાયકવાડ પણ મોખરે હતો અને તેમાં તેણે બહુ પરાક્રમ દાખવ્યું તે બદલ પેશ્વાએ સતારાના મહારાજાના હસ્તે દામાજીરાવને 'સેનાખાસખેલ'નો ખિતાબ અર્પ્યો હતો.

ત્યાર બાદ કાકા–ભત્રીજા વચ્ચે તૂટ પડતાં તેઓ સામસામા થઈ ગયા તેમાં રઘુનાથરાવના પક્ષમાં દામાજીરાવ જોડાયા અને તેના સહાયકર્તા થઈ પડયા.

એથી માધવરાવ પેશ્વાએ નારાજ થઈને પૂર્વે ગુજરાતની વહેંચણી ગાયકવાડ અને પેશ્વા વચ્ચે થઈ હતી તે બરોબર થઈ નહોતી એવો વાંધો ઉઠાવી ગાયકવાડ પાસેના છ મહાલો પોતાને મળે તેવી માગણી કરી.

દરમિયાન પેશ્વા અને રઘુનાથરાવનાં સૈન્ય વચ્ચે ધારપ નજદીક લડાઈ થઈ. તેમાં રઘુનાથરાવ તેમ દામાજીરાવનો પુત્ર ગોવિંદરાવ કેદ પકડાઈ ગયા અને એ જ અરસામાં દામાજીરાવ વડોદરામાં અકસ્માતથી મરણ પામ્યા.

દામાજીરાવ ડાહ્યો અને સમજુ પુરુષ હતો એટલે તેણે ગાયકવાડ કુટુંબના ભાગલા પડવા દીધા નહોતા. જુનાગના ઇતિહાસના લેખકના શબ્દોમાં કહીએ તો અરધા સ્વતંત્ર એવા મરાઠા સરદારોમાં જુદા થઈ સ્વતંત્ર થવાનું વલણ ઘણું હતું મલ્હારરાવ અને સયાજીરાવે આવું વલણ એક કરતાં વધારે વાર બતાવ્યું હતું ઉદાહરણ તરીકે રઘોજીનો પક્ષ લેવામાં પોતપોતાનાં સ્વતંત્ર રાજ્ય સ્થાપવાની તેઓ ઇચ્છા રાખતા હતા. પણ દામાજીરાવ દીર્ઘદૃષ્ટિવાળો હતો તેથી તેણે જોયું કે વહેંચણી કરી બધા ભાઈ નોખા પડી જઈશું તો પેશ્વા આપણી સામે ફાવી જશે; તેથી કળવિકળ વાપરી તેણે પોતાના કુટુંબનું ઐક્ય જાળવી રાખ્યું અને પોતાના ભાઈઓને સમજાવી દીધા કે પેશ્વા જેવા આપણા દુશ્મનની સામે થવા એકતા ખાસ જરૂરની છે.

આ વીર નર પડતાં પેશ્વાનું જોર ચઢી વાગ્યું. ગાદીઆદી માટે દામાજીરાવના પુત્રોમાં તકરાર પેઠી તેનો પેશ્વાએ પૂરેપૂરો ઉપયોગ કર્યો. દામાજીરાવના મૃત્યુસમયે ગોવિંદરાવ પુનામાં હાજર હતો તેણે પ્રથમ

રાણીના પુત્ર તરીકે રાજગાદી મળવા સારુ પોતાનો હક્ક રજૂ કર્યો. પેશ્વાએ ગોવિંદરાવ પાસે મનમાનતી શરતો કબૂલ કરાવી લઈ તેની માગણી મંજૂર રાખી

ગુજરાતમા ગાયકવાડની સત્તા મજબૂત ન થાય તે સારુ પેશ્વા સતત પ્રયત્ન કરતા હતા. ગોવિંદરાવ પાસે આકરી શરતો કરાવી લેવામા, એને નબળો પાડી દેવો એ જ તેનો આશય માલૂમ પડે છે. એ કરારની મુખ્ય શરતો મુજબ તેના ઉદ્ધતપણા માટે પેશ્વાએ તેને (ગાયકવાડને) રૂ. ૨૩,૨૫,૦૦૦નો દંડ કીધો છેલ્લાં ત્રણ વર્ષની ચડી રહેલી ખંડણીનો આંકડો રૂ ૧૫,૭૫,૦૦૦નો નક્કી કીધો; તેની પાસેથી લઈ લીધેલા ૭ મહાલો પાછા આપ્યા પરંતુ તેની એકંદર વાર્ષિક ઊપજ પ્રમાણે ગાયકવાડની ખંડણી રૂ ૫,૨૫,૦૦૦ ઉપરથી વધારીને પેશ્વાએ રૂ ૭,૭૯,૦૦૦ની નક્કી કીધી, ૧૦,૦૦૦ ને બદલે માત્ર ત્રણથી ચાર હજાર ઘોડેસ્વારો ગાયકવાડે રાખવા એવું ઠરાવ્યું; પરંતુ તેણે સ્પષ્ટપણે જણાવ્યું કે ભવિષ્યમા આ સૈનિકોની મદદ તેને બરોબર મળવી જોઈશે તથા ખંડણી પણ ચોવડી આપવી જોઈશે *

ગોવિંદરાવે ઉપર પ્રમાણે શરતો કરી આપી પણ તે વડોદરાની ગાદી મેળવવા શક્તિમાન થયો નહિ. તેનો નાનો ભાઈ ફત્તેહસિંહરાવ કાબેલ અને હોશિયાર હતો તેણે વડોદરાનો કબજો તે અગાઉ કરી લઈ બીજી રાણીના પણ જ્યેષ્ઠ પુત્ર સયાજીરાવને ગાયકવાડ તરીકે જાહેર કર્યો અને પોતે તેનો મુતાલિક થયો તેની સાથે જે વ્યવસ્થા તેણે કરી હતી તેની બહાલી મેળવવા ફતેહસિંહ પુના પહોચ્યો અને પેશ્વા સાથે નવેસર કરાર કરી પોતાનુ ધાર્યું કરી આવ્યો એ કરારમા એક કલમ એવી હતી કે ગોવિંદરાવ અમારા ઉપર હુમલો કરે તો ગુજરાતમા અમારે ફોજની જરૂર પડે માટે જે ફોજ અમારે પૂને રાખવાનું ઠર્યું છે તે ગુજરાતમાં રાખવાની રજા આપો અને પેશ્વાએ પણ દર વર્ષે સાડા ૭ લાખ રૂપિયા લેવા કબૂલ કરી તેના માગ્યા પ્રમાણે પરવાનગી આપી.

તે સમયે પેશ્વાના ઘરમાં ખટપટ જાગી હતી- માધવરાવનુ મૃત્યુ થતાં તેનો ભાઈ નારાયણરાવ ગાદીએ આવ્યો તેનુ ખૂન કરાવી રાઘોબા પેશ્વા થઈ બેઠો, પણ નાના ફડનવીસ અને સખારામ બાપુએ સામો પક્ષ ઊભો

* 'વડોદરાના રાજ્યકર્તા', પૃ ૪૦.

ફરી રાઘોબાને ગાદી પરથી ખસેડ્યો અને એક કાઉન્સિલ સ્થાપીને સ્વર્ગસ્થ પેશ્વાના બાલપુત્ર સવાઈ માધવરાવના નામથી સઘળો રાજકારભાર કરવા માંડ્યો તેમના અધિકાર દરમિયાન પેશ્વાઈ સત્તા પૂરા જોરમા હતી અને નવી પગભર થતી અગ્રેજ સત્તાને પણ તેની ખોટ પડતી, છતા તે પોતાની સલામતીના અગત્યના સ્થળો કબજે કરી લેવાનુ ચૂકતી નહોતી. સન ૧૭૫૯ મા સૂરત લઈ લીધુ સન ૧૭૭૨ મા ભરૂચ મેળવ્યુ તે પછી મુંબઈની નજદીકના સાલસેટ અને વસાઈના ટાપુઓ પર તેની ચોંટ બેઠી હતી. પોતાની મુશ્કેલીમા રાઘોબા અગ્રેજોની મદદ શોધતો આવ્યો ત્યારે સન ૧૭૭૫ મા સૂરતમા જે કરાર થયો તેમાં ઉપર્યુક્ત ટાપુઓ કંપની સરકારને આપી દેવાની મુખ્ય શરત દાખલ કરવામા આવી હતી.

એ પરિસ્થિતિ કેમ ઉદ્ભવી તે આપણે જોઈએ

જે થોડો સમય રાજ્યાધિકાર રાઘોબાના હાથમા રહ્યો તે દરમિયાન તેણે ગોવિંદરાવને વડોદરાનો ગાદીવારસ ઠરાવી ગુજરાતનો કબજો લેવા મોકલ્યા. જ્યારે તેની સ્થિતિ વિષમ થઈ પડી અને તેના પક્ષ લેનાર કોઈ રહ્યુ નહિ ત્યારે પોતે પણ ગુજરાતમા આવી, ગોવિંદરાવના પક્ષમા જોડાયો, પણ એ બેમાથી કોઈની પાસે પૂરતુ સૈન્ય નહોતુ, તેમ લશ્કરને પગાર ચુકવવા જોઈતું નાણુ પણ નહોતું ફતેહસિંહરાવ કુનેહવાળા હતા અને તેની મદદમાં પેશ્વા હતો. એ પરિસ્થિતિમા રાઘોબાએ જાણુ કે અગ્રેજો મદદ કરે તો જ પોતે ફાવી શકે

રાણીના પુત્ર તરીકે રાજગાદી મળવા સારુ પોતાનો હક્ક રજૂ કર્યો. પેશ્વાએ ગોવિંદરાવ પાસે મનમાનતી શરતો કબૂલ કરાવી લઈ તેની માગણી મંજૂર રાખી

ગુજરાતમાં ગાયકવાડની સત્તા મજબૂત ન થાય તે સારુ પેશ્વા સતત પ્રયત્ન કરતો હતો. ગોવિંદરાવ પાસે આકરી શરતો કરાવી લેવામાં, એને નબળો પાડી દેવો એ જ તેનો આશય માલૂમ પડે છે. એ કરારની મુખ્ય શરતો મુજબ તેના ઉદ્ધતપણા માટે પેશ્વાએ તેને (ગાયકવાડને) રૂ. ૨૩,૨૫,૦૦૦નો દંડ કીધો. છેલ્લા ત્રણ વર્ષની ચડી ગયેલી ખંડણીનો આકડો રૂ ૧૫,૭૫,૦૦૦નો નક્કી કીધો; તેની પાસેથી લઈ લીધેલા ૭ મહાલો પાછા આપ્યા પરંતુ તેની અંકાતી વાર્ષિક ઊપજ પ્રમાણે ગાયકવાડની ખંડણી રૂ. ૫,૨૫,૦૦૦ ઉપરથી વધારીને પેશ્વાએ રૂ ૭,૭૯,૦૦૦ની નક્કી કીધી, ૧૦,૦૦૦ ને બદલે માત્ર ત્રણથી ચાર હજાર ઘોડેસવારો ગાયકવાડે રાખવા એવું ઠરાવ્યું; પરંતુ તેણે સ્પષ્ટપણે જણાવ્યું કે ભવિષ્યમાં આ સૈનિકોની મદદ તેને બરોબર મળવી જોઈશે તથા ખંડણી પણ ચોવટી આપવી જોઈશે.*

ગોવિંદરાવે ઉપર પ્રમાણે શરતો કરી આપી પણ તે વડોદરાની ગાદી મેળવવા શક્તિમાન થયો નહિ. તેનો નાનો ભાઈ ફત્તેહસિંહરાવ કાબેલ અને હોશિયાર હતો. તેણે વડોદરાનો કબજો તે અગાઉ કરી લઈ બીજી રાણીના પણ જ્યેષ્ઠ પુત્ર સયાજીરાવને ગાયકવાડ તરીકે જાહેર કર્યો અને પોતે તેનો મુતાલિક થયો તેની સાથે જે વ્યવસ્થા તેણે કરી હતી તેની બહાલી મેળવવા ફતેહસિંહ પુના પહોંચ્યો અને પેશ્વા સાથે નવેસર કરાર કરી પોતાનું ધાર્યું કરી આવ્યો. એ કરારમાં એક કલમ એવી હતી કે ગોવિંદરાવ અમારા ઉપર હુમલો કરે તો ગુજરાતમાં અમારે ફોજની જરૂર પડે માટે જે ફોજ અમારે પૂને રાખવાનું ઠર્યું છે તે ગુજરાતમાં રાખવાની રજા આપો અને પેશ્વાએ પણ દર વર્ષે સાડા છ લાખ રૂપિયા લેવા કબૂલ કરી તેના માગ્યા પ્રમાણે પરવાનગી આપી.

તે સમયે પેશ્વાના ઘરમાં ખટપટ જાગી હતી- માધવરાવનું મૃત્યુ થતાં તેનો ભાઈ નારાયણરાવ ગાદીએ આવ્યો. તેનું ખૂન કરાવી રાઘોબા પેશ્વા થઈ બેઠો. પણ નાના ફડનવીસ અને સખારામ બાપુએ સામો પક્ષ ઊભો

---

* 'વડોદરાના રાજ્યકર્તા', પૃ. ૪૦.

કરી રાઘોબાને ગાદી પરથી ખસેડ્યો અને એક કાઉન્સિલ સ્થાપીને સ્વર્ગસ્થ પેશ્વાના બાલપુત્ર સવાઈ માધવરાવના નામથી બધો રાજકારભાર કરવા માંડ્યો તેમના અધિકાર દરમિયાન પેશ્વાઈ સત્તા પૂરા જોરમા હતી અને નવી પગભર થતી અંગ્રેજ સત્તાને પણ તેની શેહ પડતી, છતા તે પોતાની સલામતીનાં અગત્યના સ્થળો કબજે કરી લેવાનુ ચૂકતા નહોતા. સન ૧૭૫૯ મા સુરત લઈ લીધુ સન ૧૭૬૨ મા ભરૂચ મેળવ્યુ તે પછી મુંબઈની નજદીકના સાલસેટ અને વસાઈના ટાપુઓ પર તેની ચોટ બેઠી હતી. પોતાની મુશ્કેલીમા રાઘોબા અંગ્રેજોની મદદ શોધતો આવ્યો ત્યારે સન ૧૭૭૫ માં સુરતમા જે કરાર થયો તેમા ઉપર્યુક્ત ટાપુઓ કંપની સરકારને આપી દેવાની મુખ્ય શરત દાખલ કરવામા આવી હતી

એ પરિસ્થિતિ કેમ ઉદ્ભવી તે આપણે જોઈએ

જે થોડો સમય રાજ્યાધિકાર રાઘોબાના હાથમા રહ્યો તે દરમિયાન તેણે ગોવિંદરાવને વડોદરાનો ગાદીવારસ ઠરાવી ગુજરાતનો કબજો લેવા મોકલ્યો. જ્યારે તેની સ્થિતિ વિષમ થઈ પડી અને તેનો પક્ષ લેનાર કોઈ રહ્યુ નહિ ત્યારે પોતે પણ ગુજરાતમા આવી, ગોવિંદરાવના પક્ષમા જોડાયો, પણ એ બેમાથી કોઈની પાસે પગાર શૈન્ય નહોતુ, તેમ લશ્કરને પગાર ચૂકવવા જોઈતું નાણુ પણ નહોતુ ફતેહસિંહરાવ ફતેહવાળો હતો અને તેની મદદમા પેશ્વા હતો એ પરિસ્થિતિમા રાઘોબાએ જોયુ કે અંગ્રેજો મદદ કરે તો જ ગાદી કાયમ રહે

પૂનામાંથી જ્યારે નાસવું પડ્યું ત્યારે ત્યાના અંગ્રેજ એલચી મોસ્ટિને મુંબઈ કાઉન્સિલને રાઘોબાને રક્ષણ આપવા ભલામણ કરી હતી તેમને, આપણે ઉપર જોયુ તેમ વસાઈ સાલસેટ વગેરે ટાપુઓ જોઈતા હતા જ્યારે રાઘોબાએ તેમની પોતે સહાયની માગણી કરી ત્યારે ઉપર્યુક્ત ટાપુઓ આપી દેવાની શરતે તેની માગણી મુંબઈ સરકારે મંજૂર રાખી હતી

પરંતુ તે સમયે અંગ્રેજોની સ્થિતિ ગૂંચવાડાભરી થઈ પડી હતી. નવો રેગ્યુલેટિંગ ઍક્ટ અમલમાં આવ્યો હતો. મુંબઈની કાઉન્સિલે વડી સરકારની અનુમતિ મેળવ્યા વિના રાઘોબા સાથે સુરતનુ કરારનામુ કરી પેશ્વા તરીકે તેનો હક્ક સ્વીકાર્યો હતો પેશ્વાની સત્તા પૂર જોરમા હતી; મદ્રાસમા વળી હૈદર સાથે તેમનો વિગ્રહ ચાલતો હતો, કે ચોની બીક ચાલુ હતી. એ સંજોગોમા પેશ્વા સરકારની ખફગી વહોરી લેવી એ કલકત્તાની

કાઉન્સિલને વાજબી જણાયું નહિ તેથી સૂરતના કોલકરાર તેમણે નામંજૂર કર્યો; અને પછી પુરંદર મુકામે પેશ્વા સાથે નવી સંધિ કરી. તેમાં રાઘોબાનો પક્ષ, સાલસેટ રાખવાની શરતે, છોડી દેવાનું તેમણે કબૂલ્યું. પણ તે વખતે મુંબઈનું સૈન્ય વિજય પામતું અને નવો મુલક કબજે કર્યે જતું હતું તેથી લોભાઈને ડાયરેક્ટરોની કોર્ટે વડી સરકારના નવા કરારને બહાલી આપી નહિ અને પૂર્વવત્ અંગ્રેજો રાઘોબાના પક્ષકાર થઈ રહ્યા; પણ એવામાં સિંધિયાના હાથે અંગ્રેજો પરાભવ પામતા, સન ૧૭૭૯ માં વડગામનો કરાર કરવાની તેમને ફરજ પડી તેની રૂઈએ સન ૧૭૭૩ પછીથી મુંબઈ સરકારે જે સઘળો મુલક જીત્યો હતો તે છોડી દેવાની તેને ફરજ પડી. છેવટ સન ૧૭૮૨ માં સાલબાઈનો સંધિ થતાં એ મરાઠી વિગ્રહનો અંત આવ્યો.

તે પહેલાં અંગ્રેજ સૈન્ય ગુજરાતમાં ઘૂમી રહ્યું હતું. તે વખતેનાના ફડનવીસનો આગ્રહ છતાં અંગ્રેજોના ભયથી અથવા તો તેમની પાસેથી મદદ મેળવવાની આશાએ ફતેહસિંહરાવે સન ૧૭૮૦ માં ડભોઈ મુકામે તહનામું કરી પોતાની સલામતી ચોક્કસ કરી લીધી એ તહનામાની શરતો નીચે મુજબ હતી

૧. ફતેહસિંહરાવે પેશ્વાને કાંઈ પણ ખંડણી આપવી નહિ. આવી રીતે તે પેશ્વાથી બિલકુલ સ્વતંત્ર થઈ ગયો

૨ અંગ્રેજોને ૩૦૦૦ ઘોડેસવારોની વા ખપ પડ્યે વધારે મદદ આપવી.

૩. ગુજરાત ઑનરેબલ કંપની સાથે વહેંચી લેવું.

૪. જે દિવસે પેશ્વાના હાથમાંથી અંગ્રેજો ડભોઈ લઈને તેમને આપે તે જ દિવસે તે બદલામાં અંગ્રેજોને સિનોર તથા સૂરત અઠ્ઠાવીસીમાંનો અમુક ભાગ આપે

ત્યાર બાદ સાલબાઈની સંધિ થઈ તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે લડાઈપૂર્વે ગાયકવાડની જે સ્થિતિ હતી તે કાયમ રાખવામાં આવે અને પૂર્વવત્ પેશ્વાને અધીન રહી જે ખંડણી તે ભરતા હતા તે આપે. ફક્ત ભરૂચ પરનો તેનો હક્ક સિંધિયાના લાભમાં છીનવી લેવામાં આવ્યો.

રાઘોબાને દર માસે રૂ. ૨૫૦૦૦ નું પેન્શન બાંધી આપી, પોતાને પસંદ પડે તે સ્થળે રહેવાની પરવાનગી આપવામાં આવી હતી પણ તે

ભોગવવાને એ ઝાઝું જીવ્યો નહોતો. પણ એનો સાવકો ગોવિંદરાવ કાંઈક નસીબદાર હતો. સન ૧૭૭૮માં ગાયકવાડ સાથે કરાર થયા તેની રૂઈએ તેને રૂપિયા બે લાખ વાર્ષિક આપવાનું ફતેસિંહરાવ ગાયકવાડે સ્વીકાર્યું હતું. તે પૂના પાસેના કોઈ એકાન્ત સ્થળે જઈ રહ્યો હતો અને સન ૧૭૯૩માં માનાજીરાવનું મૃત્યુ થતાં ગાયકવાડની ગાદીએ ફરી બેસવા તે ભાગ્યશાળી નીવડ્યો હતો.

એ સંધિ થયા પછીનો દશકો કાંઈક શાંતિમાં ગયો. ફતેસિંહરાવ ગાયકવાડનું સન ૧૭૮૯માં અગાસીમાંથી આકસ્મિક સરી પડતાં અવસાન થયું. તે બહુ બાહોશ અને બુદ્ધિશાળી પુરુષ હતો. કૌટુંબિક ખટપટ અને પેશ્વાના પ્રપંચમાંથી એણે કુનેહપૂર્વક અને ખબરદારીથી ગાયકવાડના રાજ્યનું સંરક્ષણ કર્યું હતું, અને અંગ્રેજ સાથે મિત્રાચારીથી જોડાઈ ગાયકવાડ વખતોવખત તેમની મદદ મેળવવા શક્તિમાન થયા એ પણ એની કાર્યદક્ષતા અને ડહાપણભરી રાજનીતિને આભારી હતું. તેના અવસાન પછીનાં ત્રણ વર્ષો ગાયકવાડ સયાજીરાવે [illegible] વિના પસાર કર્યાં. સન ૧૭૯૨માં તેમનું મૃત્યુ થતાં માનાજીરાવ ગાદીએ બેઠો. તે વખતે ગોવિંદરાવ, જે પૂના નજદીકના ગામમાં હતા તેણે ગાયકવાડની ગાદી ફરી પ્રાપ્ત કરવા પ્રયત્ન આદર્યા. તે કાર્યમાં મદદ કરવા સિંધિયાને તેણે ઉશ્કેર્યો. પેશ્વા અને સિંધિયા એ બે જોરાવર હરીફો હતા. ગોવિંદરાવના પક્ષમાં સિંધિયાને જતો જોઈ નાના ફડનવીસ વિચારમાં પડી ગયો. પણ એ મામલો કાંઈ ઉગ્ર સ્વરૂપ ધારણ કરે તે અગાઉ સન ૧૭૯૩માં માનાજીરાવ દેવલોક પામ્યો, અને ગોવિંદરાવનો માર્ગ મોકળો થયો, તોપણ નાના ફડનવીસે તેની પાસેથી આકરી શરતો કરાવી લીધી. તેમાંની એક કલમ ગાયકવાડનો કેટલોક મુલક પેશ્વાને સોંપી દેવાની હતી. અંગ્રેજોને પેશ્વા જોરાવર થઈ પડે એ રુચતું નહોતું. તેથી તેઓએ સાલબાઈના તહનામા મુજબ પેશ્વા ગાયકવાડનો કોઈ મુલક લઈ શકે નહિ એ કલમના આધારે નાના ફડનવીસને તેનો અમલ કરતા ખાળ્યો. આમ ગાયકવાડને અંત કરવા જતાં ફરી વારના પેશ્વાના હાથ પાછા પડ્યા.

બીજા પ્રકરણમાં આપણે જોયું છે કે અઢારમા સૈકાનો છેલ્લો દશકો પેશ્વા તેમ ગાયકવાડ માટે ભારે હતો. સન ૧૭૯૩માં મહાદજી સિંધિયા સ્વર્ગસ્થ થયા. સન ૧૮૦૦માં નાના ફડનવીસ ગયા. એ બે સમર્થ પુરુષો જીવતા હતા ત્યાં સુધી મરાઠી રાજ્યનો પ્રતાપ પડતો. જોકે રાઘોબાએ

જ્યારથી રાજગાદી માટે ખટપટ શરૂ કરી ત્યારથી પેશ્વાઈને ક્ષય લાગુ પડ્યો હતો. સન ૧૭૯૬મા સવાઈ માધવરાવ યુવાવસ્થામાં અકાળે ગત થયા, રાઘોબાનો પુત્ર બાજીરાવ બીજો પેશ્વાની ગાદીએ આવ્યો તે પાછલું વેર વીસરી શક્યો નહિ અને તેને સલાહકાર અને સાથીઓ પણ હલકી બુદ્ધિના, સ્વાર્થી અને પ્રપચી મળ્યા.

બાજીરાવે ગાદીએ બેસતાં પોતાના ભાઈને ગુજરાતનો સૂબો નીમ્યો પણ તે નાની ઉંમરનો હોવાથી આબા શેલુકરને તે અધિકાર સોંપવામાં આવ્યો આબા શેલુકર નાના ફડનવીસના પક્ષનો હતો, અને નાના ફડનવીસ બાજીરાવની વિરુદ્ધ હતો તેથી પેશ્વાએ આબા શેલુકર અને ગોવિંદરાવ ગાયકવાડ વચ્ચે ટટો ઊભો થાય એવી તજવીજ કરવા માંડી.

દોલતરાવ સિંધિયાએ નાના ફડનવીસને કેદ કર્યો તેની ભેગો આબા શેલુકરને પણ પકડ્યો અને જ્યારે દસ લાખ રૂપિયા આપવાનો તે કબૂલ થયો ત્યારે તેનો છુટકારો થયો. ગુજરાતમાં આવ્યા પછી આબા શેલુકરે ઉપર્યુક્ત દશ લાખ રૂપિયાની રકમ એકઠી કરવા ભારે ત્રાસ અને જુલમ વર્તાવવા માડ્યો કહેવાય છે કે એના જેવો જુલમી માણસ અમદાવાદમા કદી આવ્યો નહોતો મોટા મોટા શ્રીમત લોકોને તે પોતાના તાબાના નોકરીએ રાખતો અને પછી તેમના ઘરબાર લૂટી લેતો તેણે લોકો પર અનેક પ્રકારના વેરા નાખ્યા તથા હરેક પ્રકારે લોકોને દડ્યા: એનું એટલેથી પૂરુ થયુ નહિ તેણે ગાયકવાડ હસ્તકના ગામોમાથી પણ તેણે નાણુ કઢાવવા માડ્યુ આથી તેની અને ગોવિંદરાવની વચ્ચે વિગ્રહ ઊભો થયો અને છેવટે લડાઈ થઈ તેમા ગોવિંદરાવને ફત્તેહ મળી

બાજીરાવે તેથી પ્રસન્ન થઈ ગુજરાતમા પેશ્વાના હક્કનો ઇજારો ગોવિંદરાવને પાચ વર્ષ માટે કરી આપ્યો. એ હક્કમા કાઠિયાવાડ તથા સોરઠની ખડણીનો હિસ્સો, પેટલાદ, નાપાડ, રાણપુર, ધંધુકા અને ઘોઘાની ઊપજ, ખંભાતની દરિયાઈ જકાતમા કેટલાક હક્ક અને અમદાવાદ શહેરની ઊપજનો હિસ્સો, એટલુ હતું પરતુ એ ઇજારો રીતસર પટો થઈને ગાયકવાડને મળે તે પહેલા સન ૧૮૦૦ મા ગોવિંદરાવનુ મૃત્યુ થયુ; તેને લઈને ફરી પાછું ગાયકવાડી રાજતત્ર ચકડોળે ચઢ્યુ

પેશ્વાની સ્થિતિ પણ વિષમ થઈ પડી હતી. સિંધિયા અને હોલ્કર વચ્ચે પૂનામાં સર્વોપરિ સત્તા મેળવવા હરીફાઈ ચાલી. બાજીરાવ-સિંધિયાના

પક્ષમાં હતો. એમનું એકત્ર સૈન્ય હોલકરના હાથે હાર પામતાં પેશ્વાને અંગ્રેજોનું શરણું લેવા ફરજ પડી હતી અને સન ૧૮૦૨મા વસાઈનું તહનામું થયું અને અંગ્રેજોએ તેને સહાય કરી ત્યારે તે પાછો પૂનાની ગાદીએ આવવા શક્તિમાન થયો પણ પોતાના સ્વાર્થ અને સલામતી ખાતર તેણે મરાઠા રાજ્યની સ્વતંત્રતા ગુમાવી એમ કહેવું પડશે

ગોવિંદરાવનો મોટો પુત્ર આનંદરાવ નબળા મનનો અને રાજ્યવહીવટ કરવાને અશક્ત હતો. ગોવિંદરાવનું મૃત્યુ થતા તે ગાદીવારસ થયો પણ તેનો નાનો ભાઈ કાન્હોજી ધરમપુરવાળી રાણીનો પુત્ર જેને ગોવિંદરાવે અગાઉ કેદમા નાખેલો હતો તે આ વખતે છૂટો થવા પામ્યો અને સઘળો વહીવટ તેણે કબજે લીધો.

પણ તેના જુલમથી પ્રજા ત્રાસી ઊઠી રાવજી આપાજી જેણે ગોવિંદરાવને ઘણી ઘણી મદદ અગાઉ કરી હતી અને જેને અંગ્રેજોની પણ પૂરી સહાય હતી તે કાન્હોજીની સામે થયો. એટલું જ નહિ પણ આરબોની મદદ લઈને તેણે કાન્હોજીને આનંદરાવ સમક્ષ રજૂ કરી કેદમા નખાવ્યો તે પરથી તેની માતા ગજરાબાઈએ અંગ્રેજોની મદદ માંગી; તેમ કડીના મલ્હારરાવ ગાયકવાડને રાવજી દીવાન વિરુદ્ધ ઉશ્કેર્યો એ મલ્હારરાવ પ્રથમ દીવાનના પક્ષમા હતો પણ તેની ખંડણી માફ કરવાની રાવજીએ ના પાડી તેથી તે કાન્હોજીના પક્ષમા જઈ બેઠો. બન્ને પક્ષ અંગ્રેજની મદદ યાચી રહ્યા હતા. કેટલાક સમય સુધી અંગ્રેજ હાકેમ અનિશ્ચિત રહ્યો પણ આખરે ગવર્નર ડંકને મેજર વોકરને તજવીજ કરી ઘટતું કરવા વડોદરા મોકલ્યો મેજર વોકરે જોયું કે રાવજીનું કહેવું વાજબી હતું અને મલ્હારરાવની માગણી સ્વાર્થી અને અન્યાયી હતી, અને તે લડાઈ સારુ એકપગે થઈ રહ્યો હતો. એટલે તેની સામે લડાઈ કર્યા વિના ચાલે તેમ નહોતું. અંતે તેમની વચ્ચે કડી આગળ યુદ્ધ થયું. તેમાં મલ્હારરાવની હાર થઈ અને પછી તેને લાખ રૂપિયાનું વર્ષાસન બાંધી આપી એનો સઘળો મુલક ગાયકવાડી રાજ્યમા જોડી દેવામાં આવ્યો. તેથી ગાયકવાડ સરકારની આર્થિક ઊપજ વધી એટલું જ નહિ પણ તેને સંતાપનાર એક કંટક પણ દૂર થયો.

અંગ્રેજોએ ગાયકવાડને ઉપરની મદદ કંઈ પરોપકારબુદ્ધિથી કરી નહોતી; રાવજીએ તેની મદદ યાચતી વખતે ચોરાસી પરગણું સુરતની ચોથ તથા જાગીરદાર મલ્હારરાવ સામેના વિગ્રહનો સઘળો ખર્ચ આપવાનું સ્વીકાર્યું

હતુ; વળી એ વિગ્રહ પૂરો થતા ગાયકવાડે સહાયકારી [subsidiary treaty] કોલકરાર કરી ૨૦૦ બ્રિટિશ સિપાઈઓ તથા એક યુરોપાયન ટુકડી રાખવાનો ખર્ચ ઉપાડી લેવાનુ સ્વીકાર્યું હતું, અને તે ખર્ચ ગાયકવાડ રોકડ આપી શકે તેમ નહોતુ તેથી એટલી ઉપજનો-રૂ. ૬૫૦૦૦ માસિક-ગાયકવાડનો મુલક જાયદાદમાં આપવાનુ ઠરાવ્યુ હતુ, અને રાવજીએ કરેલા આ ઠરાવને આનંદરાવ ગાયકવાડે મંજૂરી આપતાં કડીના વિજયની ખુશાલીમાં સ્વેચ્છાથી (ચીખલી પરગણું) તેમાં ભેટ તરીકે ઉમેરી આપ્યુ હતુ

એ પ્રકારની બીજી મદદ અંગ્રેજોએ ગાયકવાડને આરબોની ફોજના ત્રાસમાંથી-ભયમાથી મુક્તિ અપાવવા માટે કરી હતી.

ફત્તેહસિંહરાવે આ ભાડૂતી આરબ સિપાઈઓને લશ્કરમા રાખવાની પહેલ કરી હતી. તેમની સંખ્યા પ્રથમ જૂજ હતી પણ રાજ્યમા પરસ્પર વિગ્રહ જામી અંધાધૂંધી વધતી ચાલી તેમ તેમની સંખ્યામાં ઉમેરો થતો ગયો; અને ગોવિંદરાવના મૃત્યુ વખતે તેઓ સર્વોપરિ થઈ પડયા હતા. તેઓ રાજકર્તાને સ્થાપે અને ઉથાપે એવી પરિસ્થિતિ ઉદ્‌ભવી હતી. કાન્હોજીએ તેમને પૈસાથી સંતોષ્યા ત્યાં સુધી તેઓ તેને અધીન રહ્યા પણ તેની પાસેનુ નાણું ખૂટી પડયુ અને તે પ્રજાને તેમ રાજકુટુંબને કનડવા લાગ્યો ત્યારે તેનાથી કંટાળી તેમણે રાવજીનો પક્ષ લીધો. રાવજી કેટલોક સમય તેમને વશ રાખી શક્યો, પણ એ આરબોએ જોયુ કે તે અંગ્રેજી સૈન્ય લઈ આવ્યો છે ત્યારે તેઓ તેની સામે થયા એટલુંજ નહિ પણ તેના પર ગોળીબાર કરવા સુધ્ધા ચૂકયા નહિ

એ સમયે કડીના મલ્હારરાવે બંડ ઉઠાવ્યુ હતુ એટલે તેને પ્રથમ ચાંપવાની જરૂર હતી. તેથી મેજર વોકર તેને પ્રથમ શિકસ્ત આપી અને કેદ પકડી વડોદરા પાછો ફર્યો તે પછી તેણે આ આરબ સિબંદીનો પ્રશ્ન હાથમાં લીધો તેણે જોયું કે આરબ સિબંદીઓનો વાર્ષિક ખરચ રૂ ૬ લાખનો હતો અને આખાજીના નવા સિબંદીઓનો ખર્ચ ૧૨ લાખનો હતો. મેજર વોકરે તે ખર્ચ ઓછો કરવાનુ દીવાનને જણાવ્યુ આ હકીકતની જાણ થતાં આરબ સિપાઈઓએ બળવો શરૂ કર્યો તેમની સ્થિતિ મજબૂત હતી કેમ કે શહેરનો કબજો તેમના હાથમા હતો મહારાજા ગાયકવાડ પણ મહેલમા એક બંદીવાન થઈ પડેલા હતા અને રૈયતના ગભરાટનો પાર નહોતો એ પરિસ્થિતિમાં

અંગ્રેજ ઓફિસરોએ બહુ સાવચેતીથી કામ લીધું. પ્રથમ શહેરને ફરતો ઘેરો ઘાલ્યો અને આરબો શરણે આવી જાય તો શહેરને નુકસાન ન પહોંચે એ આશામાં બે દિવસ લડાઈ મોકૂફ રાખી પણ તેમણે જોયું કે તેઓ મક્કમ છે એટલે ત્રીજે દિવસે તેમણે તોપનો મારો શરૂ કર્યો આખરે આઠમે દિવસે આરબોએ નમતું આપ્યું એમણે ચઢેલો પગાર લઈ શહેર છોડી જવા અને ગુજરાતમાં ફરીથી નહિ આવવાનું કબૂલ્યું એટલે આરબોને અંગ્રેજોએ જવા દીધા; જો કે એમાંના કેટલાકે પાછળથી કાન્હોજી સાથે જોડાઈને દેશમાં ત્રાસ વર્તાવ્યો હતો એ લડાઈમાં અંગ્રેજના લશ્કરની પણ ખુવારી થોડી થઈ નહોતી તેમ છતાં આ કટોકટીના પ્રસંગે અંગ્રેજ ઓફિસરે સમયસૂચકતા વાપરી તેમ કંપની સરકારના નાણાં ધીરી× આ તોફાનો અને ઝનૂની સિપાઈઓના હાથમાંથી દેશને છોડવીને અને ઘોર અંધાધૂંધીમાંથી બચાવીને ગુજરાતની તેમ ગાયકવાડની કીમતી સેવા કરી હતી એ અત્રે ખાસ નોંધવું જોઈએ અંગ્રેજોએ ગાયકવાડનું અનેક વખતે અણીના પ્રસંગે રક્ષણ કર્યું હતું. તેમની આ સેવા તો અપ્રતિમ અને રાજાપ્રજા ઉભયને કલ્યાણકારી હતી

રાજ્ય ઉપરથી બહારની આફત તો દૂર થવા પામી પણ રાજકારભારમાં તેમ રાજકુટુંબમાં પ્રપંચબાજી અને સ્વાર્થી ખટપટ ચાલુ રહી તે રાજ્યને હાનિકારક થઈ પડી. આનંદરાવ મહારાજામાં કશું હૈવત નહોતું અને તેની નબળાઈનો લાભ લઈને મુનાલિક કાન્હોજી આપખુદ થઈ પડ્યો હતો કેવી રીતે તે કેદ પકડાયો અને પાછળથી આરબ સિપાઈઓએ તેને નસાડી મૂક્યો અને કડીનો મલ્હારરાવ તેનો પક્ષ લઈને રાવજી સામે લડવા આવ્યો એ ઐતિહાસિક વિગતોમાં આપણે નહિ ઊતરીએ, પણ એટલું કહેવું પડશે કે પૂર્વે જેમ ગોવિંદરાવે દામાજીરાવ મરતાં ધાંધલ કરી મૂક્યું હતું તેમ આ પ્રસંગે કાન્હોજીએ અને જાગીરદાર મલ્હારરાવે વડોદરાના રાજકર્તાને ત્રાસ આપવામાં કંઈ બાકી રાખ્યું નહોતું.

---

× સન ૧૮૦૫ ના કરારથી માલૂમ પડે છે કે સદરહુ આરબોને પગાર ચૂકવવા તા. ૨૧ મી ડિસેમ્બર સન ૧૮૦૨ ના રોજ અંગ્રેજોએ રૂ ૧૦,૭૭,૪૪૮ અને ચાર શાહુકારોએ રૂ ૧૨ લાખ અને તા. ૩૧ મી જાન્યુઆરી સન ૧૮૦૩ ના રોજ ફરી લોન ઊભી કરી, તેમાં તેમના રૂ. ૮,૮૯,૬૮૩ અને બે શાહુકારના રૂ. ૯,૨૩,૬૦૧ ગોમ એકંદર રૂ ૪૧,૩૮,૭૩૨ ધીર્યા હતા

આનંદરાવ ગાદીએ બેસતાં રાજ્યનો મામલો ગંભીર થઈ પડ્યો. તિજોરીમાં નાણું રહ્યું નહોતું; સિબંદી સિપાઈઓ પગારસારુ ધમપછાડા કરતા હતા; કાન્હોજીના જુલમથી પ્રજા ત્રાસી ઊઠી હતી, અને દીવાન રાવજી અંગ્રેજ સૈન્યની સહાય-વિના કાંઈ પગલું ભરી શકે એમ નહોતો. કડીનો મલ્હારરાવ તોફાને ચડ્યો હતો કેમકે રાવજીએ તેની પેશકશી માફ કરવાની માગણી સ્વીકારવા ના પાડી હતી. આ મુશ્કેલીઓમાં આપણે સમજી શકીએ કે ગુજરાત–કાઠિયાવાડમાંથી ખંડણી ઉઘરાવવાનું કાર્ય ન જ બની શકે. પણ રાવજીના હાથમાં રાજ્યની લગામ આવતાં તેણે પહેલું કાર્ય ખંડણી વસૂલ કરવાનું ઉપાડી લીધું હતું. એ ખંડણી ઉઘરાવવાની પ્રથા જોરજુલમી અને અન્યાયી હતી; એથી પ્રજાને બહુ સોસવું પડતું તેમ તેના કારણે નુકસાન પણ બહુ થતું. પ્રથમ ત્રણ સવારીમાં રાવજી ૫૧ લાખ રૂપિયા મેળવવા શક્તિમાન થયો હતો અને તે સારુ તેને લશ્કરી ખર્ચ પુષ્કળ કરવું પડેલું. તે ખર્ચ ઘટાડવા મેજર વૉકરે વડોદરાના રાજવહીવટમાં તેણે ઝંપલાવ્યું ત્યારથી પ્રયત્ન કરવા માંડ્યો હતો. પણ એ મુલકગીરીના સમણસર તેમાં એ ઝાઝું કરી શકેલો નહિ; વળી એના જોવામાં આવ્યું હતું કે પ્રસ્તુત પ્રથા વાંધાપડતી, જુલમી અને સંતાપજનક છે; એ તો નિરાધાર પ્રજાને કચડી નાખવાનો ધંધો છે; અને કાઠિયાવાડ તે બોજો લાંબો સમય સહન કરી શકે એવી તેની સ્થિતિ રહી નહોતી. વધુમાં એ ખંડિયા રાજાઓના માંહોમાંહેના દ્વેષ અને કજિયા તેમ જ પેશ્વાના અનુયાયીઓની ઉશ્કેરણીને લીધે મુલકગીરીની ખંડણીની વસૂલાતનું કામ કઠિન થઈ પડ્યું હતું. મેજર વૉકરને લાગ્યું કે તે પ્રથામાં ફેરફાર અને સુધારો થવો ઘટે છે. તેથી ફરીવાર વિઠ્ઠલરાવ કાઠિયાવાડ તરફ રવાના થયા ત્યારે મેજર વૉકર તેમની સાથે જોડાયા અને ચાલુ પ્રથામાં કેવી રીતે સુધારો કરી શકાય એ આશયથી કાઠિયાવાડના સઘળા રાજાઓની એક કૉન્ફરન્સ ભરી અને તેમાં સૌની સંમતિ મેળવી તેણે ભવિષ્ય સારુ એકઆંકડી ખંડણીની રકમ ઠરાવી જે વ્યવસ્થા સૌને પસંદ પડી હતી. ગાયકવાડનો પ્રધાન સમજતો હતો કે અંગ્રેજ લશ્કરની મદદ વિના એ વસૂલાતનું કાર્ય પાર ઉતારવું સહેલું નહોતું. રાજાઓએ જોયું કે વચમાં અંગ્રેજોની દરમિયાનગીરી છે એટલે તેમના પર ગુજરતો જુલમ દૂર થશે અને અંગ્રેજ અધિકારીઓએ વિચાર્યું કે આ પ્રમાણે કાયમી ગોઠવણ થવાથી ગાયકવાડનું લશ્કરી ખર્ચ જે બહુ વધ્યું હતું અને રાજ્યની

સ્થિતિ સુધારવામાં અડચણકર્તા હતું તે ઘટાડી શકાશે એટલુ જ નહિ, પણ સુલેહ સ્થાપાયેથી દેશમા ધીમે ધીમે વ્યવસ્થા અને શાન્તિ દાખલ થવા પામશે.

આ મુલકગીરીની પ્રથા તેના અંગે ઉદ્‌ભવેલી ઇજારાપદ્ધતિ અને તે નિમિત્તે ઉપસ્થિત થવા પામેલી બાહેધરીની રીતિનીતિ વિષે જુદાં પ્રકરણોમાં હકીકત આવનારી છે; એટલે તે સંબંધી વધુ વિવેચન અહીં નહિ કરતાં આપણે હવે પેશ્વા અને ગાયકવાડ વચ્ચે ખંડણીના અને લેણદેણના પાછલા હિસાબ પરત્વે જે પંચાત ઊભી થઈ હતી તે વિચારીશુ પણ તે પૂર્વે આપણે અંગ્રેજો વડોદરાના પક્ષમા ઊભા રહીને ગાયકવાડને મદદ કરતા હતા તેના બદલામા પોતે જે લાભ મેળવતા અથવા તો મેળવવાનો દાવો કરતા તેની નોંધ લઈએ. ગાયકવાડ સાથે થયેલા સઘળા કરારો આપવા જતા એ વિષય બહુ વિસ્તૃત થઈ પડે તેથી સન ૧૮૦૫ માં તેમના વચ્ચે થયેલો કરાર જે ઉપયોગી છે તેમ પ્રસ્તુત વિષય પર સારો પ્રકાશ પાડે છે તે ઉતારીશુ :

" ૧. પાછલી ચાર સાલોમાં થયેલા સઘળા કરાર કાયમ અને હમેશને માટે બંધનકારક છે.

૨. બંને પક્ષે એકબીજાના દુશ્મન સાથે લડવામા તેમજ દુશ્મનથી બચાવ કરવામા અરસપરસ મદદ કરવી.

૩. સહાયકારી ફોજ ૨,૦૦૦ ને બદલે ૩,૦૦૦ માણસોની રાખવી

૪. સહાયકારી ફોજ ગાયકવાડના અંગતું રક્ષણ, બળવાખોરોને શિક્ષા વગેરે અગત્યનાં કામ કરવાને તત્પર રહે અને જરૂર પડે તો કાઠિયાવાડ પણ જાય.

૫ સહાયકારી ફોજના ખર્ચ માટે ગાયકવાડે બ્રિટિશ સરકારને નીચે પ્રમાણે મુલક યાવચ્ચન્દ્રદિવાકરૌ આપવો ·

| | રૂપિયા |
|---|---|
| ધોળકા ... ... ... ... | ૪,૫૦,૦૦૦ |
| નડિયાદ ... ... ... ... | ૧,૭૫,૦૦૦ |
| વિજાપુર ... ... ... ... | ૧,૩૦,૦૦૦ |
| માતર ... ... ... ... | ૧,૨૫,૦૦૦ |

| | |
|---|---|
| મહુવા ... ... ... ... | ૧,૬૦,૦૦૦ |
| કડી ટપ્પા ... ... ... ... | ૨૫,૦૦૦ |
| કીમ કઠોદરાની જકાત... ... ... | ૫૦,૦૦૦ |
| કાઠિયાવાડની વાર્ષિક ખંડણી ઉપર વરાત... | ૧,૦૦,૦૦૦ |
| એકંદર રૂ. | ૧૧,૭૦,૦૦૦ |

૬. ચોરાસી, ચિખલી અને સુરતની ચોથ અને ખેડા ગાયકવાડે અંગ્રેજોને પહેલા ઇનામ તરીકે આપેલા તે હમેશને માટે લખી આપવાં.

૭. બ્રિટિશ સરકારે ગાયકવાડને કરજે નાણાં ધીરેલાં તથા સરાફોની હામી કરેલી તેની ફેડમા નીચેની ઉપજ લખી આપવી·

| | રૂપિયા |
|---|---|
| વડોદરાનુ પરગણુ ... ... .. | ૬,૦૦,૦૦૦ |
| પેટલાદ ,, ... ... ... | ૩,૦૦,૦૦૦ |
| કોરલ ,, ... ... ... | ૨૫,૦૦૦ |
| કડી ,, ... ... ... | ૧,૫૦,૦૦૦ |
| રાજપીપળા ,, .. ... .. | ૪૫,૦૦૦ |
| અમદાવાદ ,, .. ... .. | ૧,૦૦,૦૦૦ |
| વડોદરાની જકાત ... ... ... | ૭૫,૦૦૦ |
| | ૧૨,૯૫,૦૦૦ |

૮. સહાયકારી ફોજને માટે જોઈતા સરજામ ઉપર જકાત લેવી નહી; અને ગાયકવાડ, તેના કુટુંબનાં માણસો અને તેના પ્રધાનના ખાનગી ઉપયોગ માટે જોઈતી જણસો મુંબઈ કે સૂરતમાં ખરીદવી અને ત્યાંથી જકાત લીધા વગર મોકલવી.

૯ ગાયકવાડે બ્રિટિશ સરકારની સંમતિ વગર કોઈ યુરોપિયન, અમેરિકન અથવા બ્રિટિશ રૈયતને નોકરીમા લેવી નહીં ગાયકવાડના નોકરો, તાબેદારો અને ગુલામો સંબંધે બ્રિટિશ સરકારે પણ એ જ પ્રમાણે વર્તવું.

૧૦. ગાયકવાડે કોઈ રાજાનો મુલક ખુંચવી લેવો નહી અને કોઈની સાથે વાંધો પડે તો તેનો ચુકાદો કરવાનુ બ્રિટિશ સરકારને સોંપવુ

૧૧. પેશ્વાના લેણા બાબત ગાયકવાડને જે વાધો ચાલતો હતો તેનો ફડચો કરવાનું બ્રિટિશ સરકારને સોંપવું.

૧૨. ઇતર દેશી લોકોની સાથે લડાઈ થાય તો એક ટુકડી ગાયકવાડ પાસે રાખી બાકીની સહાયકારી ફોજ મદદમા મોકલવી અને ગાયકવાડના લશ્કરે પણ ગુજરાતની સરહદ ઉપર જવુ.

૧૩ કાન્હોજી ગાયકવાડ શરણે થાય તો તેને સાલિયાણુ બાંધી આપવું.

૧૪ પોતાના મુલકમાથી મળી શકે તેટલુ ઘાસ તથા ગાડા ગાયકવાડે બ્રિટિશ સરકાર પાસેથી ખર્ચ લઈ પૂરા પાડવા, સહાયકારી ફોજ લડાઈના કામ પર જાય ત્યારે તેની બરદાશ કરવી

૧૫ બ્રિટિશ હદમા બળવો જાગે ત્યારે સહાયકારી ફોજ ત્યા લઈ જવા દેવી તે જ વખતે એ ફોજની ગાયકવાડના મુલકમાં જરૂર હોય તો બીજી કોઈ બ્રિટિશ ફોજ મોકલવી.

૧૬. બેઓની સામે બેમાથી કોઈ સરકારનો કંઈ વાજબી દાવો હોય તેવા લોકોને અરસપરસ સોંપી દેવા.

૧૭. વેપાર સબધી કોલકરાર હવે પછી કરવા *

બાજીરાવ પેશ્વાએ સન ૧૭૯૯માં અમદાવાદનો ઇજારો પાંચ વર્ષ માટે ગોવિંદરાવ ગાયકવાડને આપ્યો અને તેના છેલ્લી વિધિ પરિપૂર્ણ થાય તે પહેલાં એનુ મૃત્યુ થયુ, તે મૃત્યુ પામતા રાજ્યમા અરાજકતા વ્યાપી રહી; તેમ જ તે પછી બાજીરાવના સ્થિતિમા પલટો થવા માંડ્યો. તેણે અંગ્રેજોનું શરણુ મેળવ્યુ અને સન ૧૮૦૨માં વસાઈનુ તહનામુ કરી આપ્યુ. એ સઘળી વિગતો આગળ અપાઈ ચૂકી છે સદરહુ ઇજારામા જે મુલક અંગ્રેજોને લખી આપવામાં આવ્યો તેમાનો કેટલોક ભાગ ગાયકવાડને કરી આપેલા ઇજારાના પટામાનો હતો અને એ પટાની મુદત પૂરી થાય તે પહેલાં પેશ્વાએ તે આપી દીધાથી ગાયકવાડની આવકને નુકસાન થયું હતુ.

વળી ગાયકવાડ પેશ્વાના માંડલિક રાજા હતા અને તેમણે પેશ્વાની સત્તાને અધીન રહી પ્રતિવર્ષ મુકરર રકમની ખંડણી તેમને ભરવાની હતી.

---

* 'ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ', પૃ. ૩૧૫, ૩૧૬, ૩૧૭.

પેશ્વા પણ ગાયકવાડની ગાદીએ નવો વારસ નીમતી વખતે તેમની પાસેથી ખંડણીની રકમ વધારાવતા; તદુપરાંત દાવ આવે ગાયકવાડના મુલકમાંથી થોડોક ભાગ પડાવી લેવાનુ પણ ચૂકતા નહી. ગોવિંદરાવને ફરીવાર વડોદરાની ગાદીએ બેસાડવાની વખતે પેશ્વાએ ગાયકવાડના તાપી નદીના દક્ષિણના મુલકને લઈ લેવા તજવીજ કરી ત્યારે મુંબઈ સરકારે સાલબાઈના તહનામા પ્રમાણે આ ગોઠવણ સામે વાંધો ઉઠાવ્યો અને પેશ્વાને તે કલમ પડતી મૂકવી પડી એ બીનાની નોંધ પાછળ થઈ ગઈ છે

આ પ્રકારના મતભેદો ચાલુ હતા તેમા ગાયકવાડને અમદાવાદનો ઇજારો આપવામા આવ્યા પછી ઉમેરો થયો અને એ કોકડું વધારે ગૂંચવાયું સન ૧૮૦૪માં તે પટાની મુદત પૂરી થઈ ત્યારે પેશ્વાએ અંગ્રેજોના અધિકારીના આગ્રહથી પાછો દસ વર્ષ સારુ તે ઇજારો ચાલુ કરી આપ્યો અને તેમાં અંગ્રેજોનો મુખ્ય આશય એકહથ્થુ વહીવટ ઉપસ્થિત થતા પ્રાંતમાં પાછી અશાંતિ અને અવ્યવસ્થા થતી અટકાવવાનો હતો.

ગાયકવાડના રાજકારભારમા આ વર્ષોમાં અંગ્રેજોએ પ્રાધાન્ય મેળવ્યું હતુ અને પેશ્વાની મનોદશામા પણ પરિવર્તન થવા પામ્યુ હતુ બાજીરાવ બીજાને લાગતુ હતુ કે વસાઈના કોલકરાર કરીને પોતે ગંભીર ભૂલ કરી હતી. મરાઠા રાજ્યો પરનુ સર્વોપરિપણુ ગયુ તે બાજીરાવને સાલતુ હતુ તેથી તે અધિકાર પુનઃ પ્રાપ્ત કરવા સારુ એ મથતો હતો. વળી અંગ્રેજોએ પેશ્વાની સંમતિ લીધા વિના કાઠિયાવાડના મુલકની આંકડી ખંડણી નક્કી કરી એ પણ તેના હક્ક અને હિતને નુકસાન કરનારી બાબત હતી એમ તે માનતો હતો. તેથી ગાયકવાડને સકંજામા આણવા બાજીરાવે યુક્તિપ્રયુક્તિઓ શરૂ કરી પ્રથમ તો ગાયકવાડ પાસે પાછલું લેણું મેળવવા તકાદો કરવા માંડ્યા અને બીજું અમદાવાદનો ઇજારો સન ૧૮૧૪ના પૂરો થતો હતો તે ફરી ગાયકવાડને નહિ આપવાનુ નક્કી કર્યું જેથી તેના પર સીધા અગર આડકતરા અંકુશો મૂકવાનુ સૂતરુ થઈ પડે. તે એમ ધારતો હતો કે આ પ્રમાણે કામ લીધાથી ગાયકવાડ તેની સહાય માગતો આવશે અને એ રીતે તે ગાયકવાડ પરનો પેશ્વાનો કાબૂ અને સત્તા પાછા પ્રાપ્ત કરવા શક્તિમાન થશે આ વિચારને પુષ્ટિ આપે અને ઉત્તેજે એવુ વડોદરા દરબારની આસપાસનુ વાતાવરણ પણ હતું.

વડોદરા દરબારમા બે પક્ષો પડેલા હતા: એક સત્તાધારી કારભારી પક્ષ જે અંગ્રેજ અધિકારીઓને અધીન અને તેમની કુમક પર મજબૂત

હતો, બીજો સામો પક્ષ મહેલમાં જ રહીને—તેમાં આનંદરાવ ગાયકવાડ પણ અંદરખાનેથી સામેલ હતા પણ તેમનું કશું ઊપજતું ન હતું—અને પેશ્વા એમને એ કાર્યમાં મદદગાર થઈ પડે એ હેતુથી ગાયકવાડના દરબારમાં પેશ્વાની સત્તા ફરી સ્થાપવા પોતે પ્રયત્ન કરે છે એમ તે પક્ષ બાજીરાવને સમજાવતો બાજીરાવ તે માટે પૂરો ઇંતેજાર હતો

આ સંજોગોમાં અંગ્રેજ અમલદારોએ જોયું કે ખંડણીનો હિસાબ બહુ લાંબા સમયથી ખેંચાય છે અને અમદાવાદનો ઇજારો ફરી ગાયકવાડે મેળવવો હોય તો તેનો નિકાલ તાકીદે કરી નાખવો જોઈએ. તેથી તેમણે વડોદરાના દીવાનને પૂના મોકલવા તજવીજ કરવા માંડી પણ વડોદરામાં જે પૂનાની ખટપટની ખબર આવતી તે સાંભળીને ત્યાં જવા કોઈ તૈયાર થતું નહી અને અમદાવાદનો ઇજારો ત્રિંબકજી ડેંગલેને અપાઈ ગયો છે એમ પણ સાંભળવામાં આવ્યું હતું. તોપણ અંગ્રેજોએ સન ૧૮૨૪માં ગંગાધર શાસ્ત્રીને તેના રક્ષણ સારુ ખાતરી આપીને પાછલો હિસાબ નક્કી કરી નાંખવા પૂના રવાના કર્યો એ હિસાબ નક્કી કરવામાં મહિના પર મહિના વીતવા માંડ્યા પણ તેનો કોઈ તોડ આવતો નહોતો અને બીજી તરફ બાજીરાવ ગંગાધરરાવને સમજાવી લેવા પ્રયત્ન કરતો હતો તેને પેશ્વાનો દીવાન બનાવવાની તેણે લાલચ આપી; અને વધુ પ્રલોભન તરીકે પોતાની સાળી ગંગાધરરાવના પુત્રને આપવાનું જણાવ્યું. ગંગાધરરાવ કંઈક લોભાયા પણ પેશ્વાના વર્તનથી એમને અસંતોષ થવા માંડ્યો તેમણે પોતાના વડોદરા પાછા ફરવા બાબત મુતાલિકને લખી જણાવ્યું પણ તેનો પ્રત્યુત્તર આવ્યો નહિ આ પ્રમાણેની પરિસ્થિતિ હતી તેવામાં શાસ્ત્રીને પંઢરપુર લઈ જવામાં આવ્યા અને તા. ૧૪મી જુલાઈ સન ૧૮૧૫ના રોજ તેમનું દગાથી ખૂન થયું કોના તરફથી એ ખૂન થયું એ પ્રશ્ન વિવાદાસ્પદ છે તોપણ કેટલોક એવો પુરાવો મળેલો છે તે પરથી એમ માનવાને કારણ છે કે ગાયકવાડના મહેલમાંના પેશ્વાપક્ષના મળતિયાઓનું જ એ કારસ્થાન હતું ×

તાજુબીભર્યું એ છે કે ખૂનને જ દિવસે પેશ્વા ગંગાધરરાવને ખુશ કરવા તેમના પ્રતિ બહુ સલુકાઈથી વર્ત્યો હતો અને ત્રિંબકજી ડેંગલે બહુ બહુ આગ્રહ કરીને શાસ્ત્રીને પંઢરપુર લઈ ગયો હતો, અને એ સ્થળેથી રાત્રિએ પાછાં ફરતા તેમની આસપાસ મારાઓએ ફરી વળી શાસ્ત્રીનું ખૂન

---

× જુઓ કલકત્તા રીવ્યુ, માર્ચ ૧૯૩૫

કર્યું હતુ તે પછી ત્રિંબકજીએ એ ખૂનીઓને પકડવા સારુ કોઈપણ પ્રયત્ન ન કર્યો તે પરથી એ ગુના માટે પેશ્વાને અને ત્રિંબકજીને દોષિત ગણવામાં આવે છે ગમે તેમ પણ શાસ્ત્રીની સલામતી માટે અગ્રેજોએ તેને અભયવચન આપ્યું હતુ તેથી પુનાના રેસીડેન્ટે પેશ્વા બાજીરાવને શાસ્ત્રીના ખૂનીને તાબડતોબ પકડી સોંપી દેવાને જણાવ્યુ પ્રથમ બાજીરાવે ગલ્લાંતલ્લાં કર્યાં પણ વધુ મક્કમ તેનાથી રહી શકાયું નહી આખરે તેણે ત્રિંબકજી ડેંગલેને અગ્રેજોને સોપી દીધો.

ગંગાધર શાસ્ત્રીનુ ખૂન કરાવવામા મહેલના પક્ષકારોએ પોતાનો વિજય જોયો એટલે તેઓ વધારે મજબૂત થયા અને રાજયમા અગ્રેજ વિરુદ્ધ ખુલ્લી રીતે ચળવળ કરવા માડી. બાજીરાવે ભા જઈને ત્રિબકજીને અગ્રેજોને સોંપી દીધો ખરો પણ તેનુ મન એથી એને ડખતુ હતુ, એટલે તેણે પણ મરાઠા સરદારોને એકત્ર કરવા ફરી પ્રયત્ન આદર્યો અને ત્રિંબકજીને થાણાની જેલમાથી નસાડ્યો.

અગ્રેજો બધી બાજી ધ્યાનપૂર્વક તપાસી રહ્યા હતા. તેમણે આ તકનો ઉપયોગ કરી બાજીરાવ કપની સરકારની અમુક શરતો ન સ્વીકારે તો તેને પદભ્રષ્ટ કરવાની ધમકી આપી. નબળા મનનો બાજીરાવ ફરી વારનો ડરાઈ ગયો અને તેણે મુબઈ સરકારને સન ૧૮૧૭મા પૂનાનો કરાર કરી આપ્યો તેની શરતો નીચે પ્રમાણે હતી. *

૧ ગાયકવાડના તાબાના મુલક ઉપરથી પેશ્વાએ પોતાના હક્ક ઉઠાવી લેવા અને પાછલા બધા કરજના બદલામાં ગાયકવાડ પાસે હર સાલ ચાર લાખ રૂપિયા લેવા

૨ વર્ષે સાડાચાર લાખ રૂપિયા લઈને ગુજરાતનો ઇજારો હમેશને માટે ગાયકવાડને આપવો; પણ કાઠિઆવાડની ખડણી લશ્કરી ખર્ચની ફેડમા બ્રિટિશ સરકારને આપવી.

૩. નર્મદાની ઉત્તરના મુલકમા પેશ્વાના સઘળા હક્ક બ્રિટિશ સરકારને આપવા અને ઓરપાડ સિવાય ગુજરાતમા પેશ્વાને જે ઉત્પન્ન

* ગાયકવાડ પાસેથી પણ એ સમયે અગાઉના કોલકરારમાં સુધારોવધારો કરાવી લેવામાં આવ્યો હતો

મળતુ તે પણ બ્રિટિશ સરકારને આપવુ.×

ઉપર્યુક્ત કરારનુ સ્પષ્ટીકરણ કરતાં ગવર્નર જનરલ લોર્ડ હેસ્ટિંગ્સે નોંધ્યુ હતું

'We had no choice consistently with our own security but to cripple him, if we left him on his throne.'

છતાં બાજીરાવની આખ ખુલી નહીં એ વેર વાળવાની તકો શોધતો રહ્યો. એ સમયે અગ્રેજો નેપાલવિગ્રહમાં રોકાયેલા હતા તેમા આરભમા એમનો પરાજય થયો; અન્ય સ્થળોએ પણ અગ્રેજો વિરુદ્ધની લાગણી પ્રવર્તતી હતી એ ઉશ્કેરાયલા વાતાવરણમાં પેશ્વાએ પોતાને અનુકૂળ સંધિ મળી ગઈ છે એમ માન્યુ તેણે લશ્કર એકઠુ કર્યું; પુના રેસિડેન્સી પર હલ્લો કર્યો પણ અગ્રેજ સૈન્ય આવી મળતા ખડકી નજદીક યુદ્ધ થયુ. તેમા તેની સખ્ત હાર થઈ અને ત્યાથી એ નાઠો છેવટે અગ્રેજોના શરણે તેને આવવું પડ્યુ અગ્રેજોએ તેને પેન્શન બાંધી આપી બિઠુરમાં નજરકેદ રાખ્યો

આમ તા ૩૭ જૂન સન ૧૮૧૮ના દિવસે પેશ્વાઈ પડી; મરાઠી સત્તાનો અત આવ્યો અને ગુજરાતમા કપની સરકારનુ રાજ્ય દૃઢ અને સ્થાયી થયું.

× 'ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ', પૃ ૩૪૧.

# ૪. મુલકગીરી

પૂર્વે દેશપરદેશમા વિજય મેળવી રાજાઓ પોતાને ચક્રવર્તી રાજા તરીકે મનાવતા. તે જીતેલા પ્રદેશનો કબજો પોતાને હસ્તક લેતા નહીં પણ ત્યાંનો સ્થાનિક રાજા એ ચક્રવર્તીની સર્વોપરિતા સ્વીકારતો; તેને નજરાણું ધરતો કે ખંડણી આપતો એમા જ તેઓ ગૌરવ માનતા હતા; અને એક ચક્રવર્તીની સત્તાનો લોપ થતા બીજા રાજકર્તાઓ એ પદને ધારણ કરતા. તેઓ પણ ચાલુ પ્રથાને અનુસરતા હતા

મુસલમાન સુલતાનોએ પણ ઉપર્યુક્ત રીતિ અખત્યાર કરી હતી. જ્યારે કોઈ સ્થળનો ઠાકોર કે માંડલિક રાજા એ ખંડણી આપવાની આનાકાની કરતો કે ના પાડતો ત્યારે પ્રાંતનો હાકેમ તે ખંડણી વસૂલ કરવાને સવારી લઈ જતો હતો. મોગલ મધ્યસ્થ સત્તા સહેજ નબળી પડતાં ગુજરાતના સૂબાને પ્રતિ વર્ષ કાઠિયાવાડની ખંડણી ઉઘરાવવા જવું પડતુ. એ વાર્ષિક લશ્કરી સવારીને "મુલકગીરી" નું નામ આપવામાં આવ્યુ હતુ. મોગલ સૂબાઓ પાસેથી ગુજરાત-કાઠિયાવાડનો મુલક મરાઠા સરદારોએ હસ્તગત કર્યો ત્યારે તેઓ પણ પ્રતિવર્ષ કાઠિયાવાડમા ચોથ અને સરદેશમુખી ઉઘરાવવાને જતા એટલે એ પ્રથા કાંઈ નવીન નહોતી પણ તેની વસુલાત એટલી બધી સખ્તાઈથી, જોરજુલમથી, ગેરરીતે અને સ્વચ્છંદપણે થતી કે તે રીતિ નિંદ્ય અને અકારી થઈ પડી હતી.

મરાઠાઓની એ ખંડણી તે ચોથ અને સરદેશમુખીના નામે જાણીતી છે. સામાન્ય માન્યતા એવી છે કે મહારાજા શિવાજીએ એ પ્રથા પાડી હતી પણ હાલના સંશોધન પ્રમાણે એમ માલૂમ પડ્યું છે કે રામનગરના રાજાએ દમણના પોર્ટુગીઝ હાકેમ પાસેથી એ ચોથ લેવાની શરૂઆત કરી હતી.

મોગલ સામ્રાજ્ય સામે મહારાજા શિવાજીએ બાથ ભીડી ત્યારે

એમની સ્થિતિ એવી સાધનસંપન્ન નહોતી કે સઘળો લશ્કરી ખર્ચ તેઓ ઉપાડી શકે તેમ ઔરંગઝેબનો કાબૂ દેશ પર એટલો મજબૂત હતો કે તેઓ ચોથ પણ ઉઘરાવી શકે એમ નહોતું. એ સંજોગોમાં પ્રસંગોપાત્ત ગુજરાતમાં ઊતરી આવી લૂંટ મેળવીને તે પાછા ફરતા હતા

જ્યારે ઔરંગઝેબનું અવસાન થયું અને મધ્યસ્થ મોગલ સત્તા નબળી પડી ગઈ ત્યારે સન ૧૭૨૩ માં મરાઠાઓએ પહેલવહેલી ગુજરાતમાંથી ચોથ અને સરદેશમુખી ઉઘરાવવા માડી અને તે સંબંધમા મરાઠા સરદારો સેનાપતિ દાભાડે અને કંતાજી કદમને ઝઘડો થતાં મોગલ હાકેમ હામિદખાને વચમા પડી તેની રીતસર વહેંચણી કરી આપીને તેમનું સમાધાન કર્યું હતુ. અને સન ૧૭૨૮ મા બાજીરાવ પેશ્વાએ એ હક્ક સંપાદન કર્યો ત્યારે ગુજરાતના સૂબેદારે તેમને ચોથનુ બક્ષિસનામુ કરી આપ્યુ તેમાં એવી શરત મૂકી હતી કે મરાઠા તરફની ખંડણી ઉઘરાવનાર માણસો જેમ બને તેમ થોડા આવે ને ચોથાઈથી વધુ માગણી કદી કરે નહીં. સેંકડે ટકા આપવા તે, કમાલ (સંપૂર્ણ) આકડા ઉપર નહિ પણ જેટલુ વસૂલ થાય તે ઉપરથી આપવા. વળી મરાઠાઓએ બાદશાહી સત્તા નભાવી રાખવામા મદદ કરવી અને એ કામ માટે કેટલાક ઘોડેસવાર પણ રાખવા.

તે પછી દાભાડેના મુતાલિક દામાજીરાવ ગાયકવાડે વર્ષોવર્ષ કાઠિયાવાડમાં ચડાઈ કરી ત્યા કેટલોક મુલક પ્રાપ્ત કરી પોતાની સત્તા જમાવી પણ પાછળથી પેશ્વા સાથે સન ૧૭૫૨ મા દામાજીને કોલકરાર કરવાની ફરજ પડી ત્યારે ગુજરાતની ઊપજમાથી નિમે (અર્ધ) ભાગ પેશ્વાને આપવાનું નક્કી થયુ હતું.

શરૂઆતમા પેશ્વાના અધિકારીઓ તેની વસૂલાતનુ કામ કરતા પણ સન ૧૭૯૯ માં અમદાવાદનો ઇજારો જેમાં કાઠિયાવાડની વસૂલાતનો સમાવેશ થતો હતો તે ગાયકવાડને અપાયો ત્યારથી તે સન ૧૮૧૪ સુધી તે એકલા તેનો વહીવટ કરતા હતા.

કાઠિયાવાડનો પ્રદેશ એક સત્તા નીચે નહોતો; કમમા કમ ૨૯૨ જુદા જુદા સ્વતંત્ર જેવા રાજ્યાધીશો હતા અને તે આખો મુલક દશ વિભાગમા વહેચાયેલો હતો

"ભિન્ન ભિન્ન સત્તાઓ નીચે આખો પ્રદેશ ઉપર જણાવ્યા પ્રમાણે

આવેલો હતો, પણ તેમની નબળાઈનું ખરું કારણ તો તેમનામાં સંપ નહોતો એ હતું; એટલુંજ નહિ પણ કટોકટીનો પ્રસંગ આવે ત્યારે પણ તેઓ એકત્ર થઈ શકતા નહોતા બળિયો નબળાને ઝૂડી પાડતો અને તે જાણતો કે 'જેમ મેં નબળાને મારામાં લઈ લીધો છે તેમ મારી પડોશના બીજા સરદારોએ પણ કર્યું છે તેથી લાગ મળશે તો તેઓ મારુ રાજ્ય છીનવી લેવાને પણ ચૂકનાર નથી .. .... ......જો કોઈ બહારનો દુશ્મન આવે તો સરદારો સંપીં તેની સામે થવામાં એકઠા મળતા નહી. વધારે જોરાવર શિવાય બીજા કોઈને તાબે થવું નહી એમાં જ તેઓ મોટું માન સમજતા દરેક સરદાર પોતાના ઉપર થયેલી માગણીની સામે થવામાં પોતાનું બધું જોર વાપરતો ને પછી ન ફાવતો તો સામો ધણી કહે તે કરાર કરી આપતો ને પછી પોતાના પડોશીની પણ એ જ પ્રમાણે દશા થતી જોતો .... ..... . ......ખંડણી આપવાથી સરદારની સ્વતંત્રતામાંથી કંઈ પણ ઓછું થાય છે એમ તે સમજતો નહીં. પોતે લશ્કરી લૂંટારો હોવાથી પોતાની ઉપર થયેલા બળાત્કારને તે વાજબી સમજતો. તેનો મુલક તેણે તરવારથી મેળવેલો અને ખંડણી આપવાની કબૂલાતે નહીં; પણ તલવારથી રાખેલો તેથી ખંડણી માગનારની સામા થવાય તો થવુ એ વાજબી છે એમ તે સમજતો. પરદેશી હુમલો કરનારાઓની સામે થતાં તે છેક નબળો પડી જતો તો તેના પડોશી સરદારો તેના રાજ્યને પોતાના રાજ્યમાં જોડી દેતા. એટલા માટે તે એવી રીત રાખતો કે થોડીક હદ લગી સામે થવુ ને તેમાં ન ફવાય તો તાબે થઈ જવું."×

ચોથ ઉપરાત બીજા વેરાઓ પણ તેઓ લેતા તેની થોડીક વિગત નોંધવાથી એમના ત્રાસનો વાસ્તવિક ખ્યાલ આવશે.

"મરાઠાઓ રાજ્યની હદ લંબાવવાને ઉત્સુક નહોતા, પરંતુ તેમની ધનેચ્છા નિરંતર વૃદ્ધિ પામતી હતી જ્યારે ૧૭૫૨-૫૩ માં દામાજીરાવને અર્ધભાગ પેશ્વાને આપવો પડ્યો, ત્યારે તેની કાઠીઆવાડની ઉપજ પણ અર્ધ થઈ ગઈ. આ વખતે પેશ્વાએ સોરઠ, હાલાર, ગોહિલવાડ અને કાઠીઆવાડમાંનો પોતાનો ભાગ અહમદાબાદ જીલ્લાની સાથે ઉપજમાં ભેળી દીધો. પરંતુ આ બાબત બાજુએ રાખતાં પણ કહેવુ પડે છે કે આરંભમાં દામાજીરાવ માત્ર ત્રણ કે ચાર હજાર લુંટારા સ્વારો સાથે તોપો

× 'ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ', પૃ ૩૨૧.

કે છાવણીનો કોઈપણ સામાન સાથે રાખ્યા વિના ત્યાં ઉતરી પડતો પરંતુ પાછળથી તો મુલકગીરીની આ સ્વારી નિયમિતપણે નક્કી કીરેલી સંખ્યામાં સિબંદીઓ તથા પાયદળ માણસો લઈને જવા લાગી. દ્વીપકલ્પમાંથી ઉત્પન્ન થતી મહેસુલથી રાજ્યની આમદાનીમાં એક મોટી અને સારી રકમની વૃદ્ધિ થઈ દરેક મુખી પોતાની પૂર્વેના મુખી કરતા વિશેષ રકમ લાવવામાં માન સમજતો. છેક સાંપ્રત સમયમાં પણ આ નિયમિત ખંડણીમાં બાબાજીની યુક્તિથી ખાનગી અથવા ખરિયાત નામે પ્રસિદ્ધ એક વિશેષ લાગો નાખીને વધારો કરવામાં આવ્યો હતો વળી નિયમિત રીતે લેવામા આવતા કરોના નામો પણ અર્થસૂચક જ છે મુસલમાનો પાસેથી લેવામાં આવતો "તુર્કવેરો" અને જુનાગઢના નવાબે નાખેલા "બાબીવેરા" સિવાય લૂંટારા મરાઠાઓને હાથે એકત્ર કરવામા આવતા "ધર્નીમવેરા", "નાળબંદી" (ઘોડાઓની નાળ બેસાડવાના ખર્ચ માટે લેવાતો કર) "ઘાસદાણા"ના કરો હતા. ખરૂં કહીએ તો એ છેલ્લો કર અન્ય પ્રાંતોમા મુલકગીરી ઉઘરાવવાને જતા ગાયકવાડના સિપાઈઓ માર્ગમા આવતા ગામોના રહેવાસીઓ પાસેથી લેતા, અને તે ગામ પેશ્વાના મુલિકાનુ હોય તોપણ ગાયકવાડના સિપાઈઓ ત્યાંથી "ઘાસદાણો" લેતા આ ઉલ્લંઘન વિષે પેશ્વા કોઈપણ વાંધો લેતો નહોતો કારણ કે મુલકગીરી ઉઘરાવવા નિકળેલા તેના સિપાઈઓ પણ તેવી જ રીતે ઘાસદાણો ગાયકવાડી ગામોમાથી મેળવતા હતા આ વિચિત્ર કરનુ મૂળ કારણ તો આવુ જ હોવુ જોઈએ, જોકે પાછલા વખતમા આ જુલમી વેરો પણ નિયમિત ખંડણીમા સમાવવામા આવ્યો હતો આથી ગાયકવાડને અતિશય મોટો લાભ થયો, અને તેના ઉપરી પેશ્વા કરતા તેને વિશેષ મળવા લાગ્યુ, કારણ કે તેના સૈનિકો આ ભાગોમાં નિરંતર વિશેષ સંખ્યામાં રહેતા, તથા પેશ્વાની ખંડણી ઉઘરાવવાનુ કામ પણ ઘણીખરી વેળા તેને જ સોંપવામા આવતુ હતું"*

અઢારમા સૈકાના છેવટના ભાગમા વડોદરાનો રાજવહીવટ અંધાધૂંધીભર્યો ચાલતો હતો અને દરબારમાં કુસંપ અને કાટકૂટ હતા તેથી મુલકગીરીનુ કામ અટકી પડ્યા જેવુ હતુ; પણ અંગ્રેજોની સહાય પ્રાપ્ત થતા અને રાવજી આપાજી દીવાન તરીકે નિમાતા રાજ્યની તિજોરી ખાલી થઈ ગઈ હતી અને રાજ્યના માથે પુષ્કળ દેવુ થયુ હતું ને ફિટાડવુ પડે તેમ હતુ એ પરિસ્થિતિ લક્ષમા લઈને એણે પોતાના ભાઈ બાબાજીને

* 'વડોદરાના રાજ્યકર્તા', પૃ. ૯૮–૯૯.

નવી તથા જૂની ખંડણી ઉઘરાવી લાવવા મોકલ્યો.

મેજર વોકર આ વર્ષોમાં ગાયકવાડનો સલાહકાર હતો. તેની ઇચ્છા રાજ્યની તિજોરી ભરવાની સાથે રાજ્યનું લશ્કરી ખર્ચ મોટું હતું તે ઘટાડી નાખવાની હતી. કાઠિયાવાડમાંથી ખંડણી આવે તો જ રાજ્યને પૈસા મળી શકે એમ હતું અને તે માટે પૂરતું લશ્કર જોઈએ એ તેની નજર બહાર નહોતું. તે ગાયકવાડને મદદ આપવી એ પોતાની નૈતિક જવાબદારી માનતો તેમ એ પણ તે સમજતો કે કાઠિયાવાડમાંથી ગાયકવાડ જે ખંડણી ઉઘરાવી શકે છે તે મુખ્યત્વે એમની—બ્રિટિશોની દરમિયાનગીરીને આભારી છે. પ્રસ્તુત મુલકગીરીની પ્રથા અંગ્રેજોને ડંખતી પણ હતી તેથી વડી સરકારની સંમતિ મેળવી મેજરે વોકરે એવી ઘટના રચી કે જેથી "મુલકગીરી કર્યા વિના કાઠીઆવાડના રાજા અને ઠાકોરો સાથે ગાયકવાડને આપવાની ખંડણીનો સુલેહભરેલી રીત ઠરાવ થાય તો ગાયકવાડનો તેમજ ગુજરાતમાં બ્રિટિશ સરકારના સ્વાર્થની સારી સેવા બજાવેલી કહેવાય."+

તે પરથી સન ૧૮૦૭-૦૮ માં ગાયકવાડ તરફથી વિઠ્ઠલરાવ ફરી વાર લશ્કર સહિત કાઠિયાવાડમાં ગયા તે પ્રસંગે મેજર વોકર પણ તેમની સંગાથે ગયા અને કાયમી ખંડણી મુકરર કરવાનું બની શકે એ આશયથી એમણે બંનેએ કાઠિયાવાડના રાજાઓને પત્ર લખીને બોલાવ્યા. પ્રથમ તો કાઠી રાજાઓએ અંગ્રેજોના પત્રની હકીકત સાચી માની નહિ અને પછી તેમાથી ભિન્ન ભિન્ન અર્થ શોધવા માંડ્યા. કેટલાક એમ પણ સમજ્યા કે ગાયકવાડનો હક્ક યુક્તિથી ખસેડી દઈને અંગ્રેજોની સત્તા જમાવવાનો આ પ્રયાસ છે પણ "કંદોરણાનો કિલ્લો તેના ધણી પાસેથી નવાનગરવાળાએ લઈ લીધો હતો તે અંગ્રેજની ફોજે પાછો લઈને તેના ધણીને સ્વાધીન કર્યો," * એ બનાવ બન્યા પછી તેમનો અભિપ્રાય બદલાઈ ગયો અને "નબળા તાલુકદારો હતા તે સ્વભવત્ આશા બાધવા લાગ્યા, અને હવે બ્રિટિશ સરકારના વાજબીપણાથી, તેઓને નુકસાન થયેલા તેનો ન્યાય મળશે એમ ધારવા લાગ્યા."*

પછી એ સંબંધી ચર્ચા અને તપાસના પરિણામે એમ માલૂમ પડ્યુ કે ખંડણીની બાબત ઓછામાં ઓછા ૧૫૩ રાજાઓ સાથે જુદા કરાર ... પડશે. છેવટે નીચેનો ઠરાવ સૌએ મંજૂર રાખ્યો

ઈ સ. ૧૮૦૭મા હમેશને માટે મુકરર કરેલી ખંડણી રાજાએ તથા તેના વારસોએ દર વર્ષે વડોદરે ભરવી. તે ભરવાને માટે તેણે પોતાની તરફનો દશ વર્ષને માટે જામીન આપવો. ખંડણીનો આકડો ગાયકવાડ હમેશ કાયમ રાખે તેની ખાનગીમાં બ્રિટિશ સરકારે ગાયકવાડની તરફથી જામીન રહેવુ.

આ પ્રમાણે ખંડણીની રકમ હમેશને માટે ઠરાવવાનું તથા તે ભરવાને માટે તથા કાયમ રાખવાને માટે જામીન લેવાનું તથા આપવાનુ ઠર્યા પછી કર્નલ વોકરે ભોમિયાઓ અંદર અંદર કજિયા કરે નહી તેને માટે બંદોબસ્ત કર્યો. ખંડણી મુકરર કરવાનો સબબ એટલો જ હતો કે જ્યારે ત્યારે ફોજને આખા પ્રાંતમા લઈ જવાની જરૂર પડે નહી ને ખંડણી ભરનાર પાસેથી જબરદસ્તીથી વધારે લેવામા આવે નહી, પણ જો ગાયકવાડની ફોજ ખસેડી લેવામાં આવે તો પ્રાંતમા બંદોબસ્ત રાખવાનું કઈ સાધન રહે નહીં અને ભોમિયા માંહોમાંહે લડી મરે તેથી પહેલાં કરતા પણ તેમની માઠી વલે થાય. એટલા માટે તેમ જ ગાયકવાડ સરકારની શ્રેષ્ઠતા ચાલતી રહે એટલા માટે મંગ્રેડી ઘોડેસવારો અને બ્રિટિશના સહાયકારી લશ્કરની એક પલટણનો રસાલો કાઠિયાવાડમા રાખવાનો ઠરાવ થયો. વળી, ભોમિયાઓ પાસે એક બીજો કરાર કરાવી લેવાની જરૂર પડી. તે એવી મતલબનો હતો કે દરેક ખંડિયાએ શાંતિ રહે એવી ચાલ ચાલવી અને એ પ્રમાણે ચાલવાની ખાતરી માટે બીજા ભોમિયાને જામીન તરીકે આપવો. આ કરાર હમેશને માટે હતો.

એ પ્રમાણે એ કરાર થયા ત્યારે ગાયકવાડ સરકારે ભોમિયાને એવો પરવાનો લખી આપ્યો કે ઠરેલી ખંડણી કરતા તેની પાસેથી વધારે લેવામાં નહી આવે. એ પરવાના ઉપર બીજી સહી બ્રિટિશ સરકાર તરફથી કર્નલ વોકરે કરી. મુકરર કરેલી ખંડણી દર વર્ષે ભરી દેવાને રાજાએ કરી આપેલો લેખ જેમ હમેશને વાસ્તે હતો તેમ બ્રિટિશ સરકારની જામીનગીરી પણ હમેશને માટે હતી. ખંડણીનો આંકડો જો કે હમેશને વાસ્તે ઠરાવેલો હતો તોપણ તે ભરવાનું જામીનખત દશ દશ વર્ષે નવુ કરાવી લેવાનું ઠર્યું હતું.×

પ્રસ્તુત કરાર આ પ્રમાણે નક્કી થઈ ગયો, પરંતુ બાજીરાવ પેશ્વા, જે આ ખંડણીની રકમમાં અડધોઅડધનો હકદાર હતો તેનો એ નિર્ણયમાં

× 'ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ', પૃ ૩૩૨-૩૩૩

અભિપ્રાય પૂછવામાં આવ્યો નહોતો તેથી તે નારાજ થયો હતો અને એ નારાજગી દર્શાવવાને તેણે અમદાવાદના ઇજારાના પટાની મુદત સન ૧૮૧૪ માં પૂરી થતાં ગાયકવાડને તે પટો ફરી ચાલુ કરી આપ્યો નહોતો અને તેનો વહીવટ પોતાને હસ્તક લેવો હતો. અંગ્રેજ હાકેમે જોયું કે પેશ્વા કાઠિયાવાડમાં ખંડણી ઉઘરાવવાનું કામ ચાલુ કરે તો પાછી અવ્યવસ્થા જામે એટલું જ નહિ, પણ અગાઉનું કર્યું કારવ્યું સઘળું નિષ્ફળ જાય અને તેમની પ્રતિષ્ઠાને પણ બાધ લાગે; તેથી એલ્ફીન્સ્ટને તે કામ કંપની સરકારને સોંપવા બાજીરાવ પાસે માગણી કરી. બાજીરાવે તેને પ્રથમ ગણકારી નહિ પણ બહુ દબાણ થયું ત્યારે એવી શરત રજૂ કરી કે ખંડણીની વસૂલાતનું કોઈ પણ ખર્ચ અંગ્રેજોએ લેવું નહીં. આ શરત કપરી હતી પણ તેને તે સ્વીકાર્યા વિના બીજો ઇલાજ નહોતો અને બાજીરાવે પણ પૂર્વે દશ વર્ષ સારુ એકઆંકડી ખંડણીની રકમ મુકરર થઈ હતી તે મંજૂર રાખી.

એ નિમિત્તે કાઠિયાવાડમાં અંગ્રેજોનો પગ મજબૂત થયો એટલું જ નહિ, પણ ત્યાં નાનામોટાં રાજ્યોમાં બંડ થતાં (જેમકે ઓખામાં, જુનાગઢમાં, જામનગરમાં) તેને દાબી દઈ પોતાનો કાબૂ અને લાગવગ વધારવામાં તેઓ ફતેહમંદ નીવડ્યા.

વળી મહીકાંઠામાં કાઠિયાવાડની પેઠે એકઆંકડી ખંડણીની ગોઠવણ કરી તેમણે પોતાની પ્રતિષ્ઠા વધારી હતી.

ગાયકવાડના પ્રતિનિધિ ગંગાધરરાવ શાસ્ત્રીનું કેવા સંજોગમાં ખૂન થયું, શા કારણે બાજીરાવને પૂનાના કોલકરાર કરવાની ફરજ પડી અને સન ૧૮૧૮ માં તેને પદભ્રષ્ટ કરવામાં આવ્યો એ સર્વ બીનાઓ ત્રીજા પ્રકરણમાં સંક્ષેપમાં વર્ણવવામાં આવી છે. અહીં એટલું જ નોંધીશું કે પેશ્વાઈ પડતાં તેનું સ્થાન કંપની સરકારે પ્રાપ્ત કર્યું. સન ૧૮૨૦માં ગાયકવાડ સયાજીરાવ બીજાએ લૉર્ડ એલ્ફીન્સ્ટનને નવો કરાર વડોદરામાં કરી આપ્યો તેની રૂઈએ ગુજરાતનાં ખંડિયા રાજાઓ ઉપરની સર્વોપરિ હકૂમત અંગ્રેજો હસ્તક આવી અને ગાયકવાડનું રાજ્ય પણ તેના તાબાના રાજ્ય જેવું થઈ ગયું.

## ૫. ઇજારાપદ્ધતિ

"A private individual entered into a contract with Government, whereby he bound himself to pay a lump sum for the privilege of collecting all he could from the cultivator, who was entirely at his mercy There was in reality no fixity of tenure for the tenant, and an old occupant might at any moment be turned out by a new comer who offered high rent The Farmers or Izardars were abetted by the Patels in their devices to wring the uttermost farthing from the cultivators The Izardars generally let the Patels off on easy terms, and very frequently they sublet to them the power of assessing taxes on the villagers the contract between the Government and the Izardar was frequently a sharm The virtual Izardar put forward a child of his and stood security for him, so that if the contract were broken, there could be no recovery and one of the most pernicious tricks an embarassed Government could play with the Izara system was to transfer the farm from one contractor to another before the expiry of the lease"

[Bombay Gazeteer, Baroda, p 365-366]

આપણે પાછળ જોયું છે કે મરાઠાઓ ગુજરાત પર સવારી લઈ આવતા તેમાં તેમની નેમ દેશ જીતવા કરતાં ખાસ કરીને લૂંટ લઈ જવા-

તરફ વધુ રહેતી; અને વડોદરામાં રાજગાદી સ્થાપ્યા પછી ગાયકવાડ ચોથ અને સરદેશમુખી ઉઘરાવવા માટે જેટલા ઉત્સુક અને તત્પર રહેતા તેના દશમા હિસ્સે પણ તેમના હાથ નીચેના દેશના વહીવટ માટે કાળજી કે ખંત રાખતા નહોતા. તેનું કારણ એ છે કે તેમની પ્રકૃતિને એ વૃત્તિ અનુકૂળ જ નહોતી તેઓ યુદ્ધમા લડી જાણતા અથવા લૂંટ મેળવી જાણતા, પણ તેમની પ્રજા કેમ આબાદ અને સુખી થાય અને દેશમાં શાન્તિ અને સુવ્યવસ્થા પ્રવર્તે એનો એમને ખ્યાલ સરખો નહોતો તેઓ માત્ર સૈનિક હતા, રાજકર્તાઓ નહોતા. તેથી લડાઈમા જય-પરાજયની સાથે તેમની સ્થિતિમા અને તેમની સત્તામા ભરતીઓટ આવતા હતા. તલવાર પર એમનુ રાજ્ય અવલબતુ લશ્કર એ જ એમનું સામર્થ્ય હતુ એટલે તેમને મોટુ લશ્કર રાખવુ પડતુ, એટલું જ નહિ, પણ તેના નિભાવ સારુ ભારે ખર્ચ કરવુ પડતું હતુ, અને તેટલા સારુ એ મરાઠા સરદારોને છત્રપતિ શિવાજી મહારાજ અને તેમના વંશજોએ મોટી જાગીરો આપી હતી જેને સરજામ કહેતા; અને છત્રપતિના વંશજોની સત્તા નબળી પડતા અથવા તેમની પડતી થતા એ મરાઠા સરદારો જેવા કે સિંધિયા, હોલકર, ભોસલે અને દાભાડે સેનાપતિના મુતાલિક દામાજીરાવ ગાયકવાડ પોતાની જાગીરોમા સ્વતંત્ર થઈ બેઠા અને તેઓએ રાજકર્તા તરીકે જુદી ગાદી સ્થાપી હતી. પણ એ સરદારો, ઉપર કહ્યું તેમ રાજવહીવટ માટે ટેવાયેલા નહોતા, મુત્સદ્દીગીરીથી તદ્દન અજાણ હતા. તેઓ જાતબળ અને સૈન્યની સંખ્યા પર ઝૂઝતા અને સૈન્ય કવાયતી અને સજ્જ રાખવામાં તેમને ઘણો ખર્ચ કરવો પડતો રાજ્યનુ ઘણુ ખરુ ઉત્પન્ન એમા જ જતુ, અને રાજ્યનુ ઉત્પન્ન એવુ વ્યવસ્થિત કે એકસરખું નિયમિત ધોરણવાળુ ગોઠવાયેલુ નહોતુ તેમ તેમનો જાતખર્ચ પણ આઘળો, જેનો કાંઈ અંદાજ નહિ, એ પરિસ્થિતિમાં તેમનો હાથ સદા સંકોચમા રહેતો અને તેને પહોંચી વળવા સારુ જોઈતુ નાણું તેઓ કરજે કરીને મેળવતા હતા. સત્તાના મદમાં ફાવે તેમ વર્તતા, જોહુકમી કરતા અને બળજોરીથી નાણાં કઢાવતા અને તેમની એ માનસવૃત્તિને ચોથ અને સરદેશમુખીની પ્રથા અનુકૂળ અને સહાયકર્તા થઈ પડતી; તોપણ એમની દ્રવ્યક્ષુધા સંતોષાતી નહિ; અને પૈસા, પૈસા ને પૈસા એ જ એમની ચાલું માગણી રહેતી. તેટલા સારુ તેઓ પોતાના મુલ્કને શરાફોને ત્યાં ગીરો મૂકતા; અથવા રાજ્યની મહેસૂલનો, એ પૈસા અગાઉથી મળે તે સારુ, ઇજારો આપતા અને એ ઇજારો લેનાર શખ્સ એટલુ જ જોતો કે જે રકમ મોંતે ભરેલી છે તથા ઇજારો મેળવવા બદલ જે રુશ્વત

રાજ્યના અધિકારીઓને આપવી પડી છે તે સૌ જતા તેને શો ફાયદો રહે છે આમ, રાજા અને ઇજારદાર ઉભય પોતપોતાના સ્વાર્થ સાધતા, પણ તેમાં રૈયતની શી સ્થિતિ થાય છે તે વિષે તે પૈકી કોઈ વિચાર સરખો કરતા નહિ, કેમકે બંનેની નજર એકસરખી પૈસા મેળવવા પર રહેતી હતી રાજાને પોતાના વિલાસ અને વૈભવ સારુ પૈસો જોઈતો; અને છૂટે હાથે મર્યાદા વિના તે ખર્ચ કર્યે જતો શરાફો—નાણા ધીરનારાઓ ગીધની પેઠે પાસે તૈયાર હતા તેઓ પોતાને ફાવતી શરતો કરાવી લઈ રાજાને પૈસા આપતા હતા, અને રાજા એ લોકોના હાથા હોઈને તેમને રૈયત પાસેથી મનસ્વીપણે કરવેરા વસૂલ કરવામા અડચણ નડતી નહોતી એથી રૈયતનો પૂરેપૂરો મરો થતો, ઢોરથી પણ માઠી સ્થિતિ પ્રજા ભોગવતી હતી

મોગલ સમયમાં રાજા ટોડરમલે ગુજરાતમા જમીનની તપાસ અને માપણી કરાને જમીનમહેસૂલના દર, તેના પાક અને જમીનના પ્રકાર અને કસના પ્રમાણમા મુકરર કર્યા હતા અને મહાન મોગલ સમ્રાટ અકબરે તેના અમલદારોને એ સબધમા એવી આજ્ઞા કરી હતી કે રૈયતને બનતી રાહત આપી તેની પાસેથી મહેસૂલ ઉઘરાવવી, જેથી જમીન બિન-ખેડાયેલી પડતર રહે નહિ તેમ તે વસ્તીથી ભરચક રહે. વળી, એ મહેસૂલ હફ્તે હફ્તે અને નિર્ણીત ધોરણ અને કબૂલાતને અનુસરીને વસૂલ કરવી.

પરતુ મરાઠા સરદારોની લૂટારુ રાજનીતિ અને અનિષ્ટ ઇજારાપદ્ધતિથી પ્રજાને ઘણુ સોસવુ પડતુ હતુ મુસલમાન અને મોગલ સમયમા જમીન મહેસૂલ ઉપરાત રાજ્યને ધધાહુન્નરમાંથી સારુ ઉત્પન્ન મળતુ, પણ તે ઉત્પન્ન મરાઠાઓના આગમન પછી નાશ પામી બધ પડ્યુ હતુ; એટલે રાજ્યની ઉપજનો બધો આધાર જમીનમહેસૂલ પર રહેતો તેમાં અવ્યવસ્થા અને મારફાડને લઈને ખેડૂતો નાસભાગ કરતા, એથી પણ ઘણી જમીન અણખેડાયેલી પડી રહેતી. રાજ્યનુ જમીનમહેસૂલ ઘટી જવાનુ એ પણ એક કારણ હતુ.

એ મરાઠા સરદારોનો વહીવટ કેવો હતો તે સમજવા સારુ તે સમયે નાના ફડનવીસના એજટ સદાશિવ દિનકરે મહાદજી સિંધિયાની વહીવટી સ્થિતિનું દિગ્દર્શન કરતો એક પત્ર લખી મોકલ્યો હતો, જે ઉપલબ્ધ છે, તેમાંથી થોડોક ભાગ આપીશુ.

'લશ્કરી રોલમાં નોંધાયલા સર્વ સૈનિકો હાજર રહે છે કે નહિ તેની મહાદજી કદી તપાસ કરતો નહિ, હાજરીપત્રક કે તપાસ જેવુ કશું નહોતુ;

અને એ લશ્કર પાછળ જે બધું ખર્ચ થતું તે એમને નહોતું નડતું. વચમાંના માણસો તેમાંની ઘણી રકમ ઓહિયાં કરી જતા. ખાઉકી અને અવ્યવસ્થા પુષ્કળ છે. એણે રાજ્યનું ભાવિ ઉત્પન્ન આવતાં બે વર્ષનું ગીરે મૂકી દીધું છે, અને તેના ઇજારદારો ખેડૂતો પાસેથી જમીનમહેસૂલ વસૂલ કરવા કેવા ઘાતકી અને જંગલી ઉપાયો યોજે છે તે જોતાં દિલ દયા ઊઠે છે. શ્રીમંત અને ગરીબ સૌને શરીરે ચુગડાંના ગાભા વીંટે છે, તેના પર તેલ રેડે છે, અને તેને પછી સળગાવી મૂકે છે... ...ખેડૂતો જમીન મૂકીને નાસી ગયા છે, ચોતરફ વેરાન થઈ પડ્યું છે, દુકાળ ડોકિયાં કરી રહ્યો છે. એક ઘરમાં તો વીસ મડદાં પડેલાં છે. કોઈ જોનારો મનુષ્ય રહ્યો નથી કે જે તેને ઠેકાણે પાડે. હું શું લખું છું, તે હું સમજું છું. એ નગ્ન સત્ય છે. સુવ્યવસ્થિત અને સુખી રાજ્ય તે જ કે જ્યાં રાજા કદી ભીડમાં ન હોય, સૈન્ય સંતોષી હોય અને રૈયત સુખી હોય. આ ત્રણેની સ્થિતિ ઉપર જણાવ્યા પ્રમાણે ન હોય ત્યારે પ્રભુનો આધાર રહ્યો. પ્રભુ કરે તે ખરું.'*

પ્રસ્તુત ઇજારાપદ્ધતિને એક લેખકે ઝેરી વૃક્ષ સાથે સરખાવી છે, અને તે જણાવે છે કે એ ઝેરી વૃક્ષના મૂળિયાંને રાજાના પ્રમાદ, લોભ અને અજ્ઞાનમાંથી પોષણ મળે છે એટલું જ નહિ, પણ તેનાં બૂરાં ફળ પ્રજાને વેઠવાં પડે છે.

અઢારમા સૈકાના અંત ભાગમાં પેશ્વાના સૂબા આબા શેલુકરે તેના છુટકારાના સિંધિયાને દશ લાખ રૂપિયા આપેલા તે રકમ એકઠી કરવાને તેણે ગુજરાતમાં બેસુમાર સિતમ ગુજાર્યો હતો, અને પ્રસિદ્ધ રોમન શહેનશાહ નીરોની પેઠે ગુજરાતમાં શેલુકરનું નામ તેની દુષ્ટતા અને ઘાતકીપણા માટે કહેવત સમાન થઈ પડ્યું હતું. તે કેવું જુલમ ચલાવતો એનો કાંઈક ખ્યાલ નીચેના ઉતારામાંથી મળશે.

“મરેઠાનો જે જે ઠેકાણે અમલ હતો તથા તેમનો અમલ હશે તે તે ઠેકાણે જુલમ ઘણો થતો ને હાલ થતો હશે, તેનું કારણ હરેક મહાલ અથવા પરગણું જે કોઈ વધારે રૂપૈયા આપે તેને ઇજારે આપતા. પણ તે ઇજારદારને ઇજારાના રૂપૈયા વળતા તથા ખરચ કહાડતા કાંઈ નફો મળવો

* જુઓ ‘The Main Currents of Maratha History’ by Sirdesai, p. 119-120.

# પરિશિષ્ટ ૧

## મહેસૂલરીતિ

મહેસૂલની મુખ્ય બાબતો બતાવવાના હેતુથી ૧૮૨૭ની કલમબંદી (સયાજીરાવે તે વર્ષના ગાળાના વહીવટદાર જોગ કાઢેલા હુકમો) અત્રે રજૂ કરીએ છીએ. તે વખતે સામાન્ય રીતે જમીનના બે વિભાગો હતા: (૧) સરકારી અથવા ખાલસા અને (૨) જેના ઉપર સરકારનો હક પરિમિત હતો તેવી. વળી કુમાવીસદારોને રૈયત પાસેથી લેવાની રકમ નક્કી કરવાનો હક હતો. ખાનગી લાભો સાર્વજનિક લાભોથી વિરુદ્ધના ન થઈ જાય તે હેતુથી ૧૮૨૭ની કલમબંદીમાં સરકારી જમીન પહેલાં ખેડવાનો તથા કોઈ પણ કારણસર ખેડાયેલી સરકારી જમીનનો વિસ્તાર તેવી જ બીજી ખાનગી જમીનોના વિસ્તાર કરતા ઓછામા ઓછો બેવડો રાખવાનો હુકમ રાખવામાં આવ્યો હતો. જો કોઈપણ ગામમાં સરકારી જમીન ખાનગી જમીન કરતાં દ્વિગુણી હોવાને બદલે ઓછી હોય તો તે ગામના વતનીઓએ પાડોસના ગામની સરકારી જમીન ખેડી આવ્યા પછી જ પોતાની જમીન ખેડવી પડતી. જૂના વખતમા કુમાવીસદારો એટલો તો જુલમ ગુજારતા હતા કે લોકો ખેતરો છોડીને કોઈ ઉદાર ખેડૂતના ખેતરમાં કામ ઉપર જતા રહેતા, તેમ જ તે સમયમા જમીન આટલા વિસ્તારમા ખેડવામાં આવતી નહોતી તેથી કામદાર માણસોની તાણ હતી વળી, જમીનના ભાવો પણ બહુ જ કમતી હતા. આથી ૧૮૨૭ની કલમબંદીમા બીજા મહાલોમાંથી આવનારી રૈયતને તે મહાલના કુમાવીસદારનું લેણું ચૂકવ્યા સિવાય પોતાના મહાલમાં નહિ રહેવા દેવાની કુમાવીસદારોને કરેલી આજ્ઞાથી નવાઈ પામવા જેવું નથી, તેમ જ આ નવીન આવનારને તે જમીન પોતાનો પટો પૂરતો હોય તેટલા વખતને માટે જ આપી શકે તથા તેની પછીનો કુમાવીસદાર તેના કરેલા કરારો પાળવાને બંધાયેલો નહોતો

વંશપરંપરાના અમલદારો સાથેનો, સૈનિકવર્ગના લોકો સાથેનો

તથા કેટલીક બાબતમાં સરકાર સાથેનો ઇજારદારોનો સબંધ કેવા પ્રકારનો હતો તે હવે જોઈએ. તે પોતાનું ભરણું ચાર હપ્તે કરતો હતો અને વર્ષને અંતે જો કાંઈ રકમ શેષ રહેતી તો તેના ઉપર તે નવ ટકાનું વ્યાજ આપતો. દરબારની રજા વગર કીધેલો ખરચ પોતાની ગાંઠમાંથી તેને આપવો પડતો. જાહેર બાંધકામો મોટી સંખ્યામાં અથવા વિશાળ નહોતાં, પરંતુ તે બાંધવામાં અથવા સમરાવવામાં રૈયતની મદદ લેવાનો સરકારનો હુકમ હતો, તેમ જ ખડેગાવના સમયમાં રૈયત જેટલી રકમ તેવા કામ ઉપર ખરચતી તેટલી જ સરકાર પણ તેમાં આપતી. વર્ષને અંતે ઇજારદાર પોતાના ઇજારામાં તે મહાલ રહ્યો ત્યાં સુધીનો મહેસૂલ વગેરેનો જમા-ખરચનો હિસાબ મોકલી આપતો. આ હિસાબ જોઈને એમ માનવું નહિ જોઈએ કે તે બરોબર હતો. કારણ કે પોતાનો નફો ઓછો બતાવવામાં ઇજારદારનો લાભ સમાયેલો હતો. પરંતુ ઇજારદારી રીતિનો કાંઈક અનુભવ ધરાવનારા એક પુરુષના મત પ્રમાણે ઊપજ ઓછી બતાવવા કરતાં ખરચ વધારે બતાવીને ઇજારદાર સરકારને ઠગતો હતો. કેમકે રૈયતની પાસે કોઈપણ પ્રકારનો અયોગ્ય કર લે તો તેઓ કદાચ સરકારમાં અરજી કરે અને તેનું જૂઠાણું જાહેર થાય.

ઇજારદાર કારકુનો અથવા મુત્સદ્દીઓની મદદથી સઘળું કામ ચલાવતો હતો. દરેક મહાલના થાણા નામના પેટા વિભાગો કરવામાં આવ્યા હતા અને દરેક થાણામાં દશથી પંદર ગામો હતાં. એકલા વડોદરા મહાલમાં આવાં ૧૮ થાણાં હતાં. દરેક થાણાનો ઉપરી થાણદાર કહેવાતો અને તેના હાથ નીચેના દરેક ગામમાં એક એક સરકારી મહેતો રહેતો. થાણદારનો માસિક પગાર રૂપિયા વીસને આશરે તથા દરેક મહેતાનો પગાર રૂપિયા પંદરને આશરે હતો. મહેતો દરેક ગામની મહેસૂલ ઉઘરાવતો અને થાણદાર તેની ઉપર દેખરેખ રાખતો. દરેક મહેતાને તેના કામમાં વતનદાર અથવા પરંપરાગત અમલદાર અને તલાટી (તાલૈયા) ઓ મદદ આપતા અને છેલ્લા બે અમલદારોને ગ્રામવાસીઓના લાભો જાળવવાને અર્થે નીમવામાં આવતા. સંવત ૧૯૧૬ માં ખંડેરાવ મહારાજે મહેસૂલ સંબંધી પોતાની નવીન યોજના દાખલ કરવા માંડી ત્યાં સુધી થાણદારોએ પોતાનું કામ કરવું ચાલુ રાખ્યું. તે વખત સુધી થાણદારો ફોજદારી તથા મુલકી કામ કરતા. પરંતુ સંવત ૧૯૧૭–૧૮ માં બે અથવા ત્રણ છુટક છુટક અમલદારો દ્વારા કરવામાં આવતું કામ એકત્ર કરીને તે કરવાને એક અમલદાર નીમ્યો.

આ નવા નિમાયેલા ફોજદારને કોઈપણ જાતનું મુલકી કામ કરવાનું નહોતું. આ નવી રીત સંવત ૧૮૨૪-૨૫ સુધી ચાલી, પણ તે પછી આ બે કામો પાછાં એક કરીને થાણદારને જ સોંપવામાં આવ્યાં. આ વખતથી થાણદારોને નાની રકમનો દંડ કરવાની સત્તા મળી ગઈ. તેની દેખરેખ નીચેનાં ગામોની સંખ્યા વધારીને તેના હાથ નીચે કારકુન આપ્યો.

મહેસૂલી કામ માટે મોકલવામાં આવેલા મહાલકરીઓ અથવા શિબંદીઓના અર્ધ-સૈનિક બળની મદદથી મહાલોના આમપાસનું કામ ચલાવવામાં આવતું હતું. ૧૮૨૭ની કલમબંદી ભીલો, મેવાસીઓ અને ગરાસિયાઓના હુલ્લડો બેસાડી દેવાનું કામ વહીવટદારોને માથે નાંખે છે તથા ફરમાવે છે કે જો તેનાથી બને તો તેમને પકડીને તપાસ માટે ઉપરી સન્મુખ મોકલવા, પરંતુ તેમાં જ જણાવેલું છે કે જો ત્યાંના સાધારણ ગ્રામપાલોની મદદથી તે તેમને પકડી ન શકે તો સરકાર તેને બીજી મદદ આપશે. ૧૮૨૭ની કલમબંદી પ્રમાણે પોતાના હાથ નીચેના સૈનિકને શિક્ષા કરવાની સત્તા ફોજદારોમાં નહોતી, પરંતુ જો કોઈપણ સૈનિક ફરિયાદનું કારણ આપ્યું હોય તો તે ફરિયાદ સરકારમાં કરતો.

ગરાસિયાઓ, ભાટો અને ચારણોના હક્કોને નુકસાન નહિ પહોંચાડવાની તથા દેવાલયોના લાગાઓ, આસામીઓની નિમણૂક, દરબારના દેણાંઓ અને શિબંદીઓનો પગાર નિયમિતપણે ચૂકવવાની આજ્ઞા પણ ફોજદારોને તે કલમબંદી દ્વારા કરવામાં આવી હતી.

# ૬. બાંયધરી

“૧૯ મી સદીની શરૂઆતમાં એટલો બધો અવિશ્વાસ ફેલાયો હતો કે ગાયકવાડ સરખો પણ પોતાની રૈયતમાંના કોઈની બાહેધરી આપે તે સિવાય કોઈ તેની સાથે કરાર કરત નહીં. ગાયકવાડ નાણાં કરજે લેતા તેની બાહેધરી આરબ જમાદારો કરતા. આરબ લોકોની બાહેધરી કબૂલ કરવામાં આવતી તેનું મુખ્ય કારણ એ હતું કે જેમાં તેઓ ઊભા રહ્યા હોય તેવા કરાર બળજોરીથી પૂરા કરાવવાનું તેમનામાં સામર્થ્ય હતું.”*

આઠમા ગાયકવાડ ગોવિંદરાવનું સન ૧૮૦૦ માં મૃત્યુ થતાં વડોદરાની રાજધાની પડું પડું થઈ રહી હતી. એ કટોકટીના પ્રસંગે અંગ્રેજો વચ્ચે પડ્યા ન હોત તો રાજ્યની પૂરી દુર્દશા જ થઈ હોત. એક તરફ ગોવિંદરાવનો કુંવર કાન્હોજીરાવ કેદખાનામાંથી નાસી છૂટી મહારાજા આનંદરાવના મુતાલિક તરીકે સર્વ રાજવહીવટ હસ્તગત કરી બેઠો હતો. એટલું જ નહિ, પણ રાજ્યની તિજોરી ખાલી કરી મૂકી વધુ નાણાં મેળવવા સારુ આમ ગુજરાતી પ્રજામાં ત્રાહિ ત્રાહિ પોકરાવી રહ્યો હતો. બીજી તરફ આરબ સિપાઈઓ રાજ્યમાં બહુ બળવાન થઈ પડ્યા હતા. તેઓ પ્રથમ કાન્હોજીરાવના પક્ષમાં રહ્યા, પણ તેનાં નાણાં ખૂટ્યાં અને તેના વિરોધીઓએ તેમને વધુ લાલચો આપીને પોતાના પક્ષમાં લીધા ત્યારે એ જ આરબોએ, આનાકાની વિના કાન્હોજીરાવને પરહેજ કર્યો હતો અને આનંદરાવ મહારાજા સમક્ષ રજૂ કરીને તેને કેદમાં નખાવવાને ફાવ્યા હતા.

એ સામા પક્ષનો આગેવાન રાવજી આપાજી હતો. તેણે અગાઉ ગોવિંદરાવ ગાયકવાડને તેની લાચાર સ્થિતિમાં સારી મદદ કરી હતી અને હમેશાં તે અંગ્રેજોનો આશ્રિત બન્યો હતો. ઓગલી ગાદી પર તે રાજ્યમાં અને મક્કમ હતો. વડોદરાનું દીવાનપદ પ્રાપ્ત થતાં તેણે રાજ્યમાં બાંધ્યું

* ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ-ગોવિંદભાઈકૃત, પૃ ૩૨૫.

આણવા તજવીજ કરી, પણ તેની સ્થિતિ ત્રિશંકુ જેવી જણાઈ. તેને રાજમહેલમાંના દરબારીઓની ઓથ નહોતી, ઊલટું તેઓ કડીના જાગીરદાર મલ્હારરાવને રાવજીની વિરુદ્ધ ઉશ્કેરતા હતા

શહેરના આરબ સિપાઈઓ પણ રાવજીના કબજામાં નહોતા; વળી તેમને અંગ્રેજોની દરમિયાનગીરી પસંદ નહોતી, તેથી તેઓ એટલે દરજ્જે નાફરમાન અને આપખુદ બન્યા હતા કે રાવજી ખંભાતથી અંગ્રેજો સાથે ગાયકવાડને મદદ આપવાના સંબંધમાં વાટાઘાટ કરી વડોદરે પાછા ફરતાં તેની પાલખી પર એ સિપાઈઓ ગોળીબાર કરવા સુધ્ધાં ચૂક્યા નહોતા એ રીતે પણ તે સલામત નહોતો

બંને પક્ષો અંગ્રેજોને મદદ સારૂ વિનવણી કરી રહ્યા હતા, પણ મુંબઈનો ગવર્નર ડંકન એ ખટપટમાંથી નવી મુશ્કેલીઓ ઉદ્ભવે એ ભયથી ખંચકાઈ રહ્યો હતો પણ તેણે જોયું કે મલ્હારરાવનું લશ્કર કડીથી નીકળી ચૂક્યું છે અને સિંધિયા સરકાર પણ વડોદરાના ગાયકવાડ પર અમદાવાદના ઇજારાની રકમ માટે તકાદો કરનાર છે ત્યારે મેજર વોકરને વડોદરા સમાધાની સારુ મોકલ્યો

મેજર વોકર વડોદરા આવી સર્વ હકીકતથી વાકેફ થયો. તેને ખાતરી થઈ કે રાવજી નિર્દોષ હતો અને મહારાજાના મનની નબળાઈ અને ભીરુતાને લઈને વડોદરાનો મામલો ગંભીર બન્યો હતો. વળી, જાગીરદાર મલ્હારરાવને સમજાવી શાન્ત પાડવા તેણે બનતો પ્રયાસ કરી જોયો, પણ જ્યારે મલ્હારરાવે નમતું ન આપ્યું ત્યારે નાછૂટકે તેની સામે લશ્કર મોકલવામાં આવ્યું હતું, અને પછી કડી પાસે મોરચા મંડાયા. તેમાં મલ્હારરાવની હાર થઈ અને પરિણામે તેને કેદ કરવામાં આવ્યો હતો

આ આફત ટળી નહિ ત્યાં બીજું સંકટ આવી ઊભું રહ્યું વડોદરામાં આરબો કોઈને ગાંઠતા નહોતા તેમનો પગાર પુષ્કળ ચઢી ગયો હતો, અને શરાફો પણ સર્વત્ર અંધાધૂંધીને કારણે રાજ્યને પૈસા ધીરવા ખુશી નહોતા પરિસ્થિતિનો લાભ લઈને એ આરબ સિપાઈઓએ શહેરનો કબજો કરી લીધો. મહારાજા આનંદરાવ મહેલમાં કેદી જેવા થઈ પડ્યા બહારથી અંગ્રેજ લશ્કરે શહેરને ઘેરો ઘાલ્યો પણ શહેરની ખાનાખરાબી થાય એ દહેશતથી કેટલોક વખત આરબો સાથે સમજૂતી કરવામાં કાઢ્યો, પણ

જ્યારે સમાધાની કરવાને તેઓ ઈંતેજાર ન જણાયા ત્યારે આખરે હાકેમોએ લાપરી આરબોને શરણે આવવાની ફરજ પાડી. એ આરબો પોતાનો ચડેલો પગાર મળી જાય તો વડોદરા છોડી જવાને તૈયાર હતા એમ અંગ્રેજ અમલદારને જણાવ્યું એટલે એ સુંદર તકનો ઉપયોગ કરી લેવાનું તેને દુરસ્ત લાગ્યું; પરંતુ રાજ્ય પાસે ફૂટી બદામ નહોતી અને એ સિપાઈઓને આપવાની રકમ પણ મોટી હતી તેમ છતા તેણે બધી જવાબદારી પોતા પર ઉપાડી લઈને કંપની સરકારના નાણા ઉછીના આપ્યા, તેની સાથે શાહુકારોને પણ તેણે બાંયધરી આપી ખૂટતા નાણા મેળવ્યા એ પ્રમાણે બધું દેવું પતાવી દઈને આરબોને ગુર્જરાતમાંથી કાયમના કાઢ્યા ગાયકવાડ પરે અંગ્રેજોનો આ નાનોસૂનો ઉપકાર નહોતો.

ગાયકવાડ અને પેશ્વા વચ્ચે ઉદ્‌ભવતી તકરારોમા અંગ્રેજોએ વખતોવખત વચમા પડીને ગાયકવાડનું હિત સાચવ્યું હતું, એ મદદ બદલ કંપની સરકાર ગાયકવાડ પાસે પૂરતો બદલો લેતી. લશ્કરી મદદ પેટે કંપની સરકાર રોકડ રકમ લેતી વા તેના અભાવે એટલી ઉત્પન્નવાળો મુલક લખાવી લેતી; પણ આ પ્રસંગે નવી પરિસ્થિતિ ઉદ્‌ભવી તે પોતે રાજ્યને નાણાં ધીરવા માંડી તેમ બીજા શાહુકારો પાસે પોતે નાણા ધિરાવા લાગી અને તે બદલ પોતાની બાંયધરી આરબોની પેઠે આપવા માંડી

પ્રસ્તુત પ્રકરણના મથાળે જે ઉતારો કર્યો છે તેમાં સ્પષ્ટ રીતે જણાવાયું છે કે રાજ્યની શાખ એવી હલકી પડી ગઈ હતી કે ગાયકવાડને બળવાન પક્ષની જામીનગીરી વિના પૈસા ધીરવાની કોઈ શરાફની હિમ્મત ચાલતી નહોતી અંગ્રેજ હાકેમોએ ઉપર્યુક્ત આરબોના બળવા વખતે એક નવી જવાબદારી ઉઠાવી હતી અને તેના કારણે ગાયકવાડ અને કંપની સરકાર વચ્ચે લાંબા સમય સુધી ચડભડાટ ચાલુ રહ્યો હતો તે વિષે વધુ વિવેચન કરવામા આવે તે અગાઉ એ સમયે જાનમાલના રક્ષણ અને સલામતીના સબંધમા આપણા દેશની સ્થિતિ કેવી હતી તે તપાસીએ.

આજે પણ દુનિયાનાં સુધરેલાં રાજ્યો એકબીજાની ઓથ અને મદદ માગે છે અને તે સારુ કોલકરારથી બંધાય છે. પ્રજાસંઘ અને આન્તરરાષ્ટ્રીય કાયદાકાનૂનની રચના એ એક પ્રકારની નૈતિક બાંયધરી છે. જો કે તેની પાછળ છેવટે શસ્ત્રબળ રહેલું હોય છે જ

આપણે ત્યા બાંયધરીની પ્રથા અપરિચિત નહોતી બાંયધરી સારુ ભાટ-ચારણોની જાતિ જાણીતી છે. તેઓ તે ખાતર પોતાનો અને પોતાનાં

કુટુંબીજનોનો ભોગ આપતાં વિલંબ કરતા નહિ. આપણા પ્રાન્તના ઇતિહાસમાંથી એવા સંખ્યાબંધ દાખલાઓ મળી આવશે કે જેમાં ભાટ અને ચારણોએ પોતાના શબ્દ સારુ એક જામીન તરીકે પોતાના સર્વસ્વનો ભોગ આપવામાં પાછું ફરીને જોયું નથી.+ મધ્યયુગમાં ભાટ-ચારણો જે ફરમિયાનગીરીમાં રહેતા તેમનો કોલ પવિત્ર મનાતો. તેને કોઈ તરછોડી શકતું નહિ, કેમકે એ શબ્દની પાછળ આત્મભોગનું સામર્થ્ય—નૈતિક બળ રહેલું હતું. તે સંબંધમાં નીચેનો ફકરો ઉપયોગી થશે:

"અણહિલપુરના રાજવંશનો મુસલમાનોએ નાશ કર્યો ત્યારથી, તે બ્રિટિશ સરકારે વ્યવસ્થા કરીને સર્વે થાળે પાડ્યું ત્યાં સુધી, થોડી ઘણી પણ રાજ્યની અવ્યવસ્થા અને ગડબડાટ ચાલ્યો છે તે વેળામાં રાજ્ય સંબંધી કોલકરાર, ખાનગી લેખપત્ર અને વ્યાપારનું કામકાજ નિર્વિઘ્ને ચલાવવાને જે કાંઈ વેળાને અનુસરીને સાધન હતાં તેમાં ભાટ લોકોની જમાત એ પણ એક હતું. ગમે તો મુખ્ય, રાજાને અર્ધા સ્વતંત્ર ઠાકોર પાસેથી ખંડણી ઉઘરાવી લેવા વિષેનો ઠરાવ કરી લેવાનો હોય અથવા કોઈ માણસે કોઈ ઠાકોરના કોપનું કારણ ઉત્પન્ન કર્યું હોય ને તેને માટે ક્ષમા મેળવવાની અને પોતાના અંગનું નિર્ભયપણું મેળવી લેવાની ખાતરી કરી લેવી હોય, અથવા કોઈ નાણાં ધીરનારને પોતાના પૈસા મળે તેને માટે જામીન જોઈતો હોય, અથવા જ્યાં લૂટ થતી હોય એવા પરગણા વચ્ચે થઈને કોઈ વ્યાપારીનો માલ વિના જોખમે લઈ જવો હોય, તો ભાટની બાહેંધરી અથવા જામીનગીરી માન્ય રાખવામાં કશું નુકસાન ધારવામાં આવતું નહિ. તે દેવતાઓથી ઉત્પન્ન થયેલા અને તેઓના માનીતા તેથી કોઈને પત ન કરે એવા માણસો પણ તેઓનું માન રાખતા. અને તેઓ પણ કરાર પ્રમાણે પળાવી લેવાને સાધનવાળા હતા, તથા તેમાં તેઓ ભાગ્યે જ પાછા પડતા હતા. આ સાધનમાં ત્રાગાં અને ધરણાં એ મુખ્ય હતાં; ત્રાગું કરતી વેળાએ ભાટ પોતાનું કે પછી પોતાના કુટુંબના કોઈ માણસનું શરીર અથવા અવયવ કાપીને જેને માટે ત્રાગું કરવું પડ્યું હોય તેના ઉપર ઈશ્વરનો કોપ કરાવવાને અને વેર વાળવાને પ્રાર્થના કરતા; ધરણું કરતી વેળાએ, જે કરાર પ્રમાણે પાળતો હોય નહિ તેને ત્યાં કેટલાક એકઠા થઈને લાંઘવામાં, અને તેના ઘરનાં માણસોને પણ લાંઘણ કરાવવામાં આવતી હતી, અને જ્યારે તે કરાર પ્રમાણે અમલ કરે ત્યારે તેનો છૂટકો કરવામાં આવતો હતો."*

---

+ જુઓ Bombay Gazetteer, Vol. IX, Part I-હિન્દુ વસ્તી.

તેઓ વળી વળાવાનું કામ કરતા, એ હકીકત થેવનો (Thevnot) નામના ફ્રેન્ચ મુસાફરની નોંધમાંથી મળી આવે છે. એ યુગમાં પૂરતા રક્ષણ વિના પ્રવાસ થઈ શકતો નહિ. સાથે રખોપું હોય તો જ જાનમાલ સહિત સહી-સલામત એક સ્થળેથી બીજે સ્થળે જઈ શકાતું હતું. થેવનો લખે છે કે સુરતથી-જમીનમાર્ગે હું નીકળ્યો ત્યારે મિત્રોએ મને ચોર લૂંટારાના ભયમાંથી બચવાને સાથે ચારણ અને તેની સ્ત્રીને વળાવા તરીકે રાખવાની સલાહ આપી હતી તેમને દરરોજના પગાર તરીકે રૂ. બે આપવાના હતા; પણ રક્ષણ મને હિણપતભર્યું લાગ્યું એટલે મેં તેમ કર્યું નહિ, તોપણ એ જણાવે છે કે મુસાફર સાથે ચારણ અને તેની સ્ત્રી હોય છે તો તેમનું કોઈ નામ લેતું નથી કોઈ ધાડપાડુ તેમના સાથને લૂંટવાની હિમ્મત કરતો નથી. તેનું રખોપું શિરસાટાનું હોય છે એ ચારણ સ્ત્રી પણ એવી મજબૂત હૃદયની હોય છે કે પ્રસંગ આવે તેની છાતીના સ્તન કાપી નાખતાં-ને, ખચકાતી નથી, આત્મભોગ આપવો એ તેને મન સહેલ વાત છે તેથી તેમની હત્યાથી સૌ કોઈ બીતા: તેમના શાપથી ધાડપાડુઓ દૂર ભાગતા હતા. *

એ નૈતિક બળ; એ આત્મભોગના પ્રભાવથી રાજદરબારમાં, શ્રીમંતોના કામકાજમાં અને પ્રવાસમાં રખેવાળ તરીકે ભાટ-ચારણોની બાયંધરી અને કોલ કીમતી અને વજનદાર થઈ પડતા હતા.

ઉપર્યુક્ત વળાવાઓ મુસાફરોના અને યાત્રાળુઓના સંઘના રક્ષણ સારુ કેવી વ્યવસ્થા કરતા અને તેમના જાનમાલની સલામતી માટે કેટલે દરજ્જે જવાબદાર રહેતા તેને લગતી માહિતી ઘોડાસરના ઉજેસિંગ દલપતસિંગ ઠાકોરે સન ૧૮૩૯માં અંગ્રેજ મુસાફર બ્રિગ્સને લખાવી હતી, તે આગળ + પ્રવાસની મુશ્કેલીઓનો તે પરથી બરોબર ખ્યાલ આવશે.

ઉજેસિંગ કહે છે, મારા રખોપાની હદ સાંવેલી, રોઝા, રાસકા-હીરાપુર, બાપ, રામોલ વગેરે ગામોની વાટે થઈને, અહેમદાવાદ કસબો અને તેના ઉત્તર દરવાજેથી અમદાવાદના રાયપુર અને આસ્તોડિયા દરવાજા સુધી પહોંચે છે નર્મદાકાંઠે આવેલા ચાંદોદ કરનાળી જવાને યાત્રાળુઓનો સંઘ નીકળે છે, તેમનું નડિયાદના ઉત્તર દરવાજાની ભાગોળ સુધી

* જુઓ પ્રો. કોમિસેરિયટનો લેખ 'મુંબઈ યુનિવર્સિટી જર્નલ' વૉ.૩, અંક ૬.

† Briggs 'Cities of Gurjjara Rashtra,' p. 289–90.

રક્ષણ કરું છું અને ડાકોરનો પૂનમિયો સંઘ આવે છે તેમને મારા સાથીઓ સુંઢાની પૂર્વે ત્રણ કોસ અને મોહર નદીના જમણા કાંઠા સુધી સલામતીથી પહોંચાડે છે. અગાઉ ધોળકાથી અમદાવાદ અને અમદાવાદથી ધોળકાની અવરજવર ઝાઝી થતી ત્યારે હું મારા વળાવા મોકલતો, પણ હાલમાં તેનો વપરાશ ઓછો થવાથી એ વળાવા મોકલવાનું બંધ કરવામાં આવ્યું છે. જોકે જરૂર પડે મારા મળતિયાઓ તેમની જાત જવાબદારી પર એ જોખમ ખેડે છે

ચાંદોદ-કરનાળીના અને ડાકોરના યાત્રાળુસંઘો સિવાયના બીજા રસ્તાઓ ઇજારે અપાય છે; આ વર્ષે તે બદલ મને પાંચસો રૂપિયા મળ્યા છે. રસ્તામાં સલામતી માટે મારું નામ માત્ર બસ છે યાત્રાળુઓનો સંઘ નીકળે છે, તેનાં ગાડાઓની સંખ્યા અને માણસોના પ્રમાણમાં પંદરથી પાંત્રીસ માણસો વળાવા તરીકે સાથે જાય છે ગાડા અને માણસ દીઠ અમુક મુકરર લાગો લેવાય છે. સૂર્યાસ્તથી સૂર્યોદય સુધીના સમયમાં કોઈ માલ ચોરાય અથવા લૂંટાય તે સારુ હું જવાબદાર રહેતો નથી માત્ર પ્રવાસ દરમિયાન કોઈ માલ જાય અથવા લૂંટાય તો તેની નુકસાની હું ભરી આપું છું. રસ્તામાં લૂંટારાના હુમલા સામે મારા સાથીઓ એ સંઘનું, તેમના જાનમાલનું રક્ષણ કરે એટલું જ તેમનું કર્તવ્ય હોય છે. જ્યારે સાંજે મુકામ થાય છે ત્યારે તે ગામના પગી સાથે, રાત્રિના રક્ષણ સારુ બંદોબસ્ત કરવામાં આવે છે, અને તે બદલ તેને કાંઈક ખુશબખ્તી આપવાની હોય છે. એવી કાંઈ વ્યવસ્થા થઈ ન શકે તો મારા સાથીઓ કાંઈક આશાએ ચોકી કરે છે, પણ તે સારુ હું જોખમદાર રહેતો નથી. કદાચ રસ્તામાં ધાડપાડુઓ મારા એ કાફલાને લૂંટે, તો મારા માણસો તેમના જાનમાલનું જીવના જોખમે રક્ષણ કરે. તેમ કરતાં પોતે ઘવાય, મૃત્યુ પામે; પણ જે માલ લૂંટાઈ જાય તેની નુકસાની આપવાને બંધાયેલો નથી એમનું રક્ષણ કરવું એટલામાં જ મારી જવાબદારી પૂરી થાય છે. સંઘના માણસો આ શરતોથી પૂરા વાકેફ હોય છે મારા સાથીઓમાંથી જે અશક્ત થઈ પડે અથવા મૃત્યુ પામે, તેનું અને તેના કુટુંબનું ભરણપોષણ મારે કરવું પડે છે

આપણે હવે મૂળ વિષય તરફ વળીએ.

આરબોની ફોજને રાજ્યમાંથી છૂટી કરવા જોઈતું નાણું બની શક્યું, તેટલું પોતે ધીર્યું અને બાકીના ખૂટતા પૈસા શરાફો પાસેથી કરજે મેળવીને તે રકમ સારુ અંગ્રેજોએ જામીનગીરી આપી હતી. તેવી રીતે જેઓ

તેમને રાજકીય બાબતોમાં મદદગાર થયા હતા અને તેમના પક્ષમાં ઊભા રહ્યા હતા એવાઓનું હિત સાચવવાનુ અને રક્ષણ કરવાનું અંગ્રેજોએ માથે લીધું હતુ. દાખલા તરીકે ગોવિંદરાવ ગાયકવાડનો સલાહકાર અને મંત્રી રાવજી આપાજી વડોદરાનો કાયમનો દીવાન થઈ રહે અને એ હક્ક તેનું કુટુંબ વંશપરંપરાએ ભોગવે એની ખાતરી તેને આપવામા આવી હતી. તે સબંધમા મુંબઈના ગવર્નરે એક પત્રમાં લખ્યું હતુ.

"It is the intention of the Government that the Dewanship of Raoji Appaji shall be permanent and that his sons, brothers, nephews, relations and friends shall be duly protected by the Bombay Government in their just rights and if the Gaikwar or anybody else should unreasonably treat them ill the Company will protect them by interfering on their behalf" †

સન ૧૮૦૨ મા આનંદરાવ ગાયકવાડે અંગ્રેજોને કરારનામુ કરી આપ્યુ, તેમાં રાવજીની બાબતમા નીચે પ્રમાણે કબૂલાત લખી આપી હતી.

"અને રાવજી આપાજી, તેના સંબંધીઓ, મઝમૂદાર, સઘળા રાજ્યના મહાન અમલદારો એમના સબંધમા મ્હારી પોતાની તરફથી વા મ્હારા વારસોની તરફથી જો યત્કિંચિત પણ અયોગ્ય કે અન્યાયી વર્તણુક ચલાવવામા આવે તો અંગ્રેજોએ તુરત વચમા પડવુ" ×

આવી જાતની બાંયધરી અંગ્રેજોએ વડોદરા રાજ્યમા જેમને આપી હતી તેમની સંખ્યા ૨૭ની થતી હતી અને એ સઘળા પોતાના મનથી એમ જ માનતા કે 'ગાયકવાડ સાથે તેઓ ગમે તેમ વર્તશે તોપણ અંગ્રેજો તેમનું રક્ષણ કરશે' માત્ર તેમના જાનમાલનુ રક્ષણ કરવા પૂરતા જ નહિ પણ જે પદ ઉપર તેઓ હતા તે હોદ્દો તેઓના વંશમા જ રખાવવાને પણ અંગ્રેજો બંધાયા હતા *

આથી રાજ્યમાં એક વા બીજા કારણે વાર વાર ખટપટ ઊભી થતી; અને

† Baroda State Gazetteer, p 561

× વડોદરાના રાજ્યકર્તા, પૃ ૮૩.

* એજન, પૃ ૧૮૦

તેને લઈને મહારાજા અને કંપની સરકારના રેસિડન્ટ વચ્ચે વિરોધ જામતો હતો. અંગ્રેજોની બાંયધરી ધરાવતા પુરુષોનું વર્તન વાંધાભર્યું માલૂમ પડતું તે કારણે ગાયકવાડ ગુસ્સે થતા, અને તે વિષે બને સત્તાઓ વચ્ચે ચાલુ લખાપટી ચાલતી રહેવાથી તેમના મનને મોટો ઉદ્વેગ થતો હતો.

એક પ્રસંગ નોંધીને તેનું સ્પષ્ટીકરણ કરીશું.

સયાજીરાવના સમયમાં એ મામલો ગંભીર થઈ પડતાં સર જેમ્સ કર્નાકે આવી બાંયધરીવાળા પ્રત્યે વધારે માન દેખાડવાનું જણાવ્યું ત્યારે સયાજીરાવે પ્રત્યારોપ સહિત કહ્યું કે 'આ માણસોને હુકમ આપવો જોઈએ કે હું તેમનો રાજા છું એ વાત વિસરી ન જતા તેઓએ મારી સાથે માનથી વર્તવું". અને એ ફરિયાદમાં વજૂદ હતું એમ તેની પ્રતીતિ થતા ઉપરી અધિકારીને તે હાકેમે નિખાલસપણે પત્રમાં લખ્યું હતું કે 'આપણી જામીનગીરીવાળા મનુષ્યો ઘણીક વખતે આપણા તરફથી રક્ષણ મેળવવાનો તેમને હક્ક હોવાથી ગાયકવાડને પોતાના રાજા પ્રમાણે ગણીને તેમના હુકમને માન આપવામાં અને તેને તાબે રહેવામા બહુ જ પછાત પડતા હતા.'×

એ ચાલુ ઝઘડાથી કંટાળો પામીને સન ૧૮૨૮ માં હિન્દી સરકારે લખ્યું હતું, કે "બાંહ્યધરીની પ્રતિજ્ઞાઓ કરવાની પદ્ધતિ જેમ વાંધાભરેલી છે તેમ જ વ્યવહારમાં ગુંચવાડો ઉત્પન્ન કરનારી પણ છે, અને તેથી આજ સુધીમાં અપાયેલી જામીનગીરીઓમાંથી જેમ બને તેમ ત્વરાથી મુક્ત થઈ જવાનો, તેમ જ ભવિષ્યમાં આવી જાતની એક પણ જામીનગીરી નહિ આપવાનો જે નિયમ મુંબઈ સરકારે કાયેલો છે તેથી આ સરકારને બહુ જ ખુશી ઉત્પન્ન થઈ છે."*

પણ આ મુશ્કેલીનો તોડ લંબા સમય સુધી નીકળ્યો નહોતો. સન ૧૮૪૯મા એ જ વિષય પર ટીકા કરતા રેસિડન્ટ મિ. ફ્રેન્ચે લખ્યું હતું કે—

"બ્રિટિશના રક્ષણ નીચેના મનુષ્યોને ગાયકવાડ સરકારથી શિક્ષા કરી શકાય નહિ એ વિચાર બહુ જ હાનિકારક છે, અને ધાકજી દાદાજી, બાબા નાફડા, બળવંતરાવ અને ગોવિંદરાવ ગાયકવાડ કરતાં વધારે અધમ સંરક્ષિત પુરુષો મળવા અસંભવિત છે."×

* વડોદરા રાજ્યકર્તાઓ, પૃ. ૧૭૮.

× એજન, પૃ. ૧૮૧.

અંધધૂંધીની નાલેશીનું આથી સખ્ત બીજું શું પ્રમાણપત્ર હોઈ શકે ?

ગાયકવાડના રાજ્યવહીવટમાં રાજ્યના દેવાના કારણે પણ અંગ્રેજો બારીક તપાસ રાખતા હતા કેમકે તેમને શિર કેટલીક જવાબદારીઓ હતી.

કંપની સરકાર ગાયકવાડને પ્રસંગોપાત્ત લશ્કરી મદદ પૂરી પાડતી અને તે બદલ પૂરતો બદલો લેતી પછીથી તેના પર સહાયકારી લશ્કર રાખવાની ફરજ પાડવામા આવી ત્યારે તેના ખર્ચ સારુ ચોક્કસ શરતો કરવામા આવી.

ફત્તેહસિંહરાવે ગાયકવાડી લશ્કર ખૂબ વધાર્યું હતું અને તેનુ વાર્ષિક ખર્ચ રાજ્યની ઊપજથી જાદે હતુ તેથી રાજ્યના માથે પુષ્કળ દેવુ થયુ હતુ. સન ૧૮૦૨માં અંગ્રેજોની સહાય માગવામાં આવી અને મેજર વોકરે વડોદરાના કારભારમા હાથ ઘાલ્યો ત્યારે પ્રથમ તે લશ્કરી ખર્ચ ઘટાડવાનું અને રાજ્યનુ દેવું ઓછુ કરવાનુ વિચાર્યું, પણ એ સમય કાઠિયાવાડમા ખંડણી ઉઘરાવવા સારુ લશ્કર લઈ જવાનુ હોવાથી તે દિશામા એ કાંઈ વિશેષ કરી શક્યો નહોતો અને સન ૧૮૦૭ માં કાઠિયાવાડના ઠાકોરો અને રાજાઓ સાથે તે સબંધમા કાયમી બંદોબસ્ત થયો તો પણ કેટલુંક લશ્કર ત્યાં સ્થાયી રાખવુ પડતું કેમકે ત્યા ચાલુ બખેડા થયા કરતા હતા.

વળી રાજ્યના દેવાનો પ્રશ્ન અંગ્રેજોને થોડો મૂઝવતો નહોતો. તે સબંધમા ઘણી ગેરસમજૂત ઉદ્‌ભવતી અને તેમાથી વૈમનસ્ય વધતું તેમ જ ગાયકવાડના દીવાન તેમના કહ્યામાં ન હોઈને એ કોકડું વધુ ગૂચવાતું જતુ હતુ.

નાણાની આપલેની પદ્ધતિ એવી ખટપટી અને ગૂચવણભરી હતી કે અપરિચિતને તેની ખરી હકીકત ભાગ્યે જ સમજવામા આવે. એવો બનાવ મેજર કર્નાકના સંબંધમા બન્યો હતો. મુંબઈના ગવર્નરને તેણે પોતાને મળેલી માહિતી ઉપરથી લખી જણાવ્યું કે રાજ્ય દેવામાથી મુક્ત થયુ છે, પણ થોડા સમય બાદ એ હાકેમ વડોદરા પધાર્યા ત્યારે એમને એમ બતાવવામાં આવ્યુ કે ગાયકવાડને માથે એક કરોડથી વધુ રકમનુ દેવું ઊભું છે

વધુમાં તે હિસાબી વહીવટ એવો ગેરરીતિભર્યો અને ત્રાસદાયક હતો કે એ રાજ્યના નાણાખાતાના એક અંગ્રેજ અમલદારે તેની જે સખત

શબ્દોમાં ઝાટકણી કાઢી હતી તે યથાર્થ છે. તે લખે છે.

"It was an Exchequer wherein Extortion was Assessor, Fraud the Cashier, Confession the Accountant, Concealment the Reporter and Oblivion the Remembrancer."+

તે એક એવું રાજ્ય ધનાલય હતું કે જેમા અન્યાયે ધનહરણ કરવુ એ કર વસુલ કરનારો હતો, કપટ કોશાધિકારી હતો, અસ્પષ્ટતા હિસાબ રાખનાર વ્યક્તિ, ગોપનવૃત્તિ એ જ વૃત્તાંતનિવેદક અને વિસ્મૃતિ ઉદ્બોધક હતી.

આવા અંધેર રાજ્યના નાણાવહીવટને લઈ ને ગાયકવાડી નામ એક તિરસ્કારવાચક શબ્દ થઈ પડયો હતો. એમની નાણાપદ્ધતિમા ગેરવ્યવસ્થાને પૂરેપૂરો અવકાશ હતો અને બદદાનતવાળાને ચોખ્ખુ ઉત્તેજન મળતું હતુ.

આ સઘળા વર્ષોમાં કંપની સરકાર તેની સત્તા આપણા પ્રાંતમાં દૃઢ કરતી જતી હતી અને વડોદરાના આંતરવહીવટમાંથી જેમ બને તેમ છૂટી થવા માગતી હતી, પણ બાયધરીઓ, સહાયકારી સૈન્યના ખર્ચની રકમ અને કરજની રકમોની ચોખવટ થઈ જાય ત્યાં સુધી રાજ્યના વહીવટ પર તેનો અંકુશ આવશ્યક હતો. એમાં શોચનીય વસ્તુ એ છે કે ગાયકવાડના સલાહકારો બદલાયેલા સંજોગોને સમજી શકયા નહોતા અને જૂની ઢબે જ વહીવટ કર્યે જતા હતા; અને જ્યાં એ પ્રકારની સત્તા પ્રવર્તતી હોય ત્યા અથડામણ થતાં વાર જ ન લાગે. અંગ્રેજો બાહોશ અને કાર્યદક્ષ હતા એ કહેવાની ભાગ્યે જ જરૂર રહે છે. તેઓ રાજ્યે કબૂલેલુ નાણુ વખતસર મળતુ નહિ તો તેના બદલામાં રાજ્યના મુલકનો કબજો સુધ્ધા લઈ લેતા, એવા દાખલા બનેલા છે.

ઘણા વર્ષો સુધી આ બે સત્તાઓ વચ્ચે ઉપરના કારણોને લઈને ઘર્ષણ ચાલુ રહ્યુ અને તેમાથી જે તણખાઓ ઊડતા તે આસપાસનાને દઝાડતા હતા એ ખટપટી વાતાવરણમાંથી મલ્હારરાવ ગાયકવાડ ઉપર બ્રિટિશ રેસિડેન્ટને ઝેર આપવાનો કેસ ઉદ્ભવ્યો હતો અને એક કમિશન દ્વારા તેની તપાસ થઈ ને અંતે તેમને ગાદી પરથી પદભ્રષ્ટ કરવામા આવ્યા હતા

+ વડોદરાના રાજ્યકર્તાઓ, પૃ ૨૪૮

તેમ છતાં એટલું જણાવવું જોઈએ કે ગાયકવાડ રાજ્ય પ્રત્યે અંગ્રેજો પ્રથમથી પક્ષપાત ધરાવતા હતા અને એ મૈત્રી દાવે તેમણે ગાયકવાડના વાસ્તવિક હક્કો સાચવ્યા હતા અને એમના હિતનું રક્ષણ કર્યું હતું.

તેથી ઉપર્યુક્ત બનાવ બનતા પૂર્વેની લોર્ડ ડેલહાઉસીની રાજ્ય ઓહિયા કરી જવાની (Policy of Lapse) રાજનીતિ ગ્રહણ ન કરતા હિન્દી હાકેમે મહારાણી જમનાબાઈને ગાયકવાડના વંશમાંથી એકાદ યોગ્ય પુરુષને દત્તક લેવાની ભલામણ કરી અને મહારાણી જમનાબાઈની નજર દિવંગત મહારાજા સર સયાજીરાવ ત્રીજા ગાયકવાડ પર ઠરી. તેમને ગાદીવારસ તરીકે પસંદ કરવામાં આવ્યા હતા સદરહુ પસંદગીમાં અંગ્રેજોનો મુખ્યત્વે હાથ હતો, તેથી સર સયાજીરાવના ઇલ્કાબોમાં 'ફરઝંદે ખાસ ઇંગ્લિશિયા' એ શબ્દો પણ જોડવામાં આવે છે પાછલો સર્વ વૃત્તાંત ધ્યાનમાં લેતાં એ શબ્દો અર્થસૂચક માલૂમ પડશે

સર સયાજીરાવનો સાઠ વર્ષનો રાજ્યઅમલ યશસ્વી નીવડ્યો અને એક આદર્શ અને બાહોશ હિન્દી રાજકર્તા તરીકે તેમની દેશપરદેશમાં ગણના થઈ હતી વડોદરા રાજ્યે સર સયાજીરાવની પ્રેરણા અને તેમના નેતૃત્વ નીચે બ્રિટિશ હિંદમાં પણ દાખલ થવા પામે તે પહેલાં એવી વિધવિધ પ્રવૃત્તિઓ—જેમકે, સમાજસુધારો, કેળવણી–સાહિત્યવિષયક, રાજકારણ વિષયક, ધાર્મિક, શારીરિક, આર્થિક અને ભાષાને લગતી—આરંભેલી હતી અને તે ઉપકારક જણાઈ હતી રાજ્યમાંથી અજ્ઞાન ટાળવા સારુ એમણે પ્રાથમિક કેળવણી ફરજિયાત કરેલી હતી સમાજસુધારો આદરી પ્રજાને સશક્ત અને નીરોગ કરવા પ્રયાસ કર્યો અને તે ચેતનવંતી, હોશિયાર અને ખબરદાર નીવડે તે સારુ સ્થળે સ્થળે જ્ઞાનપરબો ઉઘાડી. તે સર્વ પ્રવૃત્તિઓ પ્રજાને ઉન્નતિના પથે દોરે તેવી એમની પ્રશસ્ય રાજનીતિએ સમસ્ત દેશમાં એમના માટે સન્માનની અને ગુણજ્ઞતાની લાગણી ઉપજાવી હતી. એકલી ગાયકવાડી રૈયતે નહિ, માત્ર સમસ્ત ગુજરાતી જનતાએ જ નહિ, પણ અખિલ ભારતવર્ષની પ્રજાએ એમના રાજવહીવટની મુક્તકંઠે પ્રશંસા કરી હતી

# ૭. અગણોતરો દુકાળ

આગળનાં અને પાછળનાં વર્ષોમાં પડેલા દુકાળોને ભુલાવે એવો ભારે દુકાળ સન ૧૮૧૨-૧૩ મા ગુજરાતમા પડ્યો હતો અને તે 'અગણોતરો કાળ' તરીકે ઓળખાય છે. હજારો મનુષ્યો એના ભોગ થઈ પડ્યા હતા અને તેમા પીડિત મનુષ્યોનો દેખાવ એવો ભયકર અને કરુણતાભર્યો હતો કે ગમે તેવું પાષાણ હૃદય પણ તે નિહાળીને દ્રવી ઊઠે

વર્તમાન પ્રજાને તેમની વિટંબણા અને પીડાનો ખ્યાલ નહિ આવે કેમકે આજે આવજાનાં અને વ્યવહારનાં સાધનો ખૂબ વધેલા અને ખીલેલાં છે. જૂજ સમયમાં સેંકડો માઈલ દૂરથી જરૂરી માલ સહેલાઈથી આણી શકાય છે દેશ-પરદેશ વચ્ચેનુ અતર તદ્દન કપાઈ ગયું છે અને એક સ્થળેથી બીજે સ્થળે ખાદ્ય ખોરાક મોકલી આપવામા વિલબ થતો નથી. એટલે અનાજની હાડમારી કે ભૂખમરા જેવુ કઈ જોવામા આવતુ નથી. પણ અગાઉ તેમ નહોતુ. વ્યવહારનાં અને મુસાફરીના સાધનો એટલી ધીમી ગતિવાળાં, અવ્યવસ્થિત અને અવિકસિત તેમ રક્ષણ અને સલામતી વિનાનાં હતા કે દુકાળ જેવા કઠિન કાળમા માલની આવજા અત્યત મુસ્કેલ થઈ પડતી અને દૂરના પ્રદેશમાંથી તે માલ આવી પહોચતા લૂટાઈ જવાની પૂરેપૂરી ભીતિ રહેતી હતી.

તાત્પર્ય કે દુકાળ જેવી પરિસ્થિતિ ઉદ્ભવતાં અનાજની તાણ પડતી અને સેંકડો મનુષ્યો અન્નપાણી વિના ટળવળતા, ગમે તેવી અખાદ્ય ચીજો ખાવાને તેઓ ફાફા મારતા, અરે, અન્નના અભાવે તેમનું ભાન ખોતાં ન કરવાનાં કૃત્યો કરતા; તેમ છતા છેવટે બચતા નહિ; કા તો રોગનો ભોગ થઈ પડતા કે કમોતે રિબાઈ પીડાઈને મૃત્યુવશ થતા હતા. જગતમાં

અન્નની સગાઈ મોટી છે પહેલું પેટ અને પછી બીજુ સર્વ કાંઈ એ જાણીતી બીના છે અને અન્નની અછત પડતાં તે મેળવવા સારુ મનુષ્ય અધમમાં અધમ માર્ગ ગ્રહણ કરવા પણ ખંચકાતો નથી.

સ્વર્ગસ્થ મલબારીએ હિન્દની ગરીબાઈ વિષે 'ઇન્ડિયન સ્પેક્ટેટર 'માં નોંધ લખતાં સરકારને ચેતવણીરૂપે ખરુ જ કહ્યું હતુ કે ભૂખમરો એ એવી એક વસ્તુ છે કે જે ગમે તેવી રાંક અને નિ:શસ્ત્ર પ્રજાને પણ બળવો કરવા ઉશ્કેરે તેથી રાજકર્તાઓએ એવી વિષમ પરિસ્થિતિ ઉપસ્થિત ન થવા પામે તે સારુ ખાસ ફરકાર રાખવી જોઈએ, તે સારુ ઘટતા ઉપાયો આગળથી લેવા જોઈએ.

છેલ્લો મોટો દુકાળ છપ્પનિયાનો સન ૧૮૯૯–૧૯૦૦ મા પડ્યો હતો. તે વર્ષે વરસાદ નહિ પડવાથી કશુ પાક્યુ નહોતુ, અને એવી વિપન્ન સ્થિતિમા ખેડૂતો પાસેથી જમીનમહેસૂલ સખ્તાઈથી વસૂલ કરવામાં આવ્યુ હતુ. તેથી તેઓ બહુ દુર્દશાને પામ્યા હતા પણ એ સમયે અન્ન વિના ભુખમરાના દાખલા જૂજ જ જાણવામા આવ્યા હતા

તે પછી અતિવૃષ્ટિ થવાથી, ઓછો વરસાદ પડવાથી, કવખતનો વરસાદ વરસવાથી, તીડ પડવાથી, જતુના ઉપદ્રવથી એક વા અન્ય ભાગમાં અવારનવાર વરસ નબળુ નીવડતુ અને તેથી મોઘવારી વધતી, પણ ભૂખમરાથી મૃત્યુ થયાનો કોક જ દાખલો સાભળવામા આવેલો છે. એવા સમયમાં ગમે તેટલા દૂરના ભાગોમાથી અનાજ અને ઘાસ ધસડાઈ આવે છે અને બ્રિટિશ સરકારે પણ કાયમી દુકાળ ફડ ગણીને તેમ જ ઘાસનો સ્ટૉક સગ્રહી રાખીને દુકાળના દુ:ખના નિવારણ અર્થે ચાપતા ઇલાજ લીધેલા એમ કબૂલ કરવુ પડશે વળી ખેડૂતોને તગાવી આપીને ઘટતી રાહત આપવામા આવતી હતી

આપણે ત્યા પૂર્વે દુકાળ પડેલા અને લોકને જે હાડમારી અને દુ:ખ સહન કરવા પડેલા તેની વિગતો જૂના ઇતિહાસ ગ્રથોમા નોંધેલી મળી આવે છે, સન ૧૮૭૭મા સોસાઇટીએ ચોત્રીસો દુકાળ પડતા દુકાળ વિષે નિબધ લખાવ્યો હતો તેમા એ વિષયને લગતી ઘણી ઉપયુક્ત હકીકત સગ્રહવામા આવેલી છે. અગણોતરા દુકાળ વિષે તે નિબધના લેખક કવિ જેસગભાઈએ નીચે મુજબ માહિતી આપેલી છે.

"સંવત ૧૮૬૯–૭૦: સ ૧૮૧૩ની સાલમાં ગુજરાતમાં તેમા વિશેષે

કરી સુરત તથા કચ્છમાં દુકાળ ભારે હતો. પ્રથમ અસાડ માસમાં સઘળે ઠેકાણે સારી રીતે વરસાદ થયેલો; તેથી દરેક ખેડુને પોતાની જમીનમાં તન મન અને ધનથી મેહેનત કરી વાવેતર કરેલાં પરંતુ પછી આશરે બે માસ સુધી બીલકુલ વરસાદ વરસ્યો નહી તેથી વાવેલા અનાજના રોપાઓ પાણી વીના તાપે કરમાઈ જવા લાગ્યા તેથી ખેડુતોએ થોડા દિવસ વરસાદની વાટ જોઈ સુકાઈ જાય તે કરતાં પોતાના ઢોરને તાણી ખવરાવવા એ બહુ સારૂ એમ જાણી ઘણાખરા ખેડુતો પોતાની જમીનમાંના અનાજના રોપાઓ ખેંચી લાવ્યા પરંતુ પાછળથી ભાદરવા માસમાં વરસાદ થયો તેથી જે જે અનાજના રોપાઓ હયાત હતા તે તે સઘળાઓ પાકયા અને જેમણે તાણી લીધા હતા તેઓ ઘણા પસ્તાયા. લગભગ ગુજરાતના ઘણાખરા ખેડુતોએ તો તાણી લીધેલા હતા તેથી અનાજ ઘણું થોડું પાકયું. આથી મોંઘવારી ઘણી ચાલી આમ છતાં મોંઘવારીમાં વધારો થવાનું કારણ એ હતું કે તેની પહેલાંના વરસમાં એટલે સંવત ૧૮૬૮ની સાલમા તીડ આવ્યાં હતાં, તે ઘણુ ખરું અનાજ ખાઈ ગયાં હતાં. આથી મોંઘવારીમાં એવડો વધારો થયો. તેથી દુકાળે મહા ભયંકર રૂપ પકડ્યું. વળી તે સાથે તેને બીજે વરસે એટલે સં. ૧૮૭૦ની સાલમાં રેલ ચડી હતી તેથી તે વરસ પણ અનાજ પાકી શક્યુ નહીં. આથી રૈયત ઘણી જ હેરાન થઈ.”

પણ એથી વિસ્તૃત અને કાંઈક વિગતવાર વૃત્તાંત ‘અમદાવાદનો ઇતિહાસ’ એ પુસ્તકમાં મળી આવે છે; તે વાસ્તવિક વસ્તુસ્થિતિ રજૂ કરે છે :

## “અગનોતરો કાળ”

## ઈ. સને ૧૮૧૩.

“સંવત ૧૮૬૯ માં કાળ પડ્યો તેથી તે કાળનુ નામ “અગનોતરો કાળ” પડ્યું. એ કાળની હેવી બીના છે કે સંવત ૧૮૬૮ની સાલમાં વરસાદ અતીશે થયો ને સર્વે જાતનાં ધાન પાકયાં પણ કોહી ગયાં ને વળી તીડ પડ્યાં તે તમામ દાણો ખાઈ ગયાં. તેથી બીજે વરસ ભારે કાળ પડયો. રૂપૈઆ એકના ઘઉં શેર (૮) આઠ, મગ રૂપૈઆ એકના શેર (૫) પાંચ ને ડાંગરના મોહોતો કઈથી દેખાવા પામે. વળી મારવાડ તરફ પણ કાળ હતો તેથી એણી તરફની માળ ઘણી આવી હતી ને મથુરામાં

પુરૂ એ કે તાવનો રોગ અતિશે ચાલેલો હતો.

"હેવું કહેવામાં આવે છે કે ફક્ત અમદાવાદ શહેરમાં ચારશે પાંચશે માણસ છુટતુ હતું ત્યારે તે હિસાબે આખા ગુજરાતમાં થઈને એ કાળમાં કેટલું બધું માણસ ઓછુ થયું હશે. એ મરી ગયા તેમાં કઇકને તો પુરી આગે નથી મલી, ને શહેરમાં ઘેર ઘેર તાવના વારા હતા તેથી કદાપી કોઈને ઘેર માણસ મરી ગયુ તો તે ઘેર ઘેર ફરે કે "મહારે ઘેર ફલાણુ મરી ગયું છે તેહેને બાળવા લઇ જવુ છે માટે લગીર આવો" પણ એક મડદુ ઊચકવા જેટલા માણસ એકઠાં થઈ શકતા નહિ

"તે વરસ અમદાવાદમાં એટલી તો માણી એકઠી થઈ હતી કે કોઇથી કાંઈ ખાવાનુ લઇ બાહાર નીકળાતુ નહી ને કદી કોઈ નીકળ્યુ તો હાથમાંથી પેલી માણી લુંટ પડાવીને લઈ જાય સોનુ રૂપુ તથા મોતી ઘણુ સુઘું હતુ કે સો રૂપીઆનો દાગીનો પચીશ તીશ રૂપૈએ વેચાતો ને કઇક ફેરો તે દાગીનો લેનાર મળતુ નહી.

"આ કાળમાં લોકોને માથે જેવુ દુખ પડયું છે તેવુ કોઈએ સમણામાં દીઠુ નહી હોય, ને દુઃખનુ તથા એ કાળતુ બયાન કરી ઘણા પાનાં ભરીએ તો પણ એનુ રૂપ બતાવી શકાતુ નથી

"આ કાળની વખતમા સરસુબા રામચદ્ર કશને આટલી વાત ઘણી ડહાપણની કરી હતી કે જેટલુ ધાન શહેરમા પેસ્તુ તેના ઉપર ચોકી રાખી સામટુ વેચવા દીધુ નહી પણ હેવુ કહ્યુ કે, જે લેવા આવ્યે તેહને એક રૂપૈઆથી વધારે આપવું નહી તથા જે દહાડે જે એક વાર લેઈ ગઓ તેને તે દહાડે બીજી વાર આપવું નહી. હેવો બદોબસ્ત રાખ્યો તેથી થોડુ થોડુ સર્વને પહોચ્યુ ને ગરીબ ગરબાં જીવતા રહ્યા હેવો બદોબસ્ત ન કર્યો હોત તો તાલેવત હોત તે બધુએ ધાંન હોરી જાત નેં ગરીબ લોકો આ ફાકતા રેહેત.

"પરમેશ્વર પાસે અમે એવુ માંગીએ છીએ કે કોઈ સમયે પણ હેવો કાળ દેખાડશો નહી."*

આવો દુષ્કાળ પડવાનો છે તેની આગાહી કરી શ્રી સહજાનંદ સ્વામીએ તેમના ભક્તોને તે સારુ તૈયારી કરી રાખવા અગાઉથી ચેતવ્યા

* અમદાવાદનો ઇતિહાસ, મગનલાલકૃત, પૃ. ૬૯.

હતા એટલું જ નહિ, પણ તે વર્ષે પોતે શોક પાળી નખ અને કેશ વધાર્યા હતા અને એટલેથી ન અટકતા પોતે ગુજરાતથી અનાજ મંગાવી છૂટથી લોકમાં વહેંચ્યું હતું અને તેમા કોઈ પ્રકારનો ભેદભાવ દાખવ્યો નહોતો.×

એ કાળે અંગ્રેજોની સત્તા ગુજરાતમા નવી સ્થપાતી હતી અને તેમના હિતના રક્ષણ સારુ ગાયકવાડના દરબારમા તેમનો પ્રતિનિધિ કેપ્ટન જેમ્સ રિવેટ કર્નાક વડોદરે રહેતો હતો. તેણે આ દુકાળની ભયકરતા નજરે જોઈ હતી અને તેની તેના મન પર જે છાપ પડી અને જે વિચારો સ્ફુર્યા હતા તે આ અગણોતરા દુકાળનુ હૂબહૂ વર્ણન રજૂ કરે છે

સદરહુ પત્ર અંગ્રેજીમાં લાબો હોવાથી અત્રે ઉતાર્યો નથી પણ કામ પૂરતો ભાગ, દુકાળ વિષે નિબધમા મિ ખોરીએ તારવી કાઢ્યો છે તે આપીને સંતોષ માન્યો છે.*

"એક વેળા થોડાએક મારવાડીઓને ભૂખમરાથી મ્હેઠેલા મે જોયા હતા, અને તેઓની આગળ એક મરણને કાઠે આવેલી સ્ત્રી પોતાની છાતી ઉપર મુએલા છોકરા સાથે પડી હતી એ સ્ત્રી પોતાનો નીકળી જતો જીવ જરા વાર ટકાવી રાખવા થોડુક પાણી માગતી હતી પણ તેના ઉપર તેટલી દયા કરવાનુ પણ તેના સાથીયોમા કોઈને ભાન નહોતુ. થોડા કલાકમાં તે મર્ણ પામી, અને સરકારી સિપાઈઓએ તેને ઉપાડી ત્યાસૂધી તેની લાશ પડી રહી" વળી તે લખે છે કે 'એક બીજી સ્ત્રી ભૂખના ભારે દુઃખથી એટલી તો બેદરકાર થઈ ગઈ હતી કે, તેના આધમુઆં છોકરાઓને કૂતરા તેની નજર આગળથી તાણી જતા હતા, પણ તેમને છોડવવાના ઉપાય તેની મદગતિને લીધે તે કરી શકતી નહોતી રસ્તે રસ્તે જે મૂડદાં પડતાં હતા તેમને બીજા ટાપી રહેલા કુતરા તથા માંસાહારી પક્ષીઓ ખાઈ જતાં આ મોટા સકટમા લોકો જ્ઞાન તથા સાન તદ્દન ભૂલી ગયા હતા. એક ધર્મચુસ્ત બ્રાહ્મણ કે જે પોતાના ધર્મને માટે મગરૂર રહે છે, તે પોતાની સ્ત્રી, છોકરી, અને બેનને બે ચાર રૂપિયે કોઈને વેચી નાખવાને તૈયાર થયો હતો ૨૪ કલાકમા પાચસેથી વધારે મારવાડીઓ મર્ણ પામતા હતા. હિન્દુઓ આવી વખતમા પોતાનો

× જુઓ 'શ્રી સહજાનંદ ચરિત્ર', પૃ ૧૦૨–૩.

* 'દુકાળ વિષે નિબધ', પૃ. ૧૩, કર્તા એદલજી જમશેદજી ખોરી. મૂળ ઇંગ્રેજી પત્ર માટે જુઓ ટ્રૅન્ઝેકશન્સ ઓફ ધ લિટરરી સોસાયટી ઓફ બોમ્બે, વૉ. ૧, પૃ. ૩૨૧

સખાવત રૂપી હાથ લંબાવવા ઉદારતા સાથે પરોપકારાર્થે ખંતી રહે છે. આ તંગીના વખતમાં તેઓએ ગરીબનાં પેટ ભરવા હજારો રૂપિઆ ખરચી નાખ્યા હતા. આવા વખતમા જે કાંઈ અનાજની વહેંચણી ચાલતી તે લેવાને થતી ગીરદીમાં ઘણાખરાં નિર્બળ થયેલા નાના મોટા છોકરાઓ કચડાઈ જતાં, એટલુંજ નહિ, પણ ઘણા મોટા માણસો પણ નાશ પામતા. આવા વખતમાં ભૂખે મરતાં કેટલાક પ્રાણીઓને ઉપર પ્રમાણે અનાજ વગેરે વહેંચીને જીવાડવાના પ્રયત્ન કરવામા આવતા હતા, પણ અંતે તો તેઓ મરવાને જ સરજેલા હતા. અગણિત મારવાડીઓમાં ભુખમરાથી મદવાડ તથા બીજાં ઘણા દરદો લાગુ થયા હતા, તે એટલે સુધી કે, તેઓ સખ્યાબંધ વડોદરામા ઉતરી પડવાથી ત્યાના લોકોની ખરાબી થવા માંડી. આથી કરીને શીતળાનો રોગ લાગુ થયો. ભૂખથી બેભાન થયેલી સ્ત્રીઓ પેટને અર્થે પોતાની લાજને પણ દૂર મૂકવા લાગી, અને તેથી કેટલાક દુષ્ટ વ્યાધિઓનો ભોગ થઈ પડી, મારવાડીઓના મૂડદા, વગર દરકારે ખુલી જગોએ કોહી જતા, તેથી હવામા ઘણો બિગાડ થઈ અનેક જાતના દરદો પેદા થયા એટલું છતાં વડોદરામાં ગાયકવાડ સરકાર તરફથી મૂડદા દાટવાની પૂરતી સભાળ લેવામા આવતી હતી વડોદરા શહેરે મોટામા મોટો આ દુકાળ જોયો ”

## ૮. સન ૧૮૧૯નો ધરતીકંપ

જાન્યુઆરી ૧૫ મી, સન ૧૯૩૪મા બિહાર પ્રાંતમાં ધરતીકંપનો બનાવ બની ગયો હતો. પ્રભુનું સામર્થ્ય વર્ણવતા ઘણી વાર કહેવામાં આવે છે કે તે જોતજોતામાં જ્યા જળ હોય ત્યાં સ્થળ અને સ્થળ હોય ત્યા જળ કરી મૂકે છે અને આપણે જાણ્યુ છે કે બિહારમાં એક રાતમા જબરદસ્ત ફેરફાર થવા પામ્યો હતો. ત્યા નદીનો પ્રવાહ અદશ્ય થયો, વેરાન જગ્યા જળમય બની ગઈ અને મોટી મહોલાતો ખડેર થઈ પડી હતી

ભૂકપથી ખુવારી થાય છે તે અસહ્ય હોય છે. માલમિલકતની બરબાદી સાથે મનુષ્યની હાનિ પણ થોડી હોતી નથી. અને ધરતીકંપના આંચકા અવારનવાર એક યા બીજે સ્થળે ચાલુ રહે છે. ૧૯૩૫ માં એપ્રિલ મહિનામાં ફાર્મોસા ટાપુમાં મોટો ધરતીકંપ થઈ પારાવાર નુકસાન પહોંચ્યું હતુ અને હજારો મનુષ્યો, બાળબચ્ચા, સ્ત્રી–પુરુષો અકાળે મૃત્યુ પામ્યાં હતાં,

તા. ૩૧ મી મેએ કવેટામાં ૫૦,૦૦૦ થી વધુ મનુષ્યનો નાશ થયો હતો અને કરોડોની મિલકત તારાજ થઈ એ દુઃખ તો પારાવાર અને વર્ણવ્યું જાય એમ નથી.

ભૂતળના કેટલાક ભાગોમાં ધરતીકંપ વારવાર પણ વધતાઓછા જોરમા સતત થયા કરે છે. એવા જોખમવાળા પ્રદેશોની માપણી થયેલી છે. તેમા એ વિષયના કેટલાક અભ્યાસીઓના અભિપ્રાય પ્રમાણે ગુજરાત પ્રાન્તનો પણ સમાવેશ થાય છે.

ધરતીકપના સહેજસાજ આંચકાની આપણને સામાન્ય રીતે ખબર સરખી પડતી નથી. યત્ર પર એ બનાવની નોંધ થયા પછી તે હકીકત જાહેર કરવામાં આવે છે ત્યારે તેની ખબર પડે છે.

ગુજરાત પ્રાંત ભૂકંપથી તદ્દન બાતલ રહ્યો નથી, પણ તે બનાવ ક્યારે ક્યારે બન્યો તેથી આપણે અજ્ઞાન છીએ. પ્રાચીન વલભીપુરનો નાશ સાધુના શાપને લઈને નહિ પણ ધરતીકંપને લઈને હોઈ શકે તે સંભવિત છે.

અગાઉના ધરતીકંપ વિષે આપણે કાંઈ વિશેષ જાણતા નથી, પણ સન ૧૮૧૯ માં ગુજરાતમાં મોટો ધરતીકંપ થયો હતો તેનો તાદૃશ ચિતાર આપણને ઉપલબ્ધ છે

અમદાવાદની કેટલીક મસ્જિદોના મીનારા તે વખતે તૂટી પડ્યા હતા અને બાદશાહી મકાનોનો નાશ થયો હતો

ભારે નુકસાન તો એ ધરતીકંપે કચ્છમાં કર્યું હતું, અને તેનું વિગતવાર વર્ણન પણ મળી આવે છે

એ અરસામાં અંગ્રેજો કચ્છમાં પોતાની સત્તા મજબૂત કરતા હતા અને એમના એજંટ તરીકે મિ જે મેકમુરડો ત્યાં રહેતો હતો. મિ મેકમુરડોએ નિયમ મુજબ પ્રસ્તુત બનાવનો રીતસર રિપોર્ટ મુંબઈ સરકારને લખી મોકલ્યો હતો તે પ્રસિદ્ધ છે.*

એ ધરતીકંપ કલકત્તા, ચુનાર, પાડેચરી, અમદાવાદ, ભરૂચ વગેરે વગેરે શહેરોમાં પણ જણાયો હતો

એ ધરતીકંપમાં નવાઈ પામવા જેવું એ છે કે તેનો વિસ્તાર બહોળો હોવા છતાં તેની માઠી અસર માત્ર કચ્છમાં જ જણાઈ હતી.

એ સમયમાં મનનો અજંપો ચાલુ હતો તેમ એકલા રહેતા ભય લાગતો દેશીઓમાં તો નિરાશા અને નિરાધારતાની લાગણી તેમના મુખ પર તેમ તેમની વાણીમાં દૃષ્ટિગોચર થતી હતી

તા. ૧૬ મીના ધરતીકંપની જ બહોળી અસર થઈ હતી, અને તે આખા કચ્છ પ્રાંતમાં જણાઈ હતી

એકંદરે ભૂજ, અંજાર, મોથોરા, તેરા, કોઠારા, નળિયા, માંડવી અને લખપતમાં મળીને ૧૫૪૩ ઘર નાશ પામ્યાની વિગતો મળી છે, બીજા ભાગોની ખાતરીલાયક હકીકત ઉપલબ્ધ નથી.

* જુઓ 'ઇન્ડિયન કલ્ચર', જાન્યુઆરી ૧૯૩૫

પુર્વે કચ્છમાં ધરતીકંપો થયા હોવા જોઈએ, કેમકે એવી કેટલીક નિશાનીઓ એની જમીનમાંથી મળી આવે છે.

દેશીઓ માટે તો આ પહેલો જ પ્રસંગ હતો અને તે સૌ આથી બહુ જ ગભરાઈ ગયા હતા ચોતરફથી એવી ખબર ફેલાઈ કે પૃથ્વીનો પ્રલય આવી પહોંચ્યો છે તે સાંભળીને સૌ ચોંકી ઊઠયા હતા; અને શરૂઆતનો ગભરાટ શાંત પડતાં લોકોની નિર્બળતાનો લોભી અને સ્વાર્થી પુરુષોએ લાભ લેવા માંડ્યો બ્રાહ્મણોને દાન-દક્ષિણા આપવાનો તેમને બોધ કરવામા આવ્યો અને જેઓ બ્રહ્મભોજન કરાવશે નહિ તેમ પાપકાર્યમાં મચ્યા રહેશે તેમના પર આફત આવી પડશે એવી અફવાઓ પ્રસરવા માંડી. કાશીથી એક પત્ર આવી પહોંચ્યો હતો તેની લોક પર ઝાઝી અસર થવા પામી હતી. એ પત્ર નીચે પ્રમાણે હતો :

શ્રી રામજીના નામનો એક પત્ર આવ્યો છે. તે કાશીથી આવ્યો છે. કલિયુગના મધ્ય ભાગમાં સત્યયુગ થશે શ્રી બુદ્ધજી દર્શન દેશે. કલિયુગના ૪૯૧૨ વર્ષ પૂરા થયાં છે અને સ. ૧૮૮૬ (સન ૧૮૧૯) પછી સત્યયુગ ૧૩૦૩૩ વર્ષ ચાલશે. આસો સુદ પાચમ (૨૪ સપ્ટેમ્બર, ૧૮૧૯) ના રોજ રાત્રે ૨૪ ઘડી વિત્યા બાદ, તે પળે શ્રી બુદ્ધજી પ્રકટશે અને સતયુગનો આરંભ થશે. ધરતી સાત ઘડી અને ત્રીસ પળ સુધી ધ્રૂજશે, ધરતી ફાટશે, પછી જૂઠા અને ધર્માદા નહિ કરનાર મનુષ્યો તેમાં સમાઈ જશે. જેઓ ધાર્મિક અને પરોપકારવૃત્તિવાળા છે, ભગવાન પર વિશ્વાસ ધરાવે છે, દાન આપે છે, પુણ્યકર્મ કરે છે, માઠા કામથી બીએ છે તેઓ જ બચશે સત્યયુગ ૧૩૦૩૩ વર્ષ ચાલુ રહેશે. મનુષ્યનું આયુષ્ય ૨૫૦ વર્ષનું થશે. સર્વત્ર મૈત્રી અને શાન્તિ પ્રવર્તશે ૪૫ દિવસનો માસ થશે; દરેક દિવસ ૯૦ ઘડીનો થશે; ૩૬ ઘર ચન્દ્રના, ૧૨ ગ્રહ અને ૧૫ રાશીઓ થશે. રાત્રે ૧૩ ઘડી રહેશે ત્યારે સત્યયુગ આરંભશે. શ્રી બુદ્ધજીનું પ્રાકટ્ય થશે. વેદનો ખૂબ અભ્યાસ કર્યા પછી આ માહિતી મેળવેલી છે. શ્રી બુદ્ધના મહાગ્રંથના પુષ્કળ વાચન પછી આ જ્ઞાન પ્રાપ્ત થયુ છે. જેઓ આ કાગળ વાંચશે, સાભળશે અથવા તે સૌ સાંભળે અને વાચે એવી વ્યવસ્થા કરશે તે બહુ પુણ્યશાળી થશે આમા વિશ્વાસ રાખશો; જેઓ તે માનશે નહિ તેમને બ્રાહ્મણ કે ગૌ માર્યાનુ પાપ લાગશે. જેમને શ્રદ્ધા નથી તેઓ નરકે જશે; જેઓ માનશે તેમને સ્વર્ગ મળશે, સુખી થશે, ભગવાનને પ્રાપ્ત કરશે. શ્રીકૃષ્ણ દામોદરજી સત્ય છે.

સદરહુ પત્ર બાળબોધ લિપિમાં વ્રજભાષામાં લખાયલો હતો તેમાં જણાવેલી પાપીઓનો નાશ કરવાની ઘડી આવી પહોંચતાં લગભગ પ્રત્યેક સંભાવિત હિન્દુ સ્વચ્છ થઈને, મોમાં તુલસીપત્ર રાખીને ક્યારે એ પળ આવે તેની રાહ જોઈને—જે ટાળવા સારુ તેણે છૂટે હાથે દક્ષિણા આપી તેમ બ્રહ્મભોજન કરાવ્યું હતું—બેઠો હતો.

મુસ્લિમો પણ એટલા જ ગભરાયા હતા અને મસ્જિદોમાંથી પાપીઓને શિક્ષા થશે એવી બાંગ પોકરાવી હતી અને મક્કાથી એક સીલબંધ પત્ર આવ્યો હતો તેમાં રોઝે ક્યામત આવી પહોંચ્યાનું જણાવ્યું હતું.

મોલવી અને સૈયદ ધરતીકંપનું કારણ જણાવતા કે દુલદુલ નામનો અશ્વ ખોરાક માટે તલખી કરતો હતો. તેથી સર્વ ભલા મુસ્લિમોએ મુલ્લાઓને ઘાસ અને દાણો મોકલી આપવા એવી ભલામણ તેમના તરફથી કરવામાં આવી હતી

હિન્દુઓ આ આફતનું કારણ દેવદાનવ વચ્ચે યુદ્ધ થયાનું કહેતા અને તે વિષે કંઈ કંઈ વિચિત્ર વાતો બનાવી કાઢતા. દરેક વર્ગ, જાતિ અને સંપ્રદાયમાંથી પયગંબરો ઊગી નીકળ્યા હતા. કેટલાક કહેતા: અમે આ બનાવની આગાહી કરી હતી, એટલું જ નહિ, પણ એવા બનાવો હજી વધુ બનશે. ટૂંકાણમાં, ઢોંગધતુરા વધારી, વહેમ અને અજ્ઞાનનો લાભ લેવા ધુતારાઓની ભારે પ્રવૃત્તિ ચાલી રહી હતી

# ૯. સન ૧૮૩૭ ની સૂરતની મોટી આગ

સૂરત શહેરનો પાયો ગુજરાતના સુલતાનોના સમયમા નખાયો હતો અને એક બંદર તરીકે તેની વૃદ્ધિ થઈ હતી ઈસ્ટ ઈન્ડિયા કંપનીએ અહીં કોઠી નાખ્યા પછી સૂરત શહેરનુ મહત્ત્વ વધ્યુ હતુ અને મક્કા શરીફની હજ કરવા ઈસ્લામી બંધુઓ આ બંદરેથી વહાણે ચડતા એ કારણે 'બાબુલ મક્કા'નુ ઉપનામ તેણે પ્રાપ્ત કર્યા પછી તેની ખ્યાતિ ચોતરફ પ્રસરી હતી. અઢારમા સૈકામા મુંબઈ જે મહત્તા આજે ધરાવે છે તે સૂરત ભોગવતુ હતુ અને તેના વેપાર-રોજગાર, ઋદ્ધિ-સિદ્ધિ, વૈભવ અને જાહોજલાલી નિહાળી સૌ કોઈ સાનંદાશ્ચર્ય પામતું. એ સમયે અનેક દેશના વેપારીઓ અને પ્રવાસીઓની સૂરતમા મેદની જામતી હતી અહીં ચોરાસી બંદરોના વાવટા ફરકતા એમ કહેવામા અત્યુક્તિ નથી અનેક પ્રજાઓ અને ભિન્ન ભિન્ન સંસ્કૃતિના સંસર્ગ અને સહવાસમા આવ્યાથી સૂરતની પ્રજા પણ સહેલાણી અને રસિક બની હતી તેના ભોગવિલાસ અને વૈભવને લઈને તેણે 'ગુજરાતનું પેરિસ' તરીકે પ્રસિદ્ધિ મેળવી હતી.

પરન્તુ અંગ્રેજો હસ્તક મુંબઈનો ટાપુ આવ્યા પછી ધીમે ધીમે સૂરતની મહત્તા ઘટવા માંડી; તેમા ઉપરાઉપરી સૂરત શહેર પર આગ અને રેલે કેર વર્તાવ્યાથી તેની આબાદીને મોટો ધોકો પહોંચ્યો ત્યારથી સૂરત ભાગી પડ્યુ અને મુંબઈનુ બંદર ખીલવા માંડ્યુ. અધૂરામા પૂરું તેનુ બારું રેતીએ પુરાતું જવા માંડ્યુ એથી પણ તેનો ધંધોરોજગાર મોળો પડી ગયો. આથી કવિ નર્મદના શબ્દોમા કહીએ તો આજે સૂરતની સૂરત બદસૂરત થઈ પડેલી છે.

સૂરતની ખાનાખરાબી આગે અને રેલે કયા કયા વર્ષમાં કરી તેનો ઉલ્લેખ કવિ નર્મદાશંકરે તેના એમના એક કાવ્યમા કરેલો છે, પણ એ બનાવોના પૂરા અને વિશ્વસનીય વૃત્તાંત મળતા નથી. કો'ક કો'ક ગરબા

મળી આવે છે, તેમાં પણ બધી હકીકત આવી જતી નથી. તે સારુ સરકારી રેકર્ડ એક સાધન છે, પણ હાલ તુરત નર્મદ ચરિત્રમાં શ્રીયુત વિનાયક મહેતાએ સન ૧૮૩૭ની મોટી આગનું જે ચિત્ર દોર્યું છે તેની નકલ કરી લઈશું:

"ઈ. સ. ૧૮૩૭ની ૨૪મી એપ્રીલને સોમવારે બપોરના પાંચ વાગતે એક પારસી વ્યાપારીના ઘરમાં ઉકળતા ડામરમાંથી તે આગ શરૂ થઈ હતી. મકાનના માલિકની સમૃદ્ધિ ઉપર છૂપી હોય કે પછી પારસીની અગ્નિ શાંત કરવા તરફની અશ્રદ્ધા હોય, જે હોય તે ખરું; પણ આગ શરૂથી જ છંટાઈ નહિં પછી તે કાબુમાં કેમ રહે? થોડીવારમાં ત્રણ માઈલના ઘેરાવામાં અગ્નિદેવતા પ્રસર્યા પચાસ માઈલ સુધી રાત્રિએ ભડકા દેખાયા. મંગળવારે સવારથી નૈઋત્ય કોણમાંથી વાયુ ફૂંકાયો. આગ ચારે બાજુએ ધાઈ. અંબામાતાનું તે અરસામાં કાંઈક અપમાન થયેલું તે સિંહાસન છોડી ચાલતા થયા, તે એક મૂર્ખ પૂજારીએ જોયાં. આગના ગોળાનું પુછવું જ શું? મંગળવારે મધ્યાહ્ને અગ્નિદેવતાની ટેકી ટોચે પહોંચી. ખૂબ નાચ્યા, કુદ્યા, ખેલ્યા અને પછી તૃપ્ત થયા હોય તેમ પોતાની આંચ કમ કરવા લાગ્યા. બુધવારે સવારે આ ભયાનક વન્હિ શાંત થયો. સેંકડો બૈરાંઓ ઘરમાં જ બળી મુઆં હશે. કંઈકે જાન બચાવવા જતાં પોતાની જાન ખોઈ હશે. માલ બચાવવા માટે જાન ખોનાર તરફ કોઈ દિલસોજી બતાવતું નહિં તો પણ જીવનથી અધિકતર પ્યારી મતા છોડી કેટલાકથી ન અવાયું તે બળી મુવા. મારા માતામહ એમની રસિક શૈલિમાં આ બયાન પૂર આવેશમાં કરતા ત્યારે અમને એમ જ લાગતું હતું કે હજી પણ તે આગની ખરાબી જોઈએ છીએ. દશ માઈલના વિસ્તારમાં ખંડીયેર પડેલું. કાળચક્રના સપાટામાંથી સુરતની જે કાંઈ રોનક બચી હતી, તેને આ ભયાનક વન્હિજિહ્વા ચાટી ગઈ. ઉંચા નકશીદાર, ગીચોગીચ મકાન, વિશાળ પથ્થરની હવેલીઓ, એક સરખી વિભૂતિમાં ભળી ગયાં. આગ ગોપીપુરામાં ગોવિંદજીનું મંદિર બાળી છીપવાડ આગળ અટકી "આડપી હવેલી બળી તે અભેરામના જો" આમ ગરબો ગવાયો સ્વ. મોટાભાઈ દેસાઈના મકાન આગળ આ ઈમારત હજુ મોજુદ છે તે દિવસે ચૈત્ર વદ ચોથ હતી. પોતાનો તે જન્મદિવસ હતો તેથી તે મશ્કરીમાં કહેતા કે નર્મદાશંકર, નવલરામ તથા હું પુરાણ આચારવિચારને બાળી નાંખવા તૈયાર થયા હતા ત્યારે મ્હને આ યાદ આવેલું કે, મ્હારી ત્રીજી સાલગરેહ આગને દિવસે જ પડેલી. માતામહ કહેતાં કે એ ગાડામાં બધું શાગરચીલું

ભરી હમારું બંધાણ કુટુંબ સંપાઈય દાઝમાંથી નિકળ્યું ને રઘુનાથપુરા તરફ જઈ રહ્યું. વાસણ ને દાગીના કુવામાં નાખી દઈ ઢાંકી દીધા, ચેહેર સાથ લીધું. બાકી તો ઘરના કાટ શિવાય બીજું કાંઈ રહ્યું નહિં. આપદાનું તો કાંઈ પૂછવું જ નહિં. કેશવરાવ મહેતા જ્ઞાતમાં મ્હોટા ગણાતા. એજન્સી દફતરદારની નોકરી કરેલી ને પગાર બહુ પ્રતિષ્ઠિત મળતો હતો. તેમનાં એક પછી એક વિશાળ મકાન ગોપીપુરામાં બળી ગયાં. કહેવાય છે કે આગ પહેલાં તેઓ ટટાર ચાલતા હતા, પણ પોતાની મતા બળી જવાથી એમને એવો તો કારમો ઝાટકો લાગ્યો કે બેઠા હતા ત્યાંથી ઉઠાયું નહિં, ને પોતાના પુત્ર ભાઉજીને કહ્યું કે "લાકડી આપ." ત્યાર બાદ ટેકો દિધા શિવાય એમનાથી ચલાયું નહિં. આવા દ્રવ્યવાન આદમીની કરોડ ભાગી ગઈ તો ગરીબની હાલત શી થઈ હશે ને તેથી વધારે મધ્યમ અવસ્થાના પ્રતિષ્ઠિતપણાના આડંબરવાળા લોકોનું શું થયું હશે, તે તો વર્ણવી શકાય જ નહિં. વિષ્ણુશર્માએ ખરે જ સત્ય કહ્યું છે કે, જ્યાં લગી હિરણ્યક નામના ઉંદર પાસે વિત્ત હતું ત્યાં લગી તેની હુંફને બળે તે ઝાઝું કુદતો તે તામ્રચૂડના ટોડલે ટાંગેલા તુંબડામાંથી અન્ન ખાઈ જતો. પણ જ્યારે તેનું સર્વસ્વ દાટેલું ચોરાઈ ગયું ત્યારે તેનાથી તેટલું ઉંચું કુદાયું નહિં. આગ બાદ કુવા ટાંકાંમાથી નાખેલાં વાસણ કહાડવા જનાર ઘણાક સાહસિક માણસો મુવેલાં. તેમાં "કાર્બોલિક ગેસ" ભરાઈ રહેલો ને જે અંદર પેસતો તે શાંત જ થઈ જતો. ઝંપામાં વસતા હોરાકોમની સ્ત્રીઓ બહુ બળી મરેલી. તેમણે ધાર્યું કે મસ્જિદમાં પનાહ લઈશું તો આતિશથી પણ પનાહ મળશે. પણ પ્રયત્ન વ્યર્થ ગયો ને આ ધગધગતા મકાનમાં તેઓ સસડી ગઈ. કેટલીક સુવાવડી સ્ત્રીઓ તો સુવાવડખંડમાં જ બળી મુઈ. આટલાં ખંડીએર થવાથી ચોરનો ભય, જે અન્દેશર કોતવાલની રીયાસતમાં કમ થયો હતો, તે પાછો જાગ્યો. સર્પનું ઉભરામણ વિશેષ થયું. પણ સૌથી તો બુરું એ થયું કે કલ્પનાશક્તિથી ભરપુર વ્હેમીલા લોકમાં હજાર તરેહની ભૂતપ્રેત શંખિણી યક્ષિણીઓની વાતો ચાલવા લાગી. ફલાણી સુવાવડી શંખણી બની ગરીબ મહોલ્લાવાળાઓને કનડે છે. અહિં તો ધડાધડ કોઈ ભુસકા મારે છે. પેલી તરફ તો ભડકું જ નાચ્યા કરે છે આ મહોલ્લામાં તો કાળોનાગ દ્રવ્યનું રક્ષણ કરતું ભુત ભમે છે; વગેરે વગેરે અનેક વ્હેમોથી લોકો ભયભીત થવા લાગ્યા."*

* નંદશંકરચરિત્ર. પૃ. ૨૫ થી ૨૮.

ઉપરની હકીકતની પૂર્તિરૂપ, એ આગના સમયે લોક એકાએક કેવી રીતે જઈ જે મનોદશાને અને વિપત્તિને પામ્યા હતા તેની નોંધ કવિ નર્મદે કરી છે તે પણ વાંચવા જેવી છે. તે જણાવે છે :

"૨૪ મી એપ્રિલ ૧૮૩૭ સંવત ૧૮૯૩ ની ચૈત્ર વદ ૪ ને સોમવારે પાછલે પહોરે ચાર વાગતે માછલીપીઠમાં દીનશાની હવેલીની પાસેની પોળમાં આગ લાગી. બંબા આવ્યા પણ પાણી વગર ખાલી ઉભા થઈ રહ્યા. પવનનું જોર એટલું તો હતું કે આગ ચારે તરફ પ્રસરી ગઈ—માછલીપીઠમાંથી પશ્ચિમ તરફ નાણાવટનો જિલ્લો, હરમાનની પોળ, સોની ફળિયું; તેમ દક્ષિણ તરફ ચૌટું, કેળાપીઠ, બાલાજીનો ચકલો અને આત્મારામ ભુખણનો મહોલ્લો જોતાં જોતામાં લાગી ઉઠ્યા. કોઈ બળતા ઘરમાંથી એકાદું બળતું પાટીયું કે એવું કંઈ ઉડી બીજા ઘરો પર પડતું તો તે આગનાં એ પ્રમાણે એક મહોલ્લાએ બીજો મહોલ્લો લીધો કે ત્રીજાએ ચોથો એમ સઘળે આગ ફેલાઈ ગઈ. લોકોએ ધનબાર માલમિલકત મૂકી નાસવા માંડ્યું. ગભરામણનું તો પૂછવું જ શું ? મોટું ભુંગરાણ થઈ રહ્યું. લોકો ઉતાવળમાં જેટલું હાથ આવે તેટલું લઈ ઘરમાંથી બહાર નીકળી પડતા; પરંતુ કોઈ માણસ ક્યાં ને કોઈ ક્યાં બુમ પાડતું ને પછી રઝળી રખડી મોટી ગીરદીમાં રખડી અટવાઈ જતું. કેટલાંકની તો ભાળ લાગતી જ નહિ ને કેટલાંકની ચોથે પાંચમે દહાડે લોથ જડતી. સામાન ભરવાનાં ગાડાઓનું એક ફેરાનું ભાડું પાંચવાળા તે પંચોતેર રૂપિયા સુધી ભાડું અપાતું લેવાતું; અધવચ ગાડાંવાળા એકને છોડી બીજાને વધારે ભાડું આપતા જોઈ આગલાનો સામાન રસ્તામાં રઝળતો રાખી બીજાનો ભરી જતા ને પેલા બિચારાનો સામાન લુંટાઈ જતો. લોકને પોતાની માલમિલ્કતનાં અને માણસોની જાતનાં પણ ભાન ન રહેતાં. પણ તેઓ બહાવરા બહાવરા થઈ આમ તેમ દીવાના જેવા ભટકતા. એ આગ તા. ૨૬ મીએ હોલાઈ. એ આગની ગરબી કવિતા સમહ નામની ચોપડીમાં છે. એ આગની પછી શ્રાવણમાં રેલ આવી—રેલ ન આવી હોત તો છાશ ખોવાત નહિ તોપણ રેલથી નુકશાન થોડું થયું નહિં"

## સુરતની મોટી આગની લાવણી

રાગ—ધ્રુપદ

સુરત થી સુનેકી સુરત, ઉન પર ઉડે ચીનગારે,
નિરમલ નકશ ઠીઆ ભસ્મ, જલાકર સારા શહેર પ્રલયકારે;

## શોક

એકાએકી હુઆ અચુંબા; કુલ આલમકું થી અસ્સુતાએ,
નામ કીનશા શેઠ લગી પીછવાડે પડોશી કે ઘરસેં;
વહાંસેં જલાતા કોઠ ચલી જ્યું, ઉઠી લહેર જલ સાગરસેં;
કલ્ટીક શહરકું ખા ગઇ, જ્યું પીંચો આહુકાનોએ;
ધુંઆધાર અંધીઆર ઉજાળા, જ્યું પેંચ આશાઆલેરોસેં;
જૈસી હનુમાન કરે ગરજના, ધુંજ રહા ગઢ લંકામેં;
એસા તમાશા નજરે દેખા, કોઇ મત કરી અહંકારે,
નિરમલ નગ્ર કિયા ભસ્મ, જલાકર સારા શહેર પ્રલયકારે. ૧.

ચલા કોટ અમીદાકા કીલ્લા, જ્યું જડીઆ ચોમાસેકી,
આગનીસેં સૈ પવન ગરજ રહા, લહેર ચલ રહી આતશકી;
લગી હાયોકર ખલક ભાગને, શુધ ન રહી કીતકે તનકી;
કાળ ઘટા જ્યું મહા બલ પડી; ગફલત ચહર માયાકી;
જ્યું ઇંદ્રાસન મેહેલ જલે, ચોફેર અગાસી બેઠકકી,
જેસી થીન જિન્નત કી શોભા, કૈલાશ નગરી શંકરકી;
જહીં ગોકુળ વિંદ્રાવન કાશી, એસા બના શહેર ગુલજારે,
નિરમલ નગ્ર કિયા ભસ્મ જલાકર, સારા શહેર પ્રલયકારે. ૨.

શાલ દુશાલા માણેક મોતી, હીરા પદારથ કંચન,
સબ્બી છોડકર લગે ભાગને, માલ પિતા ઓર ફરજંદ,
ધન દોલત ઓર માલ ખજાના; જલે જલે જાળતા [illegible],
તાંબા પીતલ લુહા લકડા, સબ્બી ખાક રહા સામને;
જ્યું માતા કે નિકળે પેટસેં, એસી અવસ્થા પરમાને
કોઇ બચા નહીં સબ્બી લપેટે, ક્યા હિંદુ મુસલમાને;
બ્રાહ્મન બનીઓ ઘાંચી ગોલે, પારસી મોમન ઓર બોહોરે
નિરમલ નગ્ર કિયા ભસ્મ જલાકર, સારા શહેર પ્રલયકારે. ૩.

ઉસ જંતુ કંઇ અસંખ્ય જલ ગયે, અનગિનતી અપર પારે,
જો ઘોડે ઓર ભેંસ બકરીઆં, ગાડી રથ બેસુમારે;
બાળક બુઢા જવાન આસી, હાલ હિવાને નાચારે,
આંધા બહેરા લુલા લંગડા, પલ પેંગલકા ક્યા ભારે;
કિતની સુહાગન ગુર્ત જનેલી, છે દિન કિનકું દો ચારે,
બચ્ચે ઝોલી સેં ચલી ઉતરકર, ઓ દુઃખ રોતી ભાગ્યારે.
કિતને તમાશા ચલે દેખને. કિતનેકા મનસુબા ઓરે,
કમર બાંધકે કાન લપેટે, કિતનેક બન ગએ મજુરે,
ના પોહોંચે પરમાલ તકાવે, દગલબાજ રણકે ચોરે,
નિરમલ નગ્ર કિયા ભસ્મ જલાકર, સારા શહેર પ્રલયકારે. ૪.

શહેર ખંદક તો સબ પર કુંડ, નાગીને શાહુકારકું,
બાડ ધરી રહી ભીતર જલ ગયો, એસા કરના ભગવતકું;
ફુલી બાંધ કે ન્યારે જંગલમેં, ધુઆ પાગે કડણીકું,
એસા દાગ સબ સુરત ઉપર; ગિરદકામે કહેતા હુમકું;
દો દિનસેં જલ ન મિલ્યા, કિતની મુદત હુઈ બાંધનકું,
પરંત શાઈ તોડ બનાવે, રજકું કરતા ઘુમેરકું;
થાલી ઘરે ભરી ભરાવે, મન ચાહાવે તો ફિરતારે.
નિરમલ નક્શ કિયા ભસ્મ જલાકર. સારા શહેર પ્રલયકારે. ૫.

એસા ગજબ મત પડિયો દીન પર, હુવા અગાધ પ્રગટી જ્વાલા,
ભારે જોસ અંગારે ચોકોરો, તીશ કોશ ભયા ઉજીયાળા;
સોહોરે બાજ ખલતા પાની, જેસા તેલ અગ્નિમે ડાલા,
ચાહિ દો કોટવાળ ખેડા રહા, આરદેશર ટોપીવાળા;
દેસ રાત દિન ચરી ઘાડેસે, રાખ રથતકા હોએ ભાલા,
સદા રહેમત એસે મહીકું, સાહેબ આગે નહી ચલા;
આગર નામ મોતીવાળોકા, તલાગત કે અહદે,
નિરમલ નક્શ કિયા ભસ્મ જલાકર, સારા શહેર પ્રલયકારે. ૬.

સંવત અઠારા સાલ બતાવે, નવશો સે ભીતર ભીતી,
ચૈત્ર માસ સોમવાર સાથે, ચાર ઘડી દીનસે સેતી;
જેસી દેખી એસી બનાઈ, ઉપજ નીપજ કહી નહી જાતી,
કથા કહું તો જુગ બીતે જાવે, નેના ભર આવે છાતી;
મહારાજ બીર ઉસ્તાદ ગુસાંઈ, પ્રેમચંદ ઉપર બીતી,
બાહાદરસીંગ કહે સબકે હાલ, કહાં રાય રંક ઓર છત્રપતી;
પ્રતાપસીંગ કહે ગંગારામ, ભાઈ અખારામ છોડી ભક્તી,
આખ મુખ સીર સબ જુગ હુબા સરદ આંગ કુછ નહીં જાતી;
કૈજડ ખેડા ફિર બારે, યે નિરધનીયા સબ સંસારે,
નિરમલ નક્શ કિયા ભસ્મ જલાકર, સારા શહેર પ્રલયકારે.* ૭

(હસ્તલિખિત નોંધ ઉપરથી)

* ગુજરાત મિત્ર; દીપક મહોત્સવ અંક; સન ૧૯૨૪.

# ૧૦. શ્રી સહજાનંદ સ્વામી

અઢારમાં સૈકાના આખર ભાગમાં આખા દેશમાં અવ્યવસ્થા, અશાંતિ મારફાડ, લૂંટ અને ધાડ, ત્રાસ અને જુલ્મ, ચોતરફ પ્રવર્તી રહ્યાં હતાં અને લોકજીવન પણ ભયભીત, વિહ્વળ, દુઃખમય, સ્વાર્થ અને પ્રપંચભર્યું સંકુચિત અને રૂઢિગ્રસ્ત થઈ પડી દુર્દશાને પામ્યું હતું, અને એટલી યાતના બસ થતી ન હોય એમ કુદરતે પણ મનુષ્યની કસોટી કરવા દુકાળ, ભૂકંપ, જળરેલ અને આગ દ્વારા પોતાનો પ્રકોપ પ્રકટ કરી પ્રજાની સ્થિતિ દયાજનક કરી મૂકી હતી.

આચારનો લોપ થાય, અરાજકતા વ્યાપી રહે, પાપનું જોર જામે, અધર્મ પ્રવર્તે, નીતિ અને ન્યાય ઠોકરે મરાય અને સાધુ અને સંત પુરુષોની અવગણના થાય, ત્યારે એ અત્યાચાર અને મર્યાદાભંગના ભારથી ધરતી ધ્રુજી ઊઠે છે, અને આપણી પરાપૂર્વની માન્યતા મુજબ એ ભૂભારને હળવો કરવા સારુ પરમાત્મા અવતાર ધરે છે.

આપણા પ્રાચીન કવિઓએ એ પરિસ્થિતિને કળિયુગ તરીકે વર્ણવી છે અને તે વિષે ખાસ કાવ્યો પણ રચ્યા છે અને જુદે જુદે સમયે લખાયેલા એવાં ચાર કાવ્યો—સુરદાસનો કળિમહિમા, વલ્લભ ભટ્ટનો કળિકાળનો ગરબો, ગોવિંદનું કળિમાહાત્મ્ય અને કૃષ્ણદાસનું કળિરણંદ —આપણને ઉપલબ્ધ છે અને તેમાં સમકાલીન સમાજનું યથાસ્થિત ચિત્ર જોવા મળે છે.

આ સંજોગોમા ઉપર કહેવામાં આવ્યું છે તેમ લોકના રક્ષણ સારુ, લોકોનો ઉદ્ધાર કરવા, પરમાત્મા અવતારરૂપે અવતરે છે એટલા માટે કે—

"જ્યારે હું પૃથ્વીમાં પ્રગટીશ, ધર્મના સ્થાપને સારૂજી રે,
અધર્મ કળિનો નાશ કરીને, તારીશ જીવ હજારૂ રે."

ઓગણીસમા સૈકાના આરંભનાં વર્ષોમાં ગુજરાતમાં શ્રી સહજાનંદ

પ્રભુનું આગમન અને ધર્મસંસ્થાપના અર્થેના તેમના પ્રયાસને કારણે એઓશ્રી અવતારી પુરુષોની કક્ષામાં ગણાયા છે.

[સહજાનંદ સ્વામી (ઈ. સ. ૧૭૮૧ થી ઈ. સ. ૧૮૩૦) મહા તપસ્વી અને વીતરાગી પુરુષ હતા. અયોધ્યાની પાસેના એક નાના ગામડામાં એક સાધુચરિત બ્રાહ્મણ પરિવારને ત્યાં એમનો જન્મ થયેલો. અત્યારે એ ગામ છપૈયા સ્વામિનારાયણને નામે ઓળખાય છે અને સંપ્રદાયના અનુયાયીઓ તેને મોટું તીર્થ ગણે છે. છેક બાળપણથી તેઓ વૈરાગ્યવૃત્તિના હતા. ઓગણીસ વર્ષની વય સુધી તેમણે કેવળ તપોમય જીવન ગાળ્યું, અને દેશનાં ઘણાં તીર્થોમાં ફર્યા. ત્યાર પછી લોકહિતાર્થે તેમણે બાહ્ય દૃષ્ટિએ 'ત્યાગનો પક્ષ મોળો કરીને પણ ઉપાસના અને ભક્તિની પુષ્ટિ થાય તથા સહુનો સમાસ (લોકસંગ્રહ) થાય' એવી પ્રવૃત્તિ કરવા માંડી. સંવત ૧૮૫૬ (ઈ. સ. ૧૮૦૦)ના શ્રાવણ વદિ છઠ્ઠનો દિવસ સ્વામિનારાયણ સંપ્રદાયના સત્સંગીઓમાં બહુ મંગલ દિવસ ગણાય છે, કારણ આ પછીનાં ત્રીસ વર્ષ સહજાનંદ સ્વામીએ ગુજરાત–કાઠિયાવાડમાં ગાળ્યાં, અને ઉદ્ધવ સંપ્રદાય (સ્વામિનારાયણ સંપ્રદાયનું પારિભાષિક નામ)ની ધર્મધુરા વહી. સ્વામિનારાયણ એકાંત ભક્તિનો ઉપદેશ કરતા અને મંત્ર, જંત્ર તથા મલિન દેવદેવીઓની બીક ન રાખવાને લોકોને સમજાવતા. તેમના આ શબ્દો હૃદયમાં સોંસરા ઊતરી જાય તેવા છે:

'...જીવના પ્રારબ્ધ કર્મને ઉલ્લંઘન કરીને તો રુદ્ર, ભૈરવ, ભવાની આદિક જે દેવ ને દેવીઓ છે તે કોઈએ પણ, એ જીવને સુખદુઃખ દેવાને અર્થે અને મારવા-જિવાડવાને અર્થે સમર્થ થતાં નથી. ને પ્રારબ્ધ કર્મને કાળ, તેને ખોટાં કરી નાખવાં તથા મુઆંને જીવતાં કરવા, તેમ જીવતાંને મારી નાખવાં, તેને વિષે તો એક પરમેશ્વર નારાયણ માત્ર સમર્થ છે; પણ બીજા કોઈ દેવદેવી સમર્થ નથી. માટે એક પરમેશ્વરનો દૃઢ આશ્રય રાખીને નિત્યે ભજન સ્મરણ કર્યા કરવું. અને કોઈ દેવદેવીનો ભય રાખવો નહીં. આપણે તો સર્વે ભગવાનના ભક્ત છઈએ ને શૂરવીર છઈએ. માટે હરિભક્તને તો કોઈ રીતનો મનમાં ભય રાખવો ઘટે નહીં અને જંત્ર, મંત્ર, ઔષધિએ કરીને કોઈ માણસ જીવતો રહેતો હોય તો પૃથ્વીમાં કોઈક તો દેખવામાં આવત. પણ એવો કોઈ દીઠામાં આવતો નથી.' શ્રેયાર્થીની સાધના, ૧૯૫૩, પૃ. ૩–૪]

આ અભિપ્રાય અમારો પોતાનો નથી. શ્રી સહજાનંદ સ્વામીને દીક્ષા આપનાર એમના ગુરુ રામાનંદે એ ભવિષ્ય ભાખ્યું હતું. શ્રી સહજાનંદ સ્વામી વિષે બોલતાં તેઓએ મુક્તાનંદને જણાવ્યું હતું કે એમની

ભેળાડી તો આજ્ઞા આપે છે તે શું વિસરી ગયા ? હવે તો એ આવી પહોંચ્યા છે. તમારો સંશય કેમ ટળતો નથી ? એ સહજાનંદ સ્વામી સ્વયં ભગવાન છે. હું તો તેમનો સેવક છું. માટે તેમનો દૃઢ આશ્રય કરો અને સંશય માત્ર તજી દો. આટલું કહી રામાનંદ સ્વામી અદૃશ્ય થયા."*

પ્રસ્તુત મુદ્દાનું સમર્થન કરતો બીજો એક ચમત્કાર શ્રીજીનું દૈવત દર્શાવતો આપીશું :—

"મુક્તાનંદ સ્વામી સ્નાનાદિ કરી કૃષ્ણનું ચિંતવન કરતા બેઠા હતા. ભૂલમાં એમણે પોતાની તુંબડી બહાર ઓસરીમાં મૂકી હતી. ધ્યાન ધરતાં એમને એ વાત યાદ આવી. ધ્યાન ધરતાં ઉઠીને તુંબડી ઉંચી મુકવી એ એમને ગમ્યું નહિ. અને કુતરું આવી તુંબડીમાં મોં ઘાલી અભડાવે એ દહેશતથી એમનું ચિત્ત પણ સ્થિર થયું નહિ. નીલકંઠે પોતાના ઐશ્વર્યથી આ વાત જાણી. મુક્તાનંદ સ્વામીનું ધ્યાન પૂર્ણ થયા પછી નીલકંઠે સ્વામીને પૂછ્યું,

"દૈવત તુંબી પાત્રમે કિંવા દૈવત ધ્યાન ?
દૈવત તુંબીમે અધિક કિંવા હોઉ સમાન ?"

મુક્તાનંદ સ્વામી બિચારા ઝંખા પડી ગયા, પણ એ નિર્માનીપણાની મૂર્તિએ એમાંથી જરાયે ખોટું ન લગાડતાં ચિત્તની સ્થિરતા યાચી."*

એમના જીવનમાંથી આવા ચમત્કારી બનાવો અનેક મળી આવે છે. અને તે કારણે જનતામાં શ્રી સહજાનંદ સ્વામીની પ્રતિષ્ઠા એક અવતારી પુરુષ તરીકે સ્થપાઈ છે.

આપણે ચમત્કારનો માનતા હોઈએ કે ના માનતા હોઈએ, તોપણ શ્રી સહજાનંદ સ્વામીએ એ યુગમાં શાન્તિદાયક અને કલ્યાણકારી વાતાવરણ જેમાં પેદા કરી કાઠી, કોળી, ભીલ વગેરે લૂંટારુ, જંગલી અને અધમ ગણાતી જાતિઓને ઉપદેશ આપ્યો, એમનો ઉદ્ધાર કર્યો અને એમને સન્માર્ગે દોર્યા, એ એક અદ્ભુત ચમત્કાર નહિ તો બીજું શું હોઈ શકે ! પછાત કહેવાતી અનેક કોમો એમના ઉપદેશ અને સંસ્કારથી ઉન્નતિને પામી, સુખી થઈ છે, એ એક ઇતિહાસપ્રસિદ્ધ બીના છે.

"... લોકોમાં ધર્મને નામે પેસી ગયેલા બીજા અનેક વહેમોનું તથા તે વખતે પ્રચલિત કુરિવાજો, જેવા કે સતી થવાનો, બાળહત્યા કરવાનો, વગેરેને

* શ્રી સદ્ગુરુ ચરિત્ર પૃ. ૨૪–૨૬.
* શ્રી સહજાનંદ ચરિત્ર, પૃ. ૩૪.

પ્રસંગે તથા હોળીમાં બીભત્સ ગીતો ગાવાનો, તેમ જ અમર્યાદ ખેલ ખેલવાનો વગેરેનું તેમણે સખતાપૂર્વક ખંડન કર્યું. તેમની ભારે વિશેષતા એ હતી, કે પોતાના સંપ્રદાયમાં પારસી, મુસલમાન જેવા અ-હિંદુ જાતિઓને તેમણે શામેલ કર્યા; વળી શૂદ્ર ગણાતી કોમોને પણ સંપ્રદાયના દાખલ કરી તેમની ધાર્મિક ઉન્નતિ કરી. સ્વામિનારાયણના શિષ્યોમાં કણબી, દરજી, સુતાર, ખારવા, મોચી, ઢેડ વગેરે કારીગર લોકો મોટા પ્રમાણમાં હતા. તેમનો સુધારો, નીચ ગણાતી જાતિઓને ચડાવી તેમનામાં ઉચ્ચ સંસ્કારો પાડવાનો હતો. તેમણે ઢેડ, મોચી, સુતાર, દરજી, કણબી અને મુસલમાન સુધ્ધાંને શુદ્ધ બ્રાહ્મણના જેવી રહેણી રાખતાં શીખવી દીધું. મદ્ય, માંસ અને માદક વસ્તુઓનો ત્યાગ કરવો, રોજ નાહવું; પૂજા કર્યા વિના ખાવું નહીં; ગાળ્યા વિનાનાં દૂધ કે જળ પીવાં નહીં એ સ્વામિનારાયણીય સંસ્કારો હતા. સત્સંગીઓ તો એમને પૂર્ણ પુરુષોત્તમ ભગવાન જ માને છે. પરંતુ બીજાઓ પણ તેમને મહાન સુધારક અને ખાસ કરીને પછાત અને હલકી ગણાતી કોમોના ઉદ્ધારક ગણે છે પોતાના જીવન દરમ્યાન ગુજરાત–કાઠિયાવાડમાં સુધારાનું અને શુદ્ધિનું જબરું મોજું એમણે ફેલાવ્યું એ વિશે કશી શંકા નથી.

—શ્રેયાર્થીની સાધના, ૧૯૫૩, પૃ. ૪–૫]

ગમે તેમ હો, પણ કાઠિયાવાડમાં શ્રી. સહજાનંદ સ્વામીનાં ધર્મ-પ્રચારકાર્યથી કાઠી પ્રજામાં એવું જબરજસ્ત પરિવર્તન થવા પામ્યું હતું કે એથી આશ્ચર્યચકિત થઈને મુંબઈનો ગવર્નર સર જોન માલ્કમ શ્રી સહજાનંદ સ્વામીની મુલાકાત કરવા ખાસ રાજકોટ આવ્યો હતો. રાજકોટ મુકામે સર જોન માલ્કમ અને સ્વામી મહાશયની મુલાકાત થઈ તે વખતે શ્રી સહજાનંદ સ્વામી તેમના અતિ ચારિત્રવાન પરમહંસોથી વીંટાયેલા હતા. સર જોન માલ્કમને શ્રી. સહજાનંદ સ્વામીએ શિક્ષાપત્રી ભેટ આપી, અને તેના ઉચ્ચ હેતુઓ સમજાવ્યા. તે વખતે નાનચંદ શાહ તથા દલીચંદ હાજર હતા. તે વખતનું જે અલૌકિક દૃશ્ય તેની છાપ જોનારને મન ઉપર પડ્યા વગર રહે તેમ નહોતું. તે વખતનાં દૃશ્યે, શિક્ષાપત્રીએ તથા પરમહંસોના જોવે સચોટ અસર કરી."*

એવું બીજું રોમાંચક દૃષ્ટાંત આપણને કવીશ્વર દલપતરામનું મળે છે. સ્વામીના પ્રથમ દર્શને કવિ દલપતરામ પર જે સંસ્કારછાપ પડી હતી, તે કવિ નાનાલાલના જ શબ્દોમાં ઉતારીશું. એ ચિત્ર જેમ રમ્ય છે તેમ

---

* આશારામ શાહ અને તેમનો સમય પૃ. ૧૩-૧૪.

તે એ પ્રસંગનું ભભકભર્યું અને ઉલ્લાસી વાતાવરણ રજૂ કરે છે.

"સ્વામિનારાયણને પ્રગટ થયે પચ્ચીસી વીતી ગઈ હતી ગુજરાતભરમાં પોતે ઘૂમતા, ઠામ ઠામ સમૈયા ભરતા, ને સદ્ધર્મ સ્થાપતા ગઈ શિવરાત્રીનો સમૈયા એમણે ગિરનારની છાયામાં જૂનાગઢમાં કીધો હતો. શ્રીમાળીઓના એ દેશનેડાની તિથિએ જ શ્રીજી મહારાજ જૂનાગઢથી ગઢપુર પધાર્યા. બ્રાહ્મણોએ વાત સાંભળી કે શ્રીજી આવે છે, એટલે આવન્તી સવારી જોવાને સહુ બજારમાં ગયા. નહિ અન્ધારૂં, નહિ અજવાળું—સન્ધ્યાકાળનો સમય હતો. મહારાજ માણકીએ અસ્વાર હતા. સન્તો હરિભક્તો પાર્ષદોનો સંઘ હારે હતો. કીર્તન ગવાતાં હતાં. ધીમે ધીમે રાજેશ્રી પગલે સવારી ચાલતી હતી. બજારના ચોક વચ્ચે કીર્તનમંડળી ઘડીક થંભી. જાણે ગામને કહેતી ન હોય ને કે શ્રીજી મહારાજ આવ્યા છે. શ્રીજીની સવારી દાદા ખાચરના દરબારમાં પધારી પિતા અને સકળ બ્રાહ્મણમંડળની સંગાથે બાળક દલપતરામે દરબારમાં દર્શને ગયા હતા. ઘોડીએથી ઉતરી, ઘોડી ભગુજીને સોંપી, શ્રીજીએ સભા ભરી. ઉગમણા બારના ઓરડાની ઓશરીએ ઢોલિયો ઢળાવી મહારાજ બિરાજેલા હતા. ભૂદેવોને સભામાં પધારતા જોઈ શ્રીજીએ હમને વહને વન્દન સત્કાર કીધો બાળ દલપતરામનાં દષ્ટિ ને વૃત્તિ તો શ્રીજીનાં જ પ્રોવાયેલાં હતાં શ્રીજી મહારાજ સન્મુખે આંબાળી સમાજની સભા ભરાઈ. ગઢડાના મ્હોટા મન્દિરનો—ગોપીનાથજીના શિખરનો પાયો નંખાયો હતો લોક કહેતા કે અહીં મ્હોટું દેવમન્દિર થવાનું છે. બ્રહ્મસમાજ નિરખીને મહારાજે બ્રાહ્મણના ધર્મ વિશે ઉપદેશ ઉચ્ચાર્યો. બ્રાહ્મણો રંજન પામ્યા, ને શ્રીજી મહારાજની જય ઉચ્ચારી ઉઠતા હતા ત્યહાં શ્રીજીએ પ્રશ્ન કર્યો: ભૂદેવો છો, પૃથ્વીના પૂજ્ય છો, હવે કોઈ વર્તમાન ધરો છો? બ્રાહ્મણો પાંચ વર્તમાન પાળે તો બીજા વર્ણોયે પાળતાં શીખે અમે કોઈ અધર્મ ઉપદેશતા નથી. શાસ્ત્રસંમત સદ્ધર્મ સ્થાપિયે છીએ. અમે શાસ્ત્રોને ઉથાપવા નથી આવ્યા, શાસ્ત્રમર્યાદાને સ્થાપવાને આવ્યા છીએ. શાસ્ત્ર ને બ્રાહ્મણો અમારે સદા પૂજ્ય છે. કેટલાક બ્રાહ્મણો વર્તમાન ધરવાને ઉભા થયા. નિયમનો સંકલ્પ કરવાને શ્રીજીએ પાણી મગાવ્યું. દલપતરામના મામા પ્રેમાનંદે ત્યાં શ્રીજીને વરદ હસ્તે પંચ વર્તમાન ધારણ કીધા. દલપતરામનું સ્વામીસમ્રાટ અભિષેકનું બીજ ત્હારે નંખાયું. પણ બીજ તો પૃથ્વીના પડની ભીતર અદૃશ્ય હોય છે ને? નરી આંખે બીજ દેખાતું નથી." *

---

* દલપતરામ ચરિત્ર પૃ. ૭૫.

મનગમતાને મળીને રે લીધાં મ્હેં તો મીઠડાં રે;
ભાગી મ્હારે અન્તરે વ્હેની ઝાળ: મન્દિર મ્હારે.
સુખના તો સાગર રે રેલ્યા ચારે ખૂણમાં રે,
દુઃખનો તો ન આવે નજરે લેશ;
અમૃતના મેહુલા રે, સાકરના કરા પડ્યા રે;
નિરખ્યા નટનાગર નૌતમ વેશ: મન્દિર મ્હારે.
મ્હારા મનના સર્વે રે મનોરથ પૂરવા રે,
અઢળક ઢળિયા આનન્દકારી અજીત;
ખોયેલા દિવસના રે અંગ સરવે વળ્યા રે;
ભૂમાનન્દ કહે શાન્તિ પામ્યું ચિત: મન્દિર મારે.

ભૂમાનન્દ સ્વામી જામનગર તાબે કેશિયા ગામના હતા, ને પૂર્વાશ્રમે કડિયા હતા. નામે રૂપજી રામજી. ચાર ભાઈઓના એ ત્રીજા પુત્ર હતા. એક વેળા એમને ગામ વ્યાસજી ભારતની કથા કરવાને આવ્યા હતા. ગામલોક કથા સાંભળવાને ટોળે મળ્યું. પિતા સાથે પુત્ર કથામાં ગયા હતા. રામજીભાઈ નાતના પટેલ ને ગામના અગ્રેસર, એટલે એમને જવા ગામ લોકોએ મારગ દીધો, ને મારગ દેતાં ભીડાભીડ થઈ નરનાર ખૂંદાવા લાગ્યાં. રૂપજીએ કહ્યું, બાપુ! આગળ ક્યાં ધપો છો? જુઓને આ નરનાર ખૂંદાય તે. રામજીભાઈએ કહ્યું, તું તો જીવનમુક્તાઓના જેવું બોલજે મૂળીએ જા. રૂપજી મૂળીએ ગયા, ને જીવનમુક્ત થયા. સત્સંગમાં આવ્યા પછી ભૂમાનન્દ સ્વામી મનુષ્યોના સંત બન્યા.

વળી કથા ચાલી ને સ્વામી બોલ્યા: શ્રીજી મહારાજ ક્યાં જન્મેલા? ક્યાંથી આ દેશમાં આવ્યા? લાખોની વૃત્તિઓ કેવી ખેંચી લીધી? એ આમાં યે આશ્ચર્ય નથી? સદ્ધર્મનો જાણે સૂરજ ઊગ્યો એમ નથી થતું? કોઈને શંકા રહેતી હોય, ને પૂછવું હોય તે ભલે પૂછે.

પછી વઢવાણના જુવાન છોકરાએ પોતાના પ્રશ્નો સ્વામીને પુછ્યા. દલપતરામે વેદ અને શાસ્ત્રો કંઈક કંઈક દીઠાં હતાં.

પ્રથમના પ્રશ્નના ઉત્તરમાં સ્વામીએ કહ્યું: ભગવાનની ભાષા મૌનની છે, એ કદી બોલતા નથી. આકાશવાણી ક્યારેક થાય એ દેવવાણી છે. જ્ઞાનમુનિના અન્તરમાં ભગવાન બોલે છે, ત્હોય પડદાની વાતુ પડદા પાછળથી કરે છે. કેટલાયે કળા અવતાર થયા, અંશાવતાર થયા; શ્રીકૃષ્ણ પૂર્ણાવતાર હતા. આ તો અવતારોના અવતારી આંગણે આવ્યા છે. અગમ્યને ને ગોચરને ઓળખાવવાને ભગવાન અવતરે છે.

વળી ગીતામાં ભગવાને કહ્યું છે કે—

સંભવામિ યુગે યુગે ॥

એટલે કળિકાળમાં અવતારને કાંઈ અવરોધ નથી.

'ધર્મશાસ્ત્રો સૌ શ્રીહરિની પ્રેરણા છે, ને સહુમાં કલ્યાણ કહ્યું છે. વેદ રાવણ જેવાને હાથ પડયા ત્યારે રાવણે જટાધન રચીને વેદનો વિસ્તાર કીધો. એમ કેટલાંક ધર્મશાસ્ત્રો ડહોળાઈ ગયા છે શ્રુતિ ત્રિકાળ પર છે, પણ સ્મૃતિ યુગે યુગે બદલાય છે. ભગવાન આજના ધર્મ પ્રબોધવા પધાર્યા હતા; આ લોકનું અને પરલોકનું કલ્યાણ કરી ગયા છે. એમણે ૨૧૨ શ્લોકની શિક્ષાપત્રી લખી છે ને પાળો બાંધી છે. એ પાળે પાળે એમને કલ્યાણનો કોલ છે.

અતિ ધીરજથી, અંતર જેમ હેલિંગ લે એમ સ્વામી બોલતા. દલપતરામ લખે છે કે 'એવા તો વાતો કરનાર સ્વામીનો ચહેરો જોઈને તથા આંખો જોઈને જ વાતો સાંભળનારના મનને શાન્તિ થઈ જાય; વચન તો પછી નીકળે. એવી અસરકારક રીતે વાત કહેનાર તો શું, પણ તેના સોમા ભાગે અસરકારક વાત કરનાર હાલ કોઈ નથી.' બાપૂ સાહેબે સન્તની વ્યાખ્યા આપી છે એ ત્રિકાળસાચી છે કે—

સન્ત ભાઈ રે! શાન્તિ પમાડે તેને સન્ત કહીયે;

સ્વામીએ કહ્યું: મન માને તો સાક્ષી પૂરજો. અમને એંધાણ મળ્યાં છે.

આદિત્ય સમ ઉદય થયા સ્વામી સહજાનંદ;
અજ્ઞાનતિમિર ટાળવા, લઈ મુનિયોનાં વૃન્દ;
સત્સંગ ચાર ખૂણમાં કરાવ્યો કાઢી કુસંગ;
સતજુગ સમ ધર્મ સ્થાપિયો, કરી કાળનો ભંગ.
જીવ જઈ જેની ઓળગે છત્યા જુલમી કામ;
એ છે, એંધાણીએ ઓળખો ભૂમાનન્દનો શ્યામ.

બસ થયું. દલપતરામને ધર્મબાણ વાગ્યાં. પેલા ભજનમાં કહ્યું છે ને કે—

સદ્‌ગુરુએ અમને મારેલ શબ્દોના બાણ.

દલપતરામ સ્વયં કહે છે કે 'ઉપદેશ, જેમ બાણ વાગે તેમ, છાતીમાં ઉતરી ગયો....અન્તઃકરણ પીગળી ગયું, નેત્રમાં અશ્રુ આવી ગયાં; અને સ્વામી પાસે બોલ્યા કે મહારાજ! મારું કલ્યાણ થાય તે બતાવો.' સ્વામીએ કહ્યું: આવજો, વર્તમાન ધરાવીશું.

સાધુ જીત્યા ને ગૃહસ્થ હાર્યા: સહજાનંદે કાપ જીત્યું છે! સહર્ષ સન્મુખે હાર સ્વીકારતાં શરમાય છે તે સૌ જાણે જાણે હારી છે.

એમ દલપતરામ સત્સંગી થયા, ને અન્તઃકરણમાં ધર્મની ધજા ફરકી. સં. ૧૮૯૦ ની વસન્તપંચમીએ દલપતરામની ધર્મવસંત બેઠી."×

પેલી અંગ્રેજી કહેવત He went to scoff but remained to pray પ્રમાણે કવિ દલપતરામ કૌતક જોવા ગયા પણ મંત્રમુગ્ધ બની સ્વામિનારાયણીય થઈને પાછા ફર્યા.

જેમ સર્વત્ર બન્યું છે તેમ અન્ય સંપ્રદાયો તરફથી શ્રી સહજાનંદ પર પણ સંકટ નાંખવામાં આવ્યાં હતાં. તેઓશ્રી ધારી સમાધિ આણી શકતા, તેથી તેમની પાસે મેલી વિદ્યા છે એવો આક્ષેપ મૂકી, તેમને સતાવવામાં આવ્યા હતા. સંવત ૧૮૬૦ માં એઓશ્રી અમદાવાદ પધાર્યા હતા ત્યારે કહેવાતા સનાતની આગેવાનોએ તેમને ખૂબ માર માર્યો હતો. એમાંનો એક પ્રસંગ નોંધીશું:

"આ વખતે લોકો તેઓના સામે થયા ને ઘુંઠો ચોટો ચલાવી પણ તેનાથી કાંઈ વળ્યું નહિ; ત્યારે બાવા લીલાગર ગોમતીપુરમાં રહેતા હતા તે પોતાના શિષ્યોને લેઈ શહેરમાં આવ્યા ને સહજાનંદ સ્વામીને હેરાન કરવા લાગ્યા. એક દાહાડો તો સહજાનંદ સાથે કજીઓ કરીને તેમની ઉપર ઈંટાળા, પથરા તથા ધૂળ વીગેરેનો વરસાદ વરસાવ્યો તેથી સહજાનંદ નાશીને અમદાવાદથી પાંચ ગઉ જેતલપુર જઈને રહ્યા. થોડા દાહાડા થયા પછી તેમણે જાણ્યું કે આપણી વાત વિસારે પડી, તાહારે પાછા ગામડાના બ્રાહ્મણોને માહારાજ કરવાને તેડાવ્યા.

'આ વાત જારે ગાયકવાડી સરસુબા વીઠલરાવ બાબાજીને કાને આવી, તહારે પોતે થોડાએક સ્વાર મોકલીને સહજાનંદને પકડી મંગાવીને કેદ કર્યો, પણ વીઠલરાવને બીહીક લાગી કે સહજાનંદ પાસે ઘણી વિદ્યા છે માટે જો કોપશે તો મારી વધે કરશે એવું સમજીને છોડી દીધા."[1]

શ્રી સહજાનંદ સ્વામીનું ઉપદેશકાર્ય સફળ અને અસરકારક નીવડેલું નિહાળીને સર જોન માલ્કમ, મુંબાઈના ગવર્નર, ખાસ રાજકોટ એમની મુલાકાત લેવા આવ્યા હતા, અને એમની એ ખ્યાતિ સાંભળીને

---

× દલપતરામ ચરિત્ર, ભા ૧, પૃ. ૧૨૦ થી ૧૨૫

૧ અમદાવાદ શાહેરનો ઇતિહાસ; મગનલાલકૃત. પૃ. ૨૫૦.

હિંદી બિશપ હેબર નડિયાદમાં એમને રૂબરૂ મળ્યા હતા, એ પણ એમની મહત્તા કેટલી બધી વ્યાપી હતી તેનો સ્પષ્ટ ખ્યાલ આપશે તે પછી કેટલેક વર્ષે બ્રિગ્સ નામનો અંગ્રેજ પ્રવાસી અમદાવાદમાં આવ્યો હતો. જો કે એ કાળે શ્રી સહજાનંદ સ્વામી સમાધિસ્થ થયા હતા, તોપણ તેણે એમના ગાદીવારસ અયોધ્યાપ્રસાદની મુલાકાત લીધી હતી, એટલું જ નહિ, પણ સ્વામિનારાયણ સંપ્રદાયનું ધર્મપુસ્તક 'શિક્ષાપત્રી' મેળવી, તેનો રા. સા. ભોગીલાલભાઈ પાસે અંગ્રેજીમાં તરજૂમો કરાવી, તે એની પ્રવાસનોંધમાં પરિશિષ્ટરૂપે આપ્યો હતો.

આ બધી વિગતો પરથી અર્વાચીન ગુજરાતના ઘડતરમાં શ્રી સહજાનંદ સ્વામીનો ફાળો કેટલો મહત્ત્વનો તથા લોકોદ્ધારક હતો એનો ખ્યાલ આવશે.

અંતમાં એ સ્વામિનારાયણ સંપ્રદાયના સિદ્ધાંતોનો મર્મ સમજવા, સત્સંગીઓ રોજ સાયંકાળે પ્રાર્થના કરે છે તે તેમ જ જે વિશિષ્ટ સંસ્કારો સહજાનંદ સ્વામીના અનુયાયીઓએ કેળવ્યા, જે જુદા તારવી કાઢી, શ્રી સહજાનંદ ચરિત્રના લેખક શ્રીયુત કિશોરલાલ મશરૂવાળાએ નોંધ્યા છે, તે આપીને આ પ્રકરણ સમાપ્ત કરીશું.

સ્વામિનારાયણજનો રોજ સાયપ્રાર્થનામાં જે સાત વર માગે છે તે નીચે પ્રમાણે છે:

(૧) નિર્વિકલ્પ ઉત્તમ અતિ નિશ્ચય તવ, ઘનશ્યામ;
(૨) માહાત્મ્ય જ્ઞાન યુત ભક્તિ તવ એકાંતિક, સુખધામ,
(૩) મોહિ મેં તવ ભક્તપનો, તમે કોઈ પ્રકાર;
દોષ ન રહે કોઈ જાતકો, સુનિયો ધર્મકુમાર.
(૪) તુમારો અરુ તવ ભક્ત કો દ્રોહ કબુ નહિ હોય;
(૫) એકાન્તિક તવ દાસકો દીજે સમાગમ મોય
(૬) નાથ નિરંતર દર્શ (૭) તવ દાસનકે દાસ,
એહિ માગું કરી વિનય હરિ, સદા રાખિહુ પાસ
હે કૃપાલુ, હે ભક્તપતિ, ભક્તવત્સલ સુનો બાત,
દયાસિંધુ સ્તવન કરી, માગું વસ્તુ સાત.

દરેક સંપ્રદાય પોતાના અનુયાયીઓ ઉપર વિશિષ્ટ સંસ્કારો પાડે છે; તે પ્રમાણે ચુસ્ત સ્વામિનારાયણીય જનોમાં નીચેના સંસ્કારો રૂઢ થયેલા દેખાશે:

(૧) ઊઠીને તરત જ પથારીમાં બેઠા થઈ જઈ સ્વામિનારાયણનું નામ-સ્મરણ કરવું, તથા ધ્યાન એટલે અંગચિંતન કરવું.

(૨) જેમ બને તેમ વહેલા ઊઠી, વ્યાવહારિક કર્મોનો આરંભ કર્યા પહેલાં સ્નાનાદિક નિત્યકર્મ આટોપી લેવાં; ને પૂજાદિ કર્યા પહેલાં ખાવું-પીવું નહિ.

(૩) રોજ પ્રભુની માનસી પૂજા કરવી; તેમાં કેટલાક દિવસોમાં બે વાર અને કેટલાક ત્રણ કે પાંચ વાર સુધી કરે છે.

(૪) એકાદશીનું વ્રત કરવું; વ્રતને દિવસે દહાડે ઊંઘવું નહિ તથા બ્રહ્મચર્ય પાળવું. ચોમાસામાં કાંઈક ભક્તિનું વિશેષ વ્રત લેવું.

(૫) ગૃહસ્થે વિધવાનો સ્પર્શ તજવો, મંદિરમાં સ્ત્રી પુરુષોએ સ્પર્શ થવા દેવો નહિ.

(૬) ગાળ્યાં વિના દૂધ કે જળ પીવાં નહિ,

(૭) દારૂપાન, માંસભક્ષણ, વ્યભિચાર, ચોરી ને વટલવું-વટલાવું એ પાંચ પાપ કદી ન કરવાં.

(૮) આત્મનિવેદી ભક્તે દરેક વસ્તુ પ્રતિમાને ધરાવીને જ ખાવી.

(૯) મંદિરે અથવા ગામમાં મંદિર ન હોય તો ઘેર સાયંપ્રાર્થના કરવી અને ભજન ગાવાં.

(૧૦) રાત્રે સૂતાં પહેલાં, સ્વામિનારાયણનાં સ્વાભાવિક ચેષ્ટાનાં પદ ગાવાં.

(૧૧) આચાર્ય, સાધુ તથા બ્રહ્મચારીને સામા મળે ત્યારે 'જય સ્વામિનારાયણ' કહી પ્રણામ કરવા તથા ગૃહસ્થોએ પરસ્પર નમસ્કાર કરવા.

(૧૨) પરગામથી ત્યાગીઓ આવે તો નાનાએ મોટાને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા, અને સરખેસરખાએ ઊભા થઈ ભેટવું

(૧૩) સ્વામિનારાયણને સર્વ અવતારના અવતારી પરબ્રહ્મ માની, તેને જ ધ્યેય અને ઉપાસ્ય માનવા; તેના અવતારોને પણ માનવા અને પૂજવા; બીજા દેવોને પ્રણામ કરવા, પણ અવતારો સિવાય બીજા દેવોનું કે બ્રહ્મવેત્તાનું પણ ધ્યાન ન ધરવું.

(૧૪) સત્સંગીની કદી અવગતિ થાય નહિ અને દાખડો કરે તો આ ને આ જન્મે મોક્ષ મળે, અને અંતકાળે પ્રભુ અને તેના સંતો દર્શન દઈને તેડી જાય એવી દઢ શ્રદ્ધા રાખવી

(૧૫) સત્સંગીના સુખદુઃખનો હેતુ ઈશ્વરેચ્છા જ છે, પણ કાળ કે કર્મ નથી. એટલે સુખદુઃખ આવે તે સત્સંગીના કલ્યાણ માટે જ ઈશ્વર પ્રેરે છે; પછી તે કાળ અને કર્મના નિયમ મુજબ ભલે હોય.

(૧૬) સત્સંગીને દુઃખ આવે, તો તે ઘણુ આવવાનું હતુ તેમાંથી થોડેથી મટ્યું એમ દૃઢ શ્રદ્ધા રાખવી; સત્સંગીને 'શૂળીનુ દુઃખ કાંટે જાય.'

(૧૭) કોઈ પણ સંજોગોમાં ભૂવા, દેવ–દેવી કે મંત્ર માનવાં નહિ. ભૂતાદિકનો વહેમ લાગે તો નારાયણકવચ અથવા હનુમાનસ્તોત્રનો જપ કરવો.

(૧૮) સત્સંગના નિયમ, સ્વામિનારાયણ વિશે પરમેશ્વરપણાનો નિશ્ચય અને ભગવદી સત્સંગીનો રાખવામાં પાછા ન પડવુ. *

---

* શ્રી સહજાનંદ ચરિત્ર.' પૃ. ૧૪૭.

# ૧૧. જ્ઞાતિ સંસ્થા

ગુજરાત પર વિદેશીઓની સત્તા સ્થપાયા છતાં, અનેકવિધ આપત્તિઓ તેના પર આવી પડી તોપણ, ગર્નીઓનાં ધાડાંએ મારી લૂંટી દેશને તારાજ કર્યો—એ સઘળું સહન કરી લઈને, રાજકર્તાઓએ ઇસ્લામ ધર્મ સ્વીકારવા રૈયત પર આક્રમણ કર્યું ત્યારે તેને પણ વશ ન થતાં, હિન્દુ સમાજ આજ પર્યંત અવિચ્છિન્ન ટકી શક્યો છે એ એક કોયડો છે, અને તેનો ભેદ બહુ થોડા પુરુષો પારખી શક્યા છે અને તેમાંના એક, અમે માનીએ છીએ કે મહાત્મા ગાંધીજી છે. આપણી વર્ણવ્યવસ્થા વિષે લખતાં તેમણે સાચું જ કહ્યું છે:

"હું તો ઊલટું એમ માનું છું કે, વર્ણવ્યવસ્થાએ તો હિન્દુ સમાજને છિન્નભિન્ન થઈ જવામાંથી કેટલેક અંશે બચાવ્યો જ છે." અને મિશનરીઓ, ખ્રિસ્તી ધર્મના પ્રચાર અર્થે હિન્દમાં આવી રહેલા છે, એમાંના એક મી ફારકુહર (Farquhar), જેમનાં હિન્દુ ધર્મશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ અને સંસ્કૃતિનો અભ્યાસ અને જ્ઞાન બહોળાં અને બારીક છે, તેઓ પણ એવા અભિપ્રાયના છે કે જ્ઞાતિ સંસ્થાએ દેશમાં અનેક વિટંબણાના સમયમાં હિન્દુ સમાજને ઊભો રાખ્યો છે.

ઈસ્ટ ઇન્ડિયા કંપનીનો વહીવટ અને અધિકાર આપણા દેશમાં મજબૂત થતાં, હિન્દી પ્રજાને બાઇબલનો બોધ કરવા—જો કે પૂર્વે પણ એવા મિશનરીઓ અત્રે આવ્યાના દાખલા મોજૂદ છે—મિશનરીઓ યુરોપથી સંખ્યાબંધ આવવા માંડ્યા, અને તેમણે નિશાળો સ્થાપી, દવાખાનાં કાઢી, બાઇબલનો જુદી જુદી ભાષાઓમાં અનુવાદ કરી, પ્રજાની સહાનુભૂતિ મેળવી, અને ધીમે ધીમે પ્રભુ ઈસુ ક્રાઇસ્ટના જીવનનો બોધ કરી ખ્રિસ્તી ધર્મ સ્વીકારવા તેમને સમજાવવા લાગ્યા અને કેટલાકનાં મન તેથી પીગળ્યાં હતાં પણ ખરાં, પરન્તુ ઘણાખરા જ્ઞાતિબંધનની સખ્તાઈને લઈને તેમ કરવાને ખંચકાતા હતા, અને પરધર્મ ગ્રહણ કરતાં તેઓ જ્ઞાતિ બહાર થઈ

ધારસાના અને મિલકતના હક્ક ખૂએ એ પણ ભીતિ તેમને રહેતી હતી, એથી કરીને ખ્રિસ્તી ધર્મના પ્રચારકાર્યમાં જ્ઞાતિસંસ્થા મિશનરીઓને કંટકરૂપ ખટકતી હતી અને તેનું બંધારણ અને નિયમો એવા અટપટા અને ગૂંચવણભર્યા હતા કે તેનો વહીવટ તેઓ બરોબર સમજી શકતા નહિ અને તેથી જ્ઞાતિ વિરુદ્ધ તેમણે આક્ષેપો શરૂ કર્યા હતા. અને એટલેથી તેઓ અટકેલા નહિ, પણ અંગ્રેજી અધિકારીઓની સહાનુભૂતિ અને મદદ મેળવી તેમણે સન ૧૮૫૦ માં ધર્મનું સ્વાતંત્ર્ય—Evolution of Religion એ નામનો કાયદો પસાર કરાવ્યો હતો તેનું તાત્પર્ય એટલું જ હતું કે જેઓ પરધર્મ સ્વીકારે તેઓ બાપીકી મિલકત કે વારસાહકમાથી વંચિત રહે નહિ તે કાયદાની કલમ નીચે પ્રમાણે હતી:

"So much of any law or usage now in force within the territories subject to the Government of the East India Company as inflicts on any person forfeiture of rights of property or may be held in any way to mar or affect any rights of inheritance by reason of his or her renouncing or having been excluded from communion of any religion or being deprived of caste shall cease to be in force as law in the Courts of the East India Company and in the Courts established by Royal Charter within the said territory."×

તેની સાથે એમને ન્યાય આપવા એ પણ જણાવવું જોઈએ કે એ જ્ઞાતિસંસ્થાને સમજવા સારુ એ લોકોએ પ્રયાસ પણ વિધવિધ દષ્ટિએ કરેલો હતો. રેવરંડ જોન વિલ્સન, જેમનુ નામ મુબઈની એક પ્રસિદ્ધ કૉલેજ સાથે જોડાયેલુ છે, તેમણે જ્ઞાતિસંસ્થા વિશે આપણા ધર્મ ગ્રંથોમાથી ઉપયુક્ત હકીકત તારવી કાઢીને એક દળદાર પુસ્તક સન ૧૮૫૭માં તૈયાર કરેલું, તેમાં કેટલાક ભાગ ઉમેરીને, પાછળથી સન ૧૮૭૭ મા પ્રો. પિટરસને સંપાદન કરી પ્રકટ કર્યું હતુ

[રિસ્લીની વ્યાખ્યા મુજબ "કાસ્ટ' અથવા નાતિ એ "કેટલાંક કુટુંબોનો અથવા કેટલાંક કુટુંબોના જૂથોનો સમૂહ હોય છે, માનવ કે દૈવી એવા

× Legal Aspects of Social Reform, p. 122.

કોઈ એક પૌરાણિક પુર્વજમાંથી ઊતરી આવ્યાનો તેનો દાવો હોય છે; પેઢી–દર–પેઢી ચાલ્યો આવતો એક જ વ્યવસાય પોતે કરે છે એમ તેઓ બતાવે છે; અને એ બાબતમાં અભિપ્રાય આપવાની લાયકાત ધરાવનારાઓના કહેવા મુજબ તે એક સ્વતંત્ર એકજાતીય જમાત ગણાય છે." વધુમાં એ જણાવે છે કે જ્ઞાતિનું નામ મોટે ભાગે કોઈ વિશિષ્ટ વ્યવસાય કે ધંધા સાથે સંકળાયેલુ હોય છે અને કોઈ પણ જ્ઞાતિ લગભગ હંમેશ અન્તર્લગ્ન પ્રથાવાળી એટલે કે પોતાની (જ્ઞાતિની) અંદર જ બેટીવ્યવહાર કરનારી હોય છે; અને સામાન્યત. તેના આથી અનેક નાના નાના ભાગલાઓ કે પેટાજ્ઞાતિઓ પડે છે અને તે પેટાજ્ઞાતિઓમાં પણ બેટીવ્યહાર તે તે પેટાજ્ઞાતિની અંદર જ થાય છે; (હિંદુસ્તાનની જ્ઞાતિસંસ્થા—જે એચ. હટનના Caste in India નો અનુવાદ—પાંડુરંગ દેશપાંડે, આવૃત્તિ ૧૯૬૦. પૃ, ૬૫)]

[કેલકર જ્ઞાતિની વ્યાખ્યા આમ આપે છે: "જ્ઞાતિ એ એક સામાજિક જૂથ છે અને તેનાં બે લક્ષણો છે: (૧) તેનું સભ્યપણું તેના સભ્યોના ફરજંદો પૂરતું મર્યાદિત હોય છે, અને આવી રીતે જન્મેલા બધા માણસો આપોઆપ તેમાં સમાઈ જાય છે; (૨) તેમાં એવો એક કડક સામાજિક નિયમ હોય છે કે તેનો કોઈપણ સભ્ય એ જૂથની બહાર પરણી ન શકે. દરેક જૂથનું એક વિશિષ્ટ નામ હોય છે જેથી તે ઓળખાય છે. આવાં કેટલાક નાના નાના જૂથો ભેગા થઈને એક સામાન્ય નામથી ઓળખાય છે; અને આ મોટાં જૂથો પણ તેમનાંથી પણ વધારે મોટા વ્યાપક અને સ્વતંત્ર નામોથી ઓળખાતાં જૂથોના પેટાવિભાગો હોય છે. આમ આપણે જોઈએ છીએ કે જુદી જુદી કક્ષાનાં જૂથો હોય છે અને 'જ્ઞાતિ' શબ્દ કોઈ પણ કક્ષાના જૂથ માટે વપરાય છે. 'જ્ઞાતિ' અને 'પેટાજ્ઞાતિ' એ શબ્દો સ્વતઃસંપૂર્ણ કે નિરપેક્ષ નથી, પણ સાપેક્ષ અર્થવાળા છે. મોટું જૂથ જ્ઞાતિને નામે ઓળખાશે તો નાનુ જૂથ પેટાજ્ઞાતિને નામે કોઈ જૂથ જ્ઞાતિ કે પેટાજ્ઞાતિ હોય છે તે તેનાથી નાના કે મોટા જૂથની સરખામણીમાં હોય છે. જ્યારે આપણે મરાઠા, બ્રાહ્મણ અને કોંકણસ્થ બ્રાહ્મણની વાત કરીએ છીએ ત્યારે એમાંના પહેલાની જ્ઞાતિ કે જાતિ કહેવાય અને બીજાની પેટાજ્ઞાતિ કે જાતિ, પણ સામાન્યપણે બન્ને જ્ઞાતિઓ કે જાતિઓ કહી શકાય...... આ વિભાગો અને પેટાવિભાગો જુદાં જુદાં તત્ત્વો અનુસાર અસ્તિત્વમાં આવ્યા છે. આવી રીતે વીસ કરોડ હિંદુઓના એટલા બધા

વિભાગ ને પેટા વિભાગ પડે છે કે એવી કેટલીક જ્ઞાતિઓ છે કે પંદર કુટુંબોના ગોળની બહાર તેમનાં લગ્ન થઈ શકતાં નથી."

(આ માહિતી કેતકરના 'History of Caste in India' માંથી ઉપરના જ પુસ્તક 'હિંદુસ્તાનની જ્ઞાતિસંસ્થા'માં ઉતારી છે. પૃ. ૬૬)]

સન ૧૮૪૮ માં ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સ્થપાઈ તેના સંચાલકો અંગ્રેજો જ હતા તેમણે ઈનામી નિબંધ માટે પ્રથમ વિષય પસંદ કર્યો તે પણ જ્ઞાતિ વિષે હતો; કેમકે વ્યવહારમાં જ્ઞાતિનું બળ તેમને ડગલે ને પગલે જોવામાં આવતું હતું અને તેના આચારવિચાર તેઓ સમજી શકતા નહોતા.

સદરહુ વિષય પર કવિવર દલપતરામનો નિબંધ ઇનામપાત્ર જણાયેલ હતો અને સોસાયટીએ તે પ્રસિદ્ધ કર્યો હતો. કવિએ ઘણો શ્રમ લઈને એમાંની ઘણીખરી માહિતી એકત્ર કરી હતી. તે નિબંધનું વાચન આજે પણ એ વિષયમાં રસ લેનારને માહિતીવાળું માલૂમ પડશે.

જ્ઞાતિનો કાબૂ કેટલો પ્રબળ હતો, તેની સત્તાનો કેટલો પ્રભાવ પડતો, જ્ઞાતિબંધનો કેટલાં સખ્ત હતાં, અને જ્ઞાતિનો કોરડો ગમે તેવા ધનવંત કે સત્તાવાનને કેવો નીચે નમાવતો, તે બધું આપણે કરશનદાસ મૂળજી અને મહીપતરામ રૂપરામે પરદેશગમન કરતાં જ્ઞાતિનો રોષ વહોરી લીધેલો અને તે બદલ જે કષ્ટ વેઠેલાં તેમ જ ધનકોરબાઈ અને માધવદાસનું પ્રથમ પુનર્લગ્ન થતાં મુંબાઈની કપોળ જ્ઞાતિમાં જે શોરબકોર થયો હતો, એ દાખલાઓથી જાણીએ છીએ. ખરે આજના બદલાયેલા સમાજના સંજોગોમાં એ પ્રકારનું જ્ઞાતિનું વર્તન આપણને જુલમ જ લાગે, પણ તેમ બનવાનું કારણ જ્ઞાતિ-વહીવટ એટલો રૂઢિચુસ્ત થઈ ગયો હતો, કે કોઈ પ્રકારનો ફેરફાર કે સુધારો ભય ઉપજાવતો અને તે પૂર્વના સંસ્કાર અને પરિસ્થિતિનું જ પરિણામ હતું.

જો આપણે સહજ ઊંડા ઊતરીને જ્ઞાતિસંસ્થાનો ઇતિહાસ તપાસીશું તો એક કાળે અંધાધૂંધી અને અરાજકતાના સમયમાં જ્ઞાતિસંસ્થાએ હિન્દુ સમાજનું સંરક્ષણ જ કરેલું છે, એમ જણાઈ આવશે. તે એક પ્રકારનું સંઘબળ હતું; અને એ સંગઠને હિન્દુ સમાજને જીવંત અને પગભર રાખ્યો હતો. જ્ઞાતિ એ એક નિયામક અને કારોબારી સંસ્થા હતી. તેનો પડ્યો બોલ સ્વીકારાતો હતો; તેની અવગણના કરવાની કોઈની હિંમત કે તાકાત નહોતી; તેની પાસે બહિષ્કારનું એવું એક અમોઘ શસ્ત્ર હતું કે

જ્ઞાતિ સંસ્થાનો વિરોધી પણ તેનું તેજ જીરવી શકતો નહિ અને તેને જ્ઞાતિને અધીન થવું પડતું હતું.

પાછલા અંધકાર યુગમાં જ્ઞાતિસંસ્થા અજ્ઞાનને લઈને તેમ સંજોગવશાત્ રૂઢિબળને વશ થઈ, પ્રજાની પ્રગતિમાં બંધનકર્તા અને હાનિરૂપ થઈ પડતી હતી એ ખરું છે; અને તેના બંધારણ અને વ્યવસ્થામાં ફેરફાર અને સુધારાની હવે અત્યંત આવશ્યકતા છે તેની ના પાડી શકાશે નહિ, પણ દેશની સ્થિતિ જોખમભરી, ભયંકર અને બેહાલ દશામાં હતી ત્યારે તેના આધાર અને આશ્વાસનરૂપ જ્ઞાતિસંસ્થા હતી અને હિન્દુ સમાજ અને હિન્દુ ધર્મ અત્યાર સુધી જીવંત ઊભો રહ્યો. છે, તે આપણે સ્વીકારવું પડશે કે, જ્ઞાતિ સંસ્થાનો પ્રભાવ હતો.

[...જ્ઞાતિપ્રથાનું એક મહત્ત્વનું કાર્ય, કદાચ તેનાં બધા કાર્યોમાંથી સૌથી મહત્ત્વનું કાર્ય, તેમ જ બીજાં બધાં કરતાં જેને કારણે હિન્દુસ્તાનની જ્ઞાતિપ્રથા એક અજોડ સંસ્થા બની રહે છે, તે આખા ભારતીય સમાજનું એકીકરણ કરવાનું છે, અથવા રહેતું આવ્યું છે, તે સમાજ જે જુદાં જુદાં વિરોધી નહિ તોય હરીફ જૂથોનો બનેલો છે તેમને એકજીવ બનાવી તેની એક કોમ બનાવવાનું છે.

ગિલ્બર્ટ લખે છે (Peoples of India, p 82) 'હિંદુસ્તાને જ્ઞાતિપ્રથા નિર્માણ કરીને સામાજિક મેળ સાધવાનું એવું એક તંત્ર ઊભું કર્યું છે કે એકબીજા સાથે સતત યુદ્ધ કરનારાં પ્રાદેશિક રાષ્ટ્રોની યુરોપની પદ્ધતિની સરખામણીમાં તે ચઢી જાય તેવું છે.'

જ્ઞાતિનું બીજું ઘણું મહત્ત્વનું કાર્ય તે રાજકીય સ્થિરતા લાવનાર બળ તરીકે કામ કરવાનું છે. જ્ઞાતિપ્રથાનું આ કાર્ય જોઈને જ દેખીતી રીતે એબે દુબ્વા (Peoples of India–1, Chap. 2) તેના ઉપર એટલો મારી ગયો કે તે તેને (હિંદુઓની જ્ઞાતિપ્રથાને) 'તેમના કાયદાયોમાંનો સારામાં સારો પ્રયત્ન' ગણવા લાગ્યો. તેના માનવા મુજબ હિંદુસ્તાનને પુરેપૂરી જંગલી અવસ્થાથી બચાવવાનું શ્રેય જ્ઞાતિપ્રથાને આપવું ઘટે છે. વ્યવસ્થિત રાજ્યતંત્રનો તે નક્કર આધાર છે, રાજ્યની આપખુદ સત્તાથી પ્રજાનું રક્ષણ કરનાર બળ છે; કળાકારીગીરી સાચવવાનું એક સાધન છે; તેમ જ પરદેશી વિજેતાઓની હકૂમત તળે ભારતીય સંસ્કૃતિના વિશિષ્ટ પ્રકાર કે નમૂનાને સાચવવાનો એક ખાતરીલાયક ઉપાય છે. તેની પછી થોડા

સમય પર એસ. સી. હિલે 'Origin of the Caste System in India'માં (Indian Antiquary, March–October 1930) પણ એવો જ અભિપ્રાય વ્યક્ત કર્યો છે. એ ખાસ બતાવે છે કે "યુરોપમાં જ્યારે આપણે કોઈ દેશની રાજકીય અને સામાજિક પદ્ધતિઓ બંને એક જ છે એમ માનવા ટેવાયેલા છીએ, ત્યારે હિન્દુઓ તે બંનેને સ્પષ્ટપણે ભિન્ન અને વસ્તુત. અલગ પાડી શકાય એમ માને છે. "તેનું અંગત અને વ્યક્તિગત ખાનગી જીવન—અને એ જ જીવન હિન્દુને મન ખરું મહત્ત્વનું હોય છે—જે કોઈ રાજકીય પરિસ્થિતિ પ્રવર્તતી હોય તેનાથી આવ સ્વતંત્ર હોય છે." "પશુબળથી કે હિંસાત્મક બળથી વધારે મજબૂત પાયા પર કદી પણ રચવામા આવી હોય એવી એકમાત્ર સામાજિક પદ્ધતિ" તે જ્ઞાતિપદ્ધતિ છે એમ તે જણાવે છે. કોઈ પણ જાતના રાજકીય તંત્રથી તદ્દન સ્વતંત્ર હોય એવી સામાજિક જીવનની સફળ પ્રયોજનવાળી યોજનાનું એ જ એક ઉદાહરણ છે એ પદ્ધતિ કાયમની સ્થિર છે, કારણ જેના પર તેની હકૂમત ચાલે છે તેઓ તેમાં કોઈપણ જાતનો ફેરફાર કરવાનો જરાય ઉદ્દેશ રાખતા નથી.

ડુબ્વાએ જ્ઞાતિપ્રથાના જે વખાણ કર્યા છે તે અમસ્તાં કરેલાં નથી; અને સમાજને સ્થિર કરનારી સંસ્થા તરીકે જ્ઞાતિપ્રથાના મહત્ત્વ તરફ ધ્યાન ખેંચનારા લેખકોમા તે જ કંઈ એકલો નથી. હિંદુ સમાજ અનેક આક્રમણો, દુકાળ જેવી આપત્તિઓ, બધી જાતના સામાજિક ઉત્પાતો અને રાજ્યક્રાન્તિઓ તેમ જ ખાસ કરીને હિંદુ ધર્મથી વિરોધી એવા પરદેશી ધર્મના આક્રમકોની જીતો છતાં જીવન રહ્યો છે તેનુ શ્રેય જે જ્ઞાતિપ્રથાના પાયા પર તેની રચના થઈ છે તે જ્ઞાતિપ્રથાને આપવું ઘટે છે. એ પદ્ધતિ ઘણીવાર તો ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મમાં વટલાયા પછી પણ ટકી રહી છે. (હિન્દુસ્તાનની જ્ઞાતિસંસ્થા, પૃ. ૧૬૩–૧૬૬)]

હાલમાં સહકારી સંસ્થાની, સહકારી ધોરણ અને સિદ્ધાંતની તારીફ કરવામાં આવે છે. લોકોદ્ધારના એક સાધન તરીકે સહકારનો ઉપયોગ કરવા ઉપદેશ કરવામાં આવે છે. પ્રજાજીવનના વિકાસનુ તે એક આવશ્યક અંગ મનાયુ છે; હરીફાઈથી નહિ પણ સહકાર અને સંગઠનથી આગળ અને ઉન્નતિના પંથે પહોંચાશે. આપણે હવે જ્ઞાતિરચનાના અને સહકારી પ્રવૃત્તિના ધોરણ અને નિયમો સરખાવીશુ તો બંનેના બંધારણમાં ઘણું સામ્ય જણાશે, એટલુ જ નહિ, પણ બંનેનો આશય તેના સભ્યોનો ઉત્કર્ષ અને ઐક્ય સાધવાનો છે

જ્ઞાતિબંધારણ અને તેના નિયમો પાછળ હજારો વર્ષોનો ઇતિહાસ રહેલો છે, પરંપરા (tradition) અને શિસ્ત (discipline)નું પીઠબળ છે. જ્ઞાતિ, ધર્મ, અર્થ અને મોક્ષ એ સાથે જોડાયેલાં છે. હિંદુનું જીવન જ્ઞાતિસંસ્થા સાથે એવું ઓતપ્રોત થયેલું, ભેગું વણાઈ ગયેલું છે કે તે છોડ્યું છૂટે એમ નથી અને તેથી તેને તોડવાને આજ દિન સુધી જે સઘળા પ્રયાસો થયેલા તે સફળ નીવડ્યા નથી. પણ તેથી આનો આશય એમ સમજવાનો નથી કે હાલની જ્ઞાતિની સ્થિતિમાં સુધારાની જરૂર નથી અહીં એક જ મુદ્દા પર અમે ભાર મૂકવા ઇચ્છીએ છીએ કે પાછલા કાળમાં સમાજને ટકાવી રાખવા જ્ઞાતિસંસ્થાએ ઘણી અને મહત્ત્વની સેવા કરી હતી.

તેનું મૂળ તપાસતાં છેક ઋગ્વેદની ઋચામાં તેનાં બીજ મળી આવે છે. અને પુરુષસૂક્તમા ચાર જાતિનો સ્પષ્ટ રીતે નિર્દેશ છે કે બ્રહ્માના મુખમાંથી બ્રાહ્મણ નીકળ્યા. બાહુમાંથી ક્ષત્રિય ઉત્પન્ન થયા, જાંગમાંથી વૈશ્ય જન્મ્યા અને પગમાંથી શૂદ્રનો ઉદ્‌ભવ થયો. ભલે એ વર્ણન સંજ્ઞાત્મક હોય, પણ ઇસ્વીસન પૂર્વેથી જાતિવિભાગ જેવી વ્યવસ્થા આપણા સમાજમાં ઊતરતી આવે છે એ ચાર વિભાગોમાં અનુલોમ અને પ્રતિલોમ લગ્ન થતાં, તેની વૃદ્ધિ થઈ અનેક જાતિઓ ઉદ્‌ભવી અને તે પછી સ્થળ પરથી સ્થળાંતર થતા, નવા નવા ધંધારોજગાર હાથ ધરતા, ભાષાને લઈને, માંહોમાહેની ઈર્ષા અને કુસંપના કારણે, ચારની ચોરાસી અને ચોરાસીની ચારસો જ્ઞાતિઓ થવા પામી અને આજે તેની સંખ્યા બેશુમાર છે. તેનુ પરિણામ એ આવ્યુ કે એ જ્ઞાતિઓનો બહારનો વ્યવહાર ઘટી ગયો, તેઓ પોતાના જ સંકુચિત કુંડાળા બાંધીને સર્વ કાર્ય કરવા લાગી અને સંરક્ષણની જરૂર વધતાં એના પણ ગામવાર કે ગામોના સમૂહવાર ગોળ, એકડા વગેરે બંધાઈ રૂઢિબળ જોરાવર થઇ પડ્યુ, અને એ રૂઢિઓનાં બંધનો જડ બની હાનિકર્તા થઈ પડ્યા, જે બંધનો આજે સાલે છે.

એ વિષમ સ્થિતિ અગાઉ ન હતી, કેમકે આર્થિક બળો સમાજજીવનમાં જે પરિવર્તન અત્યારે કરી રહ્યાં છે તેનો ત્યારે અભાવ હતો; આખું જીવન મર્યાદિત અને એક નાના વર્તુલમા સમાપ્ત થતું. વળી વ્યવહારનાં અને આવજાનાં સાધનો પણ, જે આજે આપણે આટલાં વિસ્તરેલાં જોઈએ છીએ તે, પણ પ્રાથમિક અવસ્થામાં પડેલાં હતાં; જિલ્લા કે પ્રાન્ત

અહાર પ્રવાસ કરનાર જૂથ જણુ માલૂમ પડતા. તેની સાથે બહારથી હુમલા આવ્યા કરતા; એ સંજોગોમાં સંરક્ષણ સારુ પ્રજાને જ્ઞાતિબળ અને જ્ઞાતિનું સંગઠન અનુકૂળ તેમ હિતકારક થઈ પડયુ હતુ.

જ્ઞાતિસંસ્થાના ઇતિહાસમાં ઊતરવાનુ કે તેના બચાવમા કે લાભમાં ચર્ચા કરવાનું આ સ્થાન નથી, અને આપણે આધુનિક પરિસ્થિતિને, આખા જગતમાં જે પરિવર્તન થઈ રહ્યુ છે તેને, પણ વીસરી શકીએ એમ નથી હિન્દુ સમાજ વિવિધ પ્રકારના બળોના ખેચાણથી હચમચી ઊઠયો છે. ઊછરતી નવી પ્રજા સમક્ષ અનેક આદર્શો, ભાવિ સમાજ પરત્વે, ખડા થયા છે. ઊચનીચના ભેદ કાઢી નાંખવાની સાથે સૌ સમાન કક્ષામાં મુકાય અને પ્રત્યેક જણ શ્રમ કરીને, પોતાની આજીવિકા પ્રાપ્ત કરે એટલુ જ નહિ પણ માલમિલકતની સરખે ભાગે વહેંચણી થાય એવી માગણી પણ થઈ રહી છે

એ ચર્ચા અત્રે અપ્રાસંગિક છે, તોપણ મનુષ્યજાતિનો પાછલો ઇતિહાસ જોતાં, અમને ભય રહે છે કે, વ્યક્તિગત ગુણકર્મ, ઉદ્યોગ, કેળવણી, બુદ્ધિસામર્થ્ય, વાતાવરણ, સંસ્કાર વગેરે કારણોને લઈને સમાનતા આણવાના પ્રયત્નો થવા છતાં, સમાજમાંથી અસમાનતાનો લોપ થશે નહિ; અને નાનામોટાના વર્ગ રહેવાના જ.

ગીતાના ચોથા અધ્યાયમાં શ્રીકૃષ્ણ ભગવાને ઉચ્ચાર્યુ છે

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।

અને એ સિદ્ધાંત વાસ્તવિક છે પરન્તુ મનુષ્ય પ્રથમ તો તેની જાત પ્રમાણે જ ઓળખાવાનો, પછીથી તેનો વિકાસ થતા તે જાતિ બદલે, નવો ધધો અગીકાર કરે, એ છૂટ તેને રહેવી જોઈએ, એ સ્વીકાર્ય છે રાજર્ષિ વિશ્વામિત્ર મહર્ષિ થયા હતા એ દૃષ્ટાન્ત સુપ્રસિદ્ધ છે.

સમાજમાં એક યા બીજા પ્રકારના ભેદભાવ વત્તાઓછા પ્રમાણમાં રહેવાના જ. આવશ્યક માત્ર એ છે કે તેમાંથી બધનોનો, જડતાનો નાશ થવો જોઈએ અને વ્યક્તિને અમુક સંજોગોમાં સમષ્ટિને હાનિ ન પહોંચે એવી રીતે વર્તન કરવાને સ્વતંત્રતા હોવી જોઈએ. વંશપરંપરાનો અંશ તો રહેશે, પણ કામદાર પક્ષનો નેતા રામસે મેકડોનલ્ડ બ્રિટિશ સામ્રાજ્યનો વડો પ્રધાન થઈ શકે, તેમ ગુણે કરીને કહેવાતો શૂદ્ર વા અસ્પૃશ્ય જાતિનો એક પુરુષ

યા સ્ત્રી બુદ્ધિબળથી, જ્ઞાનથી યા હોશિયારીથી સમાજમાં ઊંચે પદે પહોંચે એવી સમાજબંધારણમાં સવડ હોવી જોઈએ, એ જ મુદ્દાનું અને મહત્ત્વનું છે.

પ્રસ્તુત વિષય પરત્વે અમે કાંઈ વિશેષ કહીએ તે કરતાં આપણી સંસ્કૃતિનું જેમણે ઊંડું મનન અને અભ્યાસ કર્યો છે, જેમની દૃષ્ટિ વિશ્વવ્યાપક અને સમાન છે, તેમ જ પોતાને હિન્દુ કહેવડાવવામાં અને વર્ણાશ્રમી ગણાવવામાં માન અને મોટાઈ સમજે છે, તેવા એક વિદ્વાનનો અભિપ્રાય દર્શાવીશું. તે મનનીય થઈ પડશે :

"વર્ણધર્મની શોધ હિન્દુ ધર્મમાં થઈ છે ખરી; પણ તેથી કાંઈ તે નિયમ હિન્દુને જ લાગુ પડે છે ને બીજાઓને નહિ એવું કોઈ ન માને. પ્રત્યેક ધર્મમાં કોઈક વિશેષતા હોય જ છે, પણ એ વિશેષતા જો સિદ્ધાંતરૂપે હોય તો તે સર્વવ્યાપક હોવી જોઈએ. જગત તેનો સ્વીકાર આજે ભલે ન કરે. તેટલું તે ખોશે. આવી મારી માન્યતા વર્ણધર્મને વિષે છે. એને હુ એક મહાન શોધ ગણુ છું. આજ નહિ તો કાલે પણ તે જગતને સ્વીકાર્યે જ છૂટકો છે.

"આ સિદ્ધાન્તને ટૂંકામાં હુ આ પ્રમાણે મૂકું. જે મનુષ્ય જે કુટુંબમાં જન્મે તેનો ધંધો, જો તે નીતિવિરુદ્ધ ન હોય તો, તે ધર્મભાવનાથી કરે; ને તેમ કરતાં જે અર્થપ્રાપ્તિ થાય તેમાંથી સામાન્ય આજીવિકા પૂરતું જ રાખી બાકીનું સાર્વજનિક કલ્યાણને સારુ વાપરે.

"ચાર વર્ણને શરીરનાં ચાર અંગની ઉપમા વેદમાં અપાઈ છે. શરીરના અંગોમાં જેમ એક ઊંચ અને એક નીચ એવો ભેદ હોતો નથી, અને અંગોને સમજ હોય તથા ઊંચનીચનો ભેદ તેઓ રાખે તો શરીરરૂપી રાષ્ટ્ર છિન્નભિન્ન થઈ જાય, તેમ જ આ જગતનું રાષ્ટ્ર પણ તેના વર્ણરૂપી ચાર અંગોની વચ્ચે ઊંચનીચના ભેદ રાખે તો છિન્નભિન્ન થઈ જાય. આજે જગતમાં ઊંચનીચના ભેદ છે અને તે જગતમાં આજે ચાલતા કલહનું મુખ્ય કારણ છે. એ યુદ્ધનું નિવારણ વર્ણધર્મના પાલનથી થઈ શકે છે એમ સામાન્ય માણસને પણ સમજવામાં મુશ્કેલી ન હોવી જોઈએ વર્ણધર્મમાં દરેક વર્ણે પોતપોતાના કર્મનું ધર્મ સમજીને પાલન કરવાનું રહ્યું છે. ઉદરપોષણ એ એનું યત્કિંચિત્ ફળ છે. એ મળો અથવા ન મળો, તોપણ ચારે વર્ણો પોતપોતાના ધર્મમાં રત રહેવાનું છે. આ વર્ણધર્મનુ જો પાલન થાય તો અત્યારે જગતમા જે વિષમતા વર્તે છે તેની જગાએ સમતાનું સામ્રાજ્ય બની

વા સ્ત્રી બુદ્ધિબળથી, જ્ઞાનથી યા હોશિયારીથી સમાજમાં ઊંચે પદે પહોંચે એવી સમાજબંધારણમાં સવડ હોવી જોઈએ, એ જ મુદ્દાનું અને મહત્ત્વનું છે.

પ્રસ્તુત વિષય પરત્વે અમે કાંઈ વિશેષ કહીએ તે કરતાં આપણી સંસ્કૃતિનું જેમણે ઊંડું મનન અને અભ્યાસ કર્યો છે, જેમની દષ્ટિ વિશ્વવ્યાપક અને સમાન છે, તેમ જ પોતાને હિન્દુ કહેવડાવવામાં અને વર્ણાશ્રમી ગણાવવામાં માન અને મોટાઈ સમજે છે, તેવા એક વિદ્વાનનો અભિપ્રાય દર્શાવીશું. તે મનનીય થઈ પડશે :

"વર્ણધર્મની શોધ હિન્દુ ધર્મમાં થઈ છે ખરી; પણ તેથી કાંઈ તે નિયમ હિન્દુને જ લાગુ પડે છે ને બીજાઓને નહિ એવું કોઈ ન માને. પ્રત્યેક ધર્મમાં કાંઈક વિશેષતા હોય જ છે, પણ એ વિશેષતા જો સિદ્ધાંતરૂપે હોય તો તે સર્વવ્યાપક હોવી જોઈએ. જગત તેનો સ્વીકાર આજે ભલે ન કરે. તેટલું તે ખોશે આવી મારી માન્યતા વર્ણધર્મને વિષે છે. એને હુ એક મહાન શોધ ગણુ છુ. આજ નહિ તો કાલે પણ તે જગતને સ્વીકાર્યે જ છૂટકો છે.

"આ સિદ્ધાન્તને ટૂંકામાં હુ આ પ્રમાણે મૂકું જે મનુષ્ય જે કુટુંબમાં જન્મે તેનો ધંધો, જો તે નીતિવિરુદ્ધ ન હોય તો, તે ધર્મભાવનાથી કરે; ને તેમ કરતાં જે અર્થપ્રાપ્તિ થાય તેમાંથી સામાન્ય આજીવિકા પૂરતું જ રાખી બાકીનું સાર્વજનિક કલ્યાણને સારુ વાપરે.

"ચાર વર્ણને શરીરનાં ચાર અંગની ઉપમા વેદમાં અપાઈ છે. શરીરના અંગોમાં જેમ એક ઊંચ અને એક નીચ એવો ભેદ હોતો નથી, અને અંગોને સમજ હોય તથા ઊંચનીચનો ભેદ તેઓ રાખે તો શરીરરૂપી રાષ્ટ્ર છિન્નભિન્ન થઈ જાય, તેમ જ આ જગતનું રાષ્ટ્ર પણ તેના વર્ણરૂપી ચાર અંગોની વચ્ચે ઊંચનીચના ભેદ રાખે તો છિન્નભિન્ન થઈ જાય. આજે જગતમાં ઊંચનીચના ભેદ છે અને તે જગતમાં આજે ચાલતા કલહનું મુખ્ય કારણ છે. એ યુદ્ધનું નિવારણ વર્ણધર્મના પાલનથી થઈ શકે છે એમ સામાન્ય માણસને પણ સમજવામાં મુશ્કેલી ન હોવી જોઈએ. વર્ણધર્મમાં દરેક વર્ણે પોતપોતાના કર્મનું ધર્મ સમજીને પાલન કરવાનું રહ્યું છે. ઉદરપોષણ એ એનું યત્કિંચિત્ ફળ છે. એ મળો અથવા ન મળો, તોપણ ચારે વર્ણે પોતપોતાના ધર્મમાં રત રહેવાનું છે. આ વર્ણધર્મનું જો પાલન થાય તો અત્યારે જગતમાં જે વિષમતા વર્તે છે તેની જગાએ સમતાનું સામ્રાજ્ય બની

રહે; બધા ધંધા પ્રતિષ્ઠામાં ને કિંમતમાં એકસરખા ગણાય; વજીર, વકીલ, દાક્તર, વેપારી, ચમાર, સુતાર, ભંગી અને બ્રાહ્મણ એકસરખું કમાય. ત્રણ વર્ણો વધારે કમાય અને શૂદ્ર ઓછું કમાય, અથવા ક્ષત્રીય એ મહેલે ચડીને બેસે, બ્રાહ્મણ ભિક્ષુક એટલે ઝૂંપડામાં રહે, વૈશ્ય મોટી વાડીઓ વસાવે અને શૂદ્ર એ ઘરબાર વિનાનો ગુલામ થઈને રહે, એવી દયાજનક સ્થિતિ જ્યાં વર્ણધર્મનું પાલન થતું હોય ત્યાં હોઈ જ ન શકે, ન હોવી જોઈએ."*

* વર્ણવ્યવસ્થા પૃ. ૧૩.

# ૧૨. ગ્રામ સંસ્થા

"Dynasties have come and dynasties have gone, but it is the village communities that have preserved intact the culture and tradition of the old Bharatvarsha through several revolutions."*

હિન્દુસ્તાનનાં ગામડાંઓની સ્થિતિ વિષે વિવેચન કરતાં એક અંગ્રેજી લેખકે જણાવ્યું છે કે વાવાઝોડું કે વરસાદનું સખ્ત ઝાપટું આવતાં જેવી રીતે ઝાડ, ડાળપાંદડાં, છોડવા વગેરે તેના આંચકાથી નીચા નમી જમીન સરખાં થઈ જાય છે, પણ તેનું જોર શમી જતાં પાછાં તે ટટાર ઊભાં થાય છે, તેમ આ ગામડાંઓ, પરદેશીઓના હુમલા આવતાં જરાઈ કચડાઈ જતાં, તાત્કાલિક પસારો સહન કરી લેતાં, પણ તે આમલો પસાર થઈ જતાં, પૂર્વવત્ ફરી કામે લાગી જતાં, અને દેશમાં થતા ફેરફારો કે ક્રાંતિની તેમના જીવન પર ઝાઝી અસર થવા પામતી નહોતી. એ ગ્રામવાસીઓનું સમગ્ર જીવન સામાન્યતઃ એ ગ્રામના વર્તુલમાં પર્યાપ્ત થઈ જતું અને જીવનવ્યવહાર પૂરતું સઘળું એ વર્તુલમાંથી પ્રાપ્ત થતું હતું; એટલે બહારની દુનિયા વિષે તેને બહુ પરવા રહેતી નહોતી; અને હિન્દુ સમાજ તેના પર અનેક કટોકટીના પ્રસંગો અને ભારે આફતો આવી પડવા છતાં આજે ટકી રહેવાને શક્તિમાન થયેલો છે, તે ઉપર્યુક્ત ગ્રામસંસ્થાએ અને તેની રચનાને આભારી છે

આ અભિપ્રાય અમારો પોતાનો છે એમ નથી; પણ ઓગણીસમા સૈકાના આરંભમાં આપણા દેશની પરિસ્થિતિથી પૂરા વાકેફ એક અંગ્રેજ અમલદાર સર ચાર્લ્સ મેટકાફે બ્રિટિશ પાર્લામેન્ટની સમિતિ સમક્ષ સાક્ષી આપતાં કહ્યું હતું તેમ—

---

* "History of Village Communities in Western India" Prof. A. S. Altekar

"આ ગ્રામસંસ્થાઓ નાના પ્રજાસત્તાક રાજ્યો છે; તેને જે કાંઈ જોઈએ તે તેની પાસેથી લગભગ મળી રહે છે અને બહારની સત્તાથી તદ્દન સ્વતંત્ર હોય છે. બીજું બધું નાશ પામ્યું છે, તોપણ તેઓ ચાલુ જ છે. રાજવંશોનો એક પછી એક લોપ થયો, ક્રાંતિ પછી ક્રાંતિ આવી, પણ ગ્રામ, સંસ્થા હજુ ઊભેલી છે. આ ગ્રામસંસ્થાઓએ જ પ્રજાને અનેક આપત્તિ-વિપત્તિમાંથી, ફેરફાર અને વિપ્લવમાંથી ઉગારી લીધી છે એટલુંજ નહિ, પણ તે દ્વારા તે સુખી રહી શકી છે; અને જે કાંઈ સ્વાતંત્ર્ય ભોગવે છે, એ તેનું પરિણામ છે."*

છેક પ્રાચીન કાળથી, ભારતવર્ષમા આર્ય પ્રજા સ્થાયી આવી વસી રહી ત્યારથી, આપણી આ ગ્રામરચના એવા પ્રકારની ગોઠવાઈ ગયેલી છે કે તેને દેશના રાજ્ય સાથે નિસ્બત હોય, તેમ છતાં તે અલગ અને સ્વતંત્ર રહી શકે

પ્રો. જાયસ્વાલે હિન્દુ રાજ્યવ્યવસ્થા નામના પુસ્તકમાં સિદ્ધ કરી બતાવ્યું છે કે પ્રજાસત્તાક રાજતંત્ર હિન્દુસ્તાનમા પરાપૂર્વથી પ્રચલિત હતું. અને તેના સમર્થનમાં અનેક પુરાવા એમણે આપણા સાહિત્ય, ઇતિહાસ અને ધર્મગ્રંથોમાંથી તેમ તામ્રપત્રો અને સિક્કાના આધારે આપ્યા છે, અને તેમાં ગામડાના મુખી વા પટેલના અધિકાર વા પ્રતિષ્ઠા વિષે લખતાં તેઓ જણાવે છે કે—

"રાજ્યારોહણની ક્રિયા વખતે શહેર અથવા ગામનો મુખી અથવા ગ્રામણી પ્રતિષ્ઠિત ગૃહસ્થ તરીકે હાજર રહેતો; એ વખતે વેપારના પ્રતિનિધિઓ પણ હાજર રહેતા. અથર્વવેદમાંના ભારત સ્તોત્રમાં આખા દેશની સમિતિ માટે ઉલ્લેખ આવે છે, તે ઉપરથી જણાય છે કે ત્યાં સમસ્ત ગામો હાજર થયેલાં એમ માનવામાં આવતું. પ્રતિનિધિ ચૂંટવાના કામ સારું આખું ગ્રામ એક જ મંડળ ગણાતું, એ બીના સારી રીતે જાણીતી છે. શરયાત માનવ પોતાના ગ્રામ સાથે રખડતો (શતપથ, ૪-૧, ૫, ૨, ૭). પછીના સમયમાં ધર્મશાસ્ત્રને લગતાં પુસ્તકો ઉપરથી જણાય છે કે 'ગામ' મુકદમા લડતું અને 'ગામ'ને દંડ પણ થતો. ગ્રામ બંધારણનું મૂળ ગ્રામણી હતો. ગામ પોતાના મુખીને એટલે ગ્રામણીને નામે ઓળખાતું. તૈત્તિરીય સંહિતામાં 'એકમત થવાની ઇચ્છાથી સમસ્ત ગામ એકઠું

---

* Local Self Government in Ancient India, by Prof. Radha Kumud Mukerji, p. 3

થયાનુ' આપણે વાંચીએ છીએ શરૂઆતથી નહિ તો પણ પાછળથી સમિતિના બધારણના પાયા તરીકે ગામ ગણાતુ એ નક્કી છે"*

પ્રસ્તુત ગ્રામ કે ગ્રામ સંસ્થા રાજ્યનું એક અંગ હતુ, પણ તેને રાજ્યથી અલાયદુ' સ્વતત્ર વ્યક્તિત્વ હતું, અને ગ્રામનો વહીવટ સ્થાનિક સમિતિ, જેને ગણુ, પચ કે મહાજનનુ નામ આપવામા આવતુ, તેની દ્વારા થતો અને તેના કામકાજમાં રાજ્ય ભાગ્યે જ માથું મારતુ. તેમના અધિકારની મર્યાદાઓ એવી રીતે વહેચાઈ ગઈ હતી કે ઉભયનું ધ્યેય પ્રજાનું શ્રેય પ્રાપ્ત કરવાનુ હતું. તેથી રાજા, પ્રજાના જાનમાલની સલામતી અને રક્ષણ અર્થે ખપપૂરતુ મહેસૂલ ગામ પાસેથી ઉઘરાવી લેતો અને સામાજિક વ્યવસ્થાનુ કાર્ય સ્થાનિક સમિતિ ઉપાડી લેતી. એ રીતે પરસ્પર સહકાર એમની વચ્ચે રહેતો હતો.

ઉપર્યુક્ત સ્થાનિક સ્વરાજ્યનો વહીવટ ગ્રામ સમિતિ કેવી રીતે કરતી તેની હકીકત આપણે જોઈએ: સરળતા ખાતર આપણે તેના બે વિભાગ પાડીશુ': એક ન્યાય સંબધી અને બીજુ વહીવટી પ્રથમ આપણે ન્યાય સંબંધી હકીકત તપાસીએ. શ્રીયુત મજમુદારે 'પ્રાચીન હિન્દમાં સઘજીવન' એ પુસ્તકમાં પ્રસ્તુત મુદ્દાને સવિસ્તર ચર્ચેલો છે, અને તેમાંથી આપણને ઉપર્યુક્ત માહિતી મળી રહે છે, એટલે તે વિષે વધુ વિવેચન નહિ કરતાં એ ગ્રંથમાંથી કામપૂરતો ભાગ અત્રે ઉતારી લઈશું.×

"ગામડાના મુખી (ग्रामभोजक)ના ન્યાય સંબંધી અધિકાર આ ગ્રંથમાં પૃ. ૧૧૮ ઉપર આપેલી જાતકકથાઓમાં ઉલ્લેખેલા છે. ગામડાના લોકોની સાથે રહીને મુખી આ અધિકાર વાપરતો, એમ જાતકકથાઓમાં સ્પષ્ટ રીતે કહ્યુ નથી; તેમ છતાં પણ "કુલાવકજાતક" (જુઓ પૃ. ૧૧૮) ઉપરથી એમ જણાય છે કે, નિદાન કેટલાંક ગામોમાં તો આ પદ્ધતિ પ્રચલિત હતી. તેમાં કહ્યુ છે તેમ, જે દારૂડિયા લોકોની ચાલચલગત બોધિસત્ત્વે સુધારી હતી તેઓ પહેલા જે દડ ભરતા તે પાછળથી બંધ થતાં જે નુકસાન ગયેલું તેનો શોક મુખીએ કર્યો હતો. આ પ્રસંગે એમ ચોખ્ખું કહ્યું છે કે, ગામડાના લોકો પોતે જ પોતાના ગામડાનાં કામકાજ સંભાળી લેતા હતા. આથી એમ માની શકાય કે, આવાં ગામોમાં ન્યાય

---

* હિદુ રાજ્યવ્યવસ્થા. પૃ. ૯-૧૦. (વધુ હકીકત માટે જુઓ પ્રો. રાધાકુમુદ કૃત સ્થાનિક સ્વરાજ્ય (પ્રો. રાધામુકુદ કૃત)

× પ્રાચીન હિદમા સંઘજીવન; પૃ. ૧૨૯ થી ૧૩૧.

સંબંધી સત્તાનો પણ સમાવેશ થઈ જતો. અન્ય પ્રસંગે ઉપર્યુક્ત જાતક-કથાના લેખકોએ માત્ર એટલું જ કહ્યું છે કે મુખીએ ગુનેગારોને સજા કરી હતી. આનો અર્થ એમ નથી કરવાનો કે ફક્ત મુખીને જ મુકદ્દમાઓનો નિકાલ કરવાનો અધિકાર હતો, કારણ કે ગુનેગારને કરવામાં આવતી શિક્ષા નોંધવાનો જ જાતકકથાના લેખકોનો હેતુ હતો; જે ન્યાયાધીશો ફેસલો આપતી તેનું બંધારણ સમજાવવાને બોલવાનો તેનો ઇરાદો હતો જ નહિ.

"કુલાવકજાતક એમ પણ સાબિત કરે છે કે પ્રમાણમાં ગંભીર પ્રકારના મુકદ્દમાઓ નિર્ણયને માટે હજુર ન્યાયસભા તરફ મોકલવા પડતા. એ કથામાં એમ કહ્યું છે કે મુખીએ લૂંટારાઓની ટોળીનો મુકદ્દમો ચલાવેલો નહિ. કથાનો એકંદર ભાવાર્થ જોતાં એમ કહી શકાય કે એમ કરવાનો અધિકાર તેને હોત તો તો અવશ્ય તેણે તેમ કર્યું હોત. પરન્તુ તેવો અધિકાર તેને નહિ હોય, તેથી જ તેણે આરોપીઓને તપાસ માટે રાજા તરફ મોકલી આપ્યા હતા. અહીં એમ કહી શકાય કે સાથે સાથે રહેનારા રહીશોની સભાએ માણસ માણસ વચ્ચેના મુકદ્દમાના ફેસલા કરવા જોઈએ એવું પાછળનાં ધર્મસૂત્રોએ સામાન્યતઃ ઠરાવ્યું છે તોપણ, ગંભીર ગુના (સાહસ) સંબંધીના મુકદ્દમાને તેની હકૂમતમાંથી તેણે બાતલ રાખેલા છે

"આપણે પ્રથમ જોઈ ગયા તેમ ગામડાના લોકોની સાથે રહીને મુખી જે ન્યાય સબંધી સત્તા ભોગવતો તેનો ઉલ્લેખ કૌટિલ્યે પણ કરેલો છે. જે ખેડૂત પોતાના કામ બદલ બેદરકાર રહેતો તેને તેઓ દંડી શકતા અને ચોરને તથા વ્યભિચારીને ગામમાંથી હદપાર કરી શકતા ગામડાના લોકોની સંઘરૂપ પ્રવૃત્તિના વિકાસનું આગળનું પગલું આ સ્થળે આપણને દૃષ્ટિગોચર થાય છે. તેમને સ્પષ્ટ રીતે સંયુક્ત અધિકારો આપવામાં આવેલા હતા તેમ જ તેમના ઉપર સંયુક્ત જવાબદારી પણ નાંખવામાં આવેલી હતી, અને પોતાની સત્તાનો અન્યાયી ઉપયોગ તેઓ કરતા તો રાજા તેમને દંડ પણ કરી શકતો.

"ધર્મશાસ્ત્રોના સમયમાં પણ ગામડાની શ્રેણીની ન્યાયસંબંધી સત્તા ચાલુ રહી હતી આપણે પ્રથમ જોઈ ગયા તેમ "મનુસ્મૃતિ"માં

તેમ જ "વિષ્ણુસંહિતા"માં મુખીની ન્યાયસંબંધી સત્તાનો ઉલ્લેખો થયેલા છે. પરંતુ "બૃહસ્પતિસ્મૃતિ"ના પહેલા અધ્યાયના ૨૮ મા શ્લોકથી ૩૦ મા શ્લોકમાં ગામઠાના લોકોની ન્યાય સંબંધી સત્તાનું સંતોષકારક વર્ણન જળવાઈ રહેલું છે.

"આ બધી હકીકત ઉપરથી એમ જણાઈ આવે છે કે દેશની ચાર સામાન્ય ન્યાયાધીશીઓ પૈકીની એક ન્યાયાધીશી તરીકે ગામઠાની સંસ્થા ગણાતી હતી. પ્રતિષ્ઠાની દૃષ્ટિએ તેનું સ્થાન બીજું હતુ, અને (કારીગરોની) શ્રેણીઓના ફેસલા ઉપર કરેલા વિવાદની સુનાવણી તે કરી શકતી હતી. એમ પણ લાગે છે કે ગભીર પ્રકારના ન હોય તેવા ગુનાના તમામ મુકદ્દમા તે ચલાવી શકતી."

હવે આપણે વહીવટી અધિકાર વિભાગ જોઈએ.

"ગામઠાના લોકો જે વહીવટી અધિકાર ભોગવતા તેમા આધુનિક સૂબાના, ન્યાયાધીશના અને સુધરાઈના અધિકારનો સમાવેશ થતો હતો, એમ લાગે છે. પૃ. ૧૧૮ ઉપર ઉલ્લેખેલા "ખરસ્સર જાતક" ઉપરથી એમ જણાય છે કે મુખીને રાજા તરફે મહેસૂલ ઉઘરાવવું પડતું અને સ્થાનિક માણસોની મદદથી દેશમાં શાંતિ જાળવવી પડતી. પૃ. ૧૧૮ ઉપર ઉલ્લેખેલા "કુલાવકજાતક" ઉપરથી એમ સમજાય છે કે ગામનો મુખી રહેતો તે છતા પણ ગામના લોકો પોતાના વતનમાં કામકાજ સભાળી લેતા. આથી એમ માની શકાય કે આવાં કામ મુખીના હાથે થતાં, તોપણ ખરુ જોતાં ગામલોકોએ જ કરવાનાં હતાં. આના સંબંધમાં એટલું ધ્યાનમાં રાખવાનું છે કે ગામઠાની સસ્થાઓ ચાલુ રહી ત્યાં સુધી આ બે કર્તવ્યો તેમનાં મુખ્ય કર્તવ્ય ગણાતાં હતાં ધર્મશાસ્ત્રોમાં ચોખ્ખું કહ્યું છે કે પ્રાચીન સમયની ગામઠાની સંસ્થાઓ ઉપર્યુક્ત બન્ને કર્તવ્યો કરવા ઉપરાંત સુધરાઈનાં કામકાજ પણ કરતી સ્મૃતિમાં ગામઠાની શ્રેણીનાં કર્તવ્યો પૈકી નીચેનાં કર્તવ્યો ગણાવેલાં છે: 'સભામંડપ બંધાવવો, (મુસાફરોને આપવાના) પાણી માટેના હોજ બંધાવવા, મંદિર બંધાવવાં, તળાવ બંધાવવાં, બાગબગીચા કરાવવા, ધર્મગ્રંથોમાં ફરમાવેલ સસ્કારો કરવા માટે નિરાધાર કે ગરીબ લોકોને રાહત આપવી, સરોવરો, કૂવા વગેરે ખોદાવવાં, અને પાણીના વહેણમાં બંધ બાંધવા.'

"આ કામો કરવા માટેનો ખર્ચ ઘણુ કરીને સંયુક્ત ભંડોળમાંથી કરવામા આવતો હતો. જાતકકથાઓ તેમ જ ઉપર આપેલાં કૌટિલ્યનાં વચનો એમ સાબિત કરે છે કે શહેરો અને ગામડાં દંડ કરી શકતાં અને જકાત જેવાં લેણાં ઉઘરાવી શકતાં. ગ્વાલિયરના શિલાલેખ ઉપરથી એમ જણાય છે કે શહેરની તેમ જ ગામડાની પોતાની સહિયારી મિલકત રહેતી હતી.

"જે વહીવટીતંત્ર દ્વારા આ કામો થતાં હતાં તેનો વિચાર હવે આપણે કરીશું. સંસ્થાનો ઉપરી મુખી હતો; અને તેને શિલાલેખોમાં 'ગ્રામાધીન', 'ગ્રામણી', 'ગ્રામકૂટ', 'ગ્રામપતિ' અને 'પટ્ટકિલ' કહ્યો છે તથા જાતકોમાં 'ગામભોજક' કહ્યો છે. મુખીની જગ્યા ઘણા પ્રસંગે વંશપરંપરાગત રહેતી, તોપણ કોઈક પ્રસંગે રાજા તરફથી પણ તેની નિમણૂક થતી. બે, ત્રણ કે પાંચ સભ્યોની સભા તેને મદદ કરતી આ સંસ્થાની બંધારણની રૂએની સત્તા 'નારદસ્મૃતિ' (અધ્યાય ૧૦)માં અને 'બૃહસ્પતિસ્મૃતિ' (અધ્યાય ૧૭)મા કાંઈક વિગતે આપેલી છે. શ્રેણીઓનો વિચાર કરતા આ હકીકત આવી ગયેલી છે, એટલે તેનું પિષ્ટપેષણ કરવાની જરૂર નથી. શ્રેણીઓની બાબતમાં પ્રસંગાનુસાર જે કહેલું છે તે ગામડાની સંસ્થાને પણ તેટલા જ અંશે લાગુ પડે છે. એટલું જ કહેવું બસ થશે કે મુખી અને તેની મદદગાર સભા પુષ્કળ અધિકાર ભોગવતાં, તોપણ આખરે તો તેઓ સામાન્ય પ્રજાને જવાબદાર રહેતાં. ગામલોકો પોતાનાં સહિયારા કર્તવ્યો બજાવવા સભામંડપમાં નિયમિત રીતે મળતા. પોતાના નિયમો ઘડવાનો અને સભાસદોની હાજરી સંબંધી નિયમો ઘડવાનો અધિકાર તેમને હતો સભામાં રીતસર વાદવિવાદ થતો અને વાણીસ્વાતંત્ર્ય પણ અજાણ્યુ ન હતું."×

મધ્યયુગમા પણ ઉપર જણાવ્યા જેવી ગ્રામસંસ્થાની સ્થિતિ હતી, તે આપણે રા. બ. ગૌરીશંકર ઓઝાના લેખ પરથી જાણીએ છીએ.

"મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ" વિષે ત્રણ વ્યાખ્યાનો હિન્દુસ્તાન એકેડેમી, પ્રયાગ સારુ તેમણે તૈયાર કરી આપેલાં એમાં એક સ્થળે આપણી ગ્રામસંસ્થા વિષે તેઓ જણાવે છે:

× પ્રાચીન હિંદમા સંઘજીવન, પૃ. ૧૩૫-૧૩૬.

"શાસનની સરળતા માટે દેશને ભિન્ન ભિન્ન ભાગોમાં વહેંચેલો. મુખ્ય વિભાગ ભુક્તિ (પ્રાંત), વિષય (જિલ્લા) અને ગ્રામ હતા. બધામાં ગ્રામસંસ્થા હતી. ઘણા પ્રાચીન કાળથી આ સંસ્થા ચાલતી ગામને માટે ત્યાંની પંચાયત જ બધું કરતી. કેન્દ્રની સરકારનો સંબંધ પંચાયતની સાથે રહેતો. આ ગ્રામસંસ્થાઓ એક પ્રકારના નાનાં પ્રજાતંત્ર જેવી હતી. આમા પ્રજાનો અધિકાર હતો મુખ્ય સરકારને આધીન હોવા છતાં એક રીતે તે સ્વતંત્ર સંસ્થાઓ હતી."*

વિશેષમાં, એ ગ્રામસંસ્થામાં આનંદ પામવા જેવું તત્ત્વ એ હતું કે પ્રત્યેક જણ તે સમાજનું પોતે એક અંગ છે એમ સમજતો, પછી ભલે ને તે છેલ્લી પંક્તિમાં, છેડે હોય તેને ઊંચનીચનો ભેદ સાલતો નહિ; તે તો એ જ જોતો કે ગ્રામજીવનમાં પોતાને પણ સ્થાન છે અને તેમાં તે મગરૂરી લેતો હતો.

અંગ્રેજો હસ્તક આપણો દેશ આવ્યો ત્યા સુધી ગ્રામસંસ્થા જીવંત અને સુદૃઢ હતી, એ આપણે ઉપર સર ચાર્લ્સ મેટકાફનો અભિપ્રાય ટાંક્યો છે તે પરથી માલૂમ પડે છે. અને કંપની સરકારના અમલદારોએ પણ આરંભમાં એ ગ્રામ પંચાયતની જૂની પ્રથાને અનુસરવાની ભલામણ કરી હતી. થોમસ માર્શલ નામનો અમલદાર ભરૂચ જિલ્લામા ઓગણીસમા સૈકાના આરંભમાં હતો. તેણે જંબુસર પરગણાનું તે કામનું બયાન આપ્યું છે, તે પણ ઉપર્યુક્ત અભિપ્રાયનું જ સમર્થન કરે છે+

અંગ્રેજ હાકેમોએ આપણી ગ્રામસંસ્થાઓની અવગણના કરીને ખરેખર આપણા દેશને ભારે નુકસાન પહોંચાડ્યું છે. એકહસ્થુ કેન્દ્રિત સત્તા ટકાવી રાખવાને કારણે બધા સુધારા રાજધાનીના શહેરથી શરૂ કરી, મોટા શહેરોની ખિલવણી પાછળ તમામ ખર્ચ કર્યાથી અને જૂની ગ્રામ પંચાયતોનો નાશ થવા દઈને તેમ જ ગામડાઓ પ્રતિ દુર્લક્ષ થવાથી આપણી સ્થિતિ બહુ જ કફોડી થઈ પડી છે, અગાઉ ગામડાઓ શાન્ત અને સંતોષી જીવન ગાળતા તેને બદલે આજે તેઓ નિરાધાર અને દુઃખી થઈ પડ્યાં છે; અને એ વિષમ સ્થિતિ સુધારવા સારુ સરકારને ગ્રામ

---

* મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ, ઓઝાજીકૃત, પૃ ૧૩૯.

+ જુઓ Transactions of the Literary Society of Bombay, Vol. 3, પૃ. ૩૪૯.

પુનરુદ્ધારની પ્રવૃત્તિ ઉપાડી લેવાની ફરજ પડી છે અને લોકપક્ષે મહાત્માજીએ ગામડાંઓના ધંધારોજગાર અને હુન્નરને સજીવન કરવા તનતોડ પ્રયાસ આદર્યા છે.

[ગ્રામસંસ્થાઓ વિશે અહીં મહાત્મા ગાંધીજીના ઉદ્દગારો ટાંકવા યોગ્ય ગણાશે.

"હું માનું છું ને મેં અસંખ્યવાર કહ્યું છે કે હિંદુસ્તાન એનાં ગણ્યાંગાંઠ્યાં શહેરોમાં નહિ પણ સાત લાખ ગામડાંમાં વસે છે.. ...આપણે શહેરોમાં વસનારાઓએ માની લીધું છે કે હિંદુસ્તાન એનાં શહેરોમાં વસે છે અને ગામડાં તો આપણી હાજતો પૂરી પાડવાને સરજાયેલાં છે. આપણે કદી પૂછવા નથી બેઠા કે એ ગરીબ લોકોને પૂરતાં અન્ન મળે છે કે નહિ અને એમને તડકો ને વરસાદથી રક્ષણ કરવા છાપરું છે કે નહિ"

—મારા સ્વપ્નનું ભારત, ૧૯૬૩, પૃ. ૮૬

ગ્રામસ્વરાજ વિશે પણ ગાંધીજીના ઉદ્દગારો અહીં ઉતારીશું.

"ગ્રામસ્વરાજનો મારો ખ્યાલ એવો છે કે દરેક ગામ એક સંપૂર્ણ પ્રજાસત્તાક હોવું જોઈએ. પોતાના જીવનની અત્યંત મહત્ત્વની જરૂરિયાતો માટે એ પ્રજાસત્તાક પોતાના પડોશીઓથી સ્વતંત્ર હશે, પરંતુ જે બાબતોમાં સહકાર્ય અનિવાર્ય હશે તે બધા કાર્યોમાં પડોશીઓ સાથે પરસ્પર સહાયથી કાર્ય કરશે. એ મુજબ પોતાની જરૂરિયાત જેટલું ધાન્ય અને પોતાના કાપડ માટેનો કપાસ ઉગાડવાની તેની પહેલી ફરજ ગણાશે પોતાનાં ઢોરને ચરવાને માટે તેમ જ બાળકોની રમતગમતો અને મોટેરાંઓના આમોદપ્રમોદને સારુ તે જમીન અલગ રાખશે. તે પછી જો ગામ પાસે જમીન ફાજલ રહેશે તો તેમાં ઉપયોગી, બજારમાં વેચી શકાય, એવો પાક લેવાશે—ઉપયોગી એટલે કે તેમાં ગાંજો, તમાકુ, અફીણ વગેરે જેવા પાકો નહિ આવે. દરેક ગામ પોતાનું એક નાટકઘર, પોતાની નિશાળ અને સભાગૃહ નભાવશે ગામની દરેક વ્યક્તિને સ્વચ્છ પાણી મળે એવી જોગવાઈ કરવામાં આવશે. પૂરતી દેખરેખ નીચે નભાવવામાં આવતા કૂવાઓ અથવા તળાવોથી આ કાર્ય પાર પડી શકશે. પાયાની કેળવણીના છેવટના ધોરણ સુધીની કેળવણી ફરજિયાત હશે. બની શકે ત્યાં સુધી દરેકે દરેક પ્રવૃત્તિ સહકારી પદ્ધતિના સિદ્ધાંતો પ્રમાણે ચાલશે. આજે છે તેવી અસ્પૃશ્યતાની ચડતીઊતરતી શ્રેણિઓવાળી જ્ઞાતિવ્યવસ્થા ત્યાં નહિ હોય.

"દરેક ગ્રામસમાજની સત્તા પાછળનું સાધન અથવા બળ સત્યાગ્રહ અથવા અસહકારની પદ્ધતિવાળી અહિંસા હશે. ગામમાં રાખવામાં આવતી યાદીમાંથી ગામની ફરજિયાત ચોકી માટે વારા પ્રમાણે ચોકિયાતો પસંદ કરવામાં આવશે. નિયમ પ્રમાણે નક્કી કરવામાં આવેલી ઓછામાં ઓછી ચોક્કસ લાયકાતવાળા ગામનાં પુખ્ત ઉંમરનાં સર્વ સ્ત્રી અને પુરુષો દર વર્ષે પાંચ જણની એક પંચાયત ચૂંટી કાઢશે અને તે ગામની સરકાર તરીકે બધાં જાહેર કાર્યો કરશે. આ પંચાયતને જરૂરની બધી સત્તા અને અધિકાર આપવામા આવશે. હાલના માન્ય અર્થમાં શિક્ષાની કોઈ પદ્ધતિનો અમલ નહી હોય, એટલે આ પંચાયત પોતાના અમલના એક વર્ષને માટે ગામની ધારાસભા, ન્યાયાધીશી અને કાર્યવાહક મંડળ બનશે.

"કોઈ પણ ગામ આજે જ આવું પ્રજાસત્તાક બની શકે અને તેમાં હાલની સરકાર—જેનો ગામ સાથેનો એકમાત્ર સક્રિય સંબંધ જમીનની મહેસૂલ ઉઘરાવી ખેંચી જવા પૂરતો જ છે—પણ બહુ અંતરાય નહીં નાખે. પડોશનાં ગામો સાથેના અને જો હોય તે કેન્દ્ર સાથેના સબંધોનો વિચાર મેં અહીં નથી કર્યો. મારો હેતુ તો ગ્રામસ્વરાજ અથવા ગ્રામસરકારની રૂપરેખા રજૂ કરવાનો જ છે. દરેક વ્યક્તિની સ્વતંત્રતાના પાયા પર રચાયેલી આ વ્યવસ્થામાં સંપૂર્ણ લોકશાહી રહેલી છે. એમાં પ્રત્યેક વ્યક્તિને હાથે પોતાની સરકારનું ઘડતર થાય છે. તે અને તેની સરકાર અહિંસાના નિયમને વશ છે. તે અને તેનું ગામ આખી દુનિયાના બળનો સામનો કરી શકે છે, કેમકે, પોતાના ગામના અને તેની આબરૂના રક્ષણને સારુ દરેક ગ્રામવાસી મરણને ભેટવા તૈયાર હોય એ નિયમથી બધા ગ્રામવાસીઓ બંધાયેલા હશે.

"અહીં જે ચિત્ર દોરેલું છે તેમાં સ્વભાવતઃ એવું કશું નથી કે જેથી તેની સિદ્ધિ અશક્ય બને. આવા પ્રકારના ગામના આદર્શ નમૂનાને પહોંચતા કદાચ આખી જિંદગી કાર્ય કરવું પડે. સાચી લોકશાહી અને ગ્રામજીવનનો આશક જો એકાદ ગામ પકડીને તેના જ ઘડતરને પોતાની સર્વ સૃષ્ટિ અને સમગ્ર કાર્ય ગણીને બેસી જાય તો તેને સારા પરિણામો મળી શકશે. તેણે શરૂઆત ગામના ભંગી, કાંતણ-શિક્ષક, ચોકિયાત, વૈદ અને શાળા-શિક્ષક એ બધાનાં કાર્યો એકીસાથે આરંભીને કરવી જોઈએ. એની સાથે તરત કોઈ ન જોડાય તો ગામનું ભંગીકામ અને કાંતણ કરતાં રહીને તે સંતોષ મેળવશે.

"ગામડાના રહેવાસીઓમાં એવી કાળજી ને કુશળતા આવવી જોઈએ કે, જેથી તેમની પેદા કરેલી અથવા બનાવેલી વસ્તુઓની કિંમત બહાર પણ અંકાય. જ્યારે ગામડાંઓનો પૂર્ણ વિકાસ થશે, ત્યારે દેહાતીઓની બુદ્ધિ અને તેમના આત્માને સંતોષી શકાય એવી કળા ને કુશળતાવાળાં સ્ત્રીપુરુષો ગામડાંમાં હશે જ. ગામડામા કવિ, ચિત્રકાર, શિલ્પી, ભાષાવિશારદ, શોધક વગેરે હશે. ટૂંકમાં જીવનની એવી એકે ચીજ નહીં હોય, જે ગામડામાં ન હોય. ગામડા આજે ઉજ્જડ છે, વેરાન છે, ઉકરડા જેવાં છે; આવતી કાલે તે સુંદર બગીચા બનશે, અને ત્યાના લોકોને છેતરવાનું મુશ્કેલ બનશે.

"આ કલ્પાનાનાં ગામડાંની રચનાનો આરંભ આજથી થવો જોઈએ. ગ્રામરચના હંગામી નહીં, પણ સ્થાયી, કાયમની થવી જોઈએ."

—મારા સ્વપ્નનું ભારત

બ્રિટિશ રાજ્યઅમલના આરંભથી રાજ્યકર્તાઓએ ગામડાંઓનો વહીવટ પુર્વવત્ ચાલુ રાખ્યો હોત, તેમની જરૂરિયાતોનો વિચાર કર્યો હોત, તેમનું હિત સાચવ્યુ હોત, તો દેશ આબાદ થવાની સાથે પ્રજા પણ સમૃદ્ધ અને સુખી થવા પામત; હજી સ્વરાજ પછી પણ તે દિશામાં યોગ્ય નીતિ ગ્રહણ કરવામાં આવે અને તે પ્રતિ વધુ લક્ષ અપાય તો ગાંધીજીની કલ્પનાની દિશામાં પ્રગતિ થઈ ગણાશે. હજી પણ અસુરું થયું નથી.

---

# પરિશિષ્ટ ૨

## જંબુસર પરગણાની હકીકત*

જંબુસર પરગણાની રચના બરોબર ચોરસ નથી. તેની ઉત્તરે મહી નદી, દક્ષિણે ઢાઢર, પશ્ચિમે સમુદ્ર અને પૂર્વે વડોદરા રાજ્યની સીમા આવેલી છે. તેની લંબાઈ આશરે ૨૦ માઇલ અને ઉત્તર-દક્ષિણ પહોળાઈ ૧૨ માઇલની છે. તેનું ક્ષેત્રફળ આસરે ૨૫૦ માઇલ થવા જાય.

તેની જમીન મુખ્યત્વે બે પ્રકારની વર્ણવી શકાય : ગોરાટ અને કાળી. ગોરાટ જમીનમાં નીચેનો પાક ઘણોખરો થાય છે: કપાસ, કોદરા, તુવેર, અંબાડો, તલ, બાજરી, મઠ, વાલ, મગ, બાવટો, દિવેલી, ડાંગર, ગળી, જુવાર, કાંગ અને ચણા; અને વધુમાં ઉમેર્યું છે કે કાળી કરતાં ગોરાટ ભોંયમાં ઝાડનો ઉઠાવ બહુ મોટો થાય છે.

ટંકારી અને દેગામ એ બે તેનાં દરિયાકાંઠાનાં બારાં છે.

આખા પરગણાની વસ્તી આશરે ૫૦,૦૦૦ની છે. તેમાંથી ૧૦,૦૦૦ જંબુસર કસબામાં વસે છે.

ગામદીઠ એક કે વધુ પટેલ હોય છે. ગામ ભાગીદારીનું હોય છે. તેની જમીન વીઘાના દરે ખેડૂતને અપાય છે, અથવા તો આખો ટુકડો મુકરર રકમે સાંથે અપાય છે. જમીનના ટુકડા પાડવામાં બહુ કાળજી અને ચોકસાઈ રાખવામાં આવે છે.

સરકારી મહેસૂલ સારુ ગામનો પટેલ જવાબદાર રહે છે. એ પટેલ અને સરકાર વચ્ચે કેવો સબંધ હોય છે તેનો નિર્ણય કરવાનું બહુ કઠિન છે. સમસ્ત ગામનો તે માલિક હોતો નથી તેમ તે સરકારી નોકર પણ

---

* જંબુસર પરગણાની સ્થિતિની માહિતી આપતો એક નિબંધ તે પ્રાંતના અધિકારી થોમ્સે મુંબઈની લિટરરી સોસાયટી સમક્ષ રજૂ કર્યો હતો તે ગ્રામ સંસ્થા વિષે કેટલીક જાણવા જેવી હકીકત રજૂ કરે છે તેથી તેનો સાર અત્રે આપ્યો છે.

હોતો નથી; પણ અમુક રકમ ઉઘરાવવી જોઈએ, એવી તેના પર ફરજ પાડવામાં આવે છે. સરકારી કામ સારુ તેની મદદ લેવાય છે, પણ તે મુકરર કરતા વધુ રકમ ઉઘરાવે નહિ તે જોવાને તેના પર તલાટીનો અંકુશ હોય છે અને કદાચ પટેલ જુલ્મ કરે તો ખેડૂત તેને કોર્ટમાં ઘસડી શકે છે.

પટલાઈ એ વંશપરંપરાનો હક્ક છે અને તે રૂઈએ ગામના વહીવટનો અધિકાર તેનો હોય છે, અને તે કારણે સરકાર તેને જમીનમહેસૂલ માટે જેમ જવાબદાર ગણે છે તેમ તેમા નિષ્ફળ નીવડે તો તે સજાને પાત્ર થાય છે.

પટેલ જે જાતની જવાબદારી અને જોખમ ઉઠાવે છે તેનો તેને બીજી રીતે બદલો મળી રહે છે. એ તેની આબાદ અને સુખી સ્થિતિ, જે દરેક ગામમાં જોવામા આવે છે, તે પરથી દેખાઈ આવે છે અને આ પરથી લેખક એવું અનુમાન કાઢે છે કે રૈયતને સ્વતંત્રપણે સરકારી મહેસૂલ આપવું પડે તેથી વધારે, પટેલની દરમિયાનગીરીને લીધે, આપવું પડે છે.

તલાટી, જે પટેલ પર અંકુશરૂપ હોય છે, તેને મનાવી લેતાં પટેલને અડચણ પડતી નથી. બંને મળી જઈને ગામનો જે હિસાબ તૈયાર કરે છે તેમા ઘણી વાર ખર્ચ થયુ ન હોય તે ઉધારવામા આવે છે તેમ જે ખર્ચ થયું હોય તેથી જાદે વધારેલુ લખાય છે.

આ પરગણાની વસ્તીનો છઠ્ઠો ભાગ મુસલમાનોનો છે, જેમના વોરા અને મલેક એવા બે વિભાગ છે.

હિન્દુઓમાં મોટી વસ્તી કણબીની છે, જે ખેતીનો ધંધો કરે છે.

તે પછી ધ્યાન ખેંચે એવો વર્ગ કોળીનો છે. બીજી જાતોમાં વાણિયા, રજપૂત, બ્રાહ્મણ, ભરવાડ, રબારી, ટેડ, ખાલપા, ભંગી વગેરે ગણાવ્યા છે.

જે ગામની જમીન એકધારી, ઝાઝા ફેરફાર વિનાની હોય છે તેનું મહેસૂલ નક્કી કરવું સહેલુ હોય છે, કેમકે તેના ઉત્પન્નની સરેરાશ કિંમત આંકી, ઋતુના કે અન્ય કોઈ કારણે નુકસાન પહોચ્યુ હોય તે તેમાથી બાદ કરી ચોખ્ખી આવક કાઢી શકાય છે, પણ જ્યાં જમીન જુદી જુદી જાતની હોય અને પાક પણ ઘણી જાતનો હોય ત્યાં મહેસૂલ ઠરાવવું કઠિન થઈ પડે છે એ સ્પષ્ટ કરી, મરાઠાઓની મહેસૂલ લેવાની રીતિ કેવી હાનિકર્તા હતી તે બતાવી, ગામડાંઓ કેમ નાશ પામ્યાં તેનો તેણે નિર્દેશ કર્યો છે.

ગામડાંઓમાં અમુક કામકાજ વસવાયાઓને કરવાનું હોય છે અને તે બદલ ગામમાંની કેટલીક જમીનો તેમને આપવામાં આવે છે.

ગામ પટેલો તેમની એ જમીન પચાવી પાડતા, તેથી એ વસવાયાએ ચોરી લૂંટ કરવા ખેંચાતા એ પણ તેની નજર બહાર રહ્યું નથી.

ગામ પોતાનો નિર્વાહ બહારની મદદ વિના સ્વતઃ કરી શકે એ જૂના ગામડાંઓની રચના હતી. ×

× શ્રી મુખ્યારસિંહ ચૌધરી લિખિત હિંદનું ગ્રામજીવન (Rural India) એ નામના અંગ્રેજી પુસ્તકમાં જૂના ગામડાની રચના ઉપર મુજબ વર્ણવેલી છે.

# ૧૩. સંસ્કાર સાધન

"Even during reigns of terror and periods of persecutions the culture of India continued, though it had to migrate to more congenial regions within the country...

"Observers like Sir Thomas Munro have recorded that there was a school in every village, maintained by the population as a matter of ancient custom. Later European writers have noted with pleasurable surprise how the smallest events of daily life in India are pervaded by the spirit of art and culture, as illustrated by hygiene and sanitation, in customs and ceremonies and by the rustic drawings in varied floral designs extemporized by the unsophisticated Indian wife to decorate the front of her house every morning. Verily, there was a democratization of culture of which we are still reaping the recurring fruit."*

સંસ્કાર વિના મનુષ્યજીવન અકારું થઈ પડે છે, સંસ્કાર વિનાનો મનુષ્ય પશુવત્ હોય છે, અને તે જંગલી અને અધમ સ્થિતિમાં જીવન ગુજારતો જોવામાં આવે છે. એવી કેટલીય જાતિઓ, પ્રાથમિક અવસ્થામાં, અજ્ઞાન અને બીકણ, સંસ્કારવિહીન, જંગલના છેક અંદરના ગીચ ઝાડીવાળા એકાંત ભાગમાં વસતી મળી આવે છે, જેમને સુધારવા, જેમના પર સંસ્કાર પાડવા ફાધર છલ્વિન જેવા પરમાર્થી પુરુષો જીવના

---

* Prof. Venkateshwar. "Indian Culurc through the Ages".. pages 316–17

જોખમે સત્કાર્ય કરી રહ્યા છે. પણ આપણા જીવનને આર્ય સંસ્કૃતિએ, હજારો વર્ષો પૂર્વેથી ઉજાળ્યું હતું અને તેના સસ્કારો પેઢીઘર ઊતરી આવી, પોષાઈને દૃઢ થઈ, આપણી પ્રજાના જીવનમાં એવા ઓતપ્રોત થયેલા છે કે તેના પર અનેક આક્રમણો થયા છતાં, પુષ્કળ વિટંબણાઓમાંથી પસાર થઈને, તેની હરોળની બીજી સંસ્કૃતિઓનાં નામનિશાન રહ્યાં નથી તથાપિ તે અદ્યાપિ જીવંત અને પગભર રહેલી છે, તે ઓછા ગૌરવની બીના નથી, અને એ જ સસ્કારબળના પ્રતાપે માથા પર આફતો ઝઝૂમતી હતી, સંસાર ચિંતાગ્રસ્ત અને સંતાપજનક થઈ પડયો હતો, એ કાળે પણ આપણી પ્રજાએ નિરાશ ન થતાં ઈશ્વર પર આસ્થા રાખીને પરાપૂર્વથી ચાલતી આવતી પ્રણાલિકાને અનુસરી જીવનનિર્વાહ કર્યો હતો અને દુ:ખદ પરિસ્થિતિમાં પણ જીવનના આધારભૂત સંસ્કારિતાના પોષક અંશોને વિસાર્યા કે વિછોડ્યા નહોતા; પણ તેનું એક જુદું પરિણામ નીપજ્યું હતું તે અત્રે નોંધવું જોઈએ.

દેશમાં પ્રવર્તી રહેલ અંધાધૂંધી અને સંજોગબળને વશ થઈને પ્રજાનું જીવન અને જીવનવ્યવહાર, મુખ્યત્વે જ્ઞાતિવર્તુલમાં અને પોતાના ગામમાં કે નજદીકનાં ગામો સાથેના સંસર્ગમાં મર્યાદિત થઈ પડ્યો હતો, તેમ બહારની દુનિયા સાથેનો વ્યવહાર તથા તેનું જ્ઞાન જેમ અલ્પ તેમ ભ્રામક હતાં. વળી જીવનનિર્વાહની મુશ્કેલી અને કડકાઈને લઈને જનસ્વભાવ સ્વાર્થી અને ખંધો બન્યો હતો, અને તેની દૃષ્ટિ સાંકડી થઈ તે જનસમૂહ અજ્ઞાન અને વહેમી, રૂઢિચુસ્ત અને જડ બન્યો હતો. તેમ છતાં તેનામાં સંસ્કારપરંપરા વધતીઓછી જળવાઈ રહી હતી.

મનુષ્યસ્વભાવ એવો છે કે તેને એકલા રહેવું ગમતું નથી, તેને સોબત જોઈએ છે; સમાજનો પાયો તે પર રચાયો છે. તેવી રીતે મનુષ્યની સ્થૂળ જરૂરિયાતો માત્ર પૂરી પડે તેને શાતા વળતી નથી. તેનું મન કાંઈક નિરાળી વસ્તુ મેળવવાને તલસે છે જે તેને શાન્તિ અર્પે અને તેની શોધમાં એ મનોવૃત્તિ જુદી જુદી રીતે, જેમકે સાહિત્ય, સંગીત, કળા, ધર્મભાવનાદ્વારા વ્યક્ત થઈને મનુષ્યજીવનને પોષે છે, સંતોષે છે, સુખ આપે છે અને ઉન્નત કરે છે.

શ્રમિત થઈ આવેલો મનુષ્ય પણ રમતગમત કે વિનોદના સાધનદ્વારા પોતાનો થાક ઉતારે છે અને ચિત્તની સ્વસ્થતા મેળવે છે.

આપણા પ્રજાજીવનને ટકાવી રાખવામાં, આપણે અગાઉ જોયું છે કે, આપણી જ્ઞાતિસંસ્થા અને ગ્રામરચના ખાસ મદદગાર નીવડ્યાં હતાં. એવી રીતે એ જીવનને આશ્વાસન આપી, સંતોષી અને સુખી કરવામાં આપણી પ્રાચીન સંસ્કારપ્રણાલિકાએ ઓછો ફાળો આપ્યો નથી

એ વ્યવસ્થા કેવી રીતે ગોઠવાઈ હતી તે આપણે હવે જોઈએ.

જીવનનિર્વાહ અર્થે સામાન્ય જ્ઞાન ઉપયોગી હોય છે તે સારુ એવો પ્રબંધ હતો કે બાળક છસાત વર્ષનું થાય કે પંડ્યાને ત્યાં ભણવા જાય. અહીં પાંચસાત વર્ષ સંસારવ્યવહારનું જરૂર પુરતુ જ્ઞાન મેળવી તે પોતાના બાપીકે ધંધે રોજગારે લાગી જતો એ નિશાળે આંક, અક્ષરજ્ઞાન, ગણિત, નામું, લેખનપદ્ધતિ વગેરેના વ્યવહારુ જ્ઞાન ઉપરાંત નીતિનું શિક્ષણ પણ અપાતુ હતુ. આપણા પ્રાન્તમા અંગ્રેજી રાજ્યઅમલ શરૂ થયો અને કેળવણી આપવાના પ્રયાસ થવા માંડ્યા ત્યારે એ શિક્ષણ જે અપાતું તે સઘળુ પુસ્તકાકારે સંગ્રહી શિલાછાપમા છાપેલુ પ્રચારમાં મૂકવામા આવ્યુ હતું અને તેના વિષયને અનુરૂપ તેનુ નામ 'સંસાર ચોપડી' અથવા 'સંસાર વ્યવહારની પોથી' એવુ રાખવામા આવ્યુ હતું.

એ નિશાળનું ખર્ચ પણ ઝાઝુ નહોતુ બ્રાહ્મણ જ ગુરુ હતા, તેમની સાદાઈ જાણીતી છે, તેમ તે સંતોષી હતા વિદ્યાર્થી દરરોજ મૂઠી અનાજ શાળામાં જતી વખતે લઈ જતો; વાર તહેવારે દક્ષિણા આપતો, પંડ્યાને ત્યાં કોઈ પ્રસંગ હોય તો ટીપમા ભરતો, ખાસ કરીને બાળકને નિશાળે બેસાડતી વખતે ગુરુ મુકરર લાગો લેતા.

એ જૂની પ્રથાનુ, એ જૂની શિક્ષણપદ્ધતિનુ, એ પંડ્યાના જીવનનું એક લેખકે જાતમાહિતી પરથી તાદૃશ વર્ણન કરેલુ છે * તે જેમ રસિક તેમ એક નોંધરૂપે કિંમતી છે અને તેનુ વાચન આનંદપ્રદ થઈ પડશે. તે લખે છે.

"ઘરડાઓનું કહેવુ એવુ હતું કે સાત વરસની ઉમ્મરનો બાળક થયા પહેલાં તેને નિશાળે ક્વચિત્ જ મૂકતા - તે વખતમાં નિશાળે બેસવાની ઉમ્મર નવ વરસની ગણાતી હતી. નહાનપણમા નિશાળે મૂકવાથી છોકરાઓનું શરીર સારૂ રહે નહિ, નબળો પડી જાય, ચેહરા ઉપર ફીકાશ આવી જાય, એ વહેમથી સાત કે નવમું વરસ બેસતા પહેલાં થોડા જ નિશાળે બેસતા.

* ભરૂચ શહરનો ઇતિહાસ, પૃ. ૨૧૭ થી ૨૨૫

સાતમે, આઠમે કે નવમે વરસે પાટલો મંડાવે, કે એકડો કાઢવો શરૂ થાય. વરસ ૭ મહિનામાં આંક પુરા થતા, કે તરત કક્કો શરૂ થતો. કક્કો આવડ્યો કે પદાં શિખવવામાં આવતાં હતાં અને પદાં પુરાં થાય કે કક્કાથી તે "જ્ઞ" સુધીના નામાં શિખવતા હતા. એ દરમ્યાનમાં સાઢાસાતનો પા, શરૂ થતો હતો અને જે સઢાસાતના પામાં પૂર્ણ થયો તેને મોઢાના હિસાબની કુચીઓ મહેતાજી શિખવતા હતા. તેમ ગુણાકાર, ભાગાકાર, સરવાળા, બાદબાકી પણ શિખવવામાં આવતાં હતાં. તેમાં આન પાન, એટલે આના પાઈ પણ આવી જતાં હતાં, અને છેલ્લા હિસાબમાં હડાકાર શિખ્યો એટલે તે પરિપૂર્ણ થયો કહેવાયો. હડાકાર આ શબ્દ હાલની પ્રજાને નવાઈ જેવો માલમ પડશે, પણ તેમાં વર્ગમૂળ, ઘનમૂળ અને વર્ગ-સમીકરણ (ક્વોડ્રેટિક ઇક્વેશન)ના દાખલા આવી જતા હતા. આ બધું શિખવતાં નવ વરસની ઉમ્મરથી બાર તેર વરસની ઉમ્મર થઈ જતી હતી. પછી કોઈ શાહુકારની પેઢીએ છોકરો બેસતો અને ત્યાં એકબે વરસ ઉમેદવારી કરી ગમે તે ધંધે વળગતો હતો. સને ૧૮૫૫માં મેં એ નિશાળ છોડી ત્યાં સુધી મારા જોવામાં પણ આ શિક્ષણ આવ્યું છે.

"નિશાળનો વખત સવારના સાતથી તે અગીઆર વાગ્યા સુધીનો અને પછી બેથી પાચ વાગ્યા સુધીનો, એટલે દિવસમાં બે વખત જવું પડતું હતુ. સવારના વખતમા ઉપલા છોકરાઓને નામાં વગેરે શિખવતા હતા અને સાંજે હિસાબ ચાલતા હતા.

"સવારે જે છોકરાંઓ આવે તેઓ મુઠ્ઠી લાવતા, એટલે એક કકડામાં અનાજ બાંધી લાવતા હતા. બે છોકરાઓ જેઓ વડા નિશાળીઆ કહેવાતા, તેઓ જે છોકરાઓ આવે તેમનાં નામ લખતા હતા. આઠ વાગે આવે તે મોડામાં ગણાતા હતા. એટલે સવારે વહેલા ગણાવવા છોકરાઓ ૭ વાગ્યાના જઈને બેસતા હતા.

"મુઠ્ઠી દરેક છોકરો મહેતાજીને બતાવે, કે તરત મહેતાજી બોલે, ૮-૯ કે ૧૦-૧૨; આ આંકડા મહેતાજીના મ્હોમાંથી નીકળે કે જે છોકરાઓ નામ લખતા હોય, તે તરત પોતાની પાટીમાં તેની સામું આંકડો મૂકી દે. જે બ્રાહ્મણના છોકરાઓ એટલે કે જેઓ ભિક્ષાવૃત્તિ કરીને ગુજરાન કરતા હોય તેમની સામું ૨૦ આંકડો મૂકાતો હતો, એટલે માફી( free )માં ગણાતો હતો.

"આ છોકરાઓ નિશાળે આવ્યા કે તરત પોતાના પાટલા લેતા, અને તે ઉપર ધૂળ નાંખી પોતાનો જે પાઠ હોય તે લખતા હતા. લખી મહેતાજીને અગર મહેતાજી પોતે આસિસ્ટંટો રાખતા તેમને બતાવતા. તેઓ ખરા ખોટા કહેતા, ખોટા હોય તો એકાદ સોટી પણ તેના દીલ પર પડતી હતી. એક પાડો કે પાઠ શીખી રહ્યો કે બીજો મહેતાજી અગર આસિસ્ટંટ, અગર વડો નિશાળીઓ પાટલા ઉપર માંડી આપતા હતા. જે લખ્યું હોય અથવા લખવાનુ હોય તે ઘાંટો કાઢી મ્હોઢે બોલી લખવામાં આવતુ હતુ. મ્હોઢે બોલી લખે તેના ખરા, એમ ભણાવનાર ચોકખુ કહેતા હતા એટલે દરેક છોકરો ઘાંટો પાડી લખતો હતો, તેથી શોર ઘણો થતો હતો નિશાળમા છોકરાઓને બેસવાની જગ્યા નહિ જ, માટે છોકરાઓ બહાર ધુળમા ભોય ઉપર બેસી ભણુતા હતા, અગર આગળ પાછળ ઓટલા હોય તે ઉપર બેસી ભણુતા હતા. દશેક વાગ્યાનો વખત થાય એટલે મહેતાજી જે બે છોકરાઓએ નામ લખ્યા હોય, તેમને પોતાની પાસે ભોંય ઉપર ઉભા રાખતા. તે દરમ્યાન દરેક જણુ પોતાનો પાટલો નિશાળમાં મૂકી દેતો હતો. દરેક છોકરાને હારબંધ ઉભા રાખી પોતે જાતે હાથમા સોટી લઈ સવાયા, સવાઅઢી, પોણાચાર, પાંચ એવી રીતે હજારે, સવા સાડીબારસે સુધી ઘાંટો પાડી ભણાવતા હતા. આ સવાયા તો દરેક છોકરાને મ્હોઢે જ હોય. પછી ઉભા રાખેલા છોકરાનાં એક પછી એક નામ વાચવા માડતા. તે વાંચવાની રીત એવી હતી કે "કસનદાસ નરસિદાસ ૯ બીલોસ, મોઢાની બાબતમા કસનદાસ નરસિદાસ, પરદરીઓને તેડુ કરાવ્યુ દશ બીલોસ. જ્યાં "પરદરીઓ" શબ્દ બોલાયો કે મહેતાજી કેમ મોડો આવ્યો એમ કરી એક સોટી લગાવે. નિશાળ સવારે છુટે કે દરેક છોકરાએ પાટી લખવી જોઈએ જ, એટલે પાટીનાં બને પાસાં પુરાં લખવાં જોઈએ જ, (પાટી એટલે એક લાકડાનુ પાટિયુ પહોળાપણુમાં લબાણ કરતાં ટુંકું અને મથાળાની વચ્ચે ઝાલવાની મૂઠ, એ પાટીયા ઉપર સાહી બને પાસે ચોપડેલી અને બોર્ડના જેવું કાળું કરેલું) પાટી સફેતા કે ખડીથી લખવામાં આવતી હતી. તે પાટી લખેલી મહેતાજી આ મુજબ હાજરી બોલાવતાં જોતા હતા.

"એ પાટી ઉપર આંક ભણુનાર આંક, કક્કો ભણુનાર કક્કો કે પદાં નામા ભણુનાર નામો, હિસાબ ભણુનાર "સાડા સાતનો પા" લખતા "

જે છોકરો પાટી લખી નહિ લાવ્યો હોય, તેના તો ભોગ જ ફરી વળતા. તે તો બેચાર સોટી ખાધા વગર રહે જ નહિ. છોકરાઓ પણ પક્કાઈ કરતા. જેણે પાટી નહિ લખી હોય તે બેત્રણ બદનો ને ઉપર અંગરખી પહેરે. બદન તો ખાદીના ઘણાખરાના હોય કે જેથી વાગે થોડું; તેમ મહેતાજી પણ દયાળુ. સોટી ઉગામે તો એવી કે જાણે વાંસો ચીરાઈ જશે, પણ જે સોટી પડે, તે છોકરાના અંગરખાની ચાળ પર પડે, કે જેથી તેને વાગે નહિ, એમ એકાદ આડીઅવળી વાગી ગઈ તો છોકરાનું નશીબ.

"નામ બોલાય અને છોકરો મહેતાજી પાસે ગયો કે છોકરો હાથ ધરે ને મહેતાજી જરા સોટી હથેલીમાં અડકાડે એટલે છોકરાને રજા મળી કહેવાય. રજા મળતા જ છોકરો તરત જ પોબારા ગણી જતો. આ નામ જે બોલાતાં તેને "મોઢા" કહેતા હતા.

"મહેતાજી કોઈ દિવસ આ મુજબ "મોઢા"નો હુકમ આપે, કોઈ દિવસ "હાજરી" સવારે છોડતી વખતે બોલાવે. હાજરી એટલે જે છોકરાઓ સાંજે નિશાળમાં આવ્યા હોય તેમની હાજરી. તે બોલવાની રીત જુદી હતી.

"કરસનદાસ નરસિંદાસ સાજીના હાજર' આ મુજબ જેનું નામ વંચાયું કે તરત મહેતાજી છોકરાની પાટી જોઈ રજા આપતા હતા

"હવે જે છોકરાઓ સાંજે હાજર ન હોય તેઓના નામ લઈને એકેક એકેકને બોલાવી "કેમ ગેરહાજર રહ્યો" કહી બે ચારેક ઉપર મુજબ જ સોટી તેના ઉપર લગાવે. છોકરો જ્યાં સુધી એમ નહિ કહે કે મહેતાજી સાહેબ હવે સાંજે ગેરહાજર નહિ રહું, અથવા હવે સાંજે રોજ આવીશ, ત્યાં સુધી સોટી કવચિત જ પડતી બંધ થતી હતી. આવા છોકરાઓએ, ગેરહાજરી બાબતમાં મહેતાજીની રજા લેવી પડતી હતી. રજા લઈને રહ્યા હોય તેની ફિકર નહિ. તેણે એટલું જ કહેવુ જોઈએ કે મે સાહેબ રજા લીધી હતી, અથવા ચિઠ્ઠી લાવ્યો હોય તો તે મહેતાજીને તરત આપે એટલે ફીકર નહિ.

"ચોમાસામાં ધુળ મળે નહિ, તેથી છોકરાઓ રોડા એકઠાં કરી તેને ભાગી તેનો ભૂકો કરતો તેને "પરપોટો" કહેતા હતા તે પાટલા ઉપર નાખી લખતા હતા. પાટલા ખડી કે ગેરૂથી રંગેલા હોય તે ઉપર વેતરણા વડે લખતા હ૮

"વનરણું છીંણીનું અથવા દાતણનું કરતા હતા, તેને સીસાપેન પેઠે છોલતા હતા અને તે વડે લખતા હતા. આ સઘળો અનુભવ હું લઈ ચુક્યો છુ, તેમ મારી ઉમ્મરના બીજાઓને પણ થયો જ હશે.

"હવે સાંજનો વખત તો જોનારાઓને ઘણો જ આનંદી લાગતો હતો. નવા દહેરાની નિશાળ, નરભેરામ જેવા ભણાવનાર મહેતાજી, હિસાબ કિતાબમાં પ્રવીણ, વૃદ્ધ માણસ, જાતે દયાળુ અને સાત્વિક સ્વભાવના, જેની નિશાળમા બસેથી કોઈ દિવસ ઓછા છોકરા હોય જ નહિ, તે નિશાળની કેળવણીમા પૂછવુ જ શું ?

"સાંજે પાંચ વાગે એટલે તેવા સામાન્ય છોકરાઓને રજા આપી બાકીના સારા છોકરાઓને પોતાની પાસે ઓટલે જુદા બેસાડે સાંજનો વખત એટલે કામકાજથી પરવારી લોકો પણ ઘણા એકઠા થતા, તેમ રસ્તે જતા પણ આનંદ ઉપજાવે એવો વખત ગુજારવા ઉભા રહેતા. છોકરાઓ તો ફક્ત દશ કે પંદર હોય. તેમનામાથી ત્રણ ચારને અથવા બધાને નીચે ઉભા રાખે તેમને કોઈને "કરપલ્લવી" કે "ડકાપલ્લવી" પૂછવા માટે કોઈ ને "લીલાવતી"ના હિસાબ પૂછવા માટે લીલાવતીના હિસાબ તો વખતે કોઈ સમજતુ હશે, પણ "કરપલ્લવી" અને "ડકા-પલ્લવી" તો હાલની પ્રજાએ સાભળ્યું જ નહિ હોય !

"ડકાપલ્લવી" જેવી રીતે હાલ તારનુ કામ ચાલુ છે, તેવી જ રીતનું તે કામ હતુ જેમ તાર મૂકતી વખતે દાડો ઠોકે છે અને એ. બી. સી ડી. લખી લે છે તેવી જ રીતે એ વિદ્યા હતી એક ડુમકો નરભેરામ મહેતાજી હાથમાં લેતા અને તે ડુમકા ઉપર એક નાની લાકડી વડે ઠોકતા. એક વગાડે તો ફલાણો અક્ષર. આવી રીતે દાડો ઠોકાય તો "કાનો", આવી રીતે ઠોકાય તો "માત્રા", આવી રીતે ઠોકાય તો "મીંડુ." એવી રીતે ગોઠવેલી સંજ્ઞા પ્રમાણે ડુમકો વગાડી ગમે તે છોકરાને પૂછે કે તે તરત જ જવાબ દે કે "નર્મદા નદીમા કંકર એટલા શંકર છે." આવી રીતે બે ચાર છોકરાને જુદાં જુદા વાક્યો પૂછે, તે તરત છોકરાઓ જવાબ દેતા હતા.

"કરપલ્લવી" એટલે એવી જ રીતે હાથના આંગળાંની સંજ્ઞાથી સવાલો પૂછતા, તેના જવાબ પણ છોકરાઓ ઝટ દેતા હતા પછી લીલાવતીના હિસાબ ચાલતા, તેમા ઝાડ પરના પાંદડા ગણવાનું હતું.

"હવે મહેતાજીને દર અગીઆરસે, અમાસ અને પુનમે એકેકો પૈસો આપવા છોકરો બંધાયેલો જ હતો. આવી રીતે દર મહિનાની ફી દરેક છોકરાને એક આનો આપવી પડતી હતી. મુખ્ય મહેતાજી ઘેર ઘેર વાર તહેવારે ભટકતા નહિ, પણ તેમને એમ લાગે કે આ ગૃહસ્થ સન્માન કરશે, તો તેને ત્યાં જતા અને તેને ત્યાંથી બે આની, પાવલી દક્ષિણા મળતી હતી. આનાથી કવચિત જ કોઈ ઓછું આપે. શ્રાવણ માસમાં આ મહેતાજીઓને વધારે કમાઈ થતી હતી, તેમ બેસતે વરસે પણ સારૂં મળતું. બળેવને દિવસે જનોઈ પહેરતી વખત આવા મહેતાજીઓને સારી કમાઈ થતી હતી. બળેવને દિવસે મહેતાજીઓ ફુરજે જતા, ત્યાં ઘણા ખરા હિંદુ વહેપારીઓ હોય તે તેમની સારી આગતાસ્વાગતા કરતા હતા. કોઈ કહે મહેતાજી મણ દાણો ફલાણો મોકલી દઈશ, કોઈ કહે મહેતાજી પાંચ શેર ઘી મોકલી દઈશ. એવી રીતે જે જેનો વહેપાર કરતો હોય તે તેને ત્યાં મોકલી દેતો. વાસી બળેવને દિવસે મહેતાજી નવ ચોકીના ઘાટ પર એક ગોખલામાં બેઠા જ હોય. ત્યાં દરેક છોકરો રક્ષાબંધન કરાવે અને પૈસા મહેતાજીના હાથમાં મૂકે, તેમ મહારૂદ્રના મેળા વખત પણ તેમ જ થતું હતું.

"ધનતેરસને દિવસે ઘણું કરી દરેક છોકરાને પાટલો મંડાવવાનો રિવાજ હતો. ત્યારે તો મહેતાજીને ધનના બૃહસ્પતિ થતા. જે છોકરાને પાટલો મંડાવે તેના બાપ મહેતાજીને રૂ. ૫) થી વધારે નહિ અને અર્ધાથી ઓછું નહિ એ મુજબ દક્ષિણા આપતા. એવી રીતે જ્યારે જ્યારે એટલે ધનતેરસ શિવાયને દિવસે પાટલો મંડાવે તે વખતે એ રીતે મળતું હતું પાટલો મંડાવવો એટલે ભણવાનું શરૂ કરવુ. બ્રાહ્મણ, ક્ષત્રિ, પરોતના છોકરાઓને જનોઈ બડવો કરે ત્યારે મહેતાજીને નિશાળે સરસ્વતીપૂજન કરવાનો હાલ પણ રીવાજ છે, તો તે વખતનો એ મહેતાજીનો રૂ ૧) થઈ ચૂક્યો એમ સમજવાનું જ; તેમ બીજી વર્ણમા નિશાળગરણું કરે, ત્યારે પણ એ રકમ મહેતાજીને મળતી હતી. વાણીઆમાં લગ્ન વખતે "સલોકો" હસ્તમેળાપ થયા પછી ભણી જવાનો રીવાજ હતો, તે વખતે મહેતાજીને સલોકો શિખવવાને રૂ. ૨) થી ૩) સુધી મળતા હતા. હાલ પણ એ રીવાજ છે. લગ્નપ્રસંગે મહેતાજીને સારો લાભ થતો સારે ઘેરથી વખતે પાઘડી, શેલુ કે શાલ પણ મળતી. વળી આંક પુરા થયે, અગર કાંઈ પુરૂ થયે, મહેતાજીને ગુરુદક્ષિણા પણ મળતી, અને ઉઠી જાય ત્યારે પણ કાંઈ મળતુ હતું.

"વળી મહેતાજીઓને બીજી એક સારી કમાઈ એ હતી કે કોઈને ત્યાં છોકરો આવે તે વખતે ઘણું કરી શહેરના બધા મહેતાજીઓને, નિશાળના છોકરાઓ સાથે છોકરાના બાપને ત્યાં જવાનો રીવાજ હતો. તે છોકરાંઓ હારબંધ ઉભા રહી "સરસ્વતિ સરસ્વતિ તું મોરી મા, પહેર પટોળાં ઘેબર ખાય." એ રીતે ઘાંટા કાઢી ભણતા હતા. હાલ પણ એ રીવાજ જારી છે જેના વગામાં છોકરો જન્મ્યો હોય તે મહેતાજીને રૂ. ૧) અને બીજાઓને કોઈને અડધો, કોઈને પાવલી, કોઈને બે આની મળતી હતી. આનું નામ છુટ્ટી લેવા જવાનું કહેતા હતા અને હાલ પણ કહે છે. છોકરાને ધાણા સાકર અને જરા ગોળ વહેંચાતા હતા, તે છોકરાઓ તરત જ ખાઈ જતા હતા. છેલ્લે છોકરાઓ પાસે દક્ષિણા પતે કે તરત મહેતાજીઓ "એક રૂપીઓ બે આની છુટ્ટી મેલાવો" એવુ મોટેથી બોલાવતા હતા પછી મહેતાજીઓ છોકરાઓને લઈ પોતાની નિશાળ તરફ જતા હતા. સાંજે છુટ્ટી એટલે રજા આપતા હતા"

ઉપર્યુક્ત હકીકત જનસમુદાય જે વ્યવહારુ શિક્ષણ સામાન્ય રીતે લેતો તેને લગતી છે; પણ બ્રાહ્મણવર્ગ સંસ્કૃત ભણતો તેની વ્યવસ્થા જુદી જ હતી. બ્રાહ્મણનો બાળક ઉમરલાયક થયે આહ્નિકનું શિક્ષણ પ્રાય ઘેર જ મેળવતો અને ઉપનયનના સંસ્કાર મળ્યા બાદ તે ગુરુ પાસે રહીને વ્યાકરણ, કાવ્ય, ન્યાય, વેદાન્ત, જ્યોતિષ વગેરે વિષયોનો અભ્યાસ કરતો હતો. ત્યાં એ જે પુસ્તકોનું પઠનપાઠન અને અધ્યયન કરતો તે વિષે કેટલીક ઉપયુક્ત માહિતી શ્રીયુત શંકરલાલ ગંગાશંકર શાસ્ત્રીએ ભેગી કરેલી છે તે એનો બરોબર ખ્યાલ આપશે. તેઓ જણાવે છે.

"પાઠ્યપુસ્તકોમાં સારસ્વત વ્યાકરણ મુખ્ય ગણાતું, ને કૌમુદીનો અભ્યાસ વડોદરા જેવાં મોટાં શહેરોમા થતો, પાતંજલ અને મહાભાષ્ય જેવા ભારે ટીકા-ગ્રંથો તો કાશીમાં જ શિખવાતા વેદાન્તમાં વેદાન્તસાર, વેદાન્તપરિભાષા, પંચદશી, શાંકરભાષ્ય, શ્રીભાષ્ય વગેરે વડોદરામાં ભણાવાતા. અલંકારશાસ્ત્રમાં સાહિત્યદર્પણ, કાવ્યપ્રકાશ, કાવ્યપ્રદીપ ને રસગંગાધર આ ગ્રંથો મુખ્ય હતા ચંદ્રાર્કી, જાતકચંદ્રિકા, ગ્રહલાઘવ, કેશવી અને સિદ્ધાન્તશિરોમણિ એ જ્યોતિષશાસ્ત્રનાં મુખ્ય પાઠ્યપુસ્તકો હતાં: આયુર્વેદના અધ્યયનમા ચરક, સુશ્રુત ને શાર્ઙ્ગધરના ગ્રંથો અગ્રસ્થાન ભોગવતા કાવ્ય-નાટકના અભ્યાસમા શાકુન્તલ રઘુવંશ ને કુમાર-

સંભવ લઘુત્રયી ગણાતા ને કિરાતાર્જુનીય, શિશુપાલવધ ને નૈષધચરિત્ર એ બૃહત્ત્રયી મનાતા. કાવ્યના અભ્યાસમાં આવી લઘુત્રયી ને બૃહત્ત્રયી ઉપરાંત ઉત્તરરામચરિત, વેણીસંહાર, પ્રસન્નરાઘવ, કાદમ્બરી, વાસવદત્તા ભારતચમ્પૂ, અનર્ઘરાઘવ વગેરે પુસ્તકોનો પરિચય કરાવવામાં આવતો. મનુસ્મૃતિ, મિતાક્ષરા, પારાશરસ્મૃતિ ને વ્યવહારમયૂખના અભ્યાસથી સ્મૃતિ સાહિત્યમાં પ્રવેશ થતો. તર્કસંગ્રહ, ન્યાયબોધિની, જાગદીશી પંચલક્ષણી. માથુરી પંચલક્ષણી, ચતુર્દશલક્ષણી અને ગદાધરી એ ન્યાયશાસ્ત્રના માર્ગસ્તંભો હતા. છંદશાસ્ત્રમાં શ્રુતબોધ, વૃત્તરત્નાકર, પિંગળસૂત્ર, છંદોમંજરી વગેરે પાઠ્યપુસ્તકો તરીકે વપરાતાં; અને પાતંજલ યોગદર્શન, સાંખ્યતત્ત્વકૌમુદી ને સાંખ્યસૂત્ર, એ સાંખ્યયોગના અભ્યાસમાં મુખ્ય મનાતા. વિશેષમાં, વેદની સંહિતાઓ, બ્રાહ્મણો, સૂત્રો, આરણ્યકો ને ઉપનિષદો પણ સંસ્કૃત વિદ્યામાં બહુ મહત્ત્વનું સ્થાન ભોગવતા આ ઉપરાંત યજ્ઞયાગાદિકના સંસ્કારસાહિત્યમાં ઋગ્વેદનાં સંસ્કારકૌસ્તુભ ને નારાયણ ભટ્ટી, યજુર્વેદનાં ઋષિભટ્ટી અને પ્રયોગદર્પણ, સામવેદનું પ્રયોગચિંતામણિ ને અથર્વવેદનું પ્રયોગભાનુ, આ આવશ્યક ગ્રંથો હતા. શ્રૌતકર્મમાં પોતપોતાના વેદના શ્રૌતસૂત્રના આધારે લખાયલા પ્રયોગગ્રંથો વપરાતા; ને દર્શપૂર્ણિમાદિ યાગ તથા નિત્ય હોમ તરફ પૂરતુ લક્ષ્ય અપાતુ તે ઉપરાંત સ્માર્તકર્મમાં ઋગ્વેદના આશ્વલાયન ગૃહ્યસૂત્ર, યજુર્વેદનાં પારસ્કર ગૃહ્યસૂત્ર ને સામવેદના ગોભિલ ગૃહ્યસૂત્ર પણ અભ્યાસનો વિષય બનતાં."×

વળી એ વિદ્યાના વધુ અભ્યાસ અર્થે બ્રાહ્મણ વિદ્યાર્થીઓ, હાલમાં જેમ વિદ્યાર્થીઓ યુરોપ અમેરિકા જાય છે તેમ, પરદેશ સેવતા અને જાણીતી વિદ્યાપીઠો, કાશી, મિથિલા, નદિયા વગેરે સ્થળે બાર બાર વર્ષ સુધી અભ્યાસ કરી, પંડિત કે શાસ્ત્રી થઈને દેશમા પાછા ફરતા હતા. *

આ, આપણે રીતસરની શિક્ષણસંસ્થાઓની વાત કરી, પણ જેઓ શાળાના અભ્યાસથી વંચિત રહેતા એવા મોટા સમૂહને આપણી સંસ્કૃતિના અને ધર્મના સંસ્કાર આપવા શી તજવીજ થતી હતી તે હવે તપાસીએ.

---

× રસગંગા, પૃ. ૪૭-૪૮.

* આ વિષે વધુ માહિતી "સંસ્કૃત વિદ્યેચે પુનરુજ્જીવન" એ નામના મરાઠી લેખમાથી મળી આવશે (જુઓ શ્રીયુત નરસિંહ ચિંતામણ કેલકરનો લેખસંગ્રહ)

આપણે ત્યાં અગાઉ જુદા જુદા ધર્મસંપ્રદાયો અને ધર્મ-સંસ્થાના આચાર્યોએ જનતાને ઉપદેશ આપવાનું અને સંસ્કારી કરવાનું કાર્ય ઉપાડી લીધું હતું, એટલું જ નહિ, પણ તેમના મંદિરોમાં સંગીત અને લલિત કળાને પણ ઉત્તેજન અને આશ્રય આપતા હતા.

આજે પણ, આપણે જોઈએ છીએ કે આપણાં દેવમંદિરોમાં કથા-વાર્તા કરવામાં આવે છે, ભજનકીર્તન થાય છે, ધર્મગ્રંથોનું વાચન કે પ્રવચન હોય છે અને ઉત્સવના પર્વોએ રસવૃત્તિને અને સંસ્કારિતાને પોષે એવા સમારંભો ગોઠવાય છે, તે આકર્ષક અને આહ્લાદક થઈ પડે છે, અને તેની મહત્તા એમાં રહેલી છે કે એ સઘળું પ્રભુને સમર્પેલું હોઈને, એમાંથી વિલાસની ભાવના લુપ્ત થઈ જાય છે, અને તેથી ઔચિત્યનો ભંગ થતો નથી *

વળી માણભટ્ટની કથાઓ રાત્રે સાંભળીને ઘણાઓ મહાભારત અને રામાયણનું જ્ઞાન પ્રાપ્ત કરતા, મંદિરોમાં ભાગવત કે પુરાણવાચન થતું, જે ભક્તજનને આશ્વાસન આપતું અને મહંતોના અખાડામાં બહુધા વેદાંતગ્રંથોની ચર્ચા કલ્યાણમાર્ગે પ્રબોધતી હતી. એકાદશી અને જયંતી-ઓના તહેવારે ભજનકીર્તનની મંડળીઓ અજબ ચેતન રેડતી અને મંદિરમાંની દેવપૂજાનો વિધિ નવા નવા પ્રકારની કલાકૃતિઓ ઉપજાવવાને પ્રેરતો, જેમકે આભૂષણ, હિંડોળા, કમળપૂજા વગેરે.

એ મંદિરોમાં કળાકૃતિની પેઠે સંગીતને પણ ઉત્તેજન મળતું, અને કેટલેક સ્થળે વિદ્વાનોને આશ્રય આપી તેમની દ્વારા ધાર્મિક સાહિત્ય તૈયાર કરાવવામાં આવતું તેમ તેનો પ્રચાર કરવા તજવીજ થતી હતી.

"સર્વે લલિતકળાની ખાણ" એવી એક ઉપમા શ્રીસહજાનંદ સ્વામીને આપવામાં આવેલી છે એમના શિષ્યો અને અનુયાયી, જેમાં સંખ્યાબંધ કારીગરો હતા, તેઓ તેમની ઉત્તમ કૃતિઓના નમૂના તેમને ભેટ ધરતા, જે કળાનું એક પોષક તત્ત્વ બનતું હતું. તે સંબંધમાં નીચેનો ફકરો સારો પ્રકાશ પાડે છે.

---

* "And it has to be added that the popular epics did much to disseminate and commend the ideals of conjugal love, filial piety and friendship"---The Nature of Religion—by Paterson, p. 209.

"નિષ્કુળાનંદ સ્વામી જેવા પ્રવીણ સુથાર હતા એમને માટે બાર દરવાજાનો હિંડોળો બનાવતા, કાઠિયાવાડની સ્ત્રીઓ વિવિધ બુટ્ટાદાર આસનો તૈયાર કરતી, ગુજરાતની સ્ત્રીઓ પકવાનો મોકલતી, ગવૈયાઓ ચતુરંગી આલાપોથી રીઝવતા, ભુજના મલ્લો કુસ્તીબાજી કરી દેખાડતા, કાઠીઓ ઘોડાની રમત રમી બતાવતા. આ સર્વે કેવળ પ્રેમને વશ થઈને જ થતું. સુરતનો એક આત્મારામ દરજી એવી સુંદર ડગલી કરી લાવ્યો કે ભાવનગરના રાજા વજેસિંહે એવી ડગલી માટે સો રૂપિયા સીલાઈ આપવા કહ્યું. આત્મારામે કહ્યું કે હવે મ્હને બીજી એવી ડગલી કરતા નહિ આવડે; પૈસાના ટેભાથી એ ડગલી નથી સીવાઈ, પણ એમા તો હેતના ટેભા પડ્યા છે; બીજી ડગલી સીવવા એવું હેત ક્યાંથી લાવુ ?"[×]

આ પ્રમાણે લલિત કળાની જુદી જુદી પ્રવૃત્તિ અને ધાર્મિક સાહિત્યનો વિચારપ્રવાહ, આ વિપત્તિના સમયમાં મંદ પણ સતત વહેતો રહીને પ્રજાને આશ્વાસન અને શાંતિ અર્પતો હતો.

સંગીતના વિષયમા દયારામની ખ્યાતિ બહોળી પ્રસરેલી હતી; અને સંગીતના એક ઉસ્તાદ તરીકે, "સગીતાદિત્ય" પુસ્તકના કર્તા આદિત્યરામનુ નામ મશહૂર હતુ; અને એ વિદ્યા એમના આખા કુટુંબને વરેલી હતી.

એ સમયની ચિત્રકળાના નમૂના સિહોરના મહેલમા, જામસાહેબના દરબારમાં અને સચિત્ર હાથપ્રતોમાં થોડાંઘણા મળી આવે છે; તેમ કળાની કૃતિઓ, જુદી જુદી જાતની, સુંદર અને ઉત્તમ ઉપલબ્ધ થાય છે, પણ એ સર્વનો એક સારો સંગ્રહ કરવામાં આવે તે પછી તેની પરીક્ષા અને તુલના થઈને તેનુ વાસ્તવિક મૂલ્ય આંકી શકાય

ધાર્મિક સાહિત્ય રચાતું હતું; તેમા ગોપાળદાસ, પ્રીતમ, બાપુસાહેબ ગાયકવાડ, ભોજો, મુક્તાનંદ સ્વામી, બ્રહ્માનંદ, દયારામ, કૃષ્ણરામ વગેરેનું લખાણ મુખ્યત્વે વંચાતુ; તેમ સ્ત્રીસમાજમાં પ્રેમાનંદનાં આખ્યાનો, નરસિંહ અને મીરાનાં પદો અને પ્રભાતિયા અને દયારામની ગરબીઓ વિશેષ આકર્ષક અને લોકપ્રિય હતાં.

---

× શ્રી સહજાનંદ સ્વામીનું ચરિત્ર, પૃ. ૭૩.

પ્રાકૃત જન તો સામળભટ્ટની વાર્તાઓ, બત્રીસ પુતળી, મદનમોહના, વેતાળપચ્ચીસી, ઢોલામારૂ, સદેવંત સાવલિંગા, બરાસ કસ્તૂરી, ગુલબંકાવળી, જહાદરશાહ બાદશાહની વાર્તા, છેલની વાર્તા વગેરેથી રાચતો હતો.

આ સિવાય તીર્થાટન કરતા ફરતા સાધુ સંન્યાસીઓ, જતાં આવતાં બહારની વાતો, ખબર અંતર વગેરે લાવતા. એ પણ જ્ઞાનપ્રચારનું એક સાધન હતું.

ખાસ કરીને યાત્રાની પ્રણાલિકા જ્ઞાનપ્રાપ્તિમાં તેમ જ સંસ્કારિતાની છાપ પાડવામા તેમ અનુભવ લેવામાં બહુ ઉપકારક થઈ પડતી હતી.

યાત્રાની પ્રથા એકલા હિન્દુ ધર્મમાં જ નહિ પણ સર્વ ધર્મોમાં છે અને તે ફરજિયાત ગણેલી છે અને તે એક પુણ્યકૃત્ય, મોક્ષપ્રાપ્તિનું સાધન મનાય છે; અને તે લાગણી જમાનાજૂની જામેલી અને તીવ્ર હોય છે અને તે દરેક ધર્મવાળાને તેના સ્થાપિત તીર્થસ્થળે યાત્રા કરી આવવાને ખેંચે છે. હિન્દુ હોય તો કાશી, પ્રયાગ, બદરીનારાયણ, મુસ્લિમ હોય તો મક્કા, મદીના, કરબલા, જૈન હોય તો પાલીતાણા અને સમેતશિખર, ખ્રિસ્તી હોય તો રોમ અને જેરૂસલેમ, સ્વામિનારાયણી સંપ્રદાયનો હોય તો વડતાલ, વૈષ્ણવ હોય તો શ્રીજી વગેરે; એટલું જ નહિ, પણ તે તેનુ જીવનકર્તવ્ય થઈ પડે છે અને તે મનુષ્યજીવનનુ ધ્યેય મનાય છે. હિન્દવાસીઓની આ યાત્રાપ્રથાથી તાજુબ થઈને એક મિશનરી બાનુ તે વિષે વિવેચન કરતાં જણાવે છે :

"જુદી જુદી ઋતુઓમા આ યાત્રાના તહેવારો આવતા હોવાથી, યાત્રાળુઓનો પ્રવાહ હિન્દુસ્તાનના એક છેડાથી બીજા છેડા સુધી સતત ચાલુ રહે છે. પ્રવાસમાં યાત્રાળુઓને રસ પડે એવું ઘણુ જોવાનું મળે છે; અને તેથી એમની ધાર્મિક વૃત્તિ પણ વિકસે છે. સ્થાનિક દેવમંદિરો કરતાં દૂરના દેવસ્થાનો પવિત્રતામાં હરીફાઈ કરતા દીસે છે; સ્થાનિક ગ્રામજીવન-નો નિરંતરનો જડ ક્રમ અને નીરસતા દૂર થઈને જ્યાંત્યાં નવીનતા જોવામાં આવે છે; અને એ પ્રવાસ દરમિયાન જુદી જુદી યાત્રાળુઓની મંડળી એકઠી થતાં વાર્તારસ જામે છે, રાસ રચાય છે, ભજનકીર્તનનો ઝરો વહે છે; અને આખુય વાતાવરણ આનંદદાયક થઈ પડે છે; અને તે દ્વારા દેશપરદેશની ખબરો ચાલુ મળતી રહે છે. વળી, એ યાત્રાળુઓ જીવતા ગેઝેટરૂપ હોય છે, પછી જે વાતો તે ફેલાવે તે ખરી કે ખોટી હોય, પણ દેવસ્થાનમાં, ટ્રેનમા કે નદીકિનારે ફરતાં હરતાં તે સાંભળવા લોક મળે છે જ.

"પાશ્ચાત્ય પ્રજાને સમજાય નહિ એવી ઘણી વિચિત્રતા તેમાં નજરે પડે છે.

"ઉત્તર અને દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમના લોકો, ડુંગરા અને સપાટ પ્રદેશોમાંથી, ભિન્ન ભિન્ન ભાષાઓ બોલતા, આ યાત્રીઓમાં ભેગા થતા જોવામાં આવે છે, પણ એમાં એક આશ્ચર્યકારક વસ્તુ એ યાત્રાના ધ્યેયની એકતા છે; શિવમંદિર સમક્ષ કે ગંગાજીના પુનિત પ્રવાહમાં એ જુદી જુદી જાતિઓ એક જ બની જાય છે."*

એ જ શ્રેષ્ઠતા છે કે તે સર્વમાં એકતા અને પ્રભુતાનાં દર્શન કરે છે.

* જુઓ The Land and Life of India, by Margaret Read, P. 30.

## ૧૪. ઇસ્ટ ઇન્ડિયા કંપનીનો અમલ

"The constitution of the company began in commerce and ended in Empire.........in fact the East India Company in India is a State in the disguise of a merchant." —*Burke*

પૂર્વ અને પશ્ચિમના દેશો વચ્ચે છેક પ્રાચીન સમયથી વ્યવહાર ચાલુ હતો અને એકબીજા દેશના માલની આપલે થતી તેના અનેક પ્રમાણો મળી આવે છે, પરંતુ રોમન સામ્રાજ્યની પડતી થયા પછી એ સંબંધ તૂટી પડ્યો હતો, પણ પાછળથી રાતા સમુદ્ર અને હિન્દી મહાસાગર પર કાબૂ મેળવી આરબ લોકો હિન્દુસ્તાનનો માલ, તેમના વહાણોમાં યુરોપ પહોંચાડતા હતા.

પૂર્વદેશનો દરિયાઈ માર્ગ શોધી કાઢવાને યુરોપની પ્રજા મધ્યયુગમાં પુષ્કળ પ્રયત્ન કરી રહી હતી અને એવા પ્રયત્નો કરતાં કોલંબસને અમેરિકા ખંડની ભાળ લાગી અને સન ૧૪૯૮માં કેપ ઓવ ગુડ હોપના રસ્તે થઈ વાસ્કો ડિ ગામા હિન્દુસ્તાનમાં કાલિકટના બંદરે આવી પહોંચ્યો હતો, એ પ્રસિદ્ધ બીનાઓ છે એ કાળે તે એક અપૂર્વ બનાવ હતો અને એકલા હિન્દુસ્તાનના ઇતિહાસ પર જ નહિ પણ જગતના ઇતિહાસ પર તેની બહોળી અસર થવા પામી હતી.

આ દરિયાઈ સફરોનો હેતુ પૃથ્વીના જુદા જુદા ભાગોની શોધ કરવાની સાથે તેમ જ ખ્રિસ્તીધર્મનો પ્રચાર કરવા પ્રેરાઈને પૂર્વના દેશોનો વેપાર હસ્તગત કરવાનો હતો; અને હિન્દુસ્તાનનો સીધો માર્ગ શોધી કાઢવાનું માન એક પોર્ટુગાલના વહાણના કેપ્ટનને મળ્યાથી એ પ્રજાએ પૂર્વનો વેપાર કબજે કરવાની પહેલ કરી હતી. તેઓ એટલેથી સંતોષ માનીને બેસી રહ્યા હોત તો તેમનું એ ગાડું ચાલ્યા કરત, પરંતુ એ વેપાર એકહથ્થુ કરીને ત્યાંની ચીજોના ભાવો તેમણે એકદમ

વધારી મૂક્યા, તેથી બીજી પ્રજાઓ ઉશ્કેરાઈ ગઈ અને એ વેપાર લાભકારક હેઈને તેમા ભાગ પડાવવાને તત્પર બની. તેનું પરિણામ એ આવ્યું કે સત્તરમા સૈકાના આરંભના વર્ષોમાં ડચ અને અંગ્રેજ કંપનીઓ પૂર્વના દેશો સાથે વેપાર કરવા સ્થાપવામાં આવી.

પૂર્વના દેશોનો વેપાર બને તેટલો પોતા હસ્તક લેવાનો આશય આ સઘળી કંપનીઓનો હતો. તેને લઈને તેમની વચ્ચે તીવ્ર સ્પર્ધા અને વિરોધ ઉદ્ભવ્યો અને ઈર્ષ્યાના બળ્યા એકબીજાને છૂંદી નાખવા તેઓએ કાવાદાવા અને લડાઈઓ કરવા માંડી. તેમાં પ્રથમ પોર્ટુગીઝોને સખત ફટકો ડચોના હાથે લાગ્યો હતો.

પોર્ટુગીઝો એકલા વેપારથી સંતોષ માની બેઠા નહોતા. તેમણે વળી હિન્દી પ્રજાને ક્રિશ્ચિયન કરવાની પ્રવૃત્તિ આરંભી હતી અને એ ધર્માંધતાના કારણે તેમના તરફથી જુલ્મ પણ ખૂબ થયો હતો. એક વેપારી તરીકે પણ તેમણે સારી છાપ બેસાડી નહોતી, તેથી પ્રજા તેમનાથી અસંતુષ્ટ હતી અને સન ૧૫૮૦ મા સ્પેને બળજોરીથી પોર્ટુગલને તેના મુલ્ક ભેગો જોડી દેતાં એ સત્તા નબળી પડી ગઈ હતી.

ડચ અને અંગ્રેજ કંપનીઓ એમના માર્ગમાં આવી ઊભી રહી એ પોર્ટુગીઝોને કંટક સમાન થઈ પડ્યું; અને તેમનું કાસળ કાઢવા તેમણે કંઈ કંઈ પેરવીઓ કરવા માંડી અને એ હરીફોના વહાણો પર હુમલો કરવાનું સુદ્ધા તેઓ ચૂક્યા નહોતા.

આપણે પ્રથમ ઈસ્ટ ઇન્ડિયા કંપનીની પ્રવૃત્તિ જોઈએ. તેમની પહેલી બે સફરો પૂર્વના ટાપુઓ તરફ હતી. પહેલી સફરમાં તેમને સારી પ્રાપ્તિ થઈ હતી, પણ બીજી વખતે ડચ કંપનીએ સખ્ત વિરોધ કર્યો હતો એટલે ત્રીજી સફરમા તેઓ હિન્દ પ્રતિ વળ્યા અને સૂરત બંદરે ઊતર્યા. તેનો કેપ્ટન હોકિન્સ જહાંગીર બાદશાહને જઈ મળ્યો. નવાઈભરી ભેટસોગાત વગેરે નજરાણુ કરીને તેણે વેપાર સારુ કેટલાક હકક મેળવ્યા તેમ જ સૂરતમા વેપારી કોઠી નાખવાને પરવાનગી મેળવી. જહાંગીર તો મોજીલો બાદશાહ હતો. પોર્ટુગીઝોએ અંગ્રેજ વિરુદ્ધ કેટલુંક ભંભેર્યું એટલે તેણે પ્રથમનો હુકમ રદ કર્યો હતો, પણ જ્યારે સન ૧૬૧૨ માં કેપ્ટન બેસ્ટે સૂરતના બારા પાસે પોર્ટુગીઝોને દરિયાઈ લડાઈમાં હરાવ્યા અને પછીથી અંગ્રેજ એલચી તરીકે સર થોમસ રો દિલ્હી દરબારમાં જઈ

રહી, ત્યારે કેટલેક વખતે અંગ્રેજ વેપારી સારુ થોડીઘણી સગવડ મેળવવા તે શક્તિમાન થયો હતો. તે સગવડોમાં મુખ્ય મુગલ સામ્રાજ્યમાં વેપારનાં મુખ્ય સ્થળોએ કોઠીઓ નાખવાની, વેપાર અર્થે દેશમા પ્રવાસ કરવાની અને મુગલ દરબારમાં અંગ્રેજ એલચી રાખવાની શરતો હતી; પણ તે શરતોના કરાર પર સહીઓ થઈ નહોતી. એ સબંધી રિપોર્ટ કરતાં સર થોમસ રોએ ઇંગ્લેંડ લખ્યું હતુ કે,

"બાદશાહની મરજી એ જ કાયદો છે અને સઘળુ દરબારી કામ પૈસા વડે થાય છે;" અને વધુમા સૂચવ્યું હતું કે "ડચ અને પોર્ટુગીઝોની પેઠે વેપારના ભેગી યુદ્ધ કરવાની રીતિનીતિ ઇચ્છવાયોગ્ય નથી, કેમકે તેમાં જ વેપારનો બધો નફો તણાઈ જાય છે"

અને અંગ્રેજોએ એ જ વેપારી રાજનીતિ અખ્તયાર કરી ફરી હતી એમ છત્રપતિ શિવાજીને જે ઉત્તર તેમણે આપ્યો હતો તે પરથી માલૂમ પડે છે.

મુગલ બાદશાહોને તેઓ જેમ નજરાણુ કરતા તેમ શિવાજીના રાજ્યાભિષેક વખતે અભિનંદન આપી તેમને પણ ભેટ ધરી હતી; અને શિવાજી અને અંગ્રેજ કંપની વચ્ચે એખલાસભર્યો સબંધ જળવાઈ રહે તે સારુ તે પછી જે કરાર કર્યો, તેની શરતો નીચે મુજબ હતી :

(૧) રાજાપુર આગળ થયેલી નુકસાની શિવાજીએ અંગ્રેજોને ભરી આપવી.
(૨) રાજાપુર, દાભોલ, ચૌલ, કલ્યાણ વગેરે સ્થળોએ વેપારી કોઠી નાંખવા અંગ્રેજ વેપારીઓને રજા આપવી.
(૩) શિવાજી મહારાજના તાબાના સઘળા મુલકમા અંગ્રેજો વેપાર કરે, માલનુ વેચાણ કે ખરીદી તેમને વાજબી લાગે તે દરે કરે.
(૪) અંગ્રેજના માલ પર અઢી ટકા જકાત લેવી.
(૫) એકબીજાનુ નાણુ માન્ય રાખવું.
(૬) એકબીજાના લીધેલાં વહાણુ પાછાં આપવા

છેવટે, શિવાજી મહારાજે અંગ્રેજોને જંજીરાના સિદીઓની વિરુદ્ધ મદદ કરવાનું સૂચવ્યુ ત્યારે ખૂબીબંધ જવાબ આપીને તેમનો ડેપ્યુટી ગવર્નર આન્જિયર છૂટી પડચો હતો કે, "અમે તો વેપારી! અમારે યુદ્ધની ભાંજગડ શી? અમારા બચાવ સિવાય યુદ્ધમાં ઊતરવાની અમારી ઇચ્છા જ નહિ."×

× જુઓ "મરાઠે વ અંગ્રેજ," કેલકરકૃત, પૃ ૨૩.

અગાઉ આપણે જોઈ ગયા છીએ કે અંગ્રેજોને આગળ વધતા ખાળવામાં પોર્ટુગીઝો ફાવ્યા નહોતા; તેમના પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા હતા; પણ ડચ સાથે બાથ ભીડવામાં તો તેમની પાયમાલી જ થઈ હતી. ડચોએ તો પૂર્વના ટાપુઓ—સુમાત્રા, જાવા, મલાક્કા વગેરે—કબજે કરી, એ ભાગમાંથી પોર્ટુગીઝોને હાંકી મૂક્યા; એટલુ જ નહિ, પણ તેઓ તેના માલિક થઈ બેઠા હતા અને જ્યારે અગ્રેજો ત્યાં ગયા ત્યારે તેમને પણ હંફાવીને તેમણે દૂર કર્યા હતા.

ડચ અને પોર્ટુગાલ વચ્ચે પ્રથમથી જ દુશ્મનાવટ હતી, અને ઉપર્યુક્ત ટાપુઓ પોર્ટુગીઝ પાસેથી પડાવી લેવામાં વેપાર એકહથ્થુ કરવા ઉપરાંત વેર વાળવાની વૃત્તિ, એ પણ એક કારણ હતું. પણ અંગ્રેજો સાથે તેમને સારાસારી હતી, તોપણ તેમના વેપારમાં એ લોકો ભાગ પડાવે એ તેમને રુચતું નહોતુ. અને તેથી બીજી સફર વખતે અંગ્રેજોને તેમણે કનડગત કરી હતી, છતાં અંગ્રેજોએ એ ભાગમાં પગપેસારો કરવાનુ ચાલુ રાખ્યું હતું. પણ સન ૧૬૨૩ માં એમ્બોયનામાં અગ્રેજોની કતલ થઈ ત્યારથી તે ભાગને તજી દઈ ને હિન્દ પ્રતિ તેઓએ લક્ષ આપવા માંડ્યું હતુ.

ઉપર વર્ણવેલી યુરોપની ત્રણ પ્રજાઓની પેઠે ફ્રેન્ચો પણ પૂર્વના દેશો સાથે વેપાર કરવાને પ્રવૃત્ત થયા હતા, પણ તેઓ મોડા જાગ્યા હતા, અને તેમની એ પ્રવૃત્તિનું બળ મુખ્યત્વે રાજ્યાશ્રય પર હતુ એટલે તેનો વેગ અનિયમિત, વધતોઓછો રહેતો હતો; તેમાં તેમનુ ઝાઝું જોર પણ જણાતું નહોતું અને યુરોપમાં તેઓ માહોમાંહે લડતા તેના પડઘા અહીં પણ પડતા હતા આ બધી વિગતોમા આપણે નહિ જઈએ, કેમકે આપણા વિષય સાથે તેને ઝાઝો સંબંધ નથી. માત્ર એટલું જ અહીં જણાવીશું કે સન ૧૭૪૦ પછી ફ્રેન્ચો યુરોપમાં જાગેલી ઑસ્ટ્રિયાના ગાદીવારસની લડાઈના કારણે હિન્દમા પ[ણ] અગ્રેજ વિરુદ્ધ પ્રવૃત્ત થઈ ને હિન્દના રાજાઓની તકરારમા તે દરેક જ[ણ] એક કે બીજા પક્ષના પક્ષકાર બન્યા અને પરસ્પર લડવા લાગ્યા; ત્યાર[થી] હિન્દુસ્તાનના ઇતિહાસમા આ નવું અને બહારનું તત્ત્વ દાખલ થવા માંડ્યું; જેમાંથી સરવાળે અંગ્રેજો સર્વોપરિ નીવડી દેશના રાજ્યકર્તા થયા. આ બનાવો વિષે વિવેચન કરતાં એક લેખકે ખરું જ કહ્યું છે કે—

"From simple traders the Europeans now began to be regarded by the rulers of the South,

and then of the North, as powers, whose alliance and assistance, were worth gaining.'"

દિલ્હીની મધ્યસ્થ મોગલ શહેનશાહત નબળી પડતા તેના જુદા જુદા પ્રાન્તોના હાકેમો સ્વતંત્ર થઈ બેઠા હતા અને મોગલ સત્તા સામે ટક્કર લેનાર મરાઠાઓ પણ મજબૂત બની મોગલોનું આધિપત્ય પ્રાપ્ત કરવા ઉત્સુક બન્યા અને જે તે પ્રદેશ પર ચડાઈ લઈ જઈને ચોથ અને સરદેશ-મુખીનો લાગો ઉઘરાવતા હતા.

મરાઠાઓની આ ચડાઈઓથી દક્ષિણનાં મુસ્લિમ રાજ્યો નબળાં પડ્યાં હતાં અને તેઓએ ગાદીવારસના હક્ક સારુ પરસ્પર લડીને તેમની સ્થિતિ કઢંગી કરી મૂકી હતી

આ સંજોગોમા દક્ષિણમાં અંગ્રેજ અને ફ્રેંચનો સામસામો ભેટો થયો. યુરોપમાં તેમના વચ્ચે વિગ્રહ ચાલુ હતો, તેનુ વેર વાળવામાં અહીં પણ તેઓ તક શોધવા મંડ્યા. કર્ણાટકના નવાબ ચંદા સાહેબનો પક્ષ ફ્રેન્ચે લીધો, તો મહમદઅલીના હિમાયતી અંગ્રેજો થયા. નિઝામની ગાદીના સબંધમાં પણ તેઓ બને એકબીજાના હરીફોની કુમકે ઊભા રહ્યા હતા.

આરંભમાં જે લડાઈઓ થઈ તેમાં ફ્રેન્ચ સરદાર ડુપ્લેનો વિજય થયો. તેની ઇચ્છાનુસાર સઘળો વહીવટ થયો હોત તો ફ્રેન્ચ સત્તા દક્ષિણમાં જામત પણ ખરી, પણ ફ્રેન્ચ અમલદારોના માંહોમાંહેના વિરોધ અને મત-ભેદથી તેઓ એ વિજયનો લાભ લઈ શક્યા નહિ. પછી તેમના વચ્ચે કેટ-લોક સમય સુધી પ્રસંગોપાત્ત લડાઈઓ થયા કરી હતી; પણ આખરે ફ્રેન્ચોનો તેમા પરાભવ થયો હતો તેનું કારણ ફ્રેન્ચ સરદારો બુદ્ધિશાળી કે બાહોશ નહોતા એ નહોતું, પણ ઉપર જણાવ્યું તેમ તેમનામા સંપનો અભાવ અને નાણાની મુસ્કેલી એ મુખ્યત્વે હતું.

આ ફ્રેન્ચ કંપનીનો વહીવટ રાજ્યના પ્રધાનો હસ્તક હતો, તેથી યુરોપમાં ફેરફારી થતાં તે પ્રમાણે સ્થાનિક પરિસ્થિતિનો પૂરતો વિચાર કર્યા વિના હિન્દુસ્તાનમા વર્તવા તેમના હાકેમોને તેઓ હુકમ કરતા. તેથી

' જુઓ "Text Book of Modern Indian History," Vol. I, by Sarkar & Datta, p. 75

પણ બહુ ગૂંચવણ ઊભી થતી હતી; અને વધુમાં અંગ્રેજોના દરિયાઈ બળ સામે ટકી રહેવાનું એમનામાં સામર્થ્ય પણ નહોતું.

પરંતુ આ દક્ષિણની લડાઈઓમાંથી તેઓ એક પાઠ એ શીખ્યા કે હિન્દુસ્તાનના રાજકારણમાં ઝંપલાવવું એ હિતાવહ છે.

એવી તક અંગ્રેજોને ટૂંક સમયમાં તે પછી સાંપડી હતી.

બંગાળાના નવાબ સિરાજુદ્દૌલાએ કલકત્તાના અગ્રેજ વેપારીઓએ તેના હુકમનો અનાદર કર્યાથી તેમને અંધારી કોટડીમાં પૂર્યા હતા, જેમાંથી ઘણા કસોતે મૃત્યુ પામ્યા હતા.* આ સમાચાર મદ્રાસ પહોંચતાં જબરી ઉશ્કેરણી થઈ અને તાબડતોબ કેટલાંક વહાણો લશ્કરસહિત ક્લાઇવની સરદારી નીચે રવાના કરવામાં આવ્યાં અને તેમણે તરત કલકત્તા કબજે કર્યું. તે પછી નવાબે અગ્રેજો સાથે સંધિ કરી ખરી, પણ આખા પ્રાંતમાં એવી વિષમ સ્થિતિ પ્રવર્તી રહી હતી કે એ સુલેહ લાંબો સમય નભી નહિ. સિરાજુદ્દૌલાના દુશ્મનો ઘણા હતા અને તે સૌ કોઈ પોતાનો સ્વાર્થ શોધતા હતા. આ સંજોગોમાં નવાબના હરીફ તરીકે કંપનીએ મીરજાફરને ઊભો કર્યો અને કંપની સાથેના કરારની શરતોનો સિરાજુદ્દૌલા ભંગ કરે છે એવો આક્ષેપ મૂકી, ક્લાઇવ તેની સામે લશ્કર લઈને નીકળી પડ્યો. પ્લાસીના મેદાનમાં તેમનો ભેટો થયો. પોતાને દગાનો ભોગ થઈ પડેલો અને નિરાધાર જોઈને નવાબ રણક્ષેત્રમાથી નાઠો. જ્યાં ગયો ત્યાં તેને દ્રોહ જ જણાયો. અંતમાં તેનું ખૂન થયું હતું.

નવાબ સામે તાત્કાલિક લડાઈનાં પગલાં ભરવામાં, ફ્રેન્ચો તેની કુમકે જઈ ન ચઢે એ પણ ક્લાઇવને એક કારણ હતું. અને એ વખતે જ એણે ડચ અને ફ્રેન્ચોને બગાળામાં જબરી શિકસ્ત આપી અંગ્રેજોના એ પુરાણા હરીફોને કાયમના દબાવી દીધા હતા.

ક્લાઇવે પ્રાપ્ત કર્યો. એ હક્કની રૂએ કંપનીને મહેસૂલ ઉઘરાવવાનો અને સામાન્ય ન્યાય (civil) ચૂકવવાનો અધિકાર મળ્યો; અને ઉક્ત બનાવની ૭ માસ પૂર્વે નવાબ પાસેથી લશ્કરી અને ફોજદારી સત્તા તેણે મેળવી હતી. એ રીતે અંગ્રેજો એક વેપારી પેઢી મટીને રાજકર્તાની પદવીએ પહોંચ્યા હતા. (It was no longer merely a "trading body" but was elevated to the position of a "ruling power.")

આ કંપનીના નોકરોને બહુ ઓછો પગાર મળતો હતો, પણ તેમને ખાનગી વેપાર કરવાની છૂટ હતી અને તેઓ હવે સત્તાધીશ થઈ બેસવાથી તેમના પર કોઈ અંકુશ રહ્યો નહિ, તેથી તેઓ જેમ ફાવે તેમ પૈસા પ્રાપ્ત કરવા મંડયા.

મીરજાફરને નવાબનું પદ આપવામાં કંપનીના અધિકારીઓએ, ક્લાઇવે સુદ્ધાં, પુષ્કળ પૈસા પડાવ્યા હતા અને અમીચંદ સાથે ક્લાઇવે રચેલી ફરેબ બહુ ચર્ચાયેલી છે. બેહદ પૈસા પ્રાપ્ત થતા આ નોકરો અહીં તેમ ઇગ્લેન્ડ જઈને નવાબોની પેઠે વર્તવા મંડયા હતા, તેથી તેઓ ત્યાંની પ્રજાની આંખમાં આવ્યા હતા વળી દક્ષિણમાં ફ્રેન્ચો સાથે લડાઈઓમાં કંપનીને પુષ્કળ ખર્ચ થયું હતું. બંગાળાની પ્રજા આ ચૂસણરીતિને લઈને નિર્ધન બની હતી; વચગાળામા દુકાળ પડતા તેમની માઠી દશા થઈ હતી અને તે માટે કંપની જ જવાબદાર હતી. બીજાઓએ તે વિષે સખ્ત શબ્દોમાં કંપનીના નોકરોની ઝાટકણી કાઢેલી છે. વખતે કોઈને તે વધુ પડતી લાગે, પણ બીજી વખતે સન ૧૭૬૫ માં પ્રમુખ તરીકે હિંદમા પાછા આવતાં અહીંની વસ્તુસ્થિતિ નિહાળીને જે શબ્દો ક્લાઇવે ઇંગ્લેંડ લખી મોકલ્યા હતા તેમાં શંકા લેવા કોઈને કારણ મળશે નહિ.

"I found your affairs," he wrote to the Directors, "in a condition so nearly desperate as would have alarmed any set of men, whose sense of honour had not been estranged by the too eager pursuit of their own immediate advantage.........Their deeds made the name of the English stink in the nostrils of a Hindu or Mussalman."×

× જુઓ "The English in India" by Marriott, p. 66

બંગાળાની પ્રજા આમ બેહાલ બની હતી; અને કંપનીના નોકરો માતબર બની, સ્વચ્છંદી થયા હતા, તેની સાથે કંપનીની આર્થિક સ્થિતિ મૂંઝવણભરી થઈ પડતાં કંપનીના ડાયરેક્ટરોને નાણાંની મદદ માટે પાર્લામેન્ટ પાસે જવાની જરૂર પડી.+

પાર્લામેન્ટ કંપનીનું કામકાજ બારીકાઈથી નિહાળી રહી હતી; તે માટે એક તપાસ સમિતિ પણ તેણે નીમી હતી અને તેના પરિણામે કંપનીની નફાની વહેંચણી પર અંકુશ મુકાઈને પ્રતિવર્ષ ઇંગ્લેંડની તિજોરીને તેણે ૪૦૦૦૦૦ પૌંડ આપવાનું ઠર્યું હતું. ઉપર જણાવ્યા પ્રમાણે કંપનીએ પાર્લામેન્ટને આર્થિક સહાયતા આપવા માટે અરજ કરતાં તેણે ફરી કેટલીક નાણાવિષયક શરતોની બાંધણી કરી અને વધુમાં રેગ્યુલેટિંગ એક્ટ પસાર કરીને કંપનીની સત્તા પર પાર્લામેન્ટનું સ્વામિત્વ સ્થાપ્યું હતું.

સન ૧૭૭૩ માં સદરહુ રેગ્યુલેટિંગ એક્ટ પસાર થતાં હિન્દુસ્તાનના પહેલા ગવર્નર જનરલ તરીકે વોરન હેસ્ટિંગ્સને મોકલવામાં આવ્યો હતો, પણ તેના અમલ સારુ જે ચાર સભ્યોની કાઉન્સિલ નીમવામાં આવી હતી તેમાંના બે સભ્યોએ હેસ્ટિંગ્સની વિરુદ્ધ પડી જે ગૂંચવાડો ઊભો કર્યો હતો એ બીના સારી રીતે જાણીતી છે. વળી કંપનીની સત્તા દૃઢ અને મજબૂત કરવા જતા હેસ્ટિંગ્સ સામે સ્વેચ્છાનુસાર વર્તીને પૈસા પડાવવાના અને જુલ્મ કરવાના આક્ષેપો, નંદકુમાર, ઔધની બેગમો, બનારસના મોતીસિંહ વગેરે તરફથી કરવામાં આવ્યા હતા; તેને ઉપર્યુક્ત કાઉન્સિલના વિરોધી સભાસદોની સહાનુભૂતિ હતી અને તે પરથી પાર્લામેન્ટમાં હેસ્ટિંગ્સના વહીવટની તપાસ કરવા જે કમિટી નિમાઈ હતી તે ઇતિહાસપ્રસિદ્ધ છે. કલાઇવ અને હેસ્ટિંગ્સે હિન્દમાં અંગ્રેજ સત્તાના પાયા નાખ્યા એ સાચું છે, પણ તેમનાં કેટલાંક કૃત્યોનો બચાવ થઈ શકે એમ નથી. હેસ્ટિંગ્સનાં ઉપર્યુક્ત કૃત્યો વિષે અભિપ્રાય દર્શાવતા સર આલ્ફ્રેડ લાયલ વાજબી અભિપ્રાય ઉચ્ચારે છે કે,

---

+સરખાવો "This state of things and the enormous fortunes which the Nabobs (the servants of the Company) wereta king home drew attention of the public and the intervention of the Parliament."

(*Text Book of Modern Indian History, p 133.*)

"One final line of defence should be noticed, namely that the political position in India was so serious as to justify almost any means of obtaining money; and that Hastings made, and rightly made, expediency the sole criterion here. Then it can only be said that, moral considerations apart, the whole proceeding was a sorry failure; and, if utility is the sole test, the Governor General's action stands condemned."*

પ્રસ્તુત વિગતો આપણા પ્રાન્તના ઇતિહાસ માટે ઉપયોગી નથી. પણ તેનો ઉલ્લેખ કરવાનો આશય, સન ૧૭૪૨ પછી દક્ષિણમા હિન્દી રાજ્યોની લડાઈમાં ઊતર્યા પછી, તેમ અગ્રેજ અને ફ્રેન્ચો વચ્ચેની સ્પર્ધાને લઈને ઈસ્ટ ઇન્ડિયા કંપની ધીમે ધીમે માત્ર વેપારી મંડળ મટીને રાજકારણમાં કેમ માથું મારવા લાગી અને તેમાંથી તેણે રાજસત્તા કેવી રીતે મેળવી તે બતાવવા પૂરતો છે.

સન ૧૭૫૭ માં પ્લાસીના વિજયે તેમને ઉત્તેજ્યા અને સન ૧૭૬૫માં બંગાળાની દીવાની મળતા તેઓ સત્તાધિકારી થઈ બેઠા. પણ તે સમયે દેશમા મરાઠાઓનું જબરું પ્રાબલ્ય હતુ. તેમની હાકલ ચોતરફ સંભળાતી અને અગ્રેજો પર પણ તેમની શેહ પડતી; અને તેઓ મરાઠાઓની વિરુદ્ધ કાંઈ પગલું ભરતાં પૂર્વે ખૂબ વિચાર કરતા હના.

પરંતુ સન ૧૭૬૧ મા મરાઠા અને અફઘાનો વચ્ચે પાણીપતનું યુદ્ધ થયું, અને અબદલીના હસ્તે સદાશિવરાવ ભાઉએ સખ્ત હાર ખાધી, ત્યારથી મરાઠી સત્તાને સખ્ત ફટકો પડ્યો હતો, પરંતુ મહાદજી સિધિયા અને નાના ફડનવીસ જેવા સમર્થ સરદાર અને મુત્સદ્દી વીર નરો હયાત હતા ત્યાં સુધી તે સત્તા ટટાર રહી શકી હતી.

દરમિયાન અગ્રેજો તેમને મળતી તકોનો લાભ લેવાનું ચૂકતા નહિ, અને પોતાનો પગદંડો સ્થિર અને મજબૂત કર્યે જતા હતા.

* જુઓ "A History of British India" by P. E. Roberts, p. 207.

ગુજરાતમાં દુભક્ષ્યુ (dual) રાજ્ય ચાલતું હતું : એક ગાયકવાડનું અને બીજું પેશ્વાનું. વળી ગાયકવાડ પેશ્વાના માંડલિક હતા અને તેણે અંગ્રેજોનો પહેલેથી આશ્રય લીધો હતો.

પેશ્વા અને ગાયકવાડ વચ્ચે લાંબા સમયથી ચાલતી આવતી નાણા-સંબધી તકરાર પતાવવા ગંગાધર શાસ્ત્રીને, અંગ્રેજોની બાહેધરીથી, પૂના મોકલવામાં આવ્યા હતા અને પંઢરપુરમાં તેનુ ખૂન થયું હતું. ત્યાર બાદ પોતાની ગયેલી સત્તા પુનઃ પ્રાપ્ત કરવા બાજીરાવ બીજાએ જે ઉધામો કર્યો તેમાં તેની હાર થઈ અને સન ૧૮૧૮ માં અંગ્રેજોએ પેશ્વાઈ હસ્તગત ગત કરી; અને એ પદે આવતાં આખા પ્રાંત પર તેમનુ સ્વામિત્વ સ્થપાયું, એ આપણે પૂર્વે જોયુ છે.

હવે આપણે ઈસ્ટ ઇંડિયા કંપનીની સ્થિતિ તપાસીએ. ઈસ્ટ ઇન્ડિયા કંપની, જેણે હિન્દુસ્તાનમા રાજસત્તા સ્થાપવા પ્રયત્ન કર્યા હતા, તેની સત્તા પર સન ૧૭૭૩નો રેગ્યુલેટિંગ એકટ પાસ થયો ત્યારથી કાપ મુકાયો હતો; અને સન ૧૭૮૪ માં પિટનો ઇન્ડિયા એકટ મંજૂર થતા એ કંપનીની સત્તા બ્રિટિશ પાર્લામેન્ટના હાથ નીચે મુકાઈ હતી.*

તદુપરાંત કંપનીનો ચાર્ટર દર વીસ વર્ષે ફરી મંજૂરી માટે પાર્લામેન્ટમા રજૂ કરવામાં આવતો તે વખતે પણ ચર્ચા થઈને કંપનીના અધિકાર અને હક્ક ઓછા થતા જતા હતા.

સન ૧૭૯૩માં ચાર્ટર એકટ પાસ કરવામા આવ્યો તેમાં મહત્ત્વના ફેરફાર કે સુધારા કરવામા આવ્યા નહોતા; ફક્ત અગાઉ જે કાયદા પસાર થયેલ તેને વ્યવસ્થિત કરવામાં આવ્યા હતા.

સન ૧૮૧૩ માં ત્રણ ઇલાકાની કાઉન્સિલોને વધારાની સત્તા બક્ષવામાં આવી હતી, પણ તેથી ઘણો ગૂંચવાડો થવા પામ્યો હતો.

"The legal and judicial system of the country now, rested on no less than five bodies of statute law, besides having to pay heed also to the English Common law, Hindu and Mohammedan law and usage, charters, and letters patent, regulations autho-

* જુઓ, ઇલ્બર્ટ ગવર્મેન્ટ ઓફ ઇન્ડિયા એકટ, પ્રસ્તાવના, પૃ. ૬૫.

rized by statute or deriving their validity either from the Company's general powers of government or from their acquired rights as successors to native governments, circular orders of courts, and treaties made by the Crown or the Indian Government.'

"Neither judges nor suitors knew where they stood "*

સન ૧૮૧૩ મા કંપનીનો હિન્દી વેપારનો એકહથ્થુ ઇજારો લઈ લેવામાં આવ્યો હતો અને સન ૧૮૩૩ નો ચાર્ટર પસાર કરતી વખતે તેના ચીન સાથેના વેપારની પણ બધી કરવામા આવી હતી +

વધુમા કંપનીની નોકરીમાં રંગ, વર્ણ કે ધર્મના ભેદ વિના બ્રિટિશ પ્રજાની પેઠે હિન્દીને રાખવાનો સિદ્ધાંત તે સમયે સ્થાપિત થયો હતો, તેમ હિન્દીઓની કેળવણી સારુ રૂપિયા એક લાખ ઉપજમાંથી જુદા કાઢવાનો નિર્ણય થયો હતો.

છેલ્લો ચાર્ટર એક્ટ સન ૧૮૫૩ માં પસાર થયો, તેમાં એક મહત્ત્વનો ફેરફાર એ કરવામા આવ્યો હતો કે પાર્લામેન્ટ બીજી સૂચના આપે નહિ ત્યાં સુધી તાજના ટ્રસ્ટી તરીકે કંપનીના હસ્તક હિન્દનો મુલ્ક રહે ×

ધીમો પણ વ્યવસ્થિત રીતે અને બંધારણપૂર્વક કંપની સરકારનો વહીવટ થયે જતો હતો, એવામા પ્લાસીના યુદ્ધ પછી એક સો વર્ષે, ઉત્તર હિન્દુસ્તાનમા સિપાઈઓનો બળવો ફાટી નીકળ્યો હતો, પણ ગુજરાતમાં તેની અસર જણાઈ નહોતી

*Marriott's The English in India, p. 216

" Ideas of Reform and Free Trade were every where triumphant, and Huskisson himself led the attack upon the Company. It was not even permitted to compete in the China trade on level terms with private traders but was forced to divest itself of its commercial character altogeteer..."

+ "A History of British India" by P. E. Roberts, p. 306.

× જુઓ, ઇલ્બર્ટ ગવર્મેન્ટ ઓફ ઇન્ડિયા એક્ટ, પ્રસ્તાવના, પૃ. ૯૩.

એ બનાવ બન્યા પછી સન ૧૮૫૮ માં બ્રિટિશ પાર્લામેન્ટે હિન્દુસ્તાનનાં રાજતંત્ર અને વહીવટમાં જે બેવડી સત્તા પ્રવર્તતી હતી તે દૂર કરીને હિન્દનું રાજતંત્ર તાજને સુપરત કરવા ગવર્મેન્ટ ઓફ ઇન્ડિયા એક્ટ પાસ કર્યો હતો, અને એ અવસરે મહારાણી વિક્ટોરિયાએ ઢંઢેરો બહાર પાડયો હતો, તે એક ઐતિહાસિક દસ્તાવેજ હોઈને તેને પરિશિષ્ટ તરીકે આપ્યો છે.

## પરિશિષ્ટ ૩

# જાહેરનામું

વિક્ટોરિયા—ઈશ્વરની કૃપાથી ગ્રેટબ્રિટન તથા આયરલંડ આ સંયુક્ત રાજની તથા એ રાજના તાબામાં યુરોપ, એશિયા, આફ્રિકા, અમેરિકા અને આસ્ત્રેલેશિયા આ ખંડો મધ્યે જે વસાહતી, તથા ઉપરાજ્યો છે તે સર્વની મલિકા માઆઝમા તથા ધર્મસંરક્ષક.

આજ સુધી હિંદુસ્તાન માહેના મુલકનો રાજકારભાર હમારી વતે આનરબલ ઈસ્ટ ઇન્ડિયા કંપની ચલાવતી હતી તે પોતે જ ચલાવવો એવું કેટલાએક મહત્ત્વનાં કારણોથી પાર્લમેન્ટ સભામા એકઠા થએલા સ્પિરિચ્યુઅલ, તથા ટેમપરલ લાર્ડ અને કામનની સલાથી, તથા અનુમતથી ઠરાવ્યું છે.

હવે આ જાહેરનામાથી જણાવીએ છીએ, તથા પ્રસિદ્ધ કરીએ છીએ કે, ઉપર લખ્યા પ્રમાણે સલા, તથા અનુમત લેઇ એ સદહુ રાજકારભાર હમોએ હમારા હાથમાં લીધો છે. અને સદહું મુલક માહેની હમારી સર્વ રૈયતને ફરમાવીએ છીએ કે હમારી સાથે, તથા હમારા વારસોની સાથે, અને હમારા જાયનિશીનો સાથે તમોએ ઇમાનની તથા ખરેખર પ્રજા ધર્મ પ્રમાણે ચાલવું; અને આજ પછી સદહું મુલકનો રાજકારભાર હમારે નામે, તથા હમારી તરફની ચલાવવા સારૂ જે જે વખતે જેની જેની નેમણુંક હમો કરીએ તે તે અધિકારીઓનો હુકમ તમોએ માનતા જવું.

હમો હમારા ઘણા વિશ્વાસુ અને ઘણા પ્યારા મંત્રી નવાબ ચાર્લ્મ જાન વૈકૌંટ કયાંનિંગ સાહેબના ઇમાન, તથા યોગ્યતા, તથા શાહાણપણ ઉપર પૂરો વિશ્વાસ, અને ભરોસો રાખીને તેઓને એટલે સદરહુ વૈકૌંટ કયાંનિંગ સાહેબને સદહું મુલકમાં હમારા પેહેલા વૈસરાય, તથા ગવરનર જનરલ ઠરાવીએ છીએ, તથા નેમીએ છીએ; અને હમારા નામે સદહું મુલકનો

રાજકારભાર ચલાવવાને, તેમજ એક મુખ્ય સ્ટેટ સેક્રેટરીની મારફતે જે જે હુકમ, તથા કાયદા તેઓને વખતે વખતે હમારે તાંહાંથી પોહોચે તે પ્રમાણે હરકોઈ બાબતમા હમારે નામે, તથા હમારી તરફથી વહીવટ કરવાનો તેઓને અધિકાર આપીએ છેએ.

આનરબલ ઈસ્ટ ઈન્ડિયા કંપનીએ હાલમાં જે જે મુલકી તથા લશ્કરી કામ ઉપર જે જે આસામીઓને નેમેલા છે તે સર્વને તે તે કામ ઉપર હમો કાયમ કરીએ છીએ. આગલ જેવી હમારી મરજી થશે, અને જે કાયદા, તથા કાનુન હમો ઠરાવશું તે પ્રમાણે ફેરફાર થશે.

હમો હિંદુસ્તાન માંહેના રાજા રજવાડાઓને જાહેર કરીએ છીએ કે તેઓની સાથે આનરબલ ઈસ્ટ ઇંડિયા કંપનીએ જે તહનામાં, તથા કરારનામાં કર્યા હશે અથવા જે સદહું કંપનીના હુકમથી થયાં હશે તે સર્વ હમારે કબુલ છે; અને હમો બરાબર પાલશું; તેજ પ્રમાણે રાજા રજવાડાઓએ પણ પોતપોતાની તરફથી તે તહનામાં, તથા કરારનામાં પાલવાં જોઈએ.

હમારૂં જે હાલનું રાજ છે તે વધારવાની હમોને મુદ્દલ ઇચ્છા નથી. હમારાં રાજને, તથા રાજાધિકારને, ધક્કો પોહોંચાડવાને કોઈ યત્ન કરશે તો હમો તેને સજા કરયા વગર રહેશું નહી; અને તેજ પ્રમાણે બીજાના મુલકને, તથા હકને ધક્કો પોહોંચે એવી વાત હમો કદી મંજુર કરશું નહીં. જે પ્રમાણે હમો હમારો અધિકાર, હમારો દરજ્જો અને હમારો મરતબો સંભાળી રાખીએ છેએ, તેજ પ્રમાણે હિંદુસ્તાન માંહેના રાજ રજવાડાઓનો અધિકાર, તથા દરજ્જો અને મરતબો હમો સંભાળી રાખીશું. રાજા રજવાડાઓની, તેમજ હમારી રૈયતની આબાદીની, તથા બઢતી થાય એવુ હમો ઇચ્છિએ છેએ; અને એ વાત દેશમાં સ્વસ્થતા, તથા સારા પ્રકારની રાજ્યવ્યવસ્થા હશે તો જ બનશે.

હમારી બીજી સર્વ રૈયત બાબત જે રાજધર્મ અવસ્ય હમો માનીએ છેએ, તેજ રાજધર્મ હિંદુસ્તાન માંહેના હમારા મુલકની રૈયત બાબત હમોએ પાલવા જોઈએ એવુ હમો સમજીએ છેએ; અને ઈશ્વરની કૃપાથી તે સર્વ વાસ્તવિક રીતે તથા અંતઃકરણથી પાલશું.

ખ્રિસ્તી ધર્મનાં ખરાપણા ઉપર હમારો પૂરો વિશ્વાસ છે, અને ધર્મના યોગથી જે સમાધાન થાય છે તે સાંભરીને હમો ઈશ્વરનો ઉપકાર માનીએ

છીએ, એવું છે તો પણ ધર્મ સંબંધી હમારા વિચાર છે તેનો હમારી રૈયત પાસે સ્વિકાર કરાવવા બાબત સખતી કરવાનો હમને અધિકાર નથી, તેમ તેવી ઇચ્છા પણ નથી. ધર્મ સંબંધી વિચારના, અથવા આચરણના સબબથી કોઈની તરફદારી થાય નહી, કોઈને ઈજા થાય નહિ, અને કોઈને દુઃખ થાય નહી, તેજ પ્રમાણે કાયદાનો આશ્રય સર્વને સમાન રીતે નિષ્પક્ષપણે મલે એવી હમારી આજ્ઞા છે. હમારા સર્વ અધિકારીઓને હમારી સખત તાકીદ છે કે હમારી રૈયતની ધર્મ સબંધી સમજણ, અથવા ભક્તિ વિશે તેઓએ કોઈ પ્રકારે હાથ ઘાલવો નહીં; ઘાલશે તો તેઓની ઉપર હમારી મોહોટી ગેર મરજી થશે.

વળી હમારી એવી આજ્ઞા છે કે હમારી રૈયતમાં જે કોઇ વિદ્યાએ કરીને તથા હુશીયારીએ કરીને, અને પ્રમાણીકપણે જે જે સરકારી કામો બરાબર ચલાવવાને લાયક હશે, તે તે કામો અનુકૂળ હશે તે પ્રમાણે હિકકત વગર તરફદારીએ તે લોકોને ન્યાય અથવા ધર્મ ઉપર નજર રાખ્યા વગર આપવા.

બાપદાદાથી ચાલતી આવેલી જમીન ઉપર હિંદુસ્થાનના લોકોનો પ્યાર છે ને હમોને માલમ છે, અને હમારા ધ્યાનમાં છે. સરકારનું વાજબી લેણું હશે તે લેઇને લોકોના જમીન બાબત જે જે હક હશે તે તે તેઓની પાસે સુરક્ષિત રાખવા, અને હરએક બાબતમાં કાયદા ઠરાવતી વખતે તથા તે અમલમાં લાવતી વખતે હિંદુસ્થાનમા જે પ્રાચીન હક, તથા વહિવટ, તથા રીવાજ ચાલતો આવ્યો હોય તે ઉપર યોગ્ય રીતે નજર રાખવી, એવી હમારી આજ્ઞા છે

રાજના લોભી માણસોએ પોતાના દેશના લોકોને ખોટું ખોટુ સમજાવીને ફસાવ્યા, અને દગો કરવાને પ્રવૃત્ત કીધા, એવાં તેઓનાં કામથી હિંદુસ્તાનના લોકોને ઈજા અને દુખ પ્રાપ્ત થયાં; તેણે કરીને હમને ઘણુ દુઃખ થયું છે. દંગો કરનારાઓનો પરાજય કરીને દગો બેસાડી દીધો, એ ઉપરથી હમારૂં સામર્થ્ય સર્વને જાહેર થયું છે; પણ સદહું પ્રમાણે ફસેલા લોકોમાથી જે પાછા યોગ્ય રીતે ચાલવા ઇચ્છે છે તેઓની ઉપર દયા કરીને તેઓના અપરાધની ક્ષમા કરવી, એવી હમારી મરજી છે.

વધારે ખુનરેજી ન થાય, તથા હિંદુસ્તાન માંહેના હમારા મુલકમાં સ્વસ્થતા વહેલી થાય એવા ઇરાદાથી એક પ્રાંતમાં તો, હમારા વૈસરાય, તથા ગવ

જનરલે, આગલ જે દુઃખદાયક દંગા થયા તેમાં જે લોકોએ સરકારની વિરુદ્ધ ગુન્હા કીધા તેમાંના ઘણાખરા લોકોને, કેટલીએક સરતથી ગુન્હાની માફી થશે, એવી આશા દેખાડી છે અને જેઓના ગુન્હા માફ કરવા લાયક નહીં હશે તેવા ગુન્હેગારોને શી શી સજા થશે તે પણ તેઓએ ઠરાવ્યું છે. સદરહુ તજવીજ હમારા વૈસરાય, અને ગવરનર જનરલે કરી તે હમારે કબુલ મંજુર છે અને એ શિવાય વલી હમો જાહેર કરીએ છૈએ તે હેઠલ મુજબ:—

અંગરેજ સરકારની રૈયતનાં ખુન કરવામાં પ્રત્યક્ષ સંબંધ રાખવાની જેની ઉપર સાબીતી થઈ હોય, અથવા થાય તે ગુન્હેગારો ઉપર દયા કરવી તે ન્યાય વિરુદ્ધ પણ તે શિવાય બાકીના સઘલા ગુન્હેગારો ઉપર દયા કરવામાં આવશે.

ખૂની ગુન્હેગારોને જે લોકોએ જાણી જોઈને આશ્રય આપ્યો હશે, અથવા જેઓ દંગો કરવાને આગેવાન, અથવા પ્રવર્ત્તક થયા હશે તેઓને જીવનદાન શિવાય બીજો કંઇ દિલાસો દેવાતો નથી. પણ એવા માણસો સરકારની સાથે બેઈમાન થવાને શા કારણથી પ્રવૃત્ત થયા તેનો પક્કો વિચાર તેઓની ઉપર સજા ઠરાવતી વખતે કરવામાં આવશે; અને મતલબી માણસે ખોટી વાત ઉઠાવી હોય તે છેક જ અવિચારથી ખરી માનીને જે લોકોએ ગુન્હા કિધા, એવું માલમ પડે, તે લોકો બાબત ઘણીજ રેહેમ રાખવામાં આવશે.

સદહુ માણસો શિવાય જે લોક દંગામાં હોય અને લડાઈ કરતા હોય તેઓ જો પોતપોતાને ઘેર પાછા આવીને સ્વસ્થપણે પોતપોતાનો કામ ધંધો કરવા માંડશે તો તેઓએ હમારી વિરુદ્ધ, હમારા રાજ વિરુદ્ધ અને હમારા દરજા વિરુદ્ધ કરેલા સઘળા ગુન્હા વીસરી જઈને, કંઈ સરત કરયા વગર તેઓને માફી, તથા ક્ષમા મળશે, એવો હમો આ જાહેરનામાથી દીલાસો આપીએ છૈએ.

ગુન્હાની માફી તથા મેહેરબાની કરવા બાબતના જે નિયમ ઉપર લખ્યા છે તે પ્રમાણે આવતા જાનેવારી મહીનાની ૧ લી તરીખ પેહેલાં જે ચાલશે તે સર્વેને માફીના, તથા મેહેરબાનીના સદહુ ઠરાવ લાગુ કરવા એવી હમારી આજ્ઞા છે.

ઇશ્વિરની કૃપાથી જ્યારે હિંદુસ્થાનમા સ્વસ્થતા થશે ત્યારે તે દેશના વેપાર ધંધાને ઉત્તેજન આપવું, લોકોપયોગી અને લોકોનાં કલ્યાણનાં કામોની

# ૧૫. કેટલીક અમાનુષી પ્રથાઓ

## (૧) દૂધપીતીનો ચાલ

પુત્રી જન્મ્યાના સમાચાર હિંદુ સંસારમાં મળતાં કુટુંબીજનો મોં કટાણું કરે છે. તે પ્રસંગ ઘરમાં હર્ષનું કારણ થઈ પડતો નથી, કેવળ ઉદાસીનતા સેવવામાં આવે છે. એ મનોદશાનું મુખ્ય કારણ, સ્ત્રીઓ પુરુષથી ઊતરતી છે એ નથી, કેમકે સુધરેલા દેશોમાં પણ સ્ત્રીઓએ હજી સુધી સમાનતા મેળવેલી નથી અને એ સ્થિતિમાં તેઓ સેંકડો વર્ષોથી, મુકાયેલી છે, પણ તે આપણા સામાજિક રીતીરિવાજને અને રૂઢિને વિશેષે કરીને આભારી છે.

આપણા સંસારમાં એક વહુનુ સ્થાન વિચારો. શી સ્થિતિ જુઓ છો? તેને વ્યક્તિત્વ હોય છે ખરું? ઘરમાં કજિયાકંકાસનો દોષ કોને માથે આરોપાય છે? દીકરી વહુમાં ભેદભાવ નજરે પડે છે ખરો? સૌની ટીકા, ઠપકો, આક્ષેપનું કેન્દ્ર કોઈ બન્યું હોય તો તે નવી આવેલી વહુ હોય છે. સાસુના મેણાં સાંભળવાનાં હોય જ, નણંદ પણ ભોજાઇને પજવવામા બાકી રાખે નહિ. જીવતા સુખનું ઠેકાણું નહિ તો પછી મરે તેને કોણ સંભારે? એ તે જાણે વહુ મૂઈ ને ઉંદરડી મૂઈ. તે પૂરી મરી ન હોય ત્યાર પહેલાં ધણીનું ફરી વેવિશાળ નક્કી થઈ જાય એ કેવી માણસાઈ? વહુ એકલીને સંતાપવામાં આવતી એટલું જ નહિ, પણ સંગાથે તેનાં માબાપ પણ ભંડાતાં; તેમની કનડગતનો પાર રહેતો નહોતો; પુત્રી પરણાવી એટલે તેના માબાપનું જીવન ઓશિયાળું થઈ પડ્યું. કેટલીક નાતોમાં છોકરીની સર્વ જરૂરિયાતો અને ઘરવખરો તેનાં પિયરિયાને પૂરો પાડવો પડે છે. એટલેથી શ્વસુરપક્ષ સંતોષ વાળીને બેસે તોય સારું, પણ નહિ, કંઈક વચકું પડતાં એક સ્ત્રી પર બીજી સ્ત્રી લાવવાની ધમકી તે આપે છે. અને એવા સંખ્યાબંધ દાખલાઓ આપી શકાય, જેમાં બ્રાહ્મણ જેવી ઊંચી કોમમાં, નજીવા કારણસર એક પર બીજી સ્ત્રી આણવામાં આવેલી છે.[1]

---

[1] અત્યારે એકપત્નીત્વનો કાયદો અમલમાં છે.

આપણા હિન્દુ સંસારમાં આ પ્રમાણે એક પુત્રીનું જીવન વહુ તરીકે ક્લેશમય અને દુઃખી થઈ પડે છે અને તેનાં માબાપને પણ તે નિમિત્ત ઓશિયાળા રહીને ઘણું શોષવું પડે છે. સાસુવહુની લડાઈઓ, નણંદ-ભોજાઈના કજિયા, દેરાણી–જેઠાણીના કલહો, જમાઈના રિસામણા-મનામણાં —એ સઘળુ આપણને એટલુ બધું જાણીતું છે કે તે વિષે વિવરણની જરૂર જ ન હોય.

આ વીસમી સદીમાં અને તે વળી શિક્ષિતવર્ગમાં એવાં ઘરો જોવામાં આવશે કે જયાં વહુને હજી તેનું યોગ્ય સ્થાન અપાતું નથી અને તેનાં માબાપની સતાવણી એક વા બીજા કારણે ચાલુ થયા કરે છે; એ સ્થિતિમાંથી આપણે હજી મુક્ત થયા નથી; તો પછી ઓગણીસમી સદી અને તેની પૂર્વેના જમાનાની વાત જ શી કરવી!

આવી સમાજસ્થિતિમાં અજ્ઞાન અને વહેમનું સામ્રાજ્ય પ્રવર્તતું હતું. રૂઢિ એ જ એક ધર્મશાસ્ત્ર હતુ. ત્યારે એક પુત્રીનો જન્મ અળખામણો થઈ પડે, એક શાપરૂપ લાગે એ સમજી શકાય એવી બીના છે; અને સ્વમાન ધરાવતા, તેમાં ખાસ સત્તાધારી રાજવંશો પોતે ઊતરતી પંક્તિમા ન મુકાય તે સારુ તેમની છોકરીને જન્મથી જ દૂધપીતી કરે એમાં મનુષ્ય-સ્વભાવનુ સ્વાર્થી અને અધમ વલણ નજરે પડે છે.

એ રિવાજ ક્યારે દાખલ થવા પામ્યો તેનો ઇતિહાસ આપણા જાણ-વામાં નથી, પણ તે એક અમાનુષી પ્રથા છે એ તો ચોક્કસ છે; તેની શરૂઆતમાં એ પ્રથાથી છોકરીના માબાપોને તેમ સ્વજનોને અતિશય દુઃખ થયું હશે; પણ રૂઢિ એક એવી બલિષ્ઠ સત્તા છે કે ભલભલા તેના ભોગ થઈ પડે છે અને મનુષ્ય તેને વશ થતાં એવો રીઢો અને નિષ્ઠુર બની જાય છે કે એ અમાનુષી કૃત્યનું તેને દુ:ખ સરખુ જણાતું નથી.

હિન્દુ સમાજ પર આ કલંક જેવું તેવું નહોતું.

ઓગણીસમા સૈકાના આરંભનાં વર્ષોમાં ગાયકવાડની મુલકગીરીને લઈને અંગ્રેજોને કાઠિયાવાડમાં આવવાનું થયું ત્યારે આ દૂધપીતીના ચાલે કર્નલ વોકરનુ ખાસ ધ્યાન ખેંચ્યું, અને તે જાણીને એ તો હેબતાઈ જ ગયો. એનામાંનુ મનુષ્યત્વ કંપી ઊઠ્યું. તેણે નિશ્ચય કર્યો કે એ બદીનો સદંતર નાશ થવો ઘટે છે; એટલે તેણે બીજાં કામો સાથે તેના નિવારણના ઇલાજો પણ યોજવા માંડ્યા.

ગુજરાતમાં તે સમયે અંગ્રેજી સત્તા સ્થાપિત થઈ નહોતી. ગાયકવાડના મિત્ર અને સહાયક તરીકે તે કાઠિયાવાડમાં ગયા હતા, દેશની આંતરવ્યવસ્થામાં પડવાને તેમને કશું પ્રયોજન નહોતું. પરંતુ કાઠી પ્રજાઓમાં છોકરીઓને દૂધપીતી કરવાનો ઘાતકી ચાલ પ્રવર્તે છે, એ હકીકતથી તેમનું લોહી ઊકળી આવ્યું; પણ સંજોગો વિચારી તેણે કુનેહથી આ કામ લેવા માંડ્યું.

જે રાજાઓ તેના સહવાસમાં આવતા તેમને કર્નલ વૉકર આ દૂધપીતીનો રિવાજ બંધ પાડવાનો ઉપદેશ આપતો; એટલુંજ નહિ, પણ પ્રસંગ આવે તેમના પર પૂરતું દબાણ આણવાને તે ચૂકતો નહિ.

વળી એ રાજાઓ સાથે કરાર કરતી વખતે તે નીચેની મતલબની એક કલમ ઉમેરાવતો :—

"Another indispensable article is the relinquishment of the custom of female infanticide.

"This is a concession to the company. It is necessary to ensure their regard, and will render the character of Jehaja illustrious for abolishing a practice which all civilised people so strongly condemn."*

એ કાર્ય સહેલું નહોતું, તે નીચેની હકીકત પરથી સમજાશે.

અંગ્રેજોનો એલચી સુંદરજી શિવજી એ વિષય પરત્વે પત્ર લખતાં કર્નલ વોકરને જણાવે છે :

"મોરબી આવી પહોંચ્યો, રાજા સાહેબની મુલાકાત લીધી; જોયું કે ધમકી વિના કોઈ સ્પષ્ટ ઉત્તર મળે એમ નથી. નરમાશભરી રીતે તેમ દમદાટીથી પ્રયત્ન કરી જોયા, પણ અંતમાં નિષ્ફળતા જ મળી."

તેના અનુસંધાનમા બીજે દિવસે ફરી લખતાં તે જણાવે છે, "ઠાકોર સાહેબ એ પ્રથા બંધ પાડવાની ના પાડે છે; તેથી પહેલાના અને પ્રસ્તુત પત્રનો ખુલાસો કરશો કે પોતે હવે શું કરવું? કેમકે હેતુ પાર પડે એમ

* Selection from the Records of the Bombay Government, Vol. 39, pt. II, Page 368.

નથી. એ સંજોગમાં અહીં પડી રહેવું એ માનભંગ થવા જેવું છે વાસ્તે હુકમ ફરમાવશો." *

તદ્દન સ્વાર્થની દૃષ્ટિએ જ તેઓ એ પ્રશ્નને જોતા હતા; એક બાળહત્યા થતી અટકે છે તે માટે તેમને લેશમાત્ર લાગણી નહોતી, એમ કહી શકાય.

આ દૂધપીતીનો ચાલ બંધ પાડવા કર્નલ વોકર જે પ્રયત્નો કરી રહ્યા હતા તેના પરિણામે સન ૧૮૦૮ માં કાઠિયાવાડના જાડેજા અને જેઠવા ઠાકોરો અને રાજાઓ પાસે તે નીચે મુજબ કરાર કરાવવા શક્તિમાન થયો હતો:

"આરંભથી જાડેજા જાતિમાં છોકરીને જીવતી રાખવી નહિ એવો ચાલ છે. તે પરથી તે બંને સરકારે—ગાયકવાડ અને કંપની સરકારે—એ વિષય પર ધર્મશાસ્ત્રનો આધાર ટાંકી, તે વિષે હિન્દુ ધર્મમાં શું કહેવામાં આવ્યું છે તે સમજાવતા બતાવ્યું હતું કે જેઓ આ કૃત્ય કરે છે તે બ્રહ્મવૈવર્ત પુરાણ પ્રમાણે મહાપાપી થાય છે. એક ગર્ભહત્યાનું પાપ એક બ્રહ્મહત્યા સમાન છે; તેમ એકસો બ્રહ્મહત્યાનું પાતક એક સ્ત્રીને મારવા સમાન છે, અને એકસો સ્ત્રીઓ માર્યાનું પાપ એક બાળહત્યા કરવા જેટલું છે. પણ આમાં બે પાપ થાય છે. એક બાળહત્યાનું અને બીજું સ્ત્રીહત્યાનું; અને આ ઘોર પાપની સજા રૌરવ નરકમાં વાસ છે, અને તે સ્ત્રીના શરીર પર જેટલા વાળ હોય છે તેટલાં વર્ષો એ નરકમાં રહેવું પડે છે. પછી પુનર્જન્મ પ્રાપ્ત થતાં તે કોઢિયો અવતરશે અને વળી પક્ષાઘાતનો ભોગ થઈ પડશે.

"આ પ્રમાણે સરકારે અમને ધર્મનો બોધ કર્યો છે; અમારા પોતાના શ્રેય અર્થે તેમ જ હિન્દુ ધર્મ પ્રત્યેની લાગણી અને મમત્વથી અમે અને અમારા વંશજો, અમારા પુત્રો અને પ્રપૌત્રો અમારા ભાઈઓ અને ભત્રીજાઓ, અને સર્વે પ્રસ્તુત લખાણથી સર્વ કાળ માટે બંધાઈએ છીએ કે હવે પછી અમે આવું કૃત્ય કરીશું નહિ જો અમે તે કરીએ તો સરકારના અમે ગુન્હેગાર ઠરીએ; જો ભવિષ્યમાં, અમારી જાતિમાંનો કોઈ

* જુઓ Selection from the Records of Bombay Governments No XXXIX, New series, Part II, on Infanticide 365, 13th Sep. 1804

એવું કૃત્ય કરે તે અમારી જાણમાં આવે તો અમે તેને નાતબહાર મૂકીએ અને શાસ્ત્રાનુસાર તેમ સરકારની ઇચ્છાનુસાર તેને સજા કરીશું."*

જાડેજા હાથીજી
કુંવર ભોજરાજજી.

રાજપૂતોનું જોઈને કણબીઓમાં પણ એ પ્રથા દાખલ થયેલી હતી અને તેના તેમનામાં પણ અનિષ્ટ પરિણામ નીપજ્યાં હતાં. એ પ્રથાને લઈને ગેઝેટિયરનો લેખક જણાવે છે કે ભરૂચ પાસેના એક ગામમાં સેંકડો પુરુષોની વચ્ચે પૂરી એક ડઝન સ્ત્રીઓ પણ નહોતી + અને તે પ્રથાને નાબૂદ કરવા સરકારે કાયદો ઘડી કેટલોક પ્રયાસ કર્યો હતો, પણ તે જોઇએ તેવો સફળ નીવડચો ન હતો, તેથી સને ૧૮૬૯ માં પાટડીના દરબાર શ્રી જોરાવરસંઘજીએ કણબીઓનો જ્ઞાતિમેળો ભરી 'દીકરીઓના સમરક્ષણ સારુ નિયમ ઘડચા હતા.'

છોકરીઓના જન્મ પ્રતિ આજે પણ થોડીઘણી સૂગ હિન્દુસંસારમાં માલૂમ પડે છે, પણ ઉપર્યુક્ત દુધપીતીનો ચાલ સરકારના સખ્તાઈ-ભર્યા કાયદાને લઈને અને લોકમત કેળવાયાથી નાશ પામ્યો છે, અને તે સારુ હિન્દુઓએ કોઈ એક વ્યક્તિનો આભાર માનવો ઘટે તો તે કર્નલ વોકર છે.

કાઠિયાવાડમાંથી મુલકગીરીની પ્રથા બંધ પાડીને, દેશમાં સુલેહશાન્તિ અને સંરક્ષણનાં પગલાં એણે ભર્યાં હતાં. વળી વડોદરાના રાજવહીવટમાં વ્યવસ્થા આણીને ગાયકવાડની નબળી સ્થિતિ સુધારી હતી, પણ એ સૌમાં તેણે કન્યાઓને દૂધપીતી કરવાનો અમાનુષી ચાલ, આપણા પ્રાન્તમાંથી નાબૂદ કરીને આપણા પર મહાન અહેસાન કર્યો છે, એટલું જ નહિ, પણ એના માનુષી પ્રેમ અને દયાભાવની આપણે જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડી છે.

## (૨) સતીનો ચાલ

"The practice of burning the living widow with corpse of the husband is stated to have been

* Paper on infanticide, Govt. Selections, Vol. 39, pt. 2, page 379.

+ બોમ્બે ગેઝેટિયર, વોલ્યુમ ૯, હિન્દુ વસ્તી, પૃ. ૧૬૭.

an ancient Indo-Germanic custom based upon the belief that life in the next worrd is a reflex of this life"*-*Penzer*

આર્ય અબળા પતિપરાયણ હોય છે; પુરુષનુ તે અર્ધું અંગ મનાય છે; પતિને જ તે પોતાનુ સર્વસ્વ, તન, મન અને ધન અર્પે છે; પતિનામાં જ તન્મય બની તેના સુખે સુખી અને દુઃખે દુખી થાય છે. એટલું જ નહિ, પણ તેનુ વ્યક્તિત્વ જુદુ પડવા ન દેતા, પતિના જ વ્યક્તિત્વમા પોતાને સમાવી દે છે; અને પતિ માટે એટલી મગરૂર રહે છે કે કોઈ તેના પતિની નિંદા કે બદબોઈ કરે તો તે સાંભળી કે સહી શકતી નથી.

શ્રી પાર્વતી, જે મહાસતીના નામથી પ્રસિદ્ધ છે, તેમણે પિતાને ત્યાં પતિનું અપમાન થયેલું જોતાં પોતાનો દેહ પાડ્યો હતો. સતી સીતાએ રામને વનવાસ મળ્યો ત્યારે પિયરમા રહેવાનું પસંદ કર્યું નહિ, પણ પતિની સાથે દેશવટે નીકળી પડ્યાં હતા અને સતી દમયંતીએ નળરાજા પાછળ જગલમાં કષ્ટ વેઠ્યા હતા, એ સૌ જાણીતી વાતો છે, તેમ તે આર્ય સંસ્કૃતિનો હિન્દુ પ્રજાને ઉત્તમ સંસ્કારવારસો છે, એમ ગર્વપૂર્વક આપણે કહી શકીએ આજે હજારો આર્ય અબળાઓ તેમના જીવનમાંથી પ્રેરણા મેળવી તેમનું જ અનુકરણ કરે છે, તેમને જીવનનો આદર્શ સમજે છે. અને એવા આદર્શથી પ્રેરાયેલી એક સદ્દગુણી, પતિપરાયણ સ્ત્રી, પતિ સાથે કે પછીથી, બળી મરે છે તેને સતીમા કહેવામા આવે છે

એ પ્રમાણે પતિની સાથે સહગમન કે અનુગમન કરવાનો ચાલ પ્રકરણના આરંભમાં ઉતારેલા અવતરણ પરથી જણાશે કે તે બહુ પ્રાચીન છે. જ્યારે આર્ય પ્રજા પ્રથમ એકત્ર વસતી હતી ત્યારનો સંભવે છે; એટલે કે તે ઋગ્વેદ પહેલાનો સમય છે.

તે સમયે એવી એક માન્યતા પ્રચલિત હતી કે મરનાર પુરુષને પરલોકમાં પણ પૃથ્વી પરના જેવુ સુખ, સાહેબી અને વૈભવ મળે તે સારુ તેના શબની સાથે તેની સ્ત્રી, દાસદાસીઓ વગેરે પોતાનો પ્રાણ અર્પતા હતા, અને તેમને સાથે જ દાટવામાં આવતાં. તદુપરાંત ખાદ્ય-ખોરાક અને ભોગવિલાસની

* જુઓ Suttee by Edward Thompson.

ચીજો પણ ભેગી મૂકવામાં આવતી હતી. એ બધું ઇજિપ્ત વગેરે પૂર્વના દેશોમાં હાલમાં જે ખોદકામ અને શોધખોળ થઈ રહ્યાં છે અને ત્યાંની કબરોમાંથી હાડપિંજરોની સાથે જે અવશેષો, ચીજો મળી આવે છે તે પરથી આપણે જાણી શકીએ છીએ.

એ આર્ય પ્રજા પાછળથી જુદી જુદી દિશાઓમાં ભિન્ન ભિન્ન વિભાગમાં વહેંચાઈ ગઈ તે પહેલાં, ઉપર કહ્યું તેમ, એકત્ર હતી તે આપણને એમની ભાષાઓમાં પતિ મરી ગયો હોય એવી સ્ત્રી માટે જે સમાન શબ્દ સંસ્કૃતમાં વિધવા, અંગ્રેજીમાં વિડો (widow) અને લેટિનમાં વિડુઆ (vidua) વપરાય છે તે પરથી સ્પષ્ટ થાય છે.

તે પછી પ્રગતિ થતાં ઉપર્યુક્ત ચાલમાં ફેરફાર થઈ, વિધવા સ્ત્રીને પતિ સાથે ચિતામા બળવા ન દેતા, ઘેર પાછી આણવામા આવતી હતી, એ ઋગ્વેદના નીચે ઉતારેલા મંત્રો પરથી સમજાય છે :

इमा नारीरविधवा सुपत्नीराञ्जनेन सर्पिषा संविशन्तु ।
अनश्रवो नमीवाः सुरत्ना आरोहंतु जनयो योनिमग्रे ॥

ऋ. १०-१८-७

આ મત્ર ઉપરથી એમ લાગે છે કે એ વખતે શબને લઈ જનાર લોકો સાથે સ્ત્રીઓ પણ સ્મશાનમાં જતી હતી અને શબને ચિતા ઉપર મૂક્યા પછી તે સ્ત્રીને ઉત્તર દિશામાં બેસાડતા.

उत्तरतः पत्नीं संवेशयन्ति । धनुश्च क्षत्रियस्य ।
तामुत्थापयेद् देवरः पतिस्थानीयो
अन्तेवासी जरद्दासो वा उदीर्ष्व नार्यभिजीव
लोकम् इति आश्वलायनगृह्यसूत्र

[ ४, २, १६-१९ ]

મતલબ કે શબને ચિતા ઉપર મૂક્યા પછી ઉત્તર દિશામાં બેસાડેલી તેની પત્નીને તેનો દિયર, તેના પતિનો શિષ્ય કે ઘરનો ઘરડો નોકર નીચેના મંત્રથી ઉઠાડી ઘેર લઈ જાય છે. એ મંત્ર :

उदीर्ष्व नार्यभि जीवलोकं गतासुमेतमुपशेष एहि ।
हस्तग्राभस्य दिधिषोस्तवेदं पत्युर्जनित्वम् भि संबभूथ ॥
[ऋ १०-१८-८]

'હે નારી, આ મૃત માણસ પાસે તું સૂતી છે, પણ હવે જીવલોક (ઘર) તરફ ચાલ.'

આ મંત્ર અને એનો વિનિયોગ બતાવનાર ઉપરનું સૂત્ર જોતા પહેલાં મરેલા પતિ સાથે સુકૃતિ પત્ની બળી મરતી હશે. તેમાથી ઋગ્વેદકાળે બળી મરવાનો રિવાજ નીકળી જતા જૂના રિવાજના ચિહ્ન તરીકે શબને પડખે થોડો વખત તેની સ્ત્રી સૂતી હશે. પછી તેના સગાંઓ તેને ઘેર લઈ જતાં હશે અને થોડા વખત પછી સૂવાને બદલે ઉત્તર દિશામા સૂવાનો રિવાજ દાખલ થયો હશે એમ જણાય છે.

અથર્વવેદના નીચેના મંત્રમા ઉપરની જ વાત છે :

इयं नारी पतिलोकं वृणाना निपद्यते उप त्वा मर्त्य प्रेतम् ।
धर्मं पुराणमनुपालयंती तस्यै प्रजां द्रविणं चेह धेहि ॥
[अ. वे. १८-३-१]

'હે મર્ત્ય, પતિલોકને ઇચ્છનારી આ સ્ત્રી તારા મરેલા શરીર પાસે પુરાણા ધર્મને અનુસરીને પડી છે તેને તું પ્રજા અને ધન આપ.'

આ મંત્રમા મરેલા પતિના શબ પાસે સ્ત્રીએ સૂવુ એને 'પુરાણો ધર્મ' કહ્યો છે, એ ધ્યાનમા લેવાથી સતી થવાનો જે રિવાજ પહેલાં હતો તે ઋગ્વેદ તથા અથર્વવેદના કાળમાં બંધ થયો હતો એમ સ્પષ્ટ દેખાય છે. 'પ્રજા અને ધન આપ' એમ કહેવામાં કદાચ પુનર્વિવાહનુ સૂચન હશે "*

પરંતુ કાળબળના પ્રભાવે પૌરાણિક યુગમા આપણા હિન્દુ સમાજમાં સતીનો ચાલ પુન દાખલ થવા પામ્યો. તેને પુષ્ટિ મળે એ ઉદ્દેશથી, આપણે જાણીને ખેદ પામીશું કે કોઈ અનાચી પુરુષે એ મંત્રના શબ્દો નીચે ઉતાર્યા છે તેનો છેલ્લો અક્ષર

आरोहंतु जन्यो <u>योनिमग्रे</u> સુધારીને

आरोहंतु जन्यो <u>योनिमग्ने</u> એ પ્રમાણે કર્યો હતો.+

---

* કૌમુદી, જુલાઈ, ૧૯૩૫, પૃ. ૪૦

+ વધુ માહિતી માટે જુઓ. Suttee by E. Thompson p. 14.

એક નાના સરખા અને નજીવા ફેરફારથી કેટલો બધો અનર્થ થાય છે તેના ઉદાહરણરૂપ આ બીના નોંધી શકાય.

ઇતિહાસકારોનું એવું માનવું છે કે ઈ. સ. ના પાંચમા-છઠ્ઠા સૈકામાં મધ્ય એશિયામાંથી શક, ગુર્જર, હૂણ વગેરે જાતિઓ હિન્દુસ્તાનમાં ઊતરી આવી અને વખત જતાં, સત્તા બળે, હિન્દુ સમાજમાં ભળી ગઈ, તે પછી સતી થવાનો ચાલ પાછો દાખલ થવા પામ્યો હતો.

એ પ્રથાનું પ્રાબલ્ય જામતાં ખાસ કરીને રાજપૂતોમાં, પતિ લડાઈમાં મરતાં, સ્ત્રીઓ તેની પાછળ બળી મરવા લાગી. સંજોગોએ પણ તેને ઉત્તેજન આપ્યું અને જે સ્ત્રી સતી થાય તેને સમાજમા ઊંચે સ્થાને સ્થાપવામાં આવી.

સ્ત્રીજાતિએ આ કાર્યમાં ગૌરવ માન્યું. શરૂઆતમાં કહેવામાં આવ્યું છે કે આર્ય અબળાને મન પતિ એ જ દેવ છે અને તેનું સર્વસ્વ પતિમાં જ પર્યાપ્ત થાય છે. તેનો પતિ મરતાં એ ઝૂરી ઝૂરીને મરે કે બળી મરે એ સ્વાભાવિક છે. એ ભાવના કેટલી તીવ્ર અને મક્કમ હોય છે તેનો એક દાખલો મેજર જનરલ સ્લીમેને નોંધ્યો છે તે આપીશું. તે લખે છે :

"સતીનો ચાલ બ્રિટિશ હિન્દમાં બંધ પાડવામાં આવ્યો છે અને તે હવે યુરોપિયનોના જોવામાં કે સાંભળવામાં ઝાઝો નહિ આવે તેથી એવો એક બનાવ જે મેં જાતે નોંધ્યો હતો અને સાચો છે તેની વિગતો જણાવું છું:—

"૨૯ મી નવેમ્બર સન ૧૮૨૯ એક ઘરડી બાઈ, આશરે ૬૫ વર્ષની. તેના ધણીને મૃત્યુ પામ્યે ચાર દિવસ થઈ ગયા હતા, તેની રાખ ભેગી પોતાની જાતને ભસ્મીભૂત કરવા બેઠી હતી. માર્ચ સન ૧૮૨૮માં જબલપુર જિલ્લાનો ચાર્જ મળતાં સતીના કાર્યને કોઈ ઉત્તેજન આપશે, મદદ કરશે અથવા એક લાકડું સુધ્ધાં આણી આપશે તે ગુનેગાર થશે એવો એક સરક્યુલર મેં કાઢ્યો હતો. ધણીના શબ સાથે તેની સ્ત્રી બળી મરનાર હોય એ મરનારનાં શબ સારુ લાકડાં લાવવા એ કાર્ય પણ સજાપાત્ર ગણ્યું હતું. તેથી ધણીનું શબ પ્રથમ બાળવામાં આવતું અને વિધવાએ સતી થવું હોય તો પોતાના સારુ બીજાં લાકડાં આણવા જોઈએ. ૨૪ મી નવેમ્બર સન ૧૮૨૯ ને મંગળવારના દિવસે ગામના એક મુખ્ય પ્રતિષ્ઠિત અને બહોળા બ્રાહ્મણ કુટુંબના વડીલ તરફથી અરજી મળી કે ઉપર્યુક્ત

ડોશીને તેના ધણી ઉમેદસિંહ ઉપાધ્યાય, જે સવારે મૃત્યુ પામ્યા હતા, તેના શબ સાથે નર્મદાકાઠે બળી મરવાની રજા આપવી. મેં મારો હુકમ અમલમાં મૂકવાનું જણાવી જે કોઈ એ કામમા મદદ કરે તેને સખ્ત સજા કરવાની ધમકી આપી, અને કોઈ એ ન કરે તે સારુ પોલીસપહેરો મૂક્યો. તોપણ એ વિધવા ડોશી અન્નપાણી વિના નર્મદાના કાઠે બેસી રહી. બીજે દિવસે તેના ધણીનું શબ હજારો મનુષ્યની મેદની સમક્ષ બાળવામાં આવ્યું હતું. કુટુંબના કાલાવાલાને હુ નમતું આપીશ નહિ એ જાણતાં એ મોટો સમૂહ સાયંકાલ થતાં વીખરાઈ ગયો કુટુંબીજન તે ડોશી બળી મરે નહિ અથવા ઘેર પાછી આવે નહિ ત્યાં સુધી અન્ન પણ લઈ ન શકે. એ સંજોગમા તેના પુત્રો, પૌત્રો, સગાવહાલા વગેરે તેની આસપાસ બેસી રહ્યા. જ્યારે બીજાઓએ મારા બગલાની આસપાસ કરી વળી તેને બળી મરવાની રજા આપવાનું અને બીજા તેમ કરતા અટકાવવાનું કહેવા લાગ્યા. નર્મદાના તટમાં કાંઈપણ આધારની વસ્તુ લીધા વિના તે સ્ત્રી દિવસે સૂર્યના તાપમાં અને રાત્રે સખ્ત ઠંડીમા, માત્ર તેના ખભા પર એક લૂગડાનો કટકો નાખીને પડી રહી હતી ગુરુવારે તો મક્કમ થઈને સંસાર સાથેનો સર્વ સંબંધ તોડી નાખતુ એક લાલ કપડું પહેર્યું અને ચૂડાના પણ કડકા કરી નાંખ્યા. તે પછી સંસારમાં આવવા જો તે ઇચ્છે તોપણ તે તેના કુટુંબમાં રહી શકે નહિ. તેના બાળબચ્ચા હજી તેની સમીપ હતા, પણ તેમની કાકલૂદીની તેના પર કશી અસર થતી નહોતી. મારી ખાતરી થઈ કે જો તેને બળી મરવા રજા આપવામા નહિ આવે તો તે ભૂખમરાથી મૃત્યુ પામશે; એથી તેના કુટુંબને પણ કલંક લાગશે તેમ તેનું દુઃખ પણ વધશે. સતીનો ચાલ અટકાવવાના હુકમને સરકારની રીતસરની સંમતિ હજી મળી નહોતી; અને મને લાગ્યુ કે હુ સત્તાનો વધુ પડતો દુરુપયોગ કરુ છુ.

"શનિવારે તા ૨૮ મીની સવારે, દસ માઈલ દૂર એ જગાએ હું જઈ પહોચ્યો. એ બિચારી બાઈ, માથે લાલ કપડાસહિત પાસે ચોખા અને ફૂલની રકાબી અને દરેક હાથમાં નારિયેર, એ સ્થિતિમા બેઠી હતી. તેણે દૃઢતાથી મને કહ્યુ કે મારા ધણીની રાખમાં બળી મરવાનો મારો અડગ નિશ્ચય છે;. અને આપ સાહેબની સંમતિના હું રાહ જોઉં છું. અને તેને શ્રદ્ધા હતી કે તે મળતા સુધી જોકે તેણે અન્નજળ છોડ્યું હતું, છતાં તેનો દેહ ટકી રહેશે. પછી સૂર્યનારાયણ પ્રતિ નજર ઠેરવીને શાન્તિપૂર્વક જણાવ્યું કે મારો આત્મા મારા પતિની પાસે સૂર્યનારાયણ સમીપ છેલ્લા

પાંચ દિવસ થયાં ગયેલો છે, માત્ર મારી કાયા અત્રે પડી રહેલી છે અને તે, હું જાણું છું કે, વખત આવે પેલી દૂરની ચિતામાં મારા પતિની રાખમાં બળવા દેશો. એક ઘડી પણ ડોશીની વેદના જાણીબૂજીને લંબાવવાનું તમારા સ્વભાવમાં કે રિવાજમાં નથી...મેં કહ્યું કે ખરેખર, તેમ નથી જ. મારો આશય અને કર્તવ્ય તમને બચાવવાનો અને રક્ષણ આપવાનો છે, અને તમને બળી મરવાના ખોટા વિચારથી દૂર કરવા, જીવવાનો આગ્રહ કરવા અને તમારા કુટુંબીઓને કલંક ન લાગે તે સારુ હું આવ્યો છું.

"તેણે જવાબ આપ્યો, એમના પર મારું મૃત્યુ આણ્યાનો આરોપ આવે એવો ભય મને લાગતો નથી. સુપુત્રોની પેઠે તેમણે તેમનાથી બનતું, હું જીવતી રહું તે સારુ, કર્યું છે અને તેમના આગ્રહને વશ થઈને મેં કબૂલ્યું હોત તો, હું જાણું છું કે તેઓ મને પ્રેમથી ચાહત અને પૂરું માન આપત. પણ તેમના પ્રત્યેનું મારું કર્તવ્ય પૂરું થયું છે. તમારી સંભાળમાં તે સર્વેને હવે સોંપું છું અને હું હવે મારા ધણી ઉમેદસિંહ ઉપાધ્યાયની ચિતાની રાખમાં, મારી રાખ ત્રણ વાર ભળેલી છે, તેની સેવામાં જાઉં છું."

"હિન્દુ સ્ત્રી પોતાના ધણીનું નામ ભાગ્યે જ દે. જ્યારે તેણે તેના ધણીનું નામ ભાર દઈને અને ઇરાદાપૂર્વક ઉચ્ચાર્યું ત્યારે સૌને પ્રતીતિ થઈ કે તે નક્કી મરવાની જ છે.

"તેણે આગળ લખાવ્યું કે સરકારે અમારા કુટુંબને બહુ સહાય આપેલી છે; અને મારી ખાતરી છે કે મારા બાળબચ્ચાંઓને તે ભૂખે નહિ મરવા દે, પણ તે સાથે હવે મને કશી નિસ્બત નથી. મારો પ્રાણ ઉમેદસિંહ સાથે છે, અને મારા શરીરની રાખ એની રાખ સાથે અહીં ભળવી જોઈએ.

"ને પછી તેને મેં કાંઈ કાંઈ લાલચ, ધમકી વગેરે આપ્યાં, પણ તેની તેના પર કાંઈ અસર થવા પામી નહિ.

"સર્વ ઉપાય નિષ્ફળ ગયેલા જોયા ત્યારે છેવટે તેના કુટુંબીજનોને બોલાવી, તેને બળી મરવાની પરવાનગી આપતાં એવી એક શરત કરી ! તેના કુટુંબમાંથી આ પછી કોઈ પણ બળી મરે નહિ; જે તેમણે કબૂલ્યું ત્યારબાદ, રીતસરની વ્યવસ્થા કર્યા બાદ તે ડોશીને બળી મરવાની મેં સંમતિ આપી તેથી તે બહુ પ્રસન્ન થઈ હતી. ચિતાની સઘળી તૈયારી થઈ ગય

પછી તેણે સ્નાન કર્યું, પાન મંગાવીને ખાધું, ઊભા થઈને એક હાથ તેના મોટા પુત્રને ખભે અને બીજો તેના ભત્રીજાના ખભે મૂક્યો, અને ચાલવા લાગી. દરમિયાન ચિતા સળગાવવામાં આવી. વચમાં ૧૫૦ વારનું ખેતર હતું. શાન્ત અને પ્રસન્નચિત્તે તે ચાલતી હતી. એકવાર વચગાળે અટકી અને ઊંચે નજર નાંખીને બોલી, હે પતિ ! તેમણે શા વાસ્તે તમારી પાસેથી પાંચ દિવસનો વિજોગ કરાવ્યો ? તે પછી તેણે ચિતાની પ્રદક્ષિણા કરી, ક્ષણભર થભી, મંત્ર ભણીને અગ્નિમાં થોડાંક ફૂલ નાખ્યાં, અને ગંભીરતાથી અને નિશ્ચયપૂર્વક અગ્નિના ભડકામાં પ્રવેશ કર્યો, જાણે કે આરામ કોચમાં વિશ્રાંતિ લેતી હોય એમ ઢળી અને ચીસ પાડ્યા વિના કે કોઈ વેદના વ્યક્ત કર્યા વિના તેનું શરીર ભસ્મ થઈ ગયું હતું.

"વાજાં, ઢોલ વગેરે રાખવામાં આવ્યાં હતાં અને તે ચિતા નજદીક આવી પહોંચી ત્યારે વગાડવામાં આવ્યા હતા એવા આશયથી નહિ કે તે ચીસો પાડે તે એ અવાજમાં દબાઈ જાય, પણ તેના છેલ્લા શબ્દો સંભળાય નહિ, કેમકે તે સાચા પડે તો તે વખતે જીવતાને શાપરૂપ કે ક્લેશનું કારણ થઈ પડે."+

એ જ અરસામાં આપણા પ્રાન્તમાં ભરૂચમાં બે સતીઓ, સુંદરબાઈ અને દિવાળી દેસાણી, થયેલી. એનું રસિક બ્યાન ઉપરની પેઠે શ્રીયુત ગણપતરામે સવિસ્તર 'ભરૂચ શહેરના ઇતિહાસ' એ પુસ્તકમાં કરેલું છે.

આવી શુદ્ધ નિષ્ઠાથી અને સાચી પતિભક્તિથી પ્રેરાઈને પોતાની જાતની આહુતિ આપનાર સ્ત્રીઓ વિરલ હોય છે, પરંતુ રૂઢિરૂપી રાક્ષસ એવો બળવાન હોય કે તેને આધીન થઈને, લોકાચારની લાજના કારણે, કુટુંબના મિથ્યાભિમાનને લઈને, કુળવાનની છાપ પાડવાના આડંબરથી હજારો સ્ત્રીઓ પોતાની ઇચ્છાવિરુદ્ધ શ્વસુરપક્ષના દબાણથી પતિના શબ સાથે બળી મરેલી છે.

જે દેશમાં એક જીવતી સ્ત્રી પર અનેક સ્ત્રીઓ કરી શકાય અને તેમાં કુલીનતા મનાય, ત્યાં સ્ત્રીના જીવનની કેટલીક કિંમત સંભવે? બંગાળામાં આ પ્રથા જોરભેર થઈ પડી હતી, તે નીચેના સત્તાવાર આંકડાઓ પરથી માલૂમ પડશે :

---

+ આ વૃત્તાંત ટૂંકાવ્યો છે. જુઓ Sleeman's Rambles and Recollectons.

૨૭૮ સન ૧૮૧૫
૪૪૨ સન ૧૮૧૬
૭૦૭ સન ૧૮૧૭
૮૩૯ સન ૧૮૧૮

અને આ પ્રમાણ પ્રતિવર્ષ વધતું જોઈને આદ્ય સુધારક રામમોહન રાયે તેની સામે બંડ મચાવ્યું; જે પ્રવૃત્તિને કારણે તેમની જિંદગી દહેશતમાં રહેતી હતી. તેમનું મંતવ્ય તો એ જ હતું કે પુરુષોની પેઠે સ્ત્રીઓને પણ એક સ્વતંત્ર વ્યક્તિ તરીકે રક્ષણ મળવું ઘટે છે અને જે કોઈ ચાલ સ્ત્રી-જીવનને ઘાતક થતો હોય તે અટકાવવો એ સરકારનું કર્તવ્ય છે. કંપની સરકાર પણ આ પ્રથા નિંદ્ય અને અમાનુષી સમજતી હતી. તેમ છતાં લશ્કરમાં બળવો જાગે એ ભયથી કશાં પગલાં ભરતાં તે ખચાતી હતી.

છેવટે લૉર્ડ બેન્ટિકના આગ્રહથી તેનો અંત આવ્યો હતો. તેની નોંધમાં તે જણાવે છે :

"હવે હું આ લેખને પૂરો કરું છું, અને ધારું છું કે આ પ્રશ્નના વિચારમાં મારા પોતાના જ મનોવિકાર અને લાગણીને કંઈ ભાગ ન લેવા દેવાની પ્રતિજ્ઞા મેં પાળી છે. ભરોસો છે કે સઘળી મુશ્કેલીઓ અને હરકતોને યોગ્ય વજન અપાયું છે. અને સઘળી બાબતો સત્યતાથી અને નિષ્પક્ષપાતપણે જણાવવામાં આવી છે, અને જે નિશ્ચયો પર હું ઊતર્યો છું તે વિચારદૃષ્ટિથી અને પ્રમાણથી સર્વાંશે પુરવાર થયા છે એમ જણાશે. આ કાર્ય કરવામાં આ પ્રકારના જનમતના લાંબા સમયથી ચાલતા પ્રવાહની આગળ ન પડતા સરકારે માત્ર તેનું અનુકરણ જ કર્યું છે એમ વાજબી રીતે કહી શકાશે; અને જ્યારે સરકારના મોટામાં મોટા ન્યાયાસન–નિઝામત અદાલતના અનુભવ અને ડહાપણને તથા નિઝામત અદાલત અને આપણા સૌથી ડાહ્યા અને બાહોશ અધિકારીઓ આ ઠરાવ પસાર કરાવવાને સરકારને પ્રતિવર્ષ વીનવ્યા કરે છે તેનો વિચાર કરીએ ત્યારે, મારી સમજ પ્રમાણે, આ રિવાજનો ઉચ્છેદ ન કરવામાં સમાયેલી નૈતિક અને રાજકીય જવાબદારી એ રિવાજ ચાલવા દેવાના કરતાં ઘણી જ ભારે લાગે છે."×

પ્રસ્તુત સતીનો ચાલ બંધ પાડવાનો ઠરાવ મંજૂર થતાં લૉર્ડ વિલિયમ બેન્ટિકે તે જાણીતા મિશનરી કેરીને (Carey) બંગાળીમાં તરજુમો કરવા સારુ મોકલી આપ્યો હતો અને તેણે એ જ દિવસે દેવળમાં ન જતાં એ કાર્ય તરત જ પૂરું કર્યું હતું; એવા હેતુથી કે જલદી બહાર પડે, તો એક વિધવા સ્ત્રીનો જીવ બચે.+

× જુઓ લૉર્ડ બેન્ટિક, પૃ. ૧૧૦, ભાષાંતરકર્તા હીરાલાલ નાણાવટી.

+ જુઓ Suttee by E. Thompson, p. 78.

# પરિશિષ્ટ ૩

## શ્રી. શ્રી. ગણેશાય નમઃ । શ્રી. અંબિકા સત્ય છે.

આ કલજુગમાં રે સતિમા જોર થયાં
નાગરની નાતમા માન ભલાં જો રહ્યા.

સરસ્વતિ માતને વિનવું ને ગણપતિ લાગુ પાય રે—સતી૦ ૧
સંવત ૧૯૮૭ ના ભાદરવા વદ સાર રે
એકાદશી શુભ વાર ગુરુયે સત ચડ્યું નિરધાર—સતી૦ ૨
જે દહાડાના સ્વામિજી પધાર્યા તે દહાડાનુ જાણ્યુ રે
દૂધ પીને પ્રાણ જ શાખ્યો ધરસા કોઈએ નવ જાણ્યુ રે—સતી૦ ૩
પહેલા પહોરનુ સત ચડ્યુ જે વારનો કાગળ વાચ્યો રે
આપરૂપ થઈ પોતે બેઠી પુરવ જનમનો સાચો રે—સતી૦ ૪
સુરતમાં એવો શોર જે નાગરમા સતી થાય રે
નાનાં મોટાં જેણે સાભળ્યુ સૌ કો જોવા જાય—સતી૦ ૫
સગાં કહે રે બાઇ શુ કરો છો થાય છે આપણી હાસી રે
જ્યારે આપણને સંકટ પડશે જાશે સઘળા નાશી—સતી૦ ૬
તમને સંકટ શાનુ છે રે કોણ થયો વિતકારી (?) રે
જે કહેશે તેને પરતો દેખાડું મારી વાત છે સાચી—સતી૦ ૭
સંસારમા બેન સર્વને હોય છે એવી ન કરીએ વાત રે
સગા કહે બાઈ છાના રહોને કાયે કરો ઉત્પાત—સતી૦ ૮
શિવબાઈ કહે મને સત ચડ્યું છે મારૂં સત છે સાચું રે
માનવીઓ તમે નથી માનતા માટે નથી કાંઈ કાચું—સતી૦ ૯
કાગળ લઈ ખોળામાં બેઠાં મારે તો હવે બળવું રે
સગાને હું શુ કરૂ મારે સસારને શુ કરવુ—સતી૦ ૧૦
વળતી સતીમા એણી પેર બોલ્યાં માનવીઓ તમે માનો રે
નહિ તો સર્વ પ્રલયકાર વાળું એટલુ મનમાં આણો—સતી૦ ૧૧

લાલા સદાનંદે ઓરડે બેસાડી બહારથી દીધું તાળું રે
તાળું તો ભાગી પડ્યું ને હવે તો હવેલી બાળું—સતી૦ ૧૨
એક હાથમાં સોપારી એક હાથમાં રૂપીઆ બે રે
લાલા સદાનંદ સતી કને આવી આમાં કહો શું છે?—સતી૦ ૧૩
સતિમા કહે રે લાલા સદાનંદ અંબાનું નામ લે રે
એક હાથમાં સોપારી છે એકમાં રૂપીઆ બે—સતી૦ ૧૪
કંકુ કહાડીશ હું ને દેખાડું સદાનંદ કહે સાચું રે
ચાલો હવે રજા લેવા જઈએ એમાં નથી કાંઈ કાચું—સતી૦ ૧૫
લાલા સદાનંદ અસ્વાર થઈને દરબારમાં તે આવ્યા રે
ઠાકોર કરસનદાસ કહેતા માણેકચંદ દિવાનજી બોલાવ્યા—સતી૦ ૧૬
ચારે મળી વિચાર કરીને બા સાહેબ કને આવ્યા રે
ઠાકોર કરસનદાસે અરજ કરી તવ માનેસું બેસાડ્યા—સતી૦ ૧૭
બા સાહેબે વાત જ પૂછી તેનો ઉત્તર દીધો રે
ત્યારે નવાબની રજા અપાવી પછો માની લીધો—સતી૦ ૧૮
લાલા સદાનંદ રજા લઈને પોતે હવેલી આવ્યા રે
આપરૂપ થઈ સતીમા બેઠાં સહુ કોને મન ભાવ્યાં—સતી૦ ૧૯
ચાકર નફર સહુ કો માગે માતા અમને આપો રે
હાથ ચોળી અંગારા કહાડ્યા બેઠા બેઠા તાપો—સતી૦ ૨૦
લાલા સદાનંદ વિનતિ કરે છે ઉભા બેઉ કર જોડી રે
કહો તો રથ મંગાવુ કહો મંગાવું ઘોડી—સતી૦ ૨૧
સતીમા કહે રથ મંગાવો બળદ આપણા જોડી રે
રમઝમ કરતા સતીમા ચાલ્યા બેઠા સુંદરી ગોડી—સતી૦ ૨૨
ઠામઠામથી લોક જ આવ્યા કરે માંહિમાંહિ વાત રે
સતીમા તવ તોરણે આવ્યાં દીધા કંકુના હાથ—સતી૦ ૨૩
સતીમા તો રથમાં જઈ બેઠાં પાસે બેન ને માસી રે
નાગર લોક સહુ જોતા ઉભા દુર્લભ દર્શન કહાથી—સતી૦ ૨૪
લોક તણિ બહુ ભીડ મળી સહુ આડા અવળા દોડે રે
જ્યારે સતીએ રથ ચલાવ્યો ત્રણ ઘડી તવ દહાડો—સતી૦ ૨૫
નાણાવટમાં રથ ચલાવ્યો સદાનંદ અસ્વાર સાથે રે
રથ પાછળ લોક જ દોડે જે અંબે કહેતા જાય—સતી૦ ૨૬

દોશીવાટથી રથ દોડાવ્યો કેળાંપીઠમાં આવ્યો રે
થાળી લઈ કંકુની રથમાં બેઠાં જુહાર વધાવ્યો—સતી૦ ૨૭
લાલ દરવાજે થાપા દઈને ત્હાંથી રથ ચલાવ્યો રે
પવનવેગે રથ દોડાવ્યો અશ્વનીકુમારમાં આવ્યો—સતી૦ ૨૮
અશ્વનીકુમારની વાટે આવી ફરીને સતીમાએ આજ્ઞા કીધી રે
વેરાગીના મઠ આગળથી મશાલ લગાડી લીધી—સતી૦ ૨૯
અશ્વનીકુમારથી રથ ચલાવ્યો ગુપ્તેશ્વરની વાટે રે
રથની પાછળ લોક દોડે છે ભતરીજા બેઉ સાથે—સતી૦ ૩૦
ગુપ્તેશ્વરમાં રથેથી ઉતરતાં સદેહ મનમાં આવ્યો રે
રથેથી ઉતરી કરીને સદાનંદ બોલાવ્યો—સતી૦ ૩૧
સતીમા કહે રે લાલા સદાનંદ સાંભળો મારી વાત રે
સુરજ દેવતા અસ્ત જ પામ્યા રે હવે પડી છે રાત—સતી૦ ૩૨
લાલા સદાનદ વિનતી કરે છે એ વાતમાં છે ફાંશી (?) રે
કદાપી સત ઉતરી જાશે તો જગમાં થાશે હાંસી—સતી૦ ૩૩
આટલો પરતો તમને દેખાડ્યો તોયે તમો નહિ માનો રે
મારૂં સત ઉતરે તહિ તમે નિશ્ચે કરીને માનો—સતી૦ ૩૪
રાત વેળા અમો બળી મરીએ તો સાંભળો બેનની માશી રે
નગરલોક સહુ એમ કરી કહેશે સતી ગયાં છે નાશી—સતી૦ ૩૫
પાંચ દહાડાનું સત છે મારૂં વાત કહું નિર્વાણ રે
નગન સહુ કો દેખતી હું બળુ ઉગમતે ભાણુ—સતી૦ ૩૬
રાતવેળા અમે બળી મરીએ તો અમને લાગે પાપ રે
અંતકાળે મારે બળી મરવુ નહિ બલ (?) માને બાપ—સતી૦ ૩૭
આયુષથી તો સહુએ કહે છે પણ સત આવે તે મતી રે
સગાં સહુ કો ઉભાં છે નવ તોલે મ્હારી વતી—સતી૦ ૩૮
સતી કહે લાલા સદાનદ સાભળો મ્હારી વાત રે
ચાલો હવે વાડીમા જઈએ રે હવે પડી છે રાત—સતી૦ ૩૯
ત્યાંથી સતીમાયે રથ ચલાવ્યો મુનશીની વાડીમા આવ્યો રે
રથેથી ઉતરી કરીને સાથ સહુ બોલાવ્યો—સતી૦ ૪૦
આનંદી આનંદમાં બેઠાં વાત કરે છે મીઠી રે
જુગમાં સતી ઘણી થઈ પણ એવી કોઈ નથી દીઠી—સતી૦ ૪૧

લાલા સદાનંદે માણસ મોકલી પટેલને તેડાવ્યો રે
સતી માતાનું નામ સાંભળી તતક્ષણ દોડી આવ્યો—સતી૦ ૪૨
પટેલને તેડાવી કરીને આપ્યા રૂપૈઆ ચાર રે
પછી તમને સરપાવ આપશું કરો મટુલી તૈયાર—સતી૦ ૪૩
જાઓ પટેલ ન તમે વહેલા થાઓ ને રખે લગાડો વાર રે
લાલા સદાનંદે પોતીકાં તાં માણસ મોકલ્યાં ચાર રે—સતી૦ ૪૪
એમ કરતાં બહુ રાત જ ગઈ ને સાંભળો મહારા ગોર રે
ચાલો આપણે કાંઠે જઈએ રહી પાછલો પહોર—સતી૦ ૪૫
ત્યાંથી સતીમા કાંઠે આવ્યાં માન જશ ભલે (?) થાય રે
ગોરને હાથે તુલાસી લઇને સતીમા નહાવા જાય રે—સતી૦ ૪૬
સતીમાતા તો નહાવા પેઠાં બુડકી એકસો ને આઠ રે
એક શ્વાસે બુડકી મારી કોણે ન ઝાલ્યો હાથ—સતી૦ ૪૭
લાલા સદાનંદ કાંઠે ઉભા વિશ્વાસ મનમાં આવ્યો રે
બ્રાહ્મણ પછવાડે મુકયા રખે તાપીમાં ઝપલાવે—સતી૦ ૪૮
તેણે સમે નાહિને નીસર્યાં ગાયની પૂજા કીધી રે
ગોરગોરાણી ગાય છે વચમાં પ્રદક્ષણા તાં કીધી—સતી૦ ૪૯
ગોરગોરાણીને ઘરેણું આપ્યું ગાયને નાખ્યું ઘાસ રે
ગાય તળેથી સતીમા નીસર્યાં સુરજદેવનું વાચ—સતી૦ ૫૦
ગાય ગોરને પગે લાગી સતીમા કરે છે વાત રે
ચાલો હવે હવન કરીએ થોડી રહી છે રાત—સતી૦ ૫૧
સતીમાતા હવને બેઠાં વિધિ કહીને થાય રે
પછવાડે જે લોક જ ઉભા જે અંબે કહેતા જાય—સતી૦ ૫૨
સતીમાતા તો હવન કરે છે લોક કરે છે વાત રે
લાલા સદાનંદ સગાં સહોદરે આપ્યા નાળીએર સાત—સતી૦ ૫૩
સગા સહુ નાળીએર આપીને ઉભાં આંસુ પાડે રે
સતી કહે તમે રોતાં રોની બહેરાંને કોણ વારે—સતી૦ ૫૪
સતી માતા તો હવને બેઠાં પાસે કંકુની થાળી રે
ચુડો ઉતારી ગોરાણિને આપ્યો માંઢે રાખી વાળી—સતી૦ ૫૫
સતીમા હવન કરીને ઉઠયાં હાથમાં લુગડાં લીધાં રે
કાંઠે આવી નાહિ કરીને વિધિયે તરપણ કીધાં—સતી૦ ૫૬

સતીમાતાએ સરવે કરીને પહેર્યો ધોળો સાળુ રે
પછી સતીમા મઢી કને આવ્યાં વાત કરી છે વારૂ—સતી૦ ૫૭
મઢી આગળ ત્યાંહ હવન કરીને વાત કરે અશ્વમેવ રે
એટલે તો પ્રભાત થયો છે ઉગ્યા સુરજદેવ—સતી૦ ૫૮
ત્યાથી સતીમા ઉઠી કરીને સુરજ પૂજા કીધી રે
સુરજ દેવને વિનતી કરીને આજ્ઞા માગી લીધી—સતી૦ ૫૯
સુરજ દેવની સ્તુતિ કરીને આજ્ઞા માગી લીધી રે
મઢી આગળ આવી કરીને પ્રદક્ષણા પંચ દીધી—સતી૦ ૬૦
એક હાથમા નાળીએર લઇને કાકડો લગાડી લીધો રે
મઢી આગળ ઉભાં રહિને સુરજને નમસ્કાર કીધો—સતી૦ ૬૧
લોક તણી બહુ ભીડ મળી છે તેહને આઘા કહાડો રે
જ્યારે સતીમા મઢીમા પેઠાં ત્યારે બે ઘડી ચડયો દાડો—સતી૦ ૬૨
જ્યારે સતીમા મઢીમા બેઠાં લાલા વેણીલાલ આવ્યો રે
લોક સહુ આઘા કરીને વેણીલાલ બોલાવ્યો—સતી૦ ૬૩
લાલા વેણીલાલે પ્રણામ કરીને સતીને વિનંતી કીધી રે
સતીમાતાએ નાળીએર આપ્યું આશિષ ઘણેરી દીધી—સતી૦ ૬૪
સતીમાતાના વચન થકી હુ વાણી કરૂં પરકાશ રે
લાલા સદાનંદ મઢીના મો કને લઈ ઉભા તરવાર—સતી૦ ૬૫
તેજ જોતી ત્રિભોવન માહે વર્ત્યો જેજેકાર રે
સતીમાતા કહે આ સગાથે મારો પાચમો અવતાર—સતી૦ ૬૬
તમે જાણુશો ચીસ પાડશે લોક કરે બહુ શોર રે
હું કાંઈ ચીસ પાડુ નહિ તમો છાનાં રાખો ઢોલ—સતી૦ ૬૭
લાલા સદાનંદ મઢી કને ઉભા પાસે ઉભા પાળા રે
સતીમાતાએ ઘી લઈને ભિજવી આની માલા—સતી૦ ૬૮
સતી મા કહે રે લાલા સદાનંદ આવ્યું ધણીનું તેડુ રે
તમને તો હું એટલું કહું છુ માહરૂં વધાવજો દેહથી—સતી૦ ૬૯
પછી સતીએ સંભારીને કાગળ ખોળામા લીધો રે
સતીમાએ પોતા સ્વામિનો જીવ સ્મરણ કીધો—સતી૦ ૭૦
અગર ચંદનનાં લાકડાં નાખ્યાં માહે તુલશીનાં કાષ્ટ રે
પહેલાં પોતાના કેશ લગાડી પછી લગાડ્યુ ઘાસ—સતી૦ ૭૧

ચોહોગમથી અગ્નિ લાગ્યો ઉપર નાખી ઘાસ રે
સતીમાયે વેમાને કીધો વૈકુંઠ ફેરો વાસ—સતી૦ ૭૨
જ્યારે સતીની મઢી લાગી ત્યારે થયો હંગામ રે
કોઈ વધાવે સોપારી પૈસા કોઈ વધાવે બદામ—સતી૦ ૭૩
કેટલાક સવારે આવ્યા ઘણા રહ્યા છે રાત રે
સતીમાતા અલોપ થયાં તે જુગમાં ચાલી વાત—સતી૦ ૭૪
સંવત ૧૭૯૭ ના ભાદરવા વદ સાર રે
દ્વારશી શુભ વાર ભ્રગુએ સતી થયાં નિરધાર—સતી૦ ૭૫
એ ગરબો જે સાંભળે તેને વૈકુંઠ વાસ રે
નરનારી જે સાંભળે તે ફરી ન આવે ગર્ભવાસ—સતી૦ ૭૬
કણપીઠ કેશવ ચોકમાં તે અંબાજીનો ગુણગ્રામ રે
તેણે એ ગરબો બાંધ્યો છે નાના સુત દુર્લભરામ—સતી૦ ૭૭
સતીમા જોર થયાં નાગરી ન્યાતે રે મત ઘણાં થયા.

× ઇતિશ્રી સતીમાનો ગરબો સંપૂર્ણ. શ્રી. શ્રી.

સંપાદક : સુરેશ દીક્ષિત

## (૩) વિધવાવિવાહનો કાયદો

હિન્દુ સમાજે એક વિધવાની સ્થિતિ બહુ કઠિન અને દુઃખમય કરી મૂકેલી છે. તેનું જીવન તેને અપ્રિય થઈ પડે એવા પ્રકારનું તેના પ્રતિ વર્તન ચલાવવામાં આવે છે. એટલે સુધી કે તેનો ધણી મરણ પામ્યે એટલે તેનું સર્વસ્વ લૂંટાઈ જાય છે, તે નિરાધાર થઈ પડે છે. કદાચ સંતતિ હોય તો તેને કાંઈક આશ્વાસન રહે છે, કાંઈક જપ વાળીને બેસવાનો આરો હોય છે. પણ જો એકલવાઈ હોય છે તો હડધૂત થાય છે; તિરસ્કારાય છે. તેની ઉપાધિઓની સીમા હોતી નથી. શુભ કામમાં તે ભાગ લઈ શકે નહિ; વખતે સામી મળે તો તે અપશુકનિયાળ ગણાય છે. સાસરિયામાં તેની વહારે ચડે કે સહાનુભૂતિના બે મીઠા શબ્દો કહે એવું કોઈ જવલ્લે જ હોય છે. મહેણાંટોણા ખાતા પણ તેને એમ સદા લાગે કે તે ઘરની એક વિધવા છે; દાસી છે.

જે સ્ત્રી પતિ પાછળ સતી થઈને બળી મરી તેણે એક વખતના અગ્નિમાં જ્વાળાનું કષ્ટ સહન કર્યું, પણ તે તો સદાને માટે એક વિધવાનો

× જુઓ પ્રસ્થાન, સંવત ૧૯૮૭, ફાગણ.

દુઃખમાંથી છૂટીને સુખી થઈ. પણ જે એ માર્ગે ન વિચરતાં સંસારમાં રહી, તેની બૂરી દશા થઈ; તેને તો જિંદગીપર્યંત સળગતી ભઠ્ઠીમાં જીવન વ્યતીત કરવાનું નસીબે રહે છે, એ પરિતાપ થોડો હોતો નથી.

આપણા સમાજમાં બાળલગ્નનો ચાલ બહુ જામેલો અને જૂનો સમયથી ચાલતો આવે છે. તેને કારણે આપણે અહીં વિધવાઓનું પ્રમાણ અન્ય દેશો કરતાં મોટા પ્રમાણમાં મળે છે. તેમાંય વિધવાવિવાહની છૂટ નહિ એટલે એ સંખ્યા વધુ જ રહે છે. આ સ્થિતિમાં વિધવા પ્રતિ વિશેષ ધ્યાન ખેંચાય અને તે પ્રશ્ન પુષ્કળ ચર્ચાય એ દેખીતું છે

મનુ, નારદ, પારાશર વગેરે સ્મૃતિગ્રંથોમાં વિધવાને ફરીવાર લગ્ન કરવાને સંમતિ દર્શાવેલી છે; અને વેદકાળમાં નિયોગની પ્રથા પ્રચલિત હતી. પણ વચલા ગાળામાં સંજોગવશાત્ સમાજબંધારણમાં પરિવર્તન થવા પામ્યું, રૂઢિબળ સર્વોપરિ થઈ પડ્યું રૂઢિ એ જ શાસ્ત્ર મનાવા લાગ્યું. એટલે સુધી કે એક સ્ત્રી નાસી જાય, વટલી જાય ને લગ્ન કરે એ આપણે સહી લઈએ, પણ તેને પુનર્લગ્ન કરવાની રજા તો ન જ અપાય. અને તેમાં વિરોધ માલૂમ પડે તો સ્ત્રીવર્ગનો જ. વિધિની કેવી વિચિત્રતા !

જયપુરના રાજા બીજા જયસિંહે પોતાના રાજ્યમા પુનર્વિવાહની પરવાનગી આપવા નિર્ણય કર્યો, પણ એમનાં માતુશ્રીએ તેનો વિરોધ કરી એવી વિચિત્ર દલીલ કરી કે મને પ્રથમ પરણાવ અને પછી એ ચાલને ચાલુ કર

પેશ્વાના દરબારમા ફરસુરામ ભાઉ અગ્રસ્થાન ભોગવતા હતા, તેમનો માનમર્તબો મોટો હતો તેમની પુત્રી દુર્ગાબાઈનુ નવ વર્ષની વયે લગ્ન થયુ હતું. લગ્નસમારંભ પૂરો થયો ન હતો એટલામા વરરાજા કાળનો ભોગ થઈ પડ્યો. હાહાકાર વર્તી રહ્યો. સૌની દિલસોજી એમના તરફ વળી એમણે તો સંસારમાંથી નિવૃત્ત થવાનો નિશ્ચય જાહેર કર્યો, પણ પેશ્વા એમની સેવાનો લાભ ખોવા ઇચ્છતા નહોતા. તેથી શ્રી શંકરાચાર્યની સલાહ તેમણે આ કેસમા માગી, પણ શ્રી શંકરાચાર્યને ફરસુરામ ભાઉ પ્રતિ કાંઈક દ્વેષ હોઈને એનો નિર્ણય તેમણે આપ્યો નહિ. તે પરથી પેશ્વાએ કાશીના પંડિતોનો અભિપ્રાય મંગાવ્યો, અને તેઓએ પુનર્લગ્ન કરવાની સંમતિ આપી શ્રી શંકરાચાર્યના અને તેમના આશ્રિત પૂનાના બ્રાહ્મણોના હાથ આમ હેઠા પડતાં તેઓએ બીજી યુક્તિ અજમાવી. ફરસુરામ ભાઉનાં

પત્નીને તેમણે હાથ પર લીધાં, અને તેની પાસે જ ફરી લગ્ન કરાવવાને ના પડાવી કે, એ પુનર્લગ્નનો ધારો ચાલુ થાય અને પોતાના કુટુંબને કલંક લાગે તેના કરતાં દીકરીનું વૈધવ્યનું દુઃખ સહન કરી લેવામાં પોતે તત્પર છે.

એવો ત્રીજો પ્રયત્ન બંગાળામાં ઢાકાના રાજવલ્લભે અઢારમા સૈકાના મધ્યમાં કર્યો હતો, પણ કિશનનગરના મહારાજા અને સ્થાનિક પંડિતો સામા થયા એટલે તે પ્રયત્ન પડતો મૂક્યો હતો.

સન ૧૮૨૯ માં લોર્ડ વિલિયમ બેન્ટિકે સતીનો ચાલ બંધ પાડ્યો, । સત્કાર્યથી ઉત્તેજિત થઈને કેટલાક સુધારકોએ વિધવાવિવાહ દાખલ રવા તજવીજ કરી, પણ તેમા તેઓ નિષ્ફળ ગયા હતા.

વળી બાબુ શ્યામચરણદાસે તેમની બાળકન્યા વિધવા થતાં નીચે મુજબ પ્રશ્ન પંડિતોને અભિપ્રાય સારુ મોકલ્યો હતોઃ

એક શૂદ્રની વિધવા કન્યા, જેણે પતિનું સુખ જોયું નથી અને સતી થવાને અથવા વૈધવ્યનું દુઃખ સહન કરવાને અશક્ત છે, તે શાસ્ત્રાનુસાર ફરી લગ્ન કરી શકે ?

રાજા રાધાકાન્ત દેવના ઘરમાં પ્રસ્તુત પ્રશ્નનો નિર્ણય કરવા સારુ પંડિતોની સભા મળી હતી અને તેમણે એવું પ્રમાણપત્ર આપ્યું હતું કે શૂદ્રની કન્યા ફરીવાર લગ્ન કરી શકે, પણ એ વાત એટલેથી અટકી હતી. અને એ નિર્ણય કાગળ પર જ રહ્યો હતો. *

પણ તે અમલમાં મુકાવવાનો યશ સુપ્રસિદ્ધ પંડિત ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગરના ભાગ્યે નિર્માયો હતો. સનાતની પંડિતોની પરવા ન કરતાં તેમણે વિધવાવિવાહના પ્રશ્નની ઝુંબેશ ઉપાડીને લોકમત કેળવવા માડ્યો. પોતાનો સાથ મજબૂત કરીને વિધવાવિવાહનો કાયદો પસાર કરવા કંપની સરકારને, સંખ્યાબંધ સહીઓ મેળવીને અરજી કરી. તેમાં તેમનો વિજય થયો. સન ૧૮૫૬ માં અંગ્રેજ સરકારે વિધવાવિવાહનો કાયદો પસાર કર્યો. એ સત્કાર્ય માટે એકલી વિધવા બહેનો જ નહિ, પણ સમસ્ત હિન્દુ સમાજ કંપની સરકારનો બહુ ઋણી થયેલો છે.

* જુઓ Text Book of Modern History, Vol II. p. 201.

પ્રસ્તુત કાયદો અમલમાં આવ્યા પછી તેનો લાભ લેનાર સ્ત્રીપુરુષની સમાજ તરફથી ખૂબ સતામણી થતી એ આપણે આપણા પ્રાન્તમાં ધનકોરબાઈ અને માધવદાસની અને જીવકોર અને લલ્લુભાઈની હકીકત પરથી જાણી શકાય છે. પણ જનતામાં કેળવણીનો પ્રવાહ વધતાં, લોક મત જાગ્રત થતાં અને સંજોગોમા ફેરફાર થતાં અગાઉની પરિસ્થિતિ અત્યારે તદ્દન બદલાઈ ગઈ છે અને વિવાહ કરનારા ઝાઝી સંખ્યામાં મળી આવે છે તેમ જ તેના સામેની સૂગ પણ ઓછી થઈ ગઈ છે.

કાયદો પસાર થયો ત્યારે તેમાં એક જ મુદ્દા પર ભાર મૂકવામાં આવ્યો હતો અને તે એ કે એ લગ્ન કાયદેસર ગણાય અને લગ્નથી થયેલી સંતતિ કાયદેસર વારસાના સર્વ હક્કને પ્રાપ્ત થાય, પણ તેની સાથે એવું તેમાં ઉમેરવામાં આવ્યુ હતું કે તે વિધવા બાઈ પુનર્લગ્ન કરે તો તેના પ્રથમ ધણીના કુટુંબ વા તેની મિલકત પર કાંઈ હિત દાવો ધરાવી શકે નહિ.

આ કાયદો પસાર થયે ઘણાં વર્ષ થઈ ગયા છે. હવે સમાજસ્થિતિમાં બહોળા ફેરફાર થવા પામ્યા છે, અને ન્યાયની ખાતર ફરી લગ્ન કરનાર વિધવાને તેના આગલા ધણીનાં સંતાનો તેના રક્ષણ નીચે રહે તેમ જ જેની સાથે પોતાનું જીવન અગાઉ જોડ્યું હતું તેની મિલકતમા તે હકદાર વારસ થાય એ ઇચ્છનીય અને યોગ્ય છે.

## (૪) ફાંસિયા વા ઠગ લોકો.

આપણી કેટલીક જૂની વાર્તાઓમાં તેનો નાયક સાહસ અર્થે નીકળે તેને રસ્તામાં ઠગ લોકો, ફાંસિયા વગેરેનો ભેટો થાય, તેમના સાણસામા ન સંપડાતાં તે વિજયવંત નીવડી આગળ વધે અને ધારેલો હેતુ પાર પાડે એવું વાંચેલું કે સાંભળેલુ ઘણાના સ્મરણમાં હશે અને જૂના કાળમાં ધાડપાડુ, ફાંસિયા, ઠગ લોકો વગેરેનો ભારે ભય રહેતો તેના સૂચક ઉલ્લેખો આપણા સાહિત્યકારોએ કરેલા છે. જેમકે નવલરામરચિત 'વીરમતી' નાટકમાં વીરમતીનું જામોતી ગુણકાના હાથમા ફસાવુ, નંદશંકર રચિત કરણઘેલાની નવલકથામાં પ્રધાન માધવનું બે વેદાન્તી બ્રાહ્મણોને મળવુ, વગેરે. ભયના માર્યા જાનમાલ લૂટાવાની બીકે એ કાળે આપણા લોકો બહુધા પ્રવાસે

નીકળતા નહિ અને જે કોઈ પ્રવાસેનીકળતા તે સાથે-વળાવા કે હથિયારબંધ ચોકીદાર રાખતા.

તીર્થયાત્રા કરવી એ દરેક ધર્મમાં આવશ્યક ગણાયું છે અને એ માન્યતાથી આપણા જે લોકો બહાર નીકળતા તે રસ્તામાં ભય અને જોખમને લઈને, જાણે કે એ છેવટની વિદાય છે એમ સમજીને કેટલાક તો જીવતા જ જીવતક્રિયા કરી લેતા; અને તેમને વળાવા સારુ આખું ગામ ઊલટતું; અને તેઓ સહીસલામત પાછા ફરે તો પ્રભુનો પાડ માનતા અને ગંગાપૂજન જેવા વિધિ ઊજવી ઉત્સવ કરતા હતા.

એ ઠગ અને ફાંસિયા લોકોનું જૂથ બહુ મોટું અને વિસ્તરેલું હતું. તેઓ દેવી ભવાનીને માનતા; અને તેમાં તાજ્જુબ થવા જેવું એ હતું કે મુસ્લિમોને તેનો બાધ નડતો ન હતો. એક શિકારીની પેઠે તેમની જાળમાં ફસાનારના પ્રાણ તેઓ લેતા; અને દેશમાં કેન્દ્રિત સત્તાના અભાવે તેમની પ્રવૃત્તિને ખાળનાર કે દાબી દેનાર ભાગ્યે જ કોઈ આગળ પડતુ. સ્થાનિક સત્તાધારીઓ પણ, જેવા કે જમીનદારો, ગિરાસદારો, ઠાકોરો પણ તેમની છેડતી કરતા નહિ; એટલું જ નહિ, પણ તેમની સાથે, તેમની પાસેથી લૂંટમાંથી લાભ મળવાની લાલચે, ભળી જતા; એક જ શરતે કે તેઓ તેમની રૈયતને રંજાડે નહિ. આ પરિસ્થિતિમાં ઠગ લોકોનું પ્રાબલ્ય જામે એ નવાઈભર્યું નથી.

પણ અંગ્રેજોની સત્તા આપણા દેશમા દૃઢ થતાં તેમની નજર કંપની સરકારના કેટલાક સિપાઈઓ અને અમલદારો તેમના શિકાર બન્યા ત્યારે ઠગ લોકોની હિલચાલ પ્રતિ ગઈ; અને તે હિલચાલ એવી ભયાનક માલૂમ પડી કે તેમણે તેને નિર્મૂળ કરવાનો નિશ્ચય કર્યો. તે કાર્ય સારુ કંપની સરકારે કર્નલ સ્લીમેનને નિયુક્ત કર્યો. એણે એ પ્રવૃત્તિનો નાશ કરવામાં અગ્ર ભાગ લીધો હતો. ઠગ લોકોની પ્રવૃત્તિ અને તેના વિસ્તાર વિષે કર્નલ સ્લીમેને રજૂ કરેલો રિપોર્ટ કિંમતી છે; અને કર્નલ મેડોઝ ટેલરે Confessions of a Thug—ફાંસીગરની એક અદ્‌ભુત કથા—એ પુસ્તક રચીને એ લોકોનાં દુષ્ટ કૃત્યોનો તાદૃશ ચિતાર ખડો કર્યો છે. અહીં તો એ લોકો કેવી સિફતથી તેમનું કાર્ય કરતા તેને લગતો એક બનાવ કર્નલ સ્લીમેને નોંધેલો છે તે આપીશું.

"અમીરી દેખાવનો, ખૂબસૂરત અને મજબૂત બાંધાનો એક મુગલ સરદાર પંજાબથી ઓધ જવા સારુ નીકળ્યો હતો. મેરઠ નજદીક મુરાદાબાદ અને બરેલીના રસ્તે પસાર થતાં ગંગા નદી તે ઊતર્યો. સુંદર તુર્કી ઘોડા પર તે સવાર થયેલો હતો અને તેની સાથે રાવત અને બબરચી એમ બે નોકરો હતા. નદી ઊતર્યા પછી થોડેક રસ્તે જતા એ રસ્તે મુસાફરી કરતી, સારાં કપડા પહેરેલા અને સભ્ય દેખાતા મનુષ્યોની એક ટોળી મળી. માનપૂર્વક તેમણે સરદારને સલામ ભરી તેમની સાથે વાતચીતમા જોડાવા પ્રયત્ન કર્યો. પણ સરદારે ઠગો વિષે ખૂબ સાભળેલુ હતુ એટલે તેમને આઘા જવાનુ કહ્યું. એ લોકોએ તેના એ વહેમને હસી કાઢયો અને એ ભ્રાંતિ દૂર કરવા તજવીજ કરી, પણ તેઓ તેમા ફાવ્યા નહિ. સરદાર મક્કમ જણાયો; અને તેને ગુસ્સે થતો જોઈ ને તેમણે રજા લીધી અને પાછળ ધીમે ધીમે ચાલવા માડયું. બીજે દિવસે એટલા જ મનુષ્યની બીજી ટુકડી મળી, પણ તે જુદા દેખાવની અને સઘળા મુસલમાનોની. તેમણે પણ અગાઉની ટોળીની પેઠે સરદારને સભ્યતાપૂર્વક સલામ ભરી, રસ્તામા ભયની વાત કાઢી, ભેગા જવાની અગત્ય બતાવી, અને એ જ માર્ગે પસાર થતા કોઈ ઘોડેસવારના રક્ષણનો લાભ લેવાની ઇચ્છા દર્શાવી. મુગલ સરદારે એક શબ્દ કાઢયો નહિ, અને રસ્તે કોઈ સાથી નહિ રાખવાનો નિશ્ચય બતાવ્યો છતાં તેઓ ચીવટાઈથી વળગવા લાગ્યા એટલે તેનો મિજાજ ગયો અને તલવાર પર હાથ મૂકીને કહ્યું, દૂર ખસો છો કે નહિ, નહિ તો તે તેમનુ શિર ધડ પરથી જીદુ પાડશે તેના ખભે તીરકામઠુ ભેરવેલુ હતુ. કમરે પટામા પિસ્તોલ હતી અને બાજુમા તલવાર હતી. આમ તે પૂરેપૂરો સજ્જ હતો. સાજના જે ધર્મશાળામા તે ઊતર્યો હતો ત્યા જુદી ટોળી ભેગી થઈ. તેઓ રાવત અને બબરચી સાથે હળી ગયા. તેઓ પણ મુગલ સરદાર જે રસ્તે જતો હતો તે રસ્તે પસાર થતા હતા. સવારે મુસાફરી કરતા સરદાર તેમની નજદીક આવી પહોચ્યો. તેમણે સલામ કરી. બબરચી અને રાવત જે પાછળ આવતા હતા તેમની સાથે તેઓ વાતે વળગ્યા. સરદારે પાછો ગુસ્સો કર્યો અને તેમને ખસી જવાનું કહ્યું પણ એના નોકરોએ સોબત સારુ તેમને સાથે રહેવા દેવા અરજ કરી, પણ તેણે તે ગણકાર્યું નહિ. પછી એ અજાણી ટોળી પાછળ પડી ગઈ. બીજે દિવસે એક વિશાળ ઉજ્જડ વેરાનની મધ્યમા તેઓ આવી પહોંચતા સરદાર મોખરે અને તેના બે નોકરો કેટલેક છેટે ચાલતા, એક છ માણસની ટોળી મરણ પામેલ શબની પાસે બેસીને રડતી જોવામાં આવી.

તેઓ સૈનિક હતા; લાહોરથી લખનૌ જતા હતા. તેમનાં બાલબચ્ચાંને મળવાની ઉમેદમાં તેઓ લાંબી મુસાફરીના શ્રમથી થાકી ગયા હતા. તેમનો સાથી, જે તેમના કુટુંબનો આધાર હતો, તે શ્રમથી મૃત્યુ પામ્યો હતો. તેમણે તેના સારુ કબર ખોદી હતી. તેઓ ગરીબ અજ્ઞાન મનુષ્ય હતા અને અંતિમ ક્રિયા સારુ કોઈ કુરાન પઢે એવા પુરુષની શોધમાં બેઠા હતા. આપ નામદાર જો અમારા સારુ કુરાનનો પાઠ પઢશો તો ખચિત આ દુનિયામાં અને બીજી દુનિયામાં આપનું શ્રેય થશે. તે સાંભળીને મુગલ સરદાર નીચે ઊતર્યો. મક્કા તરફ શબનું માથું કરી, જે રાવતે બરોબર ગોઠવ્યું; શેતરંજી પાથરી સરદારે તેનું બાણ અને ભાથું નીચે મૂક્યાં; બંદૂક અને તરવાર દૂર કરી નજદીક મૂક્યાં અને પાણી મંગાવ્યું, જે વડે હાથ, પગ, મો વગેરે ધોઈને પોતે સ્વચ્છ થયો. તે પછી પોતે ઘૂંટણીએ પડીને સ્પષ્ટ ખુલ્લા અવાજે છેલ્લી અંતિમ ક્રિયાની બંદગી ભણવા લાગ્યો. તેની બેઉ બાજુએ એ ગરીબ સિપાઈઓમાંના એકેક ઘૂંટણીએ પડેલા હતા. બીજા ચાર થોડે જ દૂર રાવત અને બબર્ચીને પાસે નહિ આવવા, જેથી પ્રાર્થનામાં વિક્ષેપ ન પડે એમ કહેવા, આઘા ખસ્યા હતા. સઘળી તૈયારી થઈ જતાં એ ચાર પૈકીના એકે ધીમેથી નિશાની કરી કે એ ત્રણેના—સરદાર અને તેના બે નોકરોના—ગળાની આસપાસ તેમના રૂમાલ ફરી વળ્યા અને થોડીક મિનિટમાં તેઓ મરણ પામ્યા. પછી એકનું માથું બીજાના પગ પાસે એ પ્રમાણે કબર ખોદીને તેમને દાટ્યા. જે ટોળીઓ સરદારને મળી હતી તે સઘળી ઔધની જમાલદેહી ઠગોની હતી. મુગલ સરદારનો વિશ્વાસ હમેશની રીતિ મુજબ મેળવવામાં નિરાશા મળતાં અને સરદાર પાસે પૈસા અને જવાહિર હતું તેથી તેઓએ સરદારને શસ્ત્રવિહીન કરવાને આ યુક્તિ ગોઠવી હતી. મેદાનના રસ્તાની બાજુએ કબર ખોદીને પોતાની ટોળીમાંના એકને મૃત્યુ પામેલ સૈનિક બનાવ્યો હતો. મુગલ સરદાર શરીરે બહુ ભરાઉ હોઈને એવા મનુષ્યમાં બને છે તેમ ધમપછાડ કર્યા વિના તે તરત મરણ પામ્યો હતો અને તેના બે નોકરો પણ પોતાના પ્રાણ બચાવવા કાંઈ કરી શક્યા નહોતા."×

આપણા પ્રાંતમાં એ ઠગોનું પ્રાબલ્ય ઝાઝું નહોતું, તો પણ તેના ભણકારા સંભળાતા હતા. તેનું ઘાતકીપણું વર્ણવ્યું જાય એમ નથી. આપણને અત્યારે તેનો ખ્યાલ નહિ આવે, પણ તેને લગતું ઉપલબ્ધ સાહિત્ય આપણે વાંચીએ છીએ ત્યારે આપણાં રૂવાં ઊભાં થાય એવાં તે કૃત્યો હતાં

× 'Rambles and Recollections' by Colonel Sleeman, p. 80

## (૫) ગુલામી વેપાર

"Do we indeed hold that 'all men are created equal'—endowed by the Creator with an inalienable right to life, liberty and the pursuit of Happiness? If we do, then we are bound to adopt as the only logical and humane application of the principle to the facts of slavery in the modern world, the official committment of the League of Nations viz. '*the total abolition of slavery in all its forms.*' "*

—*Lady Simon*

ગુલામી પ્રથા છેક પ્રાચીન સમયથી જોવામાં આવે છે બનતું એવું કે લડાઈમાં હાર પામીને જે પકડાતા તેમને ગુલામ કરીને રાખવામાં આવતા હતા. હિન્દુસ્તાનમાં આર્યોએ પણ દસ્યુ લોકોને હરાવી, તેમને શૂદ્ર જાતિના ગણી, દાસનું સ્થાન આપ્યું હતું. રોમન અને ગ્રીક પ્રજાઓ એ જ પ્રમાણે વર્તી હતી. તેઓ માનતા કે કેટલાંક કામો અને મજૂરી તો ગુલામોને જ લાયક છે.

એ ગુલામો તેમના માલિકની મિલકત ગણાતી; એટલે સુધી કે તે ગુલામના વંશજો પણ ગુલામ થઈ રહેતા અને બીજી મિલકતની પેઠે તેમનું વેચાણ થતું તેમ જ તેમને ગીરે મૂકવામા વા ભાડે આપવામા આવતા હતા.

તેઓ એટલેથી અટકતા નહિ, પણ તેમને દેહાતની સજા સુધ્ધા કરતા, એ નીચે નોંધેલા દાખલા પરથી જણાય છે. ગુલામો પ્રત્યે કેવું વર્તન આચરવામાં આવતું તેનો કટાક્ષ કરતાં જાણીતા રોમન કવિ જયુવનલે લખ્યું છે કે એક ચડાઉ અને કુલટા સ્ત્રીએ તેના એક ગુલામને કાંઈક વાંક બદલ દેહાત-દંડની શિક્ષા કરી. તે પરથી તેના પતિએ તે સ્ત્રીને તે વિષે ફરી વિચાર કરવાનું સૂચવી તેનો શો ગુનો થયો છે તે જાણવાને પૂછ્યું અને જણાવ્યું કે

* જુઓ 'Slavery' by Lady Simon, p 7.

કોઈ મનુષ્યને દેહાંતશિક્ષા કરતાં થોડોક સમય તે પૂર્વે થોભી જવું એ રીતિ હિતાવહ છે. આથી બાર્ઈ સાહેબનો પિત્તો ઊકળી આવ્યો અને તેણે પ્રત્યુત્તર આપ્યો, એ ચક્રમ! (You lunatic!) તમે એક ગુલામને મનુષ્ય માનો છો? (do you call a slave a man?) ધારો કે તેણે કોઈ જ ગુનો કર્યો નથી; તેમ છતાં તેને દેહાંતદંડ કરવાને હું ઇચ્છું છું; અને તે સજા હું ફરમાવું છું તે માટે આટલું કારણ બસ છે.* ગુલામી એટલે એ મનુષ્યની એવી એક સ્થિતિ વા દરજ્જો, જેના પર માલિકીના તમામ હક્ક ભોગવી શકાય.

આ ગુલામો પર જ કામકાજનો, મહેનત મજૂરીનો સર્વ બોજો નાંખીને રોમન પ્રજા ભોગવિલાસમાં પડી ગઈ હતી અને તેને લઈને ઇતિહાસકારો જણાવે છે કે તેની પડતી જલદી થઈ હતી.

ગયા સૈકામાં ગુલામી વેપારની બંધી કરવામા આવી ત્યા સુધી ગુલામ એક નિર્જીવ બજારુ વસ્તુની પેઠે વેચાતો અને તેના જીવનનું કાંઈ પણ મૂલ્ય નહોતુ. તો પછી તેમના સુખદુ:ખની પરવા જ કોણ કરે? અને ગુલામગીરીથી સમાજજીવન પર નૈતિક ખરાબ અસર થાય છે એનો વિચાર જ ઉદ્‌ભવે ક્યાંથી?

સત્તરમા સૈકામાં યુરોપની પ્રજાઓ નવા મુલકોમા જઈ વસતી. તે પ્રદેશને સુધારવા ખીલવવા અને આબાદ કરવા આફ્રિકામાંથી લાખો ગુલામો ખરીદ કરી તેમનો છૂટથી ઉપયોગ કરવા મંડી હતી; અને તેમાં નવું કશુ નહોતું. પણ તેમણે સખ્તાઈથી અને નિર્દયતાથી તેમની પાસેથી કામ લેવા માંડ્યું; અને તેના હેવાલ ઇંગ્લેંડ પહોંચ્યા ત્યારે ત્યાંનો કેટલોક વર્ગ ખળભળી ઊઠ્યો હતો. એ સાંસ્થાનિકો જ્યારે ઇંગ્લેંડ જતા ત્યારે તેમની સાથે ગુલામોને પણ લઈ જતા. એવો એક ગુલામ તેના માલિક પાસેથી નાસી છૂટતા અને ફરી પકડાતાં ત્યાં તેના છુટકારા સંબધમા એક મોટો કેસ થવા પામ્યો હતો. સન ૧૭૭૨ મા લોર્ડ મેન્સફીલ્ડે તેનો ફેસલો આપતાં એમ પ્રતિપાદન કર્યું હતુ કે ઇંગ્લેંડની ભૂમિ પર ગુલામ સંભવી શકે નહિ, અને તે પછી તેમના છુટકારા સારુ ચળવળ શરૂ થતાં સન ૧૮૦૭ માં અને સન ૧૮૧૪ મા પાર્લમેન્ટના એક્ટ પસાર થયા તેની રૂઈએ ગુલામી વેપાર કરનારને એક ચાંચિયાના ગુનામાં ગણવા જણાવાયું હતું.

* 'Slavery' by Lady Simon, p. 230.

સન ૧૮૩૩ માં તે એક્ટ ફરી સુધારવામાં આવ્યો. તેમાં ગુલામની પ્રથા આખા બ્રિટિશ સામ્રાજ્યમાંથી બંધ પાડવાનો નિર્ણય થયો હતો.

એ પરોપકારી કાર્યમાં જે દયાળુ પુરુષોએ અગ્ર ભાગ ભજવ્યો હતો તેમનાં નામો નીચે પ્રમાણે છે :

ગ્રેનવીલ શાર્પ, વિલિયમ વિલ્બરફોર્સ, થોમ્સ ક્લાર્કસન, ઝેકરી મેકોલે, ટી એફ. બકસ્ટન, જોન સ્મિથ અને ડેવિડ લિવિંગ્સ્ટન.

પણ તે સંબંધમાં વધારે સનસનાટી તો હેરિયટ બિચર સ્ટોનું Uncle Tom's Cabin—ગુલામી વેપાર*—એ નામનું પુસ્તક પ્રસિદ્ધ થયું ત્યારે જનતામાં પ્રસરી હતી. કેટલાક પુસ્તકો જનસમાજમાં પરિવર્તન કરનારાં થઈ પડે છે, તેમાં આ પુસ્તકની ગણના કરી શકાય; એવી સચોટ અસર એ પુસ્તકની થવા પામી હતી.

હિન્દુસ્તાનમાં ગુલામોની એ જ સ્થિતિ હતી. અરબસ્તાન અને આફ્રિકામાંથી સેંકડો ગુલામ અહીં આવતા. તે તરત જ વેચાઈ જતા હતા. સન ૧૮૪૧ માં સર બાર્ટલ ફ્રીએ ગુલામોની ગણતરી કરી ત્યારે કંપની સરકાર હસ્તકના ત્રણ ઇલાકામાં તેમની સંખ્યા એંસી લાખના આશરે થવા જતી હતી, અને દેશી રાજ્યો અને સ્વતંત્ર એવા હિંદના પ્રદેશનો સમાવેશ કરતાં તે આંકડો એક કરોડ અને સોળ લાખનો થતો હતો. સો વર્ષ પૂર્વે આપણા દેશની સમાજસ્થિતિનું એ ચિત્ર હતું +

કંપની સરકારના આગ્રહથી નેપાલના મહારાજાએ એ ગુલામી વેપારને પોતાની હકૂમતમાંથી બંધ પાડવાનું સમજાવતાં પોતાની રૈયતને બોધ કર્યો હતો. તેમાં એક હૃદયદ્રાવક દૃષ્ટાંત એઓશ્રીએ આપ્યું હતું; અને તે એ બદીનું લાક્ષણિક (typical) દૃષ્ટાંત હોઈને અત્રે નોંધીશું.

એક બાઈ, જે ગુલામડી હતી તેણે સાત છોકરાને જન્મ આપ્યો હતો; અને તેના માલિકે તેની આજીજી અને અશ્રુભરી વિનવણી છતાં તેની એક છોકરી અને ચાર છોકરાને વેચી માર્યા હતા. તેણે સરકારી ઓફિસરને કરેલી ફરિયાદમાં દર્શાવ્યું હતું કે તેનાં છોકરાંને તેની માથી

* ગુજરાતીમાં આ પુસ્તક જીવનલાલ અમરશી તરફથી નીકળતી 'જ્ઞાનવર્ધક ગ્રંથમાળા' માં છપાયું છે.

+ જુઓ 'Slavery in British India' by Mr. Banaji, p. 203.

વિખૂટા કરવામાં બીજા કશાથી જે વેદના થાય તેનાથી એ દુઃખ વિશેષ હતુ, જે સહ્યું જાય એવુ નહોતું. પોતા પર પડેલી વિપત્તિને તે પાછલા ભવનાં કર્મોનુ ફળ માની, એ આશ્વાસન પર ટકી રહી હતી; પણ તેના નિષ્ઠુર શેઠે તેના ધાવણા બાળકને જ્યારે તેની પાસેથી છીનવી લીધું ત્યારે તેનું હૃદય સાવ ભાંગી ગયું. તેણે એ શેઠને, આપણે જેમ આપણું વહાલું બાળક મૃત્યુશય્યા પર પડ્યું હોય અને પ્રભુને તેને બચાવવા સારુ પ્રાર્થના કરીએ એવી લાગણીપૂર્વક રોઈને કાલાવાલા કર્યા હતા, પણ તે સઘળા વ્યર્થ ગયા. એ પાષાણહૃદયી પુરુષ પર તેની કાંઈ અસર થવા પામી નહિ. આવા અમાનુષી વર્તાવથી, પશુ જેમ તેના બાળક પર હુમલો થતાં વીફરે છે અને હુમલો કરનારની સામે ઉગ્રતાથી ધસે છે તેમ તે સ્ત્રી ઉન્મત્ત બની અને સર્વ પ્રજાના રક્ષક મહારાજા પાસે તેના દુઃખનિવારણ અને દયા સારુ આવીને ઊભી રહી હતી. મહારાજાએ તેના માલિકને સમજાવ્યું કે એ નિર્ભાગી સ્ત્રી પ્રત્યે તે ખોટું વર્તન કરે છે. એ નિર્દય વર્તન સારુ તેણે ઈશ્વરને જવાબ આપવો પડશે આ બધી દલીલોની તેના પર કશી અસર થવા પામી નહિ. ત્યારે મહારાજાએ એ સ્ત્રીને તેનાં બાલબચ્ચાં જે વેચાયાં હતાં તે ફરી ખરીદ કરી શકાય એટલું ધન આપીને એ મુશ્કેલીનો માર્ગ કાઢ્યો હતો. +

તે પછી અંગ્રેજી રાજ્યઅમલ સ્થપાતાં ધીમે ધીમે ગુલામીનાબુદીની દિશામાં પ્રગતિ થતી રહી છે.

શ્રીમંત મહારાજા સર સયાજીરાવ ત્રીજાએ તેમના મુલ્કમા વસતી કાળીપરજની સુધારણા અર્થે, તેમને કેળવણી આપવા, તેમના સારુ જુદાં છાત્રાલય ઉઘાડવા, ગયા સૈકાના આખરના વર્ષોમાં પ્રયાસ આદર્યા હતા,- અને સન ૧૯૩૦ ની સત્યાગ્રહની ચળવળ વખતે એ રાનીપરજની સુધારણાનો પ્રશ્ન આગળ આણવામાં આવ્યો હતો પણ તે દિશામાં સંગઠિત અને વ્યવસ્થિત કાર્ય, જેમના ત્યાગ અને સેવાભાવ માટે સમસ્ત ગુજરાત મગરૂરી લઈ શકે તે શ્રી અમૃતલાલ ઠક્કરે દોહદમા 'ભીલ સેવા મંડળ' સ્થાપીને ઉપાડ્યું છે; અને એવી પ્રવૃત્તિ અન્ય સ્થળે પણ શરૂ થયેલી છે, એ આશાજનક ચિહ્ન છે.

[ભીલસેવામંડળ એ આદિવાસીઓના કલ્યાણ માટે હિંદમા સૌથી જૂની સંસ્થા છે. પૂજ્ય ઠક્કરબાપાની દોરવણી નીચે ભીલ સેવા મંડળે

+ જુઓ 'Slavery' by Lady Simon, p. 128.

- જુઓ 'નવસારી પ્રાન્તની કાળીપરજ', લેખક પ્રેમાનંદ ઘેલાભાઈ.

આદરેલા કાર્યથી સારું ગુજરાત અને અન્ય આદિવાસી સેવકો સુપરિચિત છે. આ સંસ્થા પરદેશી પ્રચાર મંડળોનો વટાળનો હેતુ બાદ કરતાં, ખ્રિસ્તી પ્રચાર મંડળને ધોરણે રચાયેલી છે. તેની પ્રગતિના સમય દરમિયાન, માત્ર ભીલોનો જ પ્રશ્ન ઉપાડીને આ સંસ્થા બેસી નથી રહી, પણ જેમની સામાજિક ઉન્નતિ આપણી ઊગતી-લોકશાહીમાં તાત્કાલિક જરૂરની છે તેવી દલિત કોમો સમેતની પછાત જાતિઓના તમામ વર્ગોને સ્પર્શતા પ્રશ્નોને પણ આ સંસ્થાએ પોતાના સેવાકામ દરમિયાન આવરી લીધા છે.

..... ભીલ સેવામંડળ મુખ્યત્વે ભીલોની સામાજિક તથા આર્થિક ઉન્નતિ માટે અથાક પ્રયત્ન કરી રહ્યુ છે તે સાથે મોટા પાયા ઉપર શિક્ષણ-પ્રવૃત્તિ, સહકારપ્રવૃત્તિ, દારૂબંધીની સહાય વગેરે અનેક પ્રવૃત્તિઓ ચલાવી રહ્યું છે. ગુજરાતમાં દેશી રાજ્યોના વિલીનીકરણને લીધે આ મંડળનું કાર્યક્ષેત્ર દિનપ્રતિદિન વધુ વિસ્તૃત થવા લાગ્યુ છે. ભીલ સેવા મંડળની દેખરેખ નીચે કુલ નવ આશ્રમો ચાલે છે. ...

આ ઉપરાંત, સરકારે સર્વોદય યોજનાનું કાર્ય પણ મંડળને સોંપ્યું છે આ કામકાજ તા. ૧૬-૬-૪૯થી શરૂ થયું છે. તેમા ઝાલોદ તાલુકાના ૩૨ ગામો અને દાહોદ તાલુકાના ૧૩ ગામો મળી ૪૫ ગામો લેવામા આવ્યાં છે. ... સર્વોદય યોજના તરફથી નીચેની વિકાસપ્રવૃત્તિઓ હાથ ધરવામા આવી છે : (૧) ખેતીસુધારણા, (૨) કેળવણી, (૩) ગૃહોદ્યોગ, (૪) પશુઉછેર, (૫) મરઘાંઉછેર; (૬) પ્રચાર અને (૭) સામાજિક પ્રચાર.

——પંચમહાલના આદિવાસીઓ જયંતીલાલ મલકાણ,
આવૃત્તિ ૧૯૫૫, પૃષ્ઠ ૧૪૫થી ૧૪૯ માથા]

[ આદિવાસીઓની જીવનસુધારણા અંગે કાકા કાલેલકરના ઉદ્ગાર પણ અહી નોંધવા યોગ્ય લેખાશે ત્રીજી અખિલ હિંદ આદિવાસી પરિષદના પ્રમુખપદેથી તેમણે નીચેના ઉદ્ગાર પ્રગટ કર્યા હતા.

“ જ્યારે જ્યારે આપણે ભૂમિજનો અને ગિરિજનોની સ્થિતિ સુધારવાનું કામ કરતા હોઈએ ત્યારે આપણે આપણા ખ્યાલો એમની ઉપર લાદવાનો પ્રયત્ન નહિ કરવો જોઈએ આપણી પસંદગી અને કલ્પના મુજબના બીબામા તેમના જીવનને ઢાળવાનો પ્રયત્ન નહિ કરવો જોઈએ આદિવાસીઓ એ પ્રભુનું કલાત્મક સર્જન છે. આપણે તેમની સમક્ષ આધુનિક માણસની

ઇચ્છા મુજબની બધી સગવડો અને આદર્શો મૂકીએ અને તેમાંથી તેમને ઠીક લાગે તે તેઓ પસંદ કરી લે. તેમને ગમશે તે તેઓ પસંદ કરશે. તેમને પસંદ ન પડે તેનો અસ્વીકાર કરવા તેઓ સ્વતંત્ર હોવા જોઈએ."

—પંચમહાલના આદિવાસીઓ પ્રસ્તાવનામાંથી]

[આદિવાસીઓની સેવા કરવામાં જ પોતાના જીવનની સાર્થકતા જેમણે જોઈ તે ઠક્કરબાપાનો જન્મ ૧૮૬૯માં નવેમ્બરની ૨૯ મી તારીખે ભાવનગરમાં થયો હતો તેમનુ નામ અમૃતલાલ. તેના પિતા વિઠ્ઠલદાસ અને માતા મૂળીબા તેમનુ વસ્તારી કુટુંબ એટલે શિષ્યવૃત્તિઓ મેળવીને જ અભ્યાસ કર્યો અને એન્જિનિયર બન્યા. મુંબઈમાં નોકરી દરમ્યાન તેમને હરિજન-ભંગી કોમના સંપર્કમા આવવાનુ થયું. તેની દશા નજરે નિહાળી તેમણે ત્રાસ અનુભવ્યો. એ પછી તે હરિજન સેવક સંઘના આદ્ય સેવક શ્રી વિઠ્ઠલરાયજી શિંદેના સંપર્કમાં આવ્યા. તેમનો હરિજનસેવામાં રસ વધતો ગયો. અમૃતલાલ ઠક્કરનાં લગ્ન થયાં પછી તેમનો સંસાર બહુ ચાલ્યો નહિ. તેમના પત્નીનું અવસાન થયું. બીજીવાર તેમનાં લગ્ન થયાં પછી તેમની બીજી પત્નીનું પણ બે વર્ષમાં મૃત્યુ થયું. એ પછીના વર્ષે તેમના માતુશ્રી પણ સ્વર્ગલોક પામ્યા. ઠક્કરબાપાએ સંસારમાંથી મન પાછું ખેંચી લીધુ. ૧૯૧૪ મા તેમણે ગોપાલ કૃષ્ણ ગોખલેના હાથે ભારત સેવક સમાજમાં દીક્ષા લીધી. ત્યારથી તેમની સેવાપ્રવૃત્તિ વિકસવા માંડી. ૧૯૧૯ માં પંચમહાલમાં દુકાળ પડ્યો. ઠક્કરબાપાએ પંચમહાલમાં પગપાળા પ્રવાસ કરી આદિવાસીઓની દર્દભરી હાલત નજરે નિહાળી અને ત્યા તેમણે પોતાનું સમગ્ર ધ્યાન કેન્દ્રિત કર્યું. ૧૯૨૨ માં તેમણે ભીલ સેવા મંડળની સ્થાપના કરી. તેમનું ચિત્ત હવે માત્ર ગુજરાતના જ નહિ પણ સમગ્ર ભારતના આદિવાસીઓની ઉન્નતિ માટે તરફડવા માંડ્યુ. તેમણે ભારતના જુદા જુદા પ્રાંતોનો પ્રવાસ કરી આદિવાસીઓની વિટંબણાઓ જાણી. આ સમય દરમ્યાન તે ગાંધીજીના સંપર્કમા આવી ચૂક્યા હતા. ગાંધીજીએ એમના સેવાકાર્યની નવજીવનમાં નોંધ લીધી: 'ભાઈ અમૃતલાલ ઠક્કર પોતાનો સંન્યાસ શોભાવી રહ્યા છે. એમણે ભગવાં તો નથી પહેર્યાં, છતાં કામ તો સંન્યાસીને શોભે એવું કરી રહ્યા છે. બુઝર્ગ થયેલ છતાં તેઓ સુખે બેસતા નથી અને આસપાસનાને બેસવા દેતા નથી. ભાઈ અમૃતલાલ અંત્યજોના ગોર તો છે જ. હવે પહાડી જાતિઓના ગોર બનવાની સાધના કરી રહ્યા છે."

ગાંધીજીની અસહકારની લડત તે સમયમાં ચાલતી હતી. ઠક્કર બાપાએ પણ કેટલોક સમય જેલ વેઠી.

ગાંધીજીએ ૧૯૩૪ માં અસ્પૃશ્યતાનિવારણની ચળવળ અંગે આખા દેશમાં પ્રવાસ કર્યો ત્યારે ઠક્કરબાપા તેમની સાથે રહ્યા હતા. એમણે હરિજનો માટે તેમ જ આદિવાસીઓ માટે ખૂબ કામ કરીને પોતાની જાત ઘસી નાખી અને તેથી જ ૧૯૩૯ મા એમની સિત્તેરમી જન્મજયંતી નિમિત્તે ગાંધીજીએ સંદેશો મોકલ્યો હતો કે : બાપાનો જન્મ જ દલિતોની સેવા કાજે થયો છે. પછી ભલે તે અસ્પૃશ્ય હોય ભીલ હોય કે સાંથાલ હોય કે ખાસી હોય. બાપાની કદર કરવામા પણ આપણે દલિતોની જ કંઈક સેવા કરી રહ્યા છીએ. બાપાની સેવાથી હિન્દુસ્તાન ઊજળું છે. ૧૯૪૧ માં બાપા હરિજન સેવક સંઘના મંત્રી બન્યા અને આખા દેશમાં પ્રવાસ કરી હરિજન કાર્ય કરોને તેમણે માર્ગદર્શન આપ્યું ૧૯૪૬ માં હિંદુમુસ્લિમ રમખાણો થયાં ત્યારે પણ બાપા ગાંધીજીની સાથે તોફાનગ્રસ્ત વિસ્તારોમાં કાર્ય કરતા હતા પરંતુ ૧૯૪૭ મા ગાંધીજીની હત્યા થઈ તે ઘા તેમને જીરવવો મુશ્કેલ થઈ પડ્યો. પરંતુ બાપુનું જીવનકાર્ય પૂરું કરવા બાપા અથાગ પરિશ્રમ કરતા રહ્યા. સ્વતંત્ર ભારતના બંધારણમા તેમણે આદિવાસીઓ અને અસ્પૃશ્ય જાતિઓના ઉત્કર્ષ માટે ખૂબ ધ્યાન રાખી કેટલીક ખાસ જોગવાઈ કરાવી. અલબત, તેમની દૃષ્ટિએ આદિવાસીની ઉન્નતિનું કાર્ય હરિજનોનીઉન્નતિને મુકાબલે વિશેષ મહત્ત્વનુ હતુ હરિજનો માટે કાર્ય કરનારા અને તેમને માટે ધારાસભામા બેસી ખાસ અધિકારો માગનારા પ્રતિનિધિઓ અનેક હતા, પણ મૂગા પ્રાણી જેવા આદિવાસીઓના વિકાસ માટે ઘણું કાર્ય કરવાની જરૂર હતી બાપાની પાકટ વય થઈ ચૂકી હતી તબિયત લથડેલી હતી, છતા એમનો બધો સમય આદિવાસી કે અસ્પૃશ્ય જાતિની ઉન્નતિ કેમ થાય તેના ચિંતનમા જ પસાર થતો પંચમહાલના દાહોદ તેમ જ અન્ય જિલ્લાઓમાં તો તેમના હૃદયના તાર ગાઢપણે બંધાઈ ચૂક્યા હતા જિંદગીના છેવટના વર્ષમાં તે દાહોદ આવ્યા પણ તેમની તબિયત લથડી અને ૧૯૫૧ માં જાન્યુઆરી ની ૧૯ મી તારીખે ૮૧ વર્ષની વયે ઠક્કરબાપાએ દેહ મૂક્યો.

ઠક્કરબાપાએ આદિવાસીઓની તેમ જ હરિજનોની જે સેવા કરી તે ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસનું એક ઉજ્જવલ પ્રકરણ છે.

—વિદ્યાપીઠ, સપ્ટેમ્બર–ઑક્ટોબર ૧૯૬૫ માં
'ઠક્કરબાપા' વિશેના એક લેખના આધારે]

[આદિવાસી પ્રજાની ઉન્નતિ સાથે જેમ શ્રી ઠક્કરબાપાનું નામઈ સંકળા ગયું છે તેમ રાનીપરજ કોમની સેવા અને ઉન્નતિ સાથે શ્રી જુગતરામ દવેનું નામ પણ સંકળાયેલું છે. રાનીપરજ એ પણ દક્ષિણ ગુજરાતની એક પછાત ગણાતી કોમ છે. ગાંધીયુગમાં આ કોમની જાગૃતિ આણવા માટેનો આરંભ થયો એમ કહી શકાય. શ્રી જુગતરામ દવેએ એ પ્રવૃત્તિ માટે જાણે ભેખ લીધો. આપણા ગુજરાતના એ એક પીઢ અને વર્ષોજૂના સન્નિષ્ઠ લોકસેવક. વિનોબાજીની સર્વોદય પ્રવૃત્તિના પણ તે અગ્રણી કાર્યકર. સાદું ત્યાગમય જીવન. ગાંધીજીના સંપર્કમા આવી ચૂકેલા અને તેમની ભાવનાઓનો પાકો રંગ તેમના જીવન પર લાગ્યો. ૧૯૨૩-૨૪ સુધી તેમણે ગ્રામસેવા, લોકશિક્ષણ, આશ્રમજીવન એમ અનેક પ્રવૃત્તિઓ કરી; પરંતુ એ કાળ પછી એક સંનિષ્ઠ ગ્રામસેવક શ્રી બબલભાઈ મહેતાના શબ્દોમાં કહીએ તો "એમણે તે દિવસથી રાનીપરજ કોમનુ બાવડુ ઝાલ્યુ. એક એક કદમ ભરીને રોજ રોજ તેઓ એ કોમને આગળ લઈ જાય છે: અને પરિણામે આજે નાનામોટા સેંકડો સેવકો એ કોમમાથી જ તૈયાર થઈ ગયા છે. આજે એ કોમની સ્થિતિમાં આભજમીનનો ભેદ દેખાય છે.

"...લાજ ઢાંકવા પૂરતા જ કપડાં પહેરે, ભાઈઓ તો લંગોટીભેર જ રહે. એને બદલે આજે એમના જ બાળકોમાંથી કોઈને શાળા કે અધ્યાપનમંદિરના શિક્ષક કે આચાર્ય થયેલા જોઈએ છીએ, એમના ઘરમા સ્વચ્છતા અને સંસ્કારનું ઉન્નત વાતાવરણ જોઈએ છીએ, એમનામાંથી કોઈ ચિત્રકાર, સંગીતકાર કે પ્રધાન થયેલા જોઈએ છીએ, ત્યારે કેવું પરિવર્તન આવેલું દેખાય છે! આ ચમત્કારનું શ્રેય છે શ્રી જુગતરામભાઈ અને એમના સાથીઓને.' આજે અત્યંત પાકટ વયે પણ શ્રી જુગતરામભાઈ ગુજરાતની પ્રજાની તેમ જ તે દ્વારા સમગ્ર ભારતની સેવા કરી રહ્યા છે. ગાંધીજીના એક નિષ્ઠાવાન અનુયાયી તરીકે સમગ્ર ગુજરાત તેમને વંદે છે.

—વિદ્યાપીઠ, સપ્ટેમ્બર-ઓક્ટોબર ૧૯૬૫ના અંકમાં
શ્રી જુગતરામ દવે વિશેના એક લેખના આધારે ]

એ સેવાનો પાઠ આપણે અંગ્રેજ પાસેથી શીખ્યા છીએ; અને એ ગુલામી પ્રથાનો સદંતર નાશ કરવામાં એ પ્રજાનો જ હિસ્સો મોટો તેમ મહત્ત્વનો છે. એ પ્રજા સ્વાતંત્ર્યપ્રિય છે; સ્વતંત્રતાની પૂજક છે આપણે ઇચ્છીએ કે જગતભરમાંથી ગુલામી વેપાર નાબૂદ કરવા તેમણે આગેવાની

લીધી હતી તેમ સ્વાતંત્ર્યને વાવટો, સમાનતાના ધોરણે, સર્વત્ર ફરકે એ પ્રવૃત્તિને તેઓ વધાવી લે અને ઉત્તેજે; અને તેઓ સામ્રાજ્યવાદી તરીકે અભિમાન ન લેતાં, સ્વતંત્ર પ્રજાઓનો સંઘ સ્થાપનાર અગ્રેસર પ્રજા તરીકે કીર્તિ પ્રાપ્ત કરે, એ જ ઇચ્છનીય છે.

[ અંગ્રેજી રાજ્યઅમલ ભારતદેશમાંથી ગયો છે. મહાત્મા ગાંધીજીનાં પુરુષાર્થબળે તેમ જ બીજા અનેક પરિબળોને કારણે ૧૯૪૭ માં અંગ્રેજોએ ભારતમાંથી પોતાનો રાજ્યઅમલ છોડ્યો અને ભારતદેશને સ્વતંત્રતા મળી. બીજા વિશ્વયુદ્ધમાં અંગ્રેજો—મિત્રરાજ્યોનો વિજય થયો, પરંતુ એ યુદ્ધમાં તેની કમ્મર ભાંગી ગઈ. જર્મની, જાપાન, ઇટાલી વગેરે ધરીરાજ્યો પૂરા ખુવાર થઈ ગયાં. એ પછી જગતનાં બીજાં અનેક ગુલામ રાજ્યો સ્વતંત્રતા પ્રાપ્ત કરતા ગયા છે અને આજે સમગ્ર વિશ્વના કોઈ રાષ્ટ્રમાં સામ્રાજ્યવાદની વૃત્તિ-પ્રવૃત્તિ વિકસવા ન પામે તે અંગે વિશ્વનો પ્રજામત અગાઉ કરતાં ખૂબ જાગ્રત છે. ગુલામીની પ્રથા અંગે પણ વિશ્વની પ્રજાએ પોતાનો છેવટનો નિર્ણય કરી જ નાખ્યો છે. હવે ગુલામોનો વેપાર એ ભૂતકાળની ઘટના બની ગઈ છે.—સં.]

## ૧૬. થોડાક ભાગ્યશાળી પુરુષો

### (૧) રાવજી આપાજી

" When he offered the dress of the Diwanhip to Ravji, Nana said to Govindrao that 'Ravji was a heriditary servant of the Sarkar. I transfer him to you because he worked hard for you with the Sarkar. Administer your state under his counsel "*

વડોદરા રાજ્યનો દીવાન રાવજી આપાજી પ્રભુ જ્ઞાતિનો હતો તેનો દાદો પ્રયાગ અનંત ફણસે સતારાના કિલ્લાનો હવાલદાર હતો તે શ્રી છત્રપતિ શિવાજી મહારાજના હાથ નીચે મોગલો સામે ચારપાંચ લડાઈઓમા લડ્યો હતો અને તેમાં તે વિજયી નીવડ્યો હતો. સન ૧૬૮૬ માં ઔરંગઝેબ બાદશાહે દિલ્હીથી આવી શંભાજી મહારાજને કબજે કર્યા, એથી સઘળુ અસ્થિર થઈ ગયું હતું અને રાજારામ સાહેબ ચંદી ઊપડી જવાનુ વિચારતા હતા. આ અરસામા સતારાના કિલ્લાને દારૂગોળાથી ઉડાડી મૂકવા ઔરંગઝેબ શ્રમ ઉઠાવી રહ્યો હતો અને કહે છે કે એ દારૂગોળાથી તે કિલ્લાનો બુરજ હવામાં ૧૫૦ ફૂટ ઊંચે ઊડ્યો હતો. એ ધડાકામા સતારાના કિલ્લાનો હવાલદાર પ્રયાગ અનંત પણ સપડાઈ ગયો હતો અને ત્રીજે દિવસે તેનો પત્તો લાગ્યો હતો ધવાયેલા અને મૃત્યુ પામેલાની તપાસ કરનારી ટોળીને હવાલદાર પ્રયાગના લૂગડાનો ઉપલો ભાગ નજરે પડ્યો. તેની આસપાસનો ઈંટચૂનાનો ઢગલો દૂર કરતાં તે જીવતો નીકળ્યો હતો મહારાજાને તેથી બહુ આનંદ થયો હતો અને હવાલદારને કાંઈ બક્ષિસ માંગવાનુ જણાવ્યું તે પરથી પોતે ઇષ્ટદેવનુ જે મંદિર બંધાવ્યુ હતુ તેની આસપાસનાં ગામો જાગીરમાં મળવાનુ તેણે ઇચ્છ્યું હતુ, જે તેને અપાયાં હતાં અને અદ્યાપિ તેના કુટુંબના કબજામા છે

* Historical Racords–Baroda, p. 99.

એ હવાલદાર પ્રયાગ અનતનો રાવજી પૌત્ર થાય. તે માધવરાવ પેશ્વાના દરબારમાં એક વિશ્વાસપાત્ર નોકર થઈ પડયો હતો. તેનો સ્વભાવ મિલનસાર હોઈને તે બધામાં પ્રિય થઈ પડતો અને સરકાર સમક્ષ જે તકરારી કેસ પેશ થાય તેનો નિકાલ કરવાનુ કામ રાવજીને સોપાતું હતુ. તે સીધો અને પ્રામાણિક ગણાતો હતો. જે કેસ પોતાની પાસે આવે તેની ઘટતી તજવીજ કર્યા બાદ તે વિષે તે સરકારને રિપોર્ટ કરતો અને સરકારનો હુકમ થાય તે પ્રમાણે તેનો અમલ કરતો અને જે તે દડની રકમ વસલ કરતો. એ રીતે સરકારી તિજોરીમાં થોડું ઘણું નાણુ ઉમેરતો. અધિકારીઓ તેનાથી ખુશ હતા એટલું જ નહિ, પણ તે સરકારનો પણ માનીતો પુરૂપ હતો.

સન ૧૭૭૪ મા દામાજીરાવ ગાયકવાડનું મૃત્યુ થતા તેના પુત્રોમાં ઝઘડો ઊભો થયો. તે વખતે ગોવિંદરાવ ગાયકવાડ પૂના નજદીક હતો, તેથી તેણે તેનો હક્ક પેશ્વા સમક્ષ સ્થાપિત કરીને, રીતસર નજરાણું ધરીને પોતાને ગાયકવાડ તરીકે જાહેર કરાવવામાં ફતેહમંદ થયો. પણ જ્યેષ્ઠ પુત્ર સયાજીરાવનો એ ગાદી પર પ્રથમ હક્ક છે એવુ દર્શાવીને તેના મુતાલિક ફત્તેહસિહરાવે તેના માલિક મયાજીરાવને ગાદીવારસ ઠરાવ્યો. એ બંને વચ્ચે આથી ઝઘડો ઊભો થયો. તેનો ચુકાદો પેશ્વા સરકારે એવો આપ્યો કે ગોવિદરાવ લશ્કર સંભાળે અને સયાજીરાવ રાજવહીટ કરે. ફત્તેહસિહરાવે ગોવિદરાવનું કાંઈ ચાલવા દીધુ નહિ.

એથી ગોવિદરાવની સ્થિતિ કફોડી થઈ પડી તેની પાસે નાણુ ન હોવાથી તે તગ સ્થિતિમાં તો હતો. તેણે પાટીલ બાવાની (મહાદજી સિંધિયાની) ઓથ મેળવી ગુજરાત પર લશ્કરસહિત આવવાનો નિર્ણય જાહેર કર્યો પણ લશ્કરના ખર્ચ સારુ નાણા જોઈએ; તેના સારુ સરંજામ જોઈએ. તે લાવવાં કયાથી, એ તેની મોટી મુશ્કેલી હતી, અને તે દૂર કરવા તેણે તેના સાથીદાર ખડેરાવ આવજીને કહ્યુ કે પાટીલ બાવાની સહાયથી હુ ગુજરાતની સત્તા મેળવી શકીશ, જેનાં નાણાં હુ લઈશ તે પૂરા ભરપાઈ કરીશ, કોઈનુ લેણુ ડુબાવીશ નહિ, વાસ્તે તેની ગોઠવણ કરો. ઉપર આપણે જોયુ છે કે રાવજી સૌથી વધારે પ્રીતિપાત્ર અને સારી લાગવગ ધરાવનાર સરકારનો નોકર હતો,

તેને બોલાવી ખંડેરાવે ઉપલી હકીકત જણાવી અને એ કાર્યમાં સહાય માગી. રાવજીએ તે પરથી કેટલાક વેપારીઓને તેડી, વસ્તુસ્થિતિ સમજાવી અને તેમને જરૂરી સરસામાન અને નાણાં ધીરવાનું કહ્યું. તેમણે રાવજી જામીન થાય એ શરતે સઘળું પૂરું પાડવાનું કબૂલ્યું. તેનો રાવજીએ પ્રત્યુત્તર આપ્યો કે એઓ સરદાર છે, હું એક અદના નોકર છું. મારી શાખની કિંમત કેટલી? વિશ્વાસપાત્ર સમજીને તમે મારા પ્રતિ વળો છો, પણ તેમના કાર્યમાં મુશ્કેલી ઊભી કરવાનું હું કેવી રીતે કરી શકું? તમે લાગવગવાળા છો, સરકારના સંબંધમાં છો. આ ખુલાસા પછી યોગ્ય લાગે તેમ કરો. નાણાં ધીરનાર ભીડે નાયકે તેના સામો જવાબ આપ્યો કે તમને કોઈ કોરટમાં પકડવાનું નથી. તેમની હાજરીમાં હા પાડો એટલું જ બસ છે. તે પછી પાટીલ બાવા અને ગોવિંદરાવ બંનેની હાજરીમાં ભીડે અને રાવજીએ નાણાં સંબંધી ઉપર મુજબ વાતચીત કરી અને રાવજી ગોવિંદરાવનો જામીન થયો. નાણાંની પ્રોમિસરી નોટ લખાવી લેતાં ભીડેએ કહ્યું કે એકલા દસ્તાવેજ પર હું આધાર રાખતો નથી. તે નાણાં તમારી પાસેથી વસૂલ કરીશ. તમે કબૂલો તો હું તે આપું, ના કહો તો નહિ આપું તે પરથી રાવજીએ ખંડેરાવ પ્રતિ જોયું. તેણે કહ્યું, શા માટે ગભરાવ છો? આપણને પાટીલ બાવા (સિંધિયા) જેવા સહાયક છે તો પછી આ રકમની શી વિસાત છે? તે વખતે રાવજીએ સંમતિ આપી એટલે ભીડે નાયકે તે પૈસા ધીર્યા હતા.

ગોવિંદરાવની સ્થિતિ ગુજરાતમાં આવ્યા પછી સુધરી નહિ, તેની ધારેલી ધારણામાં તે ફાવ્યો નહિ; અને લેણદારો તેમના પૈસા માટે હમેશા તકાદો કરતા. તે સઘળાને રાવજી સમજાવીને પાછા મોકલતો હતો. વળી ગોવિંદરાવનું લશ્કર ફત્તેહસિંહના સરદારો સાથે લડતા હાર્યું હતું. તેમા રાવજીનો મોટો ભાઈ ચીમનાજી આપાજી પણ મરાયો હતો.

આ પ્રમાણે ગોવિંદરાવની કુમકે રહેતા રાવજીને ઘણું વેઠવું પડ્યું હતું. ખંડેરાવ આવજી આ બધું જાણતો હતો. તેથી તેણે, તેની છેલ્લી ઘડી જતી હતી, ત્યારે, મૃત્યુશૈયા પરથી ગોવિંદરાવને રૂબરૂમાં બોલાવીને કહ્યું કે છેલ્લાં દશબાર વર્ષ રાવજીના વિશ્વાસ પર મેં ખેંચ્યું, કંઈક મુશ્કેલી ઊભી થતાં હું તેની મદદ માગતો અને જિંદગીના જોખમે તેણે એ કામ કર્યું હતું. તેનો વડીલ ભ્રાતા પણ તમારા સારુ લડતાં સોનગઢ નજદીક મરાયો હતો. (પૂનાથી નીકળતી વખતે તમારી કૂચની સઘળી જોગવાઈ એમણે

કરી હતી એ હતો તો પૈસા મળ્યા હતા.) એ બધી સેવાઓ બદલ મેં તેને વંશપરંપરાની જાગીરો ઇનામમાં આપવાનું વચન આપ્યું છે, તે તમે આપશો; એવો પુરુષ બીજો મળવો નથી. તમારી પાસે તેને રાખશો તો તમારો વિજય થશે.

તેની ગોવિંદરાવ પર ખૂબ અસર થઈ હતી અને ખંડેરાવના મૃત્યુ બાદ રાવજીને બાથમાં લઈને, ગમગીનીભર્યા સાદે તેણે જણાવ્યું હતું કે :—

"આખું રાજ્ય તમારે હસ્તક છે; તમે જે આપશો તે હું જમીશ. અત્યાર સુધી ખંડોપંત અને તમે બન્ને મારા વાસ્તે કામ કરતા હતા, પણ હવે તમારા સિવાય મારો કોઈ વિશ્વાસપાત્ર સાથી નથી. તમે જ મારા જે કહો તે—મા, ભાઈ, બહેન, બાપ, સગાંસંબંધી છો. તમે મારું ગળું કાપશો તોપણ હું તાબે થઈશ હું અને મારા વંશજો તમને અને તમારા વંશવારસોને કદી વીસરીશું નહિ, તેની હું મારાં માતાપિતા અને કુળ-દેવતા સમક્ષ પ્રતિજ્ઞા લઉં છું."*

ત્યારબાદ સાલબાઈના કોલકરાર થયા. તદનુસાર ગોવિંદરાવને ફતેહ-સિંહરાવે સાલિયાણું બાંધી આપતાં તે પૂના નજદીકના ગામમાં નિવાસ કરી રહ્યો હતો. પણ સયાજીરાવ ગાયકવાડનું મૃત્યુ થતાં ફરી તેણે વડોદરાની ગાદી મેળવવા પ્રયત્ન આદર્યો હતો; અને આ વખતે પણ રાવજી તેની કુમકે ઊભો રહ્યો હતો નાના ફડનવીસનો તે ખાસ આદમી હતો. તેના પર તેની ખૂબ કૃપા હતી. ગોવિંદરાવ સારુ તે આગ્રહ કરવા મંડ્યો, ત્યારે નાનાએ પૂછ્યું કે આમ કરવાનું કારણ શું? તને અહીં સારી નોકરી મળશે. રાવજીએ તેનો છેવટે ખુલાસો કરતાં જણાવ્યું હતું, કે મારો ભાઈ તેના સારુ લડતાં મરાયો હતો, મેં તેને અગાઉ મદદ કરેલી છે, હાલમાં તે પૂનામાં ઘરની ખીચડી ખાઈને રહે છે; એકાંતરે ખાવા પામે છે. મારે ત્યાં વારંવાર આવે છે, ત્યારે તેને આશ્વાસન આપ્યા વિના મારાથી રહેવાતું નથી તેના લેણદારો કનડગત કરે છે ત્યારે તે મને બોલાવે છે અને મારા શબ્દ પર તે લોક પાછા ફરે છે હું પણ તેના કાર્યમાં બહુ ગૂંચવાયો છું હું આશા રાખું છું કે સરકાર તેને ગુજરાતનો સ્વામી—રાજા નીમી મને મારા વચનમાંથી છોડાવશે. સરકાર મને જો તેની નોકરી સોંપશે તો હું ગોવિંદરાવ

* Histrical Records–Baroda P. 100.

સાથે વડોદરા જઈને સરકારનું જે લેણું ગાયકવાડ પાસે નીકળે છે તે ભરાવી દેવા તજવીજ કરીશ. હું બતાવી આપીશ કે હું સરકારની કીમતી સેવા બજાવી શકું છું. પણ મહેરબાની કરી વડોદરાની ગાદી પર ગોવિંદરાવને સ્થાપો.*

સન ૧૮૦૦ માં ગોવિંદરાવનું મૃત્યુ થતાં આનંદરાવ ગાયકવાડ વડોદરાની ગાદીએ આવ્યા હતા, તેના પુત્ર કાન્હોજીએ રાજ્યના મુતાલિક થઈ પડી જે કેર પ્રજામાં વર્તાવ્યો હતો તે આપણે પૂર્વે જોયું છે. એ સંજોગમાં રાવજીએ અંગ્રેજોની સહાયતા મેળવી, પાછી વડોદરાની દીવાનગીરી પ્રાપ્ત કરી એ પણ કહેવાયું છે; અને એ કામગીરી એણે કુનેહપૂર્વક પાર ઉતારી તે બદલ કૃતજ્ઞતા દાખવવા મુંબઈના ગવર્નર ડંકને રાવજીને નીચે પ્રમાણે એક પત્ર લખી આપ્યો હતો:

"It is the wish of the Bombay Government, that the Diwanship of Baroda State should remain always in the family of Ravjee Appajee from generation to generation and that his son, brother, nephew or relatives always will be taken care of by and receive assistance in every respect from the Government. Should His Highness the Gaikwar or any body else raising false calumny against Ravjee Appajee do him harm while he is conducting his duties with Justice, the Company's Government wil personally inquire into and decide the matter. Being entrusted with this day I have signed his paper and sealed it with the seal of the Bombay Government settled at Khambayat this 8th day of June, 1802."

(*Sd*) *Jonathan Duncan.*

(Seal of the English Government)

સન ૧૮૦૩ માં કંપની સરકાર સાથે જે સંધિપત્ર લખાયું તેમાં આનંદરાવ ગાયકવાડે ઉપરની શરત સ્વીકારી હતી, એનો ઉલ્લેખ અગાઉ કરવામાં આવેલો છે

* Historical Records, Baroda, p 35.

રાવજીને પુત્ર નહોતો, તેથી તેણે તેના ભત્રીજા સીતારામને દત્તક લીધો હતો. ત્યારબાદ તા. ૧૮ મી જુલાઈ સન ૧૮૦૩ ના રોજ રાવજીનું મૃત્યુ થયું હતું

## (૨) શેઠ સુંદરજી શિવજી સોદાગર

સુકૃત ખજીના સોધ કરી જન સફાઈ કમાઇ
પરમારથ કાજ ધરમકી પાજ બંધાઇ
ગઢ જુનો ગીરનાર દામોદર પાટ બંધાયો
કાશી, ગંગા, હરદ્વાર, બદ્રીકેદાર કર આયો
પિતૃ એકોતેર તારિ ક્ષત્રીય જાત ઉજવળ ભયો
સુંદર શીવજી સુત મેં આ જગમે સુજશ રહયો."*

શેઠ સુંદરજી શિવજી જ્ઞાતે બ્રહ્મક્ષત્રીય, કચ્છ રાજ્યના મુંદ્રિયાળી ગામના રહીશ હતા. એમના પિતા શિવજીનો મુખ્ય ધંધો ખેતીનો, પણ તે ભેગું થોડુંક રંગારી કામ પણ તે કરતા હતા. બે પૈસે સુખી હતા અને ગામમાં સારા માણસોમાં તેમની ગણના થતી હતી. તેમને ચાર પુત્રો હતા. તેમાં સુંદરજી બીજા હતા. સુંદરજીનો જન્મ સં. ૧૮૨૦માં થયો હતો. એ જમાનામાં ભણતર તરફ ઝાઝું લક્ષ અપાતું નહોતું, પણ સુંદરજી પિતાને તેમના ધંધામાં મદદગાર થવાને બદલે મોજશોખમાં અને જુવાનીની લતમાં પડ્યા હતા, એટલું જ નહિ પણ પિતાથી છાનું, શેઠ ભીમાણીને ત્યાં તેમનું ખાતું હતું ત્યાંથી નાણું ઉપાડતા હતા; અને ભરયુવાની પ્રાપ્ત થતાં તો તે ગામમાં એક ભારે વ્યસની, તોફાની, સ્વચ્છંદી અને જુગારી પુરુષ થઈ પડ્યા હતા. એથી શિવજીએ સંતાપ પામી તેમની હયાતીમાં ચારે પુત્રોના ચાર ભાગ પાડી, તેમને જુદા રાખ્યા હતા તથાપિ શેઠ સુંદરજી સુધર્યા નહિ અને પહેલાંની જેમ જુગારમાં અને કુછંદમાં વળગ્યા રહ્યા અને દેવું પણ કર્યે જતા; અને જ્યારે તેના લેણદારોએ શિવજી પાસે તે સારુ ઉઘરાણી કરી ત્યારે તે પતાવી દઈ, તેમને ગામને જાહેર કરવું પડયું હતું કે 'સુંદરજીને મેં ત્રણ વર્ષ થયા મારાથી જુદો કર્યો છે માટે જે કોઈ છૂટો (પૈસો) એક પણ તેને ધીરશે તો તે પોતાના જોખમે ધીરશે, હું તેનો જવાબદાર નથી.' એથી પણ સુંદરજીને કાંઈ સાન આવી નહિ અને જૂવા સારુ પૈસા જોઈએ તે મેળવવા તેમની સ્ત્રીને સતાવવા લાગ્યા. એટલે સુધી કે તેના

* 'દેશી રાજ્ય', જૂન, સન ૧૯૩૫.

સ્રીધનના દાગીના પડાવી લેવાની પેરવી કરી; પણ તે સ્ત્રી સમજુ અને શાણી હતી તેથી તેમના ધમપછાડાને ને ગણકારતાં, સુંદરજીને પોતાના દાગીના આપ્યા નહિ; એમાં નિષ્ફળતા મળી ત્યારે સુંદરજી ઘરનો ત્યાગ કરવાના સમ ખાઈને ગામ બહાર નીકળી પડ્યા; અને નાસીને જૂનાગઢમાં ગિરનારની ટેકરી પર એક સાધુના આશ્રમમાં ભરાઈ બેઠા. તે સમયે સાધુ સમાધિમાં બેઠા હતા. તેમની સુંદરજીએ ત્રણ દિવસપર્યંત સારી રીતે ચાકરી કરી. તે પરથી પ્રસન્ન થઈ સાધુએ સુંદરજીને વરદાન માગવાનું કહ્યું ત્યારે તેણે કહ્યું "તમે મારી ગત કરો, નહિ તો હું મરીશ." સાધુએ જણાવ્યું, "તું તારે દેશ જા." તેના જવાબમાં સુંદરજીએ કહ્યું, "મારી પાસે વાટખર્ચના પૈસા નથી." ત્યારે સાધુએ કહ્યું, "જે તને ખર્ચી જોઈએ તો જૂનાગઢના દીવાન અમરજી પાસે જા તે તને ચાર દહાડા જમાડી કોરી ૩૦૦ આપશે." તેનો સુંદરજીએ પ્રત્યુત્તર આપ્યો કે એટલે પૈસે કાંઈ થાય નહિ; હું તો મારે દેશ જાઉં ને ઉમરાવ થાઉં તો ઠીક, નહિતર તમારી પાસે મરીશ." એટલે તે સાધુએ સમજાવ્યું કે તને અહીંથી કાંઈ મળવાનું નથી; પણ ગુંદિયાળી નજદીક ભાડિયા ગામ આગળ એક પીરની કબર અને એક શિવજીનું લિંગ બંને પાસે પાસે છે. ત્યાં જઈને બેસ અને જે હુકમ મળે તે પ્રમાણે વર્તજે, તો તું સરકારના રાજ્યમાં ઉમરાવ થઈશ. બાકી અહીંથી કાંઈ મળવાનું નથી.'*

તે પરથી સાધુની આજ્ઞા મુજબ સુંદરજી તેમને ગામ પાછા ફર્યા અને ભાડિયા ગામે શિવજીનું લિંગ હતું તેની આરાધના કરવા સારૂ ત્રણ દિવસ લાંઘણ કરી અને છેવટે કમળપૂજા કરવા તત્પર બન્યા ત્યારે શિવજીએ તેમને દર્શન દઈ વરદાન માગવાનું કહ્યું. ત્યારે સુંદરજીએ માગ્યું કે ધન અને આબરૂ જોઈએ છીએ. શિવજીએ જણાવ્યું જે તું ઘોડાનો વેપાર કર. સુંદરજીએ કહ્યું કે દ્રવ્ય વિના ઘોડાનો વેપાર શી રીતે કરું ? શિવજીએ ખુલાસો કર્યો કે તું અહીંથી સાંઢવી જજે, ને નાકા બહાર જે કોઈ પ્રથમ મળશે તે તને પૈસા આપશે. તે તને પોતાની મેળે બોલાવીને કહેશે કે સુંદરજી કંઈક વેપાર કર અને તને જે પૈસા જોઈશે તે હું આપીશ. તેની પાસેથી પૈસા લઈ ઘોડાનો વેપાર કરજે.'×

* જુઓ 'સુંદર સોદાગર', પૃ. ૪–૫.

× 'સુંદર સોદાગર', પૃ. ૮–૯.

તે દિવસથી સુંદરજીના ભાગ્યનો ઉદય થયો. શિવજીની આજ્ઞાનુસાર તેણે માડવી તરફ પ્રયાણ કર્યું. અહીં ભૂજવાળા નાકામાં તે પેસે છે એટલામાં તો નગરશેઠ માનસંગ ભોજરાજ હાથમાં લાકડી ને કળશિયો લઈને દાતણ કરતા કરતા શહેર બહાર જંગલ જાય છે. તેણે હાક મારી, "સુંદા! તું હમણાં શું કામ કરે છે?" ત્યાર સુંદરજી કહ્યું કે 'કાકા, હમણાં તો કાંઈ કામ કરતો નથી. ત્યારે કહે, "ભલા, તું વેપાર કેમ કરતો નથી?" તેનો સુંદરજીએ ઉત્તર આપ્યો, "કાકા, મૂડી વિના શું કામ બની શકે!" તે પરથી નગરશેઠે તેને સૂચવ્યું, "તું જઈ વખારે બેસ હું દિશાએ જઈ આવું છું" સુંદરજી નગરશેઠની વખાર જે બજારમાં હતી ત્યાં જઈ બેઠા ઘડી બે ઘડી પછી માનસંગભાઈ આવ્યા અને તેમણે પૂછ્યું, "સુંદા! તારે શેનો વેપાર કરવો છે ને કેટલી કોરી જોઈશે?" સુંદરજીએ ખુલાસો કર્યો કે "કાકા! મારે ઘોડાનો વેપાર કરવો છે ને હાલમાં મને ૭૦૦૦ કોરી વ્યાજુકી આપો." એટલે નગરશેઠે તેના મુનીમને સૂચના આપી કે "આસામી જ્યારે કોરી લેવા આવે ત્યારે સુખેથી સાત હજાર ગણી આપજો"

ઉપરની હકીકતમાં શ્રદ્ધા રાખવી કે ન રાખવી એ જુદો પ્રશ્ન છે, પરન્તુ એટલું ચોક્કસ છે કે સુંદરજીએ તે પછી ઘોડાનો વેપાર કરવા માડ્યો. તેમાં તેમની દિનપ્રતિદિન ચઢતી જ થઈ હતી. એકલો પૈસો પ્રાપ્ત કર્યો એટલું જ નહિ, પણ તેમણે એવી સારી પ્રતિષ્ઠા પાડી હતી કે મદ્રાસ સરકારે સુંદરજીને એક લાખ રૂપિયા ઘોડાની ખરીદી સારુ અગાઉ ધીર્યા હતા; અને શ્રીયુત ડુંગરશીના શબ્દોમાં કહીએ તો–

"સુંદરજીએ હવે કચ્છ, કાઠિયાવાડ અને સિંધમાં માણસો મૂક્યા. ઘોડાની ખરીદી ચાલુ થઈ સેંકડો અને હજારો ઘોડાઓ ખરીદ થવા માડ્યાં બ્રિટિશ સરકારને, ટીપુ સુલતાનને અને નિઝામને સુંદરજીએ ઘોડાઓ પૂરા પાડવા માંડ્યા, ને તે ઘોડાઓનો મોટો સોદાગર થયો."+

અશ્વપરીક્ષામાં શેઠ નિપુણ હતા અને તેના વેપારમાં એવા જ પ્રામાણિક હતા એક ઘોડો દોષવાળો હોય તો તે વાત પ્રથમથી કહી દેતા. તેથી તેમની સારી છાપ પડી હતી, અને સૌ કોઈ તેમના શબ્દમાં વિશ્વાસ મૂકતું; અને એ શાખને લઈને અંગ્રેજ સરકારે તેમને લશ્કર સારુ જોઈતી

+ કચ્છનું વેપારતંત્ર, પૃ ૨૪.

સાધનસામગ્રી પૂરી પાડવાનું કામ પણ સુપરત કર્યું હતું. સરકારી લશ્કરને અનાજ, ઘાસ, રસકસ અને પગારનાં નાણાં પણ સુંદરજી ચૂકવતા. એ કામની સર્વ વ્યવસ્થા તેમ જ ગાડાં, જાનવરો અને વાહનો પૂરાં પાડવાનું કામ સુંદરજીને જ સોંપાતું હતું. અને એમાંથી એમણે પુષ્કળ નફો પેદા કર્યો હતો.

એમની બાહોશી અને કાર્યદક્ષતાથી સંતોષ પામી કંપની સરકારે સુંદરજીને પોતાના નેટિવ એજન્ટ તરીકે નીમ્યા હતા, અને 'દૂધ પીતી'ના પ્રકરણમાં આપણે જોયું છે કે કર્નલ વોકરને એ કામમાં તે મદદ કરતા. એટલું જ નહિ, પણ લખનૌના નવાબ સાથે કંપની સરકારને કોલકરાર કરવાના હતા ત્યારે સુંદરજીને વચમાં દુભાષિયા તરીકે રાખવામાં આવ્યા હતા.

વળી સુંદરજી સારા લડવૈયા હતા. બંદૂક ને તલવારનો ઉપયોગ કરી જાણતા, લડાઈમા જાતે લડતા. બેટના વાઘેરો સરકારી વહાણો લૂંટતા ને પ્રજાને ઉપદ્રવ કરતા. તેમને શાસન કરવા બ્રિટિશ ફોજને સોંઢાડી સુંદરજીએ તેમને જીત્યા હતા.

વળી કાઠિયાવાડમાં બ્રિટિશ સત્તા નવી સ્થપાતી હતી. એ સમયમાં કાઠિયાવાડના રાજાઓ અને ઠાકોરો કંપની સરકાર સાથેના કામકાજમાં સુંદરજીની મદદ વારંવાર માગતા; તેમ જ તેની પાસેથી કરજે નાણાં લેતા હતા. એમની દરમિયાનગીરી કેવી અગત્યની અને કિંમતી થઈ પડતી તે નીચેના ઉતારા પરથી જોવામાં આવશે:

"માળિયાના મિયાણા મોરબી રાજ્યનાં ગામડાંઓ લૂંટતા હતા. એમને મહાત કરવા મોરબી ઠાકોરે સુંદરજીને બોલાવ્યા. લડાઈનું ખર્ચ રૂ. ૩૨૨૦૦૦) આપવાનું કબૂલવાથી સુંદરજીએ લશ્કર મૂકવા ગવર્નરને લખ્યું. સરકારી પલટણોએ માળિયા ઉપર હલ્લો કરી માળિયા જીતી લીધું, પરન્તુ ખર્ચ માટેનાં નાણાં મોરબી પાસે હતા નહિ એટલે સુંદરજી પાસે ટંકારિયા પરગણું ઠાકોરે ગીરવી મૂક્યું એટલે સુંદરજીએ રૂપિયા ધીર્યા. મોરબીના ઠાકોરશ્રીએ તેને પાંચ ગામ ઇનામ તરીકે આપ્યા.

પોરબંદરના રાણા શ્રી સુલતાનજીનું તેડું સુંદરજીને આવ્યુ. સુંદરજી પોરબંદર આવ્યા. રાણાનો મુલક તેના પ્રધાન ઠા. પરમાનંદે આરબોની મદદથી દબાવ્યો હતો. તેને દૂર કરી મુલક બચાવશો તો હું ખર્ચ

આપીશ, માટે સરકારને સમજાવી મદદ અપાવો. સુંદરજીએ કર્નલ વૉકરને લખી મદદ મંગાવી. સરકારી લશ્કરની મદદથી પરમાનંદને કાઢી મૂક્યો. રાણાનો પાટવી રિસાઈ બંડ કરતો હતો તેને પણ હરાવ્યો. પરન્તુ રાણા પાસે લશ્કરના ખર્ચ માટે નાણાં નહોતા એટલે સુંદરજી પાસેથી રોકડું નાણું લઈ આઠ વરસની બંધીથી પોરબંદર રાજ્યનો વહીવટ સુંદરજીને સોંપ્યો. વહીવટને થાળે પાડવા સુંદરજી બાર માસ પોરબંદર રહ્યા. પછી ભત્રીજાને કામ સોંપી બીજા અગત્યનાં કામોમાં રોકાયા

જામનગરના જામ જસાજીએ સુંદરજીના સાત ઘોડા બળજબરીથી આંચકી લીધા, તેમ જ એક અંગ્રેજ અમલદારને મારી નાખનાર આરબ જમાદારને સ્વાધીન કરવા ના પાડી. આથી મુંબઈના ગવર્નરની સંમતિ મેળવી ગાયકવાડી ફોજ સાથે જામનગર ઉપર હલ્લો કર્યો. ભારે લડાઈ થઈ. જામ જસાજી હાર્યા તેણે સુંદરજીને બોલાવ્યા. દશ લાખ રૂપિયા ખર્ચ અને દંડ પેટે ભરવાની શરતે સંધિ થઈ, પરન્તુ લડાઈમાં જામસાહેબનું સર્વે નાણું વપરાઈ ગયું હતુ એટલે સુંદરજી પાસેથી જોડિયા બારંભાના બે પ્રાંત ગીરવી મૂકી દશ લાખ રૂપિયા ઉધાર લીધા જામસાહેબે સુંદરજીને ચાર ગામ બક્ષિસ આપ્યા.

હવે સુંદરજીની લાગવગ ભારે વધી પડી સરકાર તરફથી માસિક એક હજાર રૂપિયા દરમાયો મળવા લાગ્યો. પોરબંદરનું આખું રાજ્ય આઠ વરસની બંધીથી સુંદરજી પાસે ગિરાણે હતું જામનગરના સારા બે તાલુકા તેની પાસે માંડેલા હતા. જૂનાગઢને તેની ધીરધાર હતી. તેના લખાણ ઉપર ગવર્નરને ભારે વિશ્વાસ હતો.''*

આ પ્રમાણે શેઠ સુંદરજી એકલો વેપારી નહોતો, પણ સાથે સાથે એક સમર્થ મુત્સદ્દી અને બહાદુર લડવૈયો પણ હતો. તેવો જ ઉદાર દિલનો એક દાનવીર હતો.

સંવત ૧૮૬૯ માં મોટો દુકાળ પડ્યો ત્યારે તેણે ખૂબ ધનધાન્ય વહેંચ્યું હતું તેનો ધર્માદો પણ બહોળો હતો. જેમ પૈસો મેળવી જાણ્યો તેમ તેણે તે ખર્ચી પણ જાણ્યો હતો. ઘણાં જ મંદિરોના જીર્ણોદ્ધાર કર્યાં હતા, વાવ, કૂવા તેમ જ ધર્મશાળાઓ બંધાવી હતી એ રીતે તેણે

* 'યુવક', જૂન, સન ૧૯૩૪, પૃ ૩૨૯

સાધનસામગ્રી પૂરી પાડવાનું કામ પણ સુપેરત કર્યું હતું. સરકારી લશ્કરને અનાજ, ઘાસ, રસકસ અને પગારનાં નાણાં પણ સુંદરજી ચૂકવતા. એ કામની સર્વ વ્યવસ્થા તેમ જ ગાડાં, જાનવરો અને વાહનો પૂરાં પાડવાનું કામ સુંદરજીને જ સોંપાતું હતું. અને એમાંથી એમણે પુષ્કળ નફો પેદા કર્યો હતો.

એમની બાહોશી અને કાર્યદક્ષતાથી સંતોષ પામી કંપની સરકારે સુંદરજીને પોતાના નેટિવ એજન્ટ તરીકે નીમ્યા હતા, અને 'દૂધ પીતી'ના પ્રકરણમાં આપણે જોયું છે કે કર્નલ વોકરને એ કામમાં તે મદદ કરતા. એટલું જ નહિ, પણ લખનૌના નવાબ સાથે કંપની સરકારને કોલકરાર કરવાના હતા ત્યારે સુંદરજીને વચમાં દુભાષિયા તરીકે રાખવામાં આવ્યા હતા.

વળી સુંદરજી સારા લડવૈયા હતા. બંદૂક ને તલવારનો ઉપયોગ કરી જાણતા, લડાઈમાં જાતે લડતા. બેટના વાઘેરો સરકારી વહાણો લૂંટતા ને પ્રજાને ઉપદ્રવ કરતા. તેમને શાસન કરવા બ્રિટિશ ફોજને સોંઢાડી સુંદરજીએ તેમને જીત્યા હતા.

વળી કાઠિયાવાડમાં બ્રિટિશ સત્તા નવી સ્થપાતી હતી. એ સમયમાં કાઠિયાવાડના રાજાઓ અને ઠાકોરો કંપની સરકાર સાથેના કામકાજમાં સુંદરજીની મદદ વારંવાર માગતા; તેમ જ તેની પાસેથી કરજે નાણાં લેતા હતા. એમની દરમિયાનગીરી કેવી અગત્યની અને કિંમતી થઈ પડતી તે નીચેના ઉતારા પરથી જોવામાં આવશે :

"માળિયાના મિયાણા મોરબી રાજ્યનાં ગામડાંઓ લૂંટતા હતા. એમને મહાત કરવા મોરબી ઠાકોરે સુંદરજીને બોલાવ્યા. લડાઈનું ખર્ચ રૂ. ૩૨૨૦૦૦) આપવાનું કબૂલવાથી સુંદરજીએ લશ્કર મૂકવા ગવર્નરને લખ્યું. સરકારી પલટણોએ માળિયા ઉપર હલ્લો કરી માળિયા જીતી લીધું, પરન્તુ ખર્ચ માટેનાં નાણાં મોરબી પાસે હતા નહિ એટલે સુંદરજી પાસે ટંકારિયા પરગણું ઠાકોરે ગીરવી મૂક્યું એટલે સુંદરજીએ રૂપિયા ધીર્યા. મોરબીના ઠાકોરશ્રીએ તેને પાંચ ગામ ઇનામ તરીકે આપ્યાં.

પોરબંદરના રાણા શ્રી સુલતાનજીનું તેડું સુંદરજીને આવ્યું. સુંદરજી પોરબંદર આવ્યા. રાણાનો મુલક તેના પ્રધાન ઠા. પરમાનંદે આરબોની મદદથી દબાવ્યો હતો. તેને દૂર કરી મુલક બચાવશો તો હું ખર્ચ

આપીશ, માટે સરકારને સમજાવી મદદ અપાવો. સુંદરજીએ કર્નલ વોકરને લખી મદદ મંગાવી. સરકારી લશ્કરની મદદથી પરમાનંદને કાઢી મૂક્યો. રાણાનો પાટવી રિસાઈ બંડ કરતો હતો તેને પણ હરાવ્યો. પરન્તુ રાણા પાસે લશ્કરના ખર્ચ માટે નાણાં નહોતાં એટલે સુંદરજી પાસેથી રોકડું નાણું લઈ આઠ વરસની બંધીથી પોરબંદર રાજ્યનો વહીવટ સુંદરજીને સોંપ્યો. વહીવટને થાળે પાડવા સુંદરજી બાર માસ પોરબંદર રહ્યા. પછી ભત્રીજાને કામ સોંપી બીજા અગત્યનાં કામોમાં રોકાયા

જામનગરના જામ જસાજીએ સુંદરજીના સાત ઘોડા બળજબરીથી આંચકી લીધા, તેમ જ એક અંગ્રેજ અમલદારને મારી નાખનાર આરબ જમાદારને સ્વાધીન કરવા ના પાડી. આથી મુંબઈના ગવર્નરની સંમતિ મેળવી ગાયકવાડી ફોજ સાથે જામનગર ઉપર હલ્લો કર્યો. ભારે લડાઈ થઈ. જામ જસાજી હાર્યા તેણે સુંદરજીને બોલાવ્યા. દશ લાખ રૂપિયા ખર્ચ અને દંડ પેટે ભરવાની શરતે સંધિ થઈ, પરન્તુ લડાઈમાં જામ-સાહેબનું સર્વ નાણું વપરાઈ ગયું હતું એટલે સુંદરજી પાસેથી જોડિયા બાગંભાના બે પ્રાંત ગીરવી મૂકી દશ લાખ રૂપિયા ઉધાર લીધા. જામ-સાહેબે સુંદરજીને ચાર ગામ બક્ષિસ આપ્યા.

હવે સુંદરજીની લાગવગ ભારે વધી પડી. સરકાર તરફથી માસિક એક હજાર રૂપિયા દરમાયો મળવા લાગ્યો. પોરબંદરનું આખું રાજ્ય આઠ વરસની બંધીથી સુંદરજી પાસે ગિરાણે હતું. જામનગરના સારા બે તાલુકા તેની પાસે માંડેલા હતા. જૂનાગઢને તેની ધીરધાર હતી. તેના લખાણ ઉપર ગવર્નરને ભારે વિશ્વાસ હતો."*

આ પ્રમાણે શેઠ સુંદરજી એકલો વેપારી નહોતો, પણ સાથે સાથે એક સમર્થ મુત્સદ્દી અને બહાદુર લડવૈયો પણ હતો. તેવો જ ઉદાર દિલનો એક દાનવીર હતો.

સંવત ૧૮૬૯ માં મોટો દુકાળ પડ્યો ત્યારે તેણે ખૂબ ધનધાન્ય વહેંચ્યું હતું તેનો ધર્માદો પણ બહોળો હતો. જેમ પૈસો મેળવી જાણ્યો તેમ તેણે તે ખર્ચી પણ જાણ્યો હતો. ઘણાં જ મંદિરોના જીર્ણોદ્ધાર કર્યા હતા, વાવ, કૂવા તેમ જ ધર્મશાળાઓ બંધાવી હતી એ રીતે તેણે

* 'યુવક', જૂન, સન ૧૯૩૪, પૃ ૩૨૯.

૫૦ લાખ ધર્માદામાં ખર્ચ્યા હતા. અને એણે એવી આબરૂ અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી કે એ યાત્રાથી પાછા ફર્યા ત્યારે તેને સામે લેવા કાઠિયાવાડના બધા રાજાઓ ગયા હતા અને સૂતેલા હોવાથી તેના પલંગ પાસે એક કલાક બેઠા હતા.

ખરે, તે એક બડભાગી પુરુષ હતો.

## (૩) અરદેશર ધનજીશાહ કોટવાળ

"Among the natives of Western India he (Ardasir) stands alone for his abilities, his energy, and his unwearied zeal for the Government he served, the country which gave him birth and his countrymen refuge in exile"* — *Briggs*

આપણા ચરિત્રનાયકના વડદાદા શેઠ સોરાબજીને દિલ્હીના મુગલ બાદશાહે શાહી ઘડિયાળની દુરસ્તી સારુ સૂરતથી તેડાવ્યા હતા અને તે કામમા યશ મળ્યો તેથી બાદશાહે તેમને નેકસાતખાનનો ખિતાબ બક્ષ્યો હતો. ત્યાર બાદ તેઓ પોતાના બે બેટાઓને બોલાવી લઈને દિલ્હીમાં વસ્યા હતા. એમના એ બે બેટાઓને પણ બાદશાહે, મોટા ખરજોરજીને બહેરેમદખાનના અને નાના પેસ્તનજીને તાસેયારખાનના ઇલ્કાબથી નવાજ્યા હતા. એ પ્રમાણે બાદશાહની છત્રછાયા હેઠળ તેઓ સુખમાં દિવસો નિર્ગમતા હતા. એવામા કંપની સરકારે સન ૧૭૫૯ મા સૂરત બંદર કબજે કર્યું. તે સમયે બાદશાહે કંપની સરકારના એજંટને ભેટ-સોગાદ આપવા નેયસાતખાનને પસંદ કરીને મોકલ્યા હતા ત્યારબાદ તેમણે કંપની સરકારનો આશ્રય લીધો હતો; અને ખરજોરજી બહેરેમદખાને પોતાના બાપની પછીથી સરકારી કામકાજમાં નામના મેળવી હતી; અને તેમના પુત્ર ધનજીશાહે તો એથી વધુ કીર્તિ સંપાદન કરી હતી.

સન ૧૮૧૦ માં સૂરત પાસેના માંડવી રાજ્ય હસ્તકના બોઢાણ ગામે એક ફકીરે પોતાને મોહાદી તરીકે જાહેર કરી મોટું ફિતુર ઉઠાવ્યું હતું, અને લોકોને ઉશ્કેરી પોતા તરફ ખેંચવા તેણે નીચે મુજબ જાહેરનામું કાઢ્યું હતું:

ities of Gurjarashtra.

"સુરતના સરવ કામદાર ને હકીમ (કલેક્ટર સાહેબ) જોગ જાણવું કે દુનીઆની આખરનો ઇમામુદ્દીન અથવા ઇમામ મેડી જાહેર થયો છે અને તે દરવીશનુ નામ અહમદ છે અને હીંદવીમાં તેને રાજા નકલંક (કલકી ?) કહે છે. દીગર, જો ઇશલામી કબુલ રાખી તો ઠીક, નહી તો શહેર છોડીને બધાઓ જાવો. નીકર અતે લડવા તૈયાર થાવો. આ ફકીર ૪) થા આશમાનમાથી ઉતરી આવીઓ છે ને તેનામાં ૪) કાલબુદ ભેગાં થયા છે. એક બાવા આદમ, બીજો ઇશા મરીઅમનો દીકરો (કરાઇશટ), અને મહમદ પેગબર અને એ ચારે એકમાં ભેગા થયા છે * એઓ પાસ તોપ ને બંદુક નથી. પણ મારા પાસ એક ડંડો ને રૂમાલ છે. માટે તયાર થાવો! તા. ૧૧ મી ઝીલીજની (૧૭ મી જાનેવારી ૧૮૧૦)!!"

"આવો ઝનુની પેગામ અંગ્રેજો ઉપર આવીયો અને સુરત થરથરી રેહુ!"+

એ ફકીરની સામે જે લશ્કર ગયુ તેમાં ધનજીશાહ પણ હતા અને સમજૂતી કરાવવા આગળ પડતો ભાગ લેવા જતા તેમની દુશ્મનોએ ઉતાવળા થઈને કતલ કરી હતી. ત્યારથી અંગ્રેજોની ફિરોજશાહના કુટુંબ તરફ મમતા વધી અને તેમનાં બાલબચ્ચાને પોતીકી ઓથમા લીધાં

એ ધનજીશાહને બે પુત્રો હતા, એકનું નામ પિરોજશાહ અને બીજાનું નામ અરદેશર, જે કોટવાળ તરીકે પ્રસિદ્ધિ પામ્યો તેમની કેળવણી માટે કંપની સરકારે જ પ્રબંધ કર્યો હતો અને તેઓ ઉમરલાયક થતાં તેમને સરકારી નોકરીમાં લીધા હતા તેઓ એમની ચંચળતા અને હોશિયારીને લઈને એક પછી એક ઊંચે હોદ્દે ચઢયા હતા એક રેવન્યુ કલેક્ટરના દરજ્જા સુધી ગયા હતા, જ્યારે બીજાએ શહેરના કોટવાળ તરીકે બહોળી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી, અને પિરોજશાહના મૃત્યુ બાદ તેનો હોદ્દો અરદેશરને તેના કોટવાળ તરીકેના કામ ઉપરાત મળ્યો હતો.

એમના કુટુંબના જ એક બહેન ધનબાઈ વાડિયા એ બે ભાઈઓ વિષે લખતાં કહે છે કે, "બંને ભાઈઓ સપીલા પણ જુદી જ પ્રકૃતિ

---

* ચોથો કોણ તે લખ્યું નથી, પણ તે ઇમામ મેડી સમજવો

+ જુઓ અરદેશર કોટવાલનું ચરિત્ર, પૃ. ૩૬.

ધરાવતા. પિરોજશાહ સાદાઈથી ટેક રાખતા, પણ અરદેશર રોબવંતા દમામદાર તેમ જ પોતાના કામમાં સખત રહેતા."*

અને એક મિત્ર જેમણે અરદેશરને નજરે જોયેલા તે તેમનું નીચે પ્રમાણે વર્ણન કરે છે:

"અરદેશરનો દેખાવ ઘણો રોબદાર હતો તે કદમાં ૬॥ ફીટ ઉંચા, ભરેલા ને કદાવર માણસ હતા. ૧૦ વરસ સુધી જે એક ચાલાક માણસ એમની તેનાતમાં હતો તેણે હમને કહ્યું છે કે હાલ મુંબઈમાં એઓના જેવો ઉઠાવદાર માણસ કોઈ દીસ્તો નથી! એમનું કપાળ ઉંચુ ને વિશાળ હતું. નાહની તીણી આંખીઓ, ખુલ્લું ઉઠાવદાર નાક, નીચલો હોઠ પાછળ હઠતો, ને ગોળ બહાર પડતી હુડી એટલા ચિનહોમા જ અરદેશરના સ્વાભાવિક ગુણો દેખાઈ આવતા હતા. એમની ચામડી બહુ જ ગોરી ને મોહ ઉપર સીતલાના જીણાં ચાઠાં હતા."×

અરદેશરની શક્તિ અને સાહસકાર્યોનો ખ્યાલ અપાવા આપણે તે સમયની સમાજસ્થિતિ જાણવી જોઈએ. સન ૧૮૪૦મા બ્રિગ્સ નામનો અંગ્રેજ મુસાફર સૂરતમાં આવ્યો હતો. તેણે સૂરતની તે સમયની કેટલીક હકીકત આપેલી છે, જેમાંથી પ્રકરણના મથાળે એક નાનો ફકરો ઉતાર્યો છે, અને અરદેશરનું ચરિત્ર લખનાર "બે" પણ એ વિષે નીચે પ્રમાણે માહિતી પૂરી પાડે છે:

"નરમદા અને મહીના કિનારાના મુલકો અને નવસારીથી તે અમદાવાદ સુધીનો સઘળો મુલક તીરકામઠાવાલા ભીલોથી અને તરવારીઆ બહાદુરોથી લુંટાતો હતો, પીંડારી લોક કે જે વેલસ્લીના લશ્કરથી વીખરાઈ ગયા હતા અને બાકીના જે રહી ગયા હતા તે આ હતા. તેઓની નાહાની નાહાની ટોલી બની હતી અને તેના જુદા જુદા સરદારો પણ હતા. તે લોકો એકદમ કોઈ શહેરમા જઈ ને પઈસાદારને લુંટી લેતા હતા અને ગરીબને પણ દુ:ખ દેતા હતા. એટલુ જ નહીં પણ તેઓ નાહાના નાહાના વહાણોમાં ખંભાતથી દમણ સુધી મુસાફરી કરતા અને દરીઆમા લોકોને અને માલને લુંટી લેતા હતા. તે વખતે સુરત તે તરફના કોશટા ઉપર પઈસાથી ભરપુર શહેર ગણાતુ હતું, તેથી સુરત શહેરમા ને તેની આસપાસના દરીઆમાં

* અહેવાલે અરદેશર કોટવાલ બહાદુર, પૃ ૧૧.

× ખાનબહાદુર અરદેશર કોટવાલ, કર્તા "બે", પૃ. ૭૨.

તેમનું ધાર હમેશ પડતું. તેથી એવું નીપજીઉ કે જેમનો વેપાર ચાલતો તે મોટા વેપારી ને બીજા તવંગર રહેવાસીઓ તો લુટારાના સરદારો સાથે ભાઈબંધી કરીને તેમને વરસ દીવસે અમુક પાળ આપતા. એવી ભાઈબંધી ઉપરથી તેવા વેપારી ને રેહવાસીઓનો માલ અને જીંદગાની સહીસલામત રહેતી. ને લોકની દરીઆ કિનારા ઉપરની ધાસ્તી કાઢી નાખવાને દરીઆઈ સરદાર વોટસને ઘણી જ કોશેસ કીધી ને ઘણાં વરસ પછી ઘણી બહાદુરીથી ફતેહ પામ્યો હતો. ને જ વખતે સુરતનાં કલેક્ટર એનડરસને પોતાના મુલકમાથી એ લોકોની ધાસતી કાઢી નાખવાને પ્રયત્ન કીદો હતો. ઘણી એક હીકમતો કરી પણ કાંઈ વલેકું નહી. ગતરે શહેરના દરવાજા બંધ કરતા પણ તે લુંટારા લોકો તેને અંગબળ વતે ઉઘાડી કાહડતા, નહી તો તેની ઉપરથી કુદાવી આવતા. તેમા એકાદ ટોળી મજુર અથવા ફેરીઆ તરીકે દિવસે શહેરની બજારમા ફરતી કે કોઈ રાંડીરાડના ઘરમા પરોણા તરીકે ઉતરતી. ને મધરાતે તેમનો સરદાર તેમને બહાર આવવાને શીશોટી વગાડે કે કાંઈ નીશાંણી કરતો કે એકદમ સહી કડો તલવાર બહાર આવીને બધા ગામમાં ફરી વલતી એવી રીતે કલેકટરના ઘરમા પણ ત્રણ કે ચાર વખત લુંટારાઓ વગર આવકારે જઈ આવીઆ હતા! છેલે સરવાલે આનડરસને અરદેસરને કહ્યું કે, “ કેમ શેઠ તમારાથી પણ કાંઈ થવાનુ નથી કે?” આવું સાભળીને અરદેશરને તો ખુબ ચઢી ગઈ તેણે કહ્યું કે હાથોહાથ થઈ જાય તાહા ચોરના જીવ લેવા કે આપવાની સત્તા આપો તો એમને ઉખેડી નાખું. પછે અરદેસરે આ દુઃખ છ મહિનામાં કાઢી નાખવાનુ વચન આપ્યુ. અરદેસર જાતે જોરાવર તાલીમબાજ માણુસ હતા. એટલે પોતે થોડાએક તાલીમબાજ પારસી ને મુસલમાનના ઉપરી થઈ ને ગીસત ફરવાની ટોળીઓ કરતી કરી ને જરૂર પડે તારે રીજમીટના માણસોને તે બોલાવે તારે તેમની મદદે જવાનો હુકમ લઈ રાખ્યો, પણ અરદેશરે તેમને કોઈ વખતે પણ બોલાવી ન હતી. પેહેલવેહેલા અરદેશરે તો દિવસમાં ચોર લોકો કયા ઘરમાં ને કયે ખુણે ભરાઈ રેહે છે તેની તપાસ કરી જાણી લીધા, પછી તેમને લાંચ આપવા માડી ને આ નઠારી જાતમાના કેટલાક ચોરોને જ જાસુશો નીમયા કે જે વખતે તેઓ ગામમા આવવા એકઠા થાય તારે તેને ચેતાવે. છેલે, તેમણે એક પોલીસ ખાતુ કાઢ્યુ ને તેમા દરેક શીપાઈ જોરાવર ને હથીઆર વાપરી શકે તેવો રાખીઓ ને અકેકી તળવાર તથા સીશોટી આપી. એમણે ચોરોને કેવી રીતે દગ્યા ને કઇ કઇ યુક્તિઓ કામે

લગાડી એ બધું લખતાં તો ઘણું લંબાણ થઈ જાય પણ એટલું જ બસ છે કે અરદેસરનો બંદોબસ્ત પાકો થયો ને સુરતના લોક થોડી મુદતમાં ઉઘાડે બારણે સુતાં હતાં. જે પ્રમાણે એમણે વચન આપું હતું તે પ્રમાણે આ બધું કામ કંઈ છ મહીનામાં થયુ નોતું; પણ તે જ્યારે પણ બજાવીઉ તારે એવી તો અસર થઈ હતી કે અરદેશરનુ નામ સાંભળીને લુંટારાઓ થરથર કંપતા."*

સૂરતમાં ડાંડિયાની પ્રથા, જે આજે પણ ચાલુ છે તે, અરદેશરે જ દાખલ કરી હતી, અને તે નામ આપીને કવિ નર્મદાશંકરે ચીમકી ભરતું અને ટોળ કરતુ એક છાપુ પણ કાઢ્યુ હતું.

આ પ્રકારની એમની ઉત્તમ કામગીરી અને બાહોશીને લઈને સરકારે અરદેશરને વખતોવખત માન અકરામ અને જાગીરોનાં ઇનામોથી નવાજ્યા હતા. તેની વિગતો નીચે પ્રમાણે છે :

"આથી એમની કીમતી નોકરીઓને માટે નામદાર સરકાર તરફથી તા. ૧૦મી જાનેવારી ૧૮૨૬ દીને સુરત ખાતેના ઇંગ્રેજી એજંટે જાહેર દરબાર ભરી એવણને એક ખેતાબ તથા પાલકી ભેટ કીધી હતી. આ પ્રસંગે સુરતના ૮૦૦ મુખ્ય રહેવાસીઓની સહીનો એક પત્ર ઇંગ્રેજી એજન્ટ ઉપર આવ્યો હતો, જેમાં તેઓએ પોતાના બહાદુર કોટવાળની નામદાર સરકારે આવી ઉત્તમ રીતે કદર પીછાણી તે માટે પોતાનો સંતોષ યા ખુશાલી જણાવી હતી. મુંબાઈનો નામદાર ગવરનર સર જોન માલકમ ઈ. સ. ૧૮૨૯ માં સુરત ગયો તે વેળાએ તેણે તા. ૨૨મી ડિસેમ્બરે એક જાહેર તથા દબદબાવાળી દરબાર ભરી એવણને કીમતી ખેલાત તથા બાહાદુરનો ખેતાબ અને સોનેરી સાજ સાથેનો એક ઘોડો તથા રૂ. ૩૦૦૦ ની વાર્ષિક પેદાશવાળાં ચાર ગામો જાગીર તરીકે ભેટ આપ્યાં હતાં. તા. ૧૪ મી ડેસેમ્બર ૧૮૩૦ ને દીને સુરતના જ્યુડિશિયલ કમિશનર મી. જેમ્સ સંડરલેન્ડે ગવરનર સર જોન માલકમના હુકમથી એક જાહેર દરબાર ભરી એવણને એક સોનાનો ચાંદ ભેટ આપ્યો હતો વગેરે." +

ત્યારબાદ સન ૧૮૪૪ માં આર ડી લ્યુઅર્ડ નામના સૂરતના જજે કોઈ મોટી વારસા બાબતની તકરારમાં અરદેશરને સસ્પેન્ડ કર્યા હતા, પણ

* અરદેશર કોટવાલ, કર્તા 'બે", પૃષ્ઠ ૪૫.
+ પારસી પ્રકાશન, પૃ. ૭૦૦

તેની વડોદરાના આસિ. રેસિડન્ટ દ્વારા રીતસર તપાસ થઈ, તેમા તેઓ સર્વ આક્ષેપોમાંથી નિર્દોષ ઠર્યા હતા; અને તે બદલ તેમને અભિનંદન આપવા અને તેમની જગો પર ફરી તેમને સ્થાપવા એક મોટો મેળાવડો કલેકટર મિ. એન્ડ્રુસે ભર્યો હતો.

સરકારે તેમના કાર્યની કદરસનાશી કરી હતી; એ સમયે શ્રી સહજાનંદ સ્વામીનો પણ જનતા પર બહોળો પ્રભાવ પડચો હતો. તેઓએ અરદેશરના પોતાના પ્રતિના પ્રેમ અને સદ્‌ભાવથી પ્રસન્ન થઈ, સૂરતથી પાછા ફર્યા ત્યારે અરદેશરને તેમનો પાઘ એક સંભારણા તરીકે ભેટ આપ્યો હતો, જે એક મોટું માન આપ્યું કહેવાય.

અરદેશરનો દોરદમામ અને ઠાઠમાઠ બાદશાહી પ્રકારનો હતો તે આપણે ઉપર જોયુ છે; અને તદનુસાર તે ખર્ચ પણ મોટો રાખતો એ-દિલનો બહુ દિલાવર હતો, એટલે સુધી કે કોઈ તેને બારણે સાદ પાડતો આવે તે કદી ખાલી હાથે જતો નહિ, તેથી એક સખી પુરુષ તરીકે તેની કીર્તિ બહોળી પામેલી હતી " એક વેરાએ સવારના પ્રહરમા અરદેશર બારીએ ઉભા છે. તેવામાં દીલીથી કોઈ ફકીરે પુછતો પુછતો એઓના ઘર આગળ આવીને સવાલ કરો કે "બાબુ સુરતમે બહાદુર કહેલાતા સો કોણ હએ!" ને પોતે જાહેર થતાં ફકીરે કહ્યુ 'બચા! બહાદુર હય તો રૂ. ૧૦૦૦/– કી ઠેલી ફેકી દે નો!' તારે શેઠે હજાર રૂપીઆની ઠેલી ફેકી આપી!"*

તેમણે આ પ્રમાણે પૂરી સાહેબી અને બાદશાહી વૈભવ ભોગવ્યો હતો; પણ તે પાછળના લખલૂટ ખર્ચ અને સખાવતથી તેમની બહોળી આવક પણ ખૂટી પડતી અને તે સારુ તેઓ કરજે નાણાં લેતા એ દેવુ લાખોનુ થઈ પડચુ હતુ; અને લેણદારોએ તે માટે તગાદો કરતા. તેઓ બહુ વિમાસણમા પડચા હતા અને એ ચિંતાને લઈને એમનુ શરીર કથળ્યુ હતુ. લેણદારોના ત્રાસથી બચવા તેઓ હવાફેર માટે ડુમસ જઈ રહ્યા હતા; ત્યા પણ તબિયતમા કાંઈ સુધારો થયો નહિ અને તેમના માંદગી વધતા, તેમને સૂરત પાછા આણવામાં આવ્યા હતા. અહી તા. ૧૫મી ફેબ્રુઆરી, સન ૧૮૫૯ના રોજ એમનું અવસાન થયું હતુ. "એઓ થોડાંક વરસ જીવીયા હતા તો એઓના કરજની સમાધાણી થઈ જાત; પણ ગુજરી

* "બે" રચિત અરદેશરનું જીવનચરિત્ર, પૃ. ૬૯ અને ૭૨.

ગયાથી ૯ લાખનું દહેણું જેમનું તેમ રહ્યું, માંગનારાઓએ એમની જાગીરો જપ્ત કરી વેચાવી નાખી ને એઓની વિધવા તથા છોકરાને નજદીક ભીખારી હાલતમાં લાવી મુકીયા. થોડા વખતમાં મી. બેલાસીસની મહેનતથી એમની વિધવાને સરકાર તરફથી મહીને રૂ. ૧૫૦નું પેનસન મલીઉ."*

શી કિસ્મતની કરામત!

એ જ ખાનદાન કુટુંબમાંના બે નબીરામાંથી સ્વર્ગસ્થ જહાંગીરશાહ તાલિયારખાંએ એ મોટા ઓફિસર તરીકે સારી પ્રતિષ્ઠા મેળવ્યા ઉપરાંત "મુદ્રા અને કુલીન અને 'રત્નલક્ષ્મી'" નામની બે સુંદર નવલકથાઓ લખીને ગુજરાતી સાહિત્યની સરસ સેવા બજાવેલી છે, અને એમના બંધુ મિ. પિરોજશાહ તાલિયારખાને પણ ડિસ્ટ્રિક્ટ અને સેશન્સ જજના માનવંતા હોદ્દા ઉપર રહી કામગીરી બજાવી અને સૂરતની જાહેર પ્રવૃત્તિમાં અગ્રેસર ભાગ લઈને વિવિધ પ્રકારની સેવા કરી.

## (૪) રાવબહાદુર નરસોપંત લક્ષ્મણ માવલંકર

"मावलंकरांतील अत्यंत सच्छील, पुण्यवान् आणि कर्तृत्ववान् अशा पुरुषांतच नरसोपंताची गणना होणें अवश्य आहे."+

સને ૧૮૧૮માં ગુજરાતમાં કંપની સરકારનો રાજ્યામલ શરૂ થયો ત્યારે દેશમાં વ્યવસ્થા અને કાયદાકાનૂનનું ધોરણ દાખલ કરવામાં જેમણે બ્રિટિશ ઓફિસરોના હાથ નીચે ઉત્તમ કામગીરી કરી રાજકર્તા અને પ્રજા ઉભયનો વિશ્વાસ અને પ્રેમ સંપાદન કરેલા તેમાં રા. બ. નરસોપંત લક્ષ્મણનો સમાવેશ થાય છે. એક ચારિત્ર્યવાન, કર્તવ્યનિષ્ઠ અને કાર્યદક્ષ પુરુષ તરીકે પણ એમનું ચરિત્ર અવલોકવા જેવું છે.

એમના કુટુંબની મૂળ અટક "સત્યવાદી" હતી; અને એ કુટુંબમાં નૃસિંહની ઉપાસના છે. કુટુંબના મૂળ સ્થાપક '**માવલંગ**' ગામના (સંગમેશ્વર તાલુકા, જિલ્લે રત્નાગિરી) ઈ. સ. ના. ૧૨માં સૈકામાં નૃસિંહ ઉપાસના માટે વસ્યા. બાદ ત્રણચાર પેઢીએ કુટુંબને સંગમેશ્વર વિભાગના સરદેસાઈનું વતન મળ્યું. તેમાં આગળ જતાં આશરે ૭૦૦ ગામોનો

---

* એજન.

+ જુઓ 'માવલંકર ઘરાણ્યાચ્યા ઇતિહાસ', ઉત્તરાર્ધ, ખંડ ૬.

વહીવટ તેમના હસ્તક આવ્યો હતો. તે ઉપરાંત તેમને "માવલંગ" ગામ ઇનામ મળેલું તે ઉપરથી તે કુટુંબના બધા 'સરદેસાઈ' અગર 'માવલંગકર' અગર 'માવલંકર સરદેસાઈ" એ અટકથી ઓળખાવા લાગ્યા. નરસોપંતના વડવાઓને સરદેસાઈ વતનમાં ભાગ મળેલો નહિ, તેથી તેમને માવલંગ પાસે આવેલા 'સૈતવડે' વિભાગનું દેસાઈગીરીનું વતન મેળવ્યું અને તે તેમની શાખામાં ચાલતું. તે ઉપરથી તેઓ 'સૈતવડેકર દેસાઈ' એ નામથી પણ ઓળખાતા.

સૈતવડે મહાલ આંગરેના કબજામાં સને ૧૭૩૫મા આવ્યો ત્યારથી તે સને ૧૭૫૬માં પેશ્વાઓએ આંગરેનો મુલક લીધો તે દરમિયાનની આસમાની સુલતાનીમા સૈતવડેકર દેસાઈનું વતન લગભગ પાયમાલ થયું હતું તેથી એ કુટુંબના 'બાજી નાયક' નામના નરસો લક્ષ્મણના દાદાએ પુના દરબાર મારફતે વતન મેળવી તેને સારી સ્થિતિ ઉપર લાવવા માટે ઘણા પ્રયત્નો કર્યા. પણ તે સર્વ નિષ્ફળ ગયેલા આ પ્રયાસો તેમણે ખેર નામના બે ભાઈઓ મારફતે કરેલા, જેમાંના એક ઉત્તર હિન્દુસ્તાનમાં પ્રખ્યાતિ પામેલ "ગોવિંદ પંત બુંદેલે" હતા. સને ૧૭૬૧ ની પાણીપતની લડાઈમાં ગોવિંદ પંત બુંદેલે માર્યા ગયાથી તેમના મારફતે આગળ કંઈ પ્રયાસ થઈ શકે એવી સ્થિતિ રહી નહિ

વતન મેળવી, સારા પાયા ઉપર લાવી, પોતાના કુટુંબનું ભરણપોષણ કંકણમા જ રહી થઈ શકે એવી સ્થિતિ નથી એમ જોઈ સદર બાજી નાયકે કોંકણ કાયમનું છોડયું અને પોતાના કુટુંબ સાથે તેમ જ વતનના દફતર સાથે ગુજરાતમાં આવી બોરસદમા ગાયકવાડની નોકરીમાં તેઓ જોડાયા. એ રીતે આ કુટુંબ ૧૭૬૫થી ૧૭૭૦ના અરસામાં પોતાની અસલ ભૂમિ કાયમની છોડી ગુજરાતમા આવી સ્થાયી વસ્યુ હતું. બાજી નાયક સને ૧૭૯૦ના અરસામા ગુજરી ગયા ત્યા સુધી બોરસદમાં જ ગાયકવાડની નોકરીમા હતા.

એ બાજી નાયક કોંકણમાંથી આવ્યા ત્યારે દેસાઈનો હોદ્દો ભોગવતા નહિ હોવાથી તેમણે 'નાયક' એ પદવીનો તેમ જ 'દેસાઈ' એ અટકનો ત્યાગ કર્યો અને "માવલંકર" નામથી ઓળખાવા લાગ્યા. તેમના દીકરા લક્ષ્મણ બાપની જગ્યાએ કામ કરતા અને ૧૭૯૦ થી ૧૮૦૦ ની આસપાસમાં તેઓ અમદાવાદ આવીને ભદ્રમાં વસ્યા હતા. સને ૧૮૧૨ ની સાલમાં અમદાવાદના કલેક્ટર મિ. ડનલોપે ભદ્રની ઘરોની યાદી કરાવેલી

તેમાં આ કુટુંબના ઘરના માલિકનું નામ 'પંડિત લક્ષ્મણ બાજી' એ રીતે નોંધ્યું છે.

તે વખતે તેમની સ્થિતિ તદ્દન સામાન્ય હતી અને એક ધનામદાર કુટુંબના હોવાનું અભિમાન છતાં સામાન્ય ઘરઉદ્યોગ કરવામાં તેઓ કાંઈપણ નાનમ સમજતા નહિ એમને બે પુત્રો હતા : સોમનાથ અને નરસો પંત

આ નરસો પંતનો જન્મ સને ૧૮૦૦માં ૧લી ઓગસ્ટે બોરસદમાં થયો હતો, અને તેમણે મરાઠી અને ગુજરાતીનું શિક્ષણ બોરસદમાં લીધું હતું.

કંપની સરકારનો નવો અમલ શરૂ થતાં જ સને ૧૮૧૮માં અઢાર વર્ષની વયે નરસો પંતે દસક્રોઈ તાલુકાના ઓડ ગામના તલાટીની જગ્યા રૂ. ૭)ના માસિક પગારની લીધી હતી. એ છેલ્લી પાયરીની નોકરીથી શરૂઆત કરી તાજુબ થવા જેવુ એ છે કે અગ્રેજીનું જ્ઞાન ન હોવા છતાં તે એક દેશીને મળી શકે એવા માસિક રૂ. ૭૦૦)ના પગારના મોટા દફતરદારના હોદ્દાપર્યંત પહોંચ્યા હતા.

તલાટીની નોકરી દરમિયાન તેમણે જમીનમાપણી—માપકરણનું જ્ઞાન મેળવ્યુ હતું; અને એ વખતે જ એમણે એવી સરસ છાપ પાડી કે તેમની નોકરીના પહેલા વર્ષમાં જ કલેક્ટરે તેમને પોતાના હાથ નીચે લઈ લીધા હતા અને રેવન્યુ કમિશનર મિ. થોમસ વિલિયમસને પ્રાંતિજ અને વિરમગામની જમાબંધી મુકરર કરવામા નરસો પંતની મદદ માંગી હતી. એ કામથી પ્રસન્ન થઈને ભાવનગર સંસ્થાનનું ફૂટલચું સેટલમેન્ટનુ કામ પણ તેમને સોંપાયું હતું અને તે પૂરું થતાં નરસો પતને અલીણાના મામલતદારની જગ્યા આપવામાં આવી હતી.

તે પછી સને ૧૮૨૫માં તેમને નાપાડના પહેલા વર્ગના મામલતદાર નીમીને પોલીસ ખાતાના વડાનો ચાર્જ પણ સોંપાયો હતો. તે પ્રદેશમાં કોળી, મેવાસીઓ અને ગુનેગાર જાતની ટોળીઓ પ્રજાને બહુ ત્રાસ આપતી. તે સઘળાને ચાપી દઈને એમણે પ્રજાને શાંતિ મેળવી આપી હતી. આ ઉપરથી જોઈ શકાશે કે રા. બ નરસો પંત જેમ કલમે કુશળ અને કાર્યદક્ષ હતા તેમ સિપાઈગીરીમા પણ એવા પ્રવીણ હતા.

તેમની લાયકાત જોઈ તેમના ઉપરી અધિકારી મિ. વિલિયમસને તેમના પગારમાં રૂ. ૧૦૦)નો વધારો કરી આપવા તેમ જ તેમને પાલખીનું ખાસ માન આપવા મને ૧૮૩૩મા મુબઈ સરકારને ખાસ લખાણ કર્યું હતું.

આ લખાણ પરથી કંપની સરકારના બોર્ડ ઓફ ડિરેકટરે નરસો પતની સેવાની કદર કરી તેમના પગારમા અગત ભથ્થા તરીકે રૂા. ૨૦૦) વધારી આપ્યા અને પાલખીનું માન પૂના મુકામે સને ૧૮૩૮મા ખાસ દરબાર ભરીને આપ્યું હતું ઉપરાત સરકારે રાવબહાદુરનો ઇલકાબ આપ્યો અને પૂનામા પેશ્વા દફતર માટે નિમાયેલા કમિશનના તેમને એક સભાસદ નીમ્યા હતા.

એ નોકરીની વધુ કદર થાય તે માટે કમિશનરે ભલામણ કરેલી તે પરથી બોર્ડ ઓફ ડિરેકટરે ઉપર મુજબ કરવામા આવેલ પગારમાં વધારો તથા પાલખીના સાલિયાણા ઉપરાંત રૂા. ૧૨૦૦) ની ઊપજના દસક્રોઈ તાલુકાના નારોળ અને રોપડા નામના બે ગામો ઇનામમા આપ્યાં હતાં એ ઇનામ વંશપરંપરા મળવા લખાણ થયુ હતું, પણ કપની સરકારે પોતાની રાજ-નીતિને વળગી રહી તે ત્રણ પેઢી સારુ મર્યાદિત રાખવાનુ જ પસંદ કર્યું હતું.

રા. બ નરસો પતે સૂરત તથા ભરૂચ જિલ્લાઓમા પણ નોકરી કરી હતી. આખા ગુજરાતમાં તેમણે પોતાની સેવા અર્પી હતી એમ કહી શકાય. સને ૧૮૪૧ મા તેમને જે ગામો ઇનામમા આપવામા આવ્યા તેની સણદ સરકાર તરફથી નીચે મુજબ મળી હતી

" लिआकत व अहलिअत मा आब नरसो लक्ष्मण, रावबहादुर, उपनाम मावलंकर नायक सरदेसाई, जाते कराडेब्राह्मण, असल रेहेनार कसबे सैतवडे तरफ मजकुर, तालुके रत्नागीरी, प्रांत दक्षण कोकण, हा'ल रेहेवासी शेहेर अंमदावाद शलंक हू अलाताला.

जांणवूं के तमें ईस्ट इन्डिया कंपनीनी नोकरी घणा दिवस इमांन-थी रिविनं दिपारटमेंनट, प्रांत गुजरातना दरोबस्त जिलाओमां ता त्रीजा

कामां तथा रिविनीउ कमीस्नर हाफीसमधें दफतदारीनी कीधी; ते उपरथी बइना नेक नामदार गवरनर दर इजलास कौसल एऊए तमारी भारे कींमतनी चाकरीनो अनुभव सरकारनें आवो, तेहेनी हमेशां नीसांणी रेहेवा सारु नेक नामदार हनराबल कोरट आफ डीरेकटर विलाएत सरकार एमने सिफारस कोधी के तमने गांम वीस परंपरा इनाम आपवुं. ते उपरथी नेक नामदार कोरट एडए ता. २० मी फेबरवारी संने १८४० ना हुकममां कबुल करु जे तमने त्रण पुस्त इनांम आपवु."

આ બધું બતાવે છે કે તેઓ **બહુ પ્રામાણિક, કાર્યનિપુણ, કર્તવ્યનિષ્ઠ, ન્યાયી અને ચારિત્ર્યવાન** અમલદાર હતા. અને વળી સરકારી સેવા કરવામા પ્રજાહિત પણ લક્ષમાં રાખવાનું ભૂલતા નહિ. તેમની નોકરીમાં તેઓ યશસ્વી નીવડયા હતા, તે એમને પગારમા વખતો-વખત બઢતી અને ઇનામમાં ગામો મળ્યાં હતાં. તે પરથી સમજાય છે. પણ ભાગ્યનું ચક્ર એકસરખું ગતિ કરતું નથી. એ જ ડાહ્યો અને બાહોશ ગણાતો પુરુષ ખટપટ અને પ્રપંચનો ભોગ થઈ પડે ત્યારે આપણે કોને દોષ દેવો?

અરદેશર કોટવાલના ચરિત્રમા આપણે જોયું છે કે તે પણ કાવા-દાવાનો ભોગ થયો, અને તેમને મોટા માનવતા હોદ્દા પરથી સસ્પેન્ડ કરવામા આવ્યા હતા; પણ પાછળથી તેની રીતસર તપાસ થતાં તેઓ નિર્દોષ ઠર્યા હતા, અને જાહેર સમારંભ દ્વારા તેમની મૂળ જગા પર તેમને સ્થાપવામાં આવ્યા હતા.

પાછલાં પ્રકરણોમા આપણે જોયું છે કે પહેલા સયાજીરાવ ગાયકવાડના મૃત્યુ પછી વડોદરાનો રાજ્યવહીવટ ખટપટભર્યો થઈ પડ્યો હતો. સને ૧૮૪૩ માં નરસો પંતની વડોદરાની રેસિડેન્સીમા નેટિવ એજંટ તરીકે પ્રથમ નિમણૂક થઈ હતી અને પછીથી તેમને કમિશનરની ઓફિસમાં મૂકવામાં આવ્યા હતા. તે જગા માટે વિનાયક મોરેશ્વર ફડકે નામનો એક ગૃહસ્થ પણ ઉમેદવાર હતો. તેને તે જગા નહિ મળવાથી નરસો પંતના વિરોધી તરીકે તેણે ઓફિસમાં ઉશ્કેરણી અને ખટપટ આરંભી હતી. અને તે એવો પ્રપંચી માણસ હતો કે મુંબઈના રાજદ્વારી વિભાગમાં તેને કોઈ

જગા નહી આપવાનો ખાનગી હુકમ સુધ્ધાં મુંબઈ સરકારને કાઢવો પડ્યો હતો.

નરસો પંતે સાત રેસિડેન્ટોના હાથ નીચે કામ કર્યું તેમાં કર્નલ ઔટ્રામ સિવાય બધાને સંતોષ મળ્યો હતો; પણ ઉપર્યુક્ત ફડકેના કાવાદાવાથી ઔટ્રામ નરસોપંત સામે ભંભેરાયો હતો, એટલું જ નહીં પણ ફડકેની દોરવણીથી નરસો પંત પર કેટલાક ગંભીર આક્ષેપો મૂકી મુંબાઈ સરકારને તેની વિરુદ્ધ રિપોર્ટ સુચના કર્યો હતો; પણ મુંબઈ સરકાર નરસો પંતના કામકાજથી પૂરેપૂરી વાકેફ હતી તેથી તેણે નરસો પંતને નિર્દોષ જાહેર કરી જે ઠરાવ લખી મોકલ્યો હતો તેના છેવટના પેરાનું લખાણ નીચેની મતલબનું હતું :—

"તેમનું (નરસો પંતનું) આજ પર્યંતનું ઉત્કૃષ્ટ વર્તન અને વિશ્વાસપાત્ર નોકરી લક્ષમાં લેતાં, એકાદ બાબતમા કમનસીબે સ્મરણમા નહિ રહેતા કાંઈ ક્ષુલ્લક કસૂર કરી હોય તો તે એમના ચારિત્ર્યને કલંકરૂપ કે એમની લાંબી અને નિર્દોષ સરકારી નોકરીને ડાઘરૂપ હોય એવુ સરકારને બિલકુલ જણાતુ નથી.'

પણ એ ઠરાવ લખાઈ આવે તે પૂર્વે ઔટ્રામ વિદેશ ગયો હતો, અને ઉપરની બાબતની જાણ થતા તેને બહુ લાગી આવ્યુ હતું. એટલે રજા પરથી પાછો રેસિડેન્ટ નિમાઈ આવતા નરસો પંત સામે તેણે ફરી કામ ઉપાડ્યું હતું. ઔટ્રામ કાચા કાનનો અને સંશયી વૃત્તિનો અમલદાર હતો એ તેના કામકાજ પરથી માલૂમ પડી આવે છે. તેના પછી ફ્રેન્ચ નામનો રેસિડેન્ટ આવેલો. તેણે નરસો પંતને પુનઃ વિશ્વાસમાં લીધા હતા. એ સમયે, અગાઉ કહ્યું તેમ, રાજ્યમાં બહુ ખટપટો ચાલતી હતી; અને ઔટ્રામ ઉતાવળિયો અને કિન્નાભર્યો હોવાથી તેણે વડોદરાના રાજવહીવટમાં ઘણો ગૂંચવાડો કરી મૂક્યો હતો; અને એ રીતિનીતિના પરિણામે મુંબઈ સરકાર, જે વડોદરાના રાજવહીવટ પર દેખરેખ રાખતી, તે અધિકાર તેની પાસેથી હિન્દી સરકારે પોતાના હાથમાં લઈ લીધો હતો, પણ પાછળથી હિન્દી સરકારે એ કાર્યમા તેની ભૂલ જોઈને વડોદરાનો વહીવટ પાછો મુંબઈ સરકારને સોંપ્યો હતો, અને એ જ ઔટ્રામે જે ખટપટ રિપોર્ટ કર્યો હતો તેનું નિરીક્ષણ કરી ઇંગ્લેન્ડના અધિકારીમંડળે તેમા એક વાત સ્પષ્ટ રીતે નોંધી હતી, કે "મુંબઈ સરકાર પ્રત્યે ઔટ્રામે યોગ્ય માન દેખાડ્યુ નથી"

---

+ જુઓ 'વડોદરા રાજ્યકર્તાઓ' પૃ ૨૦૦.

એ જ ઑટ્રામે પોતાના અધિકારનો ઉપયોગ કરી પોસ્ટ ઓફિસમાંના પત્રો રોકયા હતા; અને એવાં બીજાં અયોગ્ય વર્તનોથી અસંતુષ્ટ થઈ ને ગણપતરાવ ગાયકવાડે ઑટ્રામને ખસેડવા મુંબઈ સરકારને અરજી કરેલી તે પણ તેણે દાબી રાખી હતી.

આ બધી હકીકત પરથી આપણે જાણી શકીએ છીએ કે નરસો પંત પ્રત્યેનું તેનું વર્તન દ્વેષભર્યું જ હતું, અને કોઈ પણ પ્રકારે નરસો પંતને કલંક લગાડી, નોકરીમાંથી દૂર કરી ફડકેને દાખલ કરવો તે એનો ઇરાદો હતો. તે મુજબ નરસો પંતને એ દૂર કરી શક્યો પણ ફડકેને નોકરીમાં દાખલ કરી શક્યો નહીં. પોતાને નોકરીમાથી ખસેડયા પછી, જે મેમોરિયલ નરસો પંતે બોર્ડ ઓફ ડિરેકટરોને લખી મોકલ્યુ હતું તે વાંચતા આપણને તેની નિર્દોષતા માલૂમ પડી આવે છે.

નોકરી પરથી બરતરફ કર્યા તેનું દુઃખ નરસો પંતને ખૂબ લાગે એ દેખીતું છે, અને તે માટે ઠેઠ કંપની સરકારને ઇંગ્લંડ અપીલ કરી દાદ માંગે એ એમના દિલનું દર્દ રજૂ કરે છે.

પણ જેઓ red tapeના "થયુ છે તે અચલ વીસ" એ રીતિ-નીતિના—settled policyના—પૂજક છે અને પોતાના અધિકારીઓનો વટ સાચવવામાં જ પ્રતિષ્ઠા માને છે તેમને ઉપર્યુક્ત નિર્ણયમાં ફેરફાર કરવાનું યોગ્ય ન જણાયું. એમણે નરસો પંતની અરજીના ઉત્તરમા એટલું જ લખી જણાવ્યું કે, અગાઉનો નિર્ણય છેવટનો છે. પરંતુ નરસો પંત તે નિર્ણય જાણવામાં આવે તે આગમચ એક મહિના પૂર્વે તા. ૨૮ મી માર્ચ સને ૧૮૫૭ ના રોજ દેવલોક પામ્યા.

નરસો પંતને પાંચ પુત્રો હતા. તેમના સૌથી મોટા કેશવરાવ નરસિંહ સારા હોદ્દા ઉપર દેશી રાજ્યોમાં તેમ જ મુંબઈ સેક્રેટરિયેટમાં નોકરી ઉપર હતા. તેમનું અંગ્રેજીનું જ્ઞાન સારું હતું અને તેમણે Elphinstone Institute નો સોનાનો ચાંદ સને ૧૮૪૧ મા મેળવ્યો હતો. એમના એક પુત્ર દામોદર નામે તે સમયે નવી સ્થપાયેલી થિયોસોફિકલ સોસાયટીમાં જોડાયા હતા.

નરસો પંતના બીજા પુત્ર વિષ્ણુ નરસિંહ અમદાવાદમાં ઘણાં વરસ સુધી સબ રજિસ્ટ્રાર તરીકે હતા અને તેઓ ગુજરાતની જાહેર પ્રવૃત્તિમાં સારો

રસ લેતા હતા. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના કામકાજ અંગે પણ પ્રસંગોપાત્ત મદદ કરતા હતા. નરસો પંતના પૌત્ર મહૂંમ ગજાનંદ કૃષ્ણરાવ માવલંકર અમદાવાદમાં જાણીતા હતા. તેમણે જાહેર સેવામાં ઘણો ભોગ આપ્યો હતો; અને શ્રીયુત ગણેશ વાસુદેવ માવલંકરનું નામ તો એક અગ્રેસર જાહેર કાર્યકર્તા તરીકે આખા ગુજરાતમાં અને ગુજરાત બહાર સુવિદિત છે. તેઓ રા. બ નરસો પંતના પ્રપૌત્ર થાય.

સેતવડે છોડતાં જ દેસાઈગીરી અમદાવાદના માવળંકરોના વડીલ બાજી નાયકે ત્યાગી હતી, અને સરકાર તરફથી પ્રાપ્ત થયેલાં ઇનામી ગામો પણ તેમની પાસે રહ્યાં નથી; છતાં પણ ચારિત્ર્ય અને લોક-સેવાની ઉપાસના તેમના કુટુંબમાં જળવાઈ રહી છે. તેનો બદલો કાંઈક અલૌકિક છે; ને જનતા એવા સમાજસેવકોને હંમેશાં સંભારે છે,

# ૧૭. નવી કેળવણી

" The impulse at length came from outside. We cannot but acknowledge with feelings of mingled shame and gratefulness that the first and earliest efforts at ameleorating our condition were made by a handful of philanthropic Europeans both civilians and missionaries, who in their liberal views moved ahead of their age."* —*S. K. De*

ખ્રિસ્તી પ્રજાની એવી એક માન્યતા છે કે પ્રભુ જીસસ ક્રાઈસ્ટના ઉપદેશનો જગતભરમા બને તેટલો બહોળો પ્રચાર કરવો; અને તે કાર્યને તેઓ પોતાનું કર્તવ્ય સમજે છે, એટલું જ નહિ પણ તેને એક પુણ્ય કૃત્ય માને છે. સોળમા સૈકામા પોર્ટુગીઝો હિન્દુસ્તાનમાં આવ્યા. તેમણે ઉપલી માન્યતાથી પ્રેરાઈને મિશનો દ્વારા બાઈબલનું શિક્ષણ આપવા શાળાઓ અને તે વિષયનો પદ્ધતિસર અભ્યાસ થવા પાઠશાળાઓ સ્થાપી હતી; અને એ પ્રવૃત્તિને પોષવા જ તે સમયે સ્ટીવન્સન નામના પાદરીએ આપણા પુરાણોની પદ્ધતિએ બાઈબલનો મરાઠીમાં તરજુમો કર્યો હતો. પણ તેમની ધર્માંધતા અને ઝનૂનને કારણે પોર્ટુગીઝો હિન્દી પ્રજામા અપ્રિય થઈ પડ્યા હતા અને તેમની સત્તા નબળી પડતાં તેમની પ્રસ્તુત ધાર્મિક પ્રવૃત્તિને પણ ધોકો પહોંચ્યો હતો.

યુરોપીય પ્રજાઓ એક પછી એક તે પછી હિન્દમા આવતી રહી હતી. તેમની સાથે તેમના ધર્મોપદેશકો આવતા. તેઓ દર રવિવારે દેવળમાં ઉપદેશ આપવા ઉપરાંત અહીં વસતા યુરોપીઅનોનાં બાળકોને ધર્મનું શિક્ષણ આપવાનું કામ કરતા. તેમના ભેગા એમના આશ્રિત દેશીઓનાં છોકરાઓને પણ તેઓ ભણાવતા હતા. પણ સદરહુ પ્રયત્નો જેમ છૂટાછવાયા હતા તેમ તેમનું ધ્યેય મુખ્યત્વે બાઇબલનું શિક્ષણ આપવા પૂરતુ હતું.

સન ૧૭૯૩મા ઈસ્ટ ઇન્ડિયા કંપનીનો ચાર્ટર જારી રાખવાનો પ્રશ્ન બ્રિટિશ પાર્લામેન્ટ સમક્ષ રજૂ થયો ત્યારે હિન્દીઓને રીતસર શિક્ષણ

* Bengali Literature in the Nineteenth Century, p. 54.

આપવાનો પ્રશ્ન સુપ્રસિદ્ધ પરોપકારી મહાપુરુષ વિલ્બરફોર્સે ઉપસ્થિત કર્યો હતો અને આમની સભામાં તેને લગતો ઠરાવ પસાર કરાવ્યો હતો. તે ઠરાવ નીચે પ્રમાણે હતો :—

"That it is the peculiar and bounden duty of the British Legislature to promote by all just and prudent means the interest and happiness of the inhabitants of the British Dominions in India; and that for these ends such measures ought to be adopted as may gradually tend to their advancement in useful knowledge and to their religious and moral improvement."+

પણ અમીરોની સભાએ તે ઉડાડી મૂક્યો હતો; અને કંપનીના બોર્ડ ઓફ ડિરેકટરોને એ જ ફાવતું હતુ એટલે તે ઠરાવ કાગળ પર જ રહ્યો હતો. જ્યારે વીસે વર્ષે કંપનીનો ચાર્ટર પાર્લમેન્ટ સમક્ષ ફરી વારનો આવ્યો ત્યારે એ જ સભ્યે (વિલ્બરફોર્સે) અગાઉનો ઠરાવ બીજી વાર રજૂ કરીને પસાર કરાવ્યો હતો અને તે ઠરાવમા નવલ અને વિશેષ તત્ત્વ એ સમાયેલું હતુ કે પ્રજાને કેળવણી આપવી એ રાજ્યનું કર્તવ્ય છે, અને વિશેષમાં હિન્દની ઉત્પન્નમાંથી દર વર્ષે રૂ. એક લાખ દેશીઓની કેળવણી પાછળ ખર્ચવાનો નિયમ ખાસ ઉમેરાવ્યો હતો.

આ રહ્યા તે ઠરાવના શબ્દો ·

"That it shall be lawful for the Governor-General in Council to direct, that out of any surplus which may remain of the Rents, Revenues, and Profits arising from the said territorial acquisitions, after defraying the expenses of the Military, Civil, and Commercial Establishments, and paying the Interest of the Debt, in manner hereinafter provided, a sum of not less than one lakh of Rupees in each

+ જુઓ Education in India, by Mr. K. S. Vakil, p. 11.

year shall be set apart and applied to the Revival and Improvement of Literature and the Encouragement of the learned Natives of India and for the Introduction and Promotion of a knowledge of the sciences among the Inhabitants of the British Territories in India."+

આ સ્પષ્ટ શબ્દોમાં ઉપર્યુક્ત ઠરાવ થયેલો હોવા છતા કંપની સરકારે તેનો અમલ કરવામાં દસ વર્ષ કાઢી નાખ્યાં અને છેવટે સન ૧૮૨૩મા એક કમિટી નીમી, તેના મંત્રી તરીકે જાણીતા સંસ્કૃતના અભ્યાસી એચ. એચ. વિલ્સનને પસંદ કરવામાં આવ્યા હતા

સદરહુ કમિટીએ હિન્દીઓના શિક્ષણ સારુ સંસ્કૃત અને અરબીની પાઠશાળાઓ ખોલવા માડી, પણ બોર્ડ ઑફ ડિરેક્ટરોએ એ વ્યવસ્થા વખોડી કાઢી એવું લખાણ મોકલી આપ્યું કે જે નાણાં ખર્ચવાનું મંજૂર થયેલુ છે તેનો ઉદ્દેશ દેશીઓને તેમનું પ્રાચીન શિક્ષણ નહિ પણ ઉપયોગી શિક્ષણ આપવાનો છે :

'The great end should not have been to teach Hindu learning but useful learning.'

પણ પાશ્ચાત્ય સાહિત્ય અને વિજ્ઞાનનું શિક્ષણ આપવા જતાં લોકલાગણી ઉશ્કેરાશે. એવો કમિટીએ તેનો ઉત્તર આપીને તેનું કામ આગળ ચાલુ રાખ્યું; પરંતુ કમિટીની ઉપર્યુક્ત દલીલોની સામે મહાન હિંદી અને આદ્યસુધારક રાજા રામમોહનરાયે ઝુંબેશ ઉઠાવી લોકમત કેળવવા માડ્યો અને કંપની સરકારને એક પત્ર પાઠવ્યો હતો. તેમાં જણાવ્યું હતું કે પાર્લમેન્ટે જે નાણાં મંજૂર કર્યાં છે તે સંસ્કૃતની પાઠશાળા સ્થાપવામાં ખર્ચાશે તો તેનો હેતુ બર આવશે નહિ; કેમકે વર્ષો સુધી યુવકોને સંસ્કૃતનું વ્યાકરણ શીખવવાનો કંઈ સાર નથી, અને એ દલીલનું રહસ્ય સમજાવવા આપ નામદારને હું એટલું જ જણાવીશ કે યુરોપના સાહિત્ય અને વિજ્ઞાનની લૉર્ડ બેકનના પહેલાંની સ્થિતિ લક્ષમાં લેશો. જેમ પંડિતોએ (Schoolmen) બેકનના પૂર્વે યુરોપને અજ્ઞાનાવસ્થામાં દબાયેલો રાખ્યો હતો તેમ પ્રસ્તુત સંસ્કૃત પદ્ધતિના શિક્ષણનું પરિણામ એ જ પ્રકારનું આવશે, જે પાર્લમેન્ટનો આશય નથી.'

---

+ Education in India, by Mr. K. S. Vakil, p.14.

પરંતુ જે પત્રની તાત્કાલિક અસર થવા પામી નહિ; પણ તેના પરિણામે એ રીતિનીતિના કાર્યકર્તાઓનાં બે તડ બંધાઈ ગયાં; જેમાંનો એક પૌરસ્ત્ય શિક્ષણનો પક્ષ કરતો, જ્યારે બીજો પક્ષ નવું અંગ્રેજીનું શિક્ષણ આપવાની હિમાયત કરનો થયો; અને તેનો છેવટનો નિકાલ લોર્ડ મેકોલેની ઐતિહાસિક નોંધ પછી જ સન ૧૮૩૫માં આવ્યો હતો. એ આખી ચર્ચાને સમેટી લેતાં લોર્ડ બેન્ટિકે જણાવ્યું હતું કે બ્રિટિશ સરકારનો મુખ્ય આશય દેશીઓમાં યુરોપીય સાહિત્ય અને વિજ્ઞાનનો પ્રચાર કરવો એ હોવો જોઈએ અને કેળવણી પાછળ જે નાણું ખર્ચવાનું નક્કી થયેલું છે તે એકલા અંગ્રેજીના શિક્ષણ સારુ ખર્ચાશે.

આમ સરવાળે રાજા રામમોહનરાયના વાદનો વિજય થયો હતો.

હવે આપણે એ નવી કેળવણીનો આરંભ મુંબઈ ઇલાકામાં ક્યારે અને શી રીતે થયો તે જોઈએ.

ઉપલબ્ધ સાધનો પરથી એમ માલૂમ પડે છે કે સને ૧૭૧૮માં મુંબઈમાં પહેલવહેલી શાળા રેવ. રીચર્ડ કોબે નામના પાદરીએ કંપની સરકારના યુરોપીઅન અને યુરેઝિયન બાળકોને ધાર્મિક શિક્ષણ આપવાને કાઢી હતી અને તેનો નિભાવ લવાજમ અને ભેટોમાંથી થતો હતો. સને ૧૮૦૭માં તે સંસ્થાને ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ રૂ ૩૦૦૦)ની વાર્ષિક ગ્રાન્ટ આપવાનું શરૂ કર્યું હતું. તેનું કામકાજ વ્યવસ્થિત અને નિયમિત રીતે થયે જાય એ ઉદ્દેશથી સન ૧૮૧૫ માં મુંબઈ એજ્યુકેશન સોસાયટી એ નામનું એક મંડળ સ્થાપીને ઉપર્યુક્ત સંસ્થાનો વહીવટ તેને સોંપવામાં આવ્યો હતો અને તેના હસ્તકની શાળાઓમાં હિન્દી વિદ્યાર્થીઓને પણ લેવામાં આવતા અને તેનું શિક્ષણ બેલની મોનિટોરિયલ પદ્ધતિએ અપાતું હતું. તેનું કામકાજ વધતાં સન ૧૮૨૦માં મુંબઈ એજ્યુકેશન સોસાયટીએ દેશી ભાષાઓમાં પુસ્તકો રચાવવા અને દેશી શાળાઓ ખોલવા સંબંધી રિપોર્ટ કરવા એક કમિટી નીમી હતી. તેને તપાસમાં એમ માલૂમ પડ્યું કે મૂળ મંડળના ઉદ્દેશ બહાર તેમની પ્રવૃત્તિ વિસ્તરે છે. તેથી મૂળ મંડળનું કામકાજ માત્ર યુરોપિયન અને યુરેઝિયન વિદ્યાર્થીઓ સારુ મર્યાદિત કરી, હિન્દી વિદ્યાર્થીઓના અભ્યાસની પદ્ધતિસર વ્યવસ્થા કરવા સન ૧૮૨૩ મા મુંબઈ નેટિવ સ્કૂલ બૂક અને સ્કૂલ સોસાયટી નામથી એક નવી સંસ્થા સ્થાપી; અને તે સન ૧૮૨૭ પછી મુંબઈ નેટિવ એજ્યુકેશન સોસાયટી તરીકે ઓળખાવા લાગી હતી.

પ્રસ્તુત મંડળે પ્રચલિત શિક્ષણવ્યવસ્થાનું નિરીક્ષણ કરતાં તેમાં ચાર વસ્તુઓની ઊણપ તેને દેખાઈ આવી: (૧) પાઠ્ય પુસ્તકોનો અભાવ, (૨) શિક્ષણપદ્ધતિની ખામી, (૩) શિક્ષકોની મુસ્કેલી, અને (૪) નાણાંની તંગી; અને ત્યાર બાદ તેના નિવારણ સારુ કમિટીએ પ્રથમ પાઠ્યપુસ્તકો રચવાના સંબંધમાં ધારાધોરણ નક્કી કર્યાં અને તે વિષે નીચે પ્રમાણે એક જાહેરાત કાઢી હતી:

" મુંબાઈની હિંદ નિશાળ પુસ્તક મંડળી

ગ્રન્થોના ભાષાંતરો અથવા નવા ગ્રંથ કરનારાઓને બક્ષીસ આપવાનું પ્રસિદ્ધિપત્ર:

૧ આ મંડળી સર્વેને પ્રગટ કરે છે કે જે કોઈ બાળબોધ ગ્રંથ અથવા પ્રૌઢ ગ્રંથ એઓનાં મરાઠી અથવા ગુજરાતી બોલીમાં સારાં ભાષાંતરો કરીને લાવશે અથવા આ બેઉ ભાષામા પસંદ પડે એવો પોતાની કલ્પનાયે નવો ગ્રંથ રચશે અથવા આગળ કહેલા પ્રકારના ગ્રંથ હિન્દુસ્થાની ભાષામાં કરશે તેને બક્ષીસ આપવા સારૂ ગવરનર કૌંસલ-એઓયે ઉદાર થઈને આ મંડળીને સમર્થ કીધી છે."

... તે પછી જુદા જુદા વિષયો પર કેવી જાતના ગ્રથોની જરૂર છે તેની માર્ગદર્શક યાદી આપેલી છે અને તેને છેડે નીચે મુજબ સહી કરેલી છે: *

| | |
|---|---|
| મુંબઈ.<br>તેરીખ ૮ આપ્રીલ<br>સન ૧૮૨૫ | મંડળીની આજ્ઞા પરથી પ્રસિદ્ધ કીધું છે.<br>જાર્જ જારાવસ<br>સકત્રી. |

અને શિક્ષકોની મુસ્કેલી દૂર કરવા છ બુદ્ધિશાળી દેશીઓને લેંકેસ્ટ્રિયન પદ્ધતિએ શિક્ષણ આપવાની જોગવાઈ કરી, તે સારુ નાણાંની મદદ કરવા લોર્ડ એલ્ફિન્સ્ટનને કંપની સરકારને લખાણ મોકલી આપતા, તેના સમર્થનમાં નીચે પ્રમાણે ત્રણ ભલામણો કરી હતી:

(૧) દેશીઓને સરકારી નોકરી માટે કેળવવા,

(૨) માતભાષા દ્વારા પ્રાથમિક કેળવણીનો પ્રચાર કરવો, અને

(૩) તે સારુ સરકારની દેખરેખ નીચે શાળાઓ ખોલવી મિશનરી નહિ એવી ખાનગી સાહસથી નીકળેલી સંસ્થાઓને નાણાંની મદદ કરવી.

અને તે નોંધની છેવટમાં ભારપૂર્વક જણાવ્યું હતુ કે–

"I can conceive no objection that can be urged to these proposals, except the greatness of the expense, to which I would oppose the magnitude of the object It is difficult to imagine an undertaking in which our duty, our interest, and our honour are more immediately concerend. It is now well understood, that in all countries the happiness of the poor depends in a great measure on their education It is by means of it alone that they can acquire those habits of prudence and self-respect from which all other good qualities spring, and if ever there was a country where such habits are required, it is this. We have all often heard of the ills of early marriages and overflowing population; of the savings of a life squandered on some one occasion of festivity; of the helplessness of the ryots, which renders them a prey to money-lenders, of their indifference to good clothes or houses, which has been urged on some occasions as an argument against lowering the public demands on them; and, finally, of the vanity of all laws to protect them, when no individual can be found who has spirit enough to take abvantage of those enacted in their favour. *there is but one remedy for all this which is education.*

If there be a wish to contribute to the abolition of the horrors of self-immolation and of infanticide

and ultimately to the destruction of superstition in India, it is scarcely necessary now to prove, *that the anly means of success lie in the diffusion of knowledge.*" +

સન ૧૮૨૩ થી સન ૧૮૨૭ સુધી મુંબઈ નેટિવ એજ્યુકેશન સોસાયટી લોર્ડ એલ્ફિન્સ્ટનના નેતૃત્વ હેઠળ ફૂલીફાલી હતી અને સને ૧૮૨૭માં એઓ નિવૃત્ત થતાં, ઉપકારવશ લાગણીથી પ્રેરાઈ દેશીઓએ એમનું સ્મારક ઊભું કરવા એક મોટું ફંડ એકઠું કર્યું હતું. તેમાંથી મુંબઈની એલ્ફિન્સ્ટન કોલેજ ઉદ્‌ભવી હતી. કંપની સરકારે એ યોજનાને સંમતિ આપતા ઇચ્છ્યું હતું, કે–

" એ કોલેજમાંથી નીકળનાર વિદ્યાર્થીઓ હિન્દી રાજવહીવટમાંની ઊંચી જગા માટે બુદ્ધિ અને ચારિત્રથી યોગ્ય નીવડશે "

ઉપલી મુંબઈ નેટિવ સ્કૂલ અને સ્કૂલ બુક મંડળીનો વહીવટ જ્યોર્જ જર્વિસના હાથમાં હતો; અને આરંભના પાઠ્યપુસ્તકોમાં તેમનું નામ જ ઘણુંખરું જોવામાં આવે છે. તેમને તેના કામકાજમાં દક્ષિણી વિદ્વાનો ઠીક ઠીક મળી રહેતા, પણ ગુજરાતીઓ મેળવવાની મુશ્કેલી પડતી હતી. મુંબઈના બિશપ કાર એક વખતે ભરૂચ ગયેલા. ત્યાં તેમને રણછોડદાસ ગિરધરભાઈ–ગુજરાતમાં કેળવણીના પિતા–નો મેળાપ થયેલો અને તેમની ચંચળતા અને હોશિયારીથી પ્રસન્ન થયેલા. મુંબઈ પાછા ફરતાં તેમને કેપ્ટન જર્વિસને મળવાનું થયું; અને વાતચીતમાં ગુજરાતી શિક્ષકોની મુશ્કેલી જણાવતાં બિશપકારે તેમને રણછોડભાઈની ભલામણ કરી હતી; તે પરથી રણછોડભાઈને મુંબઈ બોલાવવામાં આવ્યા હતા. એ પછીનો વૃત્તાંત અમે એમના જ શબ્દોમાં આપીશું:

" ઇસવી સન ૧૮૨૫માં એ ખાતામાં રણછોડદાસ જોડાયા. તે વખત રૂ. ૪૦) નો દરમાયો કર્યો હતો. ને વાટખરચી એટલે ભરૂચથી મુંબઈ જતાં સુધીનો ખરચ તથા ભરૂચથી નીકળ્યાને દિવસથી પગાર ચડતો. એ વખતે દેશી નિશાળોને સારુ પુસ્તકો રચવાનું કામ ચાલતું હતું તે એમને સોંપવામાં આવ્યું.

"મરાઠી તથા ગુજરાતી બેઉ કામ સાથે ચાલતાં હતાં. પ્રથમ વર્ણમાળા તૈયાર કરવામાં આવી. વર્ણમાળા એટલે મોટે અક્ષરે ગુજરાતી તથા

બાળબોધ મૂળાક્ષરો કાગળ પર છાપેલા. અ આ. ક. કાના અક્ષરો પછી બારાખડી, પછી જોડાક્ષર, પછી એકાક્ષરી શબ્દ, દ્વિઅક્ષરી શબ્દ વગેરે પ ચ, છ, સાત અક્ષરોના શબ્દો, શબ્દોના અર્થો તેમ જ ગણિતકામ સારું અંક તથા રકમો તથા સાદા સરવાળા–બાદબાકી–ગુણાકાર–ભાગાકાર–ભાજણીને વિવિધ સરવાળા બાદબાકી ગુણાકાર વગેરેના કાગળો તૈયાર કરી પાટીઓ પર કે લૂગડાના લાંબા પંખા પર ચોડી છોકરાના વર્ગ આગળ તે ટાંગતા ને તેમાંથી શીખવતા. એ રીતે કેળવણી આપવાનું કામ તે વખતના ઇંગ્લાંડમાં ચાલતા લનિકયાસ્ટ્રીઅન ધોરણને અનુસરીને ગુજરાતમા ચાલતુ. વર્ણમાળાના અક્ષરો ઘણા સારા ગણાય છે. હજુ પણ તેનો જોડો મળી શકતો નથી એ સિવાય લિપિધારા બોધ વચન–ડાડ્સ્લીની વાતો–ઈસપનીતિની કથાઓ, બાળમિત્ર–પંચોપાખ્યાન–ભૂગોળ–ખગોળ, વિદ્યાના ઉદ્દેશ લાભ ને સંતોષ વગેરે પુસ્તકો વાચનકામને સારૂ, તથા ગણિતને સારું પૂર્ણાંક, અપૂર્ણાંક (હટ્ટન કૃત) તથા શિક્ષામાળા ભાગ ૧ અને ૨, કર્તવ્ય ભૂમિતિ વગેરે એ બધાં શાળા-પુસ્તક મંડળી તરફથી તૈયાર થતા હતા તેમા રણછોડદાસની મદદ લેવામા આવી. પણ દક્ષિણ તથા ગુજરાતમાં દેશી નિશાળો સ્થાપન કરવાનું સરકારે વધારે અગત્યનું જાણી તેને સારુ મહેતાજીઓ થવાને યોગ્ય માણસો શોધી કાઢવાનં તથા તેમને ભણાવી તૈયાર કરવાનુ કામ રણછોડદાસને માથે પડ્યુ. તેથી થોડી મુદતમા મુંબઈથી તેમને પાછા ગુજરાતની મુસાફરીએ મોકલ્યા અમદાવાદ, સૂરત વગેરે ઠેકાણે ફરીને તથા મુંબઈમાંથી જ કેટલાક માણસો શોધી કઢ્યા. પ્રથમ સૂરત ભરૂચ ને અમદાવાદને સારુ છ માણસો તૈયાર થયા. તેમની સાથે જઈ તે શહેરોમા નિશાળોનો આરંભ કર્યો '*

સદરહુ સંસ્થાએ શરૂઆતમાં જે પાઠ્ય પુસ્તકો તૈયાર કરાવ્યા તેની નોંધ લઈએ તે આગમચ ગુજરાતીના અને અંગ્રેજીના અભ્યાસમાં મદદગાર થઈ પડે એવાં વ્યાકરણ, કોશ વગેરે વિષયોને લગતાં જે પુસ્તકો ખાનગી સાહસથી પ્રસિદ્ધ થયાં હતાં તેનુ આપણે સંક્ષેપમા અવલોકન કરીએ.

કોઈ પણ ભાષાનો પરિચય કરવા સારુ પ્રથમ તેના વ્યાકરણ અને કોશની જરૂર પડે છે; અને યુરોપીઅન પ્રજાઓને હિંદમા આવી વસતાં, આપણી જુદી જુદી દેશી ભાષાઓ શીખવાનુ આવશ્યક થઈ પડ્યું હતું અને તે કારણે આપણે જોઈએ છીએ કે બંગાળી, હિન્દી, ગુજરાતી,

* ગ્રંથ અને ગ્રંથકાર, પુ. ૪, પૃ ૧૫, ચરિત્ર

તામિલ વગેરે ભાષાઓનાં વ્યાકરણ અને કોશનાં પુસ્તકો પહેલ પ્રથમ યુરોપીઅનોએ રચેલાં પ્રાપ્ત થાય છે

મુંબઈની લિટરરી સોસાયટીના કામકાજના વૃત્તાંત પરથી માલૂમ પડે છે કે જુદી જુદી ભાષાઓનો શબ્દસંગ્રહ તુલનાત્મક અભ્યાસ સારુ તૈયાર કરાવવાની યોજના પ્રથમ તેણે ઉપાડી લીધી હતી અને તે ઉપરથી એવું અનુમાન થાય છે કે ડ્રમંડે મરાઠી, ગુજરાતી અને મલબારી ભાષાઓનાં વ્યાકરણ અને શબ્દસંગ્રહ યોજ્યા હતા. ડૉ. ડ્રમંડ મુંબઈ સરકારના વૈદક ખાતામા સરજન હતા; અને વડોદરા રેસિડેન્સીમાં પણ કેટલોક સમય રહ્યા હતા સન ૧૮૦૯માં ઇંગ્લંડ જતા દરિયામાં ગૂમ થયા હતા, એવી નોંધ ડૉ. વિલ્સને કરેલી છે, અને વધારામાં ઉમેર્યું છે કે-

" He published Grammars of the Marathi, Gujarati and Mulbari languages from which gleanings may yet be made by the best of our local philologists ." +

ગુજરાતી ભાષામા વ્યાકરણ અને શબ્દસંગ્રહ ડૉ. ડ્રમંડનો રચેલો પ્રહેલવહેલો ગ્રંથ છે, તેમ ગુજરાતી ટાઇપમા છાપેલું એ પુસ્તક પ્રથમ જ છે. તે સન ૧૮૦૮માં છપાયું હતું; અને તે નવા અંગ્રેજ શિખાઉ માટે રચાયું હતું. તે પ્રસ્તાવનામાં જણાવે છે

" The following pages, chiefly intended to assist the studies of his young countrymen, who are destined to sojourn in these parts, and to preserve the blessings of a pure administration to all orders of society, and also to encourage those liberal minded Natives who admire our laws, and aspire to learn our language are inscribed as a parting pledge of veneration and lively gratiude for public benevolence, and personal kindeness "*

---

+ Tranasactions of the Literary Society, vol. iii, p 263
*Drummond's Gujarati Grammar and Vocabulary.

આરંભના પ્રયોગ તરીકે પ્રસ્તુત શબ્દસંગ્રહ જોવા જેવો છે. લેખકને પોતાને પૂરતું જ્ઞાન નહિ તેથી કેટલાક શબ્દોનું લંબાણથી વિવેચન કરી તેના અર્થ સમજાવ્યા છે, જેમ કે અગ્નિદાહ. તેમાં તેના એક સિપાઈની સ્ત્રી સતી થયેલી તેનું વિગતવાર અને લંબાણથી વર્ણન આપ્યું છે

આપણા પ્રાંતમાં અંગ્રેજોનો રાજ્યઅમલ નવો સ્થપાતો હતો અને તેમની સત્તા દિનપ્રતિદિન વધતી જતી હતી, તેથી તેમની સાથેના દરરોજના કામકાજમાં અંગ્રેજી ભાષાના જ્ઞાનની જરૂર પડતી અને તે મેળવવા જેઓ પ્રયત્નો કરતા, તેમને મદદગાર થઈ પડે એવા પુસ્તકો કેટલાક સાહસિકો, તે માગને પહોંચી વળવા, લખાવી બહાર પાડતા હતા.

સન ૧૮૨૨માં અરદેશર બહેરામજીએ તૈયાર કરેલું અને ફરદુનજી મર્ઝબાનજીએ છાપેલું એક પુસ્તક પ્રાપ્ત થયેલું છે, તેમાં પ્રથમ મરેફૂત વ્યાકરણ (પર મી આવૃત્તિ પરથી) ગુજરાતીમાં ઉતારેલું છે અને તેના બીજા વિભાગમાં અંગ્રેજી-ગુજરાતી શબ્દકોશ, મૂળ અંગ્રેજી અને ફારસી કોશ, કલકત્તાની કોલેજ સારુ છપાયેલો તેના આધારે આપેલો છે. તેનું વર્ણન લેખકે નીચે મુજબ કર્યું છે.

"અંગરેજી તથા ગુજરાતી
વાકા બી ઉલારી
ઇ આને
અંગ્રેજી તથા ગુજરાતી બોલીની કેતાબ
શ્રી
કલકતાની કાલેજ શારૂ છપાઈલી વા
કા બી ઉલારી ઉપરથી ગુજરાતી લોકો
ને અંગરેજી બોલી શીખવા સારૂ
બનાવી છે

મુમબઈ મધે
ફરદુનજી મોબેદ મરજબાંનજીનાં કારખાંનામો
શને ૧૮૨૨ અંગરેજીનાં વરશમો છપાઈ છે."

પાછળના પાના પર એ જ ગ્રંથના વ્યાકરણ વિભાગનું મુખપૃષ્ઠ આપવામાં આવ્યું છે.

અને તે શબ્દસંગ્રહ, આપણે નવાઈ પામીશું કે, વર્ણવાર નહિ પણ વિષયવાર ગોઠવવામાં આવ્યો છે. તેની પ્રસ્તાવના પણ પ્રસ્તુત વિષયમાં રસ લેનારાએ જોવા જેવી છે.

ઇંગ્લિશ ટીચરના ધોરણનું બીજું એક પુસ્તક સન ૧૮૩૭માં 'મુંબાઈ સમાચાર' પ્રેસના સંચાલકોએ પ્રગટ કર્યું હતું, તેઓ તેની પ્રસ્તાવનામાં લખે છે કે—

"આએ નવુંજ પુશતક શ્રી મુમબઈ શમાચાર છાપ્યખાનામાંથી બાહેર પરગટ થાએ આથી એ પુશતકનાં માલેકોને મોહોટો હરખ લાગે છે તથા એમ કેહેવાને તેવોને ગરવ આવે છે કે ઇંગરેજી ભાષા જે લોકો આરંભ કરે તેવોને શીખવું શેહેલ પડવા સારૂ તથા ગામડી લોકોને કેરવણીમાં વધારો કરવા શારૂ જે ઉમેદ તેવોના મંનમાં છે તે ઉપરથી શરવેની શેવાને કાજે તેહેમાં ઘણું કરીને જે લોકો ગુજરાથી ભાશા બોલે છે તેવોને કાજે આએ ગરથ પરગટ કરવાનું કારણ પડીઉ છે. જે જે લોકોએ આએ પુશતક ખરીદ કરવા થકી પોતાનું નમ ટીપમાં ભરી તેહેનાં માલેકો ઉપર ઉપકાર કીધો છે તેહેવા ઉપકારને વાશતે તેવોનાં ઓશીગણ થાવાને માલેક લોકો તેવોને પોતાની હદમાંથી મોહોટી નમંનતાઇથી અને નમશકાર ભરેલું માન વાલે છે અને એ પુશતક શરવે લોકોમાં પાર પડે આથી તેઓનું જે એક નામ છે તે ઉપરથી એ પુશતક શરકારનાં મોહોટા આશરાથી છાપવાને તેવોને અગત પડી છે તથા એ છપાઇ પરગટ થાએ આથી તેવો ભરોશા રાખે છે કે શરકારે એ પુશતકને હીમત આપે આથી શઘલા ગામડીવો એહેને ખરીદ કરશે."

આપણા ભાષા સાહિત્યના અભ્યાસીને, અમે માનીએ છીએ, કે આ આરંભના લખાણમાંથી કેટલીક વિચારવા યોગ્ય માહિતી મળી રહેશે.

એ અભ્યાસમાં વધારે સહાયભૂત થઇ પડે એવું ત્રીજું પુસ્તક સન ૧૮૪૧માં સોરાબજી ડોસાભાઈએ છપાવ્યું હતું અને તેનું નામ તેમણે "અંગરેજી તથા ગુજરાતી ભાશા બોલવાની રીતીઓના કાએદાના તથા તેવોની બનાવટના દાખલાની વાકેમાવલી" એ પ્રમાણે રાખ્યું હતું: (Idiomatic exercises illustrative of the Phraseology and Structure of the English and Goojeratee languages.)

ગુજરાતી ભાષાનું વ્યાકરણ મિ. ડ્રમન્ડે પ્રથમ લખેલું તેનો ઉલ્લેખ ઉપર કરેલો છે. એવું બીજું વ્યાકરણ વિલિયમ ફોર્બ્સે સન ૧૮૨૯માં રચ્યું હતું. તેની સુધારાવધારાવાળી બીજી આવૃત્તિ સન ૧૮૪૫માં મિ રુસ્તમજી સોરાબજીએ છપાવી હતી અને સન ૧૮૪૭માં ગુજરાત વિભાગના પ્રોટેસ્ટંટ મિશનરી વિલિયમ ક્લાર્કસને વ્યવસ્થિત રીતે એક મોટું નવું વ્યાકરણ

તૈયાર કર્યું હતુ ; તેની પ્રસ્તાવનાના છેવટે તેણે જણાવ્યું હતુ, કે સદરહુ પુસ્તકના વેચાણમાંથી જે નફો મળશે તે વડોદરા મિશનના લાભાર્થે જશે, અને વધુમાં ઉમેર્યુ હતુ કે તે ખરીદનાર એકલા સાહિત્યને ઉત્તેજન આપશે એટલું જ નહિ, પણ અનાર્યોને ખ્રિસ્તી બનાવવામાં સહાયભૂત થશે · (will be positively promoting the cause of evangelization of the Heathen.)

નાના નાના શબ્દસંગ્રહો આ પૂર્વે પ્રસિદ્ધ થયા હતા, પણ ધોરણસર ગુજરાતી-અંગ્રેજી કોશનું કામ ખંભાતના મિરઝા મહમદ કાઝીમે આરંભ્યું હતું; અને તે પાછળ છ વર્ષ ગાળ્યા પછી તેમણે એ કામમાં મિ. નવરોજજી ફરદુનજી, જ્યુનિયર નેટિવ ઇન્ટરપ્રીટર ટુ ધિ સુપ્રીમ કોર્ટની મદદ લીધી હતી મિ નવરોજજીએ પણ તે સુધારવામાં બે વર્ષ લીધાં હતાં. આ પ્રમાણે તે ગ્રંથ સન ૧૮૪૬મા પ્રસિદ્ધ થવા પામ્યો હતો. એ સગ્રહમાં ૧૫૦૦૦ શબ્દો આપ્યા હતા. તે સબંધમાં બીજી એક વાત નોંધવા જેવી એ છે કે સૂરતના દલપતરામ ભગુભાઈ (જાણીતા પાંચ દદ્દામાના એક)એ ગુજરાતી કોશનું સ્વતંત્રપણે કેટલુંક લખાણ તૈયાર કર્યું હતુ તે તેમના પુત્ર મોતીરામ પાસેથી સપાદકે ખરીદ કરી લઈ, સદરહુ કોશમા તેનો સમાવેશ કર્યો હતો.

આ કોશ ગુજરાતી–અંગ્રેજી શબ્દોનો હતો, જ્યારે અગ્રેજી-ગુજરાતી કોશનો આરંભ, મોલ્સવર્થનો મરાઠી કોશ જોઈ ને નાનાભાઈ રુસ્તમજી રાણીનાએ કર્યો હતો કોઈ ફેરિયા પાસે ઉપર્યુક્ત મરાઠી કોશ તેમના જોવામા આવ્યો અને તેની કિંમત પૂછતાં તેણે ત્રણ રૂપિયા માગ્યા તે વખતે પોતાની પાસે એટલા પૈસા પણ નહિ તેથી કોઈ સગા પાસેથી ગરમ કોટ ખરીદવો છે એમ ખોટું કહીને તેમણે તે રકમ મેળવી હતી.

સન ૧૮૫૧માં તેમણે એ કામની શરૂઆત કરી અને સન ૧૮૫૭ની ૧લી ઓગસ્ટે તેનો પ્રથમ ખંડ તેઓ પ્રસિદ્ધ કરી શક્યા હતા.

સદરહુ કાર્યમાં તેમને અરદેસર ફરામજી મુસે પણ મદદ કરી હતી, તેથી એ અંગ્રેજી ગુજરાતી કોશ રાણીના–મુસના નામથી જાણીતો છે, જેની બીજી આવૃત્તિ સન ૧૯૦૯માં પ્રસિદ્ધ થવા પામી હતી.

તે સિવાય ખાનગી વિદ્યાર્થીઓને ઉપયોગી થઈ પડે એવી ચોપડીઓ પણ બહાર પાડવામાં આવતી હતી. જેમકે સામાન્ય જ્ઞાન મેળવવામાં મદદગાર થઈ પડે એવી "સંસાર વહેવારની પોથી." અને એ સર્વ પ્રકાશનો વિષે એટલું

જરૂર કહી શકાય કે તેની રચના તેમ જ તેના વિષયોની પસંદગી કરવામાં ઉપયુક્ત માહિતી પૂરી પાડવા ઉપરાંત તે શીખનારનું જીવન અને ચરિત્ર ઘડાય તે પ્રતિ તે વખતે વિશેષ વલણ રહેતું હતુ. તેની પ્રતીતિ થાય તે સારુ તે પુસ્તકોની નામાવલિ માત્ર જણાવવી બસ છે; જેમકે, ઈસપનીતિ કથા, પંચોપાખ્યાન, નીતિ દર્પણ, ડાડસ્લીની વાતો, નીતિબોધ કથા, બાલમિત્ર, બોધ વચન, વિદુરનીતિ, બાળકોને ઉપદેશ વગેરે; અને ઇતરવાચન તરીકે, જ્ઞાનની દૃષ્ટિએ, જુદા જુદા દેશોના ઇતિહાસ, જેવા કે, મિસર, આસીરિયા, બાબિલોન, રોમ, ગ્રીસ, ઇંગ્લંડ વગેરે વંચાવવામા આવતા હતા.

એ ગાળામાં વિદ્યાર્થીઓને જૂનું સંસ્કૃત-અરબીનુ શિક્ષણ આપવું કે નવુ અંગ્રેજીનુ શિક્ષણ આપવુ એ ચર્ચાનો મુખ્ય વિષય થઈ પડયો હતો અને લોર્ડ વિલિયમ બેન્ટિકના ઠરાવથી અંગ્રેજી શિક્ષણ આપવુ એવો છેવટનો નિર્ણય થયો હતો.

આપણે ત્યાં એ ચર્ચાએ જુદું સ્વરૂપ ધારણ કર્યું હતુ. નવુ અંગ્રેજી શિક્ષણ આપવુ એ વિષે બે મત નહોતા; પણ જે હાકેમોએ નવી કેળવણીની શરૂઆત કરી તેઓ એવા અભિપ્રાયના હતા કે નવુ શિક્ષણ, યુરોપીય ભાષા, સાહિત્ય અને વિજ્ઞાનનુ, માતૃભાષા દ્વારા આપવુ અને તેમની એવી માન્યતા હતી કે જેઓ એ નવા શિક્ષણનો લાભ મેળવશે તેઓ તે જ્ઞાનનો પ્રચાર, તેમના અજ્ઞાન બન્ધુઓમાં કરશે; અને એ રીતે માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાના ધોરણનો કેટલોક યશ મુંબઈના ગવર્નર મિ. જે. માલ્કમને પ્રાપ્ત થાય છે. તે પૌરસ્ત્ય શિક્ષણપ્રણાલિકાના પક્ષકાર હતા અને જનસમૂહમાં અંગ્રેજી જ્ઞાનનો પ્રચાર કરવાના ધોરણમા એ શ્રદ્ધા ધરાવતા નહોતા *

પણ સન ૧૮૪૩મા નવા નિમાયેલા બોર્ડ ઓફ એજ્યુકેશનનાપ્રમુખ પદે સર અર્સકિન પેરી આવતાં તેમણે અગાઉની દેશી ભાષાના શિક્ષણની પ્રથા જે માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટને પાડી હતી તે બદલી એ નવુ શિક્ષણ અંગ્રેજી દ્વારા આપવાનો નિર્ણય કર્યો-એમ જણાવીને કે એ નવો તૈયાર થયેલો શિક્ષિતવર્ગ રફતે રફતે એમના જ્ઞાનનો લાભ જનસમૂહને આપશે જ.

* 'Malcolm was firmly convinced that knowledge of all kinds was diffuseble through the native languages, or that in time at least they could be rendered suitable media of expression for all purpose." —Vernaculor Reading Books, Occasional Reports no. 2, by J. G. Coverntou, p. 27.

એમણે દર્શાવેલા બંને અભિપ્રાયો અંતમાં ખોટા પડ્યા છે, અને તેનો ભારે ભોગ આપણી પ્રજાને આપવો પડ્યો છે, જેને સર અર્સકિન પેરી downward filtration કહે છે. ધીમે ધીમે જ્ઞાનનો પ્રવાહ નીચલા ભાગમાં ઊતરશે એ તેની માન્યતા ખોટી પડી છે; પ્રજાજીવનમાં નવ શિક્ષિત અને જનસમૂહ વચ્ચે ખરી રીતે મોટો ગાળો પડી ગયેલો માલૂમ પડે છે; અને ભણેલાંઓની એક નવી જ્ઞાતિ જ ઉદ્‌ભવવા પામી છે, એમ કહેવું અતિશયોકિતભર્યું નથી.

મિ. આર્થર મેહ્યુ, જેમણે 'હિંદની કેળવણી' નામક એક પુસ્તક અંગ્રેજીમાં લખ્યું છે તે, સિદ્ધાંત પરત્વે વિવેચન કરતા કહે છે કે હિમાલય-ના ઝરણામાંથી ટીપે ટીપે ઉપયોગી જ્ઞાનપ્રવાહ નીચેના પ્રદેશમાં પથરાઈ એ જમીનને ફળદ્રૂપ કરે એ કલ્પના ખરે સુંદર છે; પણ ખરી હકીકત તો એ હતી કે તેમની (કંપની સરકાર) પાસે નાણાની મુશ્કેલી હતી; કલાર્કો ઉત્પન્ન કરવા પૂરતી તેમની નેમ હતી અને પ્રાથમિક શાળાઓ અને તે સારુ પાઠ્યપુસ્તકો રચાવવા એ કામ એટલું પ્રચંડ હતું કે તેને પહોચી વળવું જ કઠિન હતું.

આવી બીજી મોટી અને ગંભીર ભૂલ તેમણે એ શિક્ષણ માતૃભાષા-દ્વારા આપવાને બદલે અંગ્રેજી વાહનદ્વારા આપવાની અવળી રીતિ ગ્રહણ કરીને કરી હતી અને તેથી આપણી ઘણી મુશ્કેલીઓ વધી હતી, એટલું જ નહિ પણ આપણો માનસિક વિકાસ સામાન્ય રીતે કુંઠિત રહેવા પામ્યો હતો અને તેનું પરિણામ નુકસાનકારક જણાયું છે.

તે પછી કેળવણીનો પ્રચાર વધતો ચાલ્યો અને કંપની સરકારની કેળવણી વિષયક રીતમાં મોટો ફેરફાર થવા પામ્યો એ આપણે સન ૧૮૫૪ના સર ચાર્લ્સ વૂડના ખરીતાથી જાણીએ છીએ. તે પછી બોર્ડ ઑફ એજ્યુકેશન, જે મુંબાઈ નેટિવ એજ્યુકેશન સોસાટીમાથી ઉદ્‌ભવ્યું હતું, તે બંધ કરી મુંબઈ સરકારે નવું કેળવણી ખાતું જ ખોલ્યું હતું.

તે વખતે પણ પાઠ્યપુસ્તકોની મુશ્કેલી માલૂમ પડતી હતી; અને જે પુસ્તકો રચાયાં હતાં તે અનુભવ થતાં જણાયું કે લોકોની જરૂરિયાત અને પરિસ્થિતિ લક્ષમાં લઈને લખાયાં નહોતાં, તેમ તેના લેખકો શિક્ષકો નહોતા. વળી જે અનુવાદ અને સારપુસ્તકો પ્રસિદ્ધ થવા પામ્યાં હતા તે પણ

ખામીભર્યાં હતાં. તે સંબંધમાં વધુ જણાવ્યું હતું કે એ પુસ્તકો ક્રમસર રચાયલાં નહોતાં તેમ તેની વસ્તુ એવી રીતે રજૂ થઈ હતી, જે પરાપૂર્વથી ઊતરી આવતી ગોખણપદ્ધતિને ઉત્તેજે.

અને એ ખામી સુધારવા મિ કેન્ડીએ વાચનમાળાના ત્રણ પુસ્તકો મરાઠીમાં પ્રથમ તૈયાર કર્યા, જેની સંખ્યા પાછળથી ૭ સુધી પહોંચી હતી. તેમાંના પહેલા પુસ્તકનો તરજુમો રણછોડભાઈએ 'વાચન પાઠમાળા' એ નામથી તૈયાર કર્યો હતો.

કેળવણીખાતુ નવુ ચાલુ થતા તેણે પ્રસ્તુત વાચનમાળાનો પ્રશ્ન તરત જ ઉપાડી લીધો કેળવણીખાતાના વડા મિ. હાવર્ડે ઉત્તર વિભાગના ઇન્સ્પેક્ટર મિ. (પાછળથી સર) ટી. સી. હોપને શાળામા વપરાતાં પાઠ્ય પુસ્તકો નવેસર, વ્યવસ્થિત અને વ્યાપક રીતે તૈયાર કરવાનું સૂચવ્યુ અને વધારામા ઉમેર્યું હતુ કે તેનો ઉકેલ મરાઠી વાચનમાળાના પુસ્તકોનો ગુજરાતીમાં તરજુમો કરવાથી તાત્કાલિક આવી જશે

પરંતુ મિ હોપને કેળવણી પ્રતિ નૈસર્ગિક શોખ હતો એટલું જ નહિ, પણ એ વિષયનું તે સારું જ્ઞાન ધરાવતા હતા હર્બર્ટના સિદ્ધાંતોથી તે પરિચિત હશે કે નહિ,પણ પેસ્ટેલોઝીના વિચારથી પૂરા વાકેફ હતા. તેથી તેમણે નવી જ વાચનમાળા રચવાનુ કામ ઉપાડી લીધું અને ક્રમસર વાચનમાળાની યોજના ઘડી, તેના આશરે ૧૨૦૦ પૃષ્ઠોનો અંદાજ બતાવ્યો હતો. એ આખીય વાચનમાળાની રચના look and say, છોકરાઓ જુએ અને કહે અને એ લખાણ પાછળના હેતુમા તેને રસ પડે, એવા પ્રકારનું ધોરણ રાખવામા આવ્યું હતુ. તદુપરાંત તે પુસ્તકો, આપણને જાણીને નવાઈ લાગશે કે ગુજરાતી લિપિમા છાપવાનો તેમણે આગ્રહ કર્યો હતો. તે પછી પચાસ વર્ષે નવી વાચનમાળાનુ કામ હાથ ધરવામા આવ્યુ હતું; તો પણ જૂની હોપ વાચનમાળાને પસંદ કરનારો કેટલોક વર્ગ હજુ મોજૂદ છે અને તેમાની કવિતા એટલી લોકપ્રિય નીવડી હતી કે તેનો સંગ્રહ જુદા પુસ્તકાકારે છપાવવામા આવ્યો હતો અને તેની માગણી અદ્યાપિ અવારનવાર થયા કરે છે.

વસ્તુતઃ એવો દાવો કરી શકાય કે નવીન ગુજરાતના ઘડતરમાં હોપ વાચનમાળાનો+ હિસ્સો મોટો છે; અને ગુજરાતની પ્રજા પર એ રીતે હોપ સાહેબનો અહેસાન ઘણો છે

"+ Its aim was not merely to instruct but to instruct and interest, and it sought to do so by appealing to the natural interest of the pupils in their own customs and their own country as well as to their equally natural curiosity regarding Western Lands, peoples and civilization."

—Occasional Reports No. 2, Vernacular Readings Books in the Bombay Presidency, by J G. Coverntou, p. 30.

આ વાચનમાળા સંબંધી વધુ હકીકત સારુ જુઓ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો ઇતિહાસ, વિભાગ ૧, પૃ ૧૦૭.



ગણાફાંસુની એક રીતિ

(મિ. કે. (Kaye) ના એ વિષય પરના પુસ્તકમાંથી)

# ૧૮. ઉપસંહાર

છત્રપતિ શ્રી શિવાજી મહારાજે સારી રીતે જામેલા અને સમૃદ્ધ, મજબૂત અને પ્રતાપી મોગલ સામ્રાજ્ય સામે ટક્કર લઈને, જબરી હિમ્મત બતાવી હતી, એટલું જ નહિ પણ અણનમ રહીને અને હિન્દુ ધર્મ અને સંસ્કૃતિનું સંરક્ષણ કરીને એક ઉત્કૃષ્ટ દૃષ્ટાંત બેસાડ્યું હતું, તેમ જ મહારાષ્ટ્રના ડુંગરાળ પ્રદેશમા સંતાકૂકડીની લડત લડીને ઔરંગઝેબ બાદશાહને ખૂબ હંફાવ્યા અને અકળાવ્યા હતા

તે સમયે શ્રી શિવાજી માહરાજ માત્ર એક જાગીરદાર હતા, પણ તે મોટા મહત્ત્વાકાંક્ષી હતા અને એમણે હિન્દુ રાજ્યની પુનઃ સ્થાપના કરી એવો વહીવટ પાડ્યો અને પરંપરા સ્થાપી કે જેમાથી મરાઠી સત્તાનો ઉદ્ભવ થયો. તેનાં મૂળ વટવૃક્ષની પેઠે દેશમાં ચોદિશામા પ્રસર્યાં હતા તેમ જ તેની હાકલથી સૌ કોઈ ચોંકતા હતા

મહાન મોગલ સમ્રાટ ઔરંગઝેબનુ અવસાન થતા, મોગલ સત્તાનો સૂર્ય અસ્ત પામ્યો; અને તેના પ્રાંતિક હાકેમોમા કોઈ શૂરો સરદાર નહોતો, જે નવી સ્થાપિત થતી મરાઠી સત્તાને દાબી દે આમ તેનો માર્ગ સરળ થઈ પડતાં પેશ્વાની આગેવાની અને નિયમન નીચે મરાઠા રાજ્ય પ્રતિદિન વિકસતુ અને વિસ્તરતું જતુ હતું; અને જ્યા એ મરાઠાઓના ટટ્ટુવા પહોચતા ત્યાં એ લોક ચોથ અને સરદેશમુખીનો લાગો ઉપરી સત્તા તરીકે નાખતા હતા. એ સત્તા પોતાનુ એકત્ર બળ સાચવી શકી હોત, તો એમનો જયવારો ચાલુ રહેત, પણ દેશના જુદા જુદા પ્રાંતોમાં એમના સરદારો, મધ્યસ્થ સત્તાને નામના આધીન રહી, પોતે આપખુદ અને સ્વતંત્ર થઈ બેઠા ત્યારથી તેમનાં વિનાશનાં બીજ રોપાયાં હતા જ્યાં સુધી મધ્યસ્થ પેશ્વાઈ સત્તા દૃઢ અને જોરાવર હતી ત્યા સુધી મૂળ થડને તેઓ વળગી રહ્યા; પણ તેનો પ્રભાવ અને કાબૂ નબળો પડતા, સિંધિયા, હોલકર, ગાયકવાડ, ભોંસલે વગેરે જુદા પડી ગયા; જો કે તેના પ્રતિ નામની વફાદારી રાખી રહ્યા હતા.

પાછળના એક પ્રકરણમા આપણે જોયું છે કે મરાઠી રાજ્ય સાધન અને પૈસા વિનાનું હતું. જે આગેવાનો તેના લશ્કરમા જોડાતા તેમને તેમના લશ્કરી માણસો અને ઘોડા વગેરેના નિર્વાહ અર્થે, ચોક્કસ ઊપજની જાગીરો અપાતી હતી, જે સરંજામપદ્ધતિ તરીકે જાણીતી છે. શિવાજી

મહારાજે એ પ્રથાના દોષ નિહાળીને તેને ઉત્તેજન આપ્યું નહોતું; પણ તેમની રાજગાદીએ આવનાર ગાદીવારસો નિર્બળ નીવડતાં આસપાસની મંડળીને અને આશ્રિતોને જાગીરો અને ઇનામ બક્ષવાનું કામ બહુ વધી પડ્યું હતું. એ અનિષ્ટ પ્રથા વિષે વિવેચન કરતા રા. સા. સરદેસાઈએ યથાર્થ કહ્યું છે કે—

It was a beggary of the very worst type, giving prominence to birth, heredity and prescriptive rights, leaving no room to Government for the recognition of fresh merit and individual capacity. All the Maratha States came to be alienated in this way. Those who served and sacrificed themselves, and those who did not, came to be put on the same level. This was the greatest defect of the Saranjami system, which in no small degree contributed to the ruin of the structure so cleverly created by Shivaji. "*

તે પછી સન ૧૭૬૧માં પાણીપતના યુદ્ધમાં અફઘાનો સામે લડતાં મરાઠાઓની જબરી હાર થઈ. તેમની સત્તાનાં પાણી ઓસરવા માંડ્યાં. તે રાજ્ય ઓગણીસમા સૈકાના અંત સુધી ટકવા પામ્યું એ પણ મહાદજી સિંધિયા જેવા શમશેરબહાદુર સરદાર અને નાના ફડનવીસ જેવા સમર્થ મુત્સદ્દીના ઓજસ અને કુનેહને મુખ્યત્વે આભારી હતું; પણ એ ઓથ જતાં અને બાજીરાવ બીજા જેવો નાલાયક પેશ્વા રાજગાદીએ આવતાં પેશ્વાઈનું રહ્યુંસહ્યું તેજ લય પામ્યું હતું.

એના પિતા રાઘોબાએ કલેશમાં બીજ વાવ્યાં હતાં; અને બાજીરાવ બીજા માટે કહેવાય છે તે ઊંધે મુખે અવતર્યો હતો. સિંધિયા અને હોલકર વચ્ચે સર્વોપરિ સત્તા માટે લડત થતાં, એણે અંગ્રેજોનું શરણું લઈ પેશ્વાઈ સત્તા પર સદા માટે કુહાડાનો ઘા કર્યો હતો. એમ બનવાનું કારણ એ હતું કે તે રાજ્યસત્તા ચલાવવાને નાલાયક હતો. જો તેની આસપાસ સારા સલાહકાર અને દાના પુરુષો હોત તો કદાચ એ સ્થિતિમાં કોઈ ફેર પડત, પણ નઠારી મંડળીમાંથી સારા પરિણામની કેવી રીતે આશા રાખી શકાય?

*The Main Currents of Maratha History, p. 95.

ગુજરાતમાં મરાઠી સત્તાનો પાયો નાંખવાનો યશ દાભાડે સરદારના મુનાલિક દામાજી ગાયકવાડને છે; પણ એ સત્તા જામે નહિ, તે માટે તેને ઊગતી ચાંપી દેવા પૂનાની પેશ્વા સત્તા કેવા હલકા માર્ગ લેતી તે આપણે અગાઉ જોયું છે. જ્યારે જ્યારે બની શક્યું ત્યારે ત્યારે ગાયકવાડની હકૂમત-માંથી પેશ્વાએ ભાગ પડાવેલો છે, એટલું જ નહિ, પણ માંડલિક રાજાઓ તરીકે નવો ગાદીવારસ નીમવાનો પ્રસંગ ઉપસ્થિત થતાં ગાયકવાડ પાસેથી જેમ બને તેમ ખંડણીની રકમ વધારાવવાનું પણ ચૂકયા નહોતા. પ્રસંગોપાત્ત ગાયકવાડનો પક્ષ લઈ કંપની સરકારે દરમિયાનગીરી કરી તેમને અટકાવ્યા ન હોત તો પેશ્વાઓ તેમનો કેટલોક મુલક પણ બથાવી પડયા હોત એ પણ આપણી જાણ બહાર નથી. તેથી તેનું પરિણામ એ આવ્યું કે માંહોમાંહેની તકરારોમા ત્રીજાને એટલે કે અંગ્રેજોને અંદર નાંખવામા આવવાથી તેમનુ પ્રાબલ્ય જામ્યુ અને આખરે તેઓ દેશમાં સત્તાવાન અને સર્વોપરિ થઈ પડયા હતા.

એ અંગ્રેજો આપણા દેશમા માત્ર વેપાર અર્થે આવ્યા હતા અને દેશના રાજકારણમા પડવાનો તેમનો ઇરાદો સરખો નહોતો. તેમનો આશય દેશના રાજકર્તા પાસેથી અમુક પ્રકારની સગવડો અને હકો મુખ્યત્વે મેળ-વવાનો હતો અને તે માટે તેઓ પ્રયત્ન કરતા; પણ તેમણે પ્રથમથી એવી છાપ બેસાડી હતી કે પોતાનું રક્ષણ કરવાને તેઓ શકિતમાન છે, અને પોતાના દેશના ગૌરવ માટે અત્યંત મગરૂર છે.

શિવાજી મહારાજે સૂરત શહેરને બે વાર લૂટ્યું હતુ, પણ કંપની સરકારની કોઠીને આંચ પહોચી નહોતી, અને અંગ્રેજોએ અન્યોને રક્ષણ સુદ્ધાં આપ્યું હતું. કેપ્ટન બેસ્ટે સુંવાલીના બારા પાસે પોર્ટુગીઝ કાફલાને હરાવ્યા પછી વેપારી આલમમાં પણ અંગ્રેજોની બહાદુરીએ સારી અસર પેદા કરી હતી. તેઓ સ્વાશ્રયી હતા; તેની સાથે તેમની શિસ્ત અને વ્યવસ્થાશક્તિ પણ એટલા જ ઊંચા પ્રકારનાં હતા એક અંગ્રેજ, ભલે ને તે ગમે તેવી હલકી પાયરીનો હોય, તો પણ પોતાના દેશને કલંક લાગે એવુ કોઈ કામ કરતા ખંચકાનો, અને તેની પ્રતિષ્ઠા માટે સદા જાગ્રત રહેનો, તે નીચેના ઉતારા પરથી માલૂમ પડશે:

"He is conscientious in the discharge of his duties. He risks his life in doing this, and whatever may be the trials and temptations of his position, he

always remembers that upon him depends the prestige of the British Empire. He may make a fool of himself at the club or the regimentel mess, he may gamble, drink, incur debts, and fight, but the moment he is dealing with an Indian

He only knows that not through him
Shall England come to shame." *

આપણે પૂર્વે જોયું છે કે અઢારમાં સૈકાના ઉત્તરાર્ધમા ફ્રેંચ અને અંગ્રેજો વચ્ચે યુરોપમા લઢાઈ ચાલતી હતી. તેના પડઘા હિન્દુસ્તાનમાં પણ પડયા હતા, અને તે સમયથી દેશના રાજકારણમાં વચ્ચે પડી, ઉભય પક્ષ એક વા બીજા હરીફોની કુમકે ઊભા રહ્યા હતા. એ માર્ગ તેમને હિતાવહ જણાયો, એટલે તેમા વધુ ને વધુ ચંચુપ્રવેશ કરવા માંડ્યો. તેના પરિણામે તેઓ—અંગ્રેજો બંગાળાની દીવાની મેળવવા શક્તિમાન થયા હતા; અને પશ્ચિમ હિન્દુસ્તાનમાં પોતાનું રક્ષણ સારી રીતે કરી શકાય એ ઉદ્દેશથી સુરત અને ભરૂચનાં બારાઓ શિરજોરીથી હસ્તગત કર્યા હતાં, એમ કહેવામા આપણે તેમને અન્યાય કરતા નથી. પેશ્વાના આંતરિક ઝઘડામાં ઊતરવામાં અને રાઘોબાને સહાયતા અને ઉત્તેજન આપવામા તેમનો હેતુ તો સાલસેટ ટાપુ મેળવવાનો જ હતો; અને એ ઉદ્દેશમાં પણ તેઓ ફાવ્યા હતા

ગુજરાતમાં તે કાળે મરાઠી સત્તા—પેશ્વા અને ગાયકવાડનુ—પ્રાબલ્ય હતું; પણ તેમની અંદરની તકરારો અને ઝઘડાઓથી તેમનો વિનાશ થવા પામ્યો હતો. અંગ્રેજો દેશમાં પગભર થવામાં અને તેમની સત્તા મજબૂત કરવામા ફાવ્યા તેમા, સંજોગો તેમને સાનુકૂળ થઈ પડ્યા તેમ તેમની ઉત્તમ વ્યવસ્થાશક્તિ, ઊંચા પ્રકારનુ જ્ઞાન અને બુદ્ધિબળ અને શિસ્તનું ચુસ્તપણે પાલન થોડાં સહાયક નહોતાં.

આપણું દેશી લશ્કર બહાદુરીમા, હિંમતમાં અને સાહસમા અંગ્રેજ પલટનથી પાછું પડે એમ નહોતુ, પણ તેની મુખ્ય મુશ્કેલી એ હતી કે લશ્કરમા સારી વ્યવસ્થા નહોતી; તેમ જ શિસ્તની ખામી હતી અને તેની સાધનસામગ્રીમાં નવી ઢબના હથિયારો નહિ અને દારૂ-ગોળાની પણ અછત. તે કારણો પણ આપણા રાજકર્તાઓની શક્તિ મર્યાદિત કરનારાં અને

*A Survey of Anglo-Indian Fiction, p. 2.

તેમને મૂઝવનારાં હતાં. તે સિવાય દેશપરદેશની માહિતીનો અભાવ અને જે કાંઈ જ્ઞાન હતું તે ચોક્કસ અને પૂરતું નહિ. એ અજ્ઞાનને લઈને પણ તેમની મુશ્કેલી વધતી હતી. એ સર્વના ઉપાયરૂપ એકાદ સમર્થ વ્યક્તિ–સરદાર મળી આવ્યો હોત તોપણ તે ઘણીખરી અડચણોને દૂર કરી શકત; પણ દુર્ભાગ્યે એવો કોઈ બહાદુર અને સાહસિક વીર નર મોખરે નહતો

આપણા રાજકર્તાઓની એ મુશ્કેલીઓ અને નબળાઈઓને અનુલક્ષીને ગવર્નર જનરલને સર થોમસ મનરોએ પત્ર લખી મોકલતાં જણાવ્યું હતું કે—

"When I consider the weakness of the native states and the character of the chiefs under whose sway they now are. I see little chance of a protracted resistance from them. They have not force to turn our armies and lengthen out the contest by a predatory invasion of our territories. They may run ahead for a few days but will have no time to rest or plunder They will be exhausted and overtaken It is not that thay want resources, that they have not men and horses, but that there is no one amongst them possessed of those superior talents which are necessary to direct them to advantage"+

આ પ્રમાણે રાજકર્તાઓમા માહોમાહેના દ્વેષ ને ઈર્ષ્યા, તેમનામાં સંપની ખામી અને સગઠનનો અભાવ, આગેવાન નાયકની ગેરહાજરી, તેમની નબળાઈ અને હલકાઈ, વ્યવસ્થા અને શિસ્તની ઊણપ, દેશનીતિ અને પરિસ્થિતિ વિષે ભૂલભરેલુ અપૂર્ણ જ્ઞાન વા અજ્ઞાન,—એ સજોગોમાં મરાઠી સત્તાનો નાશ ન થાય તો બીજુ શું સભવે ?

આપણે હવે અંગ્રજોને વિજય કેમ પ્રાપ્ત થયો તેના કારણો જોઈએ. શ્રીયુત કેલકરે તે નીચે પ્રમાણે નોંધ્યાં છે·

(૧) શિસ્ત અને વ્યવસ્થા,
(૨) શાન્ત સ્વભાવ અને દીર્ઘદૃષ્ટિ,
(૩) મક્કમ નિશ્ચય અને ચીવટપણુ;
(૫) લોકોત્તર કર્તવ્યનિષ્ઠા–

અને જેઓ ઇંગ્લડના ઇતિહાસથી થોડાઘણા પરિચિત છે તેઓ સ્વીકારશે કે અંગ્રજોની પ્રકૃતિનુ પૃથક્કરણ ઉપર કરવામા આવ્યુ છે તે વાસ્તવિક છે.

---

+The Main Currents of Maratha History, p 224

આપણા રાજકર્તાઓ, જેઓ નબળા, મતલબી અને ટૂંકી નજરના હતા, એવાને હરાવવા અને તેમની સત્તા હસ્તગત કરવી એમા સામાન્ય દૃષ્ટિએ કાંઈ વિશેષ કે મહત્ત્વનું નહિ જણાય; પણ આપણે જ્યારે પરિસ્થિતિનો વિચાર કરીએ છીએ ત્યારે તેમની મહત્તા માલૂમ પડે છે કે તેઓ પરદેશી હતા, અપરિચિત મુલ્ક અને મનુષ્યમા આવી વસ્યા હતા, સ્થાનિક રાહરસમ અને કાયદાકાનૂનથી પૂરા અજ્ઞાન હતા, તેમની સંખ્યા પણ અલ્પ હતી. તદુપરાત તેમનું રાજ્ય છ હજાર માઈલ દૂર હતું. એટલુંજ નહિ, પણ યુરોપીય બીજી પ્રજાઓ તેમની સાથે સ્પર્ધામાં ઊતરી હતી અને યુરોપમાં તેમના વચ્ચે યુદ્ધ ચાલુ હતુ. તેમ છતાં અનેક મુસીબતો અને સંકટોને વટાવી અંગ્રેજો યશસ્વી નીવડ્યા તેમ જ તેમના હરીફો પોર્ટુગીઝ, ડચ અને ફ્રેન્ચોને હિન્દમાથી સદાને સારુ ટાળ્યા તે એ પ્રજા માટે ખચિત અભિનંદનીય છે. એ યશ મળવાનું મુખ્ય કારણ એમનો ઉપર વર્ણવેલો જાતિસ્વભાવ છે. એમની પ્રકૃતિના એ ઉત્તમ સદંશોને લઈને આજે પણ જગતનાં રાષ્ટ્રોમા તેમનું સ્થાન મોટું તેમ ઊંચું રહેલું છે,

તેમના સ્વભાવનો પાંચમો અંશ કર્તવ્યનિષ્ઠા, જેને આપણે લોકોપકારી પ્રવૃત્તિ તરીકે વર્ણવીશું, તે એકલાનો વિચાર કરીશું તોપણ આપણે જોઈ શકીશુ કે કાઠિયાવાડમાં તેમની સત્તા સ્થપાઈ નહોતી ત્યારે ગાયકવાડના મુતાલિક તરીકે તેઓ મુલકગીરીના પ્રશ્નનો નિકાલ કરવા સારુ ગયા હતા. સામાજિક કાર્યોમાં માથુ મારવું એ બહુ વિકટ અને કઠિન કાર્ય છે, તેમાં મોટું જોખમ સમાયેલું હોય છે, તેની પરવા ન કરતા કર્નલ વોકરે સન ૧૮૦૫-૦૬ માં કાઠિયાવાડના રજપૂતોમાં ખાસ કરીને છોકરીઓને દૂધપીતી કરવાનો અમાનુષી રિવાજ પ્રચલિત હતો તે અટકાવવા કાંઈ કાંઈ પ્રયત્નો કર્યા હતા; અને તે કામ સારુ અગત દમાણ અને લાગવગ લગાડવા સુદ્ધાં તેઓ ચૂક્યા નહોતા. તેવી રીતે સતીનો ચાલ બધ પાડવામા, વિધવાવિવાહનો કાયદો પસાર કરવામાં તેમ ગુલામી વેપાર-પ્રથાનો નાશ કરવામાં કોઈને યશ આપી શકાય તો તે અંગ્રજ પ્રજાને સર્વથા ઘટે છે. તે પ્રવૃત્તિ એમના સ્વભાવના સાત્ત્વિક અંશોનું પ્રદર્શન કરે છે. દેશીઓને કેળવણી આપવાની તેમણે પ્રબંધ કર્યો તેમાં પણ એ જ ઉચ્ચ આશયનું દર્શન થાય છે.

અંગ્રજ રાજસત્તા આપણા પ્રાન્તમાં સ્થાપિત થતાં, અગ્રજોએ પહેલવહેલું કાર્ય દેશમાં સુલેહશાન્તિ ફેલાવવાનું અને કાયદાકાનૂનની વ્યવસ્થા આણવાનું કર્યું હતું અને તે કાર્ય સરલ રાજવહીવટની દૃષ્ટિએ અગત્યનું હતું, તેટલું પ્રજાના હિતનું હતું. તે પ્રતિ લક્ષ દોરતાં કવિ દલપતરામે ગાયું હતું કે—

નૃપ રૈયતને લૂંટતા વળી તસ્કરની જાત;
વાડ ખેતરો ખાય ત્યાં વનચરની શી વાત!
કેમ સૂઝે વિદ્યા કળા, પ્રતિદિન જ્યાં ગભરાટ;
વરૂઓ જ્યાં વીંટી વળે, કેમ સૂઝે શુભ વાટ.

\+ \+ \+

વિસર્યા વિક્રમ ભોજ નૃપ વિસર્યું રઘુકુળ રાજ;
થયું નથી થાશે નહી, એવું રાજ્ય છે આજ.
કર્મ કરે તે ભોગવે, સર્વ બીજાને સુખ;
કુકર્મ જમણો કર કરે ડાબાને નહિ દુઃખ.
એવું છે આ રાજ્યમાં સર્વ પ્રજા તે આજ;
તે કારણ સૌ કો કહે નિશ્ચય નેકી રાજ.''*

અંગ્રેજોએ આરંભેલાં જનકલ્યાણ અને સુધારાનાં કાર્યો ચાલુ રૂઢિ અને પ્રચલિત આચારવિચારની વિરુદ્ધનાં હતા, તેથી અજ્ઞાન વર્ગ તેનો વિરોધ કરે અને પરધર્મમાં વટલી જનારનો તેની સંયુક્ત કૌટુંબિક મિલકત પર હક્ક કાયદાથી કાયમ કર્યો, ત્યારે જનતામાં ખળભળાટ થાય એ સ્વાભાવિક હતું. પણ ખરી ઉશ્કેરણી તો લોર્ડ ડેલહાઉસીની રાજકીય નીતિથી ઉદ્‌ભવવા પામી હતી. તેણે દેશી રાજાઓને દત્તક પુત્ર લેવાની મના કરી, તેમનો મુલક કંપની સરકારના રાજ્યમા જોડી દેવા માંડયો ત્યારે સર્વત્ર પુષ્કળ અસંતોષ વધી પડચો હતો.

તદુપરાંત દેશી લશ્કરમા એક વા બીજા કારણે ઊહાપોહ ઉત્પન્ન થવા પામ્યો હતો. તેમા ઉપરનાં કારણો ભેગા મળતાં અને ધર્મનો વિચ્છેદ થાય છે એવી દહેશત જાગતાં, સન ૧૮૫૭માં મોટો સંગ્રામ થયો હતો. તે મુખ્યત્વે ઉત્તર હિન્દુસ્તાનમા અને બંગાળા તરફ વિશેષ જોરમાં ફાટી નીકળ્યો હતો. ગુજરાતમા તો બહુધા શાન્તિ રહી હતી. વડોદરાના ગાયકવાડ અંગ્રેજ મિત્રોને વફાદાર રહ્યા હતા, તોપણ એ કાળે પ્રજા અને ગોરા લોક ઉભય ખુન્નસે ચઢયા હતા તેના પરિણામે સેંકડો સ્ત્રીપુરુષો માર્યા ગયાં હતા.

એ બનાવ વિષે ઘણું સાહિત્ય બહાર પડેલું છે. તેના ગુણદોષના સંબંધમાં મતભેદ રહેવાનો જ; તથાપિ એટલું સંતોષકારક છે કે હમણા હમણા હિન્દી દૃષ્ટિએ તે પ્રશ્ન વિચારાઈ તેને ઘટતો ન્યાય આપવાનો અંગ્રેજ લેખકો તરફથી પ્રયત્ન થયો છે, જેમકે એડવર્ડ થોમસને પુસ્તક ઢાલની બીજી બાજુ—The Other Side of the Medal—કેમ્બ્રિજ હિસ્ટરીના લેખકે પણ એટલું કબુલ્યું છે કે—

---

*જુઓ 'દલપત કાવ્ય' ભા ૨, રાજ્યપ્રશંસા, પૃ ૧.

The blot on British conduct does not lie in the military punishments which were exacted, but in the conduct of a number of officers who took a bloody revenge upon guilty and innocent alike.*

પરંતુ મુખ્ય સત્તાધીશોએ તે કાર્યમાં સમતોલપણું સાચવ્યું હતું. તેમણે વૈરવૃત્તિ સંતોષવાનો યત્ન ન કરતાં સત્વર હરીઠામ પડે અને દેશમાં પાછી શાન્તિ પ્રસરે એમ ઇચ્છ્યું હતું; અને તે કારણે ગુનેગારોને મોટા પાયા પર માફી બક્ષી હતી તેમના દયાળુ વર્તનને લઈને ગવર્નર જનરલ કેનિંગ દયાળુ કેનિંગ ( Canning the merciful) કહેવાયો હતો અને વધારે આશ્વાસન આપનારું તો મહારાણી વિક્ટોરિયાનું જાહેરનામું હતું. તેનો મુસદ્દો મહારાણી સમક્ષ સહી માટે રજૂ થતાં તેમાંનો જે ભાગ પસંદ ન પડ્યો તે તેમણે છેકી નાખી, સ્ત્રીહૃદયને સુલભ અને પ્રિય એવું કેટલુંક લખાણ નવું ઉમેર્યું હતું. તે લખાણ સાચા હૃદયનું અને ઉત્કૃષ્ટ લાગણીનું હોઈને હિંદી પ્રજા તે લેખને પ્રજાહકકના એક ચાર્ટર—દસ્તાવેજ તરીકે ગણે છે.

તે દિવસથી હિંદનું રાજ્યતંત્ર કંપની સરકાર પાસેથી જઈને તાજ હસ્તક આવ્યું. એ રાજકીય ફેરફાર પર આપણે બહુ ભાર નહીં મૂકીએ. પણ એ બળવાના વર્ષમાં કંપની સરકારે હિંદના ત્રણ ઇલાકાઓમાં ત્રણ યુનિવર્સિટીઓ—કલકત્તા, મુંબઈ અને મદ્રાસ—સ્થાપીને સમાજજીવનમાં પ્રચંડ પરિવર્તનો આણ્યાં છે, તેની નોંધ અવશ્ય કરવી જોઈએ

યુનિવર્સિટીના શિક્ષણના પ્રતાપે આપણે નવજીવન પામીએ છીએ; એટલું જ નહિ, પણ પૂર્વે નહિ એવી વ્યક્તિસ્વાતંત્ર્યની ભાવના આપણામાં ખીલી રાષ્ટ્ર માટે મમત્વ બંધાવા માડ્યું છે. જો કે પૂર્વે એકતાની ભાવના હતી. પણ વાણીસ્વાતંત્ર્ય એ નવી કેળવણીની જ બક્ષિસ છે.

વધુમાં શબ્દપ્રામાણ્ય પર અગાઉ ખાસ ભાર મુકાતો તે દૂર થઈને બુદ્ધિને જીવનમાં પ્રાધાન્ય મળ્યું છે, એ સૌથી મહત્ત્વની પ્રાપ્તિ છે.

સંક્ષેપમાં વિચારસ્વાતંત્ર્ય, વ્યક્તિવિકાસ, રાષ્ટ્રીય ભાવના અને બુદ્ધિવાદ એ નવી કેળવણીનાં મિષ્ટ ફળો છે, અને તે માટે આપણે નવી સ્થપાયેલી યુનિવર્સિટીના તથા અંગ્રેજી સાહિત્ય, ઇતિહાસ અને સંસ્કૃતિના મુખ્યત્વે આભારી છીએ. નવા અંગ્રેજી રાજ્ય અમલનો આપણા પર એ જેવો તેવો ઉપકાર નથી.

* The Cambridge Shorter History of India, p. 751.

'જ્યને પાછાં સોંપવાનું મને પ્રાપ્ત થયું હતું.
૧ પગલા સામે ભારે વિરોધ અને રોષ
ર્ણય સાંપડ્યું હતું તે સૌએ એવો જ

૧. નવજીવનનો સં પરિવર્તન થવા પામ્યું
ચાં એમ કહી શકાય;
કાર્યકર્તાઓને કોઈ

યુરોપની જુદી જુદી પ્રજાઓ—પોર્ટુગીઝ, ડચ, અ આરકાર્ય કરવાનું
હિન્દુસ્તાનમાં વેપાર અર્થે આવેલી તેમનો વચ્ચે પ્રથમ સખ્ન[1] હદમાં તેઓ
અને પછી આપસઆપસમા લડાઈઓ થયેલી તેમા અગ્રેજો તેમનાજીઈએ.
હંકાવી, હાંકી કાઢવાને શક્તિમાન થયા હતા, એટલુ જ નહિ, પણ હિન્દુ-રના
ભિન્ન ભિન્ન ભાગોમાના રાજકર્તાઓ એકબીજા સામે ને માહોમાહે લડ્ત
તેથી દેશના રાજકીય પ્રશ્નોમા માથુ મારવાનુ તેમને સવડભર્યું થઈ પડ્યુ અંત
એ પ્રસગે, તે પૈકી એક વા બીજા રાજાનો પક્ષ લઈને અને તેમને લશ્કરી
મદદ કરીને કપની સરકારના સ્થાનિક સત્તાધીશોએ બદરવાળો મુલ્ક
અને વેપારી છૂટછાટના હક્કો અને બીજા આર્થિક લાભો મેળવ્યા અને
પોતાની સ્થિતિ મજબૂત કરી હતી પાછળથી એ હિન્દી રાજકર્તાઓ
નબળા પડતા ગયા અને દેશની પરિસ્થિતિ બગડતી ચાલી તેમ સમય
અને સજોગોને અનુસરી હિન્દમા અંગ્રેજોનો કબજો અને રાજ્યઅમલ
સ્થાપવા ઈસ્ટ ઇન્ડિયા કપની ફતેહમદ નીવડી હતી

૭ હજાર માઇલ દૂરના ટાપુમાથી આવતા મુઠ્ઠીભર માણસો આપણા
દેશની અને સમાજની પરિસ્થિતિથી તદ્દન અપરિચિત હતા તેમને શરૂ-
આતમા તેમના જ મુલકમાથી ઊતરી આવતા જાતભાઈઓ સામે યુરોપમા
તેમ જ હિદમા વારંવાર યુદ્ધમા ઊતરવાનુ થતુ તેમ છતા, વેપાર
જ તેમનો પ્રધાન હેતુ હતો અને સ્થાનિક રાજકીય ખટપટમા સંજોગ-
વશાત્ પોતાના હરીફ ફાવી જઈ જોરાવર થઈ ન પડે એ હેતુથી અને
તેમની સલામતી ખાતર તેઓ ખેંચાયા હતા તે કાર્ય સારુ તેમની પાસે
સૈન્યનુ પૂરતુ સંખ્યાબળ પણ નહોતુ તેમ છતા અગ્રેજો હિન્દુસ્તાનને
હસ્તગત કરી શક્યા એ આપણા માટે, જોકે દર્દભરી તોપણ, એક
વિસ્મયકારક ઘટના છે

પરન્તુ અંગ્રેજી રાજ્યઅમલને આપણા લોકોએ કેમ સન્માન્યા અને તેમનો વહીવટ કેમ ખેંચાણકારક થઈ પડ્યો તેનો ઘટનો ખુલાસો ફક્ત ઉપરથી વિગતો પરથી મળતો નથી

એ તો સ્પષ્ટ છે કે વિદેશી રાજસત્તાને કોઈ પસંદ કરે નહિ, સંજોગોવશાત્ દેશમાં પરરાજ્ય સ્થપાયું હોય તો તેને ઉથાપવા પ્રજા તરફથી જરૂર પ્રયત્નો થાય; પણ એથી ઊલટી પરિસ્થિતિ આપણે અંગ્રેજોના વહીવટ પરત્વે નિહાળીએ છીએ; અને તે છેક તેના આરંભકાળથી. ભરૂચ બંદર ભરૂચના નવાબ પાસેથી અંગ્રેજોએ કબજે કર્યું અને સાલબાઈના તહનામાની રૂઈએ તે શહેર સિંધિયા સરકારને પાછું સોંપવાનો કરાર થયો ત્યારે ભરૂચના શહેરીઓએ તે શહેર સિંધિયાને ન સોંપાય અને તેનો વહીવટ અંગ્રેજો હસ્તક ચાલુ રહે એવું ઇચ્છી એ સારુ યજ્ઞયાગાદિ સુધ્ધાં કર્યાં હતાં એવું બીજું પ્રમાણ સર જોન સ્ટ્રાચીએ પૂરું પાડ્યું છે.x "એક પ્રસંગે બ્રિટિશ હકૂમતમાના કેટલાક ગામડાંઓ સુવ્યવસ્થિત,

---

x "The duty was once imposed upon me of transferring a number of villages which had long been included in a British District to one of the best governed of the native states I shall not forget the loud and universal protests of the people against the cruel injustice with which they considered they were being treated Every one who has had experience of similar cases tells the same story"

—History of the Indian Mutiny by T. R. Holms, p. 557.

સાગ વહીવટવાળા દેશી રાજ્યને પાછાં સોંપવાનું મને પ્રાપ્ત થયું હતું. તે ગામની વસ્તીએ એ અન્યાયી પગલાં સામે ભારે વિરોધ અને રોષ પ્રકટ કર્યો હતો, અને જેમને આવું કર્તવ્ય સોંપાયું હતું તે સૌએ એવો જ અનુભવ થયાનું જણાવ્યું છે.”

તે યુગ પછી દેશની પરિસ્થિતિમાં ઘણું પરિવર્તન થવા પામ્યું અને સ્વરાજ્યના પંથે આપણે પગલાં ભરવા માંડ્યાં એમ કહી શકાય; તોપણ આપણે જાણીએ છીએ કે આપણા જાહેર કાર્યકર્તાઓને કોઈ સંસ્થાન (Native States)માં રહીને રાજકીય પ્રચારકાર્ય કરવાનું સલામતીભર્યું જણાતું ન હતું અને તેથી બ્રિટિશ હકૂમતવાળી હદમાં તેઓ તેનું થાણું નાખતા હતા તેનું શું કારણ? એ ભેદ તપાસવો જોઈએ.

ઈસ્વી સન પૂર્વેથી ઈરાનના ડેરાયસ અને મેસિડોનના એલેકઝાંડરના સમયથી હિન્દુસ્તાન પર પરદેશીઓના—યવન, શક, હૂણ, ગુર્જર અને મુસ્લિમ જાતિઓના—હુમલા એક પછી એક, આંતરે આંતરે ચાલુ થતા આવેલા છે, પણ તેમાંના ઘણાખરાઓએ હિન્દુસ્તાનમાં કાયમી વસી તેને પોતાનું વતન કરેલું છે એમાંના કેટલાકે ધર્મપલટો કરી આર્ય ધર્મના પ્રચારમાં ગૌરવ માન્યું હતું ગ્રીસ માટે કહેવાય છે કે તેણે તેના વિજેતા રોમને વશ કર્યું હતું, તેમ આર્ય ધર્મ અને સંસ્કૃતિઓએ એ વિદેશી અને વિધર્મી ટોળાંઓને તેનામાં સમાવી દઈને, તેનું વર્તુલ વિસ્તાર્યું હતું આર્ય ધર્મ અને સંસ્કૃતિ તેની એ મહત્તા અને વિશિષ્ટતાને લઈને અદ્યાપિ જીવંત રહ્યાં છે

છેલ્લે મુગલો મધ્ય એશિયામાંથી હિન્દ પર ચઢી આવ્યા. તેમાંના મહાન બાદશાહ અકબર હિન્દુ-મુસ્લિમનું ઐક્ય સાધવા રજપૂત કન્યા પરણ્યા અને જુદી જુદી પ્રજાઓમાં સમભાવ વધે તે અર્થે નવો મઝહબ સ્થાપવા સુધ્ધાંના પ્રયત્નો તેમણે કર્યાં હતા, તથાપિ એ વિદેશી પ્રજા છે અને રાજ્યકર્તા અને પ્રજા વચ્ચે ભેદભાવ પ્રવર્તે છે એ ખુલ્લું જોવામાં આવતું હતું ઔરંગઝેબ જેવા ધર્માંધ બાદશાહો દિલ્હીના તખ્ત ઉપર આવતાં અને હિન્દુઓની સતામણી ચાલુ થતાં મહારાષ્ટ્રમાં હિન્દુ ધર્મ અને સંસ્કૃતિના રક્ષણ અને તેની પુનઃ સ્થાપના સારુ શિવાજી મહારાજે જોરાવર મુગલ સલ્તનતની સામે ટક્કર લઈને ભગવો ઝંડો ફરકાવ્યો હતો, એ સર્વ જાણીતી બીના છે.

મુગલ શાસનકાળમાં દેશમાં શાન્તિ અને વ્યવસ્થા સ્થપાયાં હતાં અને તેથી પ્રજા સુખમાં દિવસો નિર્ગમન કરતી હતી, પણ એ અમલ આદરપાત્ર કે જનપ્રિય થયો હતો કે કેમ એ એક વિવાદગ્રસ્ત પ્રશ્ન છે, અને એટલું સૌ કોઈ સ્વીકારશે કે ગમે તેવુ વૈભવશાળી સુરાજ્ય હોય તોપણ તે કાયદાકાનૂનથી સ્થાપિત સ્વરાજ્યને ન જ પહોંચી શકે

તો સ્થાયી ને દૃઢ થયેલા રાજકર્તાઓને તરછોડી, પરમુલકના અને પરધર્મી અજાણ્યા એવા અંગ્રેજોની સત્તાને આપણી પ્રજાએ શા વાસ્તે પસંદ કરી તેનુ રહસ્ય સમજવુ રહ્યુ

અઢારમા સૈકામા અને ઓગણીસમા સૈકાના પૂર્વાર્ધમા મુગલ સત્તા નબળી પડતા દેશમાં અંધાધૂંધી, લૂટફાટ, મારફાડ, ત્રાસ, અન્યાય અને અત્યાચારનું જોર પુષ્કળ વધી પડ્યુ હતુ રૈયતને સુખશાન્તિ શુ પણ જાનમાલની સલામતી કે રક્ષણ ભાગ્યે જ મળતા અને 'બળિયાના બે ભાગ' વા 'મારે તેની તલવાર' એ રાજનીતિનું સૂત્ર પ્રબળ રીતે અને મુખ્યત્વે પ્રવર્તતુ હતુ

પણ અંગ્રેજો હસ્તક દેશનો વહીવટ આવતાં તેમા પ્રજાએ ફેરફાર અને સુધારો થયેલો ભાળ્યો. પ્રથમ ચોતરફ સુલેહશાન્તિ પ્રસરવા માંડી; અને તે સ્થપાતાં વ્યવસ્થા આવી. સઘળો વહીવટ કાયદાકાનૂન મુજબ થતા સૌ કોઈ ને ન્યાય મળવા લાગ્યો, પ્રજાને તેમના જાનમાલની સલામતીમાં વિશ્વાસ બેઠો, જે પૂર્વે નહોતો; અને તેથી તે નિર્ભય બની

રાજપૂત યુગમાં, મુસ્લિમ સલ્તનત અને મુગલ સામ્રાજ્યના ઉજ્જ્વળ દિવસોમા દેશમા વ્યવસ્થા અને શાન્તિ, વૈભવ અને જાહોજલાલીનો અભાવ નહોતો; ન્યાય પણ નહોતો એમ નહિ; પણ તે ન્યાયનો આધાર રાજા કે ન્યાયાધીશના મિજાજ કે તેની ખુશી ઉપર અવલબી રહેતો રાજવહીવટમાં પ્રજાનુ છૂટાપણુ ( Liberty ) કે કાયદેસર રક્ષણ કે વ્યક્તિગત હક્કના પાલન ( Law ) જેવું જવલ્લે જ જોવામાં આવતુ હતુ પુરાણી સ્મૃતિઓમાંથી શાસ્ત્રવચનો કે કુરાનમાથી કલમા વાચીને કાજી કે શાસ્ત્રી અરજદારના ન્યાય ચૂકવતા; તેમા એકસરખુ કે મુકરર ન્યાયનુ ધોરણ રહેતુ નહિ; તો પછી બુદ્ધિગમ્ય ન્યાય કે નીતિનાં ધોરણો વિશે પૂછવાનું જ શું હોય ? પરાપૂર્વથી ઊતરી આવતી રૂઢિ કે પ્રથાને બહુધા મળતુ પ્રાધાન્ય હતું રાજા ઇચ્છે તે કાયદો; રાજાનું શાસન તેથી તે કાનૂન ફરજિયાત,

નહિ કે તે શાસન ન્યાયયુક્ત છે એ કારણે; અને શાસ્ત્રોનાં વચનો પરસ્પર વિરોધી માલુમ પડે તોપણ જેમને જેમ સવડભર્યું થઈ પડે તે પ્રમાણે તેનો નિર્ણય કરવામા આવતો એ પરથી જોઈ શકાશે કે રાજ્યમાં સ્થાપિત કાયદા જેવુ બહુ થોડુ હતુ, અને જે કાંઈ ન્યાયનું તત્ત્વ માલૂમ પડતુ તેમા બુદ્ધિ કરતા સત્તાને વા શાસ્ત્રના આધારને મોટુ સ્થાન વા માન મળતુ હતુ

અંગ્રેજી અમલ દેશમાં સ્થપાતા ઉપરની પરિસ્થિતિમા એકદમ ફેરફાર થવા માંડ્યો; અને સઘળો વહીવટ, કાયદાકાનૂનસર, નિર્ણીત ન્યાયના ધોરણાનુસાર થવા લાગ્યો તેથી પ્રજાને એ રાજ્યકર્તાના ન્યાય અને અધિકારમા શ્રદ્ધા બેઠી અને તેમને લાગ્યુ કે તેમના જાનમાલ ને માલમિલકતનું રક્ષણ થશે; એટલું જ નહિ, પણ કેટલીક રીતે વ્યક્તિગત સ્વાતંત્ર્ય પણ તેઓ ભોગવી શકશે, અને તે કારણે લોકોમાં અંગ્રેજી રાજ્ય-અમલ તેના આરંભથી આકર્ષક અને પ્રિય થઈ પડ્યો હતો

અંગ્રેજી પ્રજા કાયદાકાનૂનને (Law) માન આપનારી અને સ્વાતંત્ર્યપ્રિય પ્રજા છે, એ તેમનો ઇતિહાસ જોવાથી જણાશે એ સંસ્કૃતિ-વારસો ઇંગ્લંડને પ્રાચીન રાજ્યો ગ્રીસ અને રોમ પાસેથી પ્રાપ્ત થયેલો છે. ગ્રીસના શહેરો નાનાં પ્રજાસત્તાક રાજ્યો હતા, અને તે સ્વાતંત્ર્યપ્રિય રાજ્યો હતાં. મહાન રોમે તે કાળે તેના કબજાના સઘળા દેશોમાં કાયદા-કાનૂનનું રાજ્ય સ્થાપી રોમન સામ્રાજ્યનું પ્રભુત્વ બેસાડ્યુ હતુ

પછીથી ગૉથ અને હૂણોના હાથે રોમન સામ્રાજ્યની પડતી થતાં આખા યુરોપ પર અંધકાર–અજ્ઞાનનુ આવરણ વીંટળાઈ વળ્યું હતુ. તે યુગ અંધકાર યુગ (The Dark Ages) તરીકે ઇતિહાસમાં નોંધાયેલો છે; પણ એશિયામાનો પેલેસ્ટાઇનનો મુલક પાછો યુરોપિયન પ્રજા હસ્તક લેવા ક્રુઝેડની હિલચાલ ઊપડતાં અને દરિયાઈ પ્રવાસના સાહસો એ સમયે વધતા, યુરોપમા નવીન જાગૃતિ આવી હતી તે યુરોપનો રેનેસાં (Renaissance)—પુનર્જીવન યુગ તરીકે સંબોધાય છે. એ જાગૃતિના પરિણામે ગ્રીક અને લેટિન ભાષાઓનો ફરી અભ્યાસ ચાલુ થયો, અને તેમાથી જે જ્ઞાનજ્યોતિ પ્રકટી તેના કિરણો ચોતરફ પસરતાં યુરોપમાં સુધારા(Reformation)નો પ્રાદુર્ભાવ થયો હતો.

**અંગ્રેજ પ્રજા પ્રજાના હક્કની સલામતી અને સંરક્ષણ અર્થે સદા સાવચેત**

રહેનારી ગણાય છે; અને તેના સ્વાતંત્ર્ય માટે કોઈપણ ભોગ તે વધુ પડતો લેખતી નથી

એમના તે માનસનું પૃથક્કરણ કરતાં જાણીતા ઇતિહાસલેખક મિ. રેમસે મ્યુરે (Ramsay Muir) જણાવ્યું છે કે, તેઓ—વાસ્તવિક રીતે સઘળી યુરોપીય પ્રજાઓ—કાયદાને ખાસ માન આપે છે, કેમકે તેઓ સમજે છે કે, એ કાયદો તેમના હિત સારુ જ રચાયો છે; એટલું જ નહિ, પણ તે કાયદો રચવામાં તેમનો હાથ હોય છે: તેથી તેનું પાલન કરવું એ તેઓ એક કર્તવ્ય માને છે. વિશેષમાં તેઓ જાણે છે કે જે કાયદો ઘડવામાં આવે છે તેનું બંધારણ, ન્યાય અને નીતિનાં ધોરણ પર અવલંબે છે, અને પ્રજાના શ્રેયને અનુલક્ષીને તે કાયદો યોજવામાં આવે છે વળી, તેમાં વ્યક્તિગત હિત જોવાતું નથી, પણ સામુદાયિક ઉત્કર્ષ કેમ સધાય એ જ તેનું અંતિમ ધ્યેય હોય છે *

કાયદાપાલનની ઉપર્યુક્ત ભાવના પાશ્ચાત્ય પ્રજાના જીવનમાં એટલી બધી ઓતપ્રોત થઈ ગયેલી છે કે તેમના શ્વાસમાં તે પ્રત્યક્ષ અનુભવાય છે, તેથી તેમનો જીવનવ્યવહાર પૂરો શિષ્ટતાવાળો અને નિયમનભર્યો માલૂમ પડે છે

જે પ્રજા કાયદાની પૂજારી છે તે સ્વાભાવિક રીતે સ્વાતંત્ર્યને ચાહનારી હોય છે. કાયદાના અંકુર તેમના જીવનમાંથી ઉદ્‌ભવે છે, અને જ્યાં જ્યાં કાયદો તેમના આંતરજીવનમાં અંતરાયરૂપ થાય છે ત્યાં સુધારા કે ફેરફાર સારુ તેઓ સતત પ્રયત્ન કરતા રહે છે, અને વિકસતા કે પ્રગતિમાન જીવન માટે તે જેમ આવશ્યક છે તેમ તે જ જીવનમાં સ્ફૂર્તિ અને આનંદ આણે છે. વસ્તુતઃ કાયદો અને સ્વાતંત્ર્યવૃત્તિ એકબીજાના પૂરક છે, અને તે પરસ્પર અવલંબીને રહે છે. જેઓ કાયદાના ચુસ્ત હિમાયતી હોય છે, તેમની પ્રકૃતિ સામાન્ય રીતે સંરક્ષણ પ્રતિ વધુ વળે છે; અને જેઓ સ્વભાવે સ્વતંત્રતાને ઇચ્છનારા હોય છે તેમનું વલણ ઉદાર રહે છે; અને એવી સ્વભાવની જુદી જુદી વૃત્તિઓ પરથી રાજકીય ક્ષેત્રમાં જુદા જુદા વિભાગો, જેમ કે સંરક્ષણવાદી, ઉદારમતવાદી, સમાજવાદી, કામદાર પક્ષવાદી વગેરે પડેલા છે.

એ સર્વનો સારાંશ એ છે કે કાયદાનો આશય ન્યાય અને નીતિ પર

* જુઓ Ramsay Muir's "Nationalism and Internationalism."

અવલ એ અને તેનો પાયો જનસમુદાયના શ્રેય અર્થે ન ખાયો હોય; એટલું જ નહિ, પણ સમયાનુસાર અને સંજોગવશાત્ તેમા સુધારા ને ફેરફાર કરવાનો અવકાશ હોય તો જ તે અસરકારક થવા પામે કાયદાની સાથે સ્વાતંત્ર્યપ્રિય વૃત્તિનો સબધ જોડવાથી પ્રજાજીવનને નવીન જોમ અને વેગ અચૂક મળે છે એટલા વાસ્તે પ્રજાસત્તાક રાજ્યતંત્રોમા એવો એક સર્વમાન્ય સિદ્ધાત સ્થાપિત થયલો છે કે કાયદાની રચનામા પ્રજાનો સાથ હોવો જોઈએ તેમ તે કાયદાના પાલનમા પ્રજાનો સહકાર મેળવવો અગત્યનો છે

એ કાયદાકાનૂનને અનુસરવાની વૃત્તિને લઈને અગ્રેજી રાજ્યઅમલ બ્રિટિશ તાજ હસ્તક આવ્યા પછી દશ વર્ષના ગાળામા હિન્દી સરકારે હિન્દના વહીવટને લગતા ૩૦૦ થી વધુ કાયદા પસાર કર્યા હતા * તે પહેલાનો આપણો ઇતિહાસ તપાસનારને એ સઘળું આશ્ચર્યભર્યું જ લાગશે

એ નવયુગ બેસતા આપણા દેશ પર પાશ્ચાત્ય સસ્કૃતિ ને વિચારની ધીમી પણ પ્રબળ અસર થવા માંડી, અને નવા અને જૂના વિચારોનો સપર્ક અને તેમની વચ્ચે સંઘર્ષણ થતા તેમાંથી જુદી જુદી પ્રવૃત્તિઓ ઉદ્ભવી.

અંગ્રેજી કેળવણીનાં બીજ નાખતી વખતે તેની વકીલાત કરનાર લૉર્ડ મૅકોલેએ ગર્વપૂર્વક જે ભવિષ્યવાણી તે વિષે ભાખી હતી તે સાચી નીવડી છે કે, હિન્દી નવશિક્ષિતવર્ગ યુરોપીય વિદ્યા, વિચાર અને સંસ્કૃતિનું શિક્ષણ પામી, યુરોપીય સસ્થાઓ જેવી પ્રજાસત્તાક સસ્થા--પાર્લા-

---

* Administration of India by Prichard, in 2 Vols

સરખાવો—

"During the twenty years which followed the Mutiny there was a rapid process of assimilation and unification throughout British India Certain differences have never been eliminated but the rule of law was soon established throughout the provinces, chiefly by the legislative activity of the Government of India, which from 1861 onwards poured out a series of enactments covering every side of Indian life "—Rise of the British Rule in India, by Thomas & Garrett, p 477.

મેન્ટની જરૂર માગણી કરશે.+ જે ઇગ્લંડના ઇતિહાસમાં એક અપૂર્વ દિવસ થઈ પડશે પુનર્જીવન યુગ (Renaissance) બેસતાં યુરોપમાં જેવી અસર થવા પામી તેવી અસર આપણે ત્યાં અહી અગ્રેજી રાજ્ય-અમલના આગમનથી આવેલી છે. એ પ્રજાનો સસર્ગ વધતા તેમ જ અગ્રેજી કેળવણીનો પ્રચાર થતા પાશ્ચાત્ય વિચાર, સાહિત્ય અને સંસ્કૃતિનું આક્રમણ શરૂ થઈ તેમાથી આપણા સમાજજીવનમા નવજીવનનો સચાર થયો અને તે હિન્દી સમાજમાં ક્રાંતિનું મુખ્ય કારણ થઈ પડેલુ છે, એમ કહીશું તો તે ખોટુ નહિ કહેવાય.

ઉપર નિર્દેશ કરેલી, કાયદાકાનૂનથી વ્યવસ્થિત દેશની સ્થિતિ અવલોકીને કવીશ્વર દલપતરામે મહારાણી વિકટોરિયાના રાજ્યની તેમનાં એક કાવ્યમાં પ્રશંસા કરતાં, પ્રજાનુ ધ્યાન ખેચ્યુ હતુ કે—

"ઝેર ગયાં ને વેર ગયાં વળી કાળા કેર ગયા કરનાર,
પરનાતીલા જાતીલાથી, સપ કરી ચાલે સસાર
દેખ બિચારી બકરીનો પણ, કોય ન જાતાં પકડે કાન,
એ ઉપકાર ગણી ઈશ્વરનો હરખ હવે તુ હિન્દુસ્તાન." *

અને એ જ સ્ફૂર્તિદાયક અને આનંદકારી વાતાવરણથી પ્રોત્સાહિત થઈને આપણા સ્વાતંત્ર્યપ્રિય કવિ નર્મદે સન ૧૮૫૭ના બળવા વિષે લખ્યુ હતુ કે—

જય જય જય વાગો રાણી ડકા તમારા,
ઝટ ઝટ ઝટ ભાગો રાણી શત્રુ તમારા.

*

+ Lord Macaulay—who more than any one else was responsible for the spread of western learning in India, had looked forward to that "proudest day in English history, when having become instructed in European knowledge they demand European institutions"

—"Landmarks in Indian Constitutional and Political Development" by Gurumukh Nihalsingh, p. 174

* દલપત કાવ્ય, ભા. ૨, પૃ. ૨૯.

હવે એટલૂ માગિયે ખરા ભાવથી જાણ,
નિર્વિઘ્ને રાણી કરે, રાજ રૂડું નિર્વાણ.

*

રાણી રાજ્ય કરો બહુ, પસરો અક્ષય કીર્તિ;
રાય રંકની નિત વધો, સુખદ પરસ્પર પ્રીતી.

—[નર્મકવિતા]

# ૨. બળવાનો પ્રત્યાઘાત

"It seems likely that the reluctance of the British Parliament to admit further claims on the part of the educated class to share in the administration of the Country was in no small measure due to the occurrance of the Indian Mutiny."*

—Dodwell

સિપાઈઓના બળવાએ ગુજરાતમાં ઝાઝી અસર કરી નહોતી, થોડાક અને છૂટાછવાયા ઉશ્કેરણી અને બંડના પ્રયત્નો, કેટલીક લશ્કરી ટુકડીઓમા અને દેશી રાજ્યોની હદમા, થયેલા માલૂમ પડ્યા હતા, પણ આગના છમકલાંની પેઠે તેને તરત જ અને ઊગતાં જ ચાંપી દેવામા આવ્યા હતા, એટલે તેમાથી કશી ગંભીર સ્થિતિ ઉદ્‌ભવવા પામી નહોતી. અમદાવાદમા લશ્કરી છાવણીમાની બે પલટણોમા બેદિલી ફેલાઈ હતી અને બંડ કરવાની તેઓ પેરવીમા હતા, પણ એકબીજામાં અગાઉથી વિરોધ ઊભો થતા અને અવિશ્વાસને લઈને તેમનુ જોડાણ થઈ શકેલું નહિ અને એક નજીવી ભૂલથી તેમની એ વાત પકડાઈ ગઈ હતી ઉપરી ગોરા લશ્કરી અમલદારો ડાહ્યા કે સમય વિચારી જઈ, બહારગામથી વધુ લશ્કરી મદદ આવી પહોચતા સુધી, એ પલટણોમાંના મુખ્ય બંડખોરોને ફાસીના માચડે ચઢાવવાનુ તેમણે મુલતવી રાખ્યુ હતુ.

ગુજરાતની સરહદ પરના કેટલાક નાના ઠાકોરો અને રાજાઓ એ કઠિન અને મુશ્કેલ સ્થિતિનો લાભ મેળવવા ઊંચાનીચા થયા હતા, પણ તે માટે પૂરતી તૈયારી નહિ, પાસે સાધનોનો અભાવ અને વળી એક

* "Political India," edited by Cummings, p 34

સાથે મળી જઈને, સંપીને કાર્ય ઉકેલવાની અશક્તિના કારણે તેમના પ્રયાસ નિષ્ફળ ગયા હતા અમદાવાદની લશ્કરી છાવણીમાંની બે પલટણોએ માથું ઊંચું કર્યું એ જ સમયે ગુજરાતની આસપાસના ભાગોએ એક સામટું હુલ્લડ કર્યું હોત તો તેનું પરિણામ બહુ માઠું નીપજત, પ્રાંત પરનો કબજો હાથમાંથી, જોકે થોડા સમય માટે જઈ, અંગ્રેજોને ઘણું ખમવું પડત, પણ એ તો "જો બન્યું હોત" તેની અટકળો માત્ર છે.

મુંબઈ ઇલાકાના દક્ષિણ વિભાગમાં, વિશેષે કરીને સતારા અને કોલ્હાપુરના રાજ્યોમાં, રાજદ્રોહના ભડકા સળગેલા; પણ ઑફિસરો સાવધ અને તૈયાર હોવાથી તે આફત સહેજમાં ટળેલી; પણ એ ઉશ્કેરાયેલા વાતાવરણમાં દક્ષિણમાં મેન્શન નામનો એક લશ્કરી અમલદાર, સાહસ કરી એકલો આગળ વધવા જતાં, વેર વાળવાને ટમટમી રહેલા એક મરાઠા સરદારના હાથે તેનો વધ થયો હતો.

તળ મુંબઈમાં દેશી લશ્કરમાં બળવો કરવા એક કાવતરું રચાઈ રહ્યું હતું; તેની ખબર પોલીસ સુપરિન્ટેન્ડન્ટ ફોર્જેટને પડી ગઈ હતી તે બાતમી તેણે લશ્કરી વડાને પહોંચાડી, પણ ફોર્જેટની હકીકતમાં તેને વિશ્વાસ બેઠો નહિ તે અરસામાં મહોરમના દિવસો આવતા હતા અને શહેરની સલામતી માટે ગવર્નરે યોગ્ય પ્રબંધ કરવા લશ્કરી વડાને જણાવ્યું હતું, પણ તે અમલદારે જે પ્રકારની લશ્કર રાખવાની વ્યવસ્થા કરી તે ફોર્જેટને સલામતીભરી લાગી નહિ અને તેને જુદી રીતે ગોઠવવાની માગણી કરી, પણ તેનો સ્વીકાર થયો નહિ જે માહિતી તેને મળેલી તે ઉપરથી તેને ખાતરી હતી કે દેશી લશ્કર તક મળે તોફાન કરશે જ; તેથી તેણે ગવર્નરને રૂબરૂ મળી બધી હકીકતથી વાકેફ કર્યો; એટલું જ નહિ, પણ ઉપરી અધિકારીની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાની રજા સુધ્ધાં મેળવી. તે આપતાં ગવર્નરે ફોર્જેટને કહ્યું હતું કે આજ્ઞાનો ભંગ કરવો એ બહુ જોખમકારક કાર્ય છે, પણ મારી ખાતરી છે કે તમે કશું બેહૂદું કાર્ય કરશો નહિ.

એ પ્રસંગ વીતી ગયા પછી લશ્કરી અમલદાર શંકાશીલ રહેતો હતો. તેને ફોર્જેટે જે મકાનમાં સિપાઈઓ ગુપ્ત રીતે એકઠા મળી કાવતરું રચતા હતા તેની પડોશના મકાનમાં લઈ જઈ, એ મકાનની દીવાલમાં બાકોરાં પાડેલાં હતાં તેમાંથી અંદર જે કાંઈ બનતું હતું તે બતાવ્યું. તે જોઈને એ અમલદાર તો આભો જ બની ગયો અને બોલી ઊઠ્યો: મારા પ્રભુ! મારા પોતાના જ સૈનિકો? શું તે શક્ય છે?

એ કાવતરાની પછીથી તપાસ થઈ ને એ સિપાઈઓમાંના એને ફાંસી અને છ ને દેશનિકાલની સજા કરવામા આવી હતી એ રીતે બળવાના સપાટામાથી મુબઈ સહજમા બચી જવા પામ્યું હતુ.

બળવાખોરો આ પ્રસગે ફાવ્યા નહિ, તેમના પ્રયત્નો નિષ્ફળ ગયા, તેનુ કારણ શોધી કાઢતા, એ બળવાના બનાવનો ઇતિહાસ આલેખનાર એશબુનર કહે છે કે એ સિપાઈઓની આગેવાની લઈ શકે એવો કોઈ બહાદુર અને બુદ્ધિશાળી વીર પુરુષ નહોતો નહિ તો દેશમાં અને લશ્કરમા એટલી બધી ઉશ્કેરણી પ્રસરેલી હતી કે સૂકા ઘાસની મોટી ગજીને અગ્નિની એક ચિનગારી લાગતા જેમ તે ભભૂકી ઊઠે તેમ એક બાહોશ અને હોશિયાર આગેવાન એ ઉશ્કેરાયલા સિપાઈઓ પર કબજો મેળવી ચોતરફ આગ–બળવો ફેલાવત; પરતુ એ બળવાખોરોમાં અવિશ્વાસ અને વેરઝેર એવાં પ્રવર્તતા હતા કે તેમનુ સંગઠન જ થવા પામે નહિ તેથી તેઓ સહેજ તડૂકી, આમતેમ દોડાદોડી કરી, લશ્કર આવી પહોચતાં દબાઈ ગયા હતા *

પરંતુ એ બનાવમા શરમભરી, દુ:ખદ અને કલકવાળી બીના એ હતી કે હિન્દી અને અંગ્રેજ બનેએ તેમનુ ભાન ભૂલી નિર્દોષ સ્ત્રીઓ અને બાળકો પર અત્યાચાર ગુજાર્યો હતો, ગરીબ અને બિનઅપરાધી રૈયતને ક્રૂર અને ઘાતકી રીતે કનડી હતી, અને એ વર્તાવ એવો હેવા-નિયતભર્યો હતો કે તેનો બચાવ જ ન હોય આપણે કોઈપણ કાર્યમાં સમજુ અને શિક્ષિત પાસેથી વધારે કુનેહ અને ડહાપણની આશા રાખીએ તેમ આ મુશ્કેલ સંજોગોમા શિસ્તનુ પાલન કરનારા અને સુધરેલા કહેવાતા ગોરા લોકો પાસે ન્યાય અને દયાની વૃત્તિ નહિ, તોપણ કાંઈક ઇન્સાનિયતની અપેક્ષા રાખીએ; પણ જ્યારે મનુષ્ય મગજનુ સમતોલપણુ ખૂએ છે અને વિવેકભ્રષ્ટ થાય છે ત્યારે તેના સ્વભાવમાં રહેલી પશુવૃત્તિ સાપની પેઠે જોર કરીને ઊછળે છે અને તેના હાથે ન કરવાના, ઘોર અને ઘાતકી, અન્યાયી અને અત્યાચારના કાર્યો થાય છે, તેનો પુરાવો ઇતિહાસ પૂરો પાડશે

હિન્દી પ્રજા સ્વભાવે અહિસક છે; તે લોહી દેખીને નાસે છે, જતુનો કે નાનાં પ્રાણી—પક્ષીપશુનો પ્રાણ લેવાને પાપ સમજે છે. તેનો ધર્મ અને

* "History of Gujarat, Vol. 2, p 442

સંસ્કૃતિ અહિંસાને પ્રાધાન્ય આપે છે. થયેલા અન્યાયનું વેર વાળવાની વૃત્તિએ હિન્દી સિપાઈઓના હાથે કેટલાક નિદ્ય અને ઘાતકી કૃત્યો થયા હશે તેની ના પાડવામાં આવતી નથી, પણ તેમને લોહીતરસ્યા, અવિશ્વાસુ અને નિમકહરામ કહેવામાં આવે છે તે આક્ષેપ ખોટો છે, એમ અમે જરૂર કહીશું જેણે ઉભય પક્ષની સઘળી હકીકત પૂરી વાંચી–તપાસેલી છે તે એ વિષે નિર્ણય આપતાં લખે છે

"As things stand, we have given Indians a reputation for blood-thirstiness and untrustworthiness, which they are very far from deserving"×

તે સમયે લોર્ડ કેનિંગ હિન્દુસ્તાનનો ગવર્નર જનરલ હતો, તેણે સમતોલપણું સાચવવા ખૂબ પ્રયાસ કર્યા હતા, અને તેની એ પ્રવૃત્તિને અંગ્રેજોએ 'માયાળુ કેનિંગ'–Clemency Canning–કહીને ઉવેખી હતી તે સુધ્ધાં અંગ્રેજોનાં કેર અને કૃત્યોથી એવો ત્રાસી ઊઠ્યો હતો કે મહારાણી વિક્ટોરિયાને એક પત્રમાં જણાવ્યું હતું કે જેમની પાસેથી સારું ધોરણ બેસાડવાની આપણે આશા રાખીએ એવા ઘણાઓમાં વેર લેવાની ગાંડી (rabid) અને વિવેકશૂન્ય વૃત્તિ ઊછળી રહી છે, જેનો વિચાર કરતાં દેશબન્ધુઓ માટે શરમ આવે છે* મહારાણીએ તે પત્રનો લાગણીપૂર્વક ઉત્તર વાળતાં ખ્રિસ્તીધર્મીઓને એ ન છાજતી વર્તણૂક માટે પોતાનો ખેદ અને રોષ પ્રકટ કર્યા હતા, એટલું જ નહિ, પણ દેશમાં ફરી શાન્તિ પ્રસરે અને રાજકર્તાઓમાં વિશ્વાસ બેસે તે સારુ હિન્દી પ્રજાને જે ઢંઢેરો મોકલી આપ્યો હતો તે સંબંધમાં હિન્દી પ્રધાન લોર્ડ ડર્બીને પોતે નીચે મુજબ લેખિત સૂચના આપી હતી :—

"એ ઢંઢેરાના ખરડામાં શી અપૂર્ણતા છે તે સમજાવવાનું લોર્ડ માલ્મસબરીને કહેવામાં આવ્યું છે મહારાણી ઇચ્છે છે કે લોર્ડ ડર્બી તેમની સુંદર શૈલીમાં એ ઢંઢેરો લખે; પણ તેઓ એ લક્ષમાં રાખે કે એક સ્ત્રી—મહારાણી હિંદુસ્તાનનો રાજવહીવટ ખૂનખાર બળવા પછી પોતા હસ્તક લેતાં તે દેશની કરોડોની વસ્તીને સંબોધે છે, એટલું જ નહિ, પણ તેમને એવું અભય વચન આપે છે કે તેના ભવિષ્યના રાજ્યઅમલ દરમિયાન તે

× જુઓ "The Other Side of the Medal," p 54

* Indian Constitutional Documents, by Mukerji, p 358.

પરિપૂર્ણ કરવામા આવશે એવી ખાતરી આપે, તેમ જ તેના રાજવહીવટના સિદ્ધાન્તોની સમજ પાડવામા આવે સદરહુ દસ્તાવેજ ઉદાર, ભલી અને ધર્મભાવપ્રેરિત લાગણીભર્યો એમ દર્શાવશે કે હિન્દી પ્રજાને બ્રિટિશ પ્રજાના સમાન દરજ્જે મૂકી, તેના સર્વ હક્ક તે ભોગવશે અને સસ્કૃતિ પાછળ ચાલી આવતી આબાદી પ્રાપ્ત કરશે"

વાસ્તવિક રીતે એ જ સાચી અને શાણી રાજનીતિ હતી જે ખોટુ કાર્ય થયુ હતુ તેનો ખુલ્લા દિલથી એકરાર અને પશ્ચાત્તાપ જાહેર થયો હોત તો બંને પ્રજાઓ વચ્ચે સહેલાઈથી સમાધાન થઈ જાત અને એક-બીજા પ્રત્યે જે રોષની લાગણી પ્રકટી હતી તે શમી જાત, પણ રાજદારી પુરુષોને આપણે ભય અને સંશયની વૃત્તિથી મુક્ત કદી જાણ્યા છે? છેલ્લા યુરોપીય યુદ્ધના અંતે વર્સેલ્સની સધિ થઈ તેમા આપણે પ્રત્યક્ષ જોયુ છે કે એ વર્ગે જ પ્રજાની સલામતી અને હિત સાચવવા નિમિત્ત જે અંકુશો મૂક્યા હતા તેમાથી અનેક નવીન મુશ્કેલીઓ અને જોખમ ઉદ્‌ભવી, તેના માઠા ફળ જગત અદ્યાપિ ભોગવી રહ્યુ છે. જે આશયથી એ યુદ્ધ લડવામા આવ્યુ હતું તેનો બહુ થોડો અશ પાર પડ્યો છે. જ્યા સુધી વિશ્વાસની, સમાનતાની, સહકારની અને ભ્રાતૃભાવની ભાવના જાગ્રત નહિ થાય ત્યા સુધી વિશ્વશાન્તિની આશા રાખવી વ્યર્થ છે બળવા પછી હિંદુસ્તાનમા પણ કબજો કેમ કાયમ રહે એ રાજકર્તાઓ માટે મુખ્ય પ્રશ્ન થઈ પડ્યો હતો અને લોકસુધારણા અને લોકહિતની વાતો બાજુમા પડી ગઈ હતી

બ્રિટિશ પ્રધાનમંડળે હિન્દીઓ પ્રત્યે સશયભર્યું અને અન્યાયયુક્ત વર્તન ચાલુ રાખી, મહારાણીના ઢંઢેરાએ હિન્દીઓના હૃદયમા જે મહત્ત્વા-કાંક્ષાઓને જન્મ આપ્યો હતો તેના અમલ સારુ કશાં સીધાં પગલાં ભર્યાં નહિ, પણ અન્ય રીતે રાજવહીવટમાં ભેદભાવ ઊભા કરી કઠિન અને વિષમ પરિસ્થિતિ પેદા કરી હતી તે આપણે હવે તપાસીશું

કંપની સરકાર પાસેથી હિન્દનો રાજવહીવટ બળવા પછી તાજ હસ્તક લેવા સન ૧૮૫૮ મા પાર્લમેન્ટમા ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા નામનું બિલ રજૂ કરવામાં આવ્યું હતુ. તે પ્રસગે હિન્દીઓના પ્રતિનિધિત્વનો પ્રશ્ન ઉપસ્થિત થયો હતો, કેમકે રાજકર્તાઓમાના એક વર્ગની દૃઢ માન્યતા હતી કે હિન્દી ધારાસભામાં દેશીઓની હાજરી હોત તો બળવા જેવી ગંભીર પરિસ્થિતિ ઉદ્‌ભવવા પામત નહિ. હિન્દી સરકાર જે ધારાધોરણ

ઘડતી તે હિન્દી સમાજને બધબેસતા થઈ પડશે કે કેમ તે વિષે તેને બરાબર ખબર પડતી નહિ; અને તેની રચના એવી હતી કે તે કાયદામાં કાંઈ અડચણ કે ખામી હોય તો તે દૂર કરાવવા તેની રીતસરની વિધિ કરવા જેટલી પ્રજાને માહિતીયે નહિ, તેમ તે સારુ સવડ પણ નહિ. તેથી પ્રજા અને સરકાર વચ્ચે ગેરસમજૂતીનો નિકાલ થવાને બદલે તે વધે અને અજ્ઞાનને લઈને ઉશ્કેરણી ઉદ્‌ભવે; તેમાંથી અસંતોષ પ્રકટે, અને તે વિરોધમાં પરિણમે; અને તેમના કેસના સમર્થનમા સરકારના હેતુઓ વિષે કાંઈ કાંઈ આક્ષેપો આરોપાય આવા સંજોગોમાથી ખરીખોટી વાતો લશ્કરમાં અને જનતામાં ફેલાઈને બળવો થવા પામ્યો હતો.

પાર્લમેન્ટમાં હિન્દી રાજવહીવટ સંબધમા પહેલીવાર જે કાયદો પસાર થયો તેમા હિન્દના પ્રતિનિધિત્વનો સવાલ એવી દલીલ કરી ઉડાડી મૂકવામા આવ્યો હતો કે દેશમા હજુ અશાન્તિ પ્રવર્તે છે અને બળવો તદ્દન શમી ગયો નથી. એ ઉશ્કેરાયેલા વાતાવરણમાં સુધારાનું કોઈ ઉતાવળું પગલું લેવું તે વાસ્તવિક નથી, હિન્દીઓને જે હક્ક–સુધારા બક્ષવામા આવે તે પૂરતા નહિ હોય તો તેમનામા અસંતોષ વધશે; અને વખતે તે હક્ક–સુધારા વધુ પ્રમાણમા અને ઉદાર માલૂમ પડશે તો એવી લાગણી પેદા થશે કે તે ભલમનસાઈ અને ઉદાર રાજનીતિથી પ્રેરાઈને ઉદારતાપૂર્વક અપાયા નથી, પણ બળવો જાગવાથી ભયભીતભરી સ્થિતિ ઉદ્‌ભવી, તેનું એ સીધું પરિણામ છે.

આ કદાચ મતભેદનો વિષય મનાય, પણ તેમની સંશયવૃત્તિ એટલેથી અટકી નહોતી. હિન્દીઓ ફરી હુમલો ન કરી શકે તે સારુ તેમને નિ:શસ્ત્ર કરવામાં આવ્યા હતા. તે કાયદો જેટલો અન્યાયભર્યો તેટલો પ્રજાજીવન પર સખ્ત પ્રહાર કરનારો હતો તે કાયદાએ તેમનો લડાયક જુસ્સો મારી નાંખ્યો, એટલુ જ નહિ, પણ હિન્દીઓનુ પુરુષાર્થબળ હણ્યુ. અને વધારે શોચનીય એ છે કે તેના નિયમનમા જે ભેદભાવ રાખવામાં આવેલો તે આપણને એક કંટકની પેઠે ખૂંચે તેવો હતો. એ આર્મ્સ એક્ટ વિષે મહાસભાની એક બેઠકમા બોલતાં સર ફિરોજશાહે હિન્દીઓની લાગણી વ્યક્ત કરતા વાજબી કહ્યુ હતુ કે એ કાયદાના બધનો ભવિષ્યમાં કદાચ દૂર કરવામા આવશે, પણ તે દરમિયાન નિ:શસ્ત્ર થવાને કારણે પ્રજા એકવાર નાકૌવત બની ગઈ તો તેનુ શૌર્ય અને પુરુષાર્થ પાછાં મેળવના

લાંબો સમય વીતી જશે. એ હથિયાર વાપરવાનું જ્ઞાન અને આવડત અન્ય કોઈ કારણસર નહિ તોપણ સ્વસંરક્ષણ માટે આવશ્યક છે, એમ સામા પક્ષને પણ કબૂલ કરવુ પડશે.

ઈસ્ટ ઈન્ડિયા કંપનીના રાજવહીવટ દરમિયાન હિન્દમાં અંગ્રેજોને વસવાટ માટે પૂરતી છૂટ નહોતી, પણ છેલ્લો ચાર્ટર સન ૧૮૫૩માં ફરી ચાલુ કરી આપતી વખતે પાર્લમેન્ટે તેના કેટલાક વિશેષ હક્કો પાછા ખેંચી લઈને અંગ્રેજોને દેશમા વેપાર કરવા અને વસવાટ સારુ ખાસ સવડ કરી આપી હતી. તેના પરિણામે કંપની સરકારના અમલમાં એક પ્લેન્ટર (Planter) અને વેપારીવર્ગ ઊભો થયો, જે તેમના સ્વાર્થની વાત કરવા લાગ્યો અને વિશેષ સવડો અને ખાસ હક્કો મેળવવા તે વર્ગ ઈંતેજાર બન્યો. એવા લોકોની સવડ સારુ લોર્ડ કેનિંગે ૩૦૦૦ એકર સુધીનો જમીનનો ટુકડો (જેને Waste-land Rules કહે છે, તદનુસાર મહેસૂલ ફી) નામના દરે આપવાની વ્યવસ્થા કરી હતી. ગળીનાં વાવેતરવાળાં ખેતરોમાં અને ચાના બગીચામાં એ ગોરા માલિકો હિન્દી મજૂરો પાસેથી કેવી સખ્તાઈથી કામ લેતા અને તેમના પ્રત્યે ખરાબ વર્તન રાખતા તેની અનેક ફરિયાદો બહાર આવેલી છે અને તે જાણીતી છે. એક ગોરા માટે બળવા પછી એક હિન્દીનું, પછીથી એ ગમે તેટલો મોટો હોય તોપણ તેનું, અપમાન કરવુ એક તુચ્છ બાબત થઈ પડી હતી. તેમાં જાતીય શ્રેષ્ઠતાની ભાવના (Racial Superiority) પ્રધાનપણે પ્રવર્તતી હતી. ઉભય વચ્ચે અંતરાય અને વૈમનસ્યની લાગણી વધવાનું તે મુખ્ય કારણ હતું.

વળી, રાજસત્તા તેમના હાથમાથી સરી ન પડે તે સારુ મુખ્ય અને જવાબદારીની સઘળી જગ્યા અંગ્રેજો હસ્તક અલગ રહે એવી ગોઠવણ અંગ્રેજ હાકેમોએ યોજી હતી; અને તે જગ્યા કોઈ હિન્દીને મળી શકે નહિ. જોકે તેમ કરવાનું કારણ એવુ બતાવાયુ હતું કે હિન્દી રાજવહીવટમાં સમાન અને અસરકારક ધોરણ સચવાઈ રહે.*

* "In all departments of essential importance there must be selected Englishman to maintain a standard of efficiency."

પણ અંગ્રેજ રાજકર્તાઓનો પૂરેપુરો અવિશ્વાસ તો હિન્દી લશ્કરમા જે બહોળા ફેરફાર કર્યા અને નવી ગોઠવણ કરી તેમા સ્પષ્ટ રીતે જણાઈ આવે છે તેની નેમ એ જ હતી કે બળવા જેવો પ્રસંગ લશ્કરમા પુનઃ થવા પામે નહિ બળવા પૂર્વે લશ્કરના ત્રણ વિભાગો ઇલાકાવાર બંગાળ, મદ્રાસ અને મુંબઈ એ પ્રમાણે હતા અને તેની વ્યવસ્થા અને તેનો કબજો એ ઇલાકાની સરકાર હસ્તક હતા એ લશ્કરમા ભરતી પણ એ ઇલાકાના મનુષ્યોમાથી કરવામા આવતી અને લશ્કરી ખાતાના દરેક વિભાગમા, તોપખાનામાં સુધ્ધા, દેશીઓને રાખવામા આવતા હતા. પણ બળવા પછી એ રીતિમા ફારફેર કરી નાખ્યો યુરોપિયન સોલ્જરોની સંખ્યા તેમણે વધારી અને દેશીઓનુ પ્રમાણ ઘટાડ્યુ અને તેનું બળ બે અને પાચના પ્રમાણમાં રાખ્યુ; અને વધુમા તોપખાનું અંગ્રેજોના હાથમા રહે એવો પ્રબંધ કર્યો દેશી લશ્કરમા એકસંપી ન થવા પામે અને તેમનામા સ્પર્ધા રહે તે સારુ જાતિવાર ટુકડીઓ જેમકે પઠાણ, રાજપૂત, મુસલમાન, મરાઠા, જાટ, ગુરખા વગેરે ઊભી કરી અને તેને એકબીજાની સામે મૂકી હતી, તે હકીકત સ્પષ્ટ થાય તે માટે નીચેનો ઉતારો જોઈએ

"Next to the great counterpoise of a sufficient European force, comes the counterpoise of natives against natives To preserve that distinctiveness which is valuable and which while it lasts makes the Mahomedan of one country fear or dislike the Mahomedan of another corps should in future be provincial and adhere to the geographical limits within which differrences and rivalries are strongly marked "×

તે સિવાય પ્રજામાં લડાયક અને બિનલડાયક એવો કૃત્રિમ ભેદ પાડવામા આવ્યો જે વાજબી નહોતો બિનલડાયક જાતિઓને તાલીમ આપવામાં આવે તો તેઓ સારા સૈનિકો થઈ શકે, એ વિષે શંકા નથી.

આ લશ્કરી પુનર્રચના બીજુ કાંઈ નહિ પણ બળવાથી ગભરા-

× Quoted in Garrett: An Indian Commentary, p. 202

કર્તાઓ પર પ્રત્યાઘાત થયો અને હિન્દીઓ પ્રતિ સંશયગ્રસ્ત મનોદશા ઉદ્ભવી તેનું સીધું પરિણામ હતું.

એ બદલાયેલી રાજનીતિ, સરકારી નોકરી અને દેશી લશ્કરની પેઠે, દેશી રાજ્યો સાથેના સંબંધમાં ધીમે ધીમે પણ સ્પષ્ટ રીતે અસર કરતી જોવામાં આવે છે. પુર્વે કંપની સરકારે કેટલાક મોટા રાજ્યોની કુમકે ઊભા રહી, કોલકરાર કરી, મિત્રાચારીનો સંબંધ બાંધેલો અને એક સાથી તરીકે તેમનો દરજ્જો અને અધિકાર સમાન હતા; પણ બળવા પછી જે દેશી રાજ્યો બળવામાં સામેલ નહિ થયેલાં; એટલું જ નહિ, પણ કંપની સરકારને સારી સહાય આપેલી તેમની સેવાની કદર માનચાંદ બક્ષીને હિન્દી સરકારે કરી હતી અને તેમના ગાદીહક્ક અને સ્વતંત્રતાના અધિકાર સાચવવાનું જાહેર કર્યું હતું; પણ યુરોપમાં પરિસ્થિતિ બદલાતાં અને ઇંગ્લંડના રાજદ્વારી પુરુષોમાં ઇંગ્લંડ એક સર્વોપરિ સામ્રાજ્ય થઈ પડે એવા અભિલાષ જાગતા, તેનું પ્રતિપાદન કરવા નવીન અને વિશેષ પ્રયત્ન થવા માંડ્યા. અંગ્રેજ પ્રજાનાં સાહસ અને વેપારવૃત્તિને ઉત્તેજવા લોર્ડ પામર્સ્ટને એવું જાહેર કર્યું કે બ્રિટિશ પ્રજા ગમે તે મુલકમાં હશે અને તેના પ્રત્યે જો અન્યાય કે જુલમ કરવામાં આવશે તો રક્ષણ કરવા ઇંગ્લંડ સદા તૈયાર રહેશે. ઉક્ત કથનનું સમર્થન કરતાં ડિઝરાઇલીએ કહ્યું હતું

"No minister in this country will do his duty who neglects any opportunity of reconstructing as much as possible our colonial Empire and of responding to their distant sympathies which may become the source of incalculable strength and happiness to this island." *

આમ તેણે સામ્રાજ્યની ભાવના અને તેના ઐક્યને પોષવાનું શરૂ કર્યું. સીલીકૃત 'The Expansion of England' જેવા પુસ્તકે તેને વિશેષ અને સંગીન ઉત્તેજન આપ્યું હતું.

સદરહુ રાજનીતિને જર્મનીના દૃષ્ટાંતથી વધુ ટેકો મળ્યો. જર્મન કૈસરે જર્મનીના નાના નાના રાજ્યોને એકત્ર કરીને પોતાને કૈસરના મહાન

* Twentieth Century, April 1936, p. 649.

પદે સ્થાપ્યો હતો તેમ ઇંગ્લંડનું સાર્વભૌમત્વ સ્થાપવા અને પૂર્વની પ્રજાઓ પર તેની છાપ પડે એ ઉદ્દેશથી સન ૧૮૭૭ માં હિન્દમા મહારાણી વિક્ટોરિયાને 'કૈસરે હિન્દ' તરીકે જાહેર કરવા માટે ભારે ઠાઠમાઠભર્યો દરબાર થયો હતો એ સમય જ એવા કોઈ દબદબાવાળા દરબાર માટે પ્રતિકૂળ હતો દેશમ મોટો દુકાળ ચાલતો હતો હજારો મનુષ્યો પ્રતિદિન મરતા હતા, ભૂખમરાને સીમા નહોતી; અફઘાન વિગ્રહને લઈ ને દેશ પર ખર્ચનો મોટો બોજો પડ્યો હતો. વળી લૉર્ડ લિટનની સરકારે આર્મ્સ ઍક્ટ, ઍક્સાઇઝ ઍક્ટ, પ્રેસ ઍક્ટ વગેરે લોકલાગણી વિરુદ્ધ પસાર કરીને પ્રજામા મોટો અજંપો પેદા કર્યો હતો દેશી વર્તમાનપત્રો સામેનો પ્રેસ ઍક્ટ તો ઇંગ્લંડથી હિન્દી પ્રધાનની તારથી સંમતિ મેળવી બે કલાકમા ધારાસભામા પસાર કરાવ્યો હતો એ કાયદાની ચુંગાલમાંથી છટકવા 'અમૃત બઝાર પત્રિકા' ના સંચાલકોએ એક રાત્રિમા તે છાપાને દેશી-માંથી અંગ્રેજી વર્તમાનપત્રમા ફેરવી નાખ્યું હતું, એ તે સંબંધમા એક રોમાંચક કિસ્સો હતો. ઍક્સાઇઝ ઍક્ટ તો લૉર્ડ લિટને તેના કાઉન્સિલના સભ્યોની સલાહ વિરુદ્ધ જઈને અને માત્ર હિન્દી પ્રધાનની સૂચના મુજબ વર્તીને માન્ચેસ્ટરના વેપારીઓને ખુશ કરવા પસાર કર્યો હતો એવા એ ગવર્નર જનરલે ઇંગ્લંડથી દોરવણી મળતાં વખત કવખતનો વિચાર નહિ કરતા રોમ બળતું હતું ત્યારે રોમન શહેનશાહ નીરો ફીડલ વગાડતો હતો તે પ્રમાણેનું પગલું ભર્યું હતું; અને તે એની પ્રતિષ્ઠાને ઝાંખપ લગાડનારું હતું, એમ અંગ્રેજ ઇતિહાસલેખકો સુધ્ધાં કહે છે.

"The famine of 1877 struck the popular imagination, not only because of its severity, but because it coincided with the Second Afghan War, and with ostentatious and ill-timed Darbar at which Queen Victoria was proclaimed Empress of India". *

પાર્લમેન્ટમા ઉપર્યુક્ત બિલનો વિરોધ કરતા ગ્લેડસ્ટને કહ્યું હતું કે મહારાણીના ઇલ્કાબથી કાયદાકાનૂનનો ધ્વનિ ઊઠે છે, પણ સામ્રાજ્ઞીનું બિરુદ સત્તાબળનું સૂચક જણાશે.× અને વધુમા ભારપૂર્વક ઉમેર્યું હતું કે હિન્દુ-

* "Rise of the British Rule in India", p 492

× "History of India" by P. E Roberts, p. 461

સ્તાનને સ્વરાજ્યની સંસ્થાના લાભ અને સુખ આપવાને આપણે શક્તિમાન થયેલા નથી, એ સાચું હોય અને હું માનું છું કે તે સાચું છે, તો પછી તે વસ્તુ વિધિપુરસર નામદાર સભ્ય (ડિઝરાયલી) આપવાની તૈયારીમાં છે એવી નોંધ સારુ ભલે વડાઈ લે, પણ મને લાગે છે કે અત્યાર સુધી જે આપણી નબળાઈ નીવડેલી છે તેને યશની સિદ્ધિ તરીકે બતાવવાનો પ્રયત્ન હું તો નહિ જ કરું. પણ તેનો ખુલાસો કરતાં ડિઝરાયલીએ દર્શાવ્યું હતું કે હિન્દુસ્તાનમાં જ તેની મુખ્યત્વે જરૂર છે; હિન્દ જ તે ઇચ્છે છે; તેની આતુરતાપૂર્વક રાહ જુએ છે; રાજાઓ અને હિન્દી પ્રજા ઉભય તેમના સારુ ઈંતેજાર છે:

એ પગલું આંતરરાષ્ટ્રીય કાયદાની ગૂંચવણમાંથી છૂટવાને લેવાયું હોય. ઈસ્ટ ઇન્ડિયા કંપની સાથે થયેલા કોલકરાર મુજબ દેશી રાજ્યોમાંના કેટલાક મોટાં અને સમર્થ રાજ્યો સમાન અને સ્વતંત્ર હક્ક ધરાવતા હતા; પણ નવા ઇલ્કાબથી તે મિત્રરાજ્યો ખરાં, છતા તે સરખા દરજ્જાના નથી એ દર્શાવવાનું બ્રિટિશ પ્રધાનમંડળે વાજબી વિચાર્યું હોય; અને તેની સ્પષ્ટતા હિન્દી સરકારના નીચેના ઠરાવથી થઈ જાય છે.+

આન્તરરાષ્ટ્રીય કાયદાના સિદ્ધાન્તો હિન્દી સરકાર—મહારાણીના પ્રતિનિધિ તરીકે અને તાજના રક્ષિત દેશી રાજ્યોના સબંધને બંધનકર્તા નથી. તાજની સર્વોપરિ સત્તામા એ માની લેવાયું છે અને તેનો સમાવેશ થઈ જાય છે કે તેનનો દરજ્જો ગૌણ છે.

આપણે હવે હિન્દનો રાજવહીવટ તાજ હસ્તક આવ્યા પછી તેમા શા શા સુધારા થવા પામ્યા તે તપાસીએ. પહેલા પ્રકરણમા આપણે જોયું છે કે અંગ્રેજી પ્રજાનું માનસ સામાન્યતઃ કાયદાકાનૂનને અનુસરનારુ ઘડાયેલુ છે; તેથી સન ૧૮૫૯ થી ૧૮૬૧ માં સિવિલ પ્રોસિજર કોડ, પીનલ કોડ, હિન્દી હાઇકોર્ટ ઍક્ટ, ઇન્ડિયન પોલીસ ઍક્ટ, ઇન્ડિયન સિવિલ સર્વિસ

+ The principles of international law, have no bearing upon the relations between the Government of India as representing the Queen Empress on one hand and the Native States under the sovereignty of Her Majesty, on the other. The Paramount Supremacy of the former pre-supposes and implies the subordination of the latter.

—Landmarks in Indian Constitutional Developments, p. 138.

ઍક્ટ, ઇન્ડિયન ક્રિમિનલ પ્રોસિજર કોડ વગેરે પસાર કરવામાં આવ્યા હતા; અને સન ૧૮૫૮ના ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા ઍક્ટમાં પણ કેટલીક વ્યવહારુ મુશ્કેલીઓ ઊભી થયેલી તેના ઉકેલ સારુ તજવીજ થઈ હતી. પણ તે સુધારા કેવા પ્રકારના અને શા કારણે રજૂ થયા હતા તે આપણે જાણવું જોઈએ.

સન ૧૮૫૩ ના કાયદા અનુસાર જે ધારાસભા ધારાધોરણ ઘડવાને નીમવામાં આવી હતી તે કારોબારી કાઉન્સિલના કામકાજમાં વારંવાર તેની સત્તા ઉપરાતની પૂછપરછ અને તપાસ, ગમે તે કાજે, કરતી હતી. તેની સત્તા સ્પષ્ટ કરવાની જરૂર જણાઈ હતી. બીજું, ધારાસભામાં હિન્દીઓને નીમવાનું સન ૧૮૫૮ માં મુલતવી રખાયું હતુ, પણ તેમને કોઈ રીતે ધારાસભામાં સ્થાન અપાવુ જોઈએ, એ મુદ્દા સાથે હવે સૌ કોઈ સંમત થતું હતું. ત્રીજું, વડી સરકાર અને પ્રાંતિક સરકાર વચ્ચે ઇન્કમટેક્સના સંબધમા મતભેદ ઊભો થયો હતો તેનો નિર્ણય કરવાની જરૂર હતી. લૉર્ડ કૅનિંગે પણ ગવર્નર જનરલની કારોબારી કમિટી સદંતર કાઢી નાંખવાની માગણી કરી હતી, અને હિન્દી પ્રધાને પણ હિન્દી સરકારના કામકાજમા વિશેષ લક્ષ આપવા માંડ્યું હતુ એ સઘળી પરિસ્થિતિનો વિચાર કરીને સન ૧૮૬૧ મા નવુ ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા બિલ પાર્લમેન્ટમા આણવામાં આવ્યુ હતુ

આમની સભામા તે બિલનો ખરડો રજૂ કરતાં સર ચાર્લ્સ વૂડે જણાવ્યુ હતુ કે અગાઉની પેઠે એકલી કારોબારી સભા હિન્દનો રાજવહીવટ કરે એ સ્થિતિ, હિન્દની લોકલાગણી જોતા, અશક્ય છે; અને તે વહીવટ હિન્દી લોકમત જાણ્યા વિના કરવો એ પણ એટલુ જ દુર્ઘટ કાર્ય છે. હિન્દી કારોબારી સભાના સભ્ય સર બાર્ટલ ફ્રેરે હિન્દી પ્રધાન સર ચાર્લ્સ વૂડને તે વિષે લખ્યુ હતુ કે તમાન—રાજકર્તાઓનાં કાર્યો વિષે બહારનાઓ શુ કહે છે કે વિચારે છે તે જાણ્યાની દરકાર કર્યા વિના હિન્દી રાજવહીવટ સ્વતંત્રપણે ચલાવવાના દિવસો વહી ગયા છે, અને અણધાર્યાં અને જોખમભર્યાં ભયમાંથી મુક્ત રહેવુ હોય તો, સલામતી ખાતર, લોકમત જાણવાને ધારાસભામા હિન્દીઓનુ પ્રતિનિધિત્વ દાખલ કરવુ આવશ્યક થઈ પડ્યુ છે હિન્દના વતનીઓને અથવા હિન્દમાં વસેલા ગોરાઓને જુદુ પ્રતિનિધિત્વ આપવું એ સિદ્ધાન્ત અમાન્ય થયો હતો.' પણ ચર્ચાના અંતે ઉપર્યુક્ત કાયદામાં કોઈ બંધનકારક નિયમ દાખલ નહિ કરતાં, ગવર્નર જનરલ દેશના ધારાધોરણ ઘડવા સારુ તેની કારોબારી કમિ

ઉપરાંત અમુક સંખ્યામાં વધુ સભ્યો નીમી શકશે એવી સામાન્ય સત્તા તેને બક્ષવામા આવી હતી. માત્ર તેની મર્યાદા એવી રીતે મુકરર કરી હતી કે એ વધારાના સભ્યોની સંખ્યા છથી ઓછી નહિ હોય અને બારથી વધશે નહિ; અને તેનો અડધો ભાગ બિનઅધિકારી સભ્યોનો હશે.

સન ૧૮૫૩ ના ઍક્ટ અનુસાર પ્રથમ ધારાસભા રચવામાં આવી હતી, તે તેના નિર્ણીત થયેલા અધિકારથી પર જઈને કારોબારી કમિટીના કામકાજમાં અનેક રીતે અડચણો કરતી હતી. તેનો અટકાવ કરવા પ્રસ્તુત પ્રસંગે તેનો સ્ફોટ કરતાં હિન્દી પ્રધાન સર ચાર્લ્સ વૂડે કહ્યું હતું કે આ ધારાસભા સ્થાપવાની સન ૧૮૫૩ મા મેં જ દરખાસ્ત કરી હતી, પણ તે કાયદાના આશય બહાર જઈને જુદી જ રીતે એ મંડળ તેનું કામકાજ ચલાવવા આગ્રહ કરતું હતું અને તે ધોરણ ચાલુ રહે તો તેમાંથી મોટી મુસ્કેલીઓ ઉદ્ભવવાની ભીતિ રહે છે, વાસ્તે તેનુ કાર્યક્ષેત્ર ચોક્કસ કરવું જોઈએ. તદનુસાર તેનો અધિકાર, માત્ર ધારાધોરણ ઘડવા પૂરતો અપાયો હતો, અને નવા ખરડામા તે કારોબારી કમિટીને કાંઈ સવાલો પૂછી શકશે નહિ તેમ કોઈ કામના કાગળો સુધ્ધા માંગી શકશે નહિ, એ બાબત સ્પષ્ટ કરી. ધારાધોરણ સંબંધમાં પણ તેની સત્તા કેટલીક રીતે મર્યાદિત કરવામાં આવી હતી.

તાજ હસ્તક હિન્દનો વહીવટ આવ્યા પછી હિન્દી સરકારના કામકાજમાં ઘણું પરિવર્તન થવા પામ્યુ હતુ. સન ૧૮૫૩ ના ઍક્ટ મુજબ સ્થપાયેલી ધારાસભા, ઉપર કહ્યું તેમ, રાજવહીવટમા મુસ્કેલીઓ ઊભી કરતી હતી, તેમ ગવર્નર જનરલને તેની કારોબારી સમિતિ પણ અડચણ કર્તા લાગતી હતી તેથી લૉર્ડ કેનિંગે હિન્દી પ્રધાનને લખી મોકલ્યુ હતું કે હિન્દના વહીવટ માટે પોતે જવાબદાર છે તો પછી કારોબારી સમિતિના સભ્યો સાથે જે તે પ્રશ્નોની ચર્ચા કરવાના કર્તવ્યમાથી તેને મુક્ત કરવો; એટલુ જ નહિ, પણ તે કારોબારી સમિતિને કાઢી નાખવી; અને વધારામા એવી માગણી કરી હતી કે સર્વ અધિકાર ગવર્નર જનરલ હસ્તક રહે અને જુદા જુદા ખાતાઓમા સેક્રેટરીઓ નીમવામા આવે. તેઓ ગવર્નર જનરલને જરૂરી સહાય આપે.

હિન્દી પ્રધાને કેનિંગની ઉપલી સૂચના માન્ય રાખી હતી અને સન ૧૮૫૮ નો ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા ઍક્ટ સુધારવાનો હતો તેમાં એ પણ એક મુદ્દો હતો.

પણ ગવર્નર જનરલની કાઉન્સિલમાં તે સમયે સર બાર્ટલ ફ્રેર નામનો એક બુદ્ધિશાળી સભ્ય હતો તેણે લોર્ડ કેનિંગને સમજાવ્યુ કે તેમની ઉપલી સૂચના વાજબી નથી. એથી ગવર્નર જનરલનું કામ અને જવાબદારી પુષ્કળ વધી પડશે અને જે રાહત તેઓ ઇચ્છે છે તે મળશે નહિ. પરંતુ જો કારોબારી કમિટીના કામની વહેંચણી કરી નાખી જે તે સભ્યને જુદું ખાતું સોંપીને તે સભ્યને તે માટે જવાબદાર ગણી કામ લેવાય તો તે વધારે સવડભર્યું થઈ પડશે વળી, તેમના કામકાજમા ડખલગીરી થતી તેમને લાગે છે તેમાથી તે છૂટવા માગે છે, પણ હિન્દી પ્રધાન અને ઇન્ડિયા કાઉન્સિલ હાલમા હિન્દના વહીવટના દરેક કાર્યમા હાથ નાખે છે અને તેમની હકૂમત અને કબજો વધારે છે; અને હિન્દી સરકારને તેમના હસ્તકનું એક ખાતુ કરી નાખવા ઇચ્છે છે તે સજોગોમા લોર્ડ કેનિગે ગવર્નર જનરલની કારોબારી કમિટીને કાઢી નાખવાની માગણી કરવી એ સલાહભરેલુ નથી. એ કારોબારી કમિટીના સભ્યોને પોતે જે તે પ્રશ્ન વિષે ચર્ચા કરીને તેના પોતાના અભિપ્રાયના કરી શકશે અને કદાચ તેમાં નિષ્ફળ જતા અધિકારની રૂઈએ તે સભ્યોના અભિપ્રાયની અવગણના કરીને પણ, તેની જાત જવાબદારી પર, સ્વતત્રપણે વર્તન કરી શકશે; પણ ઇન્ડિયા કાઉન્સિલ હજારો માઈલ દૂર, દરિયાના પેલે છેડે રહીને, જે અકુશ મૂકશે તેની સામે તે કાંઈ કરી શકશે નહિ, કેમકે તે સસ્થા ગવર્નર જનરલની સત્તા બહારની અને સ્વતંત્ર છે; પણ કોઈ અણીના પ્રસગે તેની આ કારોબારી સમિતિ તેને ખાસ મદદગાર થઈ પડશે આ દલીલો લોર્ડ કેનિગના ગળે ઊતરી અને કારોબારી કાઉન્સિલ કાઢી નાખવાની દરખાસ્ત તેણે પાછી ખેચી લીધી હતી. તે પછી ખાસ સગવડ ખાતર કારોબારી સમિતિમા એક પાચમો સભાસદ વધારવામા આવ્યો હતો *

તદુપરાત જુદી જુદી પ્રાન્તિક સરકારોને ધારાસભા નીમીને કાયદા ઘડવાની સત્તા અપાઈ હતી.

બળવા પછી હિન્દનો રાજવહીવટ બને તેટલો વ્યવસ્થિત, એકધારો અને ધારાધોરણ અનુસાર કરવા અગ્રેજ રાજકર્તાઓ તરફથી તજવીજ કરવામાં આવતી હતી એ ખરુ; પણ તે વહીવટ પ્રજાની જરૂરિયાત, લાગણી કે હિત પૂરું તપાસાયા કે વિચારાયા વિના, લડનથી જેમ દોરવણી મળે તે પ્રમાણે પક્ષપાતભર્યો થતો હતો; અને તેના પુરાવા તરીકે લોર્ડ લિટનની રાજનીતિ બતાવી શકાય.

* "Cambridge Shorter History of India", p 764.

## ૩. નવા જૂના વિચારોનો સંપર્ક ને તેમનું સંઘર્ષણ

"જ્યારથી બુદ્ધિવર્ધક સભા સન ૧૮૫૧ માં સ્થપાઈ ત્યારથી તે પછી ૧૮૫૫ માં સત્યપ્રકાશ નીકળવા માંડ્યું ત્યારથી, ગૂજરાતી લોકોના મનમાં જૂના વિચારો ને નવા વિચારોનું યુદ્ધ થવા લાગ્યું. પ્રથમ મુંબાઈના લોક ઉપર અસર થવા લાગી અને ત્યાં જિલ્લાના લોક હોવાથી તેઓની મારફતે ને ન્યૂઝપેપરની મારફત મુંબાઈમા થતા સુધારાના ભણકારા જિલ્લામાં પડવા માંડ્યા"*

—કવિ નર્મદાશંકર

### (૧) મહીપતરામનું સમુદ્રપ્રયાણ (સન ૧૮૬૦)

વેદ અને સ્મૃતિઓમાં સમુદ્રપ્રયાણનાં અનેક પ્રમાણો સાંપડે છે. અગસ્ત્ય ઋષિ સમુદ્રનું પાન કરી ગયા એ પૌરાણિક કથાનું તારતમ્ય એ જ છે કે એ મહામુનિએ સમુદ્રગમન કરી આર્યોની વસવાટો સુમાત્રા, જાવા, બાલી વગેરે દૂરના દ્વિપોમાં કરી હતી. આપણી વાર્તાઓમાં સોદાગરો અને સાહસિકો દરિયામાર્ગે દેશપરદેશ સફર કરતા એવા સંખ્યાબંધ ઉલ્લેખો મળી આવે છે. ગુજરાતના પશ્ચિમ કાંઠે મોટો અરબી સમુદ્ર આવેલો છે અને તે સ્થાને વસતી કચ્છી, કાઠિયાવાડી અને ગુજરાતની પ્રજા, પ્રાચીન સમયથી એક તરફ ઈરાની અખાત અને અરબસ્તાનમાં, બસરા ને બહેરીન, મોખા ને મસ્કત સુધી, વેપાર ખેડતી અને બીજી તરફ મોમ્બાસા ને ઝાંઝીબાર, જાવા ને સુમાત્રા સુધી, આફ્રિકાના કિનારે અને પૂર્વ દેશના ટાપુએ પહોંચી, સમૃદ્ધ થઈને પાછી ફરતી, એમ આપણી કહેવતો કહે છે. એકલા વેપાર અર્થે જ નહિ, પણ આનંદ મેળવવા પણ લોકો દરિયાઈ સફરે જતા.

તે પછી વિદેશીઓના હુમલા હિન્દુસ્તાન ઉપર ચાલુ થતા રહેતાં

---

* નર્મગદ્ય : ગુજરાતીઓની સ્થિતિ: પૃ ૮૧.



(શ્રી મહીપતરામ રૂપરામ નીલકંઠ)

સ્વરક્ષણ અર્થે કે જાતીય શુદ્ધિ સાચવી રાખવા, જ્ઞાતિપ્રાબલ્ય અને તેની સત્તા વધી પડ્યા, અને દેશમાં અજ્ઞાનનું આવરણ ફરી વળતાં લોકદૃષ્ટિ સંકુચિત અને સ્વાર્થી બની ગઈ અને માંહોમાહેના રાગદ્વેષ અને ઝેરવેરના પરિણામે પ્રજાના પડતી થવા પામી; તે વિનાશના માર્ગે ઊતરી. એ રોગિષ્ઠ મનોદશામાં પરદેશ સાથેના વ્યવહાર માટે પ્રતિબંધો મુકાયા હોય એમ સમજાય છે; અને સમુદ્રગમનને હિન્દુજાતિએ મહાપાતક માન્યું હતું.

પરદેશગમન કરનારને જ્ઞાતિ તરફથી કેવો ત્રાસ વેઠવો પડતો તેનો નવી ઊછરતી પ્રજાને ભાગ્યે જ કાંઈ ખ્યાલ હોય; અને એ પરદેશગમનના પ્રશ્નની ચર્ચા નવાઈભરી લાગશે; કેમકે હાલમાં તે સામેનો વિરોધ નષ્ટ થયેલો છે; જ્ઞાતિબંધનો શિથિલ થઈ ગયા છે અને સેંકડો હિન્દુ સ્ત્રી-પુરુષો, સહેલગાહે, વેપાર અર્થે, વિદ્યા મેળવવા, અનુભવ લેવા, તબિયત સુધારવા, દરિયામાર્ગે મુસાફરી કરી રહ્યા હોય છે અને કોઈને કોઈ નવું જાણી-શીખીને દેશ પાછા ફરે છે અને તે એક સત્કાર્ય તરીકે પ્રશંસા અને સત્કાર પામે છે.

પૂર્વે એ સ્થિતિ નહોતી. સમુદ્રપ્રયાણ કરવાનો કોઈ વિચાર સરખો કરતો નહિ. ભૂલેચૂકે કોઈ એવું સાહસ કરવા નીકળે, તેને જ્ઞાતિ બહાર મૂકવામાં આવતો; અને તે બહિષ્કારની શિક્ષા, કાળાપાણીએ જવા જેવી, બહુ ત્રાસજનક અને અસહ્ય હતી; અને તે પ્રાયશ્ચિત્ત કરે, દંડ ભરે અને માફી માગે તેનો છૂટકારો થતો હતો.

પણ યુરોપની પ્રજા સાથેનો આપણો સંસર્ગ વધતાં, પાશ્ચાત્ય વિચાર, સાહિત્ય અને સંસ્કૃતિનો પાશ લાગતાં આપણા સંકુચિત અને બંધિયાર જીવનમાં મોટું પરિવર્તન થવા પામ્યું અને સમુદ્રપ્રયાણ કરવું એ હિતાવહ છે, દેશોન્નતિનો એક ઉત્તમ માર્ગ છે. એ બુદ્ધિમાં આવતાં આપણા વિચારકો, કવિઓ અને સુધારકોએ તેનો બોધ કરવા માંડ્યો હતો.

કવિ દલપતરામે તેમ જ વીર નર્મદાશંકરે એની ચર્ચા કરી છે તેમાં તેમણે કહ્યું હતું : "એ પ્રમાણે પરદેશમાં ગમન કરવાને અર્થે કશી પ્રકારનો બાધક હોય એવું કાંઈ જ જણાતું નથી પોતીકો ધર્મ સાચવી જાહાં જાય તાંહાં માંગળીક જ છે; જેમકે ઉપર કહેલું છે, કે, "સબી ભુમી ગોપાલકી" તેમ સર્વ ભુમી પરમેશ્વરે નિર્માણ કરી છે. એમાં કશી પ્રકારનો બાધક

રાખવો એ સમજુ માણસને ઘટારત નથી.”*

નવો દારૂ જૂના શીશામાં પડતા જેમ ધડાકો થવા પામે તેમ આ નવીન વિચારોની હિન્દુ સમાજ ઉપરની અસર ઉશ્કેરણીભરી જણાઈ હતી. જે પરિસ્થિતિ ઉદ્‌ભવી હતી તેને બુદ્ધિપુર્વક સમજવા કે તપાસવાનો પ્રયત્ન સરખો સંરક્ષણવાદીઓ તરફથી થયો નહિ, પણ એ સુધારાથી મર્યાદાનો લોપ થાય છે અને જ્ઞાતિનો નાશ થશે એવી દહેશતની દલીલ કરી, તેમણે પુરાણા અને જડ જ્ઞાતિના ચોકઠાને ચુસ્ત રીતે વળગી રહેવામા સલામતી જોઈ હતી પણ એ રીતિ નીતિવિઘાતક હતી; એટલું જ નહિ, પણ પ્રગતિને રૂંધનારી હતી. આપણા સ્મૃતિકારોએ સમયાનુસાર સમાજ સ્થિતિને બંધબેસતા અને અનુકૂળ ફેરફાર અને સુધારા પૂર્વે દાખલ કર્યાનાં પ્રમાણો સ્મૃતિ ગ્રંથોમાથી મળી આવે છે, અને એ પ્રમાણે વર્તવુ એ જ ડાહ્યો માર્ગ છે, એમ સમજુ અને વિચારવંત લોક અવશ્ય કહેશે

સન ૧૮૫૬ મા જૂનુ બોર્ડ ઑફ એજ્યુકેશન બંધ પડી મુબઈ સરકારે જુદુ કેળવણીખાતુ સ્થાપ્યુ હતુ. તે મુબાઈ ઇલાકામાં પ્રાથમિક અને માધ્યમિક કેળવણી પર દેખરેખ રાખતું અને વહીવટ કરતુ શરૂઆતમા અંગ્રેજી સ્કૂલો મોટાં શહેરોમાં નીકળેલી; પણ પ્રાથમિક કેળવણીના પ્રચાર અર્થે તાલુકાઓમાં નિશાળો કાઢવા તજવીજ થયેલી, એટલુ જ નહિ, પણ સારા અને અનુભવી શિક્ષકો મેળવવા પ્રયાસ કરવામા આવતો; પણ તેમા અડચણ પડ્યા કરતી. તે લક્ષમા લઈને તે સમયના કેળવણી ખાતાના વડાએ ખાતામાથી એકાદ બાહોશ અને બુદ્ધિશાળી શિક્ષકને ઇંગ્લાંડ મોકલવાનો વિચાર કર્યો કે જે શિક્ષણ પદ્ધતિનો અનુભવ લઈ આવે અને પાછા આવ્યા બાદ અહીં ટ્રેનિંગ સ્કૂલ ચલાવે તેથી ઉપરની મુશ્કેલી દૂર થાય અને ટ્રેઇન્ડ શિક્ષકોની ચાલુ ભરતી થયા કરે. કરણઘેલોના કર્તા નંદશંકર કેળવણી ખાતામાં જાણીતા તેમ અગ્રેસર હતા તેમના ઉપર ખાતાના વડાની નજર વળી; અને તેમને તે વિષે સમજ પાડી, એ યોજનાના લાભ દર્શાવ્યા; પણ નંદશંકરે સાસારિક અડચણોને વશ થઈ પરદેશગમન કરવા પોતાની અશક્તિ બતાવી અને તેનુ કારણ ‘નંદશંકર ચરિત્ર’ના કર્તાના શબ્દોમા કહીએ તો; “મારા વૃદ્ધ પિતાએ રોવા માંડયું કે, ‘હું તને વિખુટો નહિ મૂકુ.’ સાસરિયા પણ બહુ જૂના વિચારના. ઘરમાં કંઈ દ્રવ્ય નહિ; કંઈનું

* દેશાટણ વિષે નિબંધ, પૃ. ૮૭.

કઈ થાય ને ભવિષ્યમા સાસરાવાળાં જોડે ટંટો રાખીએ તે કેમ પરવડે ? જવાનુ મન તો ઘણું, પણ ના કહેવી પડી.”૧

ખાતામા તેમના પછી બીજે નબરે મહીપતરામ હતા. હોપ વાચનમાળાના કામ સારુ તે અમદાવાદ આવેલા હતા પ્રસગોપાત્ત હોપ સાહેબે ઇગ્લાંડની નૉર્મલ સ્કૂલો વિષે વાત કરતા તેમને જણાવ્યુ કે “ત્યાંનો સુધારો અત્રે દાખલ કરવો જોઈએ નિશાળો ચલાવનારા મહેતાજી કેળવાયેલા ન હોય ત્યાં લગી કેળવણી આપવાનુ કામ સારુ ચાલી શકે નહિ માટે તમે ત્યા જઈને ભણાવવાની યુક્તિઓ શીખી આવો તમારા ખરચનો બદોબસ્ત હુ કરીશ.”૨

કોઈપણ વ્યક્તિને લલચાવે એવી એ માગણી હતી; પણ તે સ્વીકારવામાં તે તખતે જોખમ પણ એટલું મોટુ હતુ. પરદેશગમનને જ્ઞાતિ સાંખી લે એવી પરિસ્થિતિ નહોતી; અને જ્ઞાતિબહિષ્કારનો ત્રાસ એટલો બધો હતો કે એ વિચારે ભલભલો બહાદુર પુરુષ પણ હિમત ખૂવે. કદાચ તે હા પાડે તો ઘરની પત્ની તેના સામે વાંધો લે; તે જાણીને માબાપ કકળી ઊઠે અને વળી સગાંવહાલાં આડે આવે. સુભાગ્યે મહીપતરામને એમના જેવાં અડગ નિશ્ચયવાળાં અને પતિપરાયણ પત્ની મળ્યા હતાં. તેમનું પ્રોત્સાહન એમને મળ્યું ન હોત તો વખતે એ યોજના પડી ભાગત, પાર્વતીકુંવરને ચડાવી મહીપતરામનો પ્રવાસ અટકાવવા પ્રયત્ન સુદ્ધા થયા હતા, પણ એ બાઈ મક્કમ જ રહ્યાં હતા. તેમણે કશા ભયને કે ત્રાસને ગણકાર્યો નહોતો. એટલુ જ નહિ, પણ મહીપતરામનુ મન પીગળી જાય તેવા પ્રસગે તેમને હિમ્મત આપનાર તેમનાં પ્રિય પત્ની પાર્વતીકુવર એકલાં હતાં. એ રીતે એ સમયનુ સ્રીમાનસ વિચારીએ તો મહીપતરામ કરતાં પણ એમને વિશેષ ધન્યવાદ ઘટે છે, કેમકે તેમને જે કષ્ટ વેઠવાં પડેલા તે સામાન્ય પ્રતિનાં નહોતાં. એ વિપત્તિના દિવસોનુ વર્ણન કરતાં મહીપતરામે લખ્યુ હતુ કે—

“એ સતીએ પોતાની વિશેષ લાયકી તો હવે પછીના લગભગ બાર વર્ષમાં દર્શાવી. એ લાબી મુદત સુધી હમારાં સગાંવહાલાં અને નાત જોડે હમારો જમવા જમાડવાનો તથા બીજો સંસારવહેવાર બંધ રહ્યો.

૧. મહીપતરામ ચરિત્ર, પૃ. ૪૧.
૨. મહીપતરામ ચરિત્ર, પૃ. ૪૨.

તથાપિ એ સન્નારીએ તેનો ખેદ કર્યો નહિ; એમા જરાયે ગેરઆબરૂ માની નહિ એ બાબત તેણીએ કોઈ દિવસ ઘરમા કકાસ કર્યો નહિ; અને એકે આસુ પાડ્યુ નહિ આ સંકટમા મને મોટું સુખ એ બાઈની તરફનું હતું. એનામા આ હિંમત એના બાપની ઊતરી હતી એ બાર વરસમાં અમને ઘણી આપદા પડી એ અડચણોની પીડાથી લોકનાં ઝેર જેવાં વચન સાભળવાની પીડા વધારે હતી બીજી નાતો કરતા નાગરી નાતમાં સભ્યતા વધારે હોવાથી હમારા મ્હોડે ચડી કોઈ કહેતું નહિ, પરન્તુ પૂંઠ પાછળ હમારા ઉપર કડવા શબ્દોનો વરસાદ વરસતો હવે એના છોકરાને કન્યા મળશે નહિ. એનો જન્મારો ખરાબ થયો ને ફેરો અફળ ગયો. વિલાયત જઈ આવેલા માણસને નાતમા કદી લેવાય નહિ; એનાં છોકરાં રઝળશે. એને દીકરીઓ અવતરશે તેને કોઈ લેશે નહિ આવા વચનો તો મુકાબલે નરમ હતાં. એથી વધારે કહેણ જે સાભળતા માથાથી પગ સુધી ઝાળ ઊઠે એવી બોલીથી, ગાળથી અને ભાણેજાદિક સગાંના રડવાથી પણ આ સતીનુ ધૈર્ય ચળ્યું નહિ"*

ઉપર્યુક્ત સમુદ્રપ્રયાણ એક ખાસ કર્તવ્ય હતું અને તેમા ગુનાભર્યું કે હીણપતભર્યું કાઈ નહોતુ; બલ્કે તે એક સેવાકાર્ય હતુ, એક દેશહિતનુ કાર્ય હતુ અને એવી માન્યતાથી જ્ઞાતિ તરફથી જે કાઈ સજા કરવામાં આવે તે સહન કરી લેવા મહીપતરામ તૈયાર હતા. એમની એ હિમ્મતથી પ્રસન્ન થઈને સ્વર્ગસ્થ ભોળાનાથે તેમને હિમ્મતબહાદુરનુ ઉપનામ આપ્યુ હતું. મહીપતરામ ઇંગ્લાંડ જનાર છે, એ સમાચારની જાણ થતાં ભોળાનાથે તેમની નિત્ય નોંધમાં નીચે પ્રમાણે નોંધ કરી હતી:—

"23rd December 1859,

"સાભળવામા આવ્યુ છે કે મહીપતરામ ઇંગ્લાંડ જાય છે. ધન્ય છે એમને! ઈશ્વરકૃપા મ્હોટી કેમકે ઇંગ્લાંડ જવાને એમને બુદ્ધિ આપી સારો યોગ મેળવ્યો ઈશ્વર એમને સહાય થાઓ. આપણા ગુજરાતીમા તેમાં ખસૂસ કરી નાગરમા એમનું મુખ્ય નામ લેવા ઘટારત છે આ મત જૂના વહેમી લોકના વિચારથી ઊલટો છે, પણ વિચારશીલ વિદ્વાનો તો તે સાંભળી રાજી થયા વિના નહિ રહે."*

* પાર્વતીકુંવર આખ્યાન, પૃ. ૧૬

* ભોળનાથ સારાભાઈનું જીવનચરિત્ર

એમના સુધારક મિત્રોએ મહીપતરામના ઈંગ્લાંડના પ્રવાસને સહર્ષ વધાવી લીધો હતો. તા ૨૭મી માર્ચે તેઓ ઈંગ્લાંડ જવા નીકળ્યા ત્યારે પાલવા બંદરે તેમને વિદાય આપવા હાજરી આપી હતી; અને ત્યાંથી પાછા ફર્યા બાદ પણ તેઓ તેમને પડખે ઊભા રહ્યા હતા. તેઓમાં ભોળાનાથ અગ્રપદ લે છે. જ્ઞાતિબહાર મુકાઈને મિત્રની ખાતર અનેક સાંસારિક મુશ્કેલીઓ અને જ્ઞાતિત્રાસ લાંબા સમય સુધી તેમણે વેઠ્યો હતો, પણ તેમના સિદ્ધાન્તમાંથી તેઓ લેશમાત્ર વિચલિત થયા નહોતા.

સ્ટીમર પર ખાવાપીવાની અડચણ ન પડે તે સારુ એક માસ ચાલે એટલું ભાથું પાર્વતીકુંવરે સાથે બંધાવ્યું હતું, અને ઈંગ્લાંડના વસવાટ દરમિયાન રસોઈ સારું એક ઔદિચ્ય બ્રાહ્મણને તેઓ સાથે તેડતા ગયા હતા; અને વળી વહાણમાં ઉતારુઓ સાથે એક મેજ પર ન જમતાં પોતાની સૂવા બેસવાની કેબિનમાં જ સાથે આણેલું ભાથું ખાતા હતા એ પ્રમાણે શુદ્ધિ જાળવવા પૂરેપૂરી દરકાર કરી હતી.

વર્ષ દિવસે દેશમાં પાછા આવતાં મિત્રમંડળમાં આનંદ આનંદ થઈ રહ્યો હતો, અને તે પ્રસંગનું વિવેચન કરતા મહીપતરામે લખ્યું છે કે, "હું વિલાયતથી પાછો આવ્યો ત્યારે મારા મિત્ર ભાઈ ગંગાદાસ કિશોરદાસે મને સત્કાર કરવાને મહેનત કરી અને ભલા માણસ વકીલ ધીરજલાલ મથુરાદાસે તથા સજ્જન વિદ્વાન ડાક્તર ભાઉ દાજીએ મારે માટે સદ્‌ગૃહસ્થોને નોતરી ઓચ્છવ કર્યો ×

નાગર જ્ઞાતિને એમનો એ પ્રવાસ પસંદ પડ્યો નહોતો અને જ્ઞાતિજનો રોષે ભરાયા હતા એ બીનાથી મહીપતરામ પૂરેપૂરા માહિતગાર હતા. અને તેમને ઉશ્કેરણીનું કારણ નહિ આપવા ખાતર તેઓએ સૂરત આવી પોતીકા ઘેર નહિ ઊતરતાં પડોશમાં જે ઘર ખાલી હતું તેમાં વાસ કર્યો હતો. તેઓ માનતા હતા, કે 'વિલાયત જવા માટે ન્યાતબહાર રહેવું' એમાં આબરૂ છે, ને તેથી પડતા સંકટ અને અપમાન સહન કરવાં એમાં પણ સુખ અને લ્હાણું છે."*

તોપણ એમની કસણી થવામાં મણા રહી નહોતી. કોઈ ભારે ગુનેગાર કે ચેપી રોગથી પીડિત મનુષ્ય પ્રતિ જનસમૂહ વર્તે તેમ પરદેશ ગમન

× મહીપતરામ ચરિત્ર, પૃ ૫૪

૧ મહીપતરામ ચરિત્ર પૃ. ૫૯.

કરવા બદલ મહીપતરામથી સૌ કોઈ દૂર રહેતું; જ્ઞાતિ તેમને તરછોડે એ લાગણી આપણે સમજી શકીએ, પણ એક ચાકર તેમની નોકરી કરવા સુધ્ધાં તૈયાર ન હોય અથવા ઘરધણી તેમને ઘર ભાડે આપવા નાખુશ હોય કે આનાકાની કરે એ અપમાનજનક જણાય. એ સ્થિતિમાં મુકાતાં દિલને ભારે સંતાપ થાય, ગમે તેવો દૃઢનિશ્ચયી પુરુષ પણ હતાશ થાય મહીપતરામે એમની એ હાડમારીનું અને વિપત્તિનું વર્ણન વેધક શબ્દોમાં વર્ણવ્યું છે:

"પ્રથમ કોઈ શૂદ્ર પણ ઘરધંધો કરવાને અમારે ઘેર ચાકર ન મળ્યો તેથી સુરતથી અમે ચાકર વગર નીકળ્યા" અને લોક પણ તેમની ઠેકડી કરવામાં પાછું પડતું નહિ. સુરતમાં બહાર નીકળતા ત્યારે લોકો પણ મહીપતરામને "જોવાને બારણે કે બારીએ દોડી જતા, અને તેમના તરફ આંગળીઓ થતી. આ વિલાયત જઈ આવ્યા! વાહ! જુઓ ને શીકલ તો વિલાયત જવા જેવી જ છે ને! જાણે વિલાયતી વાંદરું! આવા આવા મરકના શબ્દો મહીપતરામને કાને પડતા, પણ તેની દરકાર કર્યા વિના મહીપતરામ આડું અવળું જોયા વિના પોતાને કામે સીધે રસ્તે ચાલ્યા જતા હતા."[1]

તેઓ સ્વભાવના ક્રોધી હતા, અને આ માર્મિક વચનોનો માર કોઈ પણ શાન્ત પુરુષને ઉશ્કેરી મૂકે અને અશાન્ત બનાવે. મહીપતરામ ઉપર એની અસર થતી, તે દેવ નહોતા, પણ તેમણે "તે લાગણીને સામાજિક અનેક કાર્યોમાં પોતાનું મન પરોવી દબાવી દેવાની ટેવ પાડી હતી ને એથી જ એમનું શરીર ટકી રહ્યું હતું એમને સ્થાને કોઈ નબળા પાતળા મગજનો પુરુષ હોત તો તેવા અસહ્ય આઘાતની ક્યારનો રામશરણ થઈ ગયો હોત."[2]

પરંતુ તેમની કસોટી હવે પછી થવાની હતી. સુરતથી પાછા નોકરી પર ચઢ્યાને થોડો સમય વીત્યો હશે એટલામાં મહીપતરામના પિતા રૂપરામના મૃત્યુના સમાચાર તેમને મળ્યા, તે વખતે ઘરમાં પુત્ર માંદો હતો; તેમ છતાં તેઓ તેને લઈને સુરત જઈ પહોંચ્યા જ્ઞાતિકોપનો અગ્નિ અત્યાર સુધી ધૂંધવાયા કરતો હતો, તે આ અવસાને પ્રજ્વલિત થઈ ઊઠ્યો. જ્ઞાતિમાં હંમેશ પક્ષબળ જબરું કાર્ય કરે છે. મહીપતરામના મિત્રોએ તેમને જ્ઞાતિ-

---

૧ મહીપતરામ ચરિત્ર, પૃ. ૫૯.

૨ મહીપતરામ ચરિત્ર, પૃ. ૬૦.

બહાર મૂકવાનો ઠરાવ બહુમતીથી ઉડાડી મૂક્યો, પણ નાગર બ્રાહ્મણ પક્ષમાં તે લઘુમતી વર્ગ જઈ ભળ્યો; અને એ વિરોધી પક્ષે એવો ફતવો કાઢ્યો કે મહીપતરામના ગોરે તેમના દશમા, અગિયારમા, બારમા અને તેરમાની ક્રિયા કરાવવી નહિ અને એમ જાહેર કર્યું કે 'જે કોઇ મહીપતરામને ઉત્તરક્રિયા કરાવશે તેને ન્યાતબહાર મૂકવામાં આવશે' મહીપતરામ જબરી મુશ્કેલીમા મુકાયા, તેનો તોડ નીકળે એમ નહોતો તેથી એમના કાકાને એ ઉત્તરક્રિયા કરવાનું સોંપી તેઓ અમદાવાદ પાછા ફર્યા હતા. તે પ્રસંગ વિષે મહીપતરામે પોતે જણાવ્યું છે કે "મારા સંકટનો કઠણમાં કઠણ આ સમય હતો."૧

આ પિતૃઋણ પોતે ફેડી ન શક્યા તેથી મહીપતરામના દિલમાં ડાઘ રણો હતો, એટલે રૂપરામની સંવત્સરી આવી પહોંચતાં અમદાવાદમાં, ધોળકાના તેમ જ શહેરના વિદ્વાન બ્રાહ્મણોને નિમંત્રી, પોતે પ્રાયશ્ચિત્ત કરી, શ્રાદ્ધ કરાવ્યું અને સંતોષ માન્યો પણ સુરતની ન્યાતનો ઝઘડો ઊભેલો જ હતો "સાત સાત વર્ષોનાં વહાણાં વાયાં ને મહીપતરામરૂપી કજિયો ન્યાતમાં ચાલ્યા કર્યો. આવા કજિયાથી ગૃહસ્થ અને ભિક્ષુકવર્ગ બંને કંટાળ્યા હતા. મમત પણ ઓછો થયો હતો. તેમ મહીપતરામ પ્રાયશ્ચિત્ત કરવાને કબૂલ હતા. દરમિયાન સમાધાની માટે પ્રયાસ થતાં શાસ્ત્રનો આધાર રજૂ થઇ, પ્રાયશ્ચિત્ત કરે મહીપતરામને જ્ઞાતિમાં લઈ શકાય એ વિષે એકમત થતાં મહીપતરામે તે પછી પોતાને જ્ઞાતિમાં લેવા નીચે મુજબ પત્ર લખી મોકલ્યો હતો :

"સૂરતના નાગર બ્રાહ્મણ વડનગરા સૂરતી કુંકણા સમસ્તને વિનતિ કે હું કેટલાક વર્ષ ઉપર ઇંગ્લાંડ જઈ આવ્યો છું તે બાબત મારે કુટુંબ સાથે સૂરતમાં સ્વજ્ઞાતિ બ્રાહ્મણોની પાસે પ્રાયશ્ચિત્ત કરીને શુદ્ધ થવું એવો કેટલાક નાગરોનો આગ્રહ છે અને તે મુજબ કરવું હું ખુશીથી કબૂલ કરું છું. માટે કૃપા કરીને મને કુટુંબ સાથે પ્રાયશ્ચિત્ત કરાવશો તો ઉપકાર થશે, ને તેનો ખર્ચ હું ખુશીથી કરવા તૈયાર છું. સંવત ૧૯૨૩ના ભાદરવા સુદી ૧૦ વાર રવેઉ તા ૮ સપ્ટેમ્બર ૧૮૬૭.

(સહી) મહીપતરામ રૂપરામ"૨

૧. મહીપતરામ ચરિત્ર, પૃ. ૬૨.

૨. સત્યનિરૂપણ, પૃ ૩.

તે ઉપરથી મહીપતરામને દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરાવી ન્યાતમાં પંક્તિ આપી હતી; આ વખતે મહીપતરામને વેદમૂર્તિ બ્રાહ્મણોને ગોદાનમાં રૂપિયા પંદરસો આપવા પડ્યા હતા.

સનાતનીઓના મનનું આ પ્રમાણે સમાધાન કરવામાં આવ્યું એટલે સુધારાવાળા મહીપતરામ ઉપર છેડાઈ પડ્યા; અને એમના એ કૃત્ય બદલ તેમને ઊધડે હાથે લીધા. કવિ નર્મદાશંકરે 'ડાંડિયા'માં તેમની સખ્ત ખબર લઈ નાખી હતી; એક સુધારક તરીકે એ બનાવનો ખુલ્લા દિલે ખુલાસો કરવો એ મહીપતરામનું કર્તવ્ય હતું, તેથી તેનું સ્પષ્ટીકરણ કરતું એક નિવેદન તેમણે પોતાની સહીથી 'નેટિવ ઓપિનિયન' પત્રમાં મોકલી આપ્યું, તેનો સારાંશ નીચે પ્રમાણે હતો.

"વિલાયત જતાં પહેલાં મેં મારી ન્યાતિના લોકોને કહ્યું હતું કે શાસ્ત્રોમાં પ્રાયશ્ચિત્ત નીકળશે તે કરીશ. ઇંગ્લાંડ અથવા કોઈ પણ દેશમાં જવાને પાપ છે એ હું માનતો નથી. મેં જે પ્રાયશ્ચિત્ત કીધું છે તે મારી મંડળીમાં દાખલ થવા કીધું છે. મારા અંતઃકરણને એ સાથે સંબંધ નથી અને જે લોકો એમ કહેતા હતા કે શાસ્ત્રોમાં પ્રાયશ્ચિત્ત છે જ નહિ તેમને મેં ખોટા પાડ્યા છે."[1]

મહીપતરામનું ઉપલું નિવેદન વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થતાં, મહા-મુસીબતે ભિક્ષુ-વર્ગને મનાવ્યા હતા. તેમનો ક્રોધાગ્નિ વધારે જોરભેર પ્રકટી ઊઠ્યો, શ્રી. ભાનુસુખરામ મહેતા એ પ્રસંગને ઉલ્લેખતા લખે છે.

"તાપીપ્રસાદ દેસાઈએ દિનમણિશંકર શાસ્ત્રીને યુક્તિપ્રયુક્તિથી સીસામાં ઉતાર્યા હતા તે કોપાયમાન થયા અને મહીપતરામનો જવાબ વાચતાંની સાથે તાપીપ્રસાદને ત્યાં જઈ તેમની આગળ એમણે છાપું ધર્યું અને કહ્યું કે જુઓ આ તમારો મહીપતરામ. જે મહેનત કરીને કર્યું હતું તેના ઉપર એણે ધૂળ વાળી. એવા કૃતઘ્ની પુરુષનો પક્ષ લેવડાવી તમે અમારું નાક કપાવ્યું, અમે હવે શી રીતે અમારું મો લઈને ફરીશું. સૌ કોઈ અમને ધિક્કાર કરશે. એવા એવા અસહ્ય શબ્દો કહી પોતાનો રોષ ઉતાર્યો આથી તાપીપ્રસાદને પગથી માથા સુધી ઝાળ ચઢી અને સાજનું મેળવી મહીપત-રામને ફરીથી ન્યાત બહાર મૂક્યા: મિત્રોએ કરેલી મહેનત ઉપર પાણી ફરી ગયું, એટલું જ નહિ પણ દુરાગ્રહે જન્મ લીધો."[2]

---

૧ સત્યનિરૂપણ, પૃ. ૨૦

૨ મહીપતરામ ચરિત્ર, પૃ. ૭૨.

તે ઝઘડો બીજા પાંચ વર્ષ સુધી રહી સન ૧૮૭૨માં તેનો નિકાલ થયો હતો દરમિયાન જ્ઞાતિમાં તેના પરિણામે બે પક્ષો બંધાઈ ગયેલા, અને એક કે બીજા પક્ષમાં જેઓ વહેચાઈ ગયેલા તેમની સ્થિતિ મૂંઝવણભરી અને મુશ્કેલ થઈ પડી હતી

"મારાં માતુશ્રી કહેતાં હતા કે અંટસ એવો જામ્યો હતો કે મારાથી પિયેર જવાતુ નહિ આ પ્રમાણે વહુ દીકરી સાસરા પિયેર કરી શકતી નહિ એકબીજાના ઘરમા જ જવાનો પ્રતિબંધ, તો પછી ખાવાપીવાની તો વાત જ શી કરવી! કદાપિ શુદ્ધ પક્ષનો સ્ત્રી કે પુરુષ વર્ગ વિલાયતી પક્ષના ઘરના દ્વાર આગળ ઊભેલો સામા પક્ષના જોવામા આવે તો આખી ન્યાતમા તેની વાતો ચાલે અને અનેક ગુલબાનો ઊડે. આથી એક પક્ષનાં સ્ત્રી ને પુરુષથી સામા પક્ષના સ્ત્રી ને પુરુષની સાથે હળાયમળાય નહિ તેમ સાધારણ વાતો પણ થઈ શકે નહિ"[1]

એ મનોદશા એકલા નાગરોમાં હતી એમ નહોતુ. ઉત્તરના કાશ્મીરી બ્રાહ્મણોમાં પણ એ સ્થિતિ પ્રવર્તતી હતી તે હકીકત હમણા જ પ્રસિદ્ધ થયેલા પંડિત જવાહરલાલ નહેરુના આત્મવૃત્તાંતમા વાંચવામાં આવે છે. વાણિયાઓમાં પણ એ જ પ્રકારનું ત્રાસદાયક વર્તન કરસનદાસ મૂળજીના સંબંધમાં જોવામાં આવ્યુ હતુ. કરસનદાસ જ્ઞાતે કપોલ હતા, પરદેશગમન કર્યા બાદ એ જ્ઞાતિએ તેમને બહાર મૂકેલા; એટલુ જ નહિ, પણ વણિક જાતિઓએ પણ તેમનો વહેવાર છોડેલો. એ વણિક જાતિઓના એકત્ર સમૂહને મહાજન કહે છે. તેનું પ્રાબલ્ય જબરું હોય છે. કરસનદાસના પક્ષમાં તેમના મિત્ર કરસનદાસ માધવદાસ હતા. તે જાતે નાગર વાણિયા હતા અને તે વખતે ચઢતી સ્થિતિમાં હતા, તેમ જ તેમના વહેવાઈ કલ્યાણ કિરપારામવાળા ન્યાતમાં જથાવાળા હતા. એ બંનેના વગવજનથી ન્યાત કાંઈ કરી શકી નહિ, ત્યારે કપોલના મૂઢ શેઠોએ મુંબઈની વીસા નાગર વાણિયાની આખી ન્યાતને મહાજન બહાર મૂકી તેની જોડે જમવા જમાડવાના અને હોકાપાણીના વહેવરની બંધી કરી. વહેમીઓ એમ દેશને ડુબાવે છે."[2]

પણ સન ૧૮૬૫માં શેરસટ્ટામાં પડતી આવતા શેઠ કરસનદાસની પાયમાલી થઈ હતી, તેમની સહાયમાં જ્ઞાતિ ઊભેલી હતી, તેની હિંમત ભાંગી ગઈ; અને મહાજન બહાર હોવાથી વીસાનાગર જ્ઞાતિને પાછી તેમાં દાખલ કરવા

૧. મહીપતરામ ચરિત્ર, પૃ. ૭૪.
૨ કરસનદાસ મૂળજી ચરિત્ર, પૃ. ૯૯.

અરજ કરી, પણ મહાજને તે માગણી એવી શરતે સ્વીકારી હતી કે વાલકેશ્વરના તળાવની પાસે સ્ત્રી, પુરુષ ને છોકરાં, તમામ ન્યાત પ્રાયશ્ચિત્ત કરે, ભાયડા મૂંછ બોડાવે વગેરે બોલી કબૂલ કરી. તે પ્રમાણે કર્યું ત્યારે વીસાનાગર વાણિયા મહાજનમાં પાછા દાખલ થયા ને બીજા વાણિયાને તેમની જોડે આગળ પ્રમાણે વહેવાર કરવાની છૂટ મળી. કરસનદાસ માધવદાસ પડે પણ પાછળથી લાચારીએ તેમ કરી ન્યાતની જોડે પાછા મહાજનમાં દાખલ થયા "૧

જ્ઞાતિની જોહુકમીના આ દાખલાઓ ઉપરથી જોઈ શકાશે કે એમના નિર્ણયોમાં શુદ્ધ ન્યાય કે સત્યનું પાલન નહોતું; વસ્તુત. જ્ઞાતિ ઝઘડામાં વગવાળો, પૈસાદાર કે પ્રપંચી પક્ષ ઘણોખરો ફાવતો હતો તેટલા માટે વડોદરાનરેશ શ્રીમંત સર સયાજીરાવ ગાયકવાડે જ્ઞાતિત્રાસના નિવારણનો ખાસ કાયદો ઘડવાનું જરૂરતું વિચાર્યું હતું.

ડૉ. આર્નોલ્ડ તો સમુદ્રપ્રયાણના પ્રતિબંધને પુરોહિત વર્ગનો એક પ્રપંચ જ કહે છે.

ઊંચી અને સત્તાધારી કોમો, બ્રાહ્મણ અને પુરોહિતવર્ગ, જાણીબૂજીને નહિ તો તેમની એવી માન્યતાને લઈને એ વિરોધ કરતા એ અભિપ્રાય આપણે સ્વીકારીએ, તથાપિ એમનો એ વિરોધ તદ્દન સ્વાર્થરહિત નહોતો જ જે તે દોષિતને પ્રાયશ્ચિત્ત કરાવવામાં તેઓ સારી રીતે અને ફાવે તેમ પૈસા પડાવતા હતા.

સૂરતનો એ ઝઘડો અમદાવાદમાં પણ ઉદ્ભવ્યો હતો અને તેના છાંટા છેક ભાવનગર સુધી ઊડ્યા હતા, એમ નીચેના પ્રસંગ ઉપરથી સમજાય છે.

"કાઠિયાવાડમાં ભાવનગરના નાગરો મહીપતરામના કૃત્ય પ્રતિ ઘણા વિરુદ્ધ હતા ભાવનગરમાં નાગરોનું જ પ્રાબલ્ય હતુ એ સમયે ભાવનગરના દીવાન ઉદયશંકર ઓઝા, જે ગગા ઓઝાને નામે મશહૂર છે તે, હતા એ નામાંકિત પુરુષ ધર્મચુસ્ત, જૂના વિચારવાળા, આચારવિચાર પાળવાવાળા હતા એટલે એ વિરુદ્ધ હોય એ સ્વાભાવિક છે. રાજ્યમાં એમની સત્તા રાજાના જેવી જ એ બીજા રાજા હતા એમ કહીએ તો કાંઈ બાધ આવે એમ નથી એવું બન્યું કે ઘોઘામાં સરકારી અંગ્રેજી નિશાળના માસ્તર સૂરતના રહીશ વડનગરા નાગર અને વળી મહીપતરામના સંબંધી હરદેવરામ

૧. કરસનદાસ ચરિત્ર, પૃ ૧૦૧.

નામે હતા. સૂરતની નાગરી ન્યાતમાં સમુદ્રપ્રયાણ વિષેનો ટંટો ચાલતો હતો તે સર્વને વિદિત હતું, તે છતાં ઘોઘાબંદરના કેટલાએક નાગર યુવાનોએ એ માસ્તરને ત્યાં ચા પીધી. ભાવનગરના નાગરનુ અસલ ઘોઘા બંદર ને તેથી તેમનાં ઘર પણ ત્યા જ હતાં એથી ભાવનગરના નાગરોના જુવાનિયા નાગર બાલકોએ માસ્તરને ઘેર જઈ ચા પીધી એ તેમણે ઘણું અનિષ્ટ કાર્ય કર્યું એવુ લાગ્યુ એથી તેમને ગ્લાનિ થઈ. વિલાયત જવામાં કોઈપણ પ્રકારનું પાતક નથી એવો માસ્તર હરદેવરામનો અભિપ્રાય હતો, છતાં લોકાચારને તથા ન્યાતના ધારાધોરણને માન આપી વિલાયતથી પાછા ફર્યા પછી દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરે તો ન્યાતમાં પાછા લેવાને કોઈપણ પ્રકારનો બાધ નથી એવુ તેમનુ મંતવ્ય હતુ. મહીપતરામે એવું પ્રાયશ્ચિત્ત કર્યું હતું ને સૂરતની નાગરી ન્યાતે સમાધાન કરી તેમને ન્યાતમાં પાછા દાખલ કર્યા હતા તો પછી સૂરતના નાગરો સાથે ખાવાપીવાનો વ્યવહાર રાખવામાં કોઈપણ પ્રકારનો પ્રતિબંધ નથી એવું માની યુવાનોએ ચા પીધી. આથી ગગા ઓઝા કોપ્યા, અને તેમણે દરબારી શાસન છોડ્યું કે કોઈપણ નાગર હરદેવરામની નિશાળે ભણવા જશે તેને ન્યાત બહાર મૂકવામાં આવશે, માટે કોઈપણ નાગર છોકરાએ તેની નિશાળે જવું નહિ. વિશેષમાં તેમણે એવુ પણ જાહેર કર્યું કે પાદરીની નિશાળે ભણવા જવાને માટે પ્રતિબંધ નથી દેહ-શુદ્ધિ પ્રાયશ્ચિત્ત કર્યા પછી સમસ્ત નાગર વર્ગે મહીપતરામને નાગર ન્યાતમા દાખલ કર્યા હતા એ તો જગજાહેર હતું. હરદેવરામ માસ્તર વિલાયત ગયેલા નહોતા, એ કાંઈ ન્યાત બહાર નહોતા, પરન્તુ તે સૂરતના નાગર ગૃહસ્થ હતા એટલે સૂરતની નાગરી ન્યાતે જે મહાપાતકનું પ્રાયશ્ચિત્ત કદાપિ હોઈ શકે નહિ તે પ્રાયશ્ચિત્ત કરાવ્યુ એ તેમને મન અયુક્ત થયેલુ લાગેલુ હશે; તેથી જ સૂરતના નાગરને પાદરી જેવી યવન જાતિના કરતાં પણ હલકો માન્યો, ને પાદરીને ત્યાં ઢેડા વગેરે વગેરે શૂદ્રોનો સંસર્ગ હોય તેને તેણે નાગરના કરતાં ઉચ્ચ ગણ્યા આનુ કારણ માત્ર મસ્ત સિંધુ નદીના કાંઠે આવેલુ અટક શહેર નાગરોને ને હિન્દુઓને વિદેશ જતાં અટકાવવાને જ સ્થપાયેલુ હોવું જોઈએ. અટકને ઓળગીને જાય તેને માટે કટક ચઢે એવું કટક ગગા ઓઝાએ માસ્તર હરદેવરામ સામે ચઢાવ્યુ ”[1]

---

૧ મહીપતરામ ચરિત્ર પૃ ૭૬, ૭૭, ૭૮.

સમુદ્રપ્રયાણ એ એક ભયંકર ગુનો છે એ માન્યતા હજી પણ તદ્દન નાશ પામી નથી એ આપણી દુર્દશા દર્શાવે છે. સન ૧૯૧૦ મા કાશીમાં અગરવાળ જ્ઞાતિમાં, પરદેશગમન નિમિત્ત જ્ઞાતિ બહિષ્કારનો પ્રશ્ન ઉદ્ભવ્યો હતો અને તે મામલો કોર્ટે ચઢયો હતો; ઘણા દિવસો સુધી તેની સુનાવણી થઈ હતી, જાણીતા ધારાશાસ્ત્રીઓ રોકવામા આવ્યા હતા, છેવટમા વિદ્વાન ન્યાયાધીશે પરદેશગમનની તરફેણમા ચુકાદો આપ્યો હતો. તેના સમર્થનમાં નીચેના મુદ્દાઓ નોંધ્યા હતા .

"(૧) આ કલિયુગમા પણ વૈશ્યને સમુદ્રસફરનો પ્રતિબંધ નથી. (૨) મ્લેચ્છનુ અન્ન ખાવુ એ પ્રાયશ્ચિત્ત થઈ શકે એવો દોષ છે અને જે માણસ એવું ભોજન કરે તે જરૂરી પ્રાયશ્ચિત્ત કર્યા પછી પણ અવ્યવહાર્ય રહેતો નથી. (૩) પતિતની સાથે સંસર્ગ રાખનારને જ્ઞાતિબહાર કરવો તે આ કલિયુગમા સંપૂર્ણ કાયદાવિરુદ્ધ છે. (૪) હિન્દુ કાયદા પ્રમાણે કાયદાવિરુદ્ધ કોઈ માણસને જ્ઞાતિ બહાર કરવો એ સજાથી શિક્ષા થઈ શકે એવો ગુનો છે (જુઓ યમસ્મૃતિ સમુચ્ચય, પાનુ ૧૧૩)

त्यजन्तोऽपतितं बन्धुं दण्ड्या उत्तमसाहसम् ।

"પતિત ન હોય એવા પોતાના સગાને જે તજી દે તેને રાજાએ ભારેમાં ભારે દંડની શિક્ષા કરવી" પ્રતિવાદીએ પોતાના જ્ઞાતિબંધુ એટલે વાદીને કોઈપણ સબળ કારણ વિના તજી દીધો છે, કારણ કે વાદી પ્રાચીન અથવા અર્વાચીન એકે હિન્દુ કાયદાથી પતિત નથી. તેથી પ્રતિવાદી દંડ્ય અથવા શિક્ષા કરવી જોઈએ એવો માણસ છે તે દેશી રાજ્યમાં રહેતો હોત તો વાદી જે જ્ઞાતિ બહાર મુકાવાને લાયક નહોતો તેને જ્ઞાતિ બહાર કરવામાં જે ગેરકાયદે કામ તેણે કર્યું છે તે માટે તેને શિક્ષા થાત એ નક્કી છે તે ભારેમાં ભારે દંડ સજાને લાયક ઠર્યો છે"[1]

વર્તમાન પ્રજા હવે સમજી છે કે દેશને આબાદ ને સમૃદ્ધ કરવો હોય, તેણે ઉન્નત અને સુખી સ્થિતિએ પહોંચવું હોય, નવીન જ્ઞાન અને સંસ્કાર મેળવવા હોય, જગતભરની બીજી પ્રજાઓની હરોળમાં સમાન અને પ્રગતિમાન રહેવું હોય, તો દેશાટન અને સમુદ્રપ્રયાણુ એ તેનો અકસીર ઇલાજ છે. સઘળા સુધરેલા રાષ્ટ્રોએ તો દેશપરદેશના પ્રવાસને કેળવણીની પરિપૂર્ણતાનું એક આવશ્યક અને મહત્ત્વનું અંગ ગણેલું છે.

---

૧ પરદેશગમન, પૃ ૧૫૯.

## ૨. મહારાજ લાઇબલ કેસ (સન ૧૮૬૦)

શ્રીવલ્લભાચાર્ય સ્થાપિત વૈષ્ણવ સંપ્રદાયનું પ્રાબલ્ય અને તેનો વિસ્તાર, લાગવગ અને તેનો કાબૂ, જેટલો ગુજરાતમાં છે તેટલો હિન્દના અન્ય કોઈ વિભાગમાં માલૂમ નહિ પડે. એ સંપ્રદાયના અનુયાયીઓની સંખ્યા આશરે સાત લાખની છે, અને તેઓ મુખ્યત્વે વૈશ્ય, ભાટિયા, લોહાણા, કાયસ્થ, પાટીદાર વગેરે જાતિના લોક છે; વળી તેમાંના ઘણાખરા જોકે મધ્યમ વર્ગના અને વેપારીવર્ગના છે, તોપણ સાધનસંપન્ન સ્થિતિના અને સુખી જોવામાં આવશે.

શ્રીમત્ આચાર્યનો જન્મ ઈ. સ. ના પંદરમા સૈકાના છેલ્લા પાદમાં (સન ૧૪૭૮) ચંપારણ્યમાં થયો હતો. તેઓ મૂળ વતની દક્ષિણના, આંધ્ર પ્રાંતના હતા. તેઓશ્રી, વિદ્યાભ્યાસ પૂર્ણ થતાં, આદ્ય શંકરાચાર્યની પેઠે, ભૂપરિક્રમા કરવા નીકળ્યા હતા અને માર્ગમાં આવતી વિદ્યાપીઠોમાં જુદા જુદા ધર્મો, જેવા કે શૈવ, તાંત્રિક, પાશુપત, શાક્ત વગેરે વિષે વાદવિવાદ કરી, માયાવાદ અસંગત છે એમ દર્શાવી, શ્રુતિના આધારે શુદ્ધ બ્રહ્મવાદનું પ્રતિપાદન કરી, મુક્તિ માટે ઈશ્વરનો અનુગ્રહ "પુષ્ટિ" આવશ્યક છે—જે પરથી તે પુષ્ટિમાર્ગ કહેવાયો—એમ દર્શાવી અને એ વૈષ્ણવ ધર્મમાં ભક્તિની ઉત્તમતા સિદ્ધ કરી બતાવી, પોતે આચાર્યપદનું મોટું માન મેળવ્યું હતું. તે કાળે શાંકર મતનું પ્રાબલ્ય વિશેષ હતું, અને વેદાંત જ્ઞાનના પરિણામ તરીકે જગત મિથ્યા છે, જીવન ક્ષણિક છે, સંસાર અસાર છે, ઐહિક સુખ અને ભોગ જીવનને બંધનકર્તા છે, તપ અને વૈરાગ્ય મોક્ષદાતા છે, એકાંતમાં, સંસારથી અલિપ્ત, ઈશ્વરનામનું સ્મરણ અને ભજન અને જ્ઞાન જ કલ્યાણકારી છે. તેટલા સારુ સંસારનો ત્યાગ એ જ કલ્યાણકારી અને અગત્યનો છે, એ વિચાર અને ભાવના પ્રધાનપણે પ્રવર્તતા હતાં. આ પ્રમાણે એકપક્ષી રસ્તે ચઢી ગયેલાઓને યોગ્ય માર્ગે વાળવા શ્રીવલ્લભાચાર્યે પુષ્ટિમાર્ગ સ્થાપ્યો. તેનો ઉપદેશ એ હતો કે ઈશ્વરના અનુગ્રહથી જીવ બ્રહ્મને પ્રાપ્ત કરી શકે છે; પણ તે સ્થિતિએ પહોંચવા ભક્તે પ્રભુમાં દૃઢ વિશ્વાસ સ્થાપી, અનન્યભાવે તેને ભજવો જોઈએ. એટલું જ નહિ, પણ તેનું તન, મન ધન સર્વસ્વ પ્રભુના ચરણે સમર્પણ કરવું જોઈએ. પ્રભુને ધર્યા વિનાની કોઈ પણ વસ્તુનો પોતે ઉપયોગ કરવો જોઈએ નહિ.

આચાર્યશ્રીએ જગત મિથ્યા નહિ પણ સાચું છે એ બતાવી જીવનનો સદુપયોગ કરવાનો બોધ આપ્યો, દેહ દમે, શરીરને કષ્ટ આપે, તપશ્ચર્યા કરે, દુઃખ ભોગવે આંતરશુદ્ધિ થતી નથી, અને જ્યાંસુધી આંતર શુદ્ધિનો અભાવ છે ત્યાંસુધી જીવનુ કલ્યાણ થતુ નથી અને મોક્ષ પણ સંભવતો નથી પણ તેની સિદ્ધિ સારુ જીવ જે બ્રહ્મથી જુદો પડી ગયો છે તેને ફરી જોડવા પ્રયત્ન કરવો જોઈએ, પણ તે સારુ સંસારત્યાગ અગત્યનો નથી; જે કોઈ જરૂરતુ છે તે એ કે મનુષ્ય, ધર્મવિમુખ ન થાય. એ છૂટા પડેલા જીવ અને બ્રહ્મને પાછા એકત્ર કરવા પુષ્ટિમાર્ગમાં "બ્રહ્મસંબંધ"નો વિધિ નોખો રાખેલો છે, અને તે સારુ ગુરુની આવશ્યકતા વૈષ્ણવ સંપ્રદાયે ખાસ માનેલી છે. વળી તે ઈશ્વરના બાળસ્વરૂપને પ્રાધાન્ય આપે છે; વ્રજમાના શ્રીકૃષ્ણદેવ તેમના ઇષ્ટદેવ છે અને રાધાભક્તિ—ગોપીભાવના એ સંપ્રદાયની વિશિષ્ટતા છે. તેથી એક વૈષ્ણવ, સતી સ્ત્રી જેવી પતિપરાયણ હોય તેવી રીતે, શ્રીકૃષ્ણની ભક્તિ કરે છે. અને એ ભક્તિમાં વિશેષતા એ છે કે તે વૈષ્ણવ મુક્તિને—નિર્વાણને ઇચ્છતો નથી, પણ જન્મોજન્મ શ્રીકૃષ્ણની ચરણસેવાનો લાભ મળે એ જ તેની ઉત્કંઠા, અંતરની ભાવના હોય છે. એટલેથી એની ભક્તિ અટકતી નથી. એ તો અહર્નિશ શ્રીકૃષ્ણની સેવામાં નિમગ્ન રહે છે શ્રીકૃષ્ણની સેવા જ એનું સર્વસ્વ થઈ પડે છે. ધાતુ કે પાષાણની શ્રીકૃષ્ણની મૂર્તિ તેને મન જીવન્ત અને ચેતનવતી હોય છે, એટલે તેની આરાધના તે ભિન્ન ભિન્ન પ્રકારે અને જુદા જુદા સમયે, ભારે ઠાઠ, વૈભવ અને શ્રદ્ધાથી કરે છે. એ ભક્તિ પાછળ તીવ્ર લાગણી અને ભાવના રહેલી છે.

શાંકર વેદાન્તે જીવનને રસવિહોણુ, તપસ્યાભર્યું, કષ્ટમય અને કઠિન કરી નાંખ્યું હતુ. તેમા વૈષ્ણવ સંપ્રદાયે ક્રાંતિ આણી તે રસિક, વૈભવભર્યું અને કલાયુક્ત કર્યું, અને શૂદ્ર, સ્ત્રીઓ અને વિધર્મી જાતિ પ્રતિનાં બંધનો કાઢી નાખ્યા અને સમાન ભાવ દાખવ્યો તેની અસર ઝાઝી થઈ અને તેની પ્રિયતા તેથી વધી પડી હતી

મૂળ પુરુષ લીલા કરી ગયા પછી ધીમે ધીમે એ સંપ્રદાયના વંશજો ગાદીએ બેસતા તેમા સડો પેઠો હતો. તે પછી સમાજ અજ્ઞાન અને વહેમી, જડ અને રૂઢિચુસ્ત થઈ પડ્યો હતો, એ આપણે અગાઉના પ્રકરણોમા જોયું છે, અને તે સ્થિતિમાંથી વૈષ્ણવકુળના મહારાજો પણ વંચિત રહ્યા નહોતા.

બધી સંસ્થાઓમાં બને છે તેમ તેઓ પણ મનુષ્યની નબળાઈને વશ થયા હતા; અને નવો યુગ બેસતાં દેશમાં જે જાગૃતિ આવી અને નવશિક્ષિત વર્ગ તૈયાર થયો તેને વૈષ્ણવ મહારાજોની વર્તણૂકમાં અને રીતિનીતિમાં ઘણું વાંધાભર્યું અને અક્ષમ્ય માલૂમ પડ્યું. તેની સુધારણા અર્થે તે લોકે બીડું ઝડપ્યું, અને તેનો મોવડી એ જ વૈષ્ણવ સંપ્રદાયનો અનુયાયી કરસનદાસ મૂળજી હતો.

આપણામાં એક કહેવત છે કે મનુષ્યનું કાંઈ ખોટું થવાનું હોય ત્યારે તેને ઊંધું જ સૂઝે છે એવી મતિ વૈષ્ણવ મહારાજોને સાંપડી હતી. એક નજીવા પ્રસંગમાંથી ગંભીર પરિણામ ઉદ્‌ભવ્યું હતુ. મહારાજો ગયા તો બ્રાહ્મણ સેવકોને દબાવવા, પણ ઊલટી તેમની સ્થિતિ કફોડી અને ચિંતાજનક થઈ પડી હતી તે નીચેની હકીકત ઉપરથી જણાશે.

સન ૧૮૫૫મા ભુલેશ્વરના ગુજરાતી બ્રાહ્મણોએ છપ્પન ભોગ કર્યો, તે પરથી વૈષ્ણવ અને શૈવમાર્ગીઓ વચ્ચે તકરાર ઊઠી તેની વિગત મહીપતરામે નીચે પ્રમાણે આપી છે:

"એ વખત સુધી વૈષ્ણવ મંદિરોમાં છપ્પન ભોગ થતા અને તેથી તેમના મહારાજો ધન કમાતા. એ જોઈ બ્રાહ્મણોને તેમ કરવાનું મન થયુ. પૈસા ન હ તો જમવાનું મળશે એ તો નક્કી હતું. એ માટે આગેવાન બ્રાહ્મણોએ ઉઘરાણું કર્યું, એમાં શૈવ અને વૈષ્ણવ બંને માર્ગી ગૃહસ્થોએ સહાય કરી, ને ભૂલેશ્વરમા છપ્પન ભોગ થયો. બધા પંથના હજારો લોક દર્શન કરવા ગયા સ્ત્રીઓ અને પુરુષો, ગૂજરાતી અને દક્ષિણી, સર્વે આવ્યા અને ભૂલેશ્વરમા મોટો મેળો ભરાયો. મહાદેવને ધરાવેલો ભોગ બ્રાહ્મણો જમ્યા, અને પ્રસાદ વાણિયા, ભાટિયા વગેરે લોકોમાં વહેંચાયો. આ બનાવ મુંબઈના વલ્લભાચાર્યોને ગમ્યો નહિ. તેમને અદેખાઈ આવી તથા ભય લાગ્યો કે એથી શિવમાર્ગને ઉત્તેજન મળશે. માટે ફરીને એવું ન થાય એવો ઉપાય કરવાનો વિચાર તેમણે કર્યો. એ માટે બ્રાહ્મણોને સજા થાય તો બીજો મોટો લાભ થાય તે એ કે વલ્લભકુળના મહારાજો બ્રાહ્મણના ઉપરી ગણાય, અને શૂદ્રો ઉપર બ્રાહ્મણની જે સત્તા હતી તે ઓછી થાય, અને શિવમાર્ગને તોડવાનું બળ વધે. એ છપ્પન ભોગની વિરુદ્ધ મહારાજોએ જે કર્યું તે પરથી ...વાળિયા એ પ્રમાણે બોલવા લાગ્યા. ઝઘડો ઉઠાવવાનો હેતુ કદાપિ

એવો હશે; પરન્તુ આપણે વિચાર કરવો જોઈએ કે તેમની તકરાર વાજબી હતી કે ગેરવાજબી મહારાજોએ વાંધો ઉઠાવ્યો કે બ્રાહ્મણોએ શાસ્ત્રવિરુદ્ધ કર્યું. જે ભોગ શિવને ધરાવવામાં આવે છે તે શિવનિર્માલ્ય કહેવાય છે, ને શિવનિર્માલ્ય જમવાની શાસ્ત્રમાં મના છે. જે શિવને આરોગાવામાં આવે છે તે ભગડા ખાય છે તેથી તેઓ બ્રાહ્મણોમાં ગણાતા નથી, માટે જેમણે શિવનિર્માલ્ય ખાધું તેઓ દૂષિત થયા છે; પ્રાયશ્ચિત્ત કરી એ દોષથી છૂટે ત્યાંસુધી યજમાનોએ તેમનો સંગ્રહ ન કરવો જોઈએ "૧

મહારાજોનો આશય એ બહાને બ્રાહ્મણોએ તેમના એકલાના હક્ક પર હાથ નાખવા સારુ, ફરી તેમ ન કરે તે સારુ તેમને રોકવાનો ને બ્રાહ્મણો પર કાબૂ મેળવી પોતાની લાગવગ વધારવા અને તે દ્વારા શૈવ ધર્મનું જોર ઘટાડવાનો હતો, પણ તેમની યુક્તિપ્રયુક્તિઓ ફાવી નહિ અને છેવટે તેમની હાસી થવા પામી હતી. એ મહારાજોએ તેમના સેવકોને આજ્ઞા કરી કે બ્રાહ્મણો પ્રાયશ્ચિત્ત કરી શુદ્ધ થાય નહિ ત્યાંસુધી તમારે કોઈએ તેમને દાન દક્ષિણા, પચ ભાગ વગેરે કાંઈ આપવું નહિ અને જમાડવા પણ નહિ આથી બ્રાહ્મણો કોપ્યા, કારણ કે તેમનો મોટો આધાર વૈષ્ણવો પર હતો. તે તકરારમાંથી વર્તમાનપત્રોમાં સખ્ત ચર્ચા આવવા માંડી, અને શાસ્ત્રાર્થ કરવા માગણી સુધ્ધાં થઈ; અને બીજી કોઈ રીતે વિજય મળે એમ નથી એવી પ્રતીતિ થતાં એ મહારાજોએ પ્રપંચ એવો કર્યો, કે "પોતાને મંદિરે પોતાના પક્ષના માણસોની સભા ભરી, ત્યાં એક ગરીબ ભિખારી બ્રાહ્મણે આવી નમ્રતાપૂર્વક બ્રાહ્મણોની વતી અપરાધ કબૂલ કરી મહારાજોની માફી માગી. મહારાજોએ કૃપા કરી ક્ષમા બક્ષી; પણ એ પ્રપંચ પકડાઈ ગયો. એવું માલૂમ પડ્યું કે તે નબળા બ્રાહ્મણને લાંચ આપી પ્રથમથી ફોડ્યો હતો અને એને એ પ્રમાણે કરવાને શીખવીને સભામાં આણ્યો હતો "૨

આ પંચાત પૂરી પતી નહિ એવામાં એક નવો તણખો ઊઠ્યો, જેણે મહારાજોને ફસાવ્યા સન ૧૮૫૮ માં દયારામ મોતીરામ નામના એક ગૃહસ્થે મુંબઈના જીવણલાલજી મહારાજ સામે દીવાની કોર્ટમાં દાવો માંડ્યો, એ દાવામાં પોતાને હાજર થવું ન પડે એવો છુટકારો મેળવવા

૧ કરસનદાસ મૂળજી ચરિત્ર, પૃ ૧૪.

૨ કરસનદાસ મૂળજી ચરિત્ર, પૃ ૧૬

ખૂબ પ્રયત્ન થયો, પણ તે નિષ્ફળ ગયો અને તેનો તોડ ઘરમેળે પતાવટ કરી આણ્યો હતો. પણ એ કેસથી વર્તમાનપત્રોમાં રોજ બરોજ વધારે ને વધારે સખત લખાણ પ્રગટ થવા માંડ્યાં 'સત્યપ્રકાશે' આગેવાની લીધી હતી. "કરસનદાસ તે દ્વેષબુદ્ધિથી લખતા નહિ તેનો હેતુ લાંચ લઈને પૈસાદાર થવાનો નહોતો વલ્લભકુળના ગુરુઓને અને તેમના સેવકોને સુધારવા એ જ તેમની ભલી મતલબ હતી;"[1] તેથી તેમણે ઇનામો આપી મંદિરો અને મહારાજોની સુધારણા અર્થે લેખો મંગાવ્યા; મહારાજોએ પણ ઉઘાડા પડી લડાય એવું ન જોયું ત્યારે એક ભાડૂતી પત્રકારને રાખી "ચાબુક" વર્તમાનપત્ર દ્વારા સુધારાવાળાની વિરુદ્ધ લખાણ કરાવવા માંડ્યું એટલું જ નહિ, પણ તેમની ખોટી નિન્દા પુષ્કળ છાપી; પણ એવી નાશેલી કરવા જતા તેનો લેખક કાયદાની ચુંગાલમાં સપડાઈ ગયો તેની પાસે પૈસા નહિ કે અદાલતમાં લડી શકે "ચાબુક" નો તંત્રી પારકી શિખવણીએ કામ કરવા જતાં ભારે સંકટમાં આવી પડ્યો, એવામાં કોઈએ સલાહ આપી કે મહારાજ સામે સમન્સ કઢાવ કે જેથી તારું કામ થાય.

મહારાજો અદાલતના બારણે ચડવા ઇચ્છતા નહોતા. આ વખત ફરી મામલો ગંભીર થઈ પડતાં તેમણે એ મુશ્કેલીમાંથી છૂટવા તેમના સેવકો પર દબાણ કરવા માંડ્યું આ વૈષ્ણવોનો નિયમ સામાન્ય રીતે એવો કે દર્શન કર્યા વિના ભોજન કરે નહિ, અને એ વૈષ્ણવ મંદિરો મહારાજોની ખાનગી મિલકત ગણાય છે. એટલે તેમાં કાયદેસર રીતે પેસી શકાય નહિ. એટલે તે મૂંઝવણનો લાભ લઈ, મહારાજોએ એક ખત એવું તૈયાર કર્યું કે જેઓ તે પર સહી કરે તેમને જ દેવદર્શનની રજા મળે; સુધારાવાળાઓએ તે ખતને ગુલામીખત જણાવી તેની સખત ઝાટકણી કાઢી હતી એ લેખનો ભાવાર્થ નીચે મુજબ હતો.

"સંવત ૧૯૧૫ના પોસ સુદ ૧૨ વાર રવેઉ (૧૬ મી જાન્યુઆરી ૧૮૫૯), મુંબઈ, જત, અમે ભાટીઆ તથા વાણીઆ, તથા લુવાણા તથા ભનશાળી, તથા મારવાડી, તથા મુલતાની, વગેરે સરવે વૈષ્ણવોએ મળી આ કબૂલતનામું કર્યું છે. એનો હેતુ એ છે કે શ્રી ગુસાંઈજી મહારાજના તમામ બાળકો એટલે વંશજો, જે બધા અમારા ગુરુ છે, તેમને સરકારની તરફથી કે કોઈ બીજાએ કઢાવેલી સમન પરથી કે હરકોઈ

૧. કરસનદાસ મૂળજી ચરિત્ર, પૃ. ૧૭.

બીજી રીતે કોરટમાં હાજર થવુ ન પડે એવો બંદોબસ્ત સરકારમા અરજી કરીને કરવો. આ કામમાં ખરચ કરવાને નાણું આ ખત પર મતાં કરનારા પાસેથી ઉઘરાવી સારે ઠેકાણે રાખવુ. સર્વ વૈષ્ણવોએ એક મતે અને એક જથ્થે સરકાર પાસે એ માગવુ; અને એ માગણી પાર પડે ત્યાંસુધી મંડ્યા રહેવું; એ કરવામાં કસર કરવી નહિ; બની શકે તેટલી મહેનત કરવામાં ચૂકવુ નહિ

"હવેથી જે વૈષ્ણવ આપણા ધર્મની નિન્દા છાપે કે છપાવે તેને તેની જ્ઞાતિએ નક્કી સજા કર્યા કરવી હરકોઈ વૈષ્ણવે વલ્લભકુલના હરકોઈ મહારાજા પર સમન કાઢવો નહિ, અને કોઈ બીજી વાત કે જાતનો આદમી સમન કઢાવે તો આપણે બધાએ મળી તે કામ ઘરમેળે ખચીત પતાવવું આ કરાર અમે રાજીખુશીથી, અને શુદ્ધ બુદ્ધિથી કર્યો છે. એ પ્રમાણે આપણામાંના દરેકે ખચીત ચાલવુ. આ વાતમા જે જે કબૂલ મંજુર કર્યું છે તેથી જે ઉલટો ચાલે તે પોતાના ધર્મથી ફરે અને નાતનો ગુનેગાર થાય."[1]

કવિ નર્મદાશંકરે 'વિષયી ગુરુ અને ગુરુની સત્તા' વિષેના નિબંધોમા મહારાજોની વર્તણૂક બાબતમાં કડક ટીકા કરેલી છે, અને ઉપર્યુક્ત ગુલામીખતના વિષે સવિસ્તર ચર્ચા કર્યા પછી તે લખે છે કે—

"મહારાજોને, વૈષ્ણવો પાસે લેખ શા માટે લખાવી લેવો પડ્યો, તે સૌને માલુમ છેજ. સુધારો મહારાજની સામે થયો છે ને તે હરેક રીતે મહારાજની નઠારી ચાલ છોડાવવાની તજવીજ કરે છે મહારાજોને દુર્વ્યસન છોડવા ગમતા નથી ને બહારથી માન તો જોઇયેછ. મહારાજોને અંદરખાનેથી એવી તો દહેશત લાગી છે કે બેસુમાર. તેઓનો જોરો માત્ર પોતાના ભોળા સેવકોના ઉપર ચાલે છે. એ બચારા, મહારાજ બોલ્યા તે શ્રીકૃષ્ણ પ્રભુ બોલ્યા, એમ સમજી તેઓના રૂપ વાણીથી મોહિત થઈ તેઓ જે કહે છે તેની હાજી હા કરે છે. મહારાજોએ પોતાના મનમા વિચારો કીધેલા કે કોરટના સમનો તો ઉપરા ઉપરી આવવા માંડ્યા છે ને કોઈ દહાડો કેઈપણ રીતે કોઈપણ શખસ આપણને કોરટમાં ઘસેડી લઈ જશે. માટે આ ટાણે આપણા ભોળા સેવકો પાસે લેખ કરાવી લઈ તેઓને આપણી તરફના કરી રાખીએ. નાણા કહાડશે એટલે તેઓને

૧. કરસનદાસ મૂળજી ચરિત્ર, પૃ. ૨૦.

કાળજી રહેશે ને કાયદો થયો-એટલે સરકારમાં જવાને આપણે ઓ નહી રહે કદાપિ કાએદો ન થયો તો વારુ, એ મસે નાણું તો ભેગું થશે અને આ ણા નિમિત્ત કરાડેલું નાણું આખરે પણ આપણી જ પાસે આવશે આવી સમજણ ઉપરથી જેમ અક્કરમી વર વહુ ઉપર શૂરો, તેમ અક્કરમી મહારાજો સેવકો ઉપર શૂરા છે ધૃષ્ટ મહારાજોએ વાણીઆ ભાટીઆઓના હલકા પેટના પણ દેખાઇતા મોટા પેટના મોટા મોટા શેઠોને (ગરીબોની વેઠોને) બોલાવી તેમને ગટરપટર સમજાવી ચાકર કલમ લખાવી લીધી છે"[1]

"એવી રીતે કરસનદાસે પણ "સત્યપ્રકાશ" મા તેનો ઘાણ વાળ્યો હતો. એ ભૂડા લેખને ચૂથવાની જરૂર અને પોતાની ફરજ જણાવી, એમાની દરેક બાબત ઉપર છૂટથી અને છટાથી ચરચા કરી; અને મહારાજોને ઉપદેશ કર્યો કે બીજાના કજિયામા હાથ ન ઘાલતાં, પારકાની ભાંજગડમા ન પડતાં મહારાજો સુનીતિએ વર્તી પોતાનો ગુરુધર્મ યથાર્થ બજાવે તો તેમના સઘળા સેવકોનો અને મિત્રોનો પ્રેમ તેમના ઉપર રહે; નાણાં ધીરનારનુ કામ કે બીજા દુનિયાદારીના ધંધા ન કરે, બીજાની મિલકત લેવાનો લોભ ન રાખે, મિલકત સબધી અદાલતમા ચઢવુ પડે તેવુ ન કરે તો પછી તેમને કોર્ટના સમનની ધાસ્તી રહે નહિ; નિત્ય સુનીતિ ઉપદેશ કરી પોતે તે પ્રમાણે ચાલે, અને ધનવાન અને નિર્ધન બધા સેવકોને સમાન ગણે તો પછી કોર્ટમાં ઘસડાવવાનો દિવસ કદી ન આવે. પ્રપચમા પડે તેને પ્રપંચની પીડા પડે."[2]

એ બદનક્ષી કેસમા 'ચાબુક'ના અધિપતિ સામે ખર્ચ સાથે હુકમનામુ થયુ હતુ. તેમાં તે ખુવાર થઈ ગયો, અને તેને ચઢાવનાર મહારાજ જીવણલાલજીને મુંબઈ છોડી બહારગામ નાસી જવું પડ્યું હતું.

હવે એ દૃશ્ય બદલાય છે; માત્ર પાત્રમાં ફેરફાર થાય છે; મુંબઈના મહારાજને બદલે સૂરતના મહારાજ દેખા દે છે તેમનું નામ જદુનાથજી હતું તેઓ વિદ્વાન તેમ જ વ્યવહારકુશળ હતા તેઓએ સમયને પિછાન્યો; તદનુસાર ઉપરથી દેખાવ કરી સુધારાવાળાઓની પ્રીતિ સપાદન કરી પોતે સ્ત્રીકેળવણીના પક્ષમા છે; એટલું જ નહિ, પણ શાસ્ત્રમા પુનર્લગ્ન કરવાની

---

૧. જુઓ નર્મગદ્ય, પૃ. ૧૭૫
૨. કરસનદાસ ચરિત્ર, પૃ. ૨૨-૨૩

રજા હોય તો તેની તરફેણમાં છે એવો અભિપ્રાય સુદ્ધાં વ્યક્ત કર્યો હતો તે સાંભળીને કરસનદાસે તેમની પ્રસંશા કરી હતી અને "મંગળદાસ નથુભાઈ કન્યાશાળાને ઇનામ આપવાને મિજલસ ભરાઈ ત્યાં મોટા શેઠ શાહુકારો, ભાટિઆ, ઠક્કરો, સરકારી હોદ્દેદારો અને સુધારાવાળા જુવાનોની વચ્ચે ઊંચે આસને બેસી જદુનાથજીએ સ્વહસ્તે છોડીઓને ઈનામ આપ્યાં તે વારે સ્ત્રીકેળવણીનો અને સુધારાનો જેજેકાર થયેલો જણાયો હતો."[1]

ઉપર જણાવ્યું તેમ જદુનાથજી મહારાજ સુધારાનો ડોળ જ કરતા હતા, તે કવિ નર્મદાશંકરના નીચેના કથન પરથી સ્પષ્ટ થાય છે, અને તે દેખાવ સારુ તેઓ સમુદાય બહારના વિદ્વાનો અને સુધારકોની મૈત્રી ઈચ્છતા હતા.

"જદુનાથ સાથે પ્રસંગ પડેલો તે આ રીતે—સદર અદાલતના ડિપુટી શિરસ્તેદાર લલ્લુભાઈ ગોપાળદાસને જદુનાથજીએ જુલાઈમાં મુંબઈ આવ્યા ત્યારે કહ્યું હતું કે 'નર્મદાશંકર મ્હને મળે તો સારૂં.' હું એક દહાડો ભાયખળે તેઓને મળવા ગયો હતો. એઓ મ્હને ઓળખતા ન્હોતા ને હું તેમને ઓળખતો ન્હોતો. હું દરવાજામાં પેસતો હતો ને તેઓ બ્હાર નિકળવાની તૈયારીમાં હતા, એટલામાં તેઓએ જાણેલું કે કોઈ વૈષ્ણવ મ્હને મળવા આવે છે એ ઉપરથી તેઓ પાછા ઘરમાં જઈ કોચ પર બેસી ગયા. હું કોચ આગળ નમસ્કાર કરી ઊભો રહી બોલ્યો કે 'જે નર્મદાશંકરને મળવાની તમે ઇચ્છા દેખાડી હતી તે હું છઉં' ને પછી તેઓની પાસે બેસવા જતો હતો એટલામાં પાછું મ્હેં વિચાર્યું કે, એમ કરવું ઠીક નહીં ને પછી હું કોચની પાસે નીચે બેઠો અને કહ્યું કે તમે "ચતુર્માસ અહીં રહેવાના છો?" ત્યારે જદુનાથજીએ કહ્યું કે, હા. પછી થોડીક વાત થઈ જે મને સાંભરતી નથી પછી મ્હેં કહ્યું કે "હમણાં તમારે બ્હાર જવાની તાકીદ છે માટે બોલાવશો ત્યારે મળીશ" પછી હમે ઊઠયા.

"જુલાઈમાં મંગળદાસવાળી છોકરીઓની નિશાળમાં જદુનાથજી આવ્યા ને બતાવ્યું કે હું છોકરીઓને શિખવવાના કામમાં ઉત્તેજન આપું છઉં. કોઈ પણ મહારાજે એમ ન કરેલું તે જદુનાથજીએ કીધું, તેથી સઘળા સુધારાવાળાને વિશ્વાસ બેસી ગયો કે જદુનાથજી સારા છે લખમીદાસ

૧. કરસનદાસ ચરિત્ર, પૃ. ૨૮.

ખીમજીએ એને કાંઈ ખાનગી વાતચીત કરતાં પૂછ્યું હશે કે 'પુનર્વિવાહ કરવો કે નહિ' ત્યારે તેઓ બોલ્યા હશે કે, કાંઈ ચિંતા નહિ. મેને લખમીદાસ ખીમજી વગેરેએ જદુનાથજીની તારીફ કરવાનું કહ્યું, પણ મારા મનમાં એમ કે જયા સુધી જદુનાથજીને મળી તેના અંતઃકરણના વિચાર સુધારા સંબંધી જાણું નહિ ત્યાં સુધી એની તારીફ હું નહિ કરું—પણ પછીથી શિઘ્ર કવિતાની જુક્તિ સાથે મારે કાંઈ તારીફ કરવી પડી હતી ખરી

"એક દાહડો હું એને મંદિરમાં મળવા ગયો હતો—તહાં થોડીક ઉપર ઉપરની વાતચિત થયા પછી તેઓએ મ્હને કહ્યું કે 'બપોરે આવજો—આપણે વાત કરીશું.' પછી હું અને ધીરજલાલ બંને પાછલે પહોરે ગયા—જોઈએ છે તો મહારાજ કોચ પર સૂતેલા મેં ત્હાના એક ભટને કહ્યું કે 'મહારાજને કહો કે નર્મદાશંકર આવ્યા છે.' તારે હમારા દેખતા જ મહારાજે કરોડ મરડીને કહ્યું કે "પછી આવજો." એ બોલવું મ્હને તીર જેવું લાગ્યું અને પછી હું ચ્હીડાઈ ગયો.

"પછી તો કેટલાક સુધરેલાઓને એમ જણાવવા લાગ્યું કે મહારાજ સુધારાવાળાઓએ જુદું સમજાવે છ અને પોતાના હરકતા વૈષ્ણવોને જુદું સમજાવે છે. મહારાજોની સામા મારા લખેલા નિબંધો વાંચીને જદુનાથજી મારા પર પણ ચ્હીડાયા હતા ને મારું ભુંડું બોલતા હતા—ભક્તિના સાધણથી મે તેમને પણ પછી ચ્હિડવ્યા હતા ને એમ સામસામી થઈ ગઈ."[1]

તેના પરિણામે સામસામી હેન્ડબિલો છપાવી એકબીજા પર આક્ષેપો કરવા લાગ્યા; તે પછી પુનર્વિવાહ વિષે શાસ્ત્રાર્થ કરવા સભા મળી હતી, તેનો વૃત્તાંત કરસનદાસ ચરિત્રમાંથી ઉદ્ધૃત કરીશું:

"કવિ નર્મદાશંકર લાલશંકર હવે એ બાબતમાં ઝુંડો ઝાલી આગળ પડ્યા. શાસ્ત્રમાં રજા હોય તો વિધવા પુનર્લગ્ન એ ઠીક છે, એમ જદુનાથ છચોક કહેતા, પણ શાસ્ત્રમાં રજા છે એમ કહેવાને મુંબાઈમાં અચકાયા. સુધારાવાળાની સંખ્યા થોડી, તેમનું જોર કમ, અને તેમના સામાવાળીઓનો વર્ગ ભારે અને સંખ્યા મોટી, તથા બીજા મહારાજો ઉલટા વિચારના તેથી ભય પામીને જદુનાથજી પાછા હઠ્યા પણ શૂરવીર નર્મદાશંકરે તેમને છોડ્યા નહિ. ૧૮૬૦ ના અગસ્ટ માસની ૧૫ મી તારીખે તેણે જદુનાથજીને પત્ર લખી માગ્યું કે શાસ્ત્રાર્થ કરવા

૧. મારી હકીકત, પ. ૭૦.

સભા ભરો અને મારી જોડે વાદ કરો. શાસ્ત્રમાં વિધવા પુનર્લગ્ન કરવાની મંજુરી છે એ હુ ભરી સભામાં સિદ્ધ કરી આપીશ એ આમંત્રણના હેંડબીલો છાપી લોકમા વહેચ્યાં. જદુનાથજીએ નોંતરુ કબૂલ રાખ્યું, અને ૬ દિવસ પછી સભા બોલાવી. સુધારાનો પહેલવાન અંગબળમાં કુધારાના મલની જોડે બરાબરી કરી શકે તેવુ ન હતુ. પણ જ્ઞાનબળમાં તે તેનાથી સરસ હતો. કરસનદાસ મુળજી, કરસનદાસ માધવદાસ, દાક્તર ધીરજલાલ દલપતરામ, મથુરાંદાસ લવજી, રામદાસ ભાણજી વિગેરે સુધારાનાયકોને અને સુધારાના ઘણાક સિપાઇઓને તથા શાસ્ત્રના પુસ્તકોને જોડે લઈ કોડીલા કવિરાજ એ દિવસે સેનાપતિ થઈ સંગ્રામે ચડ્યા. એમને જોઈ કુધારાનો સેનાપતિ ધ્રુજ્યો અને ડર્યો, તથા તેની ફોજ દાઝે બળી, ધર્મયુદ્ધમા જીતવાનો ભરોસો ન પડવાથી જદુનાથજીએ કપટથી લડવા માંડ્યુ. વિધવા પુનર્વિવાહ વિષે વાદ ન કરતા તે આડા ઊતર્યો. જે બાબત નિર્ણય કરવાને મળ્યા હતા તે કોરે મૂકીને કેવળ જુદી તકરાર ઉઠાવી હિન્દુ પ્રજાના મનમા સુધારાવાળા વિષે તકરાર ઉત્પન્ન કરવાને તેણે નર્મદાશંકરને પૂછ્યુ કે તમે વેદ શાસ્ત્રોને ઈશ્વરકૃત માનો છો. કે નહિ ? ભોળા કવિ અને તેમના તરણ મિત્રો આ ફાંદામાં ફસાયા, અને જદુનાથજી વધારે પાછા હતા એમ સાબિત થયું. વિધવા પુનર્લગ્ન વિષે નિર્ણય કરવાને સભા મળી છે. અને અમે તે કારણસર આવ્યા છીએ. માટે જે બાબત તેને લગતી નથી તેનો ઉત્તર હાલ નહિ દઈએ, અમે શાસ્ત્રને ઈશ્વરકૃત માનીએ છીએ કે નહિ તે જણાવવાને અત્રે આવ્યા નથી, પણ હિંદુ શાસ્ત્રમા વિધવા પુનર્વિવાહની રજા છે તે સિદ્ધ કરી આપવા આવ્યા છીએ, માટે તેજ બાબત બોલીશુ એવી હઠ ન પકડતાં જદુનાથજીએ આડે રસ્તે દોર્યો તેમ જઈ જુદા પડ્યા. સુધારાવાળા આપણાં ધર્મશાસ્ત્રોને અને ધર્મને માનતા નથી એવુ લોકને દેખાડવાની જદુનાથની ધારણા પાર પડી. વિધવા પુનર્લગ્ન સબંધી શાસ્ત્રાર્થના હાર ખાવાના સબધથી આ યુક્તિ વડે બચી મહારાજે કવિના હુમલાને પાછો વાળ્યો. પરંતુ કવિના પડખે તેનો મિત્ર કરસનદાસ હીરો ઉભો હતો તેણે જદુનાથને વિજય ભોગવવા દીધો નહિ; બમ ઠોકી સામા આવી તેને એવો આંતર્યો કે મહારાજ છટકી જવા પામ્યા નહી.

"પૂછેલા પ્રશ્નના ઉત્તર 'સત્યપ્રકાશ'મા આપી જદુનાથજીની પાસે પ્રતિઉત્તર માગ્યા, અને નવા સવાલ પૂછ્યા. કિયા શાસ્ત્રોને અનાદિ અને

ઈશ્વરકૃત માનવાં અને ક્રિયાને મનુષ્યકૃત તે નક્કી કરવાના સાધન પ્રજાને જણાવી વાંચનારને નિર્ણય કરવાને શક્તિવાન કરવાનો મનસુબો કરસનદાસ, નર્મદાશંકર, મથુરાંદાસ લવજી અને તેમના સાથીઓએ કર્યો જદુનાથજી પણ હિંમતવાન હતા. બીજા મહારાજોની ગોડે રાંડી રાંડ ડોશીના ઉપાય ન કરતા મરદાની જુદ્ધ કરવાને મેદાનમાં ઉતર્યા, 'સત્ય પ્રકાશ'માં પ્રગટ કરવાને જવાબ લખી મોકલ્યા એટલું જ નહિ, પણ પોતાની તરફથી 'સ્વધર્મ વર્ધક અને સંશય છેદક' નામે માસિક પુસ્તક છપાવવા માંડ્યું જંગ જબરો મચ્યો. વિધવા પુનર્વિવાહને નામે જે ઝઘડો ઊઠ્યો તેનું રૂપ બદલાઈ મૂળ હિંદુ ધર્મ અને હાલના નવા પંથો વિષે સંવાદ ચાલ્યો. મુંબઈમાં વાંચી શકે તેવા હજારો વૈષ્ણવ છતાં 'સ્વધર્મ વર્ધક'ને માત્ર સુમારે સવાબસે ઘરાકજ થયા હતા પરંતુ વિષ્ણુપચં ચાબુક વગેરે બીજા પત્રોમાં જદુનાથજી વિષયો લખી મોકલતા કરસનદાસને અને તેના સુધારાવાળા સોબતીઓને નાસ્તિક, પાખંડી, મૂર્ખાદિક વિશેષણો લગાડવામાં કસર રાખતા નહિ, કળીયુગમાં ઉત્પન્ન થયેલા પંથો શાસ્ત્ર પ્રમાણે પાખંડી છે, તે પંથોના ગ્રંથો ખોટા છે, અને તેના આચાર્યો ધૂતારા છે, જે માર્ગનાં લક્ષણ તથા જે ગુરુનાં આચરણ સુનીતિ વિરુદ્ધ હોય તે સાચા નહિ અને માનવાજોગ નહિ એ દેખાડવાનો પ્રયત્ન સુધારાવાળાએ કર્યો "[1]

કરસનદાસે પણ એ પ્રસંગે "સત્યપ્રકાશ" માં "પ્રાચીન હિન્દુ ધર્મ" એ શીર્ષક હેઠળ એક લેખ કવિ નર્મદાશંકરના વાદનું સમર્થન કરતો છાપ્યો હતો; અને તે લેખ જ લાઇબલ કેસનું કારણભૂત થયો હતો.

જદુનાથજી મહારાજે તે લેખ એમની બદનક્ષી કરનારો છે એવો આરોપ મૂકી હાઈકોર્ટમાં કરસનદાસ સામે દાવો નોંધ્યો; એમણે એમ ધારી લીધેલું કે કરસનદાસ નમતું આપશે, પણ કોર્ટમાં તેમના બારિસ્ટર ઍન્સ્ટીએ એવો રદિયો આપ્યો કે એ લખાણમાં વાદીની ખોટી નિંદા નથી અને એમાં જે કહ્યું છે તે ખરું છે, એવું સાબિત કરવાને અમે તૈયાર છીએ.

એટલે એ કોકડું ગુંચાયું, પણ મહારાજપક્ષે સીધો અને ન્યાયયુક્ત માર્ગ ગ્રહણ ન કર્યો; અને કરસનદાસના પક્ષમાં કોઈ સાક્ષી ન આપે એવી

૧. કરસનદાસ ચરિત્ર પૃ. ૨૯, ૩૦.

પેરવી કરવામા તે પક્ષના લોકો ગૂથાયા ભાટિયા મહાજને એકત્ર થઈ એવો ઠરાવ કર્યો કે જે કોઈ મહારાજ વિરુદ્ધ સાક્ષી આપે તેમને નાતબહાર મૂકવા અને તે ઠરાવ ઉપર જ્ઞાતિજનોની સહીઓ લેવા માડી.

આ કૃત્ય દેખીતુ ન્યાયવિરુદ્ધ હતુ; તેથી કોર્ટમાં તે પગલા સામે કામ ચાલ્યું. તેમા કરસનદાસનો વિજય થયો.

ત્યારબાદ મહારાજની બદનક્ષીનો કેસ ૨૪ દિવસ સુધી ચાલ્યો ઉભય પક્ષ તરફથી સખ્યાબંધ સાક્ષીઓ રજૂ થયા. એ આખો કેસ પુસ્તકાકારે પ્રકટ થયેલો મળી આવે છે, તેથી તેની વિગતોમાં નહિ જતાં, તે કેસના હુકમનામામાંનો છેવટનો એક ફકરો છાપીશું, જે ટૂકાણમા તેનું તાત્પર્ય રજૂ કરે છે

'આ કામમં ઘણો કાળ મિથ્યા રોકાયો નથી પશ્ચિમ હિન્દુસ્તાનના ચતુર લોકની રૂબરૂ જાહેરમાં આ મોટી બાબતની ચરચા થઈ તેના પરિણામ લાભકારી થવા જ જોઈએ કેટલાક એથી વિચાર કરતાં શિખ્યા હશે, કેટલાકે તજવીજ કરવા માડી હશે ધર્મ સંબધી નિવેડો કરવાનું કામ અમારી આગળ નથી, સુનીતિ સબધી તકરારનો ફેસલો કરવાનું કામ છે વાદી અને તેના સાક્ષીઓ એમ કહે છે કે જે અનીતિ છે તે ધર્મ ન હોય, જે આચરણથી અનીતિનો પાયો ખોદાય તેથી અનાદિ અને અચળ સત્યનો ભગ થાય તે ધર્મ ન નામે અને ધર્મની મજુરીથી સ્થાપના થાય તો સંસારના સુખને અર્થે અને માણસજાતના લાભને માટે તેનો જાહેર ધિક્કાર કરવો જોઈએ, તેની જાહેર ફજેતી કરવી જોઈએ એ પ્રમાણે તેમણે કર્યું" જે ભય અને નુકશાનનો હિસાબ આપણાથી નિકળી શકે નહિ તે તળે પોતાનુ શિર મૂકી આ પુરૂષોએ બિભત્સ, ગંદી અને બળવાન ઠગાઈની સામે દઢતાથી જુધ કર્યું છે એમણે જુના ચાલ અને જૂઠની સામે ટક્કર લીધી, અને તેમના માનનારાઓને છચોક જણાવ્યુ કે તેમના ભુડા કર્મ હોય તે રૂડાં કર્મ ન થાય, જુઠું હોય તે સાચુ ન થાય. આ લડત તેઓ હિમતથી અને યોગ્ય રીતે લડયા. આશા રાખવામાં આવે છે કે એમની મહેનત નિષ્ફળ જશે નહિ; જે બીજ તેમણે વાવ્યું છે તે ઉગી નીકળશે, અને ફળશે. એમના બોધથી અને એમના દાખલાથી જેઓના વિચાર જાગ્રત થયા છે, જેમને સામા થવાનો ઉમંગ છૂટયો છે, તેમના ઘરમાંથી કંપારી છૂટે તેવા દુરાચારને ઝાડી કહાડવાને તેમણે મદદ

કરી, અને જેમના આત્માને તેમણે નીચ દશાને પમાડે તેવી બેડીમાંથી છોડાવ્યા છે તેઓની સંખ્યામાં વધારો થઈ એમની હામ અને દઢતાનો બદલો વળશે "૧

કરસનદાસે પ્રસ્તુત કાર્ય શુભ નિષ્ઠાથી ઉપાડ્યું હતુ અને તેમાં અંગત રાગદ્વેષ કે વેરની વૃત્તિ નહોતી એ તેમના શબ્દો અને વર્તન ઉપરથી જોઈ શકાય છે.

' કરસનદાસ ગુસાંઈ મહારાજની હવેલીમાં ઘણીવાર જતા હતા. એકવાર પોતે ગયા ત્યારે દરશન બંધ હતાં. પુજારીઓએ ગાદી નાખી બેસવા વિનંતિ કીધી, ત્યારે કરસનદાસે તેમ કરવાને ના પાડી અને દરશન કરી પાછા વળ્યા. સાંભળ્યા પ્રમાણે અત્રેની મહારાજોની હવેલીના એક લીસ્ટમાં કરસનદાસે એક રકમ ભરી હતી, ને તે વખતે કહ્યું કે, મહારાજોની સાથે મારે કાંઈ પણ વેર નથી. હું તો તેમનો શુભેચ્છક છુ "૨

કરસનદાસ સાહસિક અને હિંમતવાન પુરુષ હતા તે એમની કારકિર્દી જોતા માલૂમ પડશે.

નાનપણમા મા ગુજરી જતા માની કાકીએ કરસનદાસને મોટા કર્યા હતા; સન ૧૮૫૦ માં વિધવાવિવાહ વિષે એક ઇનામી નિબંધની જાહેરખબર છપાઈ હતી, તેની હરીફાઈમાં ઊતરવાનો નિર્ણય કરી, તે લેખ કરસનદાસ લખતા હતા, પણ કોઈ વિઘ્નસંતોષીએ અટકચાળુ કરવા તેમના કાકીને એમના એ મહાગુનાની વાત કરી, તેમના મેજમાંથી એ લેખનાં પાનાં કાઢીને બતાવ્યાં. કાકીને ગુસ્સો ચડે એ સમજી શકાય એમ છે; પણ એમણે તો કરસનદાસને તે કારણે ઘરબાર કાઢ્યા અને તેનું પરિણામ એ આવ્યુ કે તેમનું આગળ અભ્યાસ કરવાનુ બંધ પડ્યુ; અને તેમણે એક શિક્ષક તરીકે જીવન શરૂ કર્યું. તે કારકિર્દી કેવી યશસ્વી નીવડી હતી, તે નીચેના ઉતારા પરથી જણાશે :

"મોટા દિલના પરોપકારી શેઠ ગોકળદાસ તેજપાળે મુંબાઈના માંડવી બંદરે રહેનારા લોકના છોકરાને સારૂ ધર્માદા નિશાળ સ્થાપી; તેના મુખ્ય ગુરુનું કામ તેને સોંપ્યું જે કામ હાથમાં લે તે ઉપર મન મૂકીને મંડે

૧. કરસનદાસ મૂળજી, પૃ ૮૮-૮૯.
૨ કરસનદાસ મૂળજી. પૃ ૧૩૦-૩૧

એવી કરસનદાસની ખાસીયત હતી. એના ઉમંગથી ઉપશિક્ષકોનાં હૃદય ઉમંગી થયાં નિશાળીઆની સંખ્યા અને અભ્યાસ એઉમાં શાળા વખણાઈ, અને તેના સ્થાપનારના અંતઃકરણને સંતોષ થયો."[1]



કરસનદાસ મૂળજી

એ અરસામાં બુદ્ધિવર્ધક સભા સ્થાપી તેમાં એક આગેવાન કાર્યકર્તા તરીકે કરસનદાસ ભાગ લેતા થયા અને 'રાસ્તગોફતાર' નામના સાપ્તાહિકમાં લેખો લખી મોકલતા. પણ એટલેથી તેમને સંતોષ થયેલો નહિ, અને

1 કરસનદાસ ચરિત્ર પૃ ૯.

છૂટથી લખી શકાય તે સારુ નવું અઠવાડિક કાઢવાનો તેમણે નિશ્ચય કર્યો. પૈસા કમાવાની આશા ન રાખતાં માત્ર સ્વદેશ હિતને માટે તેમણે સને ૧૮૫૫ માં સત્યપ્રકાશ'નો આરંભ કર્યો. તેમને મદદકર્તા હિન્દુ શેઠિયાઓમાં મંગળદાસ નથુભાઈ મુખ્ય હતા; અને આ પત્રમાંનું લખાણ તોપમાંથી છૂટતા ગોળાની પેઠે વહેમગઢ અને અનીતિના કોટને અસર કરવા લાગ્યું. તેથી જેઓ મૂર્ખ ને દુષ્ટ હતા તેઓ કોપ્યા. "એનું લખાણ જુસ્સા ભરેલું હતું કારણ બતાવીને, હાંસી કરીને, અને ઠોક પાડીને એમને શિખામણ દીધી. દેવા કરીને નાતો જમાડવાની અને મોટા વરઘોડા કાઢવાની મૂર્ખાઈ, ગદામાં અર્ધા નાગા જમવા બેસવાની રીત, હોળીના દુષ્ટ તહેવાર, વૈષ્ણવ મંદિરોમાં થતો બિગાડ વગેરે ઘણી બાબતો પર એણે લખાણ કર્યું. લગ્નને પ્રસંગે હિન્દુ સ્ત્રીઓ લાજ તજી જંગલી બની ફટાણા ગાય છે, તે અટકાવવાને એણે બહુ ઉપદેશ કર્યો; પણ

उपदेशो हि मूर्खाणां प्रकोपाय न शांतये।
पय:पानं भुजंगानां केवलं विषवर्धनम् ॥

જેમ સાપને દૂધ પાવાથી તેનામાં ઝેર વધે છે, તેમ મૂર્ખને શિખામણ દેતાં તે રીસ કરે છે. શિખામણથી એ ગીતો અટક્યાં નહિ ત્યારે કરસનદાસે કેટલીક ફટાણા ગાનારી નફટ કપોળ નારીઓના નામ છાપી પ્રસિદ્ધ કર્યાં. એથી એની નાતમા એને નાત બહાર મૂકવાને કેટલાકે મહેનત કરી, પણ તે પાર પડી નહિ"[1]

મહારાજ લાઇબલ કેસમાં એ સુધારક વૃત્તિએ જ તેમને ખેંચ્યા હતા એ આપણે ઉપર જોયું છે; અને એ લાગણીથી પ્રેરાઈને તેમણે પુનર્વિવાહ અને દેશાટનના પ્રશ્નો, જે હિન્દુ સમાજ તે સમયે ત્યાજ્ય અને વિષ સમાન ગણતો, તેની ચર્ચા ઉપાડી લીધી હતી; એટલું જ નહિ, પણ તેના ઉકેલ અર્થે તેમણે સક્રિય પગલા ભર્યાં હતાં; પોતે ઇંગ્લન્ડ વેપાર અર્થે બે વાર ગયા હતા, અને ગુજરાતમા પહેલવહેલુ પુનર્લગ્ન કરનાર એમની જ્ઞાતિના યુગલ ધનકોરબા અને માધવદાસની પડખે ઊભા રહીને એમને કીમતી સહાય આપી હતી.

કરસનદાસે એમના પ્રવાસનો વૃત્તાંત લખ્યો હતો તે પુસ્તકની સમાલોચના કરતા મહીપતરામે જે પ્રશંસાના ઉદ્‌ગાર કાઢ્યા છે તે અહીં નોંધીશું :

---

૧ કરસનદાસ ચરિત્ર પૃ. ૮.

"આ પ્રવાસ પુસ્તકનાં બધાં પ્રકરણ મનોરંજક અને બોધદાયક છે. દરેકને એના બુદ્ધિમાન કર્તાએ રસ કસ અને શિખામણથી ભર્યું છે, તથાપિ ૯મા અને ૧૦મા પ્રકરણોને હુ વધ.રે કિમતી ગણું છે, ને તે ચીપી ચીપીને વાંચવાની ભલામણ કરું છું. એમાથી સાર અસાર જૂદા પાડી સાર ગ્રહણ કરવાની જરૂર છે વાચનાર પૂછે છે કે શા વાસ્તે જરૂર છે? તો જવાબ એ છે કે આપણા દેશની ઉન્નતિને માટે જરૂર છે. જે ગુણોએ ઇંગ્રેજને આબાદ અને મ્હોટા કર્યા છે, જે લક્ષણોએ તેમને ઊંચે દરજ્જે ચઢાવ્યા છે, જે ગુણો ઉપર મોહી લક્ષ્મીજી તેમને ઘેર પધાર્યા છે, જે લક્ષણોથી ઇંગ્રેજ મહા બળવાન થઈ ન્હયાલ થયા છે અને રાજકાજમા વડાઈ પામ્યા છે તે ગુણો અને તે લક્ષણો બતાવવાની કરસનદાસે સારી કોશિષ કરી છે એ ગુણો અને એ લક્ષણો આ દેશના લોકોએ જાણવાં અને ગ્રહણ કરવા જોઈએ આ ગ્રંથ અને આ બે પ્રકરણો વાચી જેનું મન નહિ ઉશ્કેરાય, જેને યુરોપ જવાનુ મન નહિ થાય તેનામાં પુરૂષતત્વનો અંશ રહ્યો નહિ હોય!"[1]

પત્રકારત્વમાં તેમણે જેમ સુંદર છાપ પાડી હતી તેમ સાહિત્યક્ષેત્રમાં તેમની સેવા સ્તુતિપાત્ર જણાશે. કરસનદાસ ચરિત્રના અંતે તેમની કૃતિઓની સંખ્યા મહીપતરામે ૨૨ નોંધી છે, તેમાં કુટુંબમિત્ર, નીતિવચન, સંસારસુખ, મહારાજ લાઇબલ કેસ, ગુજરાતી–ઇંગ્રેજી કોશ વધારે જાણીતા છે, પણ તેમની કીર્તિ એક પ્રખર સુધારક તરીકે વધારે પ્રસરેલી છે; અને એક લોકનેતાને શોભે તેમ નોકરી અર્થે તેમને કાઠિયાવાડમા જવાનુ થયેલુ ત્યા પણ કરસનદાસે સુધારા અને સાહિત્યને ગતિમાન કરવા કાંઈ ને કાંઈ નવીન પ્રવૃત્તિઓ ઉપાડી લીધી હતી અને તે પ્રશંસાપાત્ર નીવડી હતી. 'વિજ્ઞાન વિલાસ' નામનુ એક માસિક તેમણે કાઢેલુ તેની ફાઈલોનું વાચન આજે પણ ઉપયોગી જણાશે અને રાજકોટ વિદ્યાગુણ ભૂપણ સભાનું કાર્ય પણ એવુ ઉપકારક હતુ

તેઓ લાંબુ આયુષ જીવેલા નહિ; ચાળીસમે વર્ષે તેમનો દેહ પડેલો. પણ યુવાવસ્થામાથી જે સુધારાનુ કાર્ય હાથ ધરેલું તે જીવનપર્યંત ચાલુ રાખ્યુ હતું; અને તે સફળ નીવડેલુ, કેમકે તેમની સર્વ શક્તિ તેઓ તેમાં ખર્ચતા. આવા સમાજસેવક લોકપ્રિય નીવડે તેમાં શુ આશ્ચર્ય!

---

૧ કરસનદાસ ચરિત્ર, પૃ. ૧૦૭

સન ૧૮૭૧ માં અકાળે એમનું મૃત્યુ થતાં કાઠિયાવાડમાં તેમણે જે સંગીન સેવાકાર્ય કરેલું તેની નોંધ પોલિટિકલ એજન્ટ એન્ડર્સને ખાસ જાહેરનામું પ્રસિદ્ધ કરી લીધી હતી.

ત્યાર બાદ લાંબે ગાળે ગુજરાત કૉલેજ લિટરરી એન્ડ ડિબેટિંગ સોસાયટી સમક્ષ ઉત્તર વિભાગના કમિશનર સ્વર્ગસ્થ એફ. એસ. પી. લેલીએ કરસનદાસ મૂળજી વિષે વ્યાખ્યાન આપતાં, તેમને રાષ્ટ્રના એક વીર નર તરીકે ઓળખાવ્યા હતા.

## ૩. શેરનો મેનિયા (સન ૧૮૬૪-૬૫)

શેરસટ્ટાનું પ્રલોભન એવું મોહક છે કે સહેજ નફો મળતાં કે થોડી ખોટ જતાં, માદક પદાર્થની પેઠે તેનો નિશો ચઢે છે. લોભી માણસ તેમાં વધુ ને વધુ ગૂંચવાય છે; ગજા ઉપરાંતનો અને ગાંડો સટ્ટો ખેલે છે અને પરિણામે તેનું સર્વસ્વ ખુવે છે એ સામાન્ય અનુભવની બીના છે.

છેલ્લા યુરોપીય યુદ્ધ પછી આપણે અહીં શેરસટ્ટાનો વાયરો જોસબંધ અને સખ્ત ફૂંકાયો હતો. સટ્ટાના માનસને લઈને વેપારી કાંઈક લડાઈની અફવા સાંભળીતાં, જે તે માલના, શેરના ભાવ ઊંચા વધારી દઈને, પૂર્વવત્ તેજીનાં સ્વપ્નાં સેવે છે; પણ વાસ્તવિક પરિસ્થિતિ સમજવામાં આવતાં, તેના હાથ પાછા પડે છે. એ વીસરાવું જોઈએ નહિ કે જગતનાં આર્થિક બળો જુદી જુદી રીતે કાર્ય કરી રહ્યાં હોય ત્યારે તેની અસરમાંથી હિન્દુસ્તાન અલગ વા મુક્ત રહી શકે નહિ વળી વ્યવહારના અને માલની આવજાના સાધનો વધતા અને વિકાસ પામતાં, આપણી પરિસ્થિતિ સાવ બદલાઈ ગઈ છે, તેમ જ દેશપરદેશની હરીફાઈ એટલી બધી તીવ્ર બનેલી છે કે એકાદ ઉતાવળું પગલું ભરતાં કે ગણતરીમાં સહેજ ગફલતી થતાં તેનાં માઠાં પરિણામ શોષવાં પડે છે, તેથી વેપારધંધામાં સાવચેતીની અને સાવધતાની વિશેષ જરૂર રહે છે.

સન ૧૯૧૪માં યુરોપમાં જંગી યુદ્ધ જાગતાં લડાઈના ક્ષેત્રથી હજારો માઈલ દૂર વસતા હોવા છતાં, આપણું આર્થિક જીવન તંગ અને કઠિન

થઈ પડયુ હતું. સૌ ચીજોના ભાવ ઘણા વધી જઈ, ભારે મોંઘવારી થઈ હતી. કાચા તૈયાર માલનો એટલો બધો ઉપાડ થતો અને તેના મોં માગ્યા દામ મળતા કે તેના ઉત્પાદકો, વેપારીઓ, આડતિયાઓ અને કામદાર વર્ગ જોતજોતામા મોટો નફો મેળવતા થઈ ગયા હતા લડાઈના સમયમા જીવનને જરૂરી ચીજોના ભાવ, વેપારી આલમ વધારીને આકરા કરી ન મૂકે તે સારુ, સરકારે જે તે માલના ભાવ પ્રથમથી બાંધ્યા હતા તેમ કેટલીક ચીજો પર અંકુશ મૂકયા હતા, જેથી મોંઘવારીના કારણે ઉશ્કેરણી થઈ જનતા બંડ ન ઉઠાવે, પણ સુલેહ થતાં જ એ જાપતો અને ભાવબંધી નીકળી જતાં, શેર બજારમા અને બજાર ભાવમા મોટી તેજી આવી. નાનુ-મોટું, નોકરચાકર, સ્ત્રીપુરુષ સૌ, સારા લાભની આશાએ, તેના સટ્ટામાં ઝંપલાવતા અને રેલના પાણીની પેઠે આવતો નફો મેળવી, પોતાને ભાગ્યશાળી માનતાં હતા.

નવી માગને પહોચી વળવા તેમ જ દેશમા નવા નવા હુન્નર ઉદ્યોગોનાં કારખાના સ્થાપવા આપણે ત્યાં સંખ્યાબધ નવી કંપનીઓ, જેવી કે સ્ટીમરની, સીમેન્ટની, ખાણની, વિમાની, ઔદ્યોગિક બેંકોની, ટિમ્બરની, કાપડની વગેરે, ઊભી કરવામા આવી હતી; અને તે કંપનીના શેરો, લોકો તેનું સારુ પ્રીમિયમ મળવાની લાલચે, તેનુ પ્રોસ્પેક્ટસ પણ પ્રસિદ્ધ થવા પામે તે પૂર્વે, સામટા ખરીદી લેતા; અને તે શેરોનુ પછીથી સવાયું, દોઢું કે એથી પણ વધારે પ્રીમિયમ મળતુ હતુ

તે પછી શાન્તિ પસરતા જે થોકબધ માલ અગાઉ નીકળતો હતો તેની માગ ઓછી થવા પામી અને તેના ભાવ પણ નીચા પડવા માંડ્યા, એ રીતે નવી કંપનીઓને અણધારી મુશ્કેલીઓ નડવા લાગી અને પાસે પૂરતું ભડોળ રહ્યુ નહોતુ. એ સંજોગોમા, એમાની ઘણીખરી કંપનીઓ, કાંઈક પગભર થવા પામે તે પહેલાં ફડચામા મુકાઈ હતી તેનો ઉલ્લેખ કરવાનુ પ્રયોજન માત્ર એ છે કે એવી ગંભીર અને કઠિન પરિસ્થિતિ મુંબઈ ઈલાકામાં ૧૮૬૦ ની સાલમા ઉદ્ભવી હતી અને તેમા સેંકડો કુટુબો પાયમાલ અને બેહાલ થવા પામ્યા હતાં એ બનાવ અને ઉપર્યુક્ત વર્ણવેલા લડાઈ પછીના શેરસટ્ટાની હકીકત વચ્ચે ઘણુ સામ્ય માલૂમ પડશે અને તે, ઈતિહાસ અમુક અમુક આંતરે પુનરાવર્તન પામે છે, તેનું એક સબળ દૃષ્ટાંત પૂરું પાડે છે

અંગ્રેજ પ્રજા હિન્દુસ્તાનમાં વેપારધંધા અર્થે આવી હતી; અને વૈશ્યવૃત્તિ જ એ તેમનુ પ્રધાન જાતિલક્ષણ છે. ઈસ્ટ ઇન્ડિયા કંપનીના કાર્યવાહકોએ હિન્દુસ્તાનનો કાપડનો વેપાર ઈરાદાપૂર્વક નાબુદ કરવા પ્રયત્ન કર્યા હતા અને હિન્દના વહાણવટાને પણ એ જ રીતે એની સામે પ્રતિબંધો મૂકીને જબરો ધોકો પહોંચાડયો હતો, એ ઐતિહાસિક હકીકત છે.

ઈગ્લંડ લાખોવાર કાપડ તૈયાર કરતું હતું તેના રૂ સારુ તેને અમેરિકા અને હિન્દુસ્તાન ઉપર બહુધા આધાર રાખવો પડતો હતો. કેમકે ઈગ્લાંડમા રૂ ઊગી શકે એમ ન હતું. હિન્દુસ્તાન ઉપર કંપની સરકારની સત્તા અને કાબૂ મજબૂત થતાં આપણે ત્યાં રૂનુ વાવેતર વધે અને તેની જાત સુધરે તે સારુ ઈગ્લાન્ડના કાપડના કારખાનાવાળાઓ તરફથી ચાલુ તજવીજ થતી રહેતી હતી; અને સન ૧૮૬૨ મા ઉત્તર અને દક્ષિણ અમેરિકા વચ્ચે અંહિમાંહે યુદ્ધ શરૂ થતાં હિન્દુસ્તાનના રૂની માગણી ખૂબ જ વધી પડી હતી હિન્દુસ્તાનના રૂના ઉપાડ વિષે નોંધ કરતાં મિ. પ્રિચર્ડ લખે છે કે સન ૧૭૮૫ થી ૧૮૪૫ સુધીના સાઠ વર્ષના ગાળામાં દર પંદર વર્ષે, ૧૭૮૫ માં જે ઉપાડ હતો તેથી ત્રણ ગણો સન ૧૮૦૦ માં અને ૧૮૦૦ મા હતો તેથી ત્રણ ગણો ખપ સન ૧૮૧૫ માં થયો હતો; અને તે પછીનાં પંદર વર્ષમાં, સન ૧૮૪૫ થી ૧૮૬૦, જો કે તેનું પ્રમાણ ઉપર પ્રમાણે નહોતુ વધ્યું,૧ પણ તેની સાથે રૂના ભાવ ઊપજ કરતા માગણી વધારે હોવાથી સારા પ્રમાણમા ઊંચા ગયા હતા. લોકો પણ ધાન્ય ઉગાડવાને બદલે, આપણે જેને રોકડિયો પાક ( money crop ) કહીએ છીએ તે રૂનું વાવેતર કરવાનુ પસંદ કરતા હતા અને સરકાર પણ એ કાર્યને ઉત્તેજન આપતી હતી.

અમેરિકાનું સિવિલ યુદ્ધ જાગતાં, ઈગ્લાંડને ત્યાંનું રૂ મળતું બંધ પડયું; અને હિન્દુસ્તાનના રૂ ઉપર તેની મિલોએ આધાર રાખવો રહ્યો: પણ હિન્દુસ્તાન તેની માગણીને પૂરી રીતે પહોંચી શકે તેમ નહોતું; અને રૂની અછત જ રહેતી; અને તે કારણે રૂના ભાવ એકદમ ટોચે જતા ગયા.

એવા ઊંચા ભાવમાં સૌ કોઈ રૂના વેપાર તરફ ખેંચાતું; એટલે સુધી કે ગરીબગુરબાઓએ પણ તેમનાં ફાટાતૂટાં ગોદડાં ફાડીતોડીને તેમાંનું રૂ વેચીને કમાઈ કરી હતી; અને એવી અટકળ કરવામાં આવી હતી કે

"એ અરસામાં શુમારે પચાસ કરોડ રૂપીઆ વેલાત ખાતેથી અતરે આવેઆ હશે." અને પૈસો આવતાં લોકની રહેણીકરણીમાં પણ મોટો ફેરફાર થવા પામ્યો હતો. "ખેડુતો જેઓને માટીનાં વાસણો મયસર થાતાં નહી હતાં તેઓ રૂપાની થાલીમાં જમવા લાગેઆ. તેમના બાએડી છોકરાનાં શરીર ઉપર સુતરાઉ કપડા કદાચ જ શોભા મળી શકતા હતા તેઓને રેશમી જ નહી પણ કશબી કપડાંથી શણગાર મલેઓ. જેઓને રૂપાના ઘરેણા મલવાં કઠણ હતા, તેઓને સોનાની-જીણશોઆ-આભુખણો મલેઆ. ટુંકામાં ખેડુતોને જે લોહોડાને પાએની પનોતી બેઠી હતી તે ઉતરીને તગાંખાને પાએની બેઠી. તેમ જ વેપારી આલમમાં કાઇ થોડો ફેરફાર થાએઓ નહી હતો. કછ તરફથી આવેલા કછી વાણીઆઓમા લાખો રૂપીઆની દોલત થાઈ ગઈ હતી પાણી ભરનારા ભટો અને શીક મારનાર તથા કાંટા ઉપર ઉભા રહેનાર હલકી પદવીનાં માણસોએ પોતાની ગુંજાશ પરમાણે થોડોઘણો વેપલો કરેઓ અને તેઓ પણ ફાવી ગએઆ તેમજ યુરોપીઆન, પારશી, હીનદુ અને બીજી શરવ વરણના વેપારીઓ જરદાર અને માલેતુજાર થઈ પડેઆ. વાડી, ગાડી અને લાડીની લુટાલુટ થાવા લાગી ચારે તરફથી નાણું ઊછળવા લાગેલું. શખાવતના કામોનો પણ કોઈ શુમાર રહેઓ નહી."[૧]

મુંબઈ એકલુ નહિ પણ ખેતીપ્રધાન રૂના વાવેતરવાળો ગુજરાતનો સઘળો પ્રદેશ માતબર થયો હતો; ખેડૂતોની જેમ રૂના વેપારી અને તેમના દલાલો અને આડતિયાઓને પણ સારો તડાકો પડ્યો હતો; અને વેપારીઓ અને દલાલોએ નવા ઘરો કરી તેમ દાગીના કરાવી તેમનાં બાળબચ્ચાંઓને સોનેરૂપે મઢ્યાં હતાં; એ જનસ્થિતિનું વર્ણન 'ભરુચ શહેરનો ઇતિહાસ' લખનારે નીચે મુજબ કર્યું છે :

"આ કમાણીનો શો ઉપયોગ કરવો, નાણા ક્યાં નાંખવાં, એ વિચારમાં તેઓએ બેંકો કાઢી એ બેંકોના શેરો લોકોએ ભરવા માંડ્યા. રાંડીરાંડોએ પણ પોતાની એકઠી કરેલી પુંજી, જે નાણાવટીઓને ત્યાં મૂકેલી, ને ખપ ન હોવાથી પાછી અપાયલી, તે પણ બેંકોમાં કાલાવાલા કરી મૂકી. પાવડીઆ નહાનાભાઈનો બેંક સૌથી શ્રેષ્ઠ અને લાભદાયી ગણાયાથી ત્યાં નો શેરના ભાવ વધી ગયા, છતાં લોકોએ નાણાં આજીજી કરીને મૂકયા. કેટલાએક ડાહ્યા, નિર્લોભી અને સમજુ વહેપારીઓ, દલાલો, તથા નાણાવટીઓ જેઓ સારુ કમાયા હતા, તેઓએ તો નાણાં મળ્યાં

૧ મુંબઈના શેરસટાની તવારીખ પૃ. ૬, ૭.

એટલે બેંકો તરફ નજર કરી નહિ અને છાનામાનાં જોયા કર્યું. તેઓ જ પાછળથી સુખી રહ્યા. નવાઈ જેવું એ લાગ્યું કે ખેડાવાળો પણ લોભાયા. તેઓનાં નાણાં દાટેલાં ભોંય સાચવતી હતી. તે તેઓએ બહાર કાઢ્યાં, અને તેમણે દશાલાડની વાડીના મકાનમાં એક બેંક ઉઘાડી. તેનું નામ તેઓએ "ધી દવેજી જોઈંટ સ્ટોક કંપની" આપ્યું હતુ તેમાં તેઓએ શેરો ભર્યા હતા, તેમ લોકોનાં નાણાં જમે પણ રાખવા લાગ્યા હતા સરકારી નોકરો જેને વગ હોય, તેઓ નોકરીથી રજા લઈ, અથવા રજા નહિ મળી તો રાજીનામાં આપી બેંકોમાં દાખલ થયા, તેઓ તો પાછળથી ઘણા જ પસ્તાયા હતા. અધિકારીઓના પગાર જે સને ૧૮૭૩–૭૪ થી વધ્યા છે, તેવા પગાર વધેલા નહિ મુનસફ, મામલતદારને રૂ. ૧૦૦) બલકે તેથી પણ ઓછા રૂ. ૮૫) ની મામલતદારની છેલ્લી જગ્યા હતી, તેવાઓની પણ તે વખતે ગણત્રી નહિ, તો બીજા હલકા નોકરોને કોણ ગણે ?

આવી રીતની વેપારીવર્ગની સ્થિતિ થવાથી મકાનો પણ ભવ્ય બંધાયાં. ગાડી તો તે પહેલાં કોઈને ત્યાં જ જોવામાં આવતી, તે તેઓએ રાખવા માંડી. બળદની જોડની કિમ્મત, તેમ જ ડોળદાર ગાડીઓ કરાવવાની જે કિમ્મત માગે તે આપતા હતા આથી બાબતમા પણ ચડસાચડસી ચાલતી હતી; લાડી, વાડી, ને ગાડીનું સુખ વહેપારી વર્ગમાં આવ્યું. લગ્નપ્રસંગે રામજણીના નાચ કરાવવા લાગ્યા. સારા સારા વરાવાજન થવા લાગ્યા. મંદિરોમાં પણ ધર્મદાન સારાં અપાવાં લાગ્યા. મહારાજોનાં સ્વરૂપ પણ ઘણાં આવવા માંડ્યા. તેઓને પણ સારી કમાણી થઈ. ઘેરઘેર પધરામણી થતી હતી "દેખ દેખ ને શિખ શિખ" એ મુજબ ગાડરીઓ પ્રવાહ ચાલતો હતો એક કરતાં એક ચઢીઆતો થવા પ્રયત્ન કરતો હતો. સોનાબાઈ તથા રૂપાંબાઈ જ્યાં ત્યાં ઉછાળા મારી રહ્યા હતાં ખરચ કરવામાં પાછી પાની કોઈ કવચિત જ કાઢતું ઉજાણી તથા ઓચ્છવોના ભાતભાતના વરાઓ થતા હતા ટહેલીઆઓ ટહેલ નાખવા ઘણા આવવા લાગ્યા તેમને પણ તેમનું જોઇતુ મળતુ હતું. ચોકશો બજારમાં સોનાં રૂપા ઘણા ખરીદ થવા માંડ્યાં. સોનીયોને પણ જરા ફુરસદ નહિ. મ્હો માગી મજુરી પામતા હતા. ગામડેથી પણ કેટલાએક આવી ચઢેલા તેઓને સારી કમાણી થઈ હતી મજુરી ઘણીજ મોંઘી થઈ પડી હતી, કેમકે નવાં મકાનો બંધાવા માંડ્યાં હતાં. આથી

મજુર વર્ગ પણ તાજો થઈ પડયો હતો. શાહુકારોના નાણાં જે પરગણામાં ધીરેલા, તે પણ ખેડુતો માતબર થવાથી મુદત ગયા છતાં આપી ગયા હતા, તેથી તેઓ પણ તાજા બન્યા હતા હલકા સરકારી નોકરો સિવાય દરેક ધંધાવાળા જાહોજલાલી ભોગવતા હતા શેઠની જાહોજલાલી સાથે ગુમાસ્તાઓ પણ તાજા થયા હતા.

"દરેક ગામની જમીનમા રૂ શિવાય બીજો પાક કરતા જ નહિ, તેથી બહારગામથી અનાજ જે આવતુ તે વપરાતુ હતુ, પણ મોઘુ વેચાતુ હતુ. હાલ જેવી દરેક ચીજની મોઘવારી છે, તેવી જ મોઘવારી બલ્કે કાઈ વધારે હતી એટલુ સુગમ હતુ કે તેલ દીવેલ આઠ શેર દશ શેર મળતાં હતા. દૂધ જે પૈસાનું કે ચાર પઈનુ શેર મળતું હતું, તે તો ભાટીઆ ચાર પૈસા શિવાય હાથ મૂકવા દેતા જ નહિ.

"આવી મોઘવારી છતા નાણાંની છત અને તે વખતની સારી કમાણીને લીધે લોકો મોજ કરતા હતા ધીરધાર પણ સારી હતી, તેથી ગરીબગરબાં નભ્યાં જતાં હતાં. ધર્માદા ટીપો ઘણી નીકળતી હતી, તેમાં આજે જે એક રૂપિયો ભરવા આનાકાની કરે તે પાંચ દશ રૂપિયા ભરવા જરા પણ આચકો ખાતા નહિ.

"કારીગર, સુથાર, લુહાર તથા મજુરની મજુરીના ભાવ વધી ગયા, કડીઆને ચારથી ૭ આના મળતા હતા તેના બમણા થયા, સુથારના પાચ ૭ આનાના ચૌદ આનાથી રૂપીઓ થયો, મજુરના દસ પૈસા, બૈરીના ૭ પૈસા, ને છોકરાને એક આનો તેના પણ આ વખતે બમણા થયા"[૧] આવી રીતે નાણાની રેલમછેલ થઈ રહી હતી

ભરૂચના ગેઝીટિયર પુ ૨ માં તેના લેખકે લખ્યુ હતુ કે "In 1864 comfort, wealth and extravagance had spread to almost all classes."[૨]

ઉપર જણાવ્યા પ્રમાણે રૂના પાકની મબલખ કિંમત મળતી હોવાથી સૌ રૂનું વાવેતર કરતા. તેના પરિણામે અનાજની ખેતી થોડી થતી, તેમ વરસાદની અછતને લઈને તે પાક ઓછો ઊછરતો, એ સર્વ કારણોને

૧. ભરૂચનો ઇતિહાસ, પૃ ૨૯૮-૯૯.

૨ ભરૂચ શહેરનો ઇતિહાસ, પૃ. ૩૨૨.

લઈને તેના ભાવ વધ્યા હતા અને સઘળી ચીજોમાં મોંઘવારી થઈ હતી. જાણે કે દુકાળ પડયો ન હોય! અને એ પરિસ્થિતિમાં ખાસ ખોરાકની ચીજોમાં વધુ ખર્ચ થતો હોવાથી બીજી ચીજોની ખરીદી ઘટી હતી

એક તરફ રૂના વેપારમાંથી સારી કમાણી થતી હતી તેમ બીજી તરફ નવી નવી કંપનીઓ નીકળી, તેના શેરોનો સટ્ટો પણ મોટા પ્રમાણમાં થવા માંડયો હતો, અને સઘળા તે પાછળ ગાંડા બન્યા હતા કે રખે ને એ નફો મેળવતાં તેઓ રહી જાય.

એ સટ્ટાના વેપારમાં અગ્રણી પ્રેમચંદ હતા. તેની બાહોશી અને બુદ્ધિચાપલ્યને લઇને તે જેમાં પડતા તેમાં તેજી આવતી અને સૌ કોઈ શેઠ પ્રેમચંદની રૂખને અનુસરતું; તેમના વચન પર વિશ્વાસ રાખતુ હતું; અને તેમની એવી પ્રતિષ્ઠા જામી હતી કે નાનુંમોટુ, ગરીબગરબું, નોકર-ચાકર, યુવાન અને વૃદ્ધ, અમલદાર અને ગૃહસ્થ સૌ પ્રેમચંદને એકસરખું માન આપતા અને તે એક દિવ્ય પુરુષ હોય તેમ તેના પ્રત્યે શ્રદ્ધા ધરાવતા દિનશા વાચ્છા લખે છે કે—

"To the vulgar in search of sordid silver he was the very incarnation of a hundred Mammons rolled into one. He was the one chemiagar (Master Alchemist) who could turn dust into the yellow metal, the one unrivalled magician who could by his magic hand transmute the sands of Back Bay into solid gold wherewith to have the way to paradise."[1]

એવું બીજું રસિક વર્ણન શ્રીયુત વિનાયક મહેતાએ, શેઠ પ્રેમચંદ સૂરત પધાર્યા તે વખતનું કર્યું છે, તે સમકાલીન સ્થિતિનું તાદશ ચિત્ર રજૂ કરે છે:

"પ્રેમચંદ એક વીરલો પુરુષ હતો. એક ગરીબ રાંડીરાંડનો સાહસિક પુત્ર, વ્યાપારાર્થે સુરત છોડી મુંબઈ ગયેલો. ત્યાં ધંધામાં એવી તો પ્રવીણતા પ્રાપ્ત કરી, લેવડદેવડ, માલની આવક જાવક, અને સૃષ્ટિની હીલચાલ તેના તીક્ષ્ણ મગજ રૂપી દૂરબીન વડે એવી તો નિહાળી કે ભવિષ્યનો નાણાં સંબંધી વર્તારો કરનાર તો એજ નીવડયો. મુંબઈનો

1. A Financial Chapter in the History of Bombay City p. 47.

સાગર ક્ષુબ્ધ થશે, પાણીની ભરતી થતાં તેમાં સંગમ પામતાં નવાં સરોવર વિગેરે પણ ઉભરાઈ જશે એ સઘળી આગાહી તેણે કરેલી તે જ પ્રમાણે



શેઠ પ્રેમચંદ રાયચંદ

હિંદમાં દ્રવ્ય રેલાયું. સૌ તવંગર થઈ ગયા. જેની પાસે પુરા હજારે નહોતા તે પણ સાત આઠ લાખના ધણી થઈ બેઠા જ્યારે સમુદ્રમાં મોજાં ખરેખર ઊંચાં ઉઠવા લાગ્યાં ત્યારે શાંત, સાહો, તીક્ષ્ણ બુદ્ધિનો પ્રેમચંદ કાળી નાગનું મંથન કરતો હોય તેમ ઉછળતા તરંગોનાં શિખરો પર નાચતો

જણાયો. તેની મુરલીના નાદથી મુંબાપુરીના ગવર્નરથી માંડીને 'ગંગા' તેલી સર્વે ગોપી મસ્ત થૈ થૈ નૃત્ય કરી રહ્યા. આવી તેની જાહોજલાલીના વખતમાં "સ્પેશીયલ ટ્રેનમાં બેસી એકવાર પ્રેમચંદ શેઠ સુરત આવ્યા. માતૃભૂમિમાં પધારતા એ દ્રવ્ય યોદ્ધાને આવકાર આપવા કલેકટરથી માંડીને સર્વે અમલદારો તથા નગરશેઠથી માંડી સર્વે નાગરિકો 'સ્ટેશન' પર હાજર રહ્યા હતા મારા માતામહ કહેતા કે "જ્યા આગગાડી અટકી ત્યારે પ્રેમચંદ એકલા ઉતર્યા; લોકોએ તો શું ને શું ધારેલું! ગવર્નર જોડે ઘુમનાર પ્રેમચંદ તે કેવો રંગીલો હશે? પણ તેમ ન હતું. સાદી ટપકી ટપકીની પાઘડી ને ધોળું અંગરખું પહેરેલું; તથા રુપેરી ફીતરૂપી ઘડીઆળનો છેડો આગળ અર્ધા ચન્દ્ર માફક લટકતો પગે વાર્નિશના ચાંચીયા જોડા. સાદુ ધોતિયુ પહેરેલુ "[1]

શેઠ પ્રેમચંદ એમના એ જાહોજલાલીના દિવસોમાં, છૂટે હાથે અને ઉદાર દિલથી પુષ્કળ પૈસો સખાવતમા અને કેળવણીનાં કાર્યોમાં આપ્યો હતો; અને અનેક શેકાના હૈયાને બનતી મદદ કરીને ઠાર્યાં હતાં; અને એ શેરસટ્ટામાં પાયમાલ થયેલાઓ પણ શેઠ પ્રેમચંદની "તરફ પાઆરથી જોઈ હજુ પણ તેને એક દેવતાના જેટલુ માન આપે છે." એવી ઉત્તમ અને સુંદર છાપ તેમણે પાડી હતી.

પણ એ શેરસટ્ટાની આબાદી અને સાહેબી બેઘડીના ચાંદરણા જેવી સુખકર જણાઈ હતી. ચોમાસાની રેલનું પાણી જેમ એકાએક આવી પુષ્કળ નુકસાન પહોંચાડે છે, તેમ આ શેરસટ્ટારૂપી રેલે સેંકડો કુટુંબોની ખુવારી કરી હતી. અનેકને રઝળતા કરી મૂકયા હતા. એ પૈસો કયા જતો રહ્યો તે જણાયું જ નહિ. તે એક સ્વપ્નું જ થઈ ગયું હતું.

સન ૧૮૬૫માં અમેરિકન યુદ્ધ બંધ પડતાં મુંબઈના નાણા બજારમાં સખ્ત આંચકો લાગ્યો હતો; રૂના ભાવ નીચે પડવા માંડ્યા, તેની સાથે શેરના ભાવો પણ ગગડવા લાગ્યા; અને કામા નામના એક રૂની નિકાસ કરનાર ગૃહસ્થની હૂંડી સ્વીકારવામાં મુશ્કેલી ઊભી થતાં નાણાં બજારમાં ગભરાટ છૂટ્યો, કેમકે ત્રણ કરોડથી વધુ રકમની જવાબદારી તેને શિર ઊભેલી હતી, અને એ ગભરાટને લઈને સૌ કોઈ પોતાનો માલ અને શેર વેચવા નીકળી પડ્યા, એટલે વધારે મંદી આવી અને બજારમાં

[1] નર્મદાશંકર ચરિત્ર, પૃ. ૧૧૪ થી ૧૧૬.

નાણું વટાવવાનું અઘરું થઈ પડ્યું. અને એ લેણદારોનું હોઈડું એટલું ગૂંચવાઈ ગયું હતું કે તેનો ઝટ ઉકેલ થાય એમ નહોતું; તેથી તેનો ઝટ નિકાલ કાઢવા સન ૧૮૬૫ માં સરકારને નાદારીનો કાયદો પસાર કરવાની ફરજ પડી હતી.'

એ સટ્ટામાં ઘણા જાણીતા પુરુષો સપડાયા હતા, અને તેમની સ્થિતિ કફોડી અને દયાપાત્ર થઈ પડી હતી; કવિ નર્મદાશંકર એમાંથી સલામત રહેવા પામ્યા હતા, પણ તેનું ખરાબ પરિણામ જોઈને સન ૧૮૬૫ના બનાવને એમણે એક ઈશ્વરી કોપ જ લેખ્યો હતો અને તે વિષે લખ્યું હતું, કે "સટ્ટા કળજુગથી એટલું તો પાપ વધી ગયું હતું કે, ઈશ્વરે કોઈને આગળથી સ્વપ્નમાં પણ ન સુઝ્યું તેવી રીતે એકાએક કલંકી અવતાર શક્તિથી સહુ સટોરિયાઓનો સંહાર કરી નાખ્યો કે પાછું ધર્મ સ્થાપન થાય. ખરો ઉદ્યોગ ચાલવા માંડે.- અમેરીકામા લાખો માણસ કપાઈ જતાં તે પાપનો કોઈ વિચાર કરતું નોહોતુ પણ તે થાય છે તે સારુ થાય છે કે આપણું ઘર ભરાય છે એવું જે સમજતા તે પાપી ચંડાળોને શિક્ષા થઈ છે તે ઠીક જ થઈ છે. કેટલાક ખરા ઉદ્યોગી, ખરા ભક્ત, ખરા પરોપકારી અને ખરા દેશાભિમાની ખરા મરદો મનને મારી મારીને સટ્ટામા પડ્યા નથી ને ઈશ્વરની પ્રાર્થના કર્યા કરતા હતા કે "પ્રભુ લડાઈનો અંત વહેલો આણ, સટોરિયાઓના મદને તોડી ભુમીભાર ઉતાર'* તે મરદોની પ્રાર્થનાથી હજી પણ આ વખતે સપડાયલા સટોરિયા થોડા ઘણા ઈશ્વરના કોપથી બચશે."

કવિ દલપતરામે પણ આ બનાવને સંક્ષેપમાં પણ લાગણીપૂર્વક કવિતામાં વર્ણવ્યો હતો. સત્ત્વગુણ પ્રધાન વૃત્તિવાળા એ મહાપુરુષ મિત્રોએ વાર્યા છતાં ને પ્રલોભનને વશ થયા હતા આખની વ્યથાથી તે પીડાતા હતા, તેમાં આ આફતે તેમની સ્થિતિ બહુ કપરી કરી મૂકી હતી; પણ પ્રભુએ તેમની આબરૂ સાચવી હતી. એ પ્રસંગમાંથી જનતાને બોધક થઈ પડે એવાં પદો, જાત અનુભવ પરથી, એમણે રચ્યાં હતાં.

## ૪. ગુજરાતમાં પહેલું પુનર્લગ્ન (સન ૧૮૬૭)

'હિન્દુ સમાજમાં ઘણા લાંબા સમયથી વિધવાઓની સ્થિતિ પરાધીન અરે દયાજનક, પશુવત અને સંતાપકારી થઈ પડેલી હતી અને હર

* શેરસટ્ટાની તવારીખ પ. ૨૯

કોઈ એક વિધવાના પ્રારબ્ધને દોષ દઈ, પોતાના મનથી આશ્વાસન લઈ, તે પ્રશ્ન પ્રતિ ઉદાસીનતા સેવતું હતું. પહેલા ખંડમાં આપણે જોયું હતું કે પુનર્લગ્નનો પ્રશ્ન ઉપસ્થિત થતાં સ્ત્રીઓ જ, તેમની શીલની ભાવનાને લઈને તેમ જ સતીત્વના આદર્શથી પ્રેરાઈને, તે વિચારની વિરુદ્ધ પડતી અને કોઈ પણ સંજોગમાં પુનર્લગ્નને પસંદ કરતી નહોતી. માતૃહૃદય સામાન્યતઃ કોમળ અને પ્રેમાળ હોય છે; પણ લગ્નના આદર્શને તે એટલો બધો પવિત્ર અને ઊંચો માનતી કે ભોગજોગે પોતાની દીકરી બાળવયે વૈધવ્ય પ્રાપ્ત કરે, તો તેનું જિંદગીભરનું દુઃખ જોવા ને સહી લેવા એક મા તૈયાર રહેતી, પણ તેનું પુનર્લગ્ન કરવાની સંમતિ આપતી નહોતી. તે કાળે રૂઢિનું પ્રાબલ્ય વિશેષ હતું; અને રૂઢિથી જકડાયેલો સમાજ એવો બુદ્ધિહીન અને નિરુત્સાહી થઈ પડયો હતો કે તે સારાસારનો વિવેક કરી શકતો નહિ. એટલું જ નહિ, પણ વિધવાઓનાં દુઃખ અને નામોશી જોવા જાણવા છતાં તેના નિવારણ સારુ તે કાંઈ આગળ પગલું ભરી શકતો નહોતો. એવો તે સમાજ ભીરુ અને નાહિમ્મત થઈ પડયો હતો.

પણ દેશમાં અંગ્રેજ રાજ્યઅમલ સ્થાપિત થયા બાદ નવજીવનનો સંચાર થતાં, ને જ્ઞાનકિરણો પ્રકટતાં, પ્રજાની બુદ્ધિ વિકસવા માંડી, અને રૂઢિનાં બંધનો જે નડતાં તે તોડવાને, સમાજમાં એક સુધારક વર્ગ ઊભો થયો હતો.

વિધવાવિવાહનો કાયદો લોકમાગણીને વશ થઈને અંગ્રેજ સરકારે સન ૧૮૫૬ માં ઘડયો; પણ તે અગાઉ સન ૧૮૪૯ માં એક વિધવાએ બાળકને જન્મ આપી તે તજી દીધું છે, એ હકીકત સાંભળીને આપણા એક સુપ્રસિદ્ધ સુધારક સ્વર્ગસ્થ ભોળાનાથે તેમની નિત્ય નોંધમાં નીચે મુજબ લખ્યું હતું કે—

"એમ લાગે છે કે કોઈ વિધવાએ જ્ઞાતિભયે આ ક્રૂર કર્મ કર્યું છે. પરમાત્મા જ્ઞાતિબંધુઓને સદ્બુદ્ધિ આપે કે વિધવાઓ પુનર્લગ્ન કરવા ઇચ્છે તો તેમને પરવાનગી આપે."*

વિધવાઓનો પ્રશ્ન સમાજને એ સમયે એટલો ઉગ્ર રીતે સંતાપી રહ્યો હતો કે નવી ઉદ્ભવેલી જ્ઞાનપ્રચાર કે સુધારાની સંસ્થાઓએ વિધવાવિવાહના પ્રશ્નને પહેલી પસંદગી આપી હતી. સન ૧૮૫૬ માં પંડિત

* ભોળાનાથ ચરિત્ર પૃ ૭૯.

ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરના શુભ પ્રયાસથી વિધવાવિવાહનો કાયદો પસાર થવા પામ્યો હતો. તે પૂર્વે મુંબાઈની જ્ઞાનપ્રચારક મંડળીને એક શુભેચ્છકે રૂ. ૧૫૦) નુ ઇનામ આપવાની ઇચ્છા દર્શાવી વિધવાવિવાહ વિષે હરીફાઈથી નિબંધો મગાવવાનું સૂચવ્યુ હતું; અને એ ઇનામી હરીફાઈના જેમના નિબંધો મળેલા તેમા કવિ દલપતરામનો નિબંધ ઉત્તમ અને ઇનામને પાત્ર જણાયો હતો. તેમણે એ નિબંધમા વિધવાવિવાહને જુદી જુદી દૃષ્ટિએ વિચારી ચર્ચીને, છેવટે પ્રભુપ્રાર્થના કરી હતી કે—

"ઓ પ્રભુ ! ઓ દીનદયાળ જગતકર્તા, ઓ સર્વ શક્તિમાન પરમેશ્વર, તુ મારી દેશી વિધવાઓની દુ:ખી હાલત ઉપર જો તેઓનાં દુખ ટાળ, મારા દેશીયોને બુદ્ધિ આપ્ય કે તેઓ તારી આજ્ઞા પ્રમાણે વિધવાઓને પુનરવિવાહ કરાવે, કે જેથી દેશની આબરૂ રેહે અને સેકડો પ્રાણી નરકમા જતા બચે. તથાસ્તુ."*

વિધવાવિવાહનું સમર્થન કરતું એક પુસ્તક પંડિત ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરે લખ્યું હતુ; અને તેનો મરાઠી અનુવાદ થયો હતો અમદાવાદમાં વિધવાવિવાહને ઉત્તેજન આપવા એક સંસ્થા સ્થાપવામાં આવી હતી, તેના મુખ્ય કાર્યકર્તા સ્વર્ગસ્થ લાલશંકરે એ વિચારનો પ્રચાર કરવા અને લોકમત કેળવવા સદરહુ પુસ્તક (મરાઠી)નો ગુજરાતીમાં અનુવાદ કર્યો હતો એક સુધારક તરીકે તેમની કારકિર્દી તે દિવસથી શરૂ થઈ એમ કહી શકાય, એક જજ તરીકે જ્યાં જ્યાં તેમની બદલી થયેલી ત્યાં તેમણે જ્ઞાનપ્રચારના અને સુધારાના કાંઈ ને કાંઈ કાર્ય કરેલાં મળી આવશે. અમદાવાદ પ્રાર્થનાસમાજ સ્થાપવામા પણ તેમનો હાથ હતો; પણ તે સૌમા તેમનું નામ આજે પણ આભારપૂર્વક યાદ કરાય છે તે પંઢરપુરનું બાળહત્યા પ્રતિબંધક ગૃહ (foundling home) છે, જેની ઉત્પત્તિનો વૃત્તાંત રોમાંચક છે; અને તેના ધોરણે તે પછી આપણા પ્રાંતમા એવી અનેક સંસ્થાઓ અને અનાથાશ્રમો ઊભાં થયેલાં છે, જે એમની કીર્તિને ઉજ્જવળ કરે છે. તેમના ઉપર્યુક્ત પુસ્તકમાંથી ઉપસંહારનો ભાગ, જે વિધવાઓની સ્થિતિનુ તાદૃશ ચિત્ર રજૂ કરે છે, તે ઉતારીશું.

"અરે ભાઈઓ ! અરે મિત્રો ! હવે તમે આ ખોટી જાળમાં ક્યાં સુધી રહેશો ? એક વખત આંખો ઉઘાડો અને સદાચરણ તથા પાતિ-

* પુનરવિવાહ પ્રબંધ પૃ ૧૨૭

સત્ય એ સદ્‌ગુણોમાં મુખ્ય એવો જે તમારો પ્રિય હિંદુસ્તાન દેશ તેમાં વ્યભિચાર, ભ્રૂણહત્યા, બાળહત્યા, વગેરે દુરાચરણોની નદીનો મોટો પ્રવાહ કેવો છે તે જુઓ. આ બાબતમાં તમારી કનિષ્ઠ હાલતની પરાકાષ્ઠા થઈ રહેલી છે. હું તમને કાંઈ આડું અવળું કરવાનું કહેતો નથી. તમે ફક્ત પોતાના શાસ્ત્ર ઉપર ધ્યાન આપી તેનો માર્ગ સમજો, એટલે આ તમારા મોંકિત દેશને લાગેલો બટ્ટો તમે તરત દૂર કરી શકશો, પણ અરે! પરંપરાથી ચાલતા આવેલા ખોટા ચાલનો દુષ્ટ અમલ તમારા ઉપર ઘણો ઘણો ચાલે છે. ફક્ત લોકના રિવાજ અને રીતભાતના તમે કેવળ દાસ જ બની ગયા છો, માટે તમે જલદી સારે માર્ગે લાગશો કે નહીં, અને તમારી ગુમાવેલી આબરૂ તમે કરીને જલદીથી મેળવશો કે નહીં; તે વિશે મોટો સંશય રહે છે, અને અંતઃકરણમાં ઘણું જ દુઃખ ઉત્પન્ન થાય છે. અનાથ વિધવાઓને દુઃખના દરીઆમાં ફેંકી દઈને તમને રાત દિવસ તેમની નઠારી હાલત જોવાનો ચાલ પડી ગયો છે. માટે તમારી કુશાગ્રબુદ્ધિ અને દયા વગેરે ઉત્તમ મનોવિકાર એટલા તો મંદ પડ્યા છે, કે તેથી તે બિચારીઓના દુઃખ વિશે તમારા મનમાં વિચાર ઉપજાવવાનું જ તમને ઘણું કરીને અસંભાવ્ય થયું છે. તે બીચારીઓના માથા ઉપર કામદેવનો માર પડે છે, તેથી તે સેહેજ પોતાના બ્રહ્મચર્યનો ભંગ કરીને કામદેવે દેખાડેલો માર્ગ પકડે છે, અને પછી તમારા મનમાથી તમારી નીતિ તથા ધર્મ નાશ પામે છે. ફક્ત લોકમા ગેરઆબરૂ ન થાય માટે તમે તેમના ગર્ભપાત અથવા બાળહત્યાના કામમાં આગેવાની કરી બહુ મહેનત કરો છો. વારૂ તમે વિચાર કરો કે આપણાં શાસ્ત્રોની આજ્ઞા પ્રમાણે ચાલીને તેમના પુનર્લગ્ન કરવાં, તેમના અસહ્ય દુઃખમાંથી તેમને બહાર કાઢવી, અને આપણ પોતાને પણ અનેક પ્રકારના દુઃખમાંથી તથા પાપમાંથી દૂર રાખવા, એમા તમે આટલા નાખુશ છો એ કેવું મોટું આશ્ચર્ય!!! તમને કદાપિ એવું લાગતું હશે કે, માણસજાતને હોઈ શકે

બદલે ખેદ પણ કેટલો કરવો? જે ઠેકાણે પુરુષોને દયા કરૂણા નહીં; તે ઠેકાણે ખરૂં ખોટું કર્યું, અને સારૂં નઠારૂં કર્યું, એ કંઈ તેમને સમજાતું નથી. જે ઠેકાણે પુરુષો એવું સમજે છે કે, લોકાચાર અને લોકની રીતભાત રાખવી એ જ પોતાનું ઉત્તમ કામ, એ જ પોતાનો માર્ગ ધર્મ, અને એ જ પોતાની સુનીતિ તે ઠેકાણે સ્ત્રીઓનો જન્મ જ ન થાય એ ઘણું જ ઉત્તમ, પણ એમ કેમ બને!

અરે અબળાઓ! અનાથ સ્ત્રીઓ! હિન્દુસ્તાનમા તમારા દુઃખોની જરાએ હદ નથી."*

કવિ નર્મદાશંકરે તો વિધવાના પ્રશ્નને પોતીકો કર્યો હતો; અને તેમનું "વૈધવ્ય ચિત્ર" નામક કાવ્ય, બહુ પ્રસિદ્ધિ પામ્યું હતુ; તે વિષે તેમના પુનર્વિવાહ વિષેના નિબંધમાં કવિએ લખ્યું છે કે—

"સન ૧૮૫૯ ના ચોમાસામાં જ્યારથી મે એ વિશે કવિતામાં લખી છપાવી પ્રગટ કરી ગાયુ, ત્યારથી, અને પછી જદુનાથજી મહારાજ સાથે વાદ કર્યો ત્યારથી, અને પછી શેવટે ઉપલું ભાષણ કર્યું ત્યારથી, એ વિષય આખા ગુજરાતમાં ચરચાઈ રહ્યો છે, આજકાલ પુરુષ અને સ્ત્રી, મોટા અને નાહાનાં, પંડિત અને મૂરખ, સર્વે જણ ખાત્રી થએલી કહે છે. કે પુનર્વિવાહ થાય તો સારૂ."×

આદિ સુધારક દુર્ગારામ મહેતાજીએ ભૂત અને જાદુના વિચારોને જનતા માંથી હાંકી કાઢવા જે પ્રચારકાર્ય આરંભ્યુ હતું, તેની સાથે વિધવાઓનુ દુ:ખ ટાળવા અને વિધવાવિવાહને ઉત્તેજન આપવા ઓછો શ્રમ લીધો નહોતો; જોકે પ્રસંગ ઉપસ્થિત થયે એક વિધવા બાઈ સાથે પુનર્લગ્ન નહિ કરવા બદલ તેમના ઉપર થોડી ટીકા થઈ નહોતી, પણ એ પ્રશ્નને જનતાનો વિરોધ છતાં મોખરે આણવાનો યશ એ વ્યક્તિને ઘટે છે; અને તે કાર્યને ત્યારબાદ આગળ ધપાવવા દુર્ગારામચરિત્રના લેખક મહીપતરામે મુખ્ય ભાગ લીધો હતો અને એ કાર્ય પરંપગાતે તેમના સુપુત્ર સ્વર્ગસ્થ રમણભાઈ અને પુત્રવધૂ લેડી વિદ્યાબહેને ચાલુ રાખી, તેને પોતાનુ એક જીવનકાર્ય ગણેલું. તે રીતે સેંકડો વિધવાઓનાં જીવન સુખી કરી, તેમનાં તેઓ આશીર્વાદ પામ્યાં છે.

* વિધવાવિવાહ પૃ. ૧૧૨–૧૩.
× નર્મગદ્ય પૃ ૨૨૨.

એવું સ્તુતિપાત્ર પગલું સુધારકોના અગ્રણી કરસનદાસ મૂળજીએ, સ્વજ્ઞાતિના અને પોતાના એક મિત્ર માધવદાસ રૂઘનાથદાસ અને ધનકોર બાઈનું પહેલવહેલું ગુજરાતી પુનર્લગ્ન કરાવી આપીને ભર્યું હતું

કેવા સંજોગોમાં તે પુનર્લગ્ન થયું તેની વિગતો આપીએ તે પૂર્વે તત્કાલીન પરિસ્થિતિનો કાંઈક પરિચય આપણે કરી લઈશું

વિધવાવિવાહનો પ્રશ્ન એકલા ગુજરાતને નહિ પણ દેશ સમસ્તને મૂંઝવતો હતો. બંગાળમાં ઈશ્વરચંદ્રે તેનો તોડ કાઢવામા આગેવાની લીધી હતી તેવી રીતે મહારાષ્ટ્રમાં વિષ્ણુશાસ્ત્રી પંડિત વિધવાવિવાહ પક્ષના મુખ્ય વકીલ હતા. આપણા સાંસારિક રીતરિવાજો સાથે ધર્મભાવના ઘણીખરી સંકળાયેલી હોય છે; અને તેથી ધર્મભંગ થવાની બીકે જનતા કોઈ નવું સામાજિક પગલું ભરતાં ખંચકાય છે; અને જનતાની એ ભીતિ દૂર કરવાને, શાસ્ત્રોમાં વિધવા વિવાહની મનાઈ નથી પણ તેમ કરવાની છૂટ છે, એ વિષે પુષ્કળ વાદવિવાદ થવા પામ્યો હતો, તે વૃત્તાંત વાંચીને આપણને આજે હાસ્ય ઉપજશે, પણ તે વખતે લોકને મન તે એક મહત્ત્વનો પ્રશ્ન હતો, તેથી તે વિષય પર કરવીરના શંકરાચાર્યના પ્રમુખપદ હેઠળ સન ૧૮૭૦ માં શાસ્ત્રાર્થ ગોઠવવામા આવ્યો હતો, તેમા સુધારક અને સનાતની બંને પક્ષોએ પોતપોતાનો કેસ રજૂ કર્યો હતો, પણ આવા કેસોમા સામાન્ય રીતે બને છે તેમ તે વિષે છેવટે નિર્ણય પર આવવાનું બની શક્યું નહોતું. જોકે શંકરાચાર્યે મોટી વયની વિધવાના વિવાહના પ્રશ્ન વિષે સુધારકો નમતું આપે તો બાળવિધવાનાં પુનર્લગ્ન કરવાની સંમતિ આપવા ખુશી દર્શાવી હતી. વાદવિવાદમાં સુધારકો ફાવ્યા નહિ પણ તેઓ પોતાના અભિપ્રાયને વળગી રહ્યા હતા. પણ એ ચર્ચામાંથી વર્તમાનપત્રોમા પત્રો પ્રકટ થતા બદનક્ષીનો કેસ ઊભો થયો તેમાં સુધારક પક્ષનો વિજય થયો હતો, તથાપિ લોકમત સુધારકોની સતામણી કરવામા પાછો પડતો નહોતો; અને એ સતામણી કેટલી હદે પહોંચતી તેનું એક ઉદાહરણ નોંધીશું ઉપર્યુક્ત સુધારક પક્ષના સાત મનુષ્યોને વિધવાવિવાહના પ્રશ્ન પરત્વે જ્ઞાતિ બહાર મૂકવામા આવ્યા હતા, તેમાં ગોપાળરાવ હરિ દેશમુખ પણ એક હતા તેમની પુત્રીની સાસુએ ગોપાળરાવને કહેણ મોકલ્યું કે પ્રાયશ્ચિત્ત કરી તમે જ્ઞાતિમાં આવી જાઓ, નહિ તો મારા પુત્રને હું ફરી પરણાવીશ પુત્રીના સુખની ખાતર ગોપાળરાવે પ્રાયશ્ચિત કર્યું હતુ; જોકે તેમના વિચારમા તેથી કોઈ ફેર પડ્યો નહોતો;

અને તે વિષેની ખાતરી તેમણે વિષ્ણુશાસ્ત્રીને પત્ર લખીને આપી હતી. આ પ્રકારની વિષમ પરિસ્થિતિ મહારાષ્ટ્રીય જનસમાજમાં પ્રવર્તતી હતી; અને ગુજરાતી જનસમાજ પણ એ મુશ્કેલીમાંથી મુક્ત નહોતો. અને તે પરિસ્થિતિ સમજવામાં કરસનદાસ મૂળજી ચરિત્રમાંનો નીચેનો ઉતારો આપણને મદદગાર થઈ પડશે:

"બ્રાહ્મણ, વાણીઆ વગેરે જ્ઞાતિઓમાં વિધવાને ફરી પરણવાની મના છે તે ગેરવાજબી છે; એથી ગર્ભપાત અને બાળહત્યા થાય છે; વળી હિન્દુ શાસ્ત્રમા તેમને પુનર્વિવાહ કરવાની રજા છે માટે એ બધી ન્યાય, વિવેક અને શાસ્ત્ર વિરુદ્ધ છે, એવો અભિપ્રાય કરસનદાસ અને તેના સુધારાવાળા ભાઈબંધોનો હોવાથી તેઓ વિધવા પુનર્લગ્ન થએલુ જોવાને ઈચ્છતા હતા. કેટલાંક વરસ પર દીવાળી નામે રાંડીરાંડ ગરીબ બ્રાહ્મણી તેમને મળી. તેને માટે જેમ તેમ કરી ફોસલાવી પટાવી કોઈ ગંડુ બ્રાહ્મણ ઉભો કર્યો એમ મુબઇના ગુજરાતી બ્રાહ્મણોમા પહેલવહેલો પુનર્વિવાહ થયો. પરણનાર જોડુ સુખી થયુ નહિ, ને પરણનાર પછી દીલગીર થયો. પેલો ગંડુ બ્રાહ્મણ સમજ્યો હતો કે હવે મારે બેઠા ખાવાનુ અને મોજ મારવાનુ છે. તેને પરણાવનારા કહે એ તારી ભૂલ છે. તું ઉદ્યોગ કરવા રાજી હોય તો તને અમે છાપખાનામાં નોકરી અપાવીએ. તે આદમી કહે મારે મહેનત કરવી હોત તો ન્યાતજાતથી દૂર રહી આ કામ શાને કરત? થોડા વખત સુધી તો ચાહ્લામાં આવેલા નાણા ખરચી ખાધા. ખરચી ખૂટી એટલે બીચારી બાઈને ધીઓવવા લાગ્યો બાઈ પરણાવનારને ઘેર આવી રડે પેલા આદમીએ તેને કોઢી મૂકીને પોતે પાછો ન્યાતમાં ભળ્યો. એમ આ કામ ખેદકારક થયુ. અનુભવ વગર એવી ભૂલ થાય તેમા નવાઈ નથી. એથી લોકમાં હાંસી થઇ, પણ ચેતવણી મળી કે હવે પછી જોઈ વિચારીને કામ કરવુ. આ કામમા પહેલીવાર ફતેહ ન મળવાથી સુધારવાળા નાઉમેદ ન થયા. કામ સારુ જાણી મંડ્યા રહ્યા. કરસનદાસની બદલી લીંબડી થયા પછી સારો લાગ હાથમાં આવ્યો થોડા દહાડાની રજા લઈ તેઓ એકાએક મુંબઈ ગયા. જતી વખતે મારે-ઘેર ઊતર્યા; પણ શા કામે મુંબઈ જવુ થયું તે કહ્યું નહિ. વાણીઆમા પહેલું પુનર્લગ્ન કરવાનું માન બાઈ ધનકોરને છે કપોળ વાણીઆના મુખ્ય શેઠ અને મુંબઈના નગરશેઠના ઘરની એ કન્યા બિચારી પરણ્યા પછી થોડા વખતમાં વિધવા થઈ. આથી તેને પરિતાપ

પ્રણો થયો. મોટા વૈભવમાં ઉછરેલી તેને એકદમ વેરાગણ થઇ જવું કેમ ગમે ? ગમે કે નહિ પણ અન્યાયી અને નિર્દય રૂઢીએ તેમે વૈરાગ્ય પાળવાની જરૂર પાડી. બળાત્કારે વૈરાગ આવતો નથી. ૫૦ અને ૬૦ વર્ષના ડોસાને સંસાર ભોગવવાનું મન થાય છે તો બાળકી ધનકોરને કેમ ન થાય ? બીજી છોડીઓને અને સ્ત્રીઓને સુંદર શણગાર અને વસ્ત્ર પહેરી મહાલતી જોઇ તેનો જીવ બળે. હૈયાશોકથી બાપડી દુબળી થઇ ગઈ. અન્ન ભાવે નહિ, તેથી કેટલાક વખત સુધી નિત્ય પૈસાના દહીંના આધારે જીવી. એની મા પણ બિચારી વિધવા થઇ હતી. તેનો જીવ એને જોઈને દાઝે વગર અપરાધે સજા ભોગવતી ધનકોરને જોઈ સૌને દયા આવે, પરન્તુ ક્રુર રૂઢિના એ શિકારને કોઇ છોડાવે નહિ માધવદાસ રૂઘનાથદાસ નામે એની ન્યાતના આબરૂદાર અને સુજ્ઞ વિચારના વેપારીને એ દુઃખી અબળા ઉપર દયા આવી. દયાથી પ્રીતિ ઉત્પન્ન થાય છે. શેઠ માધવદાસની સ્ત્રી ગુજરી ગઇ હતી, પરન્તુ તેને કુંવારી કન્યા મળવામાં જરારે હરકત ન હતી. એ ભાઈ કરસનદાસ મુળજીના દિલોજાન દોસ્ત હતા, અને વિધવા પુનર્વિવાહના વાજબીપણા વિષે તેમની પાકી ખાતરી હતી. જે વિપત્તિ પડે તે સહીને આ વિધવાને બંધનમાંથી છોડવવાનુ મોટું કામ એમણે પોતાના મિત્ર કરસનદાસની સલાહથી માથે લીધું. પ્રથમ તો વિધવાને પુનર્લગ્ન કરવામાં દોષ નથી એની સમજણ પાડી. આ નરે ધનકોરનું મન મનાવ્યું. આ કામમાં મદદ કરવાને કરસનદાસ લીબડીથી મુંબાઇ આવ્યા. એમણે પોલીસનો ગુપ્ત બંદોબસ્ત કર્યો કે હુલ્લડ ન થાય. જુગ્તિથી ધનકોરને લગ્ન કરવાને સ્થળે કોઇ ન જાણે તેમ આણી તથા ઝટપટ સુધારાના સાથીઓને ભેગા કર્યા. એમ વિઘ્ન થવાનાં કારણ દૂર કરી છચોક એ જોડાને પરણાવ્યું.

મોટા આબરૂદારની વિધવાના આબરૂદાર ગૃહસ્થ વેરે પુનર્લગ્ન થવાથી મુંબઇના વાણીઆમાં હાહાકાર થયો, કપોળમાં દલગીરી અને ગુસ્સો આવ્યા, અને પરણનારનાં સગાવહાલામાં કલાહપીટ થઈ રહી. ક્રોધના આવેશમાં કોઈ દુશ્મને કરસનદાસને માર્ગમાં રોકી મારવાને મારા મોકલ્યા. આ દુષ્ટ ઇરાદાની સૂચના તેને સુભાગ્યે આગળથી થવાથી તે રસ્તે જતાં પોતાની જોડે સારા પારસી મિત્રને રાખ્યા હતા. શહેરમાંથી વાલકેશ્વર જતાં રસ્તામાં એ મારા મળ્યા પણ તેમણે ડરથી કે બીજા કોઇ કારણની પોતાની ધારણા અમલમાં આણી નહિ. તેથી કરસનદાસ ક્ષેમકુશળ

પોતાના ઉતારે પહોંચ્યા, આ શુભ કામ પાર પાડી એઓ પાછા ચીંબડી ગયા. એમના જન્મારાનું છેલ્લું મોટું આ કામ હતું."*

એ વિષે વધુ હકીકત જાણવા ઇંતેજાર હોય તે વાચક બંધુને માધવદાસ રઘુનાથદાસ રચિત "એક પુનર્વિવાહની કહાણી" એ પુસ્તક વાંચી જવાની ભલામણ છે. હાલ તુરત તો એક વિધવાની દયાજનક સ્થિતિનો કાંઈક ખ્યાલ આવવા તેમાંથી વિધવાવિવાહના નિર્ણય ઉપર આવતાં ધનકોરબાઈએ માધવદાસને જે પત્ર લખી મોકલ્યો હતો તે માત્ર આપીને સંતોષ માનીશું.

"પરદુઃખભંજન માધવદાસ,

તમને મળી ગયા પછી ચાર દીવસ સુધી મે મારા મન સાથે ઘણા એક વિચાર કીધા આપણી ન્યાતની કેટલીએક જુવાન વિધવાઓ આડે માર્ગે વર્તિને પોતાના દિવસ ગુજારે તેને હું ખરેખર ધિક્કારું છું; તેમજ આત્મઘાત કરીને મહાપાપ કરવાની તો મારી હિંમત ચાલતી નથી બીજું મારી જુવાન અવસ્થામાં મારી વ્હાલી માતાજી બેઠી છે ત્યાં સુધી તો મને કાંઈબી ફીકર ચિંતા જેવું લાગતું નથી. પરમેશ્વર કરેને તે સો વર્ષ સુધી જીવે! પણ જો ઈશ્વર ઇચ્છાથી મારી માતાને કાંઈ થાય તો પછી મારી શી અવસ્થા! મારી સંભાળ લેનાર કોઇ મળે નહિ. ભાઇ ભોજાઈના હાથ નીચે રહી, તેમનાં મેણાં ટાણાં સાંખી, તેનો ઓશિયાળો રોટલો ખાવો, તે મને કાંઈ ઠીક લાગતું નથી. મારી જે કાંઇ થોડી ઘણી માયાપુંજી હતી તે સર્વે મારાં સગાંવહાલાંઓ દાબી બેઠાં છે. હું જો તેની પાસે માગું છું તો તેને હું દુશ્મન જેવી લાગું છું. માટે હવે તો મેં છેવટનો ઉપાય એજ પસંદ કર્યો છે કે તમારી મરજી મુજબ ઉત્તમ રસ્તો અખ્ત્યાર કરવાને હું હવે તૈયાર છું. મારી તરફની હવે કાંઇસી ઢીલ નથી, અને મને સ્વપ્નમાં ઇશ્વરે પણ એ જ રસ્તો અખત્યાર કરવાની પ્રેરણા કરી છે. માટે હું ઇશ્વરનો ઉપકાર માની ઇશ્વરની કરેલી પ્રેરણાને માન આપવા તૈયાર છું. હાલ એ જ વિનતિ. ધન"*

## ૫. સંમતિવયનો કાયદો (સન ૧૮૯૧)

સન ૧૮૯૦ માં બંગાળમાં ફૂલમણિદાસી નામની અગિયાર વર્ષની કુમળી વયની બાળપત્ની સાથે તેના પતિ હરિમોહને બળજોરીથી સમાગમ

* કરસનદાસ જીવન, પૃ ૧૩૪, ૩૫, ૩૬.
એક પુનર્વિવાહની કહાણી, પૃ. ૨૮.

કરતાં તેનું મૃત્યુ થવા પામ્યું હતું. અને એ કરુણકથા જાહેર થતાં, હિન્દી સરકાર સંમતિ વયને લગતી હિન્દી પેનલ કોડમાંની કલમ સુધારવા પ્રવૃત્ત થઈ હતી.

વિધવાઓની સ્થિતિ આપણા સમાજમાં અધમ અને દયાપાત્ર હતી અને તે સ્થિતિમાં હજી આપણે ઇચ્છીએ તેવો સુધારો થવા પામ્યો નથી, તોપણ સન ૧૮૫૬માં નવા રાજકર્તાઓએ વિધવાવિવાહનો કાયદો પસાર કરી, જે વિધવા પુનર્લગ્ન કરવા તત્પર થાય તેનો માર્ગ સરલ કરી આપ્યો હતો; પણ એ સરકારે, તે પછી તરત જ બાળલગ્ન પ્રતિબંધનો કાયદો ઘડ્યો હોત તો આપણે આ જ સમાજમાં કોઈ જુદો જ ફેરફાર જોવા પામત

પરંતુ સન ૧૮૫૭માં દેશમાં બળવો થતાં સરકારે, તેના પરિણામે પ્રજાના સાંસારિક અને ધાર્મિક પ્રશ્નોમાં તટસ્થતા જાળવવાની રીતિનીતિ અખ્તયાર કરી હતી, અને જેમ દૂધનો દાઝ્યો છાશ પણ ફૂંકી ફૂંકીને પીએ. તેમ હિંદી સરકાર લોકહિતના મહત્ત્વના પ્રશ્નોમાં આવશ્યક સુધારા કરવા ડરતી, ખચકાતી હતી. આપણા સમાજમાં વિધવાઓનું બહુ મોટું પ્રમાણ બાળલગ્નના કારણે હતું, તે જાણીતી બીના હતી. જ્ઞાતિ-સત્તા એવી પ્રબળ હતી અને લોકાચાર એટલો મજબૂત હતો કે તેની સામે કાંઈ પણ પગલું ભરવા કોઈપણ હિમ્મત કરતું નહિ એ સંજોગોમાં વિધવાવિવાહની પ્રથા મજબૂતી પકડી શકે નહિ એ દેખીતું છે. તેથી આપણા અગ્રેસરોએ એક પક્ષે વિધવાવિવાહને ઉત્તેજી, બીજી બાજુ બાળલગ્નની પ્રથા વિરુદ્ધ મોરચા માંડ્યા હતા આપણા કવિ દલપતરામે અગાઉ જણાવ્યું છે તેમ પુનર્વિવાહ વિષે ઇનામી નિબંધ લખી એ વિષયને સારી રીતે ચર્ચ્યો હતો તે પછી સોસાયટી સારું સન ૧૮૫૭માં બાળવિવાહ નિબંધ અને તે પછી બાળોઢ્યાભ્યાસ પ્રકરણ લખી, તેનાં નુકસાનકારક પરિણામો દાખલાદલીલ સહિત સમજાવ્યાં હતા પણ આપણા સાંસારિક રીતરિવાજો સાથે ધાર્મિક આચારવિચાર એવા ભેળવી દેવામા આવેલા છે કે જનસમૂહ તેમાં વિવેક કરી શકતો નથી, જે તે રિવાજનું સારાસારપણું જોઈ શકતો નથી. જનસમાજ તો મનુસ્મૃતિમાં એક શ્લોક મળી આવે છે, તેને શાસ્ત્રાજ્ઞા માની, તે પ્રમાણે વર્તતો, જોકે તે રિવાજના અનિષ્ટ પરિણામો તેની નજરમાં આવતાં છતાં તેનું ઉલ્લંઘન કરવાનું તેનામા સામર્થ્ય કે નૈતિક હિંમત નહોતાં.

મનુસ્મૃતિમાંનો તે શ્લોક નીચે પ્રમાણે છે:

अष्टवर्षा भवेद् गौरी नववर्षा तु रोहिणी ।
दशमे कन्यका प्रोक्ता अत ऊर्ध्वं रजस्वला ॥
तस्मात् संवत्सरे प्राप्ते दशमे कन्यका बुधैः ।
प्रदातव्या प्रयत्नेन न दोष कालदोपत ॥

આઠ વર્ષની ગૌરી, નવ વર્ષના રોહિણી અને દશ વર્ષની કન્યા, અને તેની ઉપરની વયની રજસ્વલા કહેવાય તેથી સમજુ પુરુષોએ કન્યાને દશમુ વર્ષ પ્રાપ્ત થતાં તેનું લગ્ન કરી દેવુ, તો તેમને કાળદોષનો દોષ લાગશે નહિ.

મનુસ્મૃતિમાં સદગ્હુ શ્લોક શરૂઆતથી હતો કે તે પાછળથી ઉમેરવામા આવ્યો તે વિષે આપણને બરોબર માહિતી નથી પણ દેશમાં મુસ્લિમોનું આક્રમણ થતાં લોક ભયભીત બન્યા હતા, અને જાતિસંરક્ષણ અર્થે બાળવિવાહની પ્રથા દાખલ થઈ હોય એ સભવિત છે, અને તે કાળે કોઈ શાણા પંડિતે ઉપર્યુક્ત શ્લોક મનુસ્મૃતિમા તેનો શાસ્ત્રાધાર બતાવવા ઉમેર્યો હોય, કારણકે સ્વર્ગસ્થ ન્યાયમૂર્તિ રાનડેએ આપણી સ્મૃતિઓ અને ધર્મશાસ્ત્રના ગ્રંથો જોઈ તપાસી એવો અભિપ્રાય દર્શાવ્યો હતો કે આઠમે વર્ષે લગ્ન કરવાનુ વિધાન સ્મૃતિઓમા પાછળથી દાખલ કરેલુ માલૂમ પડે છે. એવી સ્મૃતિઓ બે છે, અને તેની શુદ્ધ પ્રતો મળતી નથી

મનુસ્મૃતિમાંથી જે શ્લોક ઉતારવામા આવે છે તે પણ મુદ્દાસર નથી, તેમજ જે ધર્મગ્રંથો દશ વર્ષની વયે લગ્ન કરવાની ભલામણ કરે તે વજનદાર નથી, કેમકે કન્યાનો સાચો અર્થ ફેરવી તેની વય દશની જણાવી છે. આવા પ્રમાણગ્રંથો આઠ છે; પણ મોટો સમૂહ બાર વર્ષની મર્યાદાની તરફેણમા છે એટલે કે કન્યા ઋતુકાળ પ્રાપ્ત કરે, તેને લગ્નને યોગ્ય ગણે છે. ૩૬ જાણીતા ધર્મશાસ્ત્ર ગ્રથો બાર વર્ષની લગ્નવયને સમર્થન કરે છે વાસ્તવિક રીતે એ જ સ્મૃતિગ્રંથોનો અભિપ્રાય મનાવો જોઈએ; જેને આપણા સુપ્રસિદ્ધ વૈદક ગ્રંથોનો ટેકો મળે છે કે બારમે વર્ષે લગ્ન અને સોળમે વર્ષે સમાગમ એ કન્યાઓ માટે સ્વાભાવિક અને શાસ્ત્રોક્ત વય છે.

કન્યા ઋતુપ્રાપ્તિ ક્યારે કરે છે અને તેની લગ્નવય શી હોવી જોઇએ એ પ્રશ્ન વિષે જાણીતા સુધારક કેશવચંદ્ર સેને સન ૧૮૭૧ માં આપણા દેશના આગેવાન ડોકટરોના અભિપ્રાય મેળવવા એક પરિપત્ર તેમને મોકલી આપ્યો હતો; અને તે સઘળાના જવાબનો એક જ ધ્વનિ હતો કે કન્યાનું લગ્ન વય ૧૬ થી ૧૮ નું હોવું જોઇએ અને મુંબઈની ગ્રાન્ટ મેડિકલ કોલેજના પ્રસૂતિ વિભાગના અધ્યાપક ડૉ. એ. વી. વ્હાઇટે લખ્યું હતુ કે ૧૮ મા વર્ષ સુધી લગ્નવય લંબાવવામા આવે તો તેમનો શરીરનો બાંધો બરોબર ખીલશે, સુવાવડનો મૃત્યુભય ઓછો થવા પામશે અને પ્રજા તંદુરસ્ત જન્મશે.

શારીરિક દૃષ્ટિએ મોટી વયે લગ્ન થવું હિતાવહ હતુ; એ વાત સાથે નાની વયે લગ્ન થતાં સુવાવડમાંથી જે ભયંકર મૃત્યુપ્રમાણ ઉદ્‌ભવ અથવા સ્ત્રીઓ રોગગ્રસ્ત થઈ પડી તેમની પ્રજા પણ નબળી થતી, તે આગળ ધરી બાળલગ્ન અટકાવવા ઉપદેશ કરવામાં આવતો. અને સન ૧૯૨૮–૨૯ માં નિમાયેલી સંમતિવય કમિટીએ પ્રજનનશાસ્ત્રની દૃષ્ટિએ, સામાજિક અને કેળવણીના કારણે અને આર્થિક વિચારોથી પ્રેરાઈને સંમતિવય ૧૫ રાખવા ભાર મૂકયો હતો.

જેમને પ્રગતિમાં અને સુધારામાં શ્રદ્ધા હતી એવા શિક્ષિત અને વિચારવંત પુરુષોએ બાળલગ્નના સંબંધમાં લોકમત કેળવવા, બાળલગ્ન નિષેધ મંડળો સ્થાપી પ્રચારકાર્ય આરંભ્યું હતું. બાળલગ્નની પ્રથાનો ઉપહાસ કરી, તેનું અજુગતાપણું બતાવી, છેવટે થાકી કંટાળીને નવલરામે ગાયુ હતું કે :

"વરરાજા એ માસનું બાળ એં એં કરતુ;
ઝડપાયું ઝટ ઝોળીમાં, મન આડીનું હરતુ.

×

સાર પગાંની જાન આ જોડી એ પગાં સારુ,
સમજે તો સાર નવલ બહુ નહિ તો હસવું વારુ"*

×

"હાં રે નામ બાળલગનનું સૌ બાળો!
બાળો કે ખાડામાં ઘાલો રે! નામ બાળ—ટેક.

* બાળલગ્નની બત્રીસી, પૃ. ૪૫.

બાળલગનતું નામ જ સુણતાં આવે મને કંટાળો રે —નામ.
બાળલગનનાં દુખ દેખીને દેશ થઈ ગયો કાળો રે ! —નામ.
લગનિ લાગ્યા વણ લગન જ કેવું ? એ શો મુરખનો ચાળો રે ? —નામ
લાગી લગનિ કે જાગિ જ અગની ઝલિ જરિ ન રહે ઝાળો રે ! —નામ
બાળ બિચારૂ, શું સમજે એમાં ? ઠાઠ આ શો માંઠયો ઠાલોયે ? —નામ.
દૈવ ઉપર શિદ દોષ મૂકો છો ? પ્રકૃતિ વિરૂદ્ધ જ ચાલો રે !—નામ.
બાળલગનની ભૂંડી રૂઢી, આંખ ઉઘાડી ભાળો રે. —નામ.

પરધર્મી છતાં, હિન્દુ સમાજનો ઘરોઓ ધરાવતા પરોપકારી પારસી બંધુ બહેરામજી મલબારીએ હિન્દુઓમા બાળલગ્ન અને ફરજિયાત વૈધવ્યના અનિષ્ટ ચાલથી ત્રાસી ઊઠી તેનાં સુધારા સારુ ખૂબ ઊહાપોહ કર્યો હતો અને હિન્દી સરકારને અરજ સુદ્ધા કરી હતી; પણ સરકાર તટસ્થતા જાળવી રહી હતી. પરંતુ સન ૧૮૯૧માં હિન્દી પેનલ કોડમાં ઉપર જણાવ્યા પ્રમાણે સમ્મતિવયની કલમમાં સુધારો કરવા સરકારે પગલું ભરવા માંડ્યું * ત્યારે સંરક્ષકવાદીઓએ ખળભળાટ કરી મૂકયો હતો કે સાંસારિક રીતરિવાજમાં સરકારે વચ્ચે આવવુ જોઇએ નહિ અને મહારાણી વિક્ટોરિયાએ સન ૧૮૫૭ના ઢંઢેરામાં પ્રજાને તે સબંધમાં અભયવચન આપ્યુ હતું તેનો એથી ભંગ થાય છે. પણ સરકારે એ વિરોધથી દબી કે ડરી ન જતાં માનવતાની દૃષ્ટિએ જરૂરનો, એ સુધારો કર્યો હતો

તે પૂર્વે સન ૧૮૭૨માં સિવિલ મેરેજ એક્ટ પસાર કરીને હિન્દી સરકારે બંગાળના બ્રહ્મોને લગ્નના સબધમાં કેટલીક સરળતા કરી આપી હતી.

આ કાયદાઓ ઇચ્છિત લગ્ન કરવામાં સહાયભૂત થયા છે, પણ હિન્દુ સમાજને જેની જરૂર જણાતી તે લગ્નની વય અમુક વર્ષની મુકરર કરવાની હતી અને તે લાંબે ગાળે (સન ૧૯૨૯માં) શારદા એક્ટથી કાંઈક અંશે પૂરી પડે છે, પણ તે કાયદો સુધારકોની માગણીને પૂરતી સંતોષે એમ નથી. ખરી રીતે તે લગ્નવય છોકરી માટે ૧૬ અને છોકરા માટે ૨૧ થાય એ જ વાસ્તવિક અને સલાહ ભરેલું છે.

* Report of the Age of Consent Committee, page 184

## ૪. ધાર્મિક વિચારમંથન

"A purely secular system of education coupled with the influence and activity of Christian missionaries was a challenge to Hinduism, and as Prof H. H. Dodwell believes, "the Hindu world was bound to re-act, sharply and can convulsively to these external impulses."*

—V. R. R Dikshitar

વેપાર અર્થે જ ઇસ્ટ ઇંડિયા કંપનીની સ્થાપના થઈ હતી અને તેનો પ્રધાન ઉદ્દેશ પૂર્વના દેશોનો વેપાર હસ્તગત કરવાનો હતો તેની સિદ્ધિ અર્થે, આરંભમાં સ્થાનિક રાજકર્તાઓ તરફથી વેપારમાં છૂટછાટ અને ખાસ હક્કો તેમ જ જાનમાલની સલામતી અને સંરક્ષણ મેળવવા તે લોકોએ તજવીજ કરી હતી; પણ પોર્ટુગીઝોએ કર્યું હતુ તે રીતે હિન્દી વસ્તીને ખ્રિસ્તી કરવાનું પ્રલોભન સેવ્યુ નહોતુ. ઊલટું કેરી (Carey) નામનો અંગ્રેજ મિશનરી બાઇબલના પ્રચાર અર્થે હિન્દમાં આવેલો તેને કંપની સરકારે અટકાવ્યો હતો તેથી તેને નજદીકના ડેનિશ સત્તા હેઠળનાં પ્રદેશમાંના સિરામપુર ગામમાં આશ્રય લેવો પડ્યો હતો ત્યાં તેની મદદમાં ઇંગ્લાંડથી બીજા ચાર મિશનરીઓ આવી મળ્યા હતા. તેમણે અઢાર વર્ષના ટૂંક ગાળામાં બંગાળમાં ૧૨૬ નિશાળો કાઢી હતી. ઉપરાન્ત કેરીએ બાઇબલનુ બંગાળી, હિન્દી, મરાઠી અને સંસ્કૃતમાં ભાષાંતર કરી તે ગ્રંથની હિન્દુસ્તાની, ફારસી અને તામિલ આવૃત્તિઓનું સંપાદનકાર્ય પણ કર્યું હતું. શાળાઓ સ્થાપીને તેમ જ તે પવિત્ર ગ્રંથનો તરજુમો કરી તેમણે સંતોષ માન્યો નહોતો, પણ તેની સાથે હિન્દુસમાજમાં પ્રવર્તતા કેટલાક અનિષ્ટ, ક્રૂર અને જંગલી સાંસારિક રિવાજો—જેવા કે દૂધપીતીનો

* The Aryan Path, October 1935, page 610.

અને સતીનો ચાલ—સામે માનવતાની દૃષ્ટિએ વાંધો ઉઠાવી તે બંધ પાડવા પ્રયત્ન આદર્યા હતા લોકોને તેમનો સંદેશો પહોંચાડવાનું સુતરું થઈ પડે તે હેતુથી તેમની માતૃભાષાનું જ્ઞાન સંપાદન કરી, તે દ્વારા શિક્ષણ આપવાની શરૂઆત કરી હતી પણ એલેકઝાંડર ડફ નામના મિશનરીને તે પદ્ધતિ પસંદ પડી નહિ અને તેણે શિક્ષણના વાહન તરીકે અંગ્રેજીને દાખલ કર્યું, અને તે અખતરો ફતેહમંદ માલૂમ પડ્યો. તેથી પ્રેરાઈને અંગ્રેજ હાકેમોએ, લોર્ડ મેકોલેની આગ્રહપૂર્વક હિમાયતથી, અંગ્રેજીના શિક્ષણને પ્રધાન સ્થાન આપ્યું હતું

આપણા પ્રાંતમાં આ મિશનરીઓની પ્રવૃત્તિથી કેળવણીના ક્ષેત્રમાં કેવી અને કેટલી પ્રગતિ થવા પામી હતી તે નીચેના આંકડાઓ ઉપરથી માલૂમ પડશે.[1]

સન ૧૮૬૧–૬૨

| મિશન સંસ્થા | શાળાની સંખ્યા | શિક્ષકો યુરોપિયન | શિક્ષકો હિન્દી | વિદ્યાર્થીઓ |
|---|---|---|---|---|
| ચર્ચ મિશનરી મંડળી | ૭૯૨ | ૧૧ | ૮૪૬ | ૨૭૦૦૦ |
| લંડન મિશનરી | ૩૧૯ | . | ૫૮૯ | ૧૫૦૦૦ |
| વેશલિયન મિશનરી | ૫૩ | | ૧૦૦ | ૩૦૦૦ |
| ફ્રી ચર્ચ મિશન | ... | ... | ... | ૯૧૩૨ |
| બેપટિસ્ટ મિશન | ... | ... | ... | ૨૫૦૦ |
| ઇતર મિશનો | .. | . | ...આશરે | ૪૫૬૩૯ |

અંગ્રેજીના શિક્ષણના જેવો બીજો ગંભીર ફેરફાર, એલેકઝાંડર ડફે મિશનરી હસ્તકની શાળાઓમાં બાઇબલનું શિક્ષણ દાખલ કરી કર્યો હતો અને તેના આ પગલા સામે વિરોધ ઉઠ્યો હતો, પણ નોકરીની લાલચે તેમ બીજા લાભોથી પ્રેરાઈને નવા અંગ્રેજી શિક્ષણની લોકોને એટલી બધી મોહિની લાગી હતી કે તે શાળાઓમાં જગ્યા મેળવવા પડાપડી થતી હતી, એટલે મિશનરીઓને તેમના ધર્મપ્રચારના કાર્યમાં મુશ્કેલી નડવાને બદલે સરળતા થઈ હતી. તેની અસરથી સેંકડો હિન્દુઓ ખ્રિસ્તી બન્યા હતા, અને કંપની સરકારે પણ તે કાર્યને ઘટતું ઉત્તેજન આપવા અથવા તેના પ્રતિ સહાનુભૂતિ દાખલ સન ૧૮૫૦નો ૨૧મો એક્ટ ઘડ્યો હતો.

[1] પ્રાર્થનાસમાજનો ઈતિહાસ, પૃ. ૯. (મરાઠી)

તેની રૂઈએ જે કોઈ હિન્દી ધર્માંતર કરે તો, તે કારણે બાપીકી મિલકત પરતો કે વારસાનો કશો હક્ક ખૂએ નહિ.

પણ જ્ઞાતિસંસ્થાનું પ્રાબલ્ય તે કાળે એટલું બધું મજબૂત અને મક્કમ હતું કે એ ધર્માંતરનું કાર્ય કઠિન થઈ પડતું અને તેથી એ મિશનરીઓએ આપણી જ્ઞાતિસંસ્થાઓ ઉપર સાચા ખોટા અનેક આક્ષેપો કરેલા તેમ જ તેનો ઝીણવટથી અભ્યાસ કરવા શ્રમ લીધો હતો. તે દિવસથી હિન્દુ સમાજની પ્રગતિમાં જ્ઞાતિસંસ્થા-વ્યવસ્થા એક નઠોર, અનિષ્ટ છે એવી ઘોષણા શરૂ થઈ અને હિન્દુ સમાજ, જે અંધિયાર વાડામાં વહેમી અને રૂઢિગ્રસ્ત, જડ પડેલો હતો તે હિંદી સમાજની સામે મિશનરીઓ તરફથી ઉપરાઉપરી આક્રમણ થતાં કાંઈક દોલાયમાન થયો; અને તેમાંના કેટલાક ધર્માંતર કરવા માંડતાં તે ખળભળી ઊઠ્યો હતો. તેમ છતાં નવી પરિસ્થિતિને બંધબેસતા ફેરફાર કે સુધારા કરવા તે પ્રવૃત્ત થયો નહિ; પણ નવા વિચાર અને શિક્ષણ જેમણે પ્રાપ્ત કર્યાં હતા તેમણે જુદી જુદી રીતે કાંઈ ને કાંઈ પ્રગતિનું કાર્ય ઉપાડી લીધું હતું; આને લગતી સાંસારિક સુધારાની હકીકત પાછલા પ્રકરણમાં નોંધવામાં આવી છે. સદરહુ પ્રકરણમાં આપણે પ્રચલિત ધાર્મિક જીવનમાં જે પરિવર્તન થવા પામ્યું તે કાર્ય અવલોકીશું.

પ્રથમ તો એ નવયુવકો પર ખ્રિસ્તી ધર્મની, ગિરિશૃંગ (Sermon of the Mount) ઉપરના ઉપદેશની અસર થઈ હતી, અને બીજું અંગ્રેજી સાહિત્યનું વાચન અને તેનો અભ્યાસ વધતાં તેમાંના વિચાર અને ભાવનામાંથી પ્રેરણા પામી, તેઓ કાંઈ કાંઈ સ્વપ્નાં અને મનોરથો સેવવા લાગ્યા હતા. મિલ, મિલ્ટન, મેકોલે, બર્ક, શેલી, કિટ્સ અને વર્ડ્ઝવર્થ, ડાર્વિન, સ્પેન્સર અને હક્સલીના લખાણે તેમને વિચારતા કરી મૂક્યા; તેમ તે જૂના પ્રતિ સૂગ આવવા માંડી કેટલાકે વિજ્ઞાનને સર્વોપરિ માની, જડવાદને પૂજવા માંડ્યો ને નાસ્તિકતા ભણી પગલાં ભરવા માંડ્યા; અને જેમણે નવાં શિક્ષણમાંથી રાષ્ટ્રીય અસ્મિતા અનુભવી તેઓ સ્વાતંત્ર્યના વિચારોના ઉપાસકો થયા અને પ્રજાહક્ક માટે માગણી કરવા ઉત્સુક બન્યા. આપણે જાણીએ છીએ કે અંગ્રેજી સાહિત્ય, તેમાંના પ્રગતિના, ન્યાયના અને સ્વતંત્રતાના વિચારો સારુ પંકાયેલું છે તેમ તે વિચારો બાઈબલની ભાષા અને વિચારથી પ્રચુર અને રંગાયેલા હોય છે. તેની અસર પણ તેમના ઉપર પડવા માંડી હતી, અને તે સઘળાં બળો એકત્ર થતાં આપણા-

માંની કેટલીક પ્રતિભાશાળી વ્યક્તિઓએ સમાજસુધારાનાં, દેશોન્નતિનાં અને ધાર્મિક પરિવર્તનનાં કાર્યો ઉપાડી લેવા બીડાં ઝડપ્યાં હતાં. તેમણે આપણા રીતરિવાજોને, આચારવિચારોને, સાંસારિક અને ધાર્મિક સંસ્થાઓને નવીન દૃષ્ટિએ અવલોકી અને બુદ્ધિની કસોટીએ ચડાવી તેનું મૂલ્ય કરવા માંડયું હતું. ખ્રિસ્તી મિશનરીઓને આપણા હિન્દુઓનાં સાંસારિક અને ધાર્મિક જીવનમાં ઘણું વિચિત્ર અને ઘૃણાભર્યું દેખાતું, જેમકે અનેક દેવદેવીઓની માનતા, બાધાઆખડીઓ, શ્રાદ્ધ અને ઉત્તરક્રિયા તેમ જ સતીનો અને છોકરીને દૂધપીતી કરવાનો ક્રૂર ચાલ, ફરજિયાત વૈધવ્ય, બહુપત્નીત્વ, જાહેરમાં રોવું કરવું, બાળલગ્ન, મૂર્તિપૂજા વગેરે. તેને નિંદ્ય ગણી, વહેમ અને અજ્ઞાનનું પરિણામ જણાવી, તે સર્વનો તેઓ ઉપહાસ કરતા, અને તેમને પોતીકા ધર્મ પ્રતિ ખેંચવા ખ્રિસ્તી ધર્મની શ્રેષ્ઠતા પર ભાર મૂકતા હતા.

આ પ્રમાણે હિન્દુ સમાજ પર બે તરફથી પ્રહાર થવા માંડયા: વિધર્મી મિશનરીઓ અને સધર્મી સુધારકો તરફથી. અને એ સામસામાં બળોનું સંઘર્ષણ થતાં સ્ફુલિંગો ઊડવા માંડયા, તેમાંથી નવચેતન પ્રકટયું હતું. એ સુધારાની પ્રવૃત્તિમાં બંગાળના રાજા રામમોહનરાયે અગ્રભાગ લીધો હતો, તેથી નવીન ભારતના જનકનું તેમને ઉપનામ આપવામાં આવેલું છે. તેમની પ્રવૃત્તિઓ અનેકવિધ હતી તે સર્વનું વિવેચન અહીં આવશ્યક નથી, પણ એ મહાપુરુષે એલેકઝાંડર ડફને અંગ્રેજી શિક્ષણને પ્રધાનસ્થાન આપવાના પક્ષમાં સાથ આપ્યો હતો, અને સતીના ચાલ બંધ કરાવવામાં મુખ્ય ભાગ લીધો હતો, પણ એમનું મહત્ત્વનું અને સુપ્રસિદ્ધ કાર્ય બ્રાહ્મધર્મની સ્થાપના છે આપણે ઉપર જોયું છે કે ખ્રિસ્તી મિશનરીઓ હિન્દુઓને ખ્રિસ્તી બનાવવા ખંતપૂર્વક પ્રયાસ કરતા હતા; તેમને અટકાવવાનું બીજી રીતે શક્ય નહોતું, પણ પોતીકા હિન્દુ ધર્મમાં યોગ્ય અને ઘટતા ફેરફાર અને સુધારા કરવાથી તેમની એ પ્રવૃત્તિ મંદ પડશે અને ઇચ્છિત પરિણામની પ્રાપ્તિ થશે, એ આશયથી રાજા રામમોહનરાયે મુખ્ય મુખ્ય ધર્મોનું અભ્યાસપૂર્વક નિરીક્ષણ કરી, ઈશ્વરનું સાર્વત્રિક પણ એક જ સ્વરૂપ, જે શાશ્વત, નિર્વિકાર અને અતર્ક્ય છે, તે ઉપર ખાસ ભાર મૂક્યો હતો. તેમણે આપણા વેદ, ઉપનિષદ, સ્મૃતિ, વગેરેનો બારીક અભ્યાસ કર્યો હતો તેમ મુસ્લિમોના કુરાન અને ખ્રિસ્તીઓના પવિત્ર ગ્રંથ બાઈબલના અભ્યાસમાં પણ તે ઊંડા ઊતર્યા હતા તેમનું લખેલું પુસ્તક "The Precepts of Jesus"—'જીસસ પ્રભુનો બોધ-

વચનો' મનનીય માલૂમ પડશે; તેમાં ખ્રિસ્તી ધર્મનું નવનીત ખેંચી કાઢેલું છે. તેમણે વેદને હિન્દુ ધર્મનો આધારભૂત ગ્રંથ માન્યો હતો પણ તે ગ્રંથને ઇશ્વરપ્રણીત સ્વીકાર્યો નહોતો; મૂર્તિપુજાનો તેમણે બહિષ્કાર કર્યો હતો, અને હિન્દુ ધર્મની પરિસ્થિતિ લક્ષમાં લઇને, પોતાને જે જ્ઞાન અને અનુભવ પ્રાપ્ત થયો હતો, તેના નિષ્કર્ષરૂપ નવો બ્રાહ્મધર્મ સ્થાપ્યો, જે એકેશ્વરવાદ તરીકે જાણીતો થયો છે; અને તેની પ્રેરણા, એમ કહેવાય છે કે કલકત્તામાં તે સમયે એકેશ્વરવાદીઓનું મંડળ (Unitarian Church) હતું તેનાથી મળી હતી.૧ પણ જિજ્ઞાસુ અને રાજા રામમોહનરાય વચ્ચે થયેલો સંવાદ વાંચતાં જોઈ શકાય છે કે તેમનું વલણ ઉદ્દામ હિન્દુ ધર્મ પ્રતિ વિશેષ હતું અને તેના સમર્થનમાં નીચેનો ઉતારો ઉપયોગી થઈ પડશે:

"He urged them to adopt his reforms not simply because they were rational but also because they were in harmony with the real and pure tenets of their own faith.+

તેમણે વળી બ્રાહ્મસમાજના ઉપાસના મંદિરનું ટ્રસ્ટડીડ કર્યું હતું, તેની કલમોમાં હિન્દુ ધર્મની વિરૂદ્ધ પણ કાંઈ જણાતું નથી.

ઉપરની અને બીજી ઉપલબ્ધ હકીકત ઉપરથી દેખાઈ આવે છે કે રાજા રામમોહનરાયે, જે સમયે ખ્રિસ્તી મિશનરીઓ હિન્દુઓને ખ્રિસ્તી બનાવવા સારુ જોસભેર પ્રવૃત્તિ કરી રહ્યા હતા, તે કટોકટીના કાળે, હિન્દુ ધર્મને તેના શુદ્ધ, ઉજ્જ્વળ અને શાશ્વત સ્વરૂપમાં રજૂ કરી, હિન્દુ ધર્મ અને હિન્દુ પ્રજાની ઉત્તમ સેવા કરી હતી. બંગાળમાં તેમની એ પ્રવૃત્તિ ઊભી થઈ તેની અસર દૂરના પ્રાંતો, જેવા કે મહારાષ્ટ્ર અને ગુજરાતમાં પણ, થવા પામી હતી.

ઉપર્યુક્ત બ્રાહ્મધર્મના મુખ્ય સિદ્ધાંતો મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર રચિત બ્રાહ્મધર્મ ગ્રંથના પરિશિષ્ટમાં નીચે પ્રમાણે આપેલા છે:

(૧) આરંભમાં કંઈ હતું નહિ; માત્ર પરમ (બ્રહ્મ) એક હતો. તેણે આખું વિશ્વ સૃજ્યું.

(૨) તે જ એકલો સત્યનો ઇશ્વર છે, અનન્ત જ્ઞાન સત્ અને શક્તિ છે. તે સનાતન અને સર્વવ્યાપી છે, એક અદ્વિતીય છે.

---

+ 'Gleaings' by Zutshi, page 133.

(૩) તેની ભક્તિથી આ લોકમાં અને પરલોકમાં આપણું શ્રેય થાય છે.
(૪) ઈશ્વર પર પ્રેમ રાખવો અને તેને જે પ્રિય છે તે કરવું એ ભક્તિ છે."*

એ બ્રાહ્મસમાજે, જાણે કે તે હિન્દુ ધર્મ અને સમાજનું સંરક્ષણ કરવાજ ઉદ્દભવ્યો ન હોય એમ, સેંકડો હિન્દુઓને ખ્રિસ્તી ધર્મમાં વટલાતા અને નાસ્તિક થતા બચાવ્યા હતા.

હિંદુ સંસ્કૃતિનું ઐક્ય અખિલ ભારતવર્ષમાં નજરે પડે છે, એ તેની મહત્તા છે, તેમ તેમાં જે અનિષ્ટ તત્ત્વો, વચગાળાના સમયમાં ઘૂસી જવા પામ્યા હતા, તે પણ તેના સદ્અંશોની પેઠે સર્વત્ર પ્રસરેલા હતા, એટલે કે જે શોચનીય પરિસ્થિતિ બંગાળામાં હતી, તે મહારાષ્ટ્રમાં અને ગુજરાતમા પણ પ્રવર્તતી હતી.

નવા શિક્ષણ અને દેશમાં આવેલી નવીન જાગૃતિના પરિણામે મુંબઈમા વસતા કેટલાક દક્ષિણી નવશિક્ષિતોના મનમા ધર્મ અને સમાજ સુધારણાના વિચારોની ગડમથલ થઈ રહી હતી અને એમાંના એક પ્રમુખ ગૃહસ્થ રામ બાલકૃષ્ણનું બંગાળના જાણીતા નેતા ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર જેઓ મુંબઈ આવેલા હતા તેમની સાથે મળવાનું થતાં, એ મનમા મચી રહેલી ગડમથલને તેમણે પરમહંસ મંડળી નામક સંસ્થા સ્થાપીને, મૂર્ત સ્વરૂપ આપ્યું હતુ. વિધવાવિવાહનો કાયદો પસાર કરવવામાં ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરે મુખ્ય ભાગ લીધો હતો. તે સિવાય દેશોન્નતિ, કેળવણી અને સામાજિક સુધારાના કાર્યોમા તેમનો ઉત્સાહ પુષ્કળ હતો, અને તેમની વિદ્વત્તાની અને વિચારગાંભીર્ય, સત્યનિષ્ઠા અને પવિત્રતાની, તેમના ઉપદેશ અને ચારિત્ર્યની પ્રબળ અસર લોકો ઉપર થવા પામી હતી. એવી ઉત્તમ છાપ તેમણે મુબઇમા રામ બાલકૃષ્ણનો સમાગમ થતાં તેમના ઉપર પાડી હતી શ્રી. રામ બાલકૃષ્ણે યાદગીરી દાખલ તેમને મળેલી ઈશ્વરચંદ્રની છબી પાછળ એક નોધ લખેલી હતી, તેમા છેવટે લખ્યું હતું કે પંડિતજી સરખા સ્વદેશબંધુ પર શુદ્ધ સાત્ત્વિક પ્રેમ કરનાર, ભૂતદયાત્મક અને ઉદાર પુરુષ મારા જોવામા બીજા આવ્યા નથી.§

ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર સ્થાપિત તત્ત્વબોધિની સભાના સભ્ય હતા અને સન ૧૮૪૦ માં મુંબઈના જિજ્ઞાસુઓ સમક્ષ

---

* બ્રહ્મબોધ પૃ ૭.

§ પ્રાર્થના સમાજનો ઈતિહાસ, પૃ. ૯.

બ્રાહ્મસમાજ વિષે વ્યાખ્યાન આપતાં પરમહંસ મંડળીનો જન્મ થયો હતો. તે પરમહંસ મંડળીનો ઉપર્યુક્ત રામ બાલકૃષ્ણ પ્રમુખ અને સુરતના પાંચ જાણીના દદ્દામાંના એક દાદોબા પાંડુરંગ તેનો સૂત્રધાર વા મંત્રી હતા. રામ બાલકૃષ્ણ ચરિત્રનો લેખક મી. ડેગે એ મંડળીનો ઉદ્દેશ પ્રગટ કરે છે તેમ મૂર્તિપૂજાનો તીવ્ર નિષેધ અને એકેશ્વરવાદનો અંતઃકરણપૂર્વક સ્વીકાર, તદનુસાર ઈશ્વરનું પિતૃત્વ અને મનુષ્યનું બંધુત્વ એ તત્ત્વોના પાયા પર વિશ્વપ્રેમી રચના કરી, તેમાં અંતરાયરૂપ થઈ પડતા હિન્દુ સમાજમાંના જાતિભેદનો સમૂળ વિચ્છેદ કરવા તેણે આગ્રહ રાખ્યો હતો; તેમ જ વિધવાવિવાહ ધર્મશાસ્ત્ર સંમત છે, તેથી તેને સર્વ રીતે ઉત્તેજન આપવાનો પણ તેનો ઉદ્દેશ હતો. તે પૈકી ઈશ્વરનું પિતૃત્વ અને મનુષ્યનું બંધુત્વ એ સિદ્ધાંતનો સ્વીકાર કરવામાં સભાસદોને જ્ઞાતિવિરોધનો ભય નહોતો, પણ જ્ઞાતિભેદ વિચ્છેદનું કાર્ય ખુલ્લી રીતે ઉપાડી લે તો જ્ઞાતિરોષ વહોરવાનો પ્રસંગ ઉપસ્થિત થાય એ ભયથી તે મંડળીનું કામ ગુપ્તપણે ચલાવવામાં આવતું હતું, તેમ જ્ઞાતિભેદ ટાળવાનો તેમનો મુખ્ય આશય હતો તેથી તેમાં મુસ્લિમ સભાસદોને પણ દાખલ કરેલા હતા. તે મંડળીની સભાનો આરંભ અને અંત પ્રાર્થનાથી થતો હતો, તેના નિયમો લખી રાખ્યા હતા, તેની પ્રત નવા સભાસદોને વાચવા આપવામાં આવતી પણ તે ગુપ્ત રહે એ કારણે તે નિયમો છાપવામાં આવ્યા નહોતા. બ્રહ્મસમાજના સિદ્ધાન્તના ધોરણ ઉપર દાદોબા પાંડુરંગે "પારમહંસિક બ્રાહ્મસમાજ" નામનું એક ગ્રંથ તૈયાર કર્યું હતું, તેમાં કોઈ એક જ ધર્મ ઈશ્વરે બક્ષેલો નથી, તેમ કોઈ એક જ ધર્મગ્રંથ ઈશ્વરપ્રણીત નથી, તે દર્શાવી નીચેના મુદ્દાઓનો પણ તેમાં સમાવેશ કર્યો હતો :

(૧) ઈશ્વરભક્તિ અને ભૂતદયા, (૨) આચાર, (૩) ઉપનયન, (૪) વિવાહ, (૫) ઉત્તરક્રિયા, (૬) ભક્ષ્યાભક્ષ્ય, (૭) શુદ્ધાશુદ્ધ પાપપુણ્ય, (૮) વૈદિક ગ્રંથ અને મહદ્વાક્યો, (૯) ધર્મખંડ, (૧૦) દાંભિક આચાર વગેરે.

પણ ઉપર કહ્યું તેમ એ મંડળીનું મુખ્ય વલણ જાતિભેદ તોડવા પ્રતિ વિશેષ રહેતું, અને ગુપ્ત રીતે સહભોજન કરવાને, તેઓ ખાસ લક્ષ આપતા, નવા સભાસદ થનાર પાસે પ્રતિજ્ઞા લેવડાવવામાં આવતી કે તે જ્ઞાતિભેદમાં માનશે નહિ તેમ ધાર્મિક વહેમો અને મૂર્તિપૂજાનો

ત્યાગ કરેશે; અને તેની ખાતરી માટે પાઉરોટીના ટુકડા સભાસદોને આપવામાં આવતો તે સૌ સાથે બેસીને ખાતા હતા.

પ્રસ્તુત પરમહંસ મંડળીનો વૃત્તાંત વિગતવાર કે આધારભૂત મળતો નથી; જે કાંઈ માહિતી છે તે છૂટીછવાયી મળી આવે છે. કેટલીક વિગતો બીજી આર્યન બ્રધરહુડ કોન્ફરન્સના પ્રસંગે ડૉ. સર રામકૃષ્ણ ભાંડારકરે જાહેર કરી હતી, તે નોંધીશું :

"સન ૧૮૫૦ ના આરંભમાં રાષ્ટ્રની ઘટનામાં જાતિભેદ અંતરાય રૂપ થઈ પડે છે એ વિચાર સમાજમાં વિશેષ ચર્ચાતો હતો, અને તે વેળાએ રા. બા. દાદોબા પાંડુરંગ તેમના નોરમલ ક્લાસના વિદ્યાર્થીઓને જ્ઞાતિભેદનાં અનિષ્ટ પરિણામો સમજાવી, તે દૂર કરવા ઉપદેશ કરતા. તેમણે પરમહંસ સભા સ્થાપી હતી; અને તેમાં રફતે રફતે સભાસદોની સારી ભરતી થઈ હતી. મંડળીમાં કોઈ સભાસદ થતાં પ્રથમ પ્રાર્થના થતી; પછી જાતિભેદ નહિ માનવાને તે તૈયાર થયો છે તેની પ્રતીતિ થવા ક્રિશ્ચિયાને તૈયાર કરેલો પાઉંનો ટુકડો તેને આપવામાં આવતો હતો. વર્ષમાં એક કે વધુ પ્રસંગે ભિન્નભિન્ન જાતિના સભાસદો એકત્ર થઈને સહભોજન કરતા હતા."*

આ પ્રવૃત્તિ આ પ્રમાણે કેટલાક વર્ષો સુધી ચાલી, પણ તેની ગુપ્ત પ્રવૃત્તિની હકીકત જાહેર થઈ જતા તે સંસ્થા બંધ પડી હતી.

સન ૧૮૬૪ માં બંગાળના અગ્રગણ્ય બ્રાહ્મો પ્રચારક કેશવચંદ્ર સેનનું મુંબઈમાં આગમન થયું હતું; પણ તે સમયે શેરમેનિયાની ધમાલમાં શહેર એટલું બધું રોકાયેલું હતું કે તેમના પ્રવચનોની કાંઈ અસર થવા પામી નહોતી. પણ તેમના પ્રયાસથી મદ્રાસમાં વેદ સમાજ નામની સંસ્થા સ્થપાઈ હતી. જોકે દેખીતી રીતે મુંબઈમાં કાંઈ હિલચાલ ઊભી થઇ નહિ તોપણ તે વિષય વર્તમાનપત્રોમાં ચાલુ ચર્ચાતો હતો, અને પરમહંસ મંડળીમાંના કેટલાક સભાસદો, જેમને એ વિષયનો નાદ લાગલો હતો તે સૌ, પ્રસિદ્ધપણે એકાદ સંસ્થા સ્થાપવી જોઈએ એવા અભિપ્રાયના હતા, એ વાતાવરણમાંથી એ વિષયમાં રસ લેનારાઓની પ્રાથમિક સભા તા. ૧૭ મી ડિસેમ્બર સન ૧૮૬૬ ના રોજ ડૉ. આત્મારામ પાંડુરંગના ઘરમાં મળી હતી તેમાં જાતિભેદ અનિષ્ટ છે

* પ્રાર્થના સમાજનો ઈતિહાસ, પૃ. ૧૮.

એ જાહેર રીતે જણાવવું; વિધવાવિવાહને ઉત્તેજન આપવું, આવશ્યકમુજબ મદદ કરવી, બાળલગ્ન અટકાવવાં, લગ્નવય વધારવી વગેરે સામાજિક સુધારા સમજાવવા અને તેને પ્રધાન સ્થાન આપવું એવું ઘણાખરાના મનમાં હતું. ત્યારબાદ ચાર પાંચ સભાસદોએ મળી ચર્ચાના અંતે એવો નિર્ણય લીધો કે ઐહિક કલ્યાણના વિષયો પર વધુ વિશેષ ધ્યાન આપવા કરતાં મનુષ્ય જન્મનું મુખ્ય કર્તવ્ય, પારમાર્થિક સાધન મેળવવા પ્રવૃત્ત થવું એ વધુ ઇચ્છનીય છે. તદનુસાર તા. ૩૧ મી માર્ચ ૧૮૬૭, પાપમોચની એકાદશીના દિવસે ઇશ્વરોપાસનાથી પ્રાર્થના સમાજની શરૂઆત થઇ હતી; અને તેનો ઉદ્દેશ નીચે પ્રમાણે જણાવાયો હતો :

"દેવ એક જ અને નિરાકાર છે. તેનું માનસિક ભજન અને પૂજન કરવું એ મનુષ્યનું કર્તવ્ય છે મૂર્તિપૂજા અવળે રસ્તે દોરનારી, દેવને અપમાનકારક અને મનુષ્યની અધોગતિ અને દુરાચાર પ્રતિ લઇ જનારી છે. તેથી આ ખોટા માર્ગેથી લોકોને સત્યમાર્ગે વાળી, સંસારમાં સર્વ ધર્મકૃત્યો સદરહુ સમાજના ઉદ્દેશાનુસાર અનુસરીશ"

સમાજના સભ્ય પાસે પ્રતિજ્ઞા લેવડાવવામાં આવતી તેમાં તે કહેતો કે હું હમેશાં પરમાત્માનું ચિંતન કરીશ, સત્કર્મ કરીશ અને ખોટા આચરણથી દૂર રહીશ, પ્રકૃતિજન્ય કાંઇ દુષ્કૃત્ય થઇ જાય તો તે બદલ પશ્ચાત્તાપ કરી પ્રભુની ક્ષમા યાચીશ અને હે પરમાત્મા! આ પ્રતિજ્ઞાનું પાલન કરવા મને સામર્થ્ય બક્ષજે.+

આ સમાજનું નામ પ્રથમ કાંઇ રાખ્યું નહોતું અને તે મંડળી એકેશ્વરવાદી તરીકે ઓળખાતી હતી. સમાજ સુધારાના વિષયને તેના કાર્યક્રમમાં ગૌણ સ્થાન પ્રથમથી અપાયું હતું, તોપણ તેની પ્રગતિ અને સિદ્ધિ અર્થે મુંબઇના પ્રાર્થના સમાજનું કાર્ય અત્યંત પ્રશંસાપાત્ર નીવડ્યું હતું. આપણે રેવ. મિ. એન્ડ્રુઝના Renaissance in India, (હિન્દનું પુનરુજ્જીવન) એ નામના પુસ્તકમાંથી એક અવતરણ ટાંકીએ.

"This Society (The Prarthana Samaj) has been in the West of India the main centre of the Social amelioration which has spread thence in wider and wider circles. Some of the greatest

---

+ પ્રાર્થના સમાજનો ઇતિહાસ. પૃ. ૩૫-૩૬.

names in Indian Social Reform have been among those of its Past members.

પ્રાર્થના સમાજની રચના, ઉપર નોંધેલી વિગતો ઉપરથી, જોઈ શકાશે કે, બંગાળની બ્રાહ્મ સમાજના સિદ્ધાંત અને ધોરણ અનુસાર યોજાઈ હતી; પણ પ્રથમની પરમહંસ મંડળી, જેના આદર્શોથી તેનો ઉદ્ભવ થયો હતો, તે જાતિભેદનો ઉચ્છેદ કરવા જતાં બંધ પડી હતી; તે પાછલો અનુભવ લક્ષમાં લઈને આ નવા મંડળે જાતિભેદ ત્યાગના પ્રશ્નને અળગો જ રાખ્યો હતો; એટલે અંશે તે બ્રાહ્મ સમાજથી નોખી પડે છે. તદુપરાંત પ્રાર્થના સમાજના સંચાલકોએ, તેમના ઉપદેશ અને પ્રાર્થનામાં વેદ, ઉપનિષદની સાથે મધ્યકાલીન મહારાષ્ટ્રીય સંત અને ભક્તોની વાણીનો ઉપયોગ કરી, પરાપૂર્વથી ઊતરી આવતા ભક્તિપ્રવાહ, જેને મહર્ષિ રાનડેએ ભાગવત ધર્મનું નામ આપ્યું હતું, તેનું સાતત્ય સાચવી રાખી અને એ રીતે જનતાની સહાનુભૂતિ ને સહકાર મેળવવા પ્રયાસ કર્યો હતો તેનું વિશિષ્ટ કાર્ય સમાજસેવા હતું તે વિષે આગળ કહેવાઈ ગયું છે.

આરંભની પરમહંસના સભામાં અથવા તો તેમાંથી ઉદ્ભવેલા પ્રાર્થના સમાજમાં કેટલા અને કોણ કોણ ગુજરાતી ગૃહસ્થો સભાસદ હતા તેની માહિતી આપણને મળતી નથી, પણ કવિ નર્મદાશંકરે એ અરસામાં બ્રહ્મધર્મ નામના બંગાળી પુસ્તકનું ભાષાંતર પ્રસિદ્ધ કર્યું હતું, તેમાં આપેલી હકીકત ઉપરથી માલૂમ પડે છે કે બંગાળમાં ધર્મસુધારણા સારુ જે પ્રવૃત્તિ શરૂ થયેલી તેના આંદોલનો મુંબઈ સુધી પહોંચેલા તેની અસર કવિ પર પણ થઈ હતી જ્ઞાનપ્રચાર અને સુધારા અર્થે મુંબઈમાં બુદ્ધિવર્ધક સભા સન ૧૮૫૧ માં સ્થપાઈ હતી, પણ તેના નિયમોમાં રાજકીય અને ધાર્મિક વિવેચન કે વાદવિવાદ કરવાનો પ્રતિબંધ હતો અને તે પ્રતિબંધ રદ કરાવવા કવિ નર્મદાશંકરે ચળવળ સુદ્ધાં કરેલી. પણ તેમાં નિષ્ફળતા મળતાં ધર્મ વિષે ચર્ચા કરવા તત્ત્વશોધક નામની એક જુદી સભા કાઢી હતી; જોકે પાછળથી બુદ્ધિવર્ધક સભાના કાર્યવાહકોએ ઉપયુક્ત પ્રતિબંધ ખેંચી લઈ 'ઈશ્વરે અવતાર લીધા નથી.' અને "પુનર્વિવાહ" એ વિષયો ઉપર કવિ પાસે વ્યાખ્યાનો કરાવ્યાં હતા, પણ તે છૂટનો લાભ બીજા કોઈ સભાસદે લીધો નહોતો.

કવિને તત્ત્વશોધક સભા સ્થાપવાની કેમ જરૂર પડી, તેની હકીકત તેમને નીચે મુજબ વર્ણવી છે :

"વહેમરૂપી અગાસુર, બગાસુરના મ્હોડામાં અજ્ઞાન અને ભોળા થઈ ગયેલા દેશીઓ પડેલા છે તેઓએ તેમાંથી જીવતા કાઢી ઠેકાણાસર આણનાર કોઈ ધર્મસભારૂપી કૃષ્ણ (આકર્ષણ કરનારી) શક્તિ જોવામાં આવતી નથી માટે એ શક્તિને શોધવી—એક ધર્મસભા ઊભી કરાવી, ને તેનો ઉદ્દેશ એવો હોવો કે ધર્મરૂપી ગોળીમાં આજકાલ ઘર ઘરનું જમાવેલું વાસી દહીં એઠું થયેલું છે, તેને વિવેકબુદ્ધિરૂપી રવૈયે, એક સંપી ઉદ્યોગરૂપી નેત્રું બાંધી ખૂબ જ વલોવવું અને શુદ્ધ માખણ કાહાડવું—અથવા ધર્મનીતિ સબંધી પ્રકરણમાં જે કાંઈ સાર હોય તે યનાશક્તિ શોધવો. અને તેથી લોકોને જાણીતા કરવા. આપણા લોકો સહેજ વાતમાં પણ ધર્મ આણી મુકે છે, ધર્મ તે શું, નીતિ તે શું, એ એનો અંતર ને સબંધ કેટલો તે સૌ શોધવું—વ્હેમરૂપી તોફાની વાદળી હિન્દુના મન રૂપી આકાશમાં ચડી આવેથી શુદ્ધ તત્ત્વરૂપી જે સૂર્ય ઢંકાઈ ગયો છે તેના દર્શન કરવાનો અને લોકોને કરાવવાનો યત્ન કરવો. સારાંશ કે, એક ધર્મસભા સ્થાપવી." * અને તે પ્રવૃત્તિના એક અંગ તરીકે બ્રહ્મધર્મ નામના પુસ્તકનું પ્રકાશન હાથ ધર્યું હતુ. કેવા સંજોગોમાં અને શી મુશ્કેલીમાં તે કામ કવિએ પાર પાડ્યું તે જાણવા જેવું છે. એ બીના કવિના સ્વભાવ પર સારો પ્રકાશ ફેંકે છે. કવિને એ બ્રાહ્મધર્મની બે, એક અંગ્રેજી અને બીજી સંસ્કૃત, પણ તે બંગાળી લીપીમાં છાપેલી, મળી હતી. અંગ્રેજી પ્રત ઉપરથી તરજુમો કરવાનું તેમને ઠીક લાગ્યું નહિ અને સંસ્કૃત પ્રતની બંગાળી લિપી પોતે ઉકેલી શકે એમ નહોતું; પણ એવી અડચણોથી તે ઉપાડેલું કાર્ય છોડી દે એવી તેમની પ્રકૃતિ નહોતી એ આપણે જે મુશ્કેલ સંજોગોમાં કવિએ પિંગળનુ જ્ઞાન મેળવ્યું અને જે ખંત અને ઉદ્યોગ વડે કવિ દયારામની કવિતાનો સંગ્રહ કર્યો તે દાખલાઓથી જાણીએ છીએ અને પ્રસ્તુત કેસમાં પણ એમના એ દૃઢ સંકલ્પ … એક નિશ્ચયવાળા સ્વભાવનો વિજય થયો હતો. તેનું રસિક બયાન … ) he તેઓ કહે છે : of th

"બનાવ એવો બન્યો કે એક જુવાન બંગાળી જાતને ance ir જે સાધુનો વેશ લઈ મુંબઈમાં ફરતો હતો. તેની સાથે મારે ને greatest

સૂરતના પાડોશી સ્નેહીને પ્રથમ તો સહજે જુદી જુદી રીતે પણ પછી એકઠો સમાગમ થયો. મારે પ્રથમ આ રીતે :

"એ સમે પુનર્વિવાહ વિષે મારાં પુસ્તકો ઉપરથી ગુજરાતી ભાઈઓમાં ઘણી ચરચા ચાલી રહી હતી તેથી તે બંગાળી જુવાન મારું નામ જાણતો હતો. એક વખત વચલા બોઈવાડાની સામે તપખીરવાળાની દુકાન આગળ હું બે મિત્રો સાથે પુનર્વિવાહ સંબંધી વાતો કરતો હતો એટલે એકાએક તે સાધુવેષ જુવાન મને અંગ્રેજીમાં કહેવા લાગ્યો કે "Are you the author of Vaidhavyachitra? Are you Narmadashanker?—વૈધવ્યચિત્રના કર્તા તમે છો અને તમે નર્મદાશંકર? હું તો સાધુવેષ જુવાનને અંગ્રેજી બોલતાં જોઈને ઘણો વિસ્મય પામ્યો ને પછી તેની સાથે દૂર જઈને થોડીક વાત કરી. પછી હું અને ઉપર કહેલો મારો પાડોશી સ્નેહી જેણે સ્ત્રીઓને ઉપયોગી થઈ પડે તેવા વૈદક સંબંધી ગ્રંથો રચ્યા છે તે અને પેલો બંગાળી જુવાન રોજ સાથે મળતા. એ બંગાળી જુવાન ૨૫–૨૭ વરસનો હશે, પણ તેને ચોકખું બંગાળી, વાતચીત અને વાંચી સમજે તેટલું સંસ્કૃત તથા અંગ્રેજી આવડતું, રાગ સારી પેઠે સમજતો, શાસ્ત્રીય રીતે ગાતો અને મૃદંગ પણ સારી રીતે વગાડતો, અર્થાત્ ઘણો બુદ્ધિમાન હતો.

"હમે એ જુવાનને વિનતિ કીધી કે બ્રાહ્મધર્મ જે બંગાલી લીપીમાં છે તે તમે અમારી આગળ વાંચો એટલે હમે દેવનાગરી લીપીમાં લખી લઈએ. તેણે હા કહી અને પછી હમે એક શાસ્ત્રી તેને સોપ્યો. જેણે બ્રાહ્મધર્મ પુસ્તક બંગાળી લીપીમાંથી દેવનગારી લીપીમાં ઉતારી લીધું ને પછી પેલા રામમોહનરાયના જન્મચરિત્રકર્તા જે હમારો મિત્ર તેને ખરચે તે સંસ્કૃત પુસ્તક છપાવીને વિદ્વાનોને મફત આપ્યાં કે તેઓના જાણ્યામાં આવે એ સંસ્કૃત પુસ્તક વિષે સર્વશાસ્ત્રીઓનો સારો વિચાર છે ને કહે છે કે જેણે કર્યું છે તેણે ઉપનિષદાદિક ગ્રંથોનો સારો શોધ કરીને રચ્યું છે. સૂરતના નામાંકિત શાસ્ત્રી દિનમણિશંકરે કહ્યું કે 'એ ગ્રંથ સારો છે પણ જે જે ગ્રંથોમાંથી લીધું છે તેના નામ નથી લખ્યાં એટલી કસર છે અને તે કસર ગ્રંથ રચનારાએ પોતાની મતલબને માટે જાણી જોઈને રાખી છે.' એ પ્રમાણે સન ૧૮૬૧ના વરસમાં સંસ્કૃતભાષાવાળો બ્રાહ્મધર્મ દેવનાગરી લીપીમાં પ્રથમ આ ઈલાકાના વિદ્વાન મંડળોમાં વર્તાવવામાં આવ્યો.

"પણ એ સંસ્કૃત પુસ્તક એટલે ઘણાં લોકના વાંચવામાં ન આવ્યો માટે તેનું ભાષાંતર કરવાની જરૂર રહી અને તે કરાવવાને સારૂં આજકાલ ગુજરાતમાં જેના સરખા એક બેજ બીજા હશે એવા વેદશાસ્ત્રસંપન્ન મથુરેશ્વર શાસ્ત્રીને મેં વિનંતિ કીધી ને કહ્યું કે તમારાથી ગુજરાતી ભાષાંતર યથાર્થ થશે માટે તમેજ કરો ને અમનો બદલો હમે સારી રીતે વાળીશું. તેઓએ હા કહી અને થોડું કર્યું પણ હશે; પણ તેઓને વખત ન મળવાથી તેઓએ મને ના કહી ને હું નિરાશ થયો. પછી એક બીજા શાસ્ત્રી પાસે મરેઠીમાં કરાવ્યું પણ તેણે યથાર્થ ન કરતાં પોતાની તરફનું ઘણું વધાર્યું તે ઉપરથી તે રદ્દ જેવું થયું. એ ભાષાંતર એક મારા દક્ષણી મિત્રને ઘેર પડેલું છે. પછી વિચાર કીધો કે પુને જઈને કોઇ શાસ્ત્રી પાસે મરેઠીમાં કરાવું અને પછી તે ઉપરથી હું ગુજરાતી કરી લોકોને આપું. પણ કામ ધંધો છોડી પુને જવું મારાથી ન બન્યું. એટલામાં, ઈશ્વરની કૃપાથી આ વરસના માર્ચ મહિનામાં બ્રાહ્મ-સમાજ સભાના સેક્રેટરી બાબુ કેશબચંદરનું એક પોતાના મિત્ર સાથે ઉપદેશને માટે જ અત્ર આવવું થયું. તેઓ બ્રાહ્મધર્મ પ્રસાર કરવાને કેટલો પરિશ્રમ કરે છે તે વિષે મુંબઇનાં ન્યુઝ પેપરોમાં સારી પેઠે લખાયલું છે. હું બાબુ કેશબચંદરને મળ્યો ને તાંહાંથી સુધારાવાળાની સ્થિતિ સંબંધી પુછપરછ કરીને આખરે મેં કહ્યું કે તમારા જેવી અત્ર પણ એક મંડળી છે અને હમે તમારો બ્રાહ્મધર્મ છપાવ્યો છે. પણ તે ઉપરથી પ્રાકૃત કરનાર કોઈ મળતું નથી માટે તમારી પાસ જો હિન્દુસ્તાની ભાષાને દેવનગરી લીપી એમાં જો બ્રાહ્મધર્મ હોય તો તે આપો કે તે ઉપરથી હું ગુજરાતી કરીને લોકોમાં ફેલાવું. તેઓએ હા કહી અને મને એક પ્રત આપી. એ પ્રત આવી એટલે મે તરત તરજુમો કરવા માંડ્યો ને થોડોક કીધો. એટલામાં બીજું જરૂરનું કામ આવી પડ્યું. પછી મેં હિંદુસ્તાની ભાષા જાણનાર કવિ હિરાચંદ કાનજી પાસે તેનો તરજુમો કરાવ્યો."*

સન ૧૮૬૦માં તત્ત્વશોધક સભા સ્થપાઈ હતી. અને સન ૧૮૬૪માં પ્રસ્તુત પુસ્તક પ્રસિદ્ધ થયુ હતુ. તેમાં કવિએ એ સભાના નિયમો અને તેનો ચાર વર્ષનો હિસાબ આપેલો છે, એથી વિશેષ માહિતી તે વિષે પછીના કાળની જાણવાની મળતી નથી.

ડૉ. સર રામકૃષ્ણ ભાંડારકરે, અગાઉ જણાવ્યા પ્રમાણે, બીજી

---

* બ્રાહ્મધર્મ, પૃ ૪.

આર્યન બ્રધરહુડ કૉન્ફરન્સના પ્રસંગે ભાષણ કરતાં, પરમહંસ મંડળીની હકીકત આપતાં, જણાવ્યું હતું કે દાદોબા પાંડુરંગ, નાઉરોજી ફરદુનજી જે સ્કૉલરો તેમના હાથ નીચે શિક્ષણ લેવા આવતા તે સઘળાને ધર્મ વિષયમાં એકેશ્વરવાદનો અંગીકાર કરવા અને નાતજાતના બંધનો તોડવાનો ઉપદેશ કરતા અને એ ઉપદેશ દ્વારા એમનો એ સંદેશો



દુર્ગારામ મહેતાજી

ગુજરાતમાં જુદે જુદે સ્થળોએ પહોંચ્યા હતા; અને આપણે એમ અનુમાન કરી શકીએ કે સન ૧૮૪૪માં સૂરતમાં માનવ ધર્મ સભા અને સન ૧૮૫૮-૫૯ માં અમદાવાદમાં ધર્મ સભા સ્થપાઈ, એ જે વાતાવરણ દાદોબાએ ઊભું કર્યું હતું, તેમાંથી ઉપજેલું પરિણામ હોય. સૂરતની માનવધર્મ સભા તેમની સૂચના અને પ્રોત્સાહનથી ઉદ્ભવી હતી, એનો ખાતરીલાયક પુરાવો મળે છે. અમદાવાદની ધર્મ સભા વિષે કાંઈ ચોક્કસ જાણવામા નથી.

તે સમયે દાદોબા પાંડુરંગ સૂરતમાં હેડમાસ્તર હતા અને સૂરતના પાંચ જાણીતા દક્ષિણીઓમાં તેમની ગણના થતી હતી. મહેતાજી દુર્ગારામે લોકમાંથી વહેમ અને અજ્ઞાનનું આવરણ ખસેડવા ભગીરથ પ્રયત્ન કરવા માંડ્યા હતા, તેમ તેઓ વિધવાવિવાહ કરવાનો બોધ આપતા હતા; અને પછી ધર્મ સુધારણાનું કાર્ય ઉપાડી લીધું. તેમાં દાદોબાનો મુખ્ય હાથ હતો એમ દુર્ગારામ ચરિત્ર જોતાં સમજાય છે.

એ પ્રમાણે મહેતાજી દુર્ગારામ મંછારામે ધર્મસુધારાનો પણ બીજો મોટો ઉપાડ્યો. પહેલી વળા સુધ્યતને સંસારસુધારાની એક બાબત હતી. એ ધજાની એક બાજુએ વિધવાવિવાહ જાણે લખ્યો હતો. વિધવા ઉપર થતા અન્યાયને બંધ પાડો; દયા કરી તે બિચારીઓને જુલમમાથી મુક્ત કરો; તેમને ફરી પરણવાની રજા આપો. એવાં વચનો તે ઉપર હતાં. એની જોડે બીજા ઘણાક સુધારાની સૂચના બીજી બાજુએ હતી. પણ કન્યા મળ્યાની લાલચથી એ વાવટો વીંટાળી તેમણે ઘરમાં મૂક્યો, ને માણસને મોક્ષ પામવાનો માર્ગ દેખાડવાને આગળ પડ્યા. વિધવાના નિરપરાધીપણા વિષે અને તેમને પુનર્લગ્ન કરવાની રજા આપવાના વાજબીપણા સંબંધી તેમનો અભિપ્રાય કંઈ બદલાયો નહિ, અને કોઈ પૂછે તો સાચો ઉત્તર દેતા; માત્ર એટલો જ ફેર પડ્યો કે ઠામઠામ જ્યાં જાય ત્યાં પોતાની મેળે એ સંબંધી બોધ કરતા તે બંધ પાડ્યો, ને કોઈ પુછે તો રાખ્યુ બીજી ભારે અસત્યની બાબતો વિષે મહેતાજી ઉપદેશ કરતા તે પર હવે વધારે ધ્યાન આપ્યું, જ્ઞાતિભેદ, મૂર્તિપૂજા, અનેક દેવદેવીઓ વગેરે મહાન વિષય સંબંધી જે બોધ કરતા તે અને આત્મકલ્યાણ વિષે સાચા અભિપ્રાય લોકને જણાવવાને માનવધર્મ સભા સ્થાપી મુવા પછી મોક્ષ મળવાની આશા બીજા ગુરુ બતાવતા; પણ એમણે તો અહીંજ, આ પૃથ્વી ઉપર જીવતે છતે થોડે શ્રમે મુક્તિ મેળવી આપવાનું કામ માથે લીધું. આ

કામ આગળનાથી અતિ મોટું હતું. પહેલું થોડી અભાગણી અબળાઓને થોડા કાળના સંસારી દુ:ખમાંથી છોડાવવાનું હતું. આ બીજું માણસ માત્રને અનન્તકાળ સુધી સુખી કરવાનું હતુ. જેવા ઉમંગથી, જેવી તેજીથી અને જેવા વેગથી આ શુભ, આ મહાન્ કામ ઉઠાવ્યું તે જ પ્રમાણે જારી રાખ્યું હોત તો કેવું સારૂં થાત "×

આપણને દીલગીરી એ થાય છે કે આપણે અહીં ઇતિહાસ, ચરિત્ર-ગ્રંથો, આત્મવૃત્તાંતો કે નિત્યનોંધ લખી રાખવાનો શિરસ્તો નથી તેથી તૂટક અને વેરણછેરણ જે કાંઈ માહિતી મળે તેટલા વડે સંતોષ માનવો પડે છે. સારા નમીએ મહીપતરામે કરસનદાસ મૂળજી ચરિત્ર અને દુર્ગારામ ચરિત્ર લખ્યાં હતાં, તે આ યુગ વિષે બહુ જાણવા જેવી સામગ્રી પૂરી પાડે છે; અને એવું જ મુલ્યવાન અને મહત્ત્વનું નંદશંકર ચરિત્ર છે, જે શ્રીયુત વિનાયકરાવે, ચરિત્રનાયક પાસેથી સાંભળેલી હકીકત ઉપરથી તૈયાર કર્યું છે, અને તે સમકાલીન સમાજજીવન ઉપર સારો પ્રકાશ પાડે છે. દુર્ગારામ વિષે હકીકત નોંધતાં લેખકે કહ્યું છે.

"અનિયંત્રિત પ્રવાહ એ જ એમનો બોધ હતો. મનુષ્ય જે કાંઈ કૃત્ય પોતાની ઇચ્છાનુસાર કરે, તે જ્યાંસુધી અન્યને હાનિકારક ન હોય ત્યાંસુધી એને કરવા દેવું; સમાજના કાયદા આગળ જતાં એવા થશે કે, વ્યક્તિનું નિષ્કંટક જીવન સ્વાર્થની સાથે પરમાર્થ પણ સચોટ સાધશે મૂર્તિપૂજાની વિરૂદ્ધ મહેતાજીએ અથાગ શ્રમ લઈ ભાષણો કરેલાં, પણ વૈષ્ણવ સંપ્રદાયનું એટલું જોર ગુજરાતમાં તે વખતે હતું કે તેમનું કંઈ ફાવ્યું નહિ."*

તે પછી એમના મિત્ર મહીપતરામનું ચિત્ર દોરી, તે વિષે વિવેચન કરતાં જણાવે છે કે—

"ગુજરાતના મૂર્તિખંડકના પહેલા વર્ગમાં એમને મૂકાય જીવન-નૌકાનું સુકાન જે મૂર્તિપૂજારૂપી નાખુદાના હાથમાં હતું તે તેની પાસેથી છીનવી લઈ તેની જગ્યાએ ભવિષ્યના ગુર્જર જ્ઞાતિ વિભાગને અનુકૂળ આવે એવા લેબાસમાં બંગાળાના બ્રહ્મસમાજને સજ્જ કરી તેને પ્રાર્થના સમાજનું નામ આપી બેસાડ્યો. ઉદ્યોગ અને ખંતથી જે કાર્ય થતું તે તેઓ કરતા. આગ્રહ તો રાવસાહેબનો જ! એમના સામાવાળીયાં આને દુરાગ્રહ કહેતા, પણ તેથી રાવસાહેબ ડગતા નહિ. કેટલીકવાર તો જુના

× દુર્ગારામ ચરિત્ર પૃ. ૪૯ થી ૫૧.
* નંદશંકર જીવનચરિત્ર પૃ. ૮૦.

વિચારના ડાહેલાઓ ચીઢાય તેમ તેમનું વિરૂદ્ધ કાંઈ કોઈ તે બોલના હેમ, તો દ્દરેજ થયેલો ! રસિકતાને તો તેમણે રામરામ કર્યા હતા જે જોયું, પારખ્યું, વખાણ્યું તે બુદ્ધિપાટના ચશ્મા પહેરીને જ તેમણે કર્યું. જેમણે શિક્ષકો હાથમાં લીધા તેમણે સમાજ હાથમાં લીધો. આ નેપો લિયનનું વાક્ય બોલી પોતે કહેતા કે ' રાવસાહેબ તથા નવલરામભાઈના શિક્ષકવર્ગને કેળવણી આપવાના પ્રયત્નો સફળ નીવડ્યા જેને પરિણામે ગુજરાત દેશ તેમનો ઘણો આભારી રહેવો જોઈએ." યુરોપના પ્રવાસથી એમના મન ઉપર સારી જ છાપ પડી દેશવત્સલતા એમનામાં ભારે હતી; તેથી વિદેશી આચારવિચાર જે દિને દિને છૂટતા લાગ્યા તેમનો જ એમણે ગ્રહણ કરવાનો આગ્રહ કર્યો આ એમના મનના સ્થાયીપણાની નાનીસુની તારીફ નથી. જો એમના મનની નિશ્ચળતા (Ballast) જરાપણ ઓછી હોત તો તેઓ કાં તો ક્રીશ્ચીઆનીટી તરફ કે કાં તો નાસ્તિક ચાર્વાક મત તરફ ઢળત."×

છેવટે આખાયે યુગની સમાલોચના કરતા તેનું પોતે લક્ષણ બાંધે છે, કે "બુદ્ધિવાદ એજ હમારો ' ઉઘડતલ" (Open Sesame) રૂપી મંત્ર હતો. (અરેબિયન નાઇટ્સમાની 'અલીબાબા ન ચાલીસ ચોર'ની વાર્તામાંનો કાસમ તે મંત્ર–વેણ ભૂલ્યો ને ' ઉઘડતલ 'ને બદલે 'ઉઘડશ્રદ્ધા', 'ઉઘડ પ્રેમ,' 'ઉઘડ રહેમ' બધું બોલ્યો પણ 'ઉઘડતલ' એટલે 'ઉઘડ બુદ્ધિ' એ મંત્રનુ ઉચ્ચારણ કરવું ભૂલ્યો ને તેથી માર્યો ગયો. "અકથના સોપાન— સોપાન ભાઈ સાધો : આ જ્ઞાત–સોપાનને ('ટેલીસ્કોપીક') એવા બનાવી દ્યો કે, નીચેનું પગથીઉં ઉચકતાંને વાર તે છેક ટોચના પગથિયા સુધી પહોંચી જાય, ઉંચાનું અંતર ભુલી એકત્ર–એકાકાર થઈ જાય. 'ઉંચકો' 'ઉંચે ચઢાવો' આ બોધ હમે હમેશ કરતા. 'સાહસ કરો' એ જ હમારી શિક્ષા !"*

ગુજરાતી પ્રજાજીવનનો ઇતિહાસ આપણે અવલોકીશુ તો કેળવણી અને સમાજસુધારાનો આરંભ મુંબઇથી શરૂ થઇ, તે પ્રવૃત્તિ આસ્તે આસ્તે વધતી સૂરત, અમદાવાદ અને છેવટે કાઠિયાવાડ અને છેક દૂરના કચ્છ સુધી વિસ્તરી હતી; અને તેની પ્રતીતિ આપણને ધાર્મિક સુધારાની બાબતમાં પણ થાય છે. મુંબઈ અને સૂરતની હકીકત આપણે તપાસી;

× નંદશંકર જીવનચરિત્ર, પૃ. ૮૨.

* નંદશંકર જીવનચરિત્ર, પૃ. ૮૪

હવે અમદાવાદ પ્રતિ વળીએ. આપણે અહીં માહિતીનાં સાધનોનો અભાવ છે તે વિષે અગાઉ કહેલું છે; પણ અમદાવાદ પ્રાર્થના સમાજના વૃત્તાંતમાંથી આપણને એટલી હકીકત પ્રાપ્ત થાય છે કે સંવત ૧૯૧૪ ની સાલમાં (સન ૧૮૫૮) ધર્મ સંબંધી શોધ કરવાને, ધર્મની ચર્ચા કરવાને, ઊગતા તરુણોનું લક્ષ ધર્મ ભણી ખેંચવાને અને પરમેશ્વર પ્રત્યે લોકની આસ્થા અને પ્રીતિ વધારવાને તથા સુનીતિના પ્રચાર અને અનીતિનો નાશ કરવાને કેટલાક સદ્‌ગૃહસ્થોએ ધર્મસભા સ્થાપી હતી,* અને એ જ ધર્મસભામાંથી આપણે અગાડી જોઈશું કે અમદાવાદ પ્રાર્થના સમાજ ઉદ્‌ભવી હતી. તે સંસ્થા વિષે કાંઇ વિશેષ માહિતી મળતી નથી, પણ એમ માલૂમ પડે છે કે સરદાર ભોળાનાથ અને રા. બા. રણછોડલાલ તેના પ્રમુખ કાર્યકર્તાઓ હતા. તેમાં તાજુબીભર્યું એ છે કે ભોળાનાથભાઈનું કુટુંબ પુરાણા વિચારનું, મહાદેવ અને માતાની આસ્થાપૂર્વક પાદપૂજા કરનારું, વહેમી આચારવિચારને અનુસરનારું હતું; એ વાતાવરણમાં ભોળાનાથ ઊછર્યાં હતા, અને શરૂઆતમાં પોતે તે સઘળું શ્રદ્ધાથી કરતા હતા; પણ નવા વિચારનો સંપર્ક થતાં, સુધારાના વાતાવરણનો પાશ લાગતાં, તેમને નવીન દૃષ્ટિ પ્રાપ્ત થઇ, જે દ્વારા જે તે વસ્તુને તેના વાસ્તવિક સ્વરૂપમાં તેઓ જોવા સમજવા લાગ્યા; એટલે તેમની માન્યતાઓ બદલાઈ અને જૂના આચારવિચારને તેમણે છોડવા માંડયા. એટલે સુધી કે પોતે ચુસ્ત મૂર્તિપૂજક હતા પણ તેનો ત્યાગ કરતાં તેમને ખટકો લાગ્યો નહોતો અને છેવટે એક જ ઈશ્વરને, માધ્યસ્થ વિના, એકનિષ્ઠાથી ભજનારા અને માનનારા, તેના પરમ અનન્ય ઉપાસક બન્યા હતા; પોતે બન્યા હતા એટલું જ નહિ, પણ અમદાવાદ પ્રાર્થનાસમાજ નામની ધર્મની સંસ્થા સ્થાપીને અનેકને એ માર્ગે દોર્યાં હતા.

તેમનું આ વિચારપરિવર્તન ઉપર્યુક્ત ધર્મસભા સ્થપાઈ તે પૂર્વેથી ચાલુ હતું, એમ એમની નિત્ય નોંધ ઉપરથી માલૂમ પડે છે

તા. ૨૮ મી ઑક્ટોબર સન ૧૮૫૫ ના રોજ યાત્રા વિષે તેમણે લખ્યું હતું.

"O Lord! when will the ignorance of Indian people be removd? The little children are going

* જુઓ 'બુદ્ધિપ્રકાશ', સન ૧૮૭૯, પૃ. ૧૨૮.

on a pilgrimage; as they have a vow to Vaijnath; foolish people do not know that God is everywhere."x

એ પ્રમાણે બાધા આખડીઓ વિરુદ્ધ તેઓ ખેદપૂર્વક લખે છે :

તા. ૧ લી જુન ૧૮૬૦.

અહીં (ખેડામાં) દુષ્ટરોગ (cholera) થોડો થોડો છે. મૂર્ખલોકો ઔષધ નહિં કરતાં માતાની બાધા રાખે છે, પાઘડીને ઠેકાણે ફાળીયું બાંધે છે અને કેટલાક હાથે ચુડી પહેરે છે; અફસોસ છે કે અજ્ઞાન લોકો વહેમથી હેરાન થાય છે ને કરવાના ઉપાય કરતા નથી." + પણ પંચગવ્ય વિષે તેમણે જે કડક ટીકા કરી છે તે જેટલી વાસ્તવિક તેટલી એમના નવા સુધારેલા વિચારનું પ્રતિબિંબ પાડનારી છે એમ કહેવું પડશે. તે નોંધ નીચે પ્રમાણે છે :

"૨૮ ઓગસ્ત ૧૮૬૩.

શ્રાવણી આજ અમદાવાદમાં કરી જનોઈ બદલ્યું. શરીરશુદ્ધિને અર્થે ગોમૂત્ર તથા ગોમય (ગાયનું છાણ) નાખીને પચગવ્ય પીવાની જુની જંગલી રીત છે; આ કુત્સિત પદાર્થ ખાવો એવું સાપ્રત કાળના મહાન બુદ્ધિમાન લોકોની નજરમાં યોગ્ય જણાતું નથી મારી બુદ્ધિમાં પણ મુત્રાદિક પદાર્થ ભક્ષણ કરવો એ કેવળ મૂર્ખ અજ્ઞાનીની રીત છે માટે એ પંચગવ્યનો મેં સ્વીકાર કીધો નથી. અણસમજવાળા તથા કેવળ ધર્માંધ લોકો એ પદાર્થને મહુ માન આપી શરીરશુદ્ધ્યર્થ પશુમૂત્ર તથા વિષ્ટા ખાય છે તે જોઈને હસવું આવે છે, દયા આવવા જેવું છે કે લોકો બીચારા ક્યારે સમજશે."૯

આપણામાં જેટલા ઉપાસ્ય દેવદેવીઓ તેટલા સંપ્રદાયો હોય છે, અને તે એકબીજા પ્રત્યે તિરસ્કાર અને દ્વેષ ધરાવતા, માંહેમાંહે લડતા અને ઝઘડતા દેખાય છે, તેમ તેમની દૃષ્ટિ સંકુચિત અને એકપક્ષી જણાશે એ પરિસ્થિતિમાં આપણને જોઇને આનંદ થાય છે કે ભોળાનાથના ધાર્મિક વિચાર ઉદાત્ત અને સહિષ્ણુતાભર્યા, સાર્વત્રિક બંધુત્વવાળા અને પ્રગતિમાન હતા. ધર્મ વિષે તેઓ લખે છે:

"ઇશ્વર આપણો કર્તા છે, તે સર્વ ઠેકાણે વ્યાપક છે. તેનો ભય રાખવો. નિરંતર સદ્‌ગુણે ચાલવું; કોઈને પીડા કરવી નહિ; શક્તિ પ્રમાણે લોકોને ઉપકાર કરવો ઇશ્વરની ભક્તિ કરવી તે તેના ઉપર લક્ષ રહે એવી કરવી. બહારની ક્રિયા ઇશ્વરને કબૂલ નથી. મનુષ્યનું દિલ કેવું છે તે ઇશ્વર જુવે છે."×

મૂળે તે નાગરી નાતના એટલે સંસ્કારી તેમ સુશિક્ષિત હતા, તેમ સારી સોબતનો લાભ મળ્યો, તેમ પ્રવાસે જતાં નવા નવા અનુભવ અને જ્ઞાન પ્રાપ્ત થતા તેમનો માનસિક વિકાસ ખૂબ ખીલ્યો હતો રા. બા. રણછોડલાલની સાથે અમદાવાદ ધર્મસભા કાઢવામાં તેઓ મુખ્ય સાથી હતા, અને એ જ મિત્ર તરફથી બ્લેરના ધાર્મિક પ્રવચનોનુ પુસ્તક ભેટ મળતાં તેમના ધર્મવિચારમા અજબ પરિવર્તન થવા પામ્યુ હતુ અને તેના થોડાક વર્ષો અગાઉથી બ્રાહ્મસમાજનુ સાહિત્ય તેમના વાંચવામા આવતુ તે તેને પુષ્ટિકારક નીવડ્યુ હતુ.

તે વિચારની ઉત્ક્રાંતિ ક્રમસર કેમ થતી ચાલી તેનુ નિરૂપણ બારીકાઈથી શ્રીયુત કૃષ્ણરાવે કરેલુ છે, તે જોવાથી સમકાલીન પરિસ્થિતિનો તેમ ભોળાનાથની પ્રવૃત્તિનો સ્પષ્ટ રીતે ખ્યાલ આવી જશે.

"ભોળાનાથના વિચાર—ધાર્મિક તથા સાંસારિક સન ૧૮૫૮–૫૯ ની સાલથી બદલાવા માંડ્યા એમ અનુમાન થઈ શકે છે. હાલ કેટલાક યુવકોની દુર્દશા થાય છે કે જૂના વહેમી આચાર ઉપરથી શ્રદ્ધા જાય છે અને નવુ સારુ કાંઈ તેને સ્થળે આવતુ નથી. એ રીતે ઇતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ ન થતાં ભોળાનાથના હૃદયમાથી જૂના વિચાર જવાની સાથે નવા સદ્‌વિચાર તેની જગ્યાએ પ્રવિષ્ટ થયા તે સમયે જેટલે દરજ્જે એમના વિચાર સુધર્યા હતા તેના પરિણામમા અમદાવાદમાં ધર્મસભા નામની મંડળી ૧૮૫૮–૫૯મા એમણે સ્થાપન કરી. તેના એ તથા રા રણછોડલાલ છોટાલાલ અગ્રેસર હતા. તે વખત વિચાર બહુ સુધર્યા નહોતા તેથી ત્યાં બ્રાહ્મણ પાસે કાંઈ વંચાવવુ તથા વેદની શાળા કાઢવી વગેરે આચાર-વિચાર થતા ત્યાં પ્રથમ તો ઇશ્વરભક્તિ થતી નહિ, પરંતુ પાછળથી ભજન વાંચવા માંડ્યા અને તેને લીધે સને ૧૮૭૦ ના મે માસમાં એનુ નામ ભક્તિસભા પાડ્યું કેટલાક કારણથી એ સભાનું કામ બંધ થઈ ને

× ભોળાનાથ સારાભાઈનુ જીવનચરિત્ર, પૃ ૬૯

ત્યાગ કરવો. આ વસ્તુ તેમને મૂંઝવતી હતી, તેથી તેનો ઉકેલ થતાં તેમની નિત્યનોંધમાં તેમણે આનંદ દર્શાવતાં લખ્યું હતું કે—

" ૩ જી જુન ૧૮૭૭

આજ પ્રાર્થના સમાજમાં મોટું કામ થયું. મૂર્તિપુજા ના કરવી એવી પ્રતિજ્ઞા લેવાનો વિચાર ચાલતો હતો તે ઈશ્વર પ્રસાદથી આજ સિદ્ધ થયો. મહીપતરામ તથા લાલશંકરે આ કામને પૂરતો આશ્રય આપ્યો તેથી મારી ધારણા પાર પડી પ્રતિજ્ઞાનો સારાંશ—

(૧) નિત્યોપાસનામાં ઈશ્વરની પ્રતિમા અથવા સૃષ્ટવસ્તુની આરાધના કરીશ નહિ.

(૨) રોગ અથવા વિપત્તિના કારણ વિના પ્રતિદિન શ્રદ્ધાથી ઈશ્વરની પ્રાર્થના કરીશ

(૩) સદાચારે ચાલવાનો તથા પાપથી મુક્ત થવાનો યત્ન કરીશ.

(૪) કોઈની માધ્યસ્થી વિના કેવળ ઈશ્વરની જ શુદ્ધ ભક્તિથી મારો મોક્ષ થશે એમ હું માનીશ

(૫) પ્રતિવર્ષ સમાજમા કોઈ યથાશક્તિ દ્રવ્યની સહાયતા આપીશ.

આ કામ અવશ્યનું હતું તે આજ થયું. હજુ નૈમિત્તિક પ્રસંગે મૂર્તિપુજા કરવી પડે છે; ન્યાતના બંધનો છે ત્યાં સુધી તેવી પ્રતિજ્ઞા લેવાને ઘણા માણસો તૈયાર નથા; મનથી એ કામ નાપસંદ કરનારા તો ઘણા છે, પણ જાહેર હિંમત ચલાવવાને તેમની હિંમત નથી; ઈશ્વરકૃપા હશે તો તે દિવસ પણ આવશે અને એની સાચી ભક્તિ કરવાનો વધારે ફેલાવો થશે "×

હિન્દુ ધર્મસંસ્થાઓ તે કાળે અધમ દશાને પામી હતી અને ધર્માચાર્યો અને પુરોહિતવર્ગ પ્રજાના અજ્ઞાનનો લાભ લઈ, તેમના વહેમોને પોષી, પોતાનો નીચ સ્વાર્થ સાધતા હતા એ શરમભરી અને દુઃખદ સ્થિતિમાંથી હિન્દુ સમાજને ઊંચે આણવામાં અને ધર્મના શુદ્ધ અને સાચા માર્ગે લઈ જવામાં બ્રાહ્મસમાજ અને પ્રાર્થનાસમાજનો ફાળો જેમ મોટો તેમ કીમતી છે. તેણે મૂર્તિપૂજાનો નિષેધ કર્યો. તેની સાથે એકેશ્વરવાદનો બોધ આપ્યો, એટલું જ નહિ, પણ ભ્રાતૃભાવ કેળવી, વિશ્વપ્રેમ આચરવા જે ઉપદેશ કર્યો છે તે આપણને એક અમૂલ્ય વારસો મળેલો છે એમ કહેવું

જોઈએ. તેના સિદ્ધાંતમાં અને તેની પ્રણાલિકામાં ખ્રિસ્તી ધર્મની છાયા પડેલી છે એ બેશક ખરું છે, તોપણ મનુષ્યસેવા કરવાનો સુંદર પાઠ આપણે તે દ્વારા શીખ્યા છીએ એ નાનોસૂનો લાભ નથી; અને તે સારુ આપણે એ સંસ્થાના સદા ઋણી જ રહીશું.

બ્રાહ્મસમાજ ખ્રિસ્તી ધર્મના એકેશ્વરવાદ પંથને (Unitarian Church) બહુધા અનુસરે છે અને પ્રાર્થનાસમાજ, નાતજાતના ભેદના ત્યાગ વિના, બ્રાહ્મસમાજની અનુકૃતિ છે અને તે પરોક્ષ રીતે ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરે છે, એવી ભ્રમજનક માન્યતા જનસમૂહમાં પ્રસરેલી હતી એટલું જ નહિ, પણ તે અનેક સંપ્રદાયોની પેઠે એક નવો સંપ્રદાય ગણાવા પામ્યા હતો. લોકોના ધાર્મિક આચારવિચાર, વિધિ અને પૂજા, ઈશ્વર પ્રત્યેના પ્રેમથી પ્રેરિત નહિ પણ અંધશ્રદ્ધા, વહેમ અને અજ્ઞાનથી પોષણ પામી, ધર્મના શુદ્ધ અને સાત્ત્વિક સ્વરૂપને ભૂલી, દંભ અને આડંબરને ધારણ કરી આચરવામાં આવતા, ધર્મને નામે અનેક ઢોંગ અને ખોટાં કૃત્યો થવાથી આ સઘળું યંત્રવત્ બન્યું અને તેનો પાયો વિવેક ઉપર નહિ પણ વહેમ અને ભય પર બંધાયો હતો.

લેકોનું એ ધાર્મિક જીવન ભયંકર અને અસહ્ય જણાવાથી પ્રજ્ઞાચક્ષુ વિરજાનંદ સ્વામીએ તેમના પ્રતાપી શિષ્ય દયાનંદ સરસ્વતી પાસે ગુરુદક્ષિણામાં એવી માગણી કરી હતી કે—

"વત્સ, આજે આપણી પવિત્ર આર્યભૂમિમાં દીન તથા હીન આર્ય સંતાનો અનેક પ્રકારનાં દુખો તથા સંકટો ભોગવી રહ્યાં છે. મારી તને એ જ આજ્ઞા છે કે તું જા અને એ આર્ય સંતાનોના ઉદ્ધારકાર્યને અવિશ્રાંત ભાવથી આરંભી દે. આધુનિક હિન્દુ સમાજમાં જે કેટલીક કુરીતિઓ તથા કુરૂઢિઓ ધર્મ તરીકે પ્રવેશી ગઈ છે તે સર્વ કુરીતિઓ તથા કુરૂઢિઓને કાઢી નાખીને આર્ય જાતિની દુર્દશાનું દલન કરી દે, આપણા પ્રાચીન ઋષિઓની ધર્મશૈલીના પ્રચાર દ્વારા આર્ય સંતાનોની ચિત્તવૃત્તિને આર્ય ગ્રંથોના પઠનપાઠનમાં એકાગ્ર કરી દે અને આર્ય માનવસમાજને અનેકેશ્વરવાદના બંધનની બાધાથી મુક્ત કરીને એક જ સર્વત્ર વ્યાપક તથા સર્વશક્તિમાન ઈશ્વરનો અનન્ય ભક્ત બનાવી દે! તારા હસ્તથી આ કાર્યની જે સિદ્ધિ થશે, તે જ મારી ગુરુદક્ષિણા છે."+

---

+ આર્ય-જ્યોતિ—સાપ્તાહિક પુ. ૨૪ તા. ૨૮-૪-૧૯૩૯.

સદ્દગુરુ શિષ્ય તે બીજું કોઈ નહિ પણ કાઠિયાવાડમાં મોરબી પાસે ટંકારા ગામના વતની, ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણ મૂળશંકર હતા. સંવત ૧૮૮૪માં તેમનો જન્મ થયો હતો. તેમના પિતા ગામમાં સમૃદ્ધ જમીનદાર હતા અને લેણદેણનો વ્યવહાર કરતા. પ્રતિષ્ઠિત અને સુખી કુટુંબોમાં તેમની ગણના થતી હતી. બાળક મૂળશંકરને એક દ્વિજને ઉચિત વિદ્યા અને ધર્મના સંસ્કાર શરૂઆતથી આપવાનો પ્રયાસ થયો હતો. યજુર્વેદ સંહિતાનો આરંભ કરાવી, રુદ્રી ગોખાવી હતી; તે ભેગું પ્રદોષાદિ વ્રતોનું પાલન કરાવી, પુત્રને મૃત્તિકાનું શિવલિંગ બનાવી તેની પૂજા કરવાનો આદેશ પણ અપાયો હતો.× એવી મનોવૃત્તિવાળા પિતા નાના મૂળશંકર પાસે શિવરાત્રનું મહાવ્રત ફરજિયાત કરાવે તે સ્વાભાવિક છે; અને બન્યું પણ તેમ જ. મહાશિવરાત્રિ આવતાં તેમણે એવી આજ્ઞા કરી હતી કે "તારે આખી રાત જાગરણ કરવું પડશે અને જો જાગરણ નહિ કરશે તો વ્રતનું માહાત્મ્ય નષ્ટ થશે." સાથે સાથે તે જ સાંજે પુત્રને પૂજાપાઠનો વિધિ પણ શીખવવામાં આવ્યો હતો. તે પછીનો વૃત્તાંત ચરિત્રલેખકના શબ્દોમાં આપીશું.

"રાત્રિના પહેલા પહોરની પૂજા સમાપ્ત થઈ અને બીજા પહોરની પૂજા પણ લોકોએ જેમ તેમ કરી, પરંતુ અર્ધરાત્રિ થતાં લોકો ઊંઘવા લાગ્યા અને એક પછી એક સર્વ જણ સૂઈ ગયા. સ્વામીજીના પિતાને સર્વથી પહેલી ઊંઘ આવી ગઈ, અને તેમને સૂતેલા જોઈને મંદિરના પૂજારીઓ પણ બહાર જઈને સૂઈ ગયા; પરન્તુ રખે ને વ્રતનું ફળ નષ્ટ ન થઈ જાય એવી ભીતિથી સ્વામીજી તો પોતાની આંખોમાં પાણી છાંટી છાંટીને જાગતા રહ્યા. જ્યારે ઘણી રાત વ્યતીત થઈ ગઈ અને મંદિરમાં સંપૂર્ણ નિઃશબ્દતા પ્રસરી રહી ત્યારે બિલ્વપત્રના ઢગલામાંથી એક ઉંદર નીકળીને શિવલિંગની આસપાસ ફરવા લાગ્યો અને તેના પર ચઢીને તે પર ચઢાવેલી સામગ્રી ખાવા લાગ્યો. આ સમયે સ્વામીજી જાગ્રત દશામાં હતા અને મૌન ધારણ કરી સર્વ તમાશો જોઈ રહ્યા હતા. આ ઘટના જોઈ અનેક પ્રકારના સંકલ્પવિકલ્પો તેમના મનમાં ઊઠવા લાગ્યા. બાળક દયાનંદના મનમાં પ્રશ્ન ઉપસ્થિત થયો કે જે મહાદેવનું વર્ણન કરવામાં આવે છે તે આ જ છે? જે એક મનુષ્યના જેવો દેવ છે, જે હાલે છે, ચાલે છે, ખાય છે, પીએ છે, ત્રિશૂળ ધારણ કરે છે, ડમરુ

સ્વામીજી મીઠાઈ ખાઈને એક વાગ્યા પશ્ચાત્ સૂઈ ગયા અને બીજે દિવસે આઠ વાગ્યે ઊઠ્યા. જ્યારે તેમના પિતા પ્રાતઃકાળમાં ઘેર આવ્યા અને તેમની મીઠાઈ ખાધાની વાત સાંભળી ત્યારે તેઓ અત્યંત ક્રુદ્ધ થયા. પરંતુ સ્વામીજીએ તો તેમને સ્પષ્ટ કહી દીધું કે, "જે મહાદેવનું વર્ણન મેં કથામાં સાંભળ્યું છે તે મહાદેવ મંદિરમાં નથી, તેથી હું તેમની પૂજા કરીશ નહિ." અને તેમણે પોતાના કાકાને પણ કહ્યું કે, "પઠનપાઠનાદિને લીધે મારાથી વ્રતપૂજનાદિ થઈ શકતા નથી." આથી તેમના કાકા તેમ તેમની માતાએ તેમના પિતાને એ સબંધમાં વિશેષ આગ્રહ કરતા અટકાવ્યા. તેમણે પણ શાંત થઈ કહ્યું કે, "ઠીક, ભણવા દો ત્યારે" આ પ્રમાણે વ્યર્થ કાર્યથી બચી સ્વામીજી એકાગ્ર ચિત્તે વિદ્યાધ્યયન કરવા લાગ્યા અને તેમણે એક પંડિતની પાસે નિઘંટુ, નિરુક્ત, પુર્વમીમાંસા તથા કર્મકાંડ સંબધી પુસ્તકોનો અભ્યાસ કર્યો.×

પ્રસ્તુત બનાવ બન્યા પછી થોડા જ સમયમા મૂળશંકરની નાની બ્હેનનું મૃત્યુ થયું, તેથી તેમના ચિત્તને ભારે ક્ષોભ થયો અને તેમને વિચાર ઉદ્ભવ્યો કે, "મારે પોતે પણ એક દિવસ આ પ્રકારે જવાનું છે. તે સમયના દુઃખમાંથી બચવાનો ઉપાય શો છે? આ પ્રકારે મુક્તિના સાધનની ખોજમાં તેમનું મસ્તક ફરી ગયું અને રાત્રિદિવસ એ જ ચિંતામાં વ્યતીત થવા લાગ્યા;" અને તે વિષે પૂછપરછ કરતાં તેમને યોગાભ્યાસનો માર્ગ બતાવવામાં આવ્યો હતો. આ વ્યથાભરી મનોદશામાંથી બીજે માર્ગે તેમનું મન ફેરવવા માતાપિતાએ કાંઈ કાંઈ પ્રયોગ કરી જોયા, અને તેમનો વિવાહ કરી દેવાનો નિશ્ચય કર્યો, જેથી સંસારમાં પડતા વૈરાગ્યભાવ શમી જાય. પણ એ બાળકનું મન પારાની જેમ ચંચળ વૃત્તિવાળું નહોતું કે તેનો નિશ્ચય ડગે. તેમણે તો લગ્ન કરવાની સ્પષ્ટ ના પાડી; એટલું જ નહિ, પણ તે જાલમા જકડાઈ ન જવાય, તેની સલામતી ખાતર અને ઇચ્છિત ધ્યેયની પ્રાપ્તિ સારુ ઘરનો અને માતાપિતાનો ત્યાગ કર્યો તે બહાર ભ્રમણે નીકળી પડ્યા. એમના એ ભ્રમણનો વૃત્તાંત અદ્ભુત છે તેમના વીતકોની કથા વિચારપ્રેરક છે. ફરતાં ફરતાં તે મથુરામાં વિરજાનંદ સાધુના ચરણે જઈ બેઠા હતા અહીં અઢી વર્ષ તેમની પાસે નિવાસ કરી સ્વામી દયાનંદે અષ્ટાધ્યાયી, મહાભાષ્ય, વેદાંત સૂત્ર વગેરે હિન્દુ ધર્મના પ્રમાણભૂત ગ્રંથોનું અધ્યયન કર્યું: અને છેવટે ગુરુ પાસેથી રજા માગતા વિરજાનંદે ગુરુદક્ષિણામાં ઉપર્યુક્ત દક્ષિણા માગી હતી.

× સ્વામી દયાનંદનું જીવનચરિત્ર, પૃ. ૩-૪

ગુરુની આજ્ઞાનું પાલન કરવા સ્વામી દયાનંદે હિન્દુધર્મની સુધારણાનો ઝંડો ફરકાવ્યો. પ્રવાસમાં જે તે સ્થળે ઉપદેશ આપતાં મૂર્તિપૂજાનું ખંડન કરતા અને પુરાણો સ્મૃતિઓ વગેરેને ભ્રામક જણાવી માત્ર વેદને સર્વોપરી ઠરાવતા; એટલું જ નહિ, પણ તે ઈશ્વરપ્રણીત છે એવો આગ્રહ તેઓ રાખતા હતા. વૈદિક ઋષિજીવન તરફ પાછા વળો એ જ એમના ઉપદેશની ઘોષણા હતી. તેમણે જીવનમાં બ્રહ્મચર્યને આવશ્યક માન્યું હતું. આજે વેદાભ્યાસ જોઈએ તેવો થતો નથી તો તે કાળે તેના નામ સિવાય ભાગ્યે વેદ વિષે બહુ થોડાકને ખાસ માહિતી કે જ્ઞાન સંભવે. હિન્દુ સમાજનું વેદ પ્રતિ ધ્યાન ખેંચી, તેનો અભ્યાસ અને અધ્યયન કરવા કોઈએ ભાર મૂક્યો હોય તો તે સ્વામી દયાનંદ સરસ્વતી જ હતા. આર્યસમાજ સંસ્થાનો પાયો વેદ ઉપર રચાયો છે, અને એ ઈશ્વરપ્રણીત વેદનું જ્ઞાન જાત, વર્ણ કે રંગના ભેદ વિના સૌને સુલભ કરવા એમણે લોકભાષા હિન્દીનો ખાસ ઉપયોગ કર્યો હતો, તે તેમના કાર્યની વિશેષ મહત્તા હતી ×

સ્થાપિત અને મજબૂત બનેલાં પ્રપંચી બળોની સામે સ્વામીને લડત કરવાની હતી, પણ જ્યાંત્યાં સભાઓમાં તેમ શાસ્ત્રાર્થના પ્રસંગે તેમની વિદ્વત્તા અને વક્તૃત્વની ઊંડી અસર જણાઈ. તેમના પ્રતાપી વ્યક્તિત્વનો પ્રભાવ પડતો; તેમને પુષ્કળ માન મળતું હતું. તે વિષે નોંધ કરતાં થિયોસોફીના સંસ્થાપક મેડમ બ્લેવેટ્સ્કીએ લખ્યું હતું કે—

"It is perfectly certain that India never saw a more learned Sanskrit scholar, a deeper metaphysician, a more wonderful orator and a more fearless denunciator of any evil, than Dayanada, since the time of Shankaracharya" *

એ અજબ આકર્ષણ અને પ્રતિભાભરી બુદ્ધિશક્તિથી પ્રસન્ન થઈને, એમના આશયમાં તેમ ઉપદેશમાં એકતા ભાળીને બ્રાહ્મસમાજ, પ્રાર્થના-સમાજ અને થિયોસોફીએ એ હિલચાલમાં ભળી જવા ઇચ્છા કરી હતી. પણ વેદ ઈશ્વરપ્રણીત છે એ દયાનંદનો સિદ્ધાંત બ્રાહ્મસમાજ અને પ્રાર્થના-સમાજને ગ્રાહ્ય નહોતો અને એ મતભેદ ઉપરથી જોડાણ થઈ શક્યું નહોતું; થિયોસોફીએ તો આરંભમાં તેની સાથે મળીને કામ કરવાનો ઉપક્રમ યોજ્યો

× ધી આર્યસમાજ, લજપતરાય લિખિત, પૃ. ૭૮

* " " " પૃ. ૬૧.

સ્વામીજી મીઠાઈ ખાઈને એક વાગ્યા પશ્ચાત્ સૂઈ ગયા અને બીજે દિવસે આઠ વાગ્યે ઊઠયા. જ્યારે તેમના પિતા પ્રાતઃકાળમાં ઘેર આવ્યા અને તેમની મીઠાઈ ખાધાની વાત સાંભળી ત્યારે તેઓ અત્યંત ક્રુદ્ધ થયા પરંતુ સ્વામીજીએ તો તેમને સ્પષ્ટ કહી દીધું કે, "જે મહાદેવનું વર્ણન મેં કથામાં સાંભળ્યું છે તે મહાદેવ મંદિરમાં નથી, તેથી હું તેમની પુજા કરીશ નહિ." અને તેમણે પોતાના કાકાને પણ કહ્યું કે, "પઠનપાઠનાદિને લીધે મારાથી વ્રતપૂજનાદિ થઈ શકતાં નથી." આથી તેમના કાકા તથા તેમની માતાએ તેમના પિતાને એ સંબંધમાં વિશેષ આગ્રહ કરતાં અટકાવ્યા. તેમણે પણ શાંત થઈ કહ્યું કે, "ઠીક, ભણવા દો ત્યારે." આ પ્રમાણે વ્યર્થ કાર્યથી બચી સ્વામીજી એકાગ્ર ચિત્તે વિદ્યાધ્યયન કરવા લાગ્યા અને તેમણે એક પંડિતની પાસે નિઘંટુ, નિરુક્ત, પુર્વમીમાંસા તથા કર્મકાંડ સંબંધી પુસ્તકોનો અભ્યાસ કર્યો.×

પ્રસ્તુત બનાવ બન્યા પછી થોડા જ સમયમાં મૂળશંકરની નાની બ્હેનનું મૃત્યુ થયું; તેથી તેમના ચિત્તને ભારે ક્ષોભ થયો અને તેમને વિચાર ઉદ્ભવ્યો કે, "મારે પોતે પણ એક દિવસ આ પ્રકારે જવાનું છે. તે સમયના દુઃખમાંથી બચવાનો ઉપાય શો છે? આ પ્રકારે મુક્તિના સાધનની ખોજમાં તેમનું મસ્તક ફરી ગયું અને રાત્રિદિવસ એ જ ચિંતામાં વ્યતીત થવા લાગ્યા;" અને તે વિષે પૂછપરછ કરતાં તેમને યોગાભ્યાસનો માર્ગ બતાવવામાં આવ્યો હતો. આ વ્યથાભરી મનોદશામાંથી બીજે માર્ગે તેમનું મન ફેરવવા માતાપિતાએ કાંઈ કાંઈ પ્રયોગ કરી જોયા, અને તેમનો વિવાહ કરી દેવાનો નિશ્ચય કર્યો, જેથી સંસારમાં પડતા વૈરાગ્યભાવ શમી જાય પણ એ બાળકનું મન પારાની જેમ ચંચળ વૃત્તિવાળું નહોતું કે તેનો નિશ્ચય ડગે. તેમણે તો લગ્ન કરવાની સ્પષ્ટ ના પાડી; એટલું જ નહિ, પણ તે જાલમાં જકડાઈ ન જવાય, તેની સલામતી ખાતર અને ઇચ્છિત ધ્યેયની પ્રાપ્તિ સારુ ઘરનો અને માતાપિતાનો ત્યાગ કર્યો તે બહાર ભ્રમણે નીકળી પડયા. એમના એ ભ્રમણનો વૃત્તાંત અદ્‌ભુત છે તેમના વીતકોની કથા વિચારપ્રેરક છે. ફરતાં ફરતાં તે મથુરામાં વિરજાનંદ સાધુના ચરણે જઈ બેઠા હતા અઢીં અઢી વર્ષ તેમની પાસે નિવાસ કરી સ્વામી દયાનંદે અષ્ટાધ્યાયી, મહાભાષ્ય, વેદાંત સૂત્ર વગેરે હિન્દુ ધર્મના પ્રમાણભૂત ગ્રંથોનું અધ્યયન કર્યું; અને છેવટે ગુરુ પાસેથી રજા માગતાં વિરજાનંદે ગુરુદક્ષિણામાં ઉપર્યુક્ત દક્ષિણા માગી હતી

× સ્વામી દયાનંદનું જીવનચરિત્ર, પૃ ૩-૪

ગુરુની આજ્ઞાનું પાલન કરવા સ્વામી દયાનંદે હિન્દુધર્મની સુધારણાનો ઝંડો ફરકાવ્યો. પ્રવાસમાં જે તે સ્થળે ઉપદેશ આપતાં મૂર્તિપૂજાનું ખંડન કરતા અને પુરાણો સ્મૃતિઓ વગેરેને ભ્રામક જણાવી માત્ર વેદને સર્વોપરી ઠરાવતા, એટલું જ નહિ, પણ તે ઈશ્વરપ્રણીત છે એવો આગ્રહ તેઓ રાખતા હતા. વૈદિક ઋષિજીવન તરફ પાછા વળો એ જ એમના ઉપદેશની ઘોષણા હતી. તેમણે જીવનમાં બ્રહ્મચર્યને આવશ્યક માન્યું હતું આજે વેદાભ્યાસ જોઈએ તેવો થતો નથી તો તે કાળે તેના નામ સિવાય ભાગ્યે વેદ વિષે બહુ થોડાકને ખાસ માહિતી કે જ્ઞાન સંભવે હિન્દુ સમાજનું વેદ પ્રતિ ધ્યાન ખેંચી, તેનો અભ્યાસ અને અધ્યયન કરવા કોઈએ ભાર મૂક્યો હોય તો તે સ્વામી દયાનંદ સરસ્વતી જ હતા આર્યસમાજ સંસ્થાનો પાયો વેદ ઉપર રચાયો છે, અને એ ઈશ્વરપ્રણીત વેદનું જ્ઞાન જાત, વર્ણ કે રંગના ભેદ વિના સૌને સુલભ કરવા એમણે લોકભાષા હિન્દીનો ખાસ ઉપયોગ કર્યો હતો, તે તેમના કાર્યની વિશેષ મહત્તા હતી ×

સ્થાપિત અને મજબૂત બનેલા પ્રપંચી બળોની સામે સ્વામીને લડત કરવાની હતી, પણ જ્યાંત્યાં સભાઓમાં તેમ શાસ્ત્રાર્થના પ્રસંગે તેમની વિદ્વત્તા અને વક્તૃત્વની ઊંડી અસર જણાઈ. તેમના પ્રતાપી વ્યક્તિત્વનો પ્રભાવ પડતો; તેમને પુષ્કળ માન મળતું હતું. ને વિષે નોંધ કરતાં થિયોસોફીના સંસ્થાપક મેડમ બ્લેવેટ્સ્કીએ લખ્યું હતું કે—

"It is perfectly certain that India never saw a more learned Sanskrit scholar, a deeper metaphysician, a more wonderful orator and a more fearless denunciator of any evil, than Dayanada, since the time of Shankaracharya" *

એ અજબ આકર્ષણ અને પ્રતિભાભરી બુદ્ધિશક્તિથી પ્રસન્ન થઈને, એમના આશયમાં તેમ ઉપદેશમાં એકતા ભાળીને બ્રાહ્મસમાજ, પ્રાર્થના-સમાજ અને થિયોસોફીએ એ હિલચાલમાં ભળી જવા ઇચ્છા કરી હતી. પણ વેદ ઈશ્વરપ્રણીત છે એ દયાનંદનો સિદ્ધાંત બ્રાહ્મસમાજ અને પ્રાર્થના-સમાજને ગ્રાહ્ય નહોતો અને એ મતભેદ ઉપરથી જોડાણ થઈ શક્યું નહોતું; થિયોસોફીએ તો આરંભમાં તેની સાથે મળીને કામ કરવાનો ઉપક્રમ યોજ્યો

× ધી આર્યસમાજ, લજપતરાય લિખિત, પૃ. ७૮.
* " " " પૃ. ૬૧

સ્વામીજી મીઠાઈ ખાઈને એક વાગ્યા પશ્ચાત્ સૂઈ ગયા અને બીજે દિવસે આઠ વાગ્યે ઊઠ્યા જ્યારે તેમના પિતા પ્રાતઃકાળમાં ઘેર આવ્યા અને તેમની મીઠાઈ ખાધાની વાત સાંભળી ત્યારે તેઓ અત્યંત ક્રુદ્ધ થયા. પરંતુ સ્વામીજીએ તો તેમને સ્પષ્ટ કહી દીધું કે, "જે મહાદેવનું વર્ણન મેં કથામાં સાંભળ્યું છે તે મહાદેવ મંદિરમાં નથી, તેથી હું તેમની પૂજા કરીશ નહિ." અને તેમણે પોતાના કાકાને પણ કહ્યું કે, "પઠનપાઠનાદિને લીધે મારાથી વ્રતપૂજનાદિ થઈ શકતાં નથી." આથી તેમના કાકા તથા તેમની માતાએ તેમના પિતાને એ સંબંધમાં વિશેષ આગ્રહ કરતા અટકાવ્યા. તેમણે પણ શાંત થઈ કહ્યું કે, "ઠીક, ભણવા દો ત્યારે" આ પ્રમાણે વ્યર્થ કાર્યથી બચી સ્વામીજી એકાગ્ર ચિત્તે વિદ્યાધ્યયન કરવા લાગ્યા અને તેમણે એક પંડિતની પાસે નિઘંટુ, નિરુક્ત, પૂર્વમીમાંસા તથા કર્મકાંડ સંબંધી પુસ્તકોનો અભ્યાસ કર્યો.×

પ્રસ્તુત બનાવ બન્યા પછી થોડા જ સમયમાં મૂળશંકરની નાની બ્હેનનું મૃત્યુ થયું, તેથી તેમના ચિત્તને ભારે ક્ષોભ થયો અને તેમને વિચાર ઉદ્ભવ્યો કે, "મારે પોતે પણ એક દિવસ આ પ્રકારે જવાનું છે. તે સમયના દુઃખમાંથી બચવાનો ઉપાય શો છે? આ પ્રકારે મુક્તિના સાધનની ખોજમાં તેમનું મસ્તક ફરી ગયું અને રાત્રિદિવસ એ જ ચિંતામાં વ્યતીત થવા લાગ્યા;" અને તે વિષે પૂછપરછ કરતાં તેમને યોગાભ્યાસનો માર્ગ બતાવવામાં આવ્યો હતો. આ વ્યથાભરી મનોદશામાંથી બીજે માર્ગે તેમનું મન ફેરવવા માતાપિતાએ કાંઈ કાંઈ પ્રયોગ કરી જોયા, અને તેમનો વિવાહ કરી દેવાનો નિશ્ચય કર્યો, જેથી સંસારમા પડના વૈરાગ્યભાવ શમી જાય. પણ એ બાળકનું મન પારાની જેમ ચચળ વૃત્તિવાળુ નહોતું કે તેનો નિશ્ચય ડગે. તેમણે તો લગ્ન કરવાની સ્પષ્ટ ના પાડી; એટલું જ નહિ, પણ તે જાલમાં જકડાઈ ન જવાય, તેની સલામતી ખાતર અને ઇચ્છિત ધ્યેયની પ્રાપ્તિ સારુ ઘરનો અને માતાપિતાનો ત્યાગ કર્યો. તે બહાર ભ્રમણે નીકળી પડ્યા. એમના એ ભ્રમણનો વૃત્તાંત અદ્ભુત છે તેમના વીતકોની કથા વિચારપ્રેરક છે. ફરતાં ફરતાં તે મથુરામા વિરજાનંદ સાધુના ચરણે જઈ બેઠા હતા અઢી અઢી વર્ષ તેમની પાસે નિવાસ કરી સ્વામી દયાનંદે અષ્ટાધ્યાયી, મહાભાષ્ય, વેદાંત સૂત્ર વગેરે હિન્દુ ધર્મના પ્રમાણભૂત ગ્રંથોનું અધ્યયન કર્યું; અને છેવટે ગુરુ પાસેથી રજા માગતાં વિરજાનંદે ગુરુદક્ષિણામાં ઉપર્યુક્ત દક્ષિણા માગી હતી

---

× સ્વામી દયાનંદનુ જીવનચરિત્ર, પૃ. ૩-૪

ગુરુની આજ્ઞાનું પાલન કરવા સ્વામી દયાનંદે હિન્દુધર્મની સુધારણાનો ઝંડો ફરકાવ્યો. પ્રવાસમાં જે તે સ્થળે ઉપદેશ આપતાં મૂર્તિપૂજાનું ખંડન કરતા અને પુરાણો સ્મૃતિઓ વગેરેને ભ્રામક જણાવી માત્ર વેદને સર્વોપરી ઠરાવતા, એટલું જ નહિ, પણ તે ઈશ્વરપ્રણીત છે એવો આગ્રહ તેઓ રાખતા હતા. વૈદિક ઋષિજીવન તરફ પાછા વળો. એ જ એમના ઉપદેશની ઘોષણા હતી. તેમણે જીવનમાં બ્રહ્મચર્યને આવશ્યક માન્યું હતું. આજે વેદાભ્યાસ જોઈએ તેવો થતો નથી તો તે કાળે તેના નામ સિવાય ભાગ્યે વેદ વિષે બહુ થોડાકને ખાસ માહિતી કે જ્ઞાન સંભવે. હિન્દુ સમાજનું વેદ પ્રતિ ધ્યાન ખેંચી, તેનો અભ્યાસ અને અધ્યયન કરવા કોઈએ ભાર મૂક્યો હોય તો તે સ્વામી દયાનંદ સરસ્વતી જ હતા. આર્યસમાજ સંસ્થાનો પાયો વેદ ઉપર રચાયો છે, અને એ ઈશ્વરપ્રણીત વેદનું જ્ઞાન જાત, વર્ણ કે રંગના ભેદ વિના સૌને સુલભ કરવા એમણે લોકભાષા હિન્દીનો ખાસ ઉપયોગ કર્યો હતો, તે તેમના કાર્યની વિશેષ મહત્તા હતી ×

સ્થાપિત અને મજબૂત બનેલાં પ્રપંચી બળોની સામે સ્વામીને લડત કરવાની હતી, પણ જ્યાંત્યાં સભાઓમાં તેમ શાસ્ત્રાર્થના પ્રસંગે તેમની વિદ્વત્તા અને વક્તૃત્વની ઊંડી અસર જણાઈ. તેમના પ્રતાપી વ્યક્તિત્વનો પ્રભાવ પડતો; તેમને પુષ્કળ માન મળતું હતું. તે વિષે નોંધ કરતાં થિયોસોફીના સંસ્થાપક મેડમ બ્લેવેટ્સ્કીએ લખ્યું હતું કે—

"It is perfectly certain that India never saw a more learned Sanskrit scholar, a deeper metaphysician, a more wonderful orator and a more fearless denunciator of any evil, than Dayanada, since the time of Shankaracharya" *

એ અજબ આકર્ષણ અને પ્રતિભાભરી બુદ્ધિશક્તિથી પ્રસન્ન થઈને, એમના આશયમાં તેમ ઉપદેશમાં એકતા ભાળીને બ્રાહ્મસમાજ, પ્રાર્થના-સમાજ અને થિયોસોફીએ એ હિલચાલમાં ભળી જવા ઇચ્છા કરી હતી. પણ વેદ ઈશ્વરપ્રણીત છે એ દયાનંદનો સિદ્ધાંત બ્રાહ્મસમાજ અને પ્રાર્થના-સમાજને ગ્રાહ્ય નહોતો અને એ મતભેદ ઉપરથી જોડાણ થઈ શક્યું નહોતું; થિયોસોફીએ તો આરંભમાં તેની સાથે મળીને કામ કરવાનો ઉપક્રમ યોજ્યો

× ધી આર્યસમાજ, લજપતરાય લિખિત. પૃ. ૭૮.
* ,, ,, ,, પૃ. ૬૧

હતો અને તદનુસાર તેના સભ્યોને આપવામાં આવેલાં સર્ટિફિકેટ થિઓસોફી અને આર્યસમાજનાં સંયુક્ત નામે અપાયેલાં. પણ પછીથી તેઓ જુદાં પડી ગયાં હતાં.

તારીખ ૧૦ મી એપ્રિલ ૧૮૭૫ ના રોજ મુંબઈમાં સ્વામીજીએ આર્યસમાજની સ્થાપના પ્રથમ કરી હતી. તે સંસ્થાના મુખ્ય દશ નિયમો નીચે પ્રમાણે છે :—

"(૧) સર્વ સત્ય વિદ્યા અને વિદ્યાથી જાણવામાં આવતા સર્વ પદાર્થોનું આદિ મૂળ પરમેશ્વર છે.

(૨) ઈશ્વર સચ્ચિદાનંદ સ્વરૂપ, નિરાકાર, સર્વ શક્તિમાન, ન્યાયકારી, દયાળુ, અજન્મા, અનંત, નિર્વિકારી, અનાદિ, અનુપમ, સર્વાધાર, સર્વેશ્વર, સર્વવ્યાપક, સર્વાન્તર્યામી, અજર, અમર, અભય, નિત્ય, પવિત્ર અને સૃષ્ટિકર્તા છે અને તેની જ ઉપાસના કરવી યોગ્ય છે.

(૩) વેદ સર્વ સત્ય વિદ્યાઓનું પુસ્તક છે અને તે વાંચવું અને સાંભળવું એ સર્વ આર્યોનો પરમ ધર્મ છે.

(૪) સત્ય ગ્રહણ કરવાને તથા અસત્યનો ત્યાગ કરવાને સદાસર્વદા તત્પર રહેવું જોઈએ.

(૫) સર્વ કર્મો ધર્માનુસાર અર્થાત્ સત્યાસત્યનો નિર્ણય કરીને કરવાં જોઈએ.

(૬) સંસારનું હિત કરવું એ આ સમાજનો મુખ્ય ઉદ્દેશ છે અર્થાત્ લોકોની શારીરિક આત્મિક તથા સામાજિક ઉન્નતિ કરવી એ આ સમાજનો પ્રધાન હેતુ છે.

(૭) સર્વની સાથે પ્રીતિપૂર્વક અને ધર્માનુસાર યથાયોગ્ય વર્તન કરવું જોઈએ.

(૮) અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઈએ.

(૯) મનુષ્યમાત્રે પોતાની ઉન્નતિથી જ સંતુષ્ટ જ ન રહેવું જોઈએ, પરન્તુ સર્વની ઉન્નતિમાં પોતાની ઉન્નતિ માનવી જોઈએ.

(૧૦) સર્વ મનુષ્યોએ વિવેકને સંપૂર્ણત ત્યાગ કરી સામાજિક સર્વહિતકારી નિયમો પાળવામાં પરતંત્ર રહેવું જોઈએ, અને પોતાના હિતકારી નિયમો પાળવાને સર્વ સ્વતંત્ર છે."*

* સ્વામી દયાનન્દનું જીવનચરિત્ર, પૃ ૧૨૫-૨૬

મહર્ષિ દયાનંદ સરસ્વતીએ એટલા ધાર્મિક સુધારાનું કામ ઉપાડી લઈને સંતોષ માન્યો નહોતો, પણ તેની સાથે હિંદુઓનું સંગઠન કરી તેમની કેળવણી માટે પ્રાચીન ગુરુકુળના ધોરણે સંસ્થાઓ સ્થાપી, અંત્યજોદ્ધાર અને શુદ્ધીકરણનું કામ આરંભી દેશમાં નવીન ચૈતન્ય આણ્યું હતું અને તે પ્રવૃત્તિઓ પ્રાણવંત અને લોકોપકારી નીવડી છે, એની તેનો કટ્ટર વિરોધી પણ ના પાડી શકશે નહીં. નવો ચીલો પાડી કામ કરવા જતાં સ્વામીને અનેક વિરોધી બળો સામે ઝૂઝવું પડ્યું હતું, અને તેમાં એકલા સનાતની હિન્દુઓ જ નહિ પણ ખ્રિસ્તી અને મુસલમાન વગેરેનો સમાવેશ થતો હતો, અને તેની સામે આર્યસમાજની પ્રવૃત્તિ અસરકારક નીવડે એ હેતુથી એમની કાર્યનીતિ નરમાશ અને સમજૂતીભરી નહિ પણ સખત પ્રકારની અને જુસ્સાવાળી હતી. તેથી પ્રતિપક્ષ પર પ્રબળ છાપ પડે અને તેનો પ્રભાવ પ્રગટે એ રીતિનીતિના સમર્થનમાં એમ કહેવામાં આવતું કે હિન્દુ માનસ નિષ્ક્રિય થઈ પડ્યું હતું, તેને જાગ્રત અને ગતિમાન કરવાનો એ જ સરસ માર્ગ હતો, તેથી તેની નબળાઈ દૂર થઈને તેનામાં શક્તિ આવે એટલું જ નહિ, પણ તે એકલા સંરક્ષણ અર્થે નહિ પણ હુમલો લઈ જતા લશ્કરની પેઠે જયનાદથી ગાજી ઊઠે

વિચાર સાથે તેઓ સમ્મત થઇ શકતા નહોતા અને તે કારણ તેઓ સામા નહિ તોપણ તેનાથી અલગ અને છૂટા રહ્યા હતા.

ધર્મસુધારણાના સંબંધમાં આમ ભિન્નભિન્ન પ્રવૃત્તિઓ ઉદ્‌ભવી હતી, તોપણ નવશિક્ષિત વર્ગનો એવો એક સમુદાય હતો જે પશ્ચિમના વિજ્ઞાનવાદ અને જડવાદથી શંકાશીલ બન્યો હતો; ધર્મ વિષયમાં તેમના મનની સ્થિતિ અસ્થિર થઇ પડી હતી, તેમને પ્રચલિત હિન્દુધર્મ પ્રતિ આકર્ષણ રહ્યું નહોતું એટલું જ નહિ, પણ તેમની તે પરથી આસ્થા સુધ્ધાં ઊઠી ગઈ હતી, બ્રાહ્મસમાજ અને પ્રાર્થનાસમાજની પ્રવૃત્તિઓમાં તેમને ખ્રિસ્તી ધર્મની ગંધ ભાસતી અને આર્યસમાજ માટે માન ઉપજતું, પણ તેનો લડાયક જુસ્સો અને તેની ખંડનાત્મક પદ્ધતિ તેમ વેદમાં જ જે તે કંઈ જોવાની વૃત્તિ તેની પાસે ખેંચવાને બદલે તેમને દૂર ધકેલતી હતી

આવી ડગુમગુ પરિસ્થિતિમાં હિન્દુસ્થાનમાં થિયોસોફિકલ સોસાયટીનું આગમન થયું હતું. જે વર્ષમાં આર્યસમાજે તેનો ધ્વજ ફરકાવ્યો તે સાલમાં (સન ૧૮૭૫) અમેરિકામા તે સંસ્થા સ્થપાઈ હતી. અને થોડોક સમય વીત્યા બાદ સન ૧૮૭૮ માં તેના સંસ્થાપકો મેડમ બ્લેવેટ્સ્કી અને કર્નલ ઓલકોટ હિન્દમાં આવ્યાં હતાં. એ સંસ્થાનો મુખ્ય ઉદ્દેશ અધ્યાત્મ અને યોગવિદ્યા (occult)નો અભ્યાસ તેમ સંશોધન કરવાનો હતો; અને તેમની એ પ્રવૃત્તિ ટિબેટમાં વસતા મહાત્માઓની આજ્ઞાથી પ્રેરાઇને ઉપાડી લેવામાં આવી હતી. પ્રારંભમાં મેડમ બ્લેવસ્ટ્કીના ચમત્કારપ્રયોગથી તે જોનાર સૌ આશ્ચર્યચકિત થયા હતા. મેડમ બ્લેવટ્સ્કી એક રશિયન સન્નારી હતા, અને તેમની દૃઢ માન્યતા હતી કે વિશ્વના નિયમન અને શ્રેય અર્થે મહત્માઓનું એક મંડળ વસે છે. તેમાંના એક મહાત્માની પોતે શિષ્યા છે અને તેની આજ્ઞાથી સદરહુ કાર્ય કરવાને તે પ્રેરાયેલાં હતાં. થિયોસોફિકલ સોસાયટીના ઇતિહાસનો લેખક કહે છે કે, "એચ. પી. બી.'ના મૌલિક અને લિખિત શબ્દો ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે સન ૧૮૬૭ પછીથી એ મહાત્માઓના આદેશ પ્રમાણે તેઓ કાર્ય કરતાં; અને ટિબેટમાંના પોતાના ગુરુ પાસે તાલીમ લીધા બાદ પ્રાચીન સનાતન ધર્મનાં સત્યોનો પાશ્ચાત્ય જગતને બોધ કરવા તેમને મોકલવામાં આવ્યાં હતાં. યોગની કેટલીક ક્રિયાઓ તેમને બતાવવામાં આવી હતી અને તેમને એવી સૂચના અપાઈ હતી કે જગતમાં જ સત્યની પ્રગતિમાં લોકોને મદદ કરો."*

* The Golden Book of the Theosophical Society, page 4.

અને જે કાંઈ આપણા જાણવામાં આવ્યુ છે તે ઉપરથી ખાતરીપૂર્વક કહી શકાય કે એ સન્નારીનું જીવન ચમત્કારભર્યું, લોકોપકારી તેમ જ રહસ્યમય હતું. થિયોસોફિકલ સોસાયટીની પ્રવૃત્તિની વિગતોમાં જવાનું આપણને પ્રયોજન નથી; એ મંડળીનાં કાર્ય અને ઈતિહાસ સારી રીતે સુવિદિત છે, પણ તેમાંની એક જ બીના પ્રતિ ધ્યાન દોરીશુ કે મેયા એની બિસન્ટ થિયોસોફિકલ સોસાયટીમાં જોડાઈ હિંદમાં આવી વસ્યા બાદ તેમના નેતૃત્વ નીચે થિયોસોફીએ અત્રે સુંદર પ્રગતિ કરી હતી અને આપણા સમાજ ઉપર તેનો જે પ્રભાવ પડયો છે અને જે સરસ પ્રચારકાર્ય તે સંસ્થાએ આપણા ઉત્કર્ષ સારુ કરેલુ છે તેનુ સઘળુ માન અને યશ એની બિસન્ટને છે મેડમ બ્લેવેટ્સ્કીનું વલણ મુખ્યત્વે યોગ—occult પ્રતિ હતું અને તેમના સાથી કર્નલ ઓલ્કોટે બૌદ્ધ ધર્મના પુનરુદ્ધાર સારુ સંગીન કાર્ય કર્યું હતું; પણ હિન્દુધર્મમા જાગૃતિ અને ચેતન આણ્યું હોય તો તેનો યશ બિસન્ટને ભાગે જાય છે ને પ્રચારકાર્યમાં એમને એટલુ બધુ મમત્વ બંધાયુ હતું કે તેઓ જોકે જાતે ખ્રિસ્તી અને વિદેશી હોવા છતાં પોતાને એક હિન્દુ તરીકે ઓળખાવવાને માન સમજતાં. સન ૧૮૯૩ માં મદ્રાસ આવી પહોચતાં અદ્યાર સંમેલનમા પ્રથમ વ્યાખ્યાન આપતાં બોલ્યાં હતા કે, "I am outcaste, while still an outcaste, ought to sit at your feet." હુ પરજાતિની છુ અને તમારા ચરણ પાસે મારે બેસવુ જોઈએ. પણ વિસ્મયકારક ઘટના તો એ બની હતી કે એ સાધ્વી સ્રીના ચરણે હિન્દનો નવશિક્ષિત સમાજ એમનો ઉપદેશ સાભળવાને ઝૂકી પડયો હતો અને હિન્દુધર્મના એક સંરક્ષક અને ગુરુ તરીકેનો તેમનો દાવો સ્વીકાર્યો હતો એમની વિદ્વત્તા, એમનુ વક્તૃત્વ, એમનો વાક્‌પ્રવાહ અને એમનુ વર્તન એવુ ગૌરવયુક્ત, વિનયવાળું, ઊંચી કોટિનું અને પ્રતાપી હતું કે જે કોઈ એમને સાભળતા કે એમના સમાગમમા આવતા તે એમના શિષ્ય કે પુજારી થઈ બેસતા એમના એ વિજયનું બીજુ કારણ એ હતું કે એનીબિસન્ટ હિન્દુઓની નબળાઈ, દોષ અને ખામીઓ ઉપર સીધા આક્ષેપો ન કરતાં આર્ય ધર્મ અને સંસ્કૃતિની ઉજ્જવળ બાજુ પ્રતિ તેમનું ધ્યાન દોરી, તે માટે માન અને પ્રેમ પેદા કરવા પ્રયત્ન કરતાં. તેની ધારી અસર પેદા થઈ. સૌ કોઈ એની બિસન્ટની પ્રશંસા કરતુ સભળાતુ હતું પોતીકા આત્મવૃત્તાંતમા એની બિસન્ટ હિન્દી કાર્ય પરત્વે નોંધ કરતા જણાવે છે કે હિન્દુસ્તાનમા પ્રાચીન જૂના ધર્મો—હિન્દુ, જરથોસ્તી અને બૌદ્ધ—નો પુનરુદ્ધાર કરી, તેને

મજબૂત કરી, તેનો ઉત્કર્ષ કરવાનું હતું. એ રીતે સ્વમાનની લાગણી ઉદ્ભવતાં, તેના ભૂતકાળ માટે પ્રજામાં મમત્વ બંધાયું અને ભવિષ્ય આશાવંત જણાયું, અને તેના પરિણામે સ્વદેશાભિમાન અને સમાજની પુનઃરચનાની અભિલાષા જાગ્રત થઈ.

સામાજિક સુધારણા પ્રાપ્ત કરવામાં થિયોસોફીએ થોડું કાર્ય કર્યું નથી, પણ તેનું ચિરંજીવ સ્મારક સેન્ટ્રલ હિન્દુ કૉલેજની સ્થાપના હતી, જેમાંથી બનારસ હિન્દુ યુનિવર્સિટીનો જન્મ થયો. એ વૃક્ષનું બીજ રોપનાર, તેનું સિંચન અને પોષણ કરનાર શ્રીમતી એની બિસન્ટ હતાં; અને રાજકીય ક્ષેત્રમાં તેમણે જે પરિવર્તન આણ્યું હતું, એ તેમની સેવાનો ઉલ્લેખ માત્ર બસ છે.

હિન્દભરમાં તેમ ગુજરાતમાં થિયોસોફિકલ સોસાયટીએ સ્વધર્મ માટે મમત્વની લાગણી પેદા કરી, હિન્દીઓનું જીવન ઉન્નત અને સંસ્કારી થાય એવું પ્રગતિસાધક પ્રચારકાર્ય આરંભ્યું હતું.

આપણા જાણીતા સાક્ષર મણિલાલ નભુભાઈ સ્મૃતિ, ધર્મ અને વિદ્યાના ઊંડા અભ્યાસી તેમ જ પ્રચારક હતા, અને નવા ઉછાંછળા પાશ્ચાત્ય સુધારાની સામે તેઓ થતા એ જાણીતું છે. છતાં તેઓ થિયોસોફી પ્રતિ ખેંચાયા હતા અને તેમાં એક સભ્ય તરીકે દાખલ થઈ, થિયોસોફીના સિદ્ધાન્ત અને કાર્યની પ્રશંસા કરી, તેને અનુસરવાની ભલામણ કરતાં તેમણે 'સુદર્શન'માં લખ્યું હતું કે—

"આ મંડળી એવા ઉદ્દેશ રાખે છે કે—

(૧) વિશ્વમાત્રમાં આત્મભાવ વિસ્તારવો, સર્વત્ર સમતા અને સમાનતાની દૃષ્ટિ પ્રાપ્ત કરતા-કરાવતા રહેવું.

(૨) ધર્મ આદિ નિમિત્તે કલહ કરવાનું કારણ નથી ધર્મમાત્ર એકના એક સત્યને વિલોકવા અને પામવાના, અધિકાનુસાર, પ્રકાર છે. માટે સર્વ ધર્મનો વિચાર, અભ્યાસ રાખી તેના મૂલ્ય સત્યને પામવા યત્નવાન રહેવું.

(૩) ચૈતન્યનો સ્વીકાર કરવાથી મનુષ્યના આત્મામાં જે જે નિગૂઢ સામર્થ્યો અને શક્તિઓ સહજાવ તેમનો અભ્યાસ કરી તેમનો પરિપાક સિદ્ધ કરવા યત્ન કરવો

જે વર્ષમાં એની બિસેન્ટનું હિન્દમાં આગમન થયું તે વર્ષમાં શિકાગો-માં સર્વધર્મ પરિષદ મળી હતી તે પરિષદમાં સ્વામી વિવેકાનંદે તેમનાં વ્યાખ્યાનથી શ્રોતાવર્ગ ઉપર અદ્‌ભુત અસર ઉપજાવી હતી, અને સૌને ચકિત કરી હિન્દુ ધર્મ અને સંસ્કૃતિ વિષે વધુ જાણવાને ઉત્સુક કર્યા હતા. હિન્દુ ધર્મની પુનઃ સ્થાપનાના કાર્યમાં એથી વધુ અને નવીન બળ પ્રાપ્ત થયું હતું. તેમના ગુરુ પરમહંસ રામકૃષ્ણે અશ્રદ્ધાળુ અને વિતંડક નવશિક્ષિત યુવકોને તેમના પ્રભુમય સમાધિસ્થ જીવનથી મુગ્ધ કર્યા હતા અને ઈશ્વરનું અસ્તિત્વ છે તેની પ્રતીતિ કરી આપી હતી. તેમનું જીવન જેમ એકાકી તેમ પ્રભુમસ્ત અને પ્રભુપરસ્ત હતું તે સિવાય તેમનું ચિત્ત બીજા કશામાં ગોઠવાતું પણ નહોતું. એ સાધનામાં એવું આધ્યાત્મિક સામર્થ્ય એમણે મેળવ્યું હતું કે તેમના હાથનો સ્પર્શ થતાં આમ પુરુષમાં કોઈક અજબ સ્ફૂર્તિ–ચૈતન્ય પ્રાપ્ત થતું અને તેના વિલક્ષણ પુરાવા મળે છે; જે પ્રત્યક્ષ અનુભવે કેટલાયને આસ્તિક બનાવ્યા હતા. તેમની સૌથી મોટી પ્રસાદી આપણને તેમણે સ્વામી વિવેકાનંદ આપ્યા તે છે

વેદાન્તની સર્વોપરિતાની ઘોષણા વિવેકાનંદે અમેરિકામાં કરી હતી. તેનો પ્રતિઘોષ રામકૃષ્ણ મિશનના સંન્યાસીઓએ ચાલુ રાખી, તે જ્ઞાનનો પ્રચાર કરી, તેની શ્રેષ્ઠતા સિદ્ધ કરવા યત્ન કરી રહ્યા

સ્વામી વિવેકાનંદ અમેરિકા જતાં પૂર્વે કેટલાક મહિના ગુજરાતમાં રહી ગયા હતા, અને રામકૃષ્ણ મિશનના કેટલાક સાધુઓ ગુજરાતમાં આજે પણ અવારનવાર આવી પ્રચારકાર્ય કરી જાય છે પણ તેની કોઈ કાયમ સંસ્થા ગુજરાતમાં નથી. એ નવાઈભર્યું છે

નોકરીમાં દાખલ થયા હતા. અહીં તેમના સમાગમમાં આવનાર તેમની અધ્યાત્મ વિષયોની ચર્ચાથી આનંદ અને આશ્ચર્ય પામતા અને તેમની ખ્યાતિ પસારતા. તેમની ભવ્ય અને પ્રતાપી મુખમુદ્રા, તેજસ્વી કાંતિ, દિવ્ય પ્રતિભા, રસગંભીર વાણી, આશ્ચર્યજનક યુક્તિવાદ અને નિર્મળ પ્રેમભરી વૃત્તિથી ક્રમે ક્રમે ગુજરાતનો ઉચ્ચ સંસ્કારી વર્ગ તેમના પ્રતિ ખેંચાયો હતો. તેમના તરફથી લેખોદ્વારા પણ કેટલુંક સંગીન પ્રચારકાર્ય થયું હતું. સ્વર્ગસ્થ મણિલાલે તેમના સિદ્ધાંતસિંધુ અને ભામિનીભૂષણની નોંધ લીધી હતી. તેમના આકર્ષણ અને પ્રભાવથી, એટલું ચોક્કસ છે કે, ગુજરાતનો શિક્ષિત વર્ગ એમના શ્રેય:સાધક વર્ગમાં દાખલ થયો હતો.

ભાવિક અને જિજ્ઞાસુ સ્ત્રીપુરુષોની ધર્મવૃત્તિને સંતોષવા અને ઉત્તેજવા તેમના પ્રયત્ન અને કાર્ય બેશક પ્રશંસાપાત્ર હતા. એમના સુપુત્ર શ્રી. ઉપેન્દ્ર ભગવાન તે પ્રવૃત્તિને પોષી રહ્યા છે એ અત્યંત સંતોષકારક બીના છે.

કાઠિયાવાડના પૂર્વ અવસ્થાના એક મહેતાજીએ ગુજરાતમાં ધર્મ-પ્રચાર આપણી પૌરાણિક રીતે કરવામાં સુંદર ફાળો આપેલો છે. તે પુરુષ શ્રીમન્નથુરામ શર્મા હતા. નાનપણથી ધર્મ પ્રતિ સદ્‌રુચિ જાગ્રત થયેલી અને લગ્ન કર્યાથી એ વૃત્તિમાં વિક્ષેપ પડશે એટલા ખાતર તે અવિવાહિત રહ્યા હતા; અને ધર્મભાવના અને વિચારને કેળવવા, ખીલવવા યાત્રાએ નીકળી પડ્યા હતા; અને તેમાં તેમણે પ્રગતિ સાધી હતી તેમ સિદ્ધિ મેળવી હતી યોગ અને વેદાંત એમના પ્રિય વિષયો હતા અને જનતામાં તેના પ્રચાર અર્થે તેમની સેવા અપ્રતિમ હતી. ધાર્મિક સાહિત્ય ગુજરાતીમાં બહુ થોડું હતું, તે તેમણે સંખ્યાબંધ પુસ્તકો, લેખો લખીને અને ભાષાંતર દ્વારા સમૃદ્ધ કરેલું છે. તે નિમિત્તે ગુજરાતી વાચકવર્ગ તેમનો હમેશ આભારી રહેશે. તેમનો શિષ્ય અને અનુયાયી વર્ગ પણ ગુજરાતમાં બહોળો છે, તે એમની મહત્તા અને પ્રભાવનો ખ્યાલ આપે છે.

# ૫. ભરૂચનું પ્રદર્શન (સન ૧૮૯૮)

ઇંગ્લેંડના કારખાનાંવાળાઓ તેમની સૂતરની કાપડની મિલો માટે હિન્દુસ્તાનનું રૂ વધુ ને વધુ પ્રમાણમાં મેળવવા સતત તજવીજ કરતા અને તે રૂના પાક અને તેની જાત વિષે યોગ્ય માહિતી મેળવવા ખાસ પ્રતિનિધિઓને હિન્દ મોકલતા હતા.

ભરૂચ જિલ્લાનું રૂ શરૂઆતથી પંકાતું હોવાથી કપાસ લોઢવાનું જિન ભરૂચમાં પહેલવહેલું સને ૧૮૪૦ના અરસામાં જેમ્સ લેંડન નામના એક અમેરિકને ખોલ્યું હતું.

આપણા દેશનું રૂ ઇંગ્લેંડ જાય અને ત્યાં તેનું કાપડ વણાઈ તૈયાર થઈ પાછું હિન્દુસ્તાનમાં આવે તે મોંઘું પડે, એટલું જ નહિ પણ આપણું માટે એ દુ જ કહેવાય એક તો નુકસાન વેઠીએ અને વધારામાં મૂર્ખી કહેવાઈએ. એ પરિસ્થિતિ લક્ષમાં લઈને આપણા એક બુદ્ધિશાળી અને દૂરદેશીવાળા પુરુષ રા બા રણછોડલાલ છોટાલાલને સન ૧૮૪૭માં ગુજરાતમાં કાપડની મિલ કાઢવાનો વિચાર સ્ફુર્યો અને ફૉર્બ્સની મદદ મેળવી તેને લગતી બધી તૈયારી તેમણે કરવા માંડી ભરૂચમાં જેમ્સ લેંડને જિનિંગ ફૅક્ટરી કાઢી હતી તેને એ કાર્યમાં જોડ્યો, પણ મિલના સંચા સારુ જે પૈસા તેને અગાઉથી આપવાના હતા તેની જામિનગીરી માટે મતભેદ ઉપસ્થિત થતાં તે યોજના પડી ભાગી હતી, પણ રણછોડભાઈએ નિરાશ ન થતાં ફરી તજવીજ કરી સૂતરનું કારખાનું સન ૧૮૫૮માં કાઢ્યું, તે દેશમાં પહેલુંવહેલું હતું. એ રીતે જેમ્સ લેન્ડને પણ ભરૂચમાં શરૂઆત કરી અને તેની નકલ થઈ મુંબઈમાં તે પછી ઘણી સૂતર કાપડની મિલો નીકળી હતી.

જુદી જુદી જાતના રૂની માહિતી મેળવવાનું તેમ તેની જાતની પરીક્ષા કરવાનું સુગમ થઈ પડે એ ઉદ્દેશથી મિ. ગ્રીવસ નામના એક જિનના માલિકે ભરૂચમાં 'રૂનું પ્રદર્શન'' ભરવાનો નિશ્ચય કર્યો, અને તે સારુ

અમેરિકા અને બીજા દેશોના તથા આ દેશના રૂના નમૂના મંગાવ્યા હતા. ત્યાર બાદ એકલું રૂનું નહિ પણ સર્વ વસ્તુઓનું પ્રદર્શન ભરવાનો નિર્ણય થયો અને તે કામમાં પ્રીવસે અંગત લાગવગ વાપરી, તેમાં મુંબઈ સરકારની સહાય અને સહાનુભૂતિ મેળવી, તે પ્રદર્શનને સફળ બનાવવા બધી કોશિશ કરી હતી

મુંબઈના ગવર્નર સર સેમોર ફિટ્‌સજિરોલ્ડ તે પ્રદર્શનના પેટ્રન હતા અને મોટા અમલદારો તેના વ્યવસ્થાપકો હતા એટલે તેની શોભામાં કે ગોઠવણીમાં કશી ઊણપ નહોતી એ બનાવ પહેલો તેમ નવીન હોઈ અને વિશેષ કરીને મુંબઈના ગવર્નર સાહેબ ખાસ પધારના હોવાથી લોકમેદની મોટી જામી હતી અને આખા પ્રાંતમાંથી રાજા મહારાજાઓએ પણ સારી સંખ્યામાં તે પ્રસંગે હાજરી આપી હતી. તે અવસરે દરબાર ભરાયેલો તે પણ દબદબાભર્યો હતો.

આપણા મુલકમાં આ પ્રકારનાં પ્રદર્શનો એક તમાશારૂપ થઈ પડે છેઃ પાશ્ચાત્ય મુધરેલા દેશોમાં તેનો જે લાભ મેળવાય છે, તે દ્વારા જે માહિતી સંગ્રહવામાં આવે છે, તેમ તેમાં રજૂ થયેલી ચીજોની કામગીરી અને કળાની કદર બૂઝી તે માલની જાહેરાત કરી, તેનો પ્રચાર વધારવા વ્યવસ્થિત રીતે પ્રયત્નો થાય છે, એમાંનું કાંઈ પણ અહીં થતું નથી એમ સખેદ કહેવું પડશે.

સન ૧૮૫૧ માં કવિ દલપતરામે 'હુન્નરખાનની ચઢાઈ' નામે એક કાવ્ય રચી, દેશના હુન્નરઉદ્યોગ ખીલવવા લોકોને બોધ આપ્યો હતો.

સન ૧૮૭૫ ના અરસામાં દેશમાં રાષ્ટ્રીય અસ્મિતાનો જુવાળ ફરી વળ્યો હતો. તે વખતે સ્વદેશી ચીજો વાપરવા અને દેશી કારીગરીને ઉત્તેજન આપવા જુદે જુદે સ્થળોએ હિલચાલ ઊપડી હતી અમદાવાદમાં સ્વદેશ ઉદ્યોગ વર્ધક મંડળી દી. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈના ઉપદેશથી નીકળી હતી. રાજકોટમાં હરગોવિંદદાસ કાંટાવાળા તે કાર્યમાં પ્રવૃત્ત થયા હતા અને 'દેશી કારીગરીને ઉત્તેજન' એ નામની બે ચોપડીઓ લખી તેમાં આપણા પ્રાંતમાં બનતી જુદી જુદી ચીજો વિષે સવિસ્તર માહિતી નોંધી હતી, અને સોસાયટીના ઓન. સેક્રેટરી ગોપાળરાવ હરિ દેશમુખની અમદાવાદથી બદલી થતાં, તેમની યાદગીરીમાં જે ફંડ એકઠું કરવામાં આવ્યું હતું તેનો વ્યય દેશી કારીગીરી કે હુન્નરને ઉત્તેજન આપવામાં કરવાનો નિર્ણય થયો હતો, તે એ વાતાવરણમાંથી ઉદ્‌ભવ્યો હતો.

# ૬. અંગ્રેજી શિક્ષણ

દર વીસ વર્ષે ઈસ્ટ ઈન્ડિયા કંપનીનો ચાર્ટર નવેસર ચાલુ કરી આપતી વખતે પાર્લામેન્ટરી કમિટી તેના કામકાજની બારીકાઈથી તપાસ કરી, કંપની સરકારના અધિકાર અને વહીવટમાં જે કંઈ સુધારાવધારો કે ફેરફાર કરવાનું યોગ્ય જણાય તેની ભલામણ કરતી અને એ ભલામણોમાં હિન્દીઓની કેળવણીનો પ્રશ્ન પણ આવી જતો હતો. સન ૧૮૧૩ માં પાર્લામેન્ટમાં થયેલી ચર્ચા દરમ્યાન હિન્દીઓને કેળવણી આપવી એ રાષ્ટ્ર–સરકારનું કર્તવ્ય છે, એ સિદ્ધાંત ગ્રાહ્ય થયો હતો. તે પછી હિન્દીઓને કયું શિક્ષણ આપવું—પરાપૂર્વથી ચાલતું આવતું સંસ્કૃત, ફારસી અરબી ભાષાસાહિત્યનું કે નવા યુરોપીય જ્ઞાન અને વિજ્ઞાનથી પરિચિત થવા અંગ્રેજી ભાષાનું—તે વિષે ખૂબ ઊહાપોહ અને વિવાદ થયા હતા. છેવટે, લોર્ડ બેન્ટીંકે એવો નિર્ણય આપ્યો હતો કે હિન્દીઓને યુરોપીય સાહિત્ય અને વિજ્ઞાનનું જ્ઞાન આપવું એ જ બ્રિટિશ સરકારનો પ્રધાન આશય છે અને તેથી હિન્દીઓની કેળવણી સારુ પાર્લામેન્ટ તરફથી જે નાણું મુકરર થયેલું છે તે એકલા અંગ્રેજીના શિક્ષણ પાછળ ખર્ચાશે. તે ગાળામાં જ કોર્ટના કામકાજમાંથી ફારસી ભાષાનો વ્યવહાર બંધ કરી અંગ્રેજી અથવા તેના અભાવે માતૃભાષાને સ્થાન આપવાનો ઠરાવ થયો હતો તે કારણે પણ અંગ્રેજી ભાષાના અભ્યાસને વધુ ઉત્તેજન મળ્યું હતું.

અંગ્રેજીના અભ્યાસને આમ પ્રધાનપદ અપાયું તે એકંદરે આપણને હિતાવહ નીવડ્યું છે, એમ તટસ્થપણે વિચારનાર કોઈ પણ કહેશે. અર્વાચીન હિન્દના પિતા રાજા રામમોહન રાયે એ ભાષાજ્ઞાનનું મૂલ્ય અને મહત્ત્વ વિચારીને જ અંગ્રેજીનું શિક્ષણ આપવાની મક્કમતાથી માગણી કરી હતી. તે શિક્ષણમાં વાંધાભર્યું, બોજારૂપ અને નુકસાનકારક તત્ત્વ તો એ હતું કે શિક્ષણના વાહન તરીકે વિદ્યાર્થીઓને સ્વાભાવિક તેમ પરિચિત માતૃભાષાનો ઉપયોગ કરવાને બદલે અંગ્રેજી સિવાયના બીજા બધા વિષયોનું

જ્ઞાન પણ અંગ્રેજી ભાષાદ્વારા આપવામાં આવતું હતું. માતૃભાષાદ્વારા એ શિક્ષણ અપાયાથી અંગ્રેજી ભાષા પરનો કાબૂ વા પ્રભુત્વ કદાચ ઓછું પ્રાપ્ત થયું હોત, પણ જ્ઞાનપ્રાપ્તિમાં જે પ્રગતિ થવા પામત તે વિદ્યાર્થીને વધારે મહત્ત્વની અને મદદગાર નીવડત. વળી, તે શિક્ષણની આડકતરી પણ અનિષ્ટ અસર એ થવા પામી હતી કે અંગ્રેજી શિક્ષિતવર્ગ એ જ્ઞાનનો લાભ જનસમુદાયને આપશે એવી જે ધારણા રાખવામાં આવી હતી તે નિષ્ફળ ગઈ હતી, અને ઊલટું તે વર્ગ તેમનાથી અતડો અને અક્કડ થઈ પડ્યો હતો.

તથાપિ એટલું નિર્વિવાદ છે કે અંગ્રેજી ભાષાનું જ્ઞાન જગત સાથે વ્યવહાર રાખવાને, તેમ આધુનિક વિચાર અને સાહિત્યથી પરિચિત રહેવાને અત્યંત મદદગાર નીવડ્યું છે તેની અવગણના કરવી, ત્યાગ કરવો એ આપણા વિકાસના માર્ગનો સ્વત વિનાશ કરવા જેવું પગલું લેખાય એ ભાષાનું સાહિત્ય એટલું વિકસેલું અને સમૃદ્ધ છે કે બીજી ભાષા તરીકે પણ, જ્ઞાન અને સંસ્કારની પ્રાપ્તિ અર્થે, તેનો અભ્યાસ અગત્યનો છે. જે કાંઈ કરવા જેવું જરૂરનું છે તે ચાલુ શિક્ષણપદ્ધતિમાં ઘટતો ફેરફાર અને સુધારો કરવાનું છે અને તે સહેલાઈથી થઈ શકે એમ છે.

આપણે હવે પાર્લામેન્ટરી કમિટીની સૂચનાનુસાર કંપની સરકારે હિન્દીઓને કેળવણી આપવા શાં પગલાં લીધાં હતાં તે જોઈએ.

છેલ્લો ચાર્ટર સન ૧૮૫૩ માં ચાલુ કરી આપ્યા બાદ હિન્દીઓની કેળવણીના વિષયમાં યોગ્ય દિશાસૂચન કરતો એક ખરીતો બોર્ડ ઑફ કન્ટ્રોલના પ્રમુખ સર ચાર્લ્સ વુડે હિન્દી સરકારને લખી મોકલ્યો હતો. હિન્દની કેળવણીના ઇતિહાસમાં તે ખરીતો બહુ મહત્ત્વનો ગણાય છે, અને એક દસ્તાવેજની પેઠે તેનું મૂલ્ય અંકાય છે.

કેળવણીનું ધ્યેય સ્પષ્ટ કરતાં તેમાં કહેવામાં આવ્યું કે હિન્દીઓના ઉપલા વર્ગોને યુરોપીય જ્ઞાન પ્રાપ્ત થાય એ પ્રકારે બને તેટલી સગવડ કરી આપવી, જેની અસર ધીમેધીમે તેમના અન્ય બાંધવો ઉપર થશે. એ રીતે સમસ્ત દેશનું કેળવણીનું વાતાવરણ વધતું વધતું ઊંચે પહોંચશે. તેની સિદ્ધિ અર્થે નીચે મુજબ કાર્યક્રમ સૂચવ્યો હતો.*

---

* It is well that every opportunity should be given to those (the higher) classes for the acquisition of a liberal European education the effects of which may be expected slowly to pervade the rest of their fellow country men and to raise in the end the educational tone of the whole country" (History of English Education in India, p 85 — Mahmood)

(૧) કેળવણીના વહીવટ માટે જુદું ખાતું કાઢવું.

(૨) ઇલાકાનાં શહેરોમાં યુનિવર્સિટીઓ સ્થાપવી.

(૩) શિક્ષકોને તાલીમ આપવા ટ્રેનિંગ સ્કૂલો ખોલવી.

(૪) સરકારી કોલેજો અને હાઈસ્કૂલો આજે છે તે નિભાવવી અને જરૂર જણાયે તેની સંખ્યા વધારવી.

(૫) નવી મિડલ સ્કૂલો ઉઘાડવી.

(૬) પ્રાથમિક કેળવણી પ્રતિ વિશેષ ધ્યાન આપવું.

(૭) ગ્રાન્ટ ઇન એઈડનું ધોરણ દાખલ કરવું.

આને વધુમાં જણાવ્યું હતું કે ઉપલા વર્ગોમાં શિક્ષણનું વાહન અંગ્રેજી રાખવું, જ્યાં તે શિક્ષણ સારુ માગણી થાય ત્યાં સગવડ કરી આપવી, પણ એ લક્ષમાં લેવું કે અંગ્રેજીએ માતૃભાષાનું સ્થાન લેવાનું નથી.*

ઉપર જણાવેલ ગ્રાન્ટ ઇન એઈડનું ધોરણ એવું ઠરાવ્યું હતું કે તે નાણાની રકમ, જે શાળા ધર્મ વિષયમાં તટસ્થતા જાળવી સામાન્ય (Secular) શિક્ષણ આપતી હોય, તેનો પદ્ધતિસર વહીવટ થતો હોય, સરકારી નિયમો અને તપાસને તે આધીન રહે અને શિક્ષણ બદલ થોડીઘણી ફી લે તે સૌને સમાન રીતે આપવામાં આવે; અને તે કેટલી અને ક્યાં સુધી આપવી તેનો નિર્ણય સરકારના ઇન્સ્પેક્ટરના રિપોર્ટ પર આધાર રાખશે.

પણ હિંદી સરકારની એ કેળવણીવિષયક રીતિનીતિ (Policy) પૈસાની તંગીને લઈને આગળ કેળવણીનો વિસ્તાર વધારવા નિષ્ફળ નીવડી હતી, તેમ જ માધ્યમિક શાળાઓ પાસે ગ્રાન્ટના ખાતાના સખત અને ઊંચા ધોરણની માગણી કર્યાથી તેમાં પણ પ્રગતિ સાધી શકાઈ નહોતી. તે પછી દેશમાં અફઘાન વિગ્રહ, દુકાળ અને આકરા કરો પડતા અને કાયદાનું પ્રાબલ્ય વધતાં, અજંપો પેદા થયો હતો અને નવા અંગ્રેજી વિચાર અને સાહિત્યના સંસ્કાર પામેલા શિક્ષિતવર્ગ સમજણો અને પગભર થતાં તેમના તરફથી પ્રચલિત કેળવણીના ધોરણના સુધારો થાય તે સારુ માગણી ઉપાડતાં હિન્દી હાકેમ લોર્ડ રીપને સન ૧૮૮૨ માં સર વિલિયમ હંટરના પ્રમુખપણા હેઠળ એક કેળવણી કમિશન નીમ્યું હતું. તેણે

* but it is not to be substituted for the Vernacular …uages of the country ("English Education in India" by

આખોય પ્રશ્ન વિચારી જે ભલામણો હિન્દી સરકારને કરી તેનો સાર એ હતો કે સરકારે માત્ર પ્રાથમિક કેળવણીની જવાબદારી સ્વીકારવી; માધ્યમિક અને કૉલેજ શિક્ષણ પરત્વે જિલ્લાવાર એક એક આદર્શ હાઈસ્કૂલ કે કૉલેજ અને બાકી હાઈસ્કૂલો કે કૉલેજો ખાનગી સાહસથી નીકળે તેને તેના ખર્ચની વધુમાં વધુ અડધી રકમ ગ્રાન્ટ તરીકે આપવી ને મદદ કરવી વાસ્તવિક રીતે સરકારે માધ્યમિક અને ઊંચી કેળવણીના ક્ષેત્રમાંથી ખસી જઈ, ખાનગી અને સ્થાનિક સાહસ તે કેળવણી-પ્રવૃત્તિ ઉપાડી લે અને વિસ્તારે એવી વ્યવસ્થા યોજી હતી.

અંગ્રેજી શીખનારાઓમાંનો મોટો ભાગ નોકરીની લાલચે તે ભાષા ભણતો હતો, અને તેમનું ધ્યેય યુનિવર્સિટીનું ઊંચું શિક્ષણ લેવાનું નહોતું. એવાઓને માટે તેમ જ જેમને સામાન્ય વ્યવહારુ જ્ઞાન પ્રાપ્ત કરવું હોય તેમની સવડ સારુ હાઈસ્કૂલના અભ્યાસમાં, કમિશનની સૂચના પરથી, બે વિભાગ પાડી નાખવામાં આવ્યા હતા. જેમાંનો એક કૉલેજમાં જઈ શકે અને બીજો પબ્લિક સર્વિસ પરીક્ષામાં બેસી શકે. જે પરીક્ષા પાસ કરે તે નોકરી માટે લાયક ગણાય. પણ કૉલેજ અભ્યાસની મોહિની એટલી બધી રહેતી કે બહુ થોડા જ વિદ્યાર્થીઓ પબ્લિક સર્વિસ પરીક્ષામાં બેસતા હતા.

માધ્યમિક શિક્ષણમાં ઉપર મુજબ ફેરફાર થયા અને પ્રાથમિક કેળવણીના વિષયમાં વડી સરકારે તેની જવાબદારીનો બોજો નવા સ્થપાયેલા સ્થાનિક સ્વરાજ્યની સંસ્થા ઉપર લાદી તેમાંથી છટકબારી શોધી હતી. તે પગલું જેમ ઉતાવળું તેમ ગેરવાજબી હતું.

યુનિવર્સિટીને અને હાઈસ્કૂલોને ગાઢ સંબંધ છે, અને તે એવી રીતે સંકળાયેલાં છે કે એકબીજા પર તેની સારી માઠી અસર તરત માલૂમ પડે છે હંટર કમિટીના તપાસક્ષેત્રમાંથી યુનિવર્સિટીના પ્રશ્નને અલગ રાખવામાં આવ્યો હતો એ એક ગંભીર ભૂલ જ હતી એ રીતે હંટર કમિશનની તપાસ અધૂરી અને એકપક્ષીય હતી

એ કમિશનથી મોટો અને મુખ્ય લાભ એ થયો કે પ્રજામાં અંગ્રેજી શિક્ષણની માગણી ઉદ્ભવી હતી તેને પહોંચી વળવા ખાનગી સાહસ ને ઉત્તેજનથી પ્રેરાઈને સંખ્યાબંધ હાઈસ્કૂલો તેમ કૉલેજ સંસ્થાઓ દેશમાં નવી નીકળી. તેથી કેળવણીનો પ્રચાર તેમ તેનું પ્રમાણ ણ ને વ

એ સંસ્થાઓનો આશય લોકમાગણીને પૂરી પાડવાનો હતો. ઘણીખરી શાળાઓ સાર્વજનિક સંસ્થાઓ દ્વારા ઊભી થઈ હતી, એટલે તેમાં કમાણીનો સંભવ નહોતો; પણ વખત જતાં તેમાં એવો વર્ગ પણ દાખલ થવા પામ્યો જેની પ્રવૃત્તિ કમાણી અર્થે હતી; અને એ હરીફાઈ વધતાં એમાંની કેટલીક સંસ્થાઓ કેળવણીની સંસ્થાઓ મટી વેપારની પેઢીઓ થઈ પડી હતી, અને તેના પરિણામે શિક્ષણનું ધોરણ બગડતું તેમ શિસ્તનો લોપ થતો હતો. એવી શાળાઓ નજર સમીપ રાખીને, જેની સંખ્યા બહુ વધી પડી હતી, તે વિષે ટીકા કરતા કલકત્તા યુનિવર્સિટી કમિશને તેના રિપોર્ટમાં લખ્યું હતું કે એ શાળાઓનું શિક્ષણ ખરાબ હતું કેમકે સોંઘું હતું, અને સોંઘું હતું એટલે તે ખરાબ હતું.

આપણા દેશમાં તો જ્ઞાનનો મહિમા મોટો બતાવાયો છે, અને તે પવિત્ર ગણાઈ જ્ઞાન વિના મૂલ્યે અપાતું આવ્યું છે. એટલું જ નહિ, પણ ગુરુ તેમના શિષ્યોને પુત્રવત્ રાખતો અને તેમના વચ્ચેનો સંબંધ કુટુંબવત્ થઈ પડતો હતો.

જે કેળવણીસંસ્થાઓ ઉપર જણાવ્યા પ્રમાણે અયોગ્ય રીતે અને કેળવણીના ધોરણ અને નીતિની વિરુદ્ધ તેનો વહીવટ કરતી હતી તેમાં યોગ્ય સુધારો હિન્દી સરકાર વધારે સખ્તાઈથી કામ લઈને કરી શકત; એમાં એવું કાંઈ તત્ત્વ નહોતું કે ચોક્કસ નિયમો ઘડ્યે તે દૂર થઈ ન શકે.

પરન્તુ લોર્ડ કર્ઝન, જે એક બુદ્ધિશાળી અને પ્રતાપી વ્યક્તિ હતી, તેમને આ વધતો જતો ઊંચી કેળવણીનો પ્રવાહ ભય સમાન દેખાયો અને તે ખાળવાના માર્ગ તેમણે શોધવા માંડ્યા.

પ્રથમ જુદા જુદા પ્રાંતોના વિદ્યાધિકારીઓની પરિષદ મેળવી, હિન્દી કેળવણીનો પ્રશ્ન સમગ્ર રીતે તપાસી જઈ હિન્દી કેળવણીની રીતિનીતિ સ્પષ્ટ કરતો એક લાંબો ઠરાવ પ્રસિદ્ધ કર્યો. તેમાં એમ જણાવ્યું હતું કે હંટર કમિશને સૂચવ્યા મુજબ પ્રાથમિક કેળવણી એ હિન્દી સરકારનું મુખ્ય કર્તવ્ય છે, અને ખેતીપ્રધાન દેશને સરળ, બંધબેસતી અને ઉપયોગી થઈ પડે એવી કેળવણી આપવા ખાસ ધ્યાન અપાવું જોઈએ; માધ્યમિક શાળાઓનો સ્વીકાર સરકારના કેળવણી ખાતાએ અમુક શરતોએ કરવો, અને એવો સખ્ત પ્રતિબંધ મૂકવો કે કેળવણીના તાત્ત્વિક સિદ્ધાન્તોનું જે સંસ્થા પાલન કરતી ન હોય તે યુનિવર્સિટીની પરીક્ષામાં વિદ્યાર્થીઓને મોકલી ના શકે. એ સિવાય બીજી કેટલીક સૂચનાઓ કરી હતી તે ગૌણ હતી.

પણ જે અગત્યનું કાર્ય તેમણે ઉપાડી લીધું તે યુનિવર્સિટીની સુધારણાનો પ્રશ્ન હતો.

સન ૧૮૫૭માં લંડન યુનિવર્સિટીના ધોરણ ઉપર મુંબઈ, કલકત્તા અને મદ્રાસમાં યુનિવર્સિટીઓ સ્થપાઈ હતી. તે પછી આપણે અહીં મોટા ફેરફાર થવા પામ્યા હતા, તેમ જે ધોરણ પર એ સંસ્થાઓ નીકળેલી તે લંડન યુનિવર્સિટીના બંધારણ અને ધોરણમાં પણ સુધારા કરવામાં આવ્યા હતા. હંટર કમિશને એ યુનિવર્સિટીનો વિષય છોડી દઈને તેને અન્યાય જ કર્યો હતો, એટલે યુનિવર્સિટી સુધારણાનો પ્રશ્ન અગત્યનો હતો; પણ તેમ કરવામાં લોર્ડ કર્ઝનનો જે હેતુ હતો તે પ્રામાણિક તેમ હિન્દીઓના હિતનો નહોતો. તેથી તે એક્ટ પસાર થતાં તેની વિરુદ્ધ જે પોકાર ઊઠ્યો હતો તે વાજબી અને વાસ્તવિક હતો એમ કહેવું પડશે.

લોર્ડ કર્ઝનના યુનિવર્સિટી કમિશને તે પ્રશ્ન તપાસી વિચારી નીચે પ્રમાણે સૂચનાઓ કરી હતી.—

(૧) યુનિવર્સિટીની નવેસર રચના.

(૨) કૉલેજોની વધારે સખ્ત અને પદ્ધતિસર તપાસ અને કૉલેજ સ્વીકારવામાં વધારે ચોકસાઈભરી શરતો.

(૩) કૉલેજ-વિદ્યાર્થીઓના અભ્યાસ અને રહેઠાણ ઉપર વધુ જાપતો રાખવો.

(૪) મર્યાદિત ક્ષેત્રમાં યુનિવર્સિટીએ શિક્ષણકાર્ય શરૂ કરવું.

(૫) અભ્યાસક્રમમાં અને પરીક્ષાના ધોરણમાં બહોળા ફેરફાર કરવા.

લોર્ડ કર્ઝનના આ યુનિવર્સિટી સુધારણાના ગુણદોષ ઉપર આપણે કાંઈ કહીએ તેના કરતાં, કલકત્તા યુનિવર્સિટી કમિશને તે વિષે જે ટીકા કરેલી છે તે જ આપવી ઠીક થઈ પડશે.

તે જણાવે છે કે જેમ હંટર કમિશને યુનિવર્સિટીનો પ્રશ્ન અલગ રાખીને જેવી ગંભીર ભૂલ કરી હતી તેવી મોટી ભૂલ યુનિવર્સિટી કમિશને માધ્યમિક શાળાઓની તપાસનો પ્રશ્ન મૂકી દઈને કરી હતી. તેણે વળી યુનિવર્સિટીના વહીવટમાં સરકારનો કાબૂ અને દેખરેખ અગાઉ કરતાં વધારે અસરકારક અને સીધાં રહેવા પામે એ ઉદ્દેશથી સેનેટનું બંધારણ અધિકારીવર્ગવાળું કરી નાખી સઘળી સત્તા સરકારના હાથમાં કેન્દ્રિત કરી હતી, તે પ્રજાના હક્ક ઉપર તરાપ મારવા સમાન હતું. બીજો આક્ષેપ

યુનિવર્સિટીનું શિક્ષણ બહુ ખર્ચાળ થવા
તેની સામે એ હતો કે તેથી યુનિવર્સિટીનું શિક્ષણ બહુ ખર્ચાળ થવા
પામ્યું હતું. એ એક્ટની અસર વર્ણવતાં મિસિસ એની બિસન્ટે કહ્યું હતું
કે એ કાયદાના પરિણામ બહુ શોચનીય નીવડ્યાં છે; કેળવણી આપવી
મોંઘી થઈ પડે એવી રીતે તેની ફી વધારવામાં આવી છે, અને યુનિવર્સિટીના
વહીવટ પર સરકારનો કાબૂ વિશેષ જામ્યો છે ઊંચી કેળવણી એ
સરકારનું એક યંત્ર થઈ પડ્યું છે તેમાં પરીક્ષાનું ધોરણ વધારે ને
વધારે સખ્ત બનતું જાય છે એ સુધારાના પરિણામે યુનિવર્સિટીનું કાર્ય
પ્રગતિમાન અને યશસ્વી થઈ પડશે, એ આશા રાખેલી તે પણ વ્યર્થ ગઈ.

પ્રજાને કેળવણી આપવી એ સરકારનું કર્તવ્ય છે એ સિદ્ધાંત
માન્ય થયા પછી, સન ૧૮૮૨ના હંટર કમિશનથી હિન્દી સરકારે માત્ર
પ્રાથમિક કેળવણીની જવાબદારી માથે લઈ અને પછીથી તે સ્થાનિક
સ્વરાજ્યની સંસ્થાઓ વચ્ચે વહેંચી નાંખી, માધ્યમિક અને ઊંચી કેળવણી
સારુ માત્ર નમૂનેદાર એક એક સંસ્થા ચલાવવાનું સ્વીકારી, બાકીનું કાર્ય
ખાનગી પ્રયત્ન પર છોડી દીધું હતું.

તેમ છતાં ખેદ સાથે કહેવું પડે છે કે સરકારે એ પ્રાથમિક
કેળવણીના પ્રદેશમાં કાંઈ પણ સંગીન કાર્ય કર્યું નહિ, બલ્કે સ્વર્ગસ્થ ગોખલેએ
હિંદી ધારાસભામાં પ્રાથમિક કેળવણી ફરજિયાત કરવા એક ખરડો રજૂ
કર્યો હતો ત્યારે સરકારે એવી બાલિશ દલીલો આણી તેનો વિરોધ
કર્યો કે એવા અખતરા સારુ હજી સમય આવી પહોંચ્યો નથી, એમ
જરૂરી ખર્ચને પહોંચી વળવા સરકાર પાસે નાણાં નથી અને લોકસમૂહ
ધાર્મિક કારણસર તેની વિરુદ્ધ છે એ દલીલ એવી પોકળ અને ખોટી હતી
કે તે વિષે ટીકાની જરૂર જ રહેતી નથી

# ૭. હિંદી મહાસભાની સ્થાપના

ઓગણીસમા સૈકાના બેવા પાદના આરંભમાં આપણા ભારતવર્ષમાં ભિન્નભિન્ન પ્રકારના બળો—આર્થિક, સામાજિક, ધાર્મિક, સાંસ્કારિક, રાજકીય વગેરે—પ્રવર્તી રહ્યાં હતાં. તેમાંથી રાષ્ટ્રીય એકતાની ભાવના ઉદ્‌ભવી તેનું મૂર્ત સ્વરૂપ તે આપણી મહાસભા છે.

ગાંધીજીએ આ મહાસભા વિશે બીજી ગોળમેજી પરિષદમાં કહ્યું હતું: "મહાસભા એ હિન્દુસ્તાનની જૂનામાં જૂની રાજકીય સંસ્થા છે તેનું આયુષ ૫૦ વર્ષનું થવા આવ્યું છે, અને એ સમયમાં તે કશા અંતરાય વિના પોતાની વાર્ષિક બેઠકો ભરતી આવી છે તે નામ પ્રમાણે, ગુણે પણ રાષ્ટ્રીય છે. તે કોઈ એક કોમ, એક વર્ગ કે એક હિતની પ્રતિનિધિ નથી. હિન્દુસ્તાનનાં તમામ હિત અને તમામ વર્ગોની પ્રતિનિધિ હોવાનો તેનો દાવો છે. મને કહેતાં અતિશય આનંદ થાય છે કે એની ઉત્પત્તિની કલ્પના એક અંગ્રેજના મગજમાંથી ઉદ્‌ભવી હતી એલન ઓક્ટેવિયન હ્યુમને અમે મહાસભાના જનક તરીકે ઓળખતા બે મહાન પારસીઓ ફીરોજશાહ અને હિન્દના દાદાભાઈ નવરોજજીએ તેને ઉછેરી છે છેક શરૂઆતની મહાસભામાં મુસલમાનો, ખ્રિસ્તીઓ, એંગ્લો ઇન્ડિયનો કહો કે તમામ ધર્મો, સંપ્રદાયો તથા માન્યતાઓના પ્રતિનિધિ ઓછીવત્તી સંખ્યામાં હતા." ×

હિન્દી પ્રજા ગયા સૈકામાં ઘોર નિદ્રામાં પડેલી હતી તેને જાગ્રત કરવા અને તેનો ઉત્કર્ષ સાધવા જીવનનાં જુદાં જુદાં ક્ષેત્રો જેવાં કે કેળવણી, સાહિત્ય, સમાજસુધારો, ધર્મ વગેરેમાં, સાથ આપનાર કે હાથ પકડી ઊંચે આણનાર અંગ્રેજો હતા અને રાજકારણના વિષયમાં પણ, ઉપર જણાવ્યું તેમ, નવો ચીલો પાડી માર્ગ બતાવનાર એક અંગ્રેજ ગૃહસ્થ હતો.

---

× મહાસભાનો ઇતિહાસ, પૃ ૩૦

દેશના રાજકીય પ્રશ્નો વિચારવા અને હિન્દના જુદા જુદા પ્રાંતોમાં અરાજકીય સંસ્થાઓ—જેમ કે કલકત્તામાં ઇન્ડિયન એસોસિયેશન, મદ્રાસમાં મહાજન સભા, પૂનામાં સાર્વજનિક સભા—હતી તે સઘળી એકત્ર થઈ પ્રજાજીવનને લગતા સામાજિક પ્રશ્નો હાથ ધરે તે આવશ્યક છે, એ વિચારથી પ્રેરાઈને એલન ઓકટેવિયસ હ્યુમ, જેઓ અગાઉ એક સનદી અમલદાર હતા, તેમણે તે વિચાર હિન્દના ગવર્નર જનરલ લૉર્ડ ડફરિન સમક્ષ રજૂ કર્યો પણ તે તેમને પસંદ પડ્યો નહિ. તે વિષે વધુ ચિંતન કર્યા બાદ હ્યુમને પાછા બોલાવીને તેમણે સૂચવ્યું હતું કે "તમારી કલ્પના બહુ ઉપયોગી નીવડે એવી નથી. હિન્દમાં આવ્યા પછી મને અહીંના વહીવટમાં એક મોટી ખામી દેખાઈ છે. ઇંગ્લૅંડની પાર્લામેન્ટમાં સરકાર પક્ષ કરતાં લઘુમતીમાં હોવાથી સરકારની નીતિ પર સતત ચોકી રાખનાર અને તેની ટીકા કરનાર જે 'વિરોધ પક્ષ' હોય છે તેની ગરજ સારે એવું એક પણ રાજદ્વારી મંડળ આ દેશમાં નથી. વર્તમાનપત્રો છે ખરાં અને તેમાં સાચો લોકમત રજૂ થતો હોય તોપણ તેમના પર વિશ્વાસ રાખી શકાય એવું નથી. અંગ્રેજો પોતાને વિષે અને તેઓ જે નીતિથી રાજ્ય ચલાવે છે તે નીતિ વિષે દેશના વતનીઓ શું ધારે છે તેની સ્વાભાવિક રીતે કશી જ માહિતી મળતી નથી. તેથી અંગ્રેજોના હિતને ખાતર તેમ જ હિંદી પ્રજાના હિતને ખાતર હિન્દી રાજદ્વારીઓ વરસમાં એક વાર એકત્ર થઈને સરકારના વહીવટની ખામીઓ બતાવે તેમ જ તે કેમ સુધારવી તે વિષે સૂચનાઓ કરે એ બહુ ઇચ્છવા યોગ્ય છે."*

સમસ્ત દેશ માટે જુદાં જુદાં પ્રતિનિધિત્વવાળી એક મધ્યસ્થ સંસ્થા હોય એ અગત્યનું છે એવી લાગણી સુરેન્દ્રનાથ બેનરજી અને અન્ય હિન્દી ગૃહસ્થો, જેમણે સન ૧૮૭૭ માં લૉર્ડ લિટનના દિલ્હી દરબારમાં હાજરી આપી હતી, તેમને સ્ફુરી હતી, પણ પ્રચલિત રાજકીય વાતાવરણ એવું ક્ષુબ્ધ અને ઉદ્વેગભર્યું રહેતું કે તેનો વિચાર કરવાનો તે સમયે અવકાશ જ ન હતો.

તે પછી લૉર્ડ સેલ્સબરીએ હિન્દી સિવિલ સર્વિસની પરીક્ષાની વય હતી તેમાં બે વર્ષનો ઘટાડો કર્યો ત્યારે તેની સામે પોકાર ઉઠાવવા સુરેન્દ્રનાથ બેનરજીએ એક જબરજસ્ત હિલચાલ ઉપાડી લીધી હતી. અને બે વર્ષ લાગટ તે સારુ લોકમત કેળવવા તેમ પાર્લામેન્ટને મોકલવાના મેમોરિયલ—

* મહાસભાનો ઇતિહાસ, પૃ ૨૪

રીતિનીતિને લઈને હિન્દી સંગઠનનું કાર્ય વધુ સક્રમ તેમ મજબૂત થયું હતું.

લૉર્ડ લિટનની અન્યાયી, ખર્ચાળ અને આંધળી રાજનીતિથી અને તેના જોહુકમી અમલથી હિન્દી પ્રજા બહુ કકળી ઊઠી હતી. તેથી ઉદાર-મતવાદી પક્ષ સત્તામાં આવતાં ગ્લેડ્સ્ટને હિન્દી પ્રજાને શાન્ત કરવા લૉર્ડ રિપન જેવા ઉદાર દિલના ઉમરાવને હિન્દના હાકેમ તરીકે તરત જ મોકલ્યા હતા. એ અમીર ખવાસના પુરુષે હિન્દુઓને સ્થાનિક સ્વરાજ્યનો હક્ક બક્ષી ભવિષ્યમાં પૂર્ણ સ્વરાજ્ય પ્રાપ્ત થાય એવો માર્ગ મોકળો કરી આપ્યો હતો, તેમ પ્રેસ એક્ટ રદ કરીને લોકોનો ચાહ સંપાદન કર્યો હતો પરન્તુ હિન્દી ક્રિમિનલ કોડમાં એક કલમ એવી હતી કે કોઈ યુરોપિયન કે બ્રિટિશ રૈયત સામે ન્યાયસભા કેસ કોઈ હિન્દી મેજિસ્ટ્રેટ, પછી તે ગમે તેવો મોટો હોય તોપણ ચલાવી શકે નહિ, ને એક વિચિત્રતા હતી ક્રિમિનલ કોડ સુધારવાનું કામ હાથ ધરવામાં આવ્યું ત્યારે તેની દુરસ્તી સારુ તજવીજ થઈ હતી, અને તે વિષે પ્રાંતિક સરકારોના અભિપ્રાય મેળવી સન ૧૮૮૨ માં મિ. ઈલ્બર્ટે વડી ધારાસભામાં એવું એક બિલ આણ્યું હતું કે હિન્દી મેજિસ્ટ્રેટ અને સેશન્સ જજ, યુરોપિયન બ્રિટિશ રૈયતનો કેસ ચલાવી શકે એવો અધિકાર આપવો. એ રીતે કાળા ગોરા વચ્ચે જે કોમી ભિન્નતા હતી તે દૂર કરી વહીવટમાં સરળતા આણવાનો તેનો આશય હતો, કેમકે મૂળ કલમ પ્રમાણે એક હિન્દી સનંદી ઑફિસર તેના હાથ નીચેના એક નાના યુરોપિયન નોકરનો ન્યાય પણ કરી શકે નહિ. પણ તે સુધારા ઉપર એંગ્લોયુરેશિયન પ્રજા એટલી બધી છેડાઈ પડી અને ઉશ્કેરાઈ ગઈ હતી કે લૉર્ડ રિપનને તે બિલ આખરે પડતું મૂકવું પડ્યું હતું. તે વિરોધ એટલે દરજ્જે વધી પડ્યો હતો કે વાઈસરૉયનું અપમાન ન્હડાં કરવાના પ્રયાસો થતા હતા તે સુધારો અમલમાં આવે તો તેની સામે થવા તે લોકોએ નિશ્ચય કર્યો હતો. યુરોપિયનોના આ વિરોધે તેમ જ બિલની સામે એકત્ર થઈ સામનો કરવાની પદ્ધતિ પરથી હિન્દીઓએ જોયું કે રાજકર્તાઓ પાસે હિન્દી પ્રજાના હક્ક અને હિતના રક્ષણ સંબંધમાં ન્યાયની આશા રાખવી એ વ્યર્થ છે તેમાંથી તેમને એ બોધપાઠ મળ્યો કે એકસંપી અને સંગઠન શું નથી મેળવતું ?

હિન્દી પ્રજાના સંગઠન અને પોષણ સારુ આ પ્રમાણે વિવિધ બાજુએ કાર્ય કરી અનુકૂળ વાતાવરણ ઉપજાવ્યું હતું અને તે તૈયાર

ભૂમિકામાં મિ. હ્યુમે હિન્દી મહાસભારૂપી બીજ નાખતાં તે તરત જ ઊગી નીકળ્યું હતું.

સન ૧૮૮૫ માં તેમણે પહેલી હિન્દી મહાસભાની બેઠક ભરવાનો સંકલ્પ કરી જુદે જુદે સ્થળે એક પરિપત્ર મોકલી આપ્યો હતો. તેમાં તેનો ઉદ્દેશ સ્પષ્ટ કરતાં જણાવ્યું હતું કે—

(૧) રાષ્ટ્રીય પ્રગતિને માટે કાર્ય કરનાર સર્વ અતિ ઉમંગી સેવકો-ની પરસ્પર અંગત ઓળખાણ કરાવવા માટે સગવડતા કરવી. (૨) આવતા વર્ષમાં જે જે રાજકીય પ્રવૃત્તિઓ કરવાની હોય તેના પર ચર્ચા કરવી અને નિર્ણય કરવો.

પરોક્ષ રીતે આ પરિષદ સ્વદેશી પાર્લામેન્ટના બીજરૂપ બનશે અને જો યોગ્ય રીતે ચલાવાશે તો હિન્દ હજુ કોઈપણ પ્રકારની પ્રતિનિધિત્વ-વાળી સંસ્થાઓ માટે સંપૂર્ણ નાલાયક છે એવા આક્ષેપનો જવાબ દઈ શકાય એવો પ્રત્યુત્તર તે થોડાં વર્ષોમાં વાળશે. આ પરિષદ વળી પાછી પૂનામાં ભરવી અથવા બ્રિટિશ એસોસિયેશનના ઉદાહરણનું અનુકરણ કરીને દર વર્ષે પરિષદો જુદાં જુદાં મહત્વનાં કેન્દ્રસ્થળોએ ભરવી

પહેલી કોંગ્રેસ પૂનામાં ભરવાનું ઠરાવ્યું હતું. પણ ત્યાં તે અરસામાં કોલેરા ફાટી નીકળવાથી હિન્દી મહાસભાની પહેલી બેઠક મુંબઈમાં કલકત્તાના અગ્રગણ્ય નાગરિક વ્યોમેશચંદ્ર બેનરજી બેરિસ્ટરના પ્રમુખપદ હેઠળ મળી હતી. તેમના ભાષણમાં મહાસભાના પ્રતિનિધિત્વવાળા અને ગૌરવાન્વિત સ્વરૂપ વિષે ઉલ્લેખ કરી, તેમણે મહાસભાના ચાર સિદ્ધાંતો નીચે મુજબ દર્શાવ્યા હતા—

૧. મહારાજ્યના વિવિધ ભાગોમાં આપણા દેશના હિતને અર્થે વધારે ઉમંગી કાર્ય કરનારાઓમાં અંગત પરિચય અને મૈત્રી વધારવાં

૨. આપણા દેશના સર્વ દેશપ્રેમીઓમાંથી પ્રત્યક્ષ અંગત મૈત્રી-વ્યવહાર વડે જાતિવિષયક ધર્મવિષયક અને પ્રાંતિક સઘળા શક્ય ભેદ-ભાવો નિર્મૂળ કરવા, અને આપણા પ્રિય લોર્ડ રિપનના ચિરસ્મરણીય રાજ્યમાં ઉદ્ભવ પામેલી રાષ્ટ્રીય ઐક્યની ભાવનાઓને અધિક વિકસાવવી અને સંગીન બનાવવી.

૩ અત્યારના કેટલાક વધારે મહત્વના અને વધારે દબાણ કરતા સામાજિક પ્રશ્નો વિષે સંપૂર્ણ ચર્ચા કરી હિન્દના કેળવાયેલા વર્ગોના પાકટ અભિપ્રાયો જાણી લઈને તેની સત્તાવાર નોંધ રાખવી.

૪. સાર્વજનિક હિતને માટે દેશી રાજદ્વારી પુરુષોએ આવતા બાર માસમાં કેવી પદ્ધતિ અને કેવી રીતિઓએ કાર્ય કરવું ઇષ્ટ છે તે સંબંધી નિર્ણય કરવો.*

એ પહેલી બેઠકમાં એક મહત્ત્વનો પ્રશ્ન ઉપસ્થિત થયો હતો.

તે વર્ષમાં હિન્દી સરકાર બર્માને હિન્દ સાથે એકત્ર કરી દેવાની તજવીજમાં હતી, તેથી તે પગલા સામે વિરોધ કરતો એક ઠરાવ મહાસભામાં રજૂ કરવામાં આવ્યો હતો. પણ તેની સામે મદ્રાસના એક પ્રતિનિધિ પ્રો. સુંદર રમણે એવો સુધારો આણ્યો હતો કે એ પ્રશ્નના વિષે હિન્દી સરકારનો હેતુ તેમ તેમની રાજનીતિ સંબંધી આપણી મહાસભા પાસે બરોબર માહિતી નથી અને મહાસભા હજી તદ્દન બાલ્યાવસ્થામાં છે, તે સ્થિતિ લક્ષમાં લઈને સરકારના એ પગલાને વખોડી કાઢવું એ બેહૂદું થઈ પડશે. પણ નરકેસરી સર ફીરોજશાહે મૂળ દરખાસ્તનું સમર્થન કરતાં કહ્યું હતું કે હિન્દી મહાસભાએ એશિયાની કે દુનિયાની કોઈપણ પ્રજાનું એક રાષ્ટ્ર (political entity) તરીકેનું સ્વાતંત્ર્ય પશ્ચિમના વ્યવસ્થિત અને મુત્સદ્દી રાષ્ટ્રો છીનવી લે તે રાજનીતિ સામે એક સિદ્ધાંત તરીકે વિરોધ કરવો જ જોઈએ; અને મહાસભાએ એ સિદ્ધાંત સ્વીકાર્યો હતો.

પ્રસ્તુત બીના પ્રતિ ખાસ ધ્યાન ખેંચવાનું બીજું કારણ એ છે કે દક્ષિણ આફ્રિકામાં હિન્દીઓના હક્કના વિષયમાં નામદાર ગોખલે જે સમાધાન કરી આવ્યા હતા તે સર ફીરોજશાહે એક સિદ્ધાંત તરીકે પસંદ કર્યું નહોતું, અને જીવનભર એ કહેવાતા વિનીતે (moderate) પ્રજાહક્ક સ્થાપિત કરવાના પ્રસંગે કે લોકહિતનું રક્ષણ કરવા સરકાર સામે થવાના સમયે અનેકવાર યશસ્વી મોરચા માંડ્યા હતા અને તે હકીકત સાંભળીએ છીએ ત્યારે સર ફીરોજશાહ માટે આજ પણ આપણને અત્યંત માનની લાગણી પેદા થાય છે.

લૉર્ડ ડફરિનની સૂચનાથી હિન્દી મહાસભા દેશની એક મહાન રાજકીય સંસ્થા તરીકે અસ્તિત્વમાં આવી હતી તે આપણે અગાઉ જોયું છે; એટલે તેના પ્રતિ હિન્દી સરકારની સહાનુભૂતિ સંભવે અને શરૂઆતમાં બંગાળમાં અને મદ્રાસમાં ત્યાં મહાસભાની બેઠક મળતાં, પ્રાંતના હાકેમોએ મહાસભાના પ્રતિનિધિઓનું, સંભાવિત ગૃહસ્થો તરીકે, સન્માન કર્યું હતું;

* રાષ્ટ્રીય કોંગ્રેસનો ઇતિહાસ, પૃ. ૪.

પણ તે પછી સ્થિતિ પલટાઈ અને અલ્હાબાદમાં સ્થાનિક સરકારે વિરોધનું સ્વરૂપ ધારણ કર્યું હતુ. તે સરકારી નોકરોને મહાસભાની બેઠકમાં હાજરી આપવાની મના કરે એ વસ્તુ આપણે સમજી શકીએ, પણ તે મહાસભાની વિરુદ્ધ નવો મુસ્લિમ પક્ષ ઊભો કરે એ તો ખરેખર એક અત્યાચાર અને અન્યાય જ કહેવાય. પણ આવા બનાવોમાં, સામાન્ય રીતે બને છે તેમ, મહાસભાની સામે પ્રતિબંધો મુકાતા તેની લોકપ્રિયતામાં ખૂબ વધારો થયો હતો. એની તે લોકપ્રિયતામાં હરકત ન આવે અને રાજકીય પ્રશ્નના સંબંધમાં સઘળા હિન્દીઓ એકત્ર જોડાઈ શકે એ આશયથી મહાસભાએ તેના કાર્યક્રમમાંથી સામાજિક પ્રશ્નોને અલગ રાખ્યા હતા અને બીજી મહાસભાની બેઠકમા પ્રમુખે તે વિષે નીચે મુજબ સ્પષ્ટ નિવેદન કર્યું હતુ કે—

"કોંગ્રેસ એક શુદ્ધ રાજકીય સંસ્થા છે, અને હું પોતે સામાજિક સુધારાની આવશ્યકતા ઘણી સારી રીતે સમજું છું, છતાં મારો અભિપ્રાય એ છે કે રાજકીય બાબતો પર હિન્દીઓ એકમત થયેલા હોવાથી કોંગ્રેસે માત્ર રાજકીય બાબતો જ હાથ ધરવી જોઈએ, અને બીજા પ્રશ્નો વિષે અવશ્ય તેઓ ભિન્ન ભિન્ન મતો ધરાવે છે અને તેથી તે પ્રશ્નો વિષે સર્વ એકસાથે કાર્ય કરે એ અશક્ય છે, તે પ્રશ્નોને તેણે છેડવા જોઈએ નહિ. પ્રત્યેક કોમમાં પોતપોતાની સામાજિક આવશ્યકતાઓ હોય છે, અને એક કોમની એવી આવશ્યકતાઓ અન્ય કોમની આવશ્યકતાઓ કરતાં ભિન્ન હોય છે. પરન્તુ આપણી રાજકીય આવશ્યકતાઓ સર્વસામાન્ય છે, અને એક સામાન્ય રાજકીય વક્તાસન પર આપણે એકઠા મળી શકીએ છીએ. સમસ્ત પ્રજા જે પ્રશ્નોમાં સીધો ભાગ લે તે પ્રશ્નોની ચતુ:સીમામાં જ રાષ્ટ્રીય કોંગ્રેસે રહેવું જોઈએ અને સામાજિક સુધારા અને અન્ય કોમી પ્રશ્નોની વ્યવસ્થા કોમી કોંગ્રેસો માટે તેણે રહેવા દેવી જોઈએ."*

એ નિર્ણય કરાવામાં વ્યવહારુ ડહાપણ દૃષ્ટિગોચર થાય છે, કેમકે સામાજિક સુધારાનું કામ કઠિન હતું, અને એ પ્રશ્નોને લઈને હિન્દીઓ, જેઓ જુદા ધર્મ, આચારવિચાર અને જાતિના હતા, તેમનામાં ભગાણ પડે એ ઇચ્છનીય નહોતું. તેથી મહાસભાએ એકલા રાજકીય પ્રશ્નો

* હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસનો ઇતિહાસ, પૃ ૧૧.

ચર્ચવાનું ઠરાવ્યું હતું અને સામાજિક સુધારા વિષે વિચારવા અને ચર્ચવા સારુ મહાસભાની બેઠક સાથે સમાજસુધારા પરિષદ ભરવાનો કાર્યક્રમ યોજ્યો હતો. તેમાં ફત્તેહ મળવાનું મુખ્ય કારણ એ હતું કે મહાસભાના ઘણાખરા કાર્યકર્તા સમાજસુધારાના પણ હિમાયતી હતા અને જેમને સમાજ-સુધારાનું કાર્ય પ્રિય હતું તે મહાસભાની પ્રવૃત્તિ પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા હતા. આમ, સમાજસુધારા પરિષદ મહાસભાથી દેખીતી રીતે અલગ પડી હતી, પણ તેમનો સંબંધ સગી બહેન સરખો હતો. તેમની બેઠકો પ્રતિવર્ષ એક સાથે એક સ્થળે જ ભરાતી હતી, અને તે દ્વારા કેટલુંક સુંદર અને સંગીન પ્રચારકાર્ય થઈ શક્યું હતું તે મહાસભાએ જે સુંદર વાતાવરણ ઉત્પન્ન કર્યું હતું તેનું સીધું પરિણામ હતું.

મહાસભાની શરૂઆતથી, આપણા સદ્‌ભાગ્યની વાત એ છે કે કેટલાક અંગ્રેજ મિત્રો તેની પડખે ઊભા રહ્યા હતા તેમણે મહાસભાને સક્રિય સહાય અને આર્થિક મદદ સુદ્ધાં કરેલી છે. એ યશસ્વી નામાવલીમાં સર વિલિયમ વેડરબર્ન અગ્રસ્થાને બિરાજે છે. તે પ્રમાણે આપણે સર હેન્રી કોટન, વિલિયમ કેન, હેન્રી ફોસેટ, રૂથરફર્ડ, કેર હાર્ડી વગેરે પરોપકારી પુરુષોનું સેવાકાર્ય વીસરી શકીએ એમ નથી.

પ્રતિવર્ષ મહાસભાની બેઠકમાં સંખ્યાબંધ ઠરાવ પસાર કરવામાં આવતા તે લોકમત કેળવવામાં ઉપયોગી થતા, પણ સરકારની રાજનીતિ પર તેની ઝાઝી અસર થવા પામતી નહોતી; અને લૉર્ડ કર્ઝન જેવા ગુમાણીવાળા ગવર્નર જનરલે મહાસભાને microscopic minority—મહાસાગરમાં જલબિન્દુ સમાન જણાવીને ઉવેખી હતી.

ધારાસભાનો વિસ્તાર અને તેની સુધારણા, કારોબારી અને ન્યાયનાં કર્તવ્યોનું જુદાપણું, હિન્દ અને ઇંગ્લેંડમાં એક સાથે સિવિલ સર્વિસની પરીક્ષા લેવાનું ધોરણ, લશ્કરી ખર્ચમાં ઘટાડો, હિન્દ અને બ્રિટિશ ખર્ચના હિસાબની ન્યાયપૂર્વક વહેંચણી, સરકારી નોકરોમાં હિન્દી નોકરોનું મોટું પ્રમાણ, વહીવટી ખર્ચમાં કાપકૂપ, કારોબારી સભા અને ઇન્ડિયા કાઉન્સિલમાં લાયક હિન્દીઓની પસંદગી, બ્રિટિશ સંસ્થાનોમાં હિન્દીઓની સ્થિતિમાં સુધારણા, કેળવણીનો પ્રચાર અને તેનાં વિવિધ અંગોની ખિલવણી અને દેશનો આર્થિક વિકાસ—એવો કે દુકાળ સામે ટક્કર ઝીલી શકે—અને સૌથી ગરીબ એવી હિન્દી પ્રજા પર કરનો

બોજાનો ઘટાડો વગેરે પ્રશ્નો હંગામરૂપે થતાં તેમાં થોડોઘણો સુધારો થવા પામ્યો, પણ સન ૧૮૯૨ નો ઇન્ડિયા કૌન્સિલ્સ એક્ટ પસાર થવા પામ્યો તેનો યશ મુખ્યત્વે હિન્દી મહાસભાને જ આપી શકાશે. જે ભૌગોલિક સંજોગોમાં અને કટોકટીના સમયમાં, જ્યારે જવાબદાર રાજતંત્ર જેવું કંઈ જ નહોતું તે જમાનામાં, મહાસભા તેની પહેલી વીસીમાં જે થોડીઘણી સેવા કરવા અને વત્તાઓછા લાભ સરકાર પાસેથી મેળવવા શક્તિમાન થઈ હતી તે જેમ મહત્ત્વનું તેમ રાષ્ટ્રીય ભાવનાને ઘડનારું અને પોષનારું કાર્ય હતું તેની કોઈથી ના પાડી શકાશે નહિ.

લૉર્ડ લિટનની રાજનીતિના પરિણામે દેશમાં ખળભળાટ મચી ગયો, તેમાંથી મહાસભાનો જન્મ થયો હતો. તેમ લૉર્ડ કર્ઝને હિન્દી વહીવટમાં કાર્યસાધકતા આણવાને નિમિત્તે ઘણા ફેરફારો કર્યા હતા, પણ તેનો ઉદ્દેશ ખરી રીતે હિન્દીઓની વધતી જતી પ્રગતિને ખાળી બ્રિટિશ સામ્રાજ્યનું હિત વધારવા પૂરતો હતો. તેમના યુનિવર્સિટી એક્ટ વિષે "અંગ્રેજી શિક્ષણ" એ પ્રકરણમાં કહેવાયું છે. અહીં તેમણે બંગાળાના બે ભાગલા પાડ્યા તેનો નિર્દેશ કરીશું. તેમનું તે પગલું તદ્દન ગેરવાજબી અને ખોટું હતું. એમની એ ગંભીર ભૂલે અને જોહુકમીએ આખા દેશમાં દાવાનળ પ્રગટાવ્યો હતો.

તે અરસામાં વળી રશિયા ઉપર જાપાને વિજય મેળવ્યો. તેથી પૂર્વની પ્રજાઓમાં નવીન ઉત્સાહ જાગ્યો હતો અને તેની અસર હિન્દીઓ ઉપર પણ થવા પામી હતી. લૉર્ડ કર્ઝને બંગાળના વિભાગ કર્યા તે પાછા એકત્ર થાય તે સારુ પ્રજા તરફથી મક્કમ માગણી થતી હતી અને રાજકર્તાઓ પર તેની છાપ પડે વા અસર થાય તે સારુ તેમના માલનો બહિષ્કાર કરવાની હિલચાલ ઉપાડી લેવામાં આવી હતી. એકલો બહિષ્કાર અસરકારક થઈ ન પડે તેથી સ્વદેશીની માગણીને ઉત્તેજવા અને સ્વદેશી હુન્નરઉદ્યોગના કારખાનાં સ્થાપવાની પ્રવૃત્તિ પણ આરંભવામાં આવી હતી એટલું જ નહિ, પણ તે સારુ સંખ્યાબંધ યુવકોને સ્કોલરશિપો આપી તે ધંધાઉદ્યોગ શીખી આવવા પરદેશ મોકલવાનો પ્રબંધ થયો હતો. જે નવો પક્ષ જોરમાં આવ્યો તે તો ઇંગ્લેંડનાં વચનોમાં સઘળો વિશ્વાસ ખોઈ સ્વાશ્રયી થવા ઇચ્છતો હતો. તેમાંના કેટલાકના વિચારો ક્રાંતિકારી થયા હતા. વળી, પ્રચલિત કેળવણીપદ્ધતિ ખામીવાળી અને એક જ ઘાટીનું

શિક્ષણ આપનારી છે તેથી નવું રાષ્ટ્રીય શિક્ષણ (national education) આપવાનો પ્રયોગ પણ હાથ ધરવામાં આવ્યો હતો.

આ નવા વિચારોની અસર જોસબંધ અને સર્વ પ્રાંતોમાં પસરતી હતી અને હિન્દી મહાસભાના કાર્યક્રમમાં તેનો સમાવેશ કરવા પ્રયત્નો થવા માંડયા હતા. આધેડ અને અનુભવી કાર્યકર્તાઓ બહિષ્કારના શબ્દને અલગ રાખવા આગ્રહ કરતા, પણ સામો પક્ષ તે પર મુસ્તાક રહેતો અને તે વિષેના ઠરાવો હિન્દી મહાસભામાં પસાર કરાવવા એવી તીવ્ર લાગણી ધરાવતો હતો.

આમ, જૂના અને નવા વિચારોવાળા પક્ષો વચ્ચે મહાસભામાં ખેંચાખેંચી થવા માંડી; અને છેવટે બહિષ્કારનો ઠરાવ સન ૧૯૦૫માં બનારસમાં નામદાર ગોખલેના પ્રમુખપદ હેઠળ હિન્દી મહાસભાની બેઠક મળી તેમાં પસાર કરવામાં આવ્યો હતો. એક કારણ દર્શાવીને, પ્રજાની વિનંતિ અને વાંધાઓ છતાં લોકમતની અવગણના કરી, બંગાળના બે ભાગ પાડવામાં આવ્યા તે પ્રતિ બ્રિટિશ પ્રજાનું ધ્યાન દોરવા બંધારણપૂર્વક અને અસરકારક સાધન, બ્રિટિશ માલનો બહિષ્કાર એ માત્ર છે એમ ઠરાવી અને તે ઠરાવનું અનુમોદન કરતા લાલા લજપતરાયે એટલે સુધી કહ્યું હતું કે એ હક્ક સારુ રાજકર્તાઓને વિનંતિ કરવાની પ્રથા હવે છોડી દો; દેશ માટે દરકાર હોય તો સ્વાતંત્ર્ય મેળવવા માટે સામનો કરવા તૈયાર થાઓ.

પછીની મહાસભાની બેઠક કલકત્તામાં મળવાની હતી. કલકત્તા તો એ નવા અને ક્રાંતિકારી વિચાર અને પ્રવૃત્તિનું ઉગમસ્થાન હતું; તેનું મુખ્ય કેન્દ્ર હતું. વિનીત પક્ષે જોયું કે મહાસભાના પ્રમુખસ્થાને એવા ગૃહસ્થની વરણી કરવી કે જેમનું વજન પડે. તેથી ખાસ દબાણ કરીને દાદાભાઈને તે પદ લેવા વિનંતિ કરવામાં આવી હતી. પ્રજાકીય હક્કની લડતમાં તેમનું આખું જીવન વ્યતીત થયું હતું. તેમણે એ પ્રસંગે એક પ્રેરણાત્મક વ્યાખ્યાન આપતાં, સમગ્ર ચળવળના નિચોડ તરીકે, સ્વરાજ્ય એ જ હિન્દની મુક્તિની ચાવી છે એ મંત્ર પ્રજાને આપ્યો હતો, જે નવા અને ઉદ્દામ બંને પક્ષનું સાન્ત્વન કરનાર નીવડ્યો હતો. તેમણે જણાવ્યું હતું કે સ્વરાજ્ય એ હવે દૂરનું ધ્યેય નથી; તે સારુ તાત્કાલિક પગલાં લેવાવાં જોઈએ. સમય આવી પહોંચ્યો છે એમ નથી, પણ તે ક્યારનો લાંબા સમયથી આવી ગયો છે. આપણા માટે સ્વરાજ્ય

એકમાત્ર અને મુખ્ય ઇલાજ છે. વાસ્તે એકત્ર થાઓ; એ ધ્યેય પાછળ સ્વરાજ્ય મળતાં સુધી મચ્યા રહો, જેથી લાખો મનુષ્યો મરીઆઈ, દુકાળ અને પ્લેગથી ખુવાર થાય છે અને કરોડો કે જેમને એક ટંક પૂરું ખાવાનું મળતું નથી તે સૌનું રક્ષણ થાય અને હિંદુસ્તાન પશ્ચિમનાં મહાન અને સુધરેલાં રાષ્ટ્રોમાં એકવાર ફરીને, પૂર્વનું ઊંચું સ્થાન પ્રાપ્ત કરે.

લોર્ડ મોર્લી તે વખતે હિન્દી વજીર હતા. તેમણે વચ્ચે પડીને આ ઉશ્કેરાયેલા અને ઉષ્ણ થતા જતા મામલાને સુધારવા અને પ્રજાને શાન્ત પાડવા, કોઈ સમાધાનીનો માર્ગ કાઢવાને બદલે હિન્દી સરકારની પ્રતિષ્ઠા સાચવવાની કાળજી રાખી, બંગભંગને એક નિશ્ચિત અને અમલમાં મુકાઈ ગયેલો બનાવ (a settled fact) જણાવી, અને તે વિષે કાંઈ જ થઈ શકશે નહિ તે પર ભાર મૂકી, પરિસ્થિતિને વધારે ઉગ્ર બનાવી; એટલું જ નહિ, પણ દેશમાં અરાજકતાનું વાતાવરણ પસરતું જતું હતું તેને અટકાવવા સખ્તાઈનાં પગલાં લેવા હિન્દી સરકારને સમતિ આપી એટલે બ્રિટિશ પ્રજાનાં ન્યાય અને સદ્‌બુદ્ધિમાં વિશ્વાસ રાખનાર વિનીત પક્ષને એથી મોટો આઘાત પહોંચ્યો હતો અને નવો ઉદ્દામ વર્ગ, જે બ્રિટિશોનાં વહીવટ અને વર્તન સામે પોકાર કરી રહ્યો હતો, તેને નવું જોર મળ્યું તેમ જ તેનું સંખ્યાબળ પણ વધવા માંડ્યું.

આગામી બેઠક નાગપુરમાં મળનારી હતી અને ત્યાં ઉદ્દામ પક્ષ મજબૂત હતો. તે પક્ષ લોકમાન્ય ટિળક, બિપિનચંદ્ર પાલ અને અરવિંદ ઘોષની આગેવાની હેઠળ એકલા બ્રિટિશ માલનો જ બહિષ્કાર નહિ, પણ અંગ્રેજી સત્તાને અવગણવા અને સાથે સાથે નવી એક સમાન સત્તા સ્થાપવા યોજતો હતો, જે જૂના વિનીત પક્ષને માન્ય થાય એમ નહોતું. તેઓ મહાસભાનું નાવ સીધેસીધું પાર ઊતરે તેની સલામતી ખાતર મૂળ મુકરર સ્થાન બદલીને સૂરત, જ્યાં અંગ્રેજોએ પહેલવહેલી વેપારી કોઠી નાખી હતી ત્યાં, લઈ ગયા. પણ ઉદ્દામ પક્ષે તો મહાસભાની બેઠક પૂર્વે સૂરતમાં આવી નાખી તેમનું પ્રચારકાર્ય શરૂ કરી દીધું હતું, અને કોઈ ગંભીર બનાવ બનવાનો હોય એવું આસપાસનું વાતાવરણ જામ્યું હતું.

મહાસભાની બેઠક નિયોજિત દિવસે મળી તો ખરી; સ્વાગત કમિટીના અધ્યક્ષ માલવીએ પ્રતિનિધિઓનું સ્વાગતનું ભાષણ વાંચ્યું. તે પછી પ્રમુખની ચૂંટણીની દરખાસ્ત રજૂ થઈ એટલે સભામાં ખળભળાટ થવા માંડ્યો.

દરખાસ્તનો વિરોધ કરવા લોકમાન્ય ટિળક પ્લેટફોર્મ પર આવી ઊભા રહ્યા. તેમને બેસી જવા કહેવામાં આવ્યું, પણ તેઓ તેમના સ્થાન પર અડગ રહ્યા, અને પછીથી સભામાં એવો ઘોંઘાટ અને ઉશ્કેરણી વ્યાપી રહ્યાં કે તે શમે એમ નહોતું. એવામાં પ્રમુખ પર કોઈએ એક દક્ષિણી જોડો ફેંક્યો, અને સભામાં એકબીજા સામે ખુરશીઓ છૂટથી ઊડી રહી. આમ મામલો ગંભીર થઈ પડતાં સુરતની મહાસભાના બે ભાગલા પડ્યા. જાણીતા અંગ્રેજ પત્રકાર મિ. નેવિનસન, જેઓ તે પ્રસંગે હાજર હતા, તેમણે આ વસ્તુસ્થિતિનો સ્ફોટ કરતાં લખ્યું હતું કે આ પક્ષો વચ્ચે સિદ્ધાંતનો એવો મોટો તાત્ત્વિક ભેદ હતો કે તેનું સમાધાન સંભવતું નહોતું. એક પક્ષ માનતો હતો કે તેમના પક્ષમાં બહુમતી છે, જ્યારે બીજો ભવિષ્ય પર આધાર રાખતો હતો અને બે દરેક પોતપોતાની રીતે કાર્ય કરવા ઇંતેજાર હતો. આ સંજોગોમાં ભંગાણ અનિવાર્ય હતું. સમાધાનીના સબળા પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા અને તોફાની અને ખેદજનક દૃશ્યો વચ્ચે એ મહાસભાની બેઠકનો અંત આવ્યો.

આ ભાગલા પછી દેશને ઉશ્કેરી મૂકે તેવા મોર્લે-મિન્ટો સુધારા ઈ. સ. ૧૯૦૯ માં આવ્યા. તેમાં કોમી મતાધિકારની વાત હતી. કોમી એકતા એ હવે રાષ્ટ્ર માટે મહત્ત્વનો પ્રશ્ન બની રહ્યો હતો. એથી ઈ. સ. ૧૯૧૬ માં લખનૌ મુકામે હિંદુ-મુસ્લિમ એકતા માટે કોંગ્રેસ અને મુસ્લિમ લીગ વચ્ચે કરારો થયા, પરંતુ ૧૯૧૯ માં અંગ્રેજોએ રજૂ કરેલા મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારાઓએ એકતામાં આગ ચાંપવાની કોશિશ કરી.

આ દરમ્યાન ભારતની સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે શ્રીમતી એની બેસન્ટે ૧૯૧૬ માં હોમરૂલ લીગની ચળવળ શરૂ કરી હતી. આ જ અરસામાં દક્ષિણ આફ્રિકામાં અંગ્રેજ સલ્તનત સામે સત્યાગ્રહનું શસ્ત્ર સફળ રીતે પ્રયોજીને વિખ્યાત બનેલા ગાંધીજીનું ભારતમાં આગમન થઈ ચૂક્યું હતું. તેમના આગમન પછી તેમણે અંગ્રેજોના અન્યાયનો પ્રતિકાર કરવા માટે નાનામોટા સત્યાગ્રહો યોજ્યા, અને થોડાં જ વર્ષોમાં તેમની પ્રતિભાના સ્પર્શે સમગ્ર ભારતમાં ચૈતન્યનો જુવાળ ફરી વળ્યો. ઈ. ૧૯૨૦ માં લોકમાન્યના અવસાન પછી દેશની ધુરા ગાંધીજીના ખભે આવી. તેમણે ખાદીનો પ્રચાર, અસ્પૃશ્યતાનિવારણ, વિદેશી માલનો બહિષ્કાર, રાષ્ટ્રભાષા પ્રચાર વગેરે કાર્યક્રમો દ્વારા પ્રજાઘડતરનું કાર્ય કર્યું અને સલ્તનતનો સામનો કરવાની પ્રજાને તાલીમ આપવા માંડી.

૧૯૨૦-૨૧ માં અને ત્યાર પછીના સત્યાગ્રહોએ પ્રજામાં અપૂર્વ જાગૃતિ આણી. દેશના અનેક સ્તરના લોકો સત્યાગ્રહમાં જોડાયા. વિદ્યા-

થઈ એણે શાળા–કૉલેજોનો બહિષ્કાર પોકાર્યો; વકીલોએ કોર્ટોનો બહિષ્કાર કર્યો. સ્વરાજ માટે પ્રજા અધીરી બની રહી. અને ૧૯૨૯ માં લાહોરમાં પંડિત જવાહરલાલ નેહરુના પ્રમુખપણા હેઠળ કોંગ્રેસે સંપૂર્ણ સ્વરાજની માગણી કરતો ઠરાવ પસાર કર્યો. ૧૯૩૦ ના માર્ચ માસમાં ગાંધીજીએ મીઠાનો કાયદો તોડવા માટે અપૂર્વ એવી દાંડીકૂચ કરી. અંગ્રેજ અધિકારીઓએ આ બધી લડતોને કચડી નાખવાના ભારે પ્રયાસો કર્યા. તેમના દમને માઝા મૂકી, છતાં ભારતની પ્રજા સહનશીલ રહી.

૧૯૩૦ થી ૩૨ ના ગાળામાં ગોળમેજી પરિષદો ભરાઈ, પણ સમાધાન સફળ બન્યું નહિ. ૧૯૩૫ માં વળી પ્રજાને સંતોષવા અંગ્રેજોએ પ્રાંતિક સ્વાતંત્ર્યનો ટુકડો ફેંક્યો, પરંતુ તેમની બદદાનતનો થોડા જ સમયમાં સહુને અનુભવ થયો. ૧૯૪૧ માં ગાંધીજીએ અંગ્રેજ સામે વળી એક નવીન પ્રકારનો વ્યક્તિગત સત્યાગ્રહ યોજ્યો. આચાર્ય વિનોબા ભાવેને એમાં પ્રથમ સત્યાગ્રહી તરીકે ગાંધીજીએ પસંદ કર્યા. એમની અદ્ભુત શક્તિનો, એમની કાર્યપ્રવૃત્તિનો હવે તો આખા દેશને જ નહિ, સમગ્ર જગતને પણ વિગતે પરિચય થઈ રહ્યો છે. એમની ભૂમિદાનપ્રવૃત્તિએ મોટી અહિંસક ક્રાંતિ કરી દેખાડી છે. જયપ્રકાશનારાયણ, મહાદેવભાઈના સુપુત્ર શ્રી નારાયણ દેસાઈ, દાદા ધર્માધિકારી અને બીજા અનેક વિચક્ષણ પ્રતિભાવાળા એમની સર્વોદય યોજનાના કાર્યકરો છે. આજે સિત્તેર કરતાં પણ વધુ વય હોવા છતાં આચાર્ય વિનોબા સતત પ્રવૃત્તિશીલ છે અને દેશના ગૂંચવાયેલા વિવિધ પ્રશ્નોનું ચિંતન કરી દેશને યોગ્ય દિશામાં દોરવા કટિબદ્ધ બની રહ્યા છે.

વ્યક્તિગત સત્યાગ્રહ શરૂ થયો તે અરસામાં બીજું વિશ્વયુદ્ધ શરૂ થઈ ચૂક્યું હતું. ઇંગ્લૅન્ડના એ વખતના વડાપ્રધાન ચર્ચિલ, ભારતના વઝીર એમરી અને ભારતના એ વખતના વાઇસરૉય લોર્ડ લિન્લીથગોએ ભારતને પૂછ્યાગાછ્યા વિના આ યુદ્ધમાં જોતરી દીધું હતું. ભારતદેશ પર જાપાનના આક્રમણના ભણકારા વાગતા હતા. અંગ્રેજોના જુલમે માઝા મૂકી દીધી હતી. આવા કટોકટીના કાળે ચૂપ રહેવું અશક્ય હતું. તેમણે ૧૯૪૨ માં અંગ્રેજ સલ્તનત સામે પ્રચંડ લડતનો પ્રોગ્રામ આપ્યો અને આખા ભારતમાં 'હિંદ છોડો' (Quit India) ની ચળવળ ફાટી નીકળી. સરકારે સિંહના જેવી હિંસા આદરી. ગાંધીજી અને જવાહર, સરદાર તેમ જ અન્ય રાષ્ટ્રીય નેતાઓને જેલ ભેગા કરી દેવામાં આવ્યા. આ ચળવળ દરમ્યાન આગાખાન મહેલમાં ભારતે મહાદેવ દેસાઈ જેવા સપૂત અને કસ્તૂરબા જેવાં જગજ્જનની

ગુમાવ્યાં. ગાંધીજીએ સરકારની દમનનીતિ સામે ઉપવાસ આદર્યાં; સરકારે જરાપણ મચક આપી નહિ, પરંતુ દેશના સદ્‌ભાગ્યે ગાંધીજી એ અગ્નિકસોટી-માંથી પાર ઊતર્યાં.

૧૯૪૫ માં વિશ્વયુદ્ધ પૂરું થયું. અંગ્રેજોનો વિજય થયો, પણ ચર્ચિલ વડાપ્રધાનપદે ટકી શક્યા નહિ. હવે ફરીવાર ભારતને રીઝવવાના પ્રયાસો થયા. સ્ટેફર્ડ ક્રિપ્સ, પેથિક લોરેન્સ, લોર્ડ માઉન્ટબેટન ઇત્યાદિ મહાનુભાવોએ શુભ નિષ્ઠાથી અનેક પ્રયત્નો કર્યા. એને પરિણામે તેમ જ બીજાં અનેક પરિબળોને કારણે ૧૯૪૭ ના ઑગસ્ટની પંદરમી તારીખે ભારતદેશને સ્વતંત્રતા પ્રાપ્ત થઈ, પરંતુ ભારતના ભાગલા પડ્યા અને પાકિસ્તાનનો પણ ઉદ્‌ભવ થયો. મહાત્મા ગાંધીજી આ ભાગલાના અત્યંત વિરોધી હતા, છતાં કોંગ્રેસ નેતાગીરીના નિર્ણય આગળ નિરુપાય બન્યા. ભાગલા પડ્યા, સ્વતંત્રતા આવી અને અંગ્રેજોએ રેડેલાં કોમી ઝેરનાં ભયંકર પરિણામો પ્રગટી નીકળ્યાં. આખો દેશ જાણે કતલખાનામાં ફેરવાઈ ગયો. ગાંધીજીએ નોઆખલીની મહાયાત્રા કરી. દેશની પરિસ્થિતિ થાળે પાડવાનો જિંદગી હોડમાં મૂકીને ભારે પ્રયાસ કર્યો. નોઆખલીમાં શાંતિનું વાતાવરણ સર્જાયું. ગાંધીજી દિલ્હી આવ્યા, પણ ૧૯૪૮ ના જાન્યુઆરીની ૩૦ મી તારીખે કોમીઝનૂનથી પ્રેરાયેલા એક હિંદુએ—નથુરામ ગોડસેએ—પ્રાર્થનાસમયે–સ્થળે તેમના પર ગોળીઓ ચલાવી તેમની હત્યા કરી. આખો દેશ શોકમાં ગરકાવ થઈ ગયો.

દેશની સ્વતંત્રતાના બે મુખ્ય સૂત્રધાર જવાહર અને સરદારે કેડ કસીને દેશના પ્રશ્નો ઉકેલવાનો પુરુષાર્થ કર્યો. કાશ્મીરનો કબજો લેવા પાકિસ્તાન ઉત્સુક હતું. એ સળગતો પ્રશ્ન હતો. ભારત કાશ્મીરની વહારે ધાયું. કાશ્મીર બચ્યું, પરંતુ આખરે કાશ્મીરનો પ્રશ્ન યુનોમાં ગયો. હજી તે પ્રશ્ન ટસ્લે જ રહ્યો છે. સરદારે સ્વતંત્રતાપ્રાપ્તિ દરમ્યાન દેશી રાજ્યોનું વિલીનીકરણ કરી મહાન પુરુષાર્થ કર્યો. આ દરમ્યાન એટલે ૧૯૫૦ માં ૨૬ મી જાન્યુઆરીથી ભારતદેશમાં નવું બંધારણ અમલમાં મુકાયું. આ બંધારણ અનેક રાષ્ટ્રોનાં બંધારણોમાંથી પ્રેરણા લઈ એક આદર્શ બની રહે તે રીતે ઘડવામાં આવ્યું હતું.

એ પછી સરદારનો સ્વર્ગવાસ થયો. જવાહરલાલ નેહરુએ દેશની રોનક સુધારવા ભગીરથ યોજનાઓ કરી. દેશ પ્રગતિને માર્ગે કદમ માંડી રહ્યો. આયોજન પંચની સ્થાપના થઈ. નેહરુની રાહબરી હેઠળ કોંગ્રેસ પક્ષે સમાજવાદી ઢબની સમાજરચનાનો ઉદ્દેશ સ્વીકાર્યો.

તેણે સર્વ દેશો પ્રત્યે સહકારની ભાવના સેવી તટસ્થતાની નીતિ સ્વીકારી, પરંતુ ચીન અને પાકિસ્તાન જેવા દેશો ભારતની પ્રગતિ સાંખી શક્યા નહિ. પરિણામે ૧૯૬૨ માં ચીન સાથે ભારતને યુદ્ધમાં જોતરાવું પડ્યું. ભારતદેશ ઊંઘતો ઝડપાયો. ચીન ભારતના લલાટે લસરકો પાડી ગયું.

એ પછી ૧૯૬૪ ના મેની ૨૭ મીએ નેહરુનું અવસાન થયું. લાલબહાદુર શાસ્ત્રી વડાપ્રધાન બન્યા. એમના વહીવટ કાળ દરમ્યાન ૧૯૬૫માં પાકિસ્તાને આક્રમણ કર્યું. ભારતે શાસ્ત્રીજીની રાહબરી નીચે આક્રમણનો મક્કમ પ્રતિકાર કર્યો. અમેરિકા, ચીન વગેરે દેશોની પાકિસ્તાનને ઓથ અને સક્રિય સહાય છતાં ભારતે યુદ્ધસમયે અતુલ પરાક્રમ દાખવ્યું. ભારતના જવાનોએ જવાંમર્દી દાખવીને વિશ્વના નકશામાં ભારતનું નામ રોશન કર્યું.

રશિયાએ બંને દેશો વચ્ચે સુલેહ શાંતિ જળવાઈ રહે તે માટે તાશ્કંદમાં બંને દેશના વડાપ્રધાનોની મુલાકાત ૧૯૬૬ ના જાન્યુઆરીમાં ગોઠવી. ત્યાં શાંતિના કરારનું મહાન કર્તવ્ય પાર પડ્યું, પરંતુ દેશના દુર્ભાગ્યે લાલબહાદુર શાસ્ત્રીજી હૃદયરોગના હુમલાથી ત્યાં જ અવસાન પામ્યા. સમગ્ર દેશ શોકમાં ગરકાવ થઈ ગયો. એમના બહુ જ ટૂંકા ગાળાના રાષ્ટ્રવહીવટમાં તેમણે પ્રજાની અદ્‌ભુત ચાહના અને ભારે વિશ્વાસ સંપાદન કર્યાં હતાં.

શાસ્ત્રીજી પછી નેહરુના પુત્રી શ્રીમતી ઇન્દિરા ગાંધીએ રાષ્ટ્રનું સુકાન સંભાળ્યું. અત્યારે દેશના દુર્ભાગ્યે આખી પ્રજા છિન્નભિન્ન છે. પ્રજાને વશ કરે તેવો ચારિત્ર્યસંપન્ન નેતા કોઈ નથી. પ્રાંતપ્રાંતના ઝઘડા, ભાષાના ઝઘડા, નદીના ઝઘડા—સર્વત્ર સંકુચિતતા અને સ્વાર્થ વ્યાપક બન્યાં છે. તાજેતરમાં રાષ્ટ્રપતિપદની ચૂંટણીના પ્રસંગમાંથી કોંગ્રેસના સિન્ડીકેટ-ઇન્ડિકેટ નામના ભાગલા પડી ગયા છે. સમગ્ર દેશ ક્યાં જઈ રહ્યો છે અને સામ્યવાદ, દુશ્મનરાજ્યો વગેરે ટાંપીને બેઠા છે ત્યારે પ્રજાનો નાનો સરખો સમજુવર્ગ ચિંતિત બની રહે એ સ્વાભાવિક છે. પ્રભુ આ આપત્તિમાંથી દેશને બચાવો.
—સંપાદક ]

# ૮. ગુજરાતી છાપખાનાનો આરંભ

આપણા દેશમાં છાપખાનું અને વર્તમાનપત્ર અંગ્રેજોના આગમન પછી દાખલ થયાં. પાશ્ચાત્ય પ્રજા તરફથી આપણને તે અમૂલ્ય બક્ષિસ મળેલી છે.

તે પૂર્વે અભ્યાસ-અર્થે કોઈ પુસ્તકની જરૂર પડતી તો તેની નકલ કરી વા કરાવી લેવામાં આવતી, પણ તેમાં સમય અને પૈસાનો પુષ્કળ વ્યય થતો હતો તેમ તે શ્રમનું અને આવડતનું કાર્ય હતું. તેટલા સારુ આપણા ધર્મગ્રંથો કે સાહિત્યકૃતિઓ સુલભ કરવા, જે તે સ્થાનનો રાજા, શ્રીમંત-વર્ગ કે ધર્મશ્રદ્ધાળુ પુરુષો તેની પ્રતો, પુણ્ય હાંસલ કરવા, લહિયાઓ પાસે ઉતરાવી, તેના સંસ્કારી અને અધિકારી અભ્યાસીવર્ગમાં તે વહેંચતા અને જુદાં જુદાં ગામોના પુસ્તક ભંડારોમાં સંગ્રહીને સુરક્ષિત સચવાઈ રહે તે સારુ મોકલી આપતા હતા. આપણા સાધુસંન્યાસીઓ અને મુનિમહારાજો પણ ચાતુર્માસ જે ગામે ગાળતા ત્યાં ફુરસદના સમયે જે શાસ્ત્રગ્રંથનું વાચન વા અધ્યયન થતું હોય તે ગ્રંથની અથવા તો તે પરની ટીકા, ભાષ્ય કે અનુષંગી ગ્રંથની નકલ જાતે કરી લેતા. એ રીતે આપણા સાહિત્ય અને ધર્મશાસ્ત્રના ગ્રંથોનો અભ્યાસ અને પ્રચાર થતો હતો, અને આપણા પૂર્વજોએ તેના સંગ્રહ, પ્રચાર, ઉપયોગ અને વહીવટ સારુ એવી સુંદર વ્યવસ્થા કરી હતી કે જે તે સ્થળે વાચન અને અભ્યાસ સારુ આવશ્યક અને ઉપયોગી પુસ્તકો મળી શકે. તેનો નાશ કે તેની ચોરી થતી અટકાવવા, તેના સંરક્ષણ સારુ સખ્ત નિયમોનું પાલન કરી તેઓ ખૂબ ચોકસાઈ રાખતા હતા. તેમના એ પરિશ્રમ અને કાળજીને લઈને આપણું ઘણું અને કીમતી સંસ્કૃત—પ્રાકૃત સાહિત્ય બચવા પામ્યું છે. વડોદરાનરેશ શ્રીમંત મહારાજા સર સયાજીરાવ ગાયકવાડે પોતાના રાજ્યમાંના જૈન ભંડારોમાંના કિંમતી અને અપ્રાપ્ય પુસ્તકો, જેના ઉલ્લેખો

કે ઉતારા માત્ર સાંપડતા હતા તે, ગાયકવાડ ઓરિયેન્ટલ ગ્રંથમાળા સ્થાપી પ્રકાશમાં આણ્યા છે. તે કાર્ય જેમ પ્રશસ્ય તેમ વિદ્વદ્વર્ગમાં બહુ આદરપાત્ર થઈ પડ્યું છે.

મુદ્રણ કળા—ટાઇપની શોધ અને તેનો ઉપયોગ શરૂ થતાં આ લહિયાઓનો હુન્નર લગભગ નાશ પામ્યો છે. તે એક સુંદર કળા હતી. તેમાં એકલા અક્ષરો ઉપર ધ્યાન અપાતું એમ નહોતું, પણ તે નકલની તૈયારીમાં જેટલી કાળજી રખાતી તેટલી તે પ્રતને સુશોભિત કરવા રંગબેરંગી અને સોનેરી રૂપેરી શાહી વપરાતી. વળી, વિષયને અનુરૂપ ચિત્રો આલેખી તેમ તે પાનાની આસપાસ વેલો અને શોભાંકન દોરી તેના દેખાવ અને આકર્ષણમાં વૃદ્ધિ કરવામાં આવતી. તેમાં આપણને લહિયાનું વ્યક્તિત્વ માલૂમ પડતું હતું અને તે લેખનકળા (calligraphy), અક્ષરોના મરોડ, ઉઠાવ, સુરેખતા, સપ્રમાણ અને ભભક નિહાળી તે કળાની પ્રશંસા કરવાનું મન થતું હતું. આવી એક સુંદર કળા આપણે ખોઈ છે તે ખરેખર ખેદકારક છે.

એ હાથપ્રતો કેવી રીતે તૈયાર થતી, તે સારુ સાધનસામગ્રી શી વપરાતી, તાડપત્ર વા કાગળની પસંદગીમાં શેના પર વિશેષ ધ્યાન અપાતું, તે પ્રતોની સાચવણી અને સંરક્ષણ અર્થે શા ઇલાજ લેવાતા—એ બધી વિગતો જાણવા જેવી છે, અને તે 'જૈન ચિત્ર કલ્પદ્રુમ' નામક પુસ્તકમાં મુનિ શ્રી પુણ્યવિજયજીએ શ્રમપૂર્વક સંશોધન કરી, પદ્ધતિસર સંકલિત કરી, સચિત્ર નોંધેલી છે. તે લેખ જોવાથી લહિયાની કળાનો સરસ પરિચય થશે.

આરંભમાં અક્ષરોનાં બીબાં યોજનારે તે અક્ષરોની રચના, ઘાટ અને દેખાવ હાથપ્રતની લિપિને અનુસરતો રાખ્યો હતો અને તેની ગોઠવણી અને છાપકામ એવું સમાન પ્રકારનું હતું કે તે બે પ્રતો એક જોડે મૂકતાં તેમાંથી લખેલી અને છાપેલી પ્રતને જુદી પાડવાનું કામ કઠિન થઈ પડતું એટલું સુંદર તે અનુકરણ હતું.

અક્ષરવાર જુદા અને ફરી ઉપયોગ કરી શકાય એવા ટાઇપોની શોધ થઈ તે પહેલાં ખ્રિસ્તી પાદરીઓ લાકડાના કટકા ઉપર, બાઇબલમાંથી પ્રભુ જીસસ ક્રાઇસ્ટના એકાદ જીવનપ્રસંગને પસંદ કરી, તેનું ચિત્ર કોતરાવી, તેની પડખે કે ઉપર નીચે સમજૂતીરૂપે થોડાક શબ્દો પણ આપતા, અને એ પ્રમાણે તૈયાર કરાવેલા લાકડાના બ્લોક ઉપર રંગીન શાહી લગાડી કોરો કાગળ મૂકતા અને સહેજ દબાણ કરી પાછી

તે ઉપાડતા. તેની તેથી સારી નકલ ઊઠતી હતી. તે ચિત્રનો કાગળ એ ઉપદેશકો તેમના ભક્તવૃંદમાં વહેંચતા હતા. પછીથી તેઓ એકાદ નાનું ધર્મપુસ્તક એ પ્રમાણે લાકડાના બ્લૉક ઉપર છાપી, તૈયાર કરાવી તેનો પ્રચાર કરતા. પણ એમાં અનેક મુશ્કેલીઓ નડતી હતી. પ્રથમ તો એક બ્લૉક તૈયાર કરવામાં ખૂબ શ્રમ પડતો. બીજું, બીજા કોઈ કામ સારુ તે બ્લૉકનો ઉપયોગ થઈ શકતો નહિ. ત્રીજું, કાગળની એક બાજુ પર તે ચિત્ર છાપી શકાતુ અને તે કાળે કાગળની અછત હતી. ચોથું, જે પુસ્તક થાય તેની એક બાજુ કોરી રહે તે વિચિત્ર જણાતું હતું; તેથી પાછળ કોરાં બે પાનને ચોંટાડી દેવામાં આવતાં. તદુપરાંત તે પાછળ પુષ્કળ ખર્ચ થતો અને સમય પણ ખૂબ જતો હતો, એટલે તેનો ઝાઝો પ્રચાર થઈ શકતો નહિ.

આ પ્રકારનું છાપકામ, જેને બ્લૉકબૂક કહે છે, તે યુરોપમાં શરૂ થયું તે પૂર્વે સૈકાઓથી ચીનમાં પ્રચલિત હતું.

પંદરમા સૈકામાં યુરોપમાં પુનરુજ્જીવનનો યુગ બેસતાં વિદ્યા, કળા પ્રતિ પ્રેમ જાગ્યો હતો અને પ્રજા તરફથી બાઇબલનાં પુસ્તકોની વધુ પ્રમાણમાં માગણી ઉદ્‌ભવતાં તેને પહોંચી વળવા જે પ્રયત્નો થવા માંડ્યા તે પ્રવૃત્તિમાંથી ટાઇપ, બીબાં બનાવવાની કળા સૂઝી હતી. એ બીબાં બનાવવાની કળા કોણે હસ્તગત કરી, પ્રથમ ટાઇપમાં પુસ્તક ક્યાં અને ક્યારે છપાયું તે વિષે ખાતરીલાયક પુરાવાના અભાવે ચોક્કસ અભિપ્રાય આપી શકાય એમ નથી, પણ તેની પહેલ કરનાર મેંઝ ( Mainz )નો જૉન ગટનબર્ગ હતો એવી સામાન્ય માન્યતા પ્રવર્તે છે.

છેલ્લાં ચારસો વર્ષમાં મુદ્રણકળામાં એવું પરિવર્તન થવા પામ્યું છે કે તે કળાનો મુળ શોધક આજનું દૈનિક પત્ર છપાતું નિહાળે તો તેની તાજુબીનો પાર રહે નહિ; અને તેને એક ચમત્કાર જ માને.

પોર્ટુગીઝો હિન્દુસ્તાનમાં આવ્યા તેમની સાથે એ મુદ્રણકળા આપણે ત્યાં લાવ્યા હતા. સોળમા સૈકામાં પોર્ટુગીઝ રાજધાની ગોવામાં કેટલાંક પુસ્તકો ટાઇપમાં છપાયેલાં જણાય છે, પણ તે કળાનો તે પ્રદેશ બહાર પ્રચાર થવા પામ્યો નહોતો. પોર્ટુગીઝ સત્તાનો ક્ષય થતાં એ મુદ્રણકળા

ખરી રીતે અંગ્રેજોનો અમલ આપણા દેશમાં સ્થિર થતાં અઢારમા સૈકાના છેવટના ભાગમાં વર્તમાનપત્રો નીકળવા માંડયાં અને છાપખાનાને ઉત્તેજન મળ્યું. ટાઈપના પ્રેસો જૂજજાજ હતા, પણ શિલાછાપમાં પુષ્કળ કામ થતું હતું.

આ ટાઇપ અને પ્રેસના સંબંધમાં એવી હકીકત સાંપડે છે કે ઈસ્ટ ઇન્ડિયા કંપનીના દલાલ ભીમજી પારેખે, કંપની સરકારની ડિરેકટરોની કોર્ટને સ્વબંધુઓને છાપેલાં દેવનાગરી પુસ્તકો આપી શકાય એ લાલચે, એક કુશળ મુદ્રકને હિન્દ મોકલવા અને તેના ખર્ચના દર વર્ષે ૫૦ પાઉન્ડ, ત્રણ વર્ષની મુદત સારુ ખંધાઈ, આપવાનું જણાવી અરજી કરી હતી. તે ઉપરથી લંડનની ડિરેકટરોની કોર્ટે હેન્રી હિલ નામના ગૃહસ્થને મુંબઈ ટાપુ માટે મુદ્રક ઠરાવી રવાના કર્યો હતો અને તે સન ૧૬૭૪ માં છાપવાનું યંત્ર, ટાઈપો અને કાગળનો પૂરતો જથો લઈને મુંબઈ આવી પહોંચ્યો હતો. પણ તે હેન્રી હિલને બીબાં પાડવાનું કામ આવડતું નહોતુ. તે માત્ર છાપકામ કરી શકે તેમ હતું એટલે જે ઉમેદથી ભીમજીએ તેને બોલાવ્યો હતો તે દેવનાગરી ટાઇપ પડાવી તેમાં પુસ્તક છપાવવાની તેની ધારણા નિષ્ફળ ગઈ હતી. પાછું કોર્ટ ઓફ ડિરેકટરને લખતાં સને ૧૬૭૮ માં ટાઇપ પાડી શકે એવા કારીગર ઇંગ્લેંડથી મોકલ્યાની હકીકત મળે છે, પણ તેના કામકાજ વિષે, તેણે છાપેલાં પુસ્તકો વિષે કાંઈ માહિતી ઉપલબ્ધ નથી

નવીન પરિસ્થિતિ અને નવીન શિક્ષણને લઈને દેશમાં નવચેતન પ્રકટ થયું. તેથી પ્રોત્સાહિત થઈને કેટલાક સાહસિકોએ તેમ લોકોપકારી સંસ્થાઓએ પુસ્તકપ્રકાશનનું અને વર્તમાનપત્ર કાઢવાનું કામ ઉપાડી લીધું હતું. ટાઇપની અછત અને મેળવવાની અગવડ નહિ તેથી શરૂઆતમાં છાપકામ શિલાપ્રેસમાં થતું હતું. સન ૧૮૪૯ માં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ ગુજરાતમાં 'વર્તમાન' નામનું પહેલવહેલું વર્તમાનપત્ર કાઢયું તે તેમ 'બુદ્ધિપ્રકાશ,' વિદ્યાભ્યાસક મંડળી તરફથી પ્રથમ સન ૧૮૫૦ માં નીકળ્યું તે બન્ને શિલાપ્રેસમાં છપાયાં હતાં.

'બુદ્ધિપ્રકાશ' ટાઇપમાં તો સન ૧૮૬૪ માં નીકળવા માંડયું હતું. તે વિષે તે વર્ષના પહેલા અંકમાં નીચે મુજબ નોંધ લખેલી છે:—

"આ ચોપાનિયાનાં દશ વર્ષનાં દશ પુસ્તક શિલાના છાપખાનામાં છપાયાં પણ તેની દરમ્યાન કેટલાએક ગ્રાહકોની એવી માગણી આવી હતી

કે, બિબાથી છપાય તો લોકોને ઘણું પસંદ પડે, અને ખરાકો વધે તેથી હવેથી અમે બિબામાં છપાવવાનો ઠરાવ કર્યો છે."

વધુમાં શિલાપ્રેસ વિષે કેટલીક હકીકત આપી છે, તે પ્રસ્તુત વિષયના અંગે ઉપયુક્ત હોઈને તે પણ ઉતારીએ છીએ:

"અમદાવાદમાં સૌથી પહેલું શિલાપ્રેસ પુસ્તક વૃદ્ધિ કરનાર મંડળીવાળા લાવ્યા હતા. તેઓમાં રાવસાહેબ ભોગીલાલ પ્રાણવલ્લભદાસ, મહેતાજી તુળજારામ, અને આજમ રામપ્રસાદ લક્ષ્મીલાલ વગેરે ગૃહસ્થો સામેલ હતા. પછી ગુ. વ સોસાયટીએ જુદાં છાપખાનાં કર્યાં. એટલે ઉપર લખેલી મંડળીએ પોતાની મૂળ મતલબ પૂરી થઈ એવું જાણીને પોતાનું કારખાનું બંધ કર્યું. પછી બાજીભાઈનું તથા સોસાયટીનું કેટલીક મુદત જતાં બંધ થયાં, પણ એ બે છાપખાનામાં ઘણી ચોપડીઓ પ્રગટ થઈ. હાલ સોસાયટી કંટરાટથી પોતાની ચોપડીઓ છપાવે છે.

"હાલ નીચે લખેલાં શીલાપ્રેસનાં કારખાનાં ચાલે છે :—

| | |
|---|---|
| ✓ ૧ છગનલાલ મગનલાલનું | ૧ સરૂપચંદ દલીચંદનું |
| ✓ ૧ લલ્લુભાઈ કરમચંદનું | ✓ ૧ લલ્લુભાઈ અમીચંદનું |
| ૧ લલુભાઈ શુરચંદનુ | ૧ હરિલાલ તુળસીરામનું |

તે શિવાય કેટલાએક પડી રહેલાં છે. *"

અંગ્રેજી છાપકામ ટાઇપમાં થતું જોઈને ભીમજી પારેખને દેવનાગરી બીબાં તૈયાર કરાવવાની અને તે વડે આપણા ધર્મગ્રંથો છપાવી પ્રકટ કરવાની પ્રેરણા ઉદ્ભવી હતી તેનો ઉપર ઉલ્લેખ કરેલો છે. તે પછી સન ૧૭૮૦ માં અંગ્રેજી ટાઇપમાં છપાયેલું પુસ્તક, જે એક પંચાંગ હતું, તેની નોંધ મળી આવે છે. તે પંચાંગ ૩૪ ફુલસ્કેપ પૃષ્ઠનુ હતું અને તે બજારગેટના રુસ્તમજી કરશેદજી નામના પારસી ગૃહસ્થે છાપ્યું હતું. પ્રસ્તુત પંચાંગ મુંબઈ ટાઇમ્સ પત્રના અધિપતિના જોવામાં આવતાં તેમણે તા. ૪ થી ડિસેમ્બર સન ૧૮૫૫ ના તે પત્રના અંકમાં તે વિષે લખ્યું હતું કે—

"We have met with no information anywhere as to the original establishment of a Printing Press at Bombay, but the production before us shows that

* બુદ્ધિપ્રકાશ, જાન્યુઆરી, ૧૮૬૪, પૃ. ૪.

we in this matter anticipated Calcutta which first boasted of a Printing Press in 1780. The Calander of course must have been set up in 1779 and it seems reasonable to be presumed that the enterprising Press must have opened his establishment not later than the end of 1778...... . and it is particularly creditable under these circumstances to the Parsees, who have always shewn themselves the most enterprising of our natives, that one of their number should have provided us with the first Printing Press established in India"

આમ, હિન્દમાં પહેલવહેલું ટાઇપનું છાપખાનું કાઢવાનું માન મુંબઈને પ્રાપ્ત થાય છે અને તેનો યશ એક પારસી બિરાદરને મળે છે.

એ અંગ્રેજી ટાઇપનું કામકાજ થતું નિહાળીને તેમાંથી ગુજરાતી ટાઈપ બનાવવાની પ્રવૃત્તિ ઉદ્‌ભવી હતી, અને તે કેમ થવા પામ્યું તેનો વૃત્તાંત 'ગુજરાતી' પત્રના તંત્રીએ નીચેના શબ્દોમાં વર્ણવ્યો છેઃ—

સન ૧૭૯૦ માં 'બોમ્બે કુરિયર' નામક છાપું પ્રકટ થયું. તેના માલિક મિ. ડગલાસ નિકલસનને ઘણી મુશ્કેલી પડવાથી તેણે છ મરાઠાઓને કંપોઝ કરવાનું શીખવી તૈયાર કરી પોતાના છાપખાનામાં રોક્યા. 'બોમ્બે કુરિયર' છાપખાનામાં રહેલા કોઈ પારસી, કે જેનું નામ આજે પ્રસિદ્ધિમાં નથી, તેણે ઈ. સ. ૧૭૯૭ માં કેટલાક ગુજરાતી અક્ષર બનાવી 'બોમ્બે કુરિયર' પત્રના એક અંકમાં જાહેરખબરમાં તેનો ઉપયોગ કરેલો જણાય છે. ઈ સ. ૧૭૯૭ માં એ ગુજરાતી બીબાનું (ટાઇપ) જન્મવર્ષ એ લેખે ગણી શકાય, અને તેને જન્મ આપનાર એક પારસી છે. છાપકળા અને છાપખાનું કાઢવાના વિચારનું તથા નાગરી અક્ષરો બનાવવાનું માન તો ભીમજીને છે નાગરી અને ગુજરાતીનો ઉત્પાદક અનુક્રમે એક વાણિયો અને એક પારસી છે.*

* મુંબઈ જામે જમશેદ શતાબ્દી ગ્રંથ, પૃ. ૧૭૩

# શરૂઆતના કાઈપનો નમૂનો

## TO THE HON'BLE JONATHAN DUNCAN,

WHOSE perseverance in all transactions of his Government to attain the light of truth has been unwearied, and whose exercise of power and justice has been eminently tempered with moderation and with mercy, through every anxious and arduous trust in which he has honestly laboured from Benares to Bombay, the following pages, chiefly intended to assist the studies of his young countrymen, who are destined to sojourn in these parts, and to preserve the blessings of a pure administration to all orders of society, and also to encourage those liberal minded Natives who admire our laws and aspire to learn our language, are inscribed, as a parting pledge of veneration and lively gratitude for public benevolence and personal kindness.

R. DRUMMOND

| ગુજરાતી | | मराठी | | 'Eng |
|---|---|---|---|---|
| [illegible] | | [illegible] | | |
| પુંલીંગ ઘોડો | | पुंलिंग घोडा | | |
| એક વચન | બહુ વચન | एकवचन | बहुवचन | |
| ૧ ઘોડો | ઘોડા | घोडा | घोडे | 1st, A Hor |
| ૨ ઘોડાને | ઘોડાઓને | घोड्याला | घोड्यांला | 2d, A Hor |
| ૩ ઘોડાએ | ઘોડાઓએ | घोड्यानी | घोड्यांनी | 3d, By a F |
| ૪ ઘોડાને વાસ્તે | ઘોડાઓને વાસ્તે | घोड्याचेसाठी | घोड्यांचेसाठी | 4th, For a |
| ૫ ઘોડાથી | ઘોડાઓથી | घोड्याहुन | घोड्यांहुन | 5th, From |
| ૬ ઘોડાનો | ઘોડાઓનો | घोड्याचा | घोड्यांचा | 6th, Of a |
| ૭ ઘોડામાં | ઘોડાઓમાં | घोड्यात | घोड्यांत | 7th, In a |
| સ્ત્રીલીંગ ઘોડી | | स्त्रीलिंग घोडी | | |
| ઘોડી | ઘોડીઓ | घोडी | घोड्या | A Mare, |
| ઘોડીને | ઘોડીઓને | घोडीस | घोड्यांस | A Mare, |
| ઘોડીએ | ઘોડીઓએ | घोडीने | घोड्यांनी | By a Ma |

ઉપર જણાવ્યું તેમ આપણે ગુજરાતી ટાઇપની શોધ માટે એક પારસી બંધુના આભારી છીએ. તેમ સન ૧૮૧૨ માં પહેલું ગુજરાતી મુદ્રણાલય સ્થાપનાર ઍીના મર્ઝબાન કુટુંબના એક સાહસિક પુરુષ ફરદુનજી મર્ઝબાનના પણ આભારી છીએ તેમણે 'સમાચાર' નામનું છાપખાનું કાઢ્યું હતું.*

સંવત ૧૭૯૭મા છપાયેલા ગુજરાતી બીબાંનો નમૂનો મળવો દુર્લભ છે, પણ સન ૧૮૦૮ માં "ગ્લોસરી" નામનું ગુજરાતી-અંગ્રેજી મિશ્રિત ટાઇપનું પુસ્તક ડ્રમંડરચિત મોસાયટીના સંગ્રહમાં છે તેનું ચિત્ર સામેના પાના ઉપર આપ્યું છે

આ બીબાંની શોધે એક નવો અને મોટો ઉદ્યોગ ખીલવ્યો છે, અને તેના પ્રતાપે જ્ઞાનના સાધનો સુલભ થયાં છે અને તેના પ્રચારમાં છાપખાનું ખાસ મદદગાર નીવડ્યું છે

જગતની મહાન અને ક્રાંતિકારી શોધોમાં તેની ગણના થઈ શકે તે દ્વારા જગતની સંસ્કૃતિમાં એક મોટું પરિવર્તન થવા પામ્યું છે. તેનું મૂલ્ય રૂપિયા આનામાં આંકી શકાય નહિ. મુદ્રણકળા વિનાનું વર્તમાન જગત, ખચિત નીરસ અને કંટાળારૂપ થઈ પડે.

* ગુજરાતી, સન ૧૯૧૨, દિવાળી અંક પૃ. ૧.

# ૯. મરકીનો ઉત્પાત ( સન ૧૮૯૬ )

સન ૧૮૯૬ ના સપ્ટેમ્બર મહિનામાં મરકીનો રોગ મુંબઈમાં પહેલ-વહેલો માંડવીમાં ફાટી નીકળ્યો. તે નવો હતો, અને સન ૧૮૩૨ માં હિન્દીઓ એ પ્લેગ જેવા રોગના ભોગ થઈ પડ્યા હતા એવી હકીકત સાંપડે છે.*

સામાન્ય માન્યતા એવી છે કે એ રોગ મૂળ પૂર્વના દેશોમાં ઉદ્ભવ્યો હતો અને તે પ્રાચીન સમયથી જાણીતો છે. ચૌદમા સૈકામાં એ મરકીના રોગે યુરોપનો કચ્ચરઘાણ કાઢી નાખ્યો હતો અને ઇંગ્લેંડમાં મોટી આગ લાગ્યા પછી જ તેનું જોર શમવા માંડી, તે ધીમે ધીમે આખા યુરોપમાંથી દૂર થયો હતો. ઓગણીસમા સૈકામાં તે મુખ્યત્વે એશિયામાં જ દેખા દેતો હતો; અને એડવર્ડ્ઝના ધારવા મુજબ મુંબઈમાં તે રોગ ઇરાની અખાત અથવા એરેબિયા જ્યાંથી પ્રતિ વર્ષ ૨૦,૦૦૦ થી વધુ યાત્રાળુઓ આવે છે, તેમની મારફત અથવા તો ઉંદર કે વેપારીઓના માલ દ્વારા થવા પામ્યો હતો.

એ રોગનુ ઝેર એવું ઉગ્ર હતુ કે ચોવીસ કલાકમાં તે રોગનો દરદી મૃત્યુ પામતો અને તે ચેપવાળો રોગ હોય તો અજ્ઞાન અને બેસાવધપણાને લીધે તેની સારવાર કરનાર કુટુંબીજનો પણ આફતમાં આવી પડતા. તેથી લોકોમાં પુષ્કળ ગભરાટ અને ભય વ્યાપી રહેતો. તેમાંથી બચવા તેઓ નાસભાગ કરતા, જેને લઈને તે રોગ સર્વત્ર વધુ પસરતો ગયો હતો. એ રીતે મુંબઈમાં ફાટી નીકળેલા મરકીના રોગે સમસ્ત ગુજરાતને, કાઠિયાવાડ કચ્છ સુદ્ધાં તેના ઝપાટામાં લીધું હતું. એ ગોઝારી મરકીએ માત્ર મુંબઈને પાયમાલ કર્યું એમ નહોતું, પણ આખા ઇલાકામાં તે રોગ જીવલેણ થઈ પડ્યો હતો. એવાં બહુ થોડાંક જ કુટુંબો માલૂમ પડશે જે એક વા અન્ય રીતે તેનો ભોગ થઈ પડ્યા ન હોય. મરકીએ લોકના હાલ બેહાલ કર્યાં; એટલુ જ નહિ, પણ કુટુંબનો મુખ્ય પુરુષ પ્લેગથી

---

* જુઓ Bombay Gazettier. edited by S. M. Edwardes Vol. III, p. 174.

મૃત્યુ પામતાં તેની સ્ત્રી અને બાળકો નિરાધાર થઈ પડયાં હતાં. વિધવાઓના અને નાનાં બાળકોના કષ્ટની સીમા નહોતી. પ્લેગે તો તે કાળે કાળો કેર વર્તાવ્યો હતો.

એ રોગ વિષે લોકોને કશી માહિતી નહિ અને તેનું ચોક્કસ નિદાન પણ શોધાયેલું નહિ, એટલે એ ટપકિયા મોતથી લોક બહુ બી ગયું હતું; તેમાં સરકાર તરફથી પ્લેગના દરદીને અને તેની સારવાર કરનાર કુટુંબીજનોને જુદા પાડવાની વ્યવસ્થા થતાં અને તેનો સખ્તાઈથી અમલ થતાં જનતા બહુ ખળભળી અને કકળી ઊઠી હતી. એક તો હિન્દુઓની આચારવિચારની સરકારને માહિતી નહિ; બીજું, દરદીથી છૂટા પડવા કુટુંબીજનો ખુશી નહિ; ત્રીજું, હૉસ્પિટલની વ્યવસ્થાથી તેઓ ટેવાયેલા નહિ અને ચોથું, ગભરાટ. એ બધાં કારણો ભેગાં મળતાં ભારે ઉશ્કેરણી થવા પામી હતી અને તે ઉશ્કેરણીના પરિણામે, એમ કહેવાય છે કે પૂનામાં રેન્ડ અને એયર્સ્ટ નામના બે સોલ્જરોનાં ખૂન, કાંઈ ગેરસમજૂતીથી, થવા પામ્યાં હતાં; અને એ જુલમ એટલો બધો વધી પડ્યો હતો કે તે હકીકત સ્વર્ગસ્થ ગોખલેને ઈંગ્લૅંડમાં લખી મોકલાતાં તેમણે તે ત્યાંનાં છાપાંઓમાં પ્રગટ કરી હતી.

સરકારે એ રોગને અટકાવવાને લીધેલાં પગલાં અથવા તેની સાવચેતી માટે જે ઈલાજ ગ્રહણ કર્યાં—જેમકે ક્વૉરન્ટાઇન—તેની સામે આપણે વાંધો લઈ ન શકીએ, પણ એટલું ચોક્કસ છે કે સરકારી અમલદારોએ તે સમયે લોકલાગણી સમજવા કે જાણવાની ઝાઝી દરકાર રાખી નહોતી એટલું જ નહિ, પણ સખ્તાઈથી તે કામ કર્યું હતું; અને તે દુઃખના દિવસોમાં જેમની સહાનુભૂતિની અપેક્ષા રાખીએ તેનો તદ્દન અભાવ હતો.

# ૧૦. ગુજરાતી વર્તમાનપત્રનો ઉદ્ભવ

મનુષ્ય સ્વભાવ કુતૂહલપ્રિય છે. તે નવા નવા સમાચાર જાણવા-સાંભળવાને સદા ઉત્કંઠિત હોય છે જૂના કાળમાં ભાટ, ચારણો અને ફરતા સાધુસંન્યાસીઓ, યાત્રાળુઓ અને પ્રવાસીઓ, દેશપરદેશ ખબરો લાવતા અને વેપારીઓને તેમના આડતિયાઓ ગામેગામથી ધંધારોજગારની હકીકત, બીજી જાણવા જેવી નવાજૂની સાથે, લખી જણાવતા હતા.

મુગલરાજ્ય તરફથી વ્યવસ્થિત ખેપિયાખાતું હતું, અને સ્થાનિક અમલદારો પોતપોતીકા રિપોર્ટ બાદશાહને દિલ્હી નિયમિત રીતે ખેપિયા મારફત મોકલી આપતા. તે રિપોર્ટ ખોટો થવા પામે નહિ તે સારુ અલાયદું ખાનગી બાતમીખાતું રહેતું. તે તેના રિપોર્ટ પરભારા મોકલતું હતું. વળી મોટા શહેરમાં 'મઠપો' રહેતો, જે પોતીકા કાસદો રોકી પત્રો પહોંચાડવાનું કામ કરતો. કીમતી અવેજ વગેરે મોકલવાની વ્યવસ્થા કરનારને 'આંગડિયા' કહેતા, જેમનો તે ધંધો અદ્યાપિ અહેંજ્ઞાજ ચાલુ છે.

હાલની પેઠે એ ટપાલની વ્યવસ્થા નિયમિત કે પદ્ધતિસર નહોતી. એ તો 'સાઠીનું સાહિત્ય'ના લેખક કહે છે તેમ વેપારીઓના પોતાના કામની હકીકત લખ્યા પછી વરસાદ–પાણીના બનાવો, બજારભાવ વગેરે લખવાનો રિવાજ હતો. અને તે વેપારીના પત્રો વર્તમાનપત્રની ગરજ સારતા હતા. વળી વર્તમાનપત્રોનો ઇતિહાસ જોઈએ છીએ તો આવા ખબરપત્રોમાથી જ તેનો ઉદ્ભવ થવા પામ્યો હતો. ન્યૂઝપેપર, કુરેન્ટ (courent), ગેઝેટ વગેરે નામો એ જ વસ્તુનાં સૂચક છે. અને તે શબ્દો ઉપરથી એમ સમજાય છે કે તેની પહેલ કરનાર ઇટાલિયનો હતા. આ પ્રમાણે ખબરપત્રો છાપીને મોકલવામાં આવતાં તેની એક પ્રત તા. ૬ઠ્ઠી જુલાઈ સન ૧૬૩૨ની જોવા મળે છે તે પત્રનું નામ 'નેથાનિયલ બટર' અઠવાડિક સમાચાર છે, તે સન ૧૬૨૨ માં નીકળ્યું હતું, અને અંગ્રેજી ભાષામાં તે પહેલવહેલું વર્તમાનપત્ર હતું. ત્યારબાદ પત્રો બહાર પડવા

માંડ્યાં તેને રાજ્યનો આશ્રય હતો અથવા રાજ્ય તરફથી તે પ્રસિદ્ધ થતાં અને તે પત્રોમાંથી 'લંડન ગેઝેટ'નો જન્મ થયો હતો.

ઇંગ્લેંડમાં એ સમયે ભારે રાજક્રાન્તિ ચાલતી હતી એટલે તે પત્રો ચલાવવાની મુશ્કેલીઓ ઘણી હતી, પણ આવા પત્રો માટે લોકમાગણી વધતી જતી હતી, તેથી જુદાં જુદાં છાપાઓ નીકળવા માંડ્યાં; વર્તમાનપત્રોનો વિકાસ થવા લાગ્યો. એડિસનનું 'સ્પેક્ટેટર,' જોન્સનનું 'રૅમ્બલર', ડેનિયલ ડિફોનું 'વીકલી રિવ્યુ,' સ્ટીલનું 'ટેટલર' વગેરે નામો તેનાં ઉદાહરણરૂપ રજૂ કરી શકાય. વળી પાર્લામેન્ટના કામકાજના અહેવાલ પ્રગટ કરવા ખાસ પ્રયત્નો કરવામાં આવતા, અને તે સામે સરકારના પ્રતિબંધો હોઈને, પ્રકાશકો કોઈ ને કોઈ યુક્તિપ્રયુક્તિઓ તે સમાચાર મેળવવાને અજમાવતા અને તેમાં તેમને અનેક પ્રકારની હાડમારી વેઠવી પડતી હતી. તેમ છતાં પણ અંગ્રેજી પત્રકારિત્વ, ભારે ભોગ આપીને, કદમ બે કદમ આગળ કૂચ કરતું જતું હતું. સન ૧૮૫૪ માં તેના પર લેવાતી સ્ટેમ્પ ડ્યુટી અને સન ૧૮૫૫ માં કાગળ પરની જકાત નીકળી જતા વર્તમાનપત્રોના વિકાસને ખૂબ વેગ મળ્યો હતો.

વર્તમાનપત્રોએ વળી એવી પ્રતિષ્ઠા જમાવી છે, અને સમાજ ઉપર એવો સજ્જડ કાબૂ મેળવ્યો છે કે તે ધારી અસર પેદા કરી શકે છે. લંડન ટાઇમ્સ માટે એવું કહેવાય છે કે તે અંગ્રેજી પ્રજામતનું મૂર્ત સ્વરૂપ છે; એટલું જ નહિ, પણ એટલી જબરી લાગવગ ધરાવે છે કે પ્રસંગ આવે બ્રિટિશ પ્રધાનમંડળને અધિકાર ઉપરથી ઉથાપી કે સ્થાપી શકે.

ઇંગ્લેંડના એ વાતાવરણમાં ઊછરેલા અને તાલીમ પામેલા કેટલાક સાહસિક પત્રકારોએ હિંદુસ્તાનમાં આવી વર્તમાનપત્રો ચલાવવાનું શરૂ કરેલું અને તે સમયે કલકત્તા હિન્દી સરકારનું મુખ્ય મથક હતું એટલે વર્તમાનપત્રનો આરંભ પ્રથમ કલકત્તામાં થયો હતો. સન ૧૭૮૦ મા 'બંગાળ ગેઝેટ' નામનું પત્ર પ્રથમ હિન્દી ગેઝેટ તરીકે જાણીતું થયું હતું; પણ કંપની સરકારના વહીવટ સામે તેમાં સખ્ત લખાણ આવતું, તેથી વૉરન હેસ્ટીંગ્સે તે પત્ર સામે ઉપરાઉપરી કેસો કરી તેને ટૂંક મુદતમાં અવસમજલ પહોંચાડ્યું હતું. સન ૧૭૯૯ મા પ્રેસનિયંત્રણ સારુ નવો કાયદો ઘડી કંપની સરકારના હાકેમોએ એવી સત્તા મેળવી હતી કે વર્તમાનપત્રમાં જે કાંઈ પ્રસિદ્ધ થવાનું હોય તે પ્રથમ સેન્સર પાસ કરે તે પછી છપાય, અને તે નિયમના ભંગની સજા એવી આકરી નિયત કરી હતી કે તેઓ તે લખનારને પરભારો ઇંગ્લૅં

મોકલી શકે. એ રીતે ચારપાંચ પત્રકારોને ફરજિયાત બોટમાં બેસાડીને ઇંગ્લેંડ મોકલી આપ્યાના દાખલાઓ બનેલા છે.



એ અંગ્રેજી પત્રકારત્વ, આટલી સખ્તાઈ છતાં, હિન્દમાં વિકસવા માંડ્યું અને તેની અસર આગેવાન હિન્દીઓ ઉપર થઈ. નવી સુધારણા પ્રવૃત્તિઓના આદ્ય જનક રાજા રામમોહનરાયે "સંગબાદ કૌમુદી" નામનું બંગાળી ભાષામાં પ્રથમ વર્તમાનપત્ર કાઢ્યું હતું

પ્રજાજીવનના ઘડતરમાં એ કહેવાની અગત્ય નથી કે વર્તમાનપત્રોએ મોટો અને મહત્ત્વનો હિસ્સો આપેલો છે; અને દેશની ઉન્નતિ અને પ્રગતિમાં તે અત્યંત મદદગાર થઈ પડ્યાં છે. આ મુદ્દો નજર સમીપ રાખીને ગુજરાતી ભાષા ને સાહિત્યના ઉત્કર્ષ અર્થે સન ૧૮૪૮ના આખર દિવસોમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટી ફાર્બસ સાહેબે સ્થાપી તેના પ્રથમ કાર્ય તરીકે "વરતમાનપત્ર" નામનું એક અઠવાડિક પત્ર આરંભ્યું હતું. ગુજરાતમાં તે પહેલવહેલું સાપ્તાહિક હતું અને તેના અનુકરણમાં ત્યાર બાદ અમદાવાદમાં અને ગુજરાતમાં અનેક વર્તમાનપત્રો હસ્તીમાં આવ્યાં હતાં. સન ૧૮૫૦માં સૂરત જવાનું થતાં ફાર્બસ સાહેબે ત્યાં પણ મિત્રોની મદદ મેળવીને "સુરત સમાચાર" કાઢ્યું હતું.

ઉપર્યુક્ત "વરતમાન પત્ર"ની ફાઇલ ઉપલબ્ધ નથી એટલે તેમાંનાં લખાણો વિષે અભિપ્રાય બાંધવા જેટલું પણ આપણી પાસે કશું સાધન નથી પણ જે કાંઈ થોડીઘણી માહિતી જાણવા મળે છે તે ઉપરથી એમ લાગે છે કે તે પત્રના નિયામક અને સંચાલક મુખ્યત્વે ફાર્બસ સાહેબ હતા.

સોસાયટીની ઑફિસ આરંભમાં, ભદ્રમાં, હાલ જ્યાં આસિ. ડિરેક્ટર ઑફ પબ્લિક હેલ્થની ઑફિસ, બેસે છે તેના મેડા ઉપર હતી અને તેના પાછળના ભાગમાં અગાઉ જેલ હતી અને વચમાંની ભીંતમાં જાળી હતી. તેમાંથી અંદર નજર પડતી હતી. એ રીતે કોઈ અયોગ્ય પ્રસંગ જોવામાં આવતાં સદરહુ 'વરતમાનપત્ર'માં તંત્રી વા લેખકે જેલના વહીવટ વિષે કડક ટીકા કરેલી. તે ઉપરથી તેના નાજરનું ઉપરાણું લઈ કોર્ટના વડા મિ હેરિસન તે આક્ષેપ સામે વાંધો લઈ તે પાછો ખેંચી લેવા આગ્રહ કર્યો હતો. પણ તે બાબતમાં મેનેજિંગ કમિટી અને મિ. હેરિસન વચ્ચે તીવ્ર મતભેદ પડ્યો. એક બાજુ મિ. હેરિસન અને સામા પક્ષમાં એમના સિવાયના બીજા બધા સભ્યો હતા, અને તે તકરાર ઠેઠ મુંબઈ સરકાર સુધી પહોંચતાં તેની અસર એ થવા પામી કે સરકારી અમલદારો 'વરતમાનપત્ર'ના સંચાલનમાં ભાગ લેતા અટકી પડ્યા અને પરિણામે એ 'વરતમાનપત્ર' પણ સૂઈ ગયું હતું *

પરંતુ એ નવા અખતરાએ લોકોને વાચનનો શોખ લગાડી, એ જાતનાં છાપાંઓ માટે એક પ્રકારની અભિરુચિ પેદા કરી હતી. તે પત્ર દર બુધવારે પ્રસિદ્ધ થતું, તેથી લોકો તેને "બુધવારિયું" કહેતા. તેનું વાર્ષિક લવાજમ

* વધુ વિગતો માટે જુઓ ગુ. વ. સોસાયટીનો ઇતિહાસ, ભા. ૧, પૃ. ૧૪.

રૂ. ૬) હતું; અને માત્ર ૧૨૫ નકલ પ્રસિદ્ધ થતી. ત્યાર પછી 'ખબર દર્પણ' બાઈ-વીકલી નીકળ્યું. 'અમદાવાદ સમાચાર' ૧૮૬૦ માં પ્રસિદ્ધ થયું અને 'સમશેર બહાદુર' મુંબઈથી અમદાવાદમાં આવ્યું. આ વર્તમાનપત્રો પ્રજાની ફરિયાદો જાહેર કરવાને બદલે માત્ર નાનીમોટી ખબરો આપવાની પોતાની ફરજ વધારે સમજતાં. કોઈ વાર તેમાં અંગત ટીકાઓ, મશ્કરીઓ અને સવાલજવાબોના ઝઘડા પણ ચાલતા 'પ્રજા અભિલાષ' ૧૮૬૩ ના અરસામાં જન્મ્યું હતું. શ્રી. પીતાંબરદાસ ત્રિભુવનદાસે કેળવણી ખાતાની નોકરી છોડીને 'હિતેચ્છુ' પત્ર કાઢ્યું હતું અને તેમાં તેજ લખાણો આવતા. લોકોમાં તે પ્રિય થવાથી આશરે ચાળીસેક વર્ષ જેટલું જીવન ભોગવવા તે ભાગ્યશાળી થયું હતું. ત્યાર પછી 'પ્રજામત,' 'હિન્દુસ્તાન,' 'પ્રતિનિધિ' અને 'રાજપત્રિકા' વર્તમાનપત્રો નીકળ્યાં હતાં. 'હિંદુસ્તાન' અમદાવાદમાં ઠીક ચાલતું. તે મુંબઈ જઈને રામશરણ થયું ×

ગુજરાતમાં વર્તમાનપત્રનો જન્મ થયો તે પહેલાં ઘણાં વર્ષો પૂર્વે કલકત્તામાં તેની પ્રથમ શરૂઆત થઈ હતી. "સમાચાર દર્પણ" નામનું પહેલું બંગાળી પત્ર સિરામપુર મિશનના ડૉ. માર્સમેને કાઢ્યું હતું. તેમાં બાઇબલનો ઉપદેશ પ્રધાનપણે આવતો અને તેનું તંત્ર યુરોપીઅન હસ્તક હતું, એટલે હિન્દી વર્તમાનપત્ર તરીકે પ્રથમ સ્થાન 'સંગબાદ કૌમુદી'ને પ્રાપ્ત થાય છે

તે અરસામા (સન ૧૮૨૨) મુંબઈમાં "મુંબઈ સમાચાર" એક અઠવાડિક તરીકે પ્રગટ થવા માંડ્યું હતું. વહાણ આવ્યા-ગયાની વિગતો અને કાંઈક જાહેરખબરો તે પત્રમાં છપાતી. સન ૧૮૩૧ માં "ચાબુક" નામધારી એક પત્ર નીકળ્યું હતું. તેનું લખાણ તેના નામ મુજબ ચાબુકની પેઠે જેને તેને સાલતુ; અને તેનો માલિક પણ ચાબુક મારી (દમ ભરાવી) પૈસા કઢાવવામાં પ્રવીણ હતો. 'ખુશામત તાજે રોજગાર' એ તેનું સૂત્ર હતુ. મહારાજ લાઇબલ કેસમાં હલકટ ભાગ તેણે ભજવ્યો હતો. તેનું નામ નવરોજજી દોરાબજી ચાનદારૂ હતું, પણ તે નવરોજજી હરકારૂ તરીકે ઓળખાતો. તે કડક અને ફોક્કડ લખતો, પણ તે લખાણ એકપક્ષી, અન્યાયી અને અયુક્ત, ખોટી ખુશામદ કરનારુ અથવા અન્યને વિના કારણ ઉતારી પાડનારું અને નિંદાભર્યું માલૂમ પડતું. તેથી તેનો

× પહેલી ગુજરાતી પત્રકાર પરિષદનો રિપોર્ટ, પૃ. ૭

સામનો કરવા સન ૧૮૩૨ માં 'જામેજમશેદ' પત્ર સર જમશેદજી જીજીભાઈના આશ્રય હેઠળ કાઢવામાં આવ્યું અને સન ૧૮૫૩ માં તેને એક દૈનિક પત્રમાં ફેરવી નાંખવામાં આવ્યું હતું. તે પારસી પંચાયતનું મુખપત્ર હતું; અને એક કોમી પત્ર તરીકે તેની ખ્યાતિ જામેલી હતી.

સન ૧૮૫૧ માં દેશમાં જે નવા વિચારો અને સુધારાની હિલચાલ જન્મવા પામી, તેનો પ્રચાર કરવા દેશના દાદાભાઈ નવરોજીએ શેઠ ખુરશેદજી કામાજીની આર્થિક સહાય વડે "રાસ્ત ગોફતાર" અઠવાડિક ચાલુ કર્યું હતુ. તેમાં એમને એમના મિત્રો, જેઓને "સોસાઇટીના છોકરાઓ" નામે ઓળખાવવામાં આવતા, તેમનો પૂરો સાથ હતો.

આ પત્ર પોતાના બાળપણની પહેલી જિંદગીને માટે તે જ મુઠ્ઠીભર જુવાનિયાઓને આભારી હતું કે જેઓ આપણી સભાઓ અને કેળવણી ખાતાઓના પ્રથમ સ્થાપકો અને ભાષણકર્તાઓ હતા. તેઓની એલ્ફિન્સ્ટન સ્કૂલ તે વખત પર એક "બોર્ડ ઑફ એજ્યુકેશન" નામની મંડળી હસ્તક ચાલતી હતી, તેટલા માટે તે "સોસાઇટી સ્કૂલ"ને નામે ઓળખાતી હતી, અને તેટલા માટે તે સ્કૂલના પહેલવહેલા મુઠ્ઠીભર જુવાનિયાઓ, જે સઘળી જાહેર બાબતોમાં બહાર પડીને તે વખતના બુઢ્ઢાઓના બોલોમાં "ધરતી માથે લઈ બેઠા હતા" તેઓને "સોસાઇટીના પોરયાનું" નામ તે સાધારણ લોકનાયકાએ આપેલું હતુ. આ "સોસાઇટીના છોકરાઓ"એ "જ્ઞાનપ્રચારક સભા" સ્થાપી, "રાહનુમાય સભા" સ્થાપી, સ્રીકેળવણીને માટે કન્યાશાળાઓ સ્થાપી, પછવાડેથી મુંબઈ એસોસિયેશનની રાજદારી સભા સ્થાપી અને તે જ અરસામાં તે છોકરાઓના વડા દાદાભાઈ માસ્ટરે કામા ખાનદાનના માનવંત નબીરા શેઠ ખુરશેદજી નોસરવાનજીની મદદથી "રાસ્ત ગોફતાર" પત્રની સ્થાપના કરી. તેને પણ ચાલુ રાખવામાં એ "સોસાઇટીના છોકરાઓ"એ ઊલટ પકડી. તેનો સૌથી સરસ દાખલો તેઓએ સન ૧૮૫૮ માં "રાસ્ત ગોફતાર"ના ભેગા માલેક થઈને આપ્યો" ×

સદરહુ 'રાસ્ત ગોફતાર'માં વીર પુરુષ કરસનદાસ મૂળજી સમાજસુધારાના અને નીતિબોધના વિષયો ઉપર લેખો લખી મોકલતા, પણ તે બધાને સ્થળસંકોચને લઈને સ્થાન મળતું નહોતું. એમને કહેવાતું ઘણું

× 'રાસ્ત ગોફતાર' આનંદોત્સવ સ્મારક અંક, પૃ. ૫

છતું તેથી એ મુશ્કેલી દૂર કરવા સન ૧૮૫૫ માં તેમણે "સત્ય પ્રકાશ" નામનું છાપું કાઢ્યું, જે પછીથી 'રાસ્ત ગોફ્તાર'માં જોડાઈ ગયું હતું. તે કાર્યમાં કરસનદાસને જે હિન્દુ શેઠિયાઓએ સહાય આપી હતી તેમાં સર મંગળદાસ નથુભાઈ મુખ્ય અગ્રણી હતા.

સન ૧૮૫૧ માં 'રાસ્ત ગોફ્તાર' શરૂ થયુ તે પહેલાં પાંચ વર્તમાનપત્રો પ્રસિદ્ધ થતાં હતાં. તેમાંનાં મુંબઈ સમાચાર, જામે જમશેદ અને ચાબુક વિષે ઉપર કહેવાયું છે. એ છેલ્લા ચાબુક પત્રે, તેના નામ પ્રમાણે, રાસ્ત ગોફ્તારનો પ્રથમ અંક પ્રગટ થતા જ, તેના નામ સામે ચેઠાં કાઢ્યાં હતાં, પણ તેનો જડબાતોડ જવાબ "બુદ્દાભાઈ ચાબુકના સવાલો" એ મથાળા હેઠળ તેના તંત્રી પ્રો. દાદાભાઈ નવરોજીએ આપ્યો હતો.

એ પત્ર કાઢવાનું બીજું કારણ એ હતું કે 'ચિત્ર જ્ઞાનદર્પણ' પત્રમાં તેના અધિપતિ બહેરામજી ખરશેદજી ગાંધીએ હઝરત મહમદ પેગંબર સાહેબનું ચિત્ર છાપવાની ભૂલ કરેલી તેમાંથી પારસી–મુસ્લિમ વચ્ચે મોટું હુલ્લડ થવા પામ્યું હતું; અને તે પ્રસંગે પારસીઓને ઘણું સોસવુ પડેલું અને તેમનો કેસ સારી રીતે રજૂ કરનાર એક સારા પત્રનો અભાવ જણાયો હતો. પાંચમા વર્તમાન પત્ર "સમાચાર દર્પણ" વિષે એટલું જાણવામા આવે છે કે તે પાછળથી "અખબારે સોદાગર" સાથે જોડાઈ ગયું હતું. "અખબારે સોદાગર" તેના નામ મુજબ વેપારીવર્ગનું છાપું હતું અને લગભગ પચાસ વર્ષ તે ટક્યું હતું.

આ અને એવાં બીજાં સખ્યાબંધ છાપાંઓ તે કાળે નીકળ્યાં હતાં. તેમનાં નામ માત્ર જાણવાને મળે છે, પણ તેમની નકલોનો પત્તો આતો નથી. આ સબંધમાં પત્રકારોનું કર્તવ્ય છે કે તેમણે તપાસ કરી, તે વિષે જે કાંઈ માહિતી મળી આવે તે એકત્ર કરવી તેમ જ પત્રોની પ્રત પ્રાપ્ત થાય તે સંગ્રહવી જોઈએ. તે કાર્યમાં કંઈક ઉપયોગી માહિતી સ્વર્ગસ્થ ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ—જાણીતા "ગુજરાતી" પત્રના તંત્રી—એ નોંધેલી છે, તે અત્રે રજૂ કરીશું.

"ગયા સૈકાની અધવચ્ચે ગુજરાતી પ્રજાઓના કેટલાક વીર રત્નો દેશોદયનો ઝુંડો લઈ મેદાને પડ્યા હતા. તેઓ સાંસારિક, ધાર્મિક અને રાજકીય સુધારણા માટે સબળ વાદ કરતા હતા. કેટલીક સંસારિક અને રાજકીય સમાજો સ્થાપવામાં આવી, અને તેને અંગે વર્તમાનપત્રો પણ કાઢવામાં આવ્યાં. સ્વર્ગસ્થ કરસનદાસ મૂળજીએ ૧૮૫૨ માં "સત્યપ્રકાશ"

પત્ર કાઢ્યું અને "બુદ્ધિવર્ધક" માસિક કાઢવા માંડ્યું. કરસનદાસનું પત્ર ગમે તે કારણસર ૧૮૬૧ માં 'રાસ્ત ગોફ્તાર' સાથે જોડાઈ ગયું અને કેટલોક સમય અવ્યવસ્થિત ચાલ્યા પછી "બુદ્ધિવર્ધક" પણ બંધ પડી ગયું. સ્વ. રા. સા. મહીપતરામ અને બીજા વિદ્વાનો તરફથી "સત્યદીપક" નામનું પત્ર ૧૮૬૨ માં નીકળ્યું હતું. બે વર્ષ ચાલી તે પણ બંધ પડ્યું. કવિ નર્મદાશંકર અને બીજા પાંચ સાક્ષરોએ મળી પાક્ષિક પત્ર "ડાંડિયો" ૧૮૬૪ ના ઑકટોબર માસમાં કાઢ્યું. તે સવા વર્ષ સતત ચાલી, થોડો સમય બંધ પડી, ૧૮૬૬–૬૭ માં સાપ્તાહિક પત્ર તરીકે દેખાવ દઈ, ૧૮૬૯ માં બંધ પડી ગયું. એના લેખકોએ ભાષાની જે સેવા બજાવી છે તે અપૂર્વ જ છે. ૧૮૭૪ માં મરહુમ ગીરધરલાલ દયારામ કોઠારીએ "અવધૂત" નામે પાક્ષિક પત્ર કાઢ્યું હતુ, પણ તેના બે અંક બહાર પડી આશ્રયની ગેરહાજરીમાં સૂઈ ગયુ હતુ. ૧૮૭૨ માં સાપ્તાહિક પત્ર "આર્યમિત્ર" અને તેના પછી તરત જ "પંચદંડ" નીકળ્યાં હતાં. "આર્યમિત્ર" દસેક વર્ષ ચાલી તેના અધિપતિની અવ્યવસ્થાને લીધે મરણ પામ્યું હતું × × × આ સઘળાં પત્રો અમુક ચોક્કસ ઉદ્દેશે ચાલતાં ન હોવાથી અથવા વર્તમાનપત્ર વાંચવાની અને તેને આશ્રય આપવાની લોક-લાગણી મંદ હોવાથી થોડાં થોડાં દેખાવ દઈ ગયા છે, અને તેની રાજકીય સુધારાવધારાની જરૂરનાં પત્રની ગેરહાજરી સતત જોવામાં આવી."*

પત્રકારના ધંધાની મહત્તા અને પવિત્રતા, જવાબદારી અને સેવા વિષે પુષ્કળ કહેવાયેલું છે અને તેની પુનરુક્તિ કરવી અરુચિકર થઈ પડે. પણ જેમ યંત્ર કરતાં તેનો નિયામક મનુષ્ય સર્વોપરી છે, એક પદ્ધતિ કરતા તેનો પ્રયોજક શ્રેષ્ઠ છે, તેમ પત્રકારિત્વમાં એક પત્રકારનું સ્થાન અને દરજ્જો મોટો અને અગત્યનો છે. વાસ્તવિક રીતે જે તે પત્રની ઉપયોગિતા ને પ્રતિષ્ઠા, લાગવગ અને કાબૂનો આધાર તેના તંત્રી ઉપર મુખ્યત્વે અવલંબે છે, અને જે પત્રો બહોળી નામના પામ્યાં છે, અને અસરકારક તેમ યશસ્વી નીવડ્યાં છે, અને અમુક પ્રકારનુ વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કરેલું છે તેનો સઘળો પ્રતાપ તંત્રીના વ્યક્તિત્વને આભારી છે.

ગુજરાતી પત્રકારત્વમાં પણ એવા સમર્થ અને બાહોશ તંત્રીઓ થયેલા છે જેમણે તે ધંધો દિપાવ્યો છે, અને તે ધંધાને પ્રગતિમાન કરી મુકી નવુ દૈવત આપ્યુ છે. તે યશસ્વી નામાવલિમા આપણે કરસનદાસ

* સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઈના સાક્ષર જીવનની રૂપરેખા, પૃ. ૧૪-૧૫.

મૂળજી, કેખુશરૂ એન. કાબરાજી, ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ, મીનોચર હોમજી, મહેરજીભાઈ માદન, પાલનજી બરજોરજી દેસાઈ, જહાંગીરજી મર્ઝબાન, પીજામ, ભગુભાઈ કારભારી, વનમાળીદાસ લાધા વગેરેનાં નામો માનપૂર્વક રજૂ કરી શકીએ.

કર્તવ્યનિષ્ઠાથી અને પ્રામાણિકપણે, લોકનાં દુઃખની દાદ મેળવવા, પ્રજાનાં હિત અને હક્ક સારુ, તેના સંરક્ષણ અર્થે તટસ્થતાથી અને ન્યાયપૂર્વક, સત્ય અને સિદ્ધાંતની ખાતર, જે પત્રકારો તેમની પવિત્ર કલમનો ઉપયોગ કરે છે તેમના કાર્યની બેશક કદર થાય છે, તેમને યશ મળે છે અને યોગ્ય પ્રસંગ આવે જનસમાજ તેમની નિઃસ્વાર્થ સેવાનો સત્કાર સુધ્ધાં કરે છે. ઉદાહરણ તરીકે 'રાસ્ત ગોફ્તાર'ના તંત્રી સામે કેસ થયેલો ત્યારે તેના વાચકોએ તેની પડખે ઊભા રહીને તેના ખર્ચ સારુ એક નાણાંથેલી અર્પી હતી. તેનો સુવર્ણ મહોત્સવ પણ ભારે ધામધૂમથી ઊજવાયો હતો. એવી જ લોકલાગણી સન ૧૯૦૪ માં "ગુજરાત" પત્રે તેની પચીસીનો રજત ઉત્સવ સમારંભ ગોઠવ્યો તે પ્રસંગે નજરે પડી હતી. તે પ્રકારનાં બીજાં ઘણાં દૃષ્ટાંતો મળી આવશે આપણા આરંભના પત્રકારોની પણ એ પ્રકારે કદર થતી, તેનું દૃષ્ટાંત આપણને કરસનદાસ મૂળજીના સબંધમાં જોવા મળે છે. લાઇબલ કેસમાં એમણે બહાદુરી બતાવી હતી અને તેમનું સુધારાનુ કાર્ય પણ વખણાયું હતુ. પત્રકાર બંધુઓમાં, આમ, તેમણે ઊંચી છાપ પાડેલી. તેની કદર મુંબઈના પત્રકારોએ કરસનદાસ ઇંગ્લેંડના પ્રવાસે જવા નીકળ્યા તે પ્રસંગે તેમને એક માનપત્ર આપીને કરી હતી

નાગરિક સ્વાતંત્ર્યની પેઠે વાણીનું સ્વાતંત્ર્ય હોવુ જોઈએ એ સિદ્ધાંત સુધરેલી દુનિયામાં સામાન્ય રીતે સર્વમાન્ય છે અને એ પ્રમાણે વર્તમાન-પત્ર, જે પંચવાણી મનાઈ, તેનો દરજ્જો અને અધિકાર ઊંચો અને મોટો છે. જે પ્રજામતને પીઠબળ આપનાર છે, જે લોકહક્ક સ્થાપિત કરી તદર્થ ઝૂઝનાર છે, જે લોકમત ઘડનાર અને દોરનાર અગ્રણીનું કામ કરે છે તે એનું કર્તવ્ય નિર્ભયપણે બજાવી શકે અને પ્રગટ કરી શકે તે સારુ તેને પૂરું લેખનસ્વાતંત્ર્ય હોવું વા મળવું જોઈએ; અને તે રાજકીય તેમ પ્રજાજીવનની દૃષ્ટિએ જરૂરનું છે. આધુનિક પ્રજાસત્તાક રાજ્યતંત્ર તેવું સ્વાતંત્ર્ય ખાસ માગી લે છે, નહિ તો એ રાષ્ટ્રનું નાવ સલામતીભર પાર ઊતરી શકે નહિ. વળી પ્રજાજીવનના વિકાસ અને ઘડતરમાં તે અગત્યનો ભાગ

ભજવે છે. એ સઘળું સમગ્ર રીતે વિચારતા વર્તમાનપત્રનું સ્વાતંત્ર્ય આવશ્યક તેમ હિતાવહ માલૂમ પડશે

એ ખરું છે કે સઘળી મનુષ્યસંસ્થાઓ સામાન્ય રીતે સંપૂર્ણતાનો દાવો કરી શકે નહિ અને તેમાં ખામી અને ઊણપો જણાવાની. એ નજરે વર્તમાનપત્રો એકસરખી રીતે ઊંચા નૈતિક ધ્યેયે પહોંચી ન શકે અને તેનું અધઃપતન થવા પામે એ સંભવિત છે, અને તેથી તેના સંચાલનમાં ચોક્કસ નિયમો અને અંકુશો મુકાય તેની જરૂરિયાત આપણે સમજી શકીએ, પણ તે તેની પ્રગતિને રોધનાર ન હોવા જોઈએ. તે બંધનોનું પાલન આવશ્યક માનીએ, પણ તે પ્રવૃત્તિને ઇરાદાપૂર્વક ચાંપી દેવાના પ્રયત્ન થતા હોય તો તે ન જ સહન કરી લઈએ; તેની સામે જરૂર વાંધો ઉઠાવીએ

કંપની સરકારના અમલના આરંભમાં વર્તમાનપત્રના અવાજને ગૂંગળાવી મારવા અને તેના પત્રકારોને દેશપાર કરવા સુધીનાં પગલાં લેવાયાં હતાં. તે ખોટાં, અન્યાયી અને આપખુદ પગલાં હતાં એમ પણ કહીશું, પણ મુશ્કેલીમાંથી અને આફતમાંથી મનુષ્યને નવું શૂરાતન અને દૈવત મળે છે, તેમ આવા ત્રાસના ભોગ થઈ પડેલ એક પત્રકારની ઝુંબેશથી હિન્દી પત્રકારિત્વ કેટલુંક સ્વાતંત્ર્ય મેળવવા શક્તિમાન થયું હતું.

હકીકત એવી બની કે સન ૧૮૨૩ માં લૉર્ડ હેસ્ટીંગ્સ હિન્દ છોડીને ઇંગ્લેંડ ગયા અને તેમના પદે જોન એડમ નિમાયા હતા, પણ તે એમના પુરોગામીની પેઠે ધૈર્યશીલ અને શાન્ત પ્રકૃતિના નહોતા. એમણે તો કલકત્તા ગેઝેટનો અધિપતિ સિલ્ક બકિંગહામ, જે અધિકારીઓ તેમ જ ખાનગી વ્યક્તિઓ ઉપર ફાવે તેમ આક્ષેપો કરતો હતો, તેને તક મળતાં જ દેશપાર કર્યો; અને એવો નિયમ પસાર કર્યો કે કોઈપણ વર્તમાનપત્ર લાયસન્સ મેળવ્યા વિના પ્રગટ થઈ શકે નહિ; તે લાયસન્સ ગમે ત્યારે પાછું ખેંચી શકાય અને તે વર્તમાનપત્રનું પ્રકાશન સરકાર ઇચ્છે ત્યારે બંધ પાડી શકે. આ જોહુકમીની સામે સખ્ત વાંધો લેવામાં આવ્યો હતો, અને નામદાર શહેનશાહને સાદર કરવા, જાણીતા હિંદીઓની સહીવાળું એક મેમોરિયલ —એઓને વાંકે સેંકડોને થતો અન્યાય અટકાવવા—ઇંગ્લેંડ રવાના કરવામાં આવ્યું હતું. જોકે તે પ્રયત્ન નિષ્ફળ ગયો, તોપણ તેની પછી આવનાર હાકેમ લૉર્ડ વિલિયમ બેન્ટીકના સમયમાં તે કાયદાની સખ્તાઇ ઓછી થવા પામી હતી. તે હાકેમ વર્તમાનપત્રોને મિત્ર સમાન લેખતો અને માનતો કે સુરાજ્ય સારુ તેની સહાય અને સેવા કીમતી છે. આખરે સન ૧

સર ચાર્લ્સ મેટકાફે ઉપર્યુક્ત વર્તમાનપત્રનો કાયદો રદ્દતર રદ કર્યો હતો; એટલુંજ નહિ, પણ વર્તમાનપત્રોને રાજકીય અને ધાર્મિક વિષયો ચર્ચવાની છૂટ આપી હતી હિંદી પ્રજાએ, એમનો એ બદલ અહેસાન માનવા, એ ઐતિહાસિક બનાવની યાદગીરીમાં, કલકત્તામાં એક જાહેર હૉલ બંધાવી તેની સાથે એ મેટકાફ સાહેબનું નામ જોડ્યું હતું.

સન ૧૮૫૭ માં બળવો જાગતાં છાપખાનાં માટે લાયસન્સ ઍક્ટ પસાર કરવામાં આવ્યો હતો. તેનો આશય છાપખાનાનું નિયમન અને નોંધણી કરવાનો અને ચોક્કસ સંજોગોમાં પુસ્તકો અને વર્તમાનપત્રોનો ફેલાવો અટકાવવાનો હતો, પણ તે કાયદો એક વર્ષ પૂરતો હતો.

દેશી ભાષાઓમાં પ્રગટ થતાં પુસ્તકોની પૂરી માહિતી મળતી રહે, એ ઉદ્દેશથી ઇંગ્લેંડના વિદ્વદ્વર્ગ તરફથી હિન્દી સરકારને એક પત્ર પાઠવવામાં આવ્યો હતો; અને એ હેતુ બર આવે તે કારણે હિંદી સરકારે સન ૧૮૬૭ માં છાપખાનાને લગતો બીજો એક કાયદો ઘડ્યો હતો. તેની રૂએ જે કોઈ પુસ્તક છપાય તેની પ્રત તેનો મુદ્રક સરકારમાં ભરે એટલુંજ નહિ, પણ એ છાપેલી પ્રતમાં મુદ્રક, પ્રકાશક અને તેના પ્રકાશન સ્થળનું નામ સુદ્ધાં દર્શાવે. એ પ્રમાણે પ્રેસની અને તે પ્રેસમાં છપાતાં પુસ્તકોની રીતસર નોંધ રહેવા પામે. તે યોજના સ્તુત્ય હતી.

તે પછી સન ૧૮૭૮ માં લૉર્ડ લિટને વર્નાક્યુલર પ્રેસ ઍક્ટ પસાર કર્યો. તે વધારેભર્યો અને દેશી છાપાંઓને જાણીબૂઝીને કચડી નાખવા માટે યોજાયલો હતો એમ કહેવું ખોટું નથી.

લૉર્ડ લિટનની રાજનીતિ આખળી તેમ અન્યાયી હતી એ વિષે વારંવાર કહેવાની જરૂર નથી. એમના અમલ દરમિયાન દેશે મોટામાં મોટા દુકાળની વ્યથા ભોગવી હતી. એમની ભૂલને લઈને અફઘાન વિગ્રહે ગંભીર સ્વરૂપ લીધું હતું અને તેના પરિણામે હિંદુસ્તાનને ખર્ચનો મોટો બોજો ઉપાડવો પડ્યો હતો. તેમ જ બ્રિટિશ કાપડ ઉપરની જકાત કાઢી નાંખી—અને તે પોતાની કારોબારી કમિટીના અભિપ્રાયની વિરુદ્ધ થઈને—એ તો એમનું એક તદ્દન આપખુદ પગલું હતું. એથી પણ વધારે અન્યાયી અને અનિષ્ટ એમનું કાર્ય તે દેશી વર્તમાનપત્રોને દાબી દેવાનું હતું. એવા કાયદા માટે તે વખતે કશી જરૂર નહોતી; તે પત્રોની સામે બીજી દલીલો આપી શકાય એમ નહોતું, એટલે તેમણે એવું બહાનું બતાવ્યું કે

તે છાપાંઓમાં દેશના વહીવટ વિરુદ્ધ અને રાજદ્રોહી લખાણ આવે છે, તે તાકીદે દાબી દેવાની જરૂર છે. રખે ને તે વિષે ઊહાપોહ થઈ ને તે બિલ માર્યું જાય તેથી લૉર્ડ લિટને તે બાબત હિન્દી વજીરની પરવાનગી તારથી મંગાવી હતી અને એક જ બેઠકમાં અને એક જ દિવસમાં તે કાયદો પસાર કર્યો હતો. વિશેષમાં તે સંબંધી વધારે ખેદજનક બીના એ હતી કે તે નામદારે તે કાયદો માત્ર દેશી છાપાંઓને લાગુ પાડ્યો હતો. એ ઉપરથી તેમની અવળી અને હલકી મનોદશાનું પૂરેપૂરું દર્શન થાય છે * એમનું તે પગલું સમસ્ત પ્રજા દુઃખે બળી રહી હતી તેને ડામ દેવા સમાન હતું. એમની કારકિર્દી એકંદરે દેશને સંતાપજનક નીવડી હતી, અને તે કારણે પ્રજા રાડ પાડી ઊઠી હતી. એવામા ઇંગ્લંડમા લિબરલો સત્તા ઉપર આવતાં તેમાં ફેરફાર થવાથી લૉર્ડ લિટનને હિન્દમાંથી જવું પડ્યું હતું; અને તેમની જગાએ લૉર્ડ રિપનની પસંદગી કરવામા આવી હતી. તે ભલા ઉમરાવે પહેલી તકે એ કાળો કાયદો રદ કર્યો હતો. એ ઉદાર દિલના ડાકેમના હિન્દી પ્રજા ઉપરના ઉપકારો થોડા નથી.

ત્યાર બાદ લૉર્ડ કર્ઝનની કડક અને એકહથ્થુ રાજનીતિને લઈ ને દેશમાં પાછી અશાન્તિ પથરાઈ હતી. એમના બંગભંગના કાર્યને પરિણામે બેદિલી ખૂબ ઉશ્કેરાઈ ગઈ હતી અને નવો ઊછરતો યુવકવર્ગ તોફાનના માર્ગે ચઢ્યો હતો. એ ભડભરી પ્રવૃત્તિ અટકાવવા સન ૧૯૦૭ માં વર્તમાનપત્રો ઉપર અંકુશ મૂકનારો એક ઠરાવ હિન્દી સરકારે પ્રસિદ્ધ કર્યો હતો અને તેમાં એવું જણાવ્યું હતું કે જે વર્તમાનપત્રોમાં બેદિલી ઉત્પન્ન કરનારું અને રાજદ્રોહ ફેલાવનારું લખાણ પ્રગટ થશે તેની સામે પીનલ કોડની કલમો મુજબ કાયદેસર કામ ચલાવવામાં આવશે. તેનો આશય, સુલેહ અને કાયદાનું પાલન, એ ખસૂસ કરીને, બતાવવામાં આવ્યો હતો, પણ તે ઠરાવ જોઈએ તેવો અસરકારક માલૂમ પડ્યો નહિ એટલે સન ૧૯૦૮ માં 'વર્તમાનપત્ર ઉશ્કેરણી એક્ટ' ધારાસભામાં પસાર કરી એવી

---

* Apart, however, from the very questionable methods employed to rush the Bill, through methods, which on Lord Lytton's own admission were adopted in order to burke discussion—the Act was utterly uncalled for, unduly repressive in character, and inspired by a sinister motive."

—Life of Sir Phirozshah Mehta, Vol. I, P. 97.

સત્તા કારોબારી અધિકારીઓએ પ્રાપ્ત કરી હતી કે એદિલી ઉશ્કેરનારાં અને રાજદ્રોહ ફેલાવનારાં પત્રોનો સદંતર નાશ, તેના પ્રેસો જપ્ત કરી, થઈ શકે:—

"The only way, it was suggested, to deal with such newspapers is to put an end to their existance and this is done by means of this Bill which gives power to confiscate the printing press and extinguish the newspaper." *

પરન્તુ દરદીના રોગનું વાસ્તવિક નિદાન શોધ્યા વિના માત્ર આવા ઉપચારોથી તેને રાહત મળે નહિ તેમ હિન્દી સરકારનાં એ સખ્તાઈનાં પગલાં, એક પછી એક, પ્રજામાં શાન્તિ આણી શક્યાં નહિ, ઊલટું એથી વાતાવરણ ઉશ્કેરાઈને વધારે ઉગ્ર થવા પામ્યું હતુ. સને ૧૯૧૦ નો પ્રેસ એક્ટ તે ગભરાટનું પરિણામ હતું એમ આપણે કહી શકીશું. તે કાયદામાં (૧) છાપખાનાં અને તેનાં પ્રકાશનો ઉપર, (૨) વર્તમાનપત્રના પ્રકાશકો ઉપર, (૩) બ્રિટિશ હિન્દમાં આવતાં અને ટપાલ દ્વારા મોકલાતા વાંધા પડતાં છાપાં-ચોપડીઓ ઉપર, અને (૪) રાજદ્રોહી અને વાંધાભર્યાં વર્તમાનપત્રો, પુસ્તકો વા એવું લખાણ દાબી દેવા વગેરે ઉપર સખ્ત અંકુશો મૂકવામાં આવ્યા હતા; અને તે કાયદાનો અમલ કરવાનું સહેલું થઈ પડે તે વાસ્તે કારોબારી અધિકારીઓ હસ્તક સંપૂર્ણ સત્તા સ્વાધીન રાખવામાં આવી હતી; પણ લોર્ડ સિંહા અને હિંદી વજીર લોર્ડ મોર્લીના આગ્રહ અને દબાણથી તે બિલમાં આખરે એવી એક કલમ ઉમેરવામાં આવી હતી, જેની રૂએ કારોબારી સત્તાના હુકમની સામે હાઈકોર્ટમાં અપીલ કરી શકાય.

સદરહુ કલમ પ્રેસ એક્ટમાં દાખલ થવા પામી તો ખરી, પણ કારોબારી સત્તાના નિર્ણય સામે ન્યાય મેળવવા હાઈકોર્ટ સુધી ઝૂઝનાર અને લાભ ઉઠાવનાર એની બિસેન્ટ જેવા થોડાક જ પત્રકારો મળી આવશે. પણ જેઓ સ્વતંત્રપણે અને પ્રજાકીય દૃષ્ટિએ વર્તમાનપત્ર ચલાવવાની ખ્વાહેશ ધરાવતા તેમના ઉપર મોડીવહેલી સરકારની અવકૃપા અવશ્ય ઊતરતી અને પ્રસ્તુત કાયદા પ્રમાણે તેમને વત્તીઓછી જામીનગીરીની રકમ સરકારમા ભરવી પડતી હતી. તે પ્રમાણે જાણીતા

* The Government of India by C L Anand, page 164.

સાપ્તાહિક "ગુજરાતી"ને જામીનગીરી ભરવાનો પ્રસંગ ઉપસ્થિત થતાં સ્વર્ગસ્થ ઇચ્છારામે તે સંબંધી કાઢેલા ઉદ્‌ગારો વસ્તુસ્થિતિને નિર્દેશનારા અને વાસ્તવિક માલૂમ પડશે:—

"૧૯૧૦ માં તેમની રાજકીય વિષયો પરત્વેની લેખપદ્ધતિ સરકારને ગમી નહિ, તેથી તે વર્ષમાં પ્રેસ ઍક્ટ પાસ થતાં સરકારે રૂ. ૨૫૦૦) ની જામીનગીરી લીધી, તેનો આઘાત તેમના હૃદય ઉપર સખત થયો; અને કોર્ટમાંથી આવતાં ઑફિસમાં જણાવ્યું, કે મેં મારું વર્તમાનપત્રકારનું જીવન હવે પૂરું કર્યું. મારો ઉત્સાહ મરી ગયો છે તે પછી તેમણે પત્રના લખાણનું કામ અન્ય વિશ્વાસુ જનોને સોંપ્યું. અને ક્વચિત્ લખતા, પણ જોખમદારી શિરે હોવાથી દરેક વસ્તુ ઉપર ધ્યાન રાખતા" ×

× સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઈના સાક્ષરજીવનની રૂપરેખા, પૃ. ૩૭

સત્તા કારોબારી અધિકારીઓએ આમ કરી હતી કે એદિલી ઉશ્કેરનારો અને રાજદ્રોહ ફેલાવનારા પત્રોનો અદંતર નાશ, તેના પ્રેસો જપ્ત કરી, થઈ શકે:—

"The only way, it was suggested, to deal with such newspapers is to put an end to their existance and this is done by means of this Bill which gives power to confiscate the printing press and extinguish the newspaper." *

પરન્તુ દરદીના રોગનું વાસ્તવિક નિદાન શોધ્યા વિના માત્ર બાહ્ય ઉપચારોથી તેને રાહત મળે નહિ તેમ હિન્દી સરકારના એ સખ્તાઈનાં પગલાં, એક પછી એક, પ્રજામાં શાન્તિ આણી શક્યાં નહિ, ઊલટું એથી વાતાવરણ ઉશ્કેરાઈને વધારે ઉગ્ર થવા પામ્યું હતું અને ૧૯૧૦ નો પ્રેસ ઍક્ટ તે ગભરાટનું પરિણામ હતું એમ આપણે કહી શકીશું. તે કાયદામાં (૧) છાપખાનાં અને તેનાં પ્રકાશનો ઉપર, (૨) વર્તમાનપત્રના પ્રકાશકો ઉપર, (૩) બ્રિટિશ હિન્દમાં આવતાં અને ટપાલ દ્વારા મોકલાતાં વાંધા પડતાં છાપાં–ચોપડીઓ ઉપર, અને (૪) રાજદ્રોહી અને વાંધાભર્યાં વર્તમાનપત્રો, પુસ્તકો વા એવું લખાણ દાબી દેવા વગેરે ઉપર સખ્ત અંકુશો મૂકવામાં આવ્યા હતા; અને તે કાયદાનો અમલ કરવાનું સહેલું થઈ પડે તે વાસ્તે કારોબારી અધિકારીઓ હસ્તક સંપૂર્ણ સત્તા સ્વાધીન રાખવામાં આવી હતી; પણ લૉર્ડ સિંહા અને હિંદી વજીર લૉર્ડ મોર્લીના આગ્રહ અને દબાણથી તે બિલમાં આખરે એવી એક કલમ ઉમેરવામાં આવી હતી, જેની રૂએ કારોબારી સત્તાના હુકમની સામે હાઈકૉર્ટમાં અપીલ કરી શકાય.

સદરહુ કલમ પ્રેસ ઍક્ટમાં દાખલ થવા પામી તો ખરી, પણ કારોબારી સત્તાના નિર્ણય સામે ન્યાય મેળવવા હાઈકૉર્ટ સુધી ઝૂઝનાર અને લાભ ઉઠાવનાર ઍની બિસેન્ટ જેવા થોડાક જ પત્રકારો મળી આવશે. પણ જેઓ સ્વતંત્રપણે અને પ્રજાકીય દૃષ્ટિએ વર્તમાનપત્ર ચલાવવાની ખ્વાહેશ ધરાવતા તેમના ઉપર મોડીવહેલી સરકારની અવકૃપા અવશ્ય ઊતરતી અને પ્રસ્તુત કાયદા પ્રમાણે તેમને વત્તીઓછી જામીનગીરીની રકમ સરકારમાં ભરવી પડતી હતી. તે પ્રમાણે જાણીતા

* The Government of India by C. L. Anand, page 164.

સામાહિક "ગુજરાતી"ને જામીનગીરી ભરવાનો પ્રસંગ ઉપસ્થિત થતાં સ્વર્ગસ્થ ઇચ્છારામે તે સંબંધી કાઢેલા ઉદ્ગારો વસ્તુસ્થિતિને નિર્દેશનારા અને વાસ્તવિક માલૂમ પડશેઃ—

"૧૯૧૦ માં તેમની રાજકીય વિષયો પરત્વેની લેખપદ્ધતિ સરકારને ગમી નહિ, તેથી તે વર્ષમાં પ્રેસ એક્ટ પાસ થતાં સરકારે રૂ. ૨૫૦૦) ની જામીનગીરી લીધી, તેનો આઘાત તેમના હૃદય ઉપર સખત થયો, અને કોર્ટમાંથી આવતા ઓફિસમાં જણાવ્યું, કે મે મારું વર્તમાનપત્રકારનું જીવન હવે પૂરૂં કર્યું. મારો ઉત્સાહ મરી ગયો છે તે પછી તેમણે પત્રના લખાણનું કામ અન્ય વિશ્વાસુ જનોને સોંપ્યુ. અને કવચિત્ લખતા, પણ જોખમદારી શિરે હોવાથી દરેક વસ્તુ ઉપર ધ્યાન રાખતા." ×

× સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઈના સાક્ષરજીવનની રૂપરેખા, પૃ. ૩૭

અને ખર્ચનો પુરો બદલો મળતો નથી, અને દેશના એક વા બીજા ભાગમા દુકાળ જેવી નબળી સ્થિતિ પ્રતિવર્ષ ઘણુખરું જોવામાં આવે છે. એ સંજોગોમા બિચારો ખેડૂત સામાન્ય રીતે ગરીબ અને દેવાદાર રહેવા પામે છે અને તેની સ્થિતિ શાહુકાર અને સરકારના ગુલામ જેવી હોય છે.

સ્વર્ગસ્થ રમેશચન્દ્ર દત્તે છપ્પનિયા દુકાળની ભયાનક સ્થિતિ નિહાળીને હિન્દી વાઈસરોય લૉર્ડ કર્ઝનને, તેના કાયમ નિવારણ સારુ યોગ્ય પ્રબંધ થાય તે સારુ, ખુલ્લા પત્રો લખ્યા હતા. તેમાં જણાવ્યું હતું કે એકસો ત્રીસ વર્ષના અંગ્રેજોના રાજ્યવહીવટ દરમિયાન બાવીસ દુકાળો બ્રિટિશ હિન્દુસ્તાનના પ્રદેશમાં પડેલા નોંધાયેલા છે અને આ સૈકાનો છેલ્લો છપ્પનિયો દુકાળ દેશમાં ચોતરફ પ્રસરેલો છે; એટલુંજ નહિ, પણ તે સખ્તમાં સખ્ત છે.

એ દુકાળે હિન્દી ખેડૂતની કમર ભાંગી નાખી તેને કાયમનો પાંગળો બનાવ્યો હતો, તેમાંથી તે પાછો ટટાર ચાલવા શક્તિમાન થયો નથી; બલ્કે સમાજમાં જબરદસ્ત પરિવર્તન થવા છતાં તેની સ્થિતિ વધુ બગડી છે અને કફોડી થઈ પડી છે.

આપણા દેશનો એંસી ટકા ભાગ ગામડાંઓમાં વસે છે; અને તેમના નિર્વાહનો આધાર અને સાધન માત્ર ખેતી છે, અને તે ખેતી બગડતાં તેમની જે દુર્દશા થાય છે તે વર્ણવી જાય એમ નથી.

હિન્દુસ્તાન ઉપર કુદરતની મહેર છે કે હિન્દી ખેડૂત પડ્યો પડ્યો ટકી રહ્યો છે, પણ તેની પરાધીન અને કંગાળ સ્થિતિમાંથી એ ખેડૂતોનો ઉદ્ધાર કરવા સરકાર તેમ દેશનેતાઓ ઉભયે તાબડતોબ પગલાં લેવાં ઘટે છે; નહિ તો ગોલ્ડસ્મિથના શબ્દોમાં કહીએ તો તે ખેડૂત-વર્ગનો નાશ થતાં દેશ વેરાન થઈ પડશે. છપ્પનિયામાં લોકોની સ્થિતિ કેવી દુઃખદ અને તંગ થઈ પડી હતી તેમ સરકારની રીતિનીતિ કેવી હતી તેનો વૃત્તાંત એક સમકાલીન નોંધ ઉપરથી વાંચવાને મળે છે:—

"આજકાલ જ્યાં જોઈશું ત્યાં આ દેશમાં દરેકને મોઢેથી દુકાળ સંબંધી સાંભળવામાં આવે છે. ગઈ સાલ ચોમાસામા વરસાદ ન થવાથી દુકાળ પડ્યો એ સૌ કોઈ જાણે છે અને જેથી અનાજ અને ઘાસચારો ન થવાથી માણસજાતને અને ઢોરાને ઘણુંજ ખમવું પડ્યું છે અને પડે

છે. ગામડાઓની દશા જોશો તો શહેરના કરતાં ઘણી જ ખરાબ છે ત્યાંના ગરીબ લોકો ખાવાને પેટપુરતું અનાજ નહિ મળવાથી પોતાનું ઘર અને ગામ છોડી જ્યાંત્યાં ભીખ માગતા રખડે છે અને કેટલાક તો એવી અને એવી દશામાં આદોપીટી થઈ જાય છે. બાકીના કેટલાક મહેનત મજૂરી કરી ઉદરનિર્વાહ કરે છે. કેટલાક પાસે આવેલા શહેરનો આશ્રય લઈને ઉદાર દિલના માણસોના દાન અને સદાવ્રત પર પોતાના દિવસ કાઢે છે"

અને તે દુર્દશાની સચોટ છાપ પાડવા, વધુ વિગતો ઉમેરીને કહે છે, "વરસાદ ન થવાથી જેવી રીતે માણસજાતને ખમવું પડ્યું છે, તેથી વિશેષ ઢોરને ખમવું પડ્યું છે. પાણી વિનાના કોરાકટ ચોમાસાને લીધે ઘાસચારો બિલકુલ ઊગવા પામ્યો નથી. અને ઘાસચારાની તંગીને લીધે આ વર્ષે અસંખ્ય ગાયો, ભેંસો, બળદ, વાછરડાં વગેરે ઢોરોનો નાશ થયો છે. ઢોરના પેટમાં ઊંડા ખાડા પડેલા જણાય છે અને તેમની ડગુમગુ ચાલ જોઈને જોનારને દયા ઉપજાવે તેવો દેખાવ થઈ પડ્યો છે. ઢોરના મરવાથી ચામડાં અને હાડકાંનો વેપાર વધ્યો છે અને ખેડૂતવર્ગ છેક કંગાળ સ્થિતિએ પહોંચ્યો છે કેટલાક ખેડૂતનાં તો ઘરબાર ઉજ્જડ થઈ ગયાં છે. ગાયો ભેંસોના મરવાથી દૂધ, ઘી મોંઘાં થયાં છે એ એક ઉપરનું દેખીતું કારણ છે, પણ તેમના જીવવાથી તેમની જે સંતતિ થાત અને તે જે આ દેશની સેવા બજાવત તે બધું ભવિષ્યને માટે બંધ થયું સમજવું, કારણ કે આ દેશનો મુખ્ય આધાર ખેતી પર છે અને ખેતીનો મુખ્ય આધાર ઢોર પર છે. ફક્ત આ સાલ દુઃખરૂપ છે એમ નથી, પણ આ દુકાળને લીધે પડેલી તંગીથી આવતાં દસ વર્ષ સુધી ખેડૂતને પોતાની અસલ સ્થિતિ પર આવવું મુશ્કેલ પડશે એમ લાગે છે. અત્યારસુધી ખેડૂતવર્ગનો મોટો ભાગ સારાં વરસ હોવાથી શાહુકાર પાસેથી નાણાં વ્યાજે લઈ ખેતીનો ધંધો હિંમતભેર કરતો, અને ખેતીને માટે જોઈતાં ઓજાર, બળદ, વાવવાનું બી અને ખાતર ખરીદતો, પણ આ સાલ ન પાકવાથી અને આપેલું પાછું વળતર ન થવાથી કોઈ ધીરનાર હશે તે પણ અચકાશે, એટલે ખેડૂતનો બમણો મરો થવાનો"+

એ ચિત્ર અત્યુક્તિભર્યું નહોતું પણ વાસ્તવિક હતું, તે હિન્દી દુકાળ કમિશન રિપોર્ટના નીચેના શબ્દોથી સાબિત થાય છે—

"...but in both scarcity and famine areas the difficulties were aggravated by the fact that the

+ બુદ્ધિપ્રકાશ—૧૯૦૦, પૃ. ૬૦-૬૨

failure of the crops was attended, in many parts of the affected provinces, by a failure of the water-supply, and also by a failure of fodder, which in parts of Bombay was practically complete. This shortness of the water-supply and dearth of fodder told heavily on men and cattle, and enormously increased the difficulties of administration."*

આ ગ્રેજી રાજ્યવહીવટની એક વિશિષ્ટતા એ હતી કે કોઈ ગંભીર બનાવ કે અકસ્માત બનવા પામતાં, તે વિષે પૂરી માહિતી મેળવવા અને તેનાં કારણો શોધી કાઢવા સરકાર એકાદી કમિટી કે કમિશન રિપોર્ટ કરવા નીમતી હતી અને તે જે ભલામણો કરે તેનો યથાશક્ય ઉપયોગ કરવા તજવીજ કરતી હતી.

સન ૧૮૭૬મા ભારે દુકાળ પડ્યો હતો ત્યારે અને સને ૧૮૯૬ના દુકાળ પછી દુકાળ કમિશનો નિમાયેલાં. તેમણે કેટલીક વ્યવહારુ સૂચનાઓ કરી હતી અને તે પ્રમાણે દુકાળનિવારણની વ્યવસ્થા કરવામા આવે તો દુકાળમાં પડતી ખરી હાડમારીઓ ઘણી ઓછી થવા પામે.

સન ૧૯૦૦ના દુકાળમાં મુંબઈ સરકારે એક પછી એક એવી ગંભીર ભૂલો કરી હતી અને એવાં ખોટાં પગલાં ભર્યાં હતાં કે ખેડૂતો કુદરતના માર્યે મરી રહ્યા હતા તેમનો સરકારની ખોટી રીતિનીતિથી વિશેષ મરો થયો હતો; તે કેવી રીતે તે આપણે હવે તપાસીએ.

પ્રથમ તો અગાઉના કમિશનોની ભલામણો મુજબ જે તે પ્રાંતની સરકારે દુકાળ સંબંધી જે પૂર્વતૈયારી કરી રાખવી જોઈએ તેમાંનુ મુંબઈ સરકારે કશું કર્યું નહોતું. તે સબંધમાં સન ૧૯૦૧ના દુકાળ કમિશનના શબ્દો અહી ઉતારવા બંધબેસતા થઈ પડશે.—

"A large part of the Central Provinces was not long ago regarded as immune from famine, and the possibility that Gujarat would be desolated by drought and hunger was not foreseen. Nor was the occurrence of two great famines within so

* Report of Indian Famine Commission–1901, page 99.

short a period anticipated in any quarter. The unexpected, however, happened, and found the arrangements in most provinces incomplete."*

બીજુ એ કમિશ્નરોએ એવુ સુચવ્યુ હતું કે દુકાળપીડિત મનુષ્યોને રોજી આપવા રાહત કામો ઉઘાડવામાં આવે, તે નાનાં કામોથી શરૂ થાય એ ઇચ્છવાયોગ્ય છે; કેમકે તે લોકો એ પ્રકારની સખ્ત મજૂરીને ટેવાયેલા હોતા નથી, અને તેમને તે વળી બોજારૂપ અને કઠિન થઈ પડે

પણ સરકારી અમલદારોએ એથી અવળી નીતિ ગુજરાતમાં આ છપ્પનિયાના દુકાળ વખતે અખત્યાર કરી હતી.

મોટાં કામ હાથ ધરતાં હજારો મનુષ્યો એક જ સ્થળે એકત્ર થવા પામ્યા હતા; અને તે છાવણીમાં કોલેરા ફાટી નીકળતાં તે લોકો નાસભાગમાં પડી જઈ મોટી સખ્યામાં મરણ પામ્યા હતા

એ દુઃખદ સમયે તેમના પ્રત્યે કાંઈ સહાનુભૂતિ દર્શાવવા વિનતિ થતાં સરકારે તો એક જ તૈયાર ઘડેલો જવાબ આપ્યો હતો કે કૉલેરા શમી જતાં સુધી એ લોકોએ થોભી જવું, પછીથી કામ પર ચડી જવુ; એથી વિશેષ સરકાર નિયમ મુજબ કાંઈ કરી શકે એમ નથી. પણ એટલો વિચાર તેમને ન સ્ફુર્યો કે સાધન વિનાનાં અને બેહાલ ભૂખે મરતાં દુકાળપીડિત આબાળ સ્ત્રીપુરુષોની કેવી કષ્ટભરી સ્થિતિ તે સમયે થઈ પડી હશે અને તેમને કેવી વેદના ભોગવવી પડી હશે? સરકારની રેડ-ટેપિઝમ—વ્યવસ્થિત અને નિયોજિત કાર્યક્રમપદ્ધતિ તે આનુ નામ!

એ તો સામાન્ય અનુભવની હકીકત છે કે સરકાર જે કાંઈ નિર્ણય કરે અને તે સારુ હુકમ કાઢે અને તેનો અમલ થવા પામે એ એની વચ્ચે કેટલોક સમય વીતી જાય છે. ઉપર્યુક્ત પરિસ્થિતિમાં સરકારે દુકાળપીડિતોને રાહત આપવા જે કાંઈ પ્રયત્નો કરેલા તે ઉપર

---

* Report of the Indian Famine Commission1-1901, p. 9.

All it hopes to be able to do, is to provide relief for but a few of them who need it most The rest must wait till cholera subsides, and return to the works or go without State relief Government is not prepared to go any further."

—G V. Joshi's Writings and Speeches, page 383

જણાવેલા વહીવટી ધોરણને લઈને વખતસર ન પહોંચતાં મોડા પડેલા અને તેથી દુકાળિયાઓને ઘણું ખમવું પડેલું.

સામાન્ય રીતે ભૂખે મરતા અને બેકારને તદ્દન મફત ખાવાનું આપવાને બદલે તેમની પાસે, તેમની શક્તિ અનુસાર, થોડું ઘણું પણ કામ લેવું તે ધોરણ ન્યાયપુરઃસર છે, પણ મુંબઈ સરકારે આ છપ્પનિયા દુકાળમાં જુદી જ રીતે અને સખ્તાઈથી કામ લીધું હતું. દુકાળપીડિતોને કામ ખાતર કામ આપેલું નહિ, પણ અમુક વખતમાં મુકરર કામ થવું જોઈએ એ એવો નિયમ યોજેલો અને તેનો આશય એવો હતો કે ઓછામાં ઓછી મજૂરી આપીને વધુમાં વધું કામ લેવું ફેમિન રિલીફ કોડમાં તો મજૂરને ખાવા પૂરતું મળે તે ઉપરાંત રવિવારના રજાના રોજની અને તેનાં બાળબચ્ચાંના ભરણપોષણની ગણતરી સુધ્ધાં કરી હતી, પણ મુંબઈ સરકારનું પ્રસ્તુત પગલું તે સઘળાંને ઠોકરે મારતું હતું

તંદુરસ્ત અને સશક્ત આદમી કદાચ એ રીતે સોંપેલું કામ પૂરું કરી શકે, પણ ભૂખે મરતાં અને નબળાં માદલાઓ માટે એ રીત ત્રાસજનક જ થઈ પડી હતી; તેથી તે વહીવટ સામે સખ્ત ઉભરાટો ઊઠયો હતો

આ મુશ્કેલ સંજોગોમાં લોકસ્થિતિનો તેમ માનવસ્વભાવનો પૂરતો વિચાર કર્યો વિના મુંબઈ સરકારે માત્ર કાયદાના શબ્દોને વળગી રહી જે કાંઈ કાર્ય યંત્રવત્ કર્યું હતું તેથી તે વધુ અકારું અને નિરર્થક થઈ પડયું હતું

દુકાળપીડિતોને રાહત આપવાનું કામ આ પ્રમાણે અસંતોષકારક જણાયું હતું, પણ એથી વધુ ગંભીર અને ખરાબ ભૂલ મુંબઈ સરકારે એ દુકાળના કાળમાં ગરીબ ખેડૂતો પાસે મહેસૂલ પૂરેપૂરું ઉઘરાવવામાં અને તે સારુ લીધેલાં સખ્ત પગલામાં કરી હતી

દુકાળમાં પાક નિષ્ફળ જતાં ખેડૂતની સ્થિતિ કઠિન અને કઢંગી થઈ પડે છે; તેના નિર્વાહ માટે ફિકર થાય તે કરતાં વધુ ચિંતા તેને તેના ઢોરના ઘાસચારા માટે હોય છે, અને સામાન્ય રીતે એમ જોવામાં આવ્યું છે કે તે ન છૂટકે રાહતકાર્ય પર ચઢે છે, અને તેના જાનવરની બને ત્યાંસુધી તે પૂરી કાળજી રાખે છે. તે સારુ દેવું સુધ્ધાં કરે છે પણ જ્યારે કોઈ આરો રહેતો નથી ત્યારે તે ભીખ માંગવા નીકળે છે.

આવા આફતના સમયમાં સરકાર રાહતકાર્ય ખોલે, ઘાસ માટે બંદોબસ્ત કરે એ સરકાર તેમ ખેડૂત ઉભયના હિતનો પ્ર

એટલું જ નહિ, પણ તે ખેડૂત પાસે સરકારી મહેસૂલ ભરવાનું દબાણ ન જ થઈ શકે એ દેખીતું છે. બની શકે તો તે મહેસૂલ લેવાનું મુલતવી રાખવું અથવા તેની માફી બક્ષવી એ વ્યવહારુ અને ડહાપણનો માર્ગ છે; અને આપણે જાણીએ છીએ કે સરકારની રીતિનીતિ એ ધોરણે ઘડાયેલી છે. તદુપરાંત ખેડૂતને રાહત આપવા સરકાર તરફથી તગાવી પણ અપાય છે.

દુર્ભાગ્યે છપ્પનિયા દુકાળમાં મુંબઈ સરકારે તે સબંધી ખોટી અને ઊંધી નીતિ ગ્રહણ કરી હતી.

દુકાળ કમિશનોએ વારંવાર જણાવ્યું હતું અને તે સૂચનાઓ હિન્દી સરકારે પણ સ્વીકારી હતી કે દુકાળના સમયમા ખેડૂતને સરકારનું જમીનમહેસૂલ ભરવા કરજ કરવા ફરજ પાડવી નહિ, પણ તેની ઉપરવટ જઈ મુબઈ સરકારે એવી દલીલ રજૂ કરી હતી કે ખેડૂતને પાક થાય કે ન થાય તેની સાથે સરકારને નિસ્બત નથી. જો તે તદ્દન સાધનરહિત હોય તો જ તેને તેમાંથી જતો કરવામાં આવે. એ સબંધમાં સરકારી ઠરાવ જે નીકળ્યો હતો તેના શબ્દો આ પ્રમાણે હતા:—

"Goverment are unable", says the Government resolution of April 7th 1900, "to accept the view that no-body who has lost his crop should be pressed to pay his land revenue in the current year. Whether the assessment is a tax or rent, it is a public due, which a man of means is under as strong an obligation to pay punctually as he is to discharge a private debt".*

મુબઈ સરકારનું આ વલણ તટસ્થ રીતે જોનારને વિચિત્ર જ લાગશે. રહેમતને બદલે સખ્તાઈથી કામ લેવામાં આવતા ગુજરાતમાં સમસ્ત પ્રજા કકળી ઊઠી હતી; અને તેમ થવાનું ખાસ કારણ એ હતું કે સરકારી અમલદારોએ જે તે ગામની તપાસ, સામાન્ય રીતે, જનસ્થિતિ અને પરિસ્થિતિ લક્ષમાં લઈને ન કરતાં વ્યક્તિગત કરી હતી, અને વ્યક્તિગત તપાસ કરવામાં કેટલીક અનિવાર્ય અડચણો નડવાની સાથે લાગવગ, પક્ષપાત અને લાંચરુશવતનો મોટો ભય રહે છે.

* Writings and Speeches of Joshi, page 415.

આમ છપ્પનિયા દુકાળમાં રેવન્યુ અધિકારીઓએ વ્યક્તિગત તપાસ કરીને, ખેડૂતને પાકયું હોય કે ન પાકયુ હોય, તે મહેસૂલ ભરી શકે એવી સ્થિતિમાં છે કે નહિ તે પ્રતિ ધ્યાન આપ્યા વિના, સખ્તાઇથી અને અક્કમપણે કામ લીધાથી એ ખેડૂત અને જમીનમાલિકોમાના ઘણાખરાઓને, પાસે પૈસા નહિ હોવાથી, દેવુ કરીને અથવા તો ઘરના દરદાગીના કે વાસણકૂસણ વેચીસાટીને તે જમીનમહેસૂલ આપવુ પડયુ હતું.

તે પ્રમાણે અમલ કરવા જતાં સત્તાનો દુરુપયોગ થાય, ગેરવર્તન થવા પામે, જુલમ પ્રવર્તે અને ખોટી રીતે પૈસા પડાવવામાં આવે એ સહજ સમજી શકાય એવુ છે. એ ભય ટાળવાને ઉપર જણાવ્યા પ્રમાણે દુકાળ કમિશને વ્યક્તિગત તપાસ સામાન્ય રીતે નહિ કરવાની ભલામણ કરી હતી, તેમ છતાં મુંબઈ સરકારે પોતાનુ ધાર્યું કર્યું હતું. તેનું પરિણામ એ આવ્યું હતુ કે લોકો ઉપર જુલમ વર્ત્યો; તેમના બેહાલ થવા પામ્યા. સ્વર્ગસ્થ ગોકળદાસ કહાનદાસ પારેખે તે વખતે ગામેગામ ફરી, તપાસ કરી, હકીકત મેળવી, તેમનો કેસ સરકાર સમક્ષ રજૂ કરવા ખૂબ શ્રમ લીધો હતો; અને મુંબઈ સરકારના મુખ્યમંત્રીને જે મેમોરિયલ તેમણે કાઉન્સિલમાં થયેલા સવાલજવાબને અનુસરી મોકલી આપ્યુ હતું તે જોતાં ગુજરાતમાં જમીનમહેસૂલ ઉઘરાવવા સરકારી નોકરોએ કેવું ગેરવર્તન કર્યું હતું અને તે નિમિત્ત કેવા પ્રકારની સખ્તાઈ વાપરી હતી તેના સંખ્યાબંધ આધારભૂત પુરાવા મળી આવશે અને તે પોકાર એટલો પ્રબળ થઈ પડયો હતો કે તે કેસોની તપાસ કરવા સરકારને છેવટે એક કમિશન નીમવાની ફરજ પડી હતી

લોકનેતાઓએ ખેડૂતોની વહારે ચડી, વર્તમાનપત્રોમાં જે ફરિયાદ પ્રગટ કરી તેમ મુંબઈની ધારાસભામાં ચર્ચા કરી તે સરકારને રુચ્યું નહિ. વળી તેમના અમલદારોનો સરકારે બચાવ કર્યો તે તદ્દન લૂલો હતો. વાસ્તવિક રીતે મુંબઈ સરકારે વસ્તુસ્થિતિને તેના યથાર્થ સ્વરૂપમાં જોવાને બદલે એ પરિસ્થિતિનો બધો દોષ બિચારા ખેડૂતો ઉપર નાંખ્યો કે તેઓ ઉડાઉ છે, ગાંડા સાંસારિક ખર્ચા કરે છે, તેથી દેવાદાર થાય છે, અને તે સ્થિતિમાં તેમની જમીન શાહુકારના હાથમાં જઈ પડી, તે કાયમના પરાધીન થઈ પડે છે. તેથી તેમાથી તેમને રક્ષણ આપવા ખાતર એવી દલીલ રજૂ કરીને સન ૧૮૭૮ ના લેન્ડ રેવન્યુ કોડમા સુધારો કરવાને એક ખરડો કર્યો, જે ખરું કહીએ તો, પડેલા પર પાટુ મારવા સમાન હતો.

એટલુંજ નહિ, પણ તે ખેડૂત પાસે સરકારી મહેસૂલ ભરવાનું દબાણ ન જ થઈ શકે એ દેખીતું છે. બની શકે તો તે મહેસૂલ લેવાનું મુલતવી રાખવું અથવા તેની માફી બક્ષવી એ વ્યવહારુ અને ડહાપણનો માર્ગ છે; અને આપણે જાણીએ છીએ કે સરકારની રીતિનીતિ એ ધોરણે ઘડાયેલી છે. તદુપરાંત ખેડૂતને રાહત આપવા સરકાર તરફથી તગાવી પણ અપાય છે.

દુર્ભાગ્યે છપ્પનિયા દુકાળમાં મુંબઈ સરકારે તે સંબંધી ખોટી અને ઊંધી નીતિ ગ્રહણ કરી હતી.

દુકાળ કમિશનોએ વારંવાર જણાવ્યું હતું અને તે સૂચનાઓ હિન્દી સરકારે પણ સ્વીકારી હતી કે દુકાળના સમયમાં ખેડૂતને સરકારનું જમીનમહેસૂલ ભરવા કરજ કરવા ફરજ પાડવી નહિ, પણ તેની ઉપરવટ જઈ મુંબઈ સરકારે એવી દલીલ રજૂ કરી હતી કે ખેડૂતને પાક થાય કે ન થાય તેની સાથે સરકારને નિસ્બત નથી. જો તે તદ્દન સાધનરહિત હોય તો જ તેને તેમાથી જતો કરવામાં આવે. એ સંબંધમાં સરકારી ઠરાવ જે નીકળ્યો હતો તેના શબ્દો આ પ્રમાણે હતા:—

"Goverment are unable", says the Government resolution of April 7th 1900, "to accept the view that no-body who has lost his crop should be pressed to pay his land revenue in the current year. Whether the assessment is a tax or rent, it is a public due, which a man of means is under as strong an obligation to pay punctually as he is to discharge a private debt".*

મુંબઈ સરકારનું આ વલણ તટસ્થ રીતે જોનારને વિચિત્ર જ લાગશે. રહેમતને બદલે સખ્તાઈથી કામ લેવામા આવતાં ગુજરાતમાં સમસ્ત પ્રજા કકળી ઊઠી હતી; અને તેમ થવાનું ખાસ કારણ એ હતુ કે સરકારી અમલદારોએ જે તે ગામની તપાસ, સામાન્ય રીતે, જનસ્થિતિ અને પરિસ્થિતિ લક્ષમાં લઈને ન કરતાં વ્યક્તિગત કરી હતી, અને વ્યક્તિગત તપાસ કરવામાં કેટલીક અનિવાર્ય અડચણો નડવાની સાથે લાગવગ, પક્ષપાત અને લાંચરુશવતનો મોટો ભય રહે છે.

* Writings and Speeches of Joshi, page 415.

આમ છપ્પનિયા દુકાળમાં રેવન્યુ અધિકારીઓએ વ્યક્તિગત તપાસ કરીને, ખેડૂતને પાક્યું હોય કે ન પાક્યું હોય, તે મહેસૂલ ભરી શકે એવી સ્થિતિમાં છે કે નહિ તે પ્રતિ ધ્યાન આપ્યા વિના, સખ્તાઈથી અને મક્કમપણે કામ લીધાથી એ ખેડૂત અને જમીનમાલિકોમાના ઘણાખરાઓને, પાસે પૈસા નહિ હોવાથી, દેવુ કરીને અથવા તો ઘરના દરદાગીના કે વાસણકૂસણ વેચીસાટીને તે જમીનમહેસૂલ આપવુ પડ્યુ હતું.

તે પ્રમાણે અમલ કરવા જતાં સત્તાનો દુરુપયોગ થાય, ગેરવર્તન થવા પામે, જુલમ પ્રવર્તે અને ખોટી રીતે પૈસા પડાવવામાં આવે એ સઘળુ સમજી શકાય એવુ છે. એ ભય ટાળવાને ઉપર જણાવ્યા પ્રમાણે દુકાળ કમિશને વ્યક્તિગત તપાસ સામાન્ય રીતે નહિ કરવાની ભલામણ કરી હતી; તેમ છતાં મુબઈ સરકારે પોતાનુ ધાર્યું કર્યું હતું. તેનું પરિણામ એ આવ્યું હતુ કે લોકો ઉપર જુલમ વર્ત્યો, તેમના બેહાલ થવા પામ્યા. સ્વર્ગસ્થ ગોકળદાસ કહાનદાસ પારેખે તે વખતે ગામેગામ ફરી, તપાસ કરી, હકીકત મેળવી, તેમનો કેસ સરકાર સમક્ષ રજૂ કરવા ખૂબ શ્રમ લીધો હતો; અને મુબઈ સરકારના મુખ્યમત્રીને જે મેમોરિયલ તેમણે કાઉન્સિલમાં થયેલા સવાલજવાબને અનુસરી મોકલી આપ્યુ હતું તે જોતાં ગુજરાતમાં જમીનમહેસૂલ ઉઘરાવવા સરકારી નોકરોએ કેવુ ગેરવર્તન કર્યું હતું અને તે નિમિત્ત કેવા પ્રકારની સખ્તાઈ વાપરી હતી તેના સંખ્યાબંધ આધારભૂત પુરાવા મળી આવશે અને તે પોકાર એટલો પ્રબળ થઈ પડ્યો હતો કે તે કેસોની તપાસ કરવા સરકારને છેવટે એક કમિશન નીમવાની ફરજ પડી હતી.

લોકનેતાઓએ ખેડૂતોની વહારે ચડી, વર્તમાનપત્રોમાં જે ફરિયાદ પ્રગટ કરી તેમ મુંબઈની ધારાસભામાં ચર્ચા કરી તે સરકારને રુચ્યું નહિ. વળી તેમના અમલદારોનો સરકારે બચાવ કર્યો તે તદ્દન લૂલો હતો. વાસ્તવિક રીતે મુંબઈ સરકારે વસ્તુસ્થિતિને તેના યથાર્થ સ્વરૂપમાં જોવાને બદલે એ પરિસ્થિતિનો બધો દોષ બિચારા ખેડૂતો ઉપર નાખ્યો કે તેઓ ઉડાઉ છે, ગાદા સાંસારિક ખર્ચો કરે છે, તેથી દેવાદાર થાય છે, અને તે સ્થિતિમાં તેમની જમીન શાહુકારના હાથમા જઈ પડી, તે કાયમના પરાધીન થઈ પડે છે. તેથી તેમાથી તેમને રક્ષણ આપવા ખાતર એવી દલીલ રજૂ કરીને સન ૧૮૭૮ ના લૅન્ડ રેવન્યુ કોડમા સુધારો કરવાને એક ખરડો તૈયાર કર્યો, જે ખરું કહીએ તો, પડેલા પર પાટુ મારવા સમાન હતો.

અગાઉ જે કરાર થયેલો તે મુજબ ખેડૂત તેના હસ્તકની જમીનનું મહેસૂલ નિયમિત રીતે ભરે, તો, તેના ભોગવટા માટે કાયમ હક્ક ધરાવતો; અને તે ભોગવટાનો હક્ક જેમ વંશપરંપરાનો હતો તેમ તે જમીન વેચી બીજાના નામ પર ચઢાવી શકાતી; માત્ર તે સારુ કલેક્ટરની બહાલી મેળવવી પડતી.



શ્રી ગોકલદાસ કહાનજી પારેખ

પણ તેમાં સરકારે સુધારા સૂચવ્યા તે નીચે પ્રમાણે હતા:—

(૧) આ દેવાદાર ખેડૂતો માટે નવો અને હલકી પ્રતિનો જમીન ભોગવટાનો હક્ક યોજવો; તે માલિકીહક્ક હોય નહિ તેમ તે જમીનની ફેરફારી કરવા ઉપર સરકારનો પૂરો અંકુશ હોય

(૨) જમીનમહેસૂલ ન ભરાયે સરકાર ખેડૂતની જમીન કબજે કરી શકે એવી આ નવી કલમ અનુસાર વ્યવસ્થા અને વહીવટ કરવા, કારોબારી અધિકારીઓને, કાયદાનુસાર સર્વ બંધનોથી મુક્ત, સત્તા બક્ષવાની ગોઠવણ કરવામાં આવી હતી.

તેનું પરિણામ એ આવે કે ખેડૂત તે જમીનનો માલિક મટીને એક મજૂર થઈ પડે; એટલું જ નહિ, પણ સમાજમાં તેનો દરજ્જો ઘટે, તેની શાખ તૂટે, તેની સ્થિતિ વધુ નબળી પડે તેમ તે જમીનમાં તનતોડ કામ કરવાનો કે તે સુધારવાનો તેનો જુસ્સો રહે નહિ.

ગુજરાતમાં જમીનમહેસૂલની વસૂલાત કરવામાં વર્તેલા અત્યાચારની હકીકત ભેગી કરી, તે ઉઘાડી પાડવામા ગોકળદાસ કહાનદાસ પારેખે આગેવાની લીધી હતી, અને ધારાસભામાં લેન્ડ રેવન્યુ કોડમાં સુધારો કરવા જે ખરડો રજૂ થયો હતો તેનો સામનો કરવા મુંબઈના સિંહ સર ફીરોજશાહ મહેતા આગળ પડયા હતા.

પ્રથમ લોકમત વ્યક્ત કરવા મુંબઈમાં ટાઉન હોલમાં એક જંગી સભા ભરવામાં આવી. તેમાં બતાવવામાં આવ્યુ હતુ કે શાહુકારના પંજામાંથી ગરીબ ખેડૂતોને બચાવવાના બહાના હેઠળ સરકાર ખેડૂતના કાયમ અને વંશપરંપરાના હક્ક ઉપર તરાપ મારી, પોતે ધીમે રહીને તે જમીનના માલિક થઈ પડવા ઇચ્છે છે

અને એ મુદ્દા ઉપર ધારાસભામાં ભાષણ કરતાં સર ફીરોજશાહે સરકારની એ ચાલબાજીને, સીધો ધસારો કરવાને બદલે બાજુએથી ઘા કરવા જેવી જણાવી, કહ્યું હતુ કે બિલનો અનિષ્ટ હેતુ પાછલા કાયદાથી મંજૂર થયેલા ખેડૂતોના માલિકી હક્કોનું ઉલ્લંઘન કરી ઇલાકાની જમીન ઉપર સરકારનો એકલા માલિક તરીકે અમર્યાદ હક્ક ( absolute right ) સ્થાપવાનો છે

એ બિલ આણનારાઓને આવા આક્ષેપ ન જ રુચે, એટલે તેનો વિરોધ કરનારાઓને ખેડૂતોના જીવન અને સ્થિતિનું જ્ઞાન અને અનુભવ નથી એવો આરોપ મૂકયો હતો, પણ સર ફીરોજશાહ આવી ગલત અને ભૂલી દલીલનો લાભ લેવાનુ ચૂકે એમ નહોતા તેમણે તેનું ખંડન કરતાં તેનો જે જવાબ આપ્યો તે ઉતારવો યોગ્ય ગણાશે

"The English official moves among the natives isolated even when not unsympathetic, ignorant ev

when not uninquisitive, a stranger and a foreigner to the end of the chapter. My Lord, I can therefore truly say that it is I and my native colleagues who can claim to speak at first hand, and of our own personal and intuitive knowledge and experience of the feelings and thoughts of the ryot, his prejudises, his habits of thought, his ways of life, his ambitions and his aspirations. In speaking on this Bill, it is we who represent the real views of the agricultural masses, not the insular and isolated English official" +

પ્રજાકીય સભાસદોએ એ બિલનો વિરોધ કરતાં બીજી કોઈ માંગણી કરી નહોતી, પણ એટલું જ ઇચ્છયું હતું કે પ્રસ્તુત બિલ જુદા જુદા અધિકારીઓને, જાહેર સંસ્થાઓને અને સંભાવિત ગૃહસ્થોને અભિપ્રાય સારુ મોકલી આપવામાં આવે. એ માગણી વ્યવહારુ હતી, પણ સરકાર તો બહુમતીના જોર ઉપર મક્કમ હતી, તેથી તેણે આ વાજબી માગણી પ્રતિ ધ્યાન આપ્યું નહિ અને તે સુધારા ઉપર મત લેવાતાં તે નામંજૂર થયો. તે વખતે પ્રજાકીય સભ્યો સર ફીરોજશાહના નેતૃત્વ નીચે કાઉન્સિલ હોલ, પોતાનો વિરોધ જાહેર કરવા, છોડી ચાલ્યા ગયા હતા.

ધારાસભાના ઇતિહાસમાં આ પ્રકારનો બનાવ નવો તેમ પહેલી વારનો હતો, અને તેની જોકે સીધી નહિ તોપણ આડકતરી અસર થવા પામી હતી

સન ૧૮૭૬ ના દુકાળ પ્રસંગે ઘણું ખર્ચ કરવું પડયું હતું, તે ઉપરથી સરકારે દર વર્ષે રૂ. ૫૦ દર લાખ દુકાળ ફંડ ખાતે જુદા કાઢવાનો અને તે રકમ દુકાળકાર્ય પાછળ ખર્ચવાનો નિર્ણય કર્યો હતો. તે વાજબી પગલું હતું, પણ તે રકમનો પાછળથી જુદા કામોમાં ખર્ચવાનો નિર્ણય થતાં સ્વર્ગસ્થ દત્તને લખવું પડયું હતું કે—

"The history of the Famine Relief and Insurance Grant is an illustration of the truth that the interests of the people are but imperfectly safeguarded under the present system of administration," *

+ Life of Sir Phirozshah Mehta, page 429-30.

દુકાળ રક્ષણ કાર્યોમાં રેલવે અને નહેરકામ મહત્વનાં છે; રેલવે દુકાળ નિવારણમાં બહુ મદદગાર નીવડી, પણ જાહેર બાંધકામમાં સરકારે જેટલી ચીવટ, લશ્કરની હિલચાલની અને દેશના રક્ષણની દૃષ્ટિએ અગત્યની ખર્ચાળ રેલવે બાંધવામાં દાખવી તેટલી કાળજી ખેતીને ઉપયોગી અને ઉપકારક થઈ પડે એવા જાહેર કામો, તળાવ કૂવા અને નહેરો બાંધવા-ફગવવા પાછળ બતાવી નહિ. દેશના રક્ષણ જેટલું મહત્ત્વ આ ખેતીપ્રધાન દેશની ખેતીને આપવું ઘટતું હતું.

વળી એ ખેડુતોની ગરીબી અને નાદાર સ્થિતિ ટળે એ આશયથી સહકારી કાયદો (Co-operative Act) પસાર કરવામાં આવ્યો હતો, પણ આપણે જાણીએ છીએ કે તેનો હેતુ ફળીભૂત થવા પામ્યો નથી. તે કાયદાના આધારે જે શરાફી મંડળીઓ (Credit Socieies) નીકળેલી તેમાંની ઘણીખરી નિષ્ફળ નીવડી અને સરકારી અમલદારો થાકી કંટાળીને એવા અભિપ્રાયના થયા કે ખેડૂત કરજ કરતો અટકે અને કરકસર કરતાં શીખે તોજ તેની સ્થિતિ સુધરે એમ છે.

પરન્તુ લોકનેતાઓએ એ ખેડુતોની કંગાળ સ્થિતિ સુધારવા જે માગણીઓ કરી તે વિચારી જોતાં વાજબી તેમ યોગ્ય માલૂમ પડશે.

(૧) ખેડૂતને તેની જમીનનો ભોગવટો (tenure) મુકરર મહેસૂલ સરકારને ભરે, કાયમ રહે એવો પ્રબંધ થવો જોઈએ.

(૨) બંગાળની પેઠે બીજા પ્રાંતોમાં કાયમનું આકણીધોરણ દાખલ થાય તો ખેડૂતોને કાયમનું સુખ થાય. કદાચ એમ ન થઈ શકે તો તે જમીન-મહેસૂલની આકણી લાંબી મુદત માટે—ઓછામાં ઓછી ત્રીસ વરસની—ઠરાવવામાં આવે, જેથી ખેડૂત તે વિષે નિશ્ચિંત રહે.

(૩) એ આકણી નક્કી કરવામાં ખેતીના પાકનું ધોરણ ગણતરીમાં લેવામાં આવે. તે જમીન રસ્તા પર આવેલી છે, રેલવે સ્ટેશન નજદીક આવેલી છે કે શહેરની પાસે છે તે પ્રતિ વિશેષ લક્ષ અપાવું ન જોઈએ.

(૪) જે મહેસૂલ નક્કી થાય તે તેના પાકનું ૧/૫ હોય, વધુ નહિ એવી ખાતરી મળતાં તે ખેડૂત તનતોડ મહેનત કરી તે જમીનને સુધારશે. એટલું જ નહિ, પણ તે જમીનમાંથી પૂરો કસ લેશે, અને તે જ ઇચ્છવા યોગ્ય છે.

(૫) તે મહેસૂલ સંબંધી રેવન્યુ અધિકારી અને ખેડૂતને વાંધો પડે તો તેની સામે તે ખેડૂત દીવાની કોર્ટમાં અપીલ કરી શકે એ હક્ક મળવો જોઈએ.

( ૬ ) ખેડૂત તેના કબજાની જમીનનું સરકારી મહેસૂલ નિયમિત રીતે ભર્યે જાય તો તેનો કાયમ ભોગવટો તે ભોગવશે તેમ તે જમીન બદલવાનો કે વેચવાનો હક્ક તેને પ્રથમ મુજબ ચાલુ રહેશે.

( ૭ ) લોકલ સેસ સિવાય બીજા વેરા તે ખેડૂત પર ન પડે એવી કાળજી રાખવામાં આવે.

( ૮ ) નબળાં વર્ષોમાં સરકાર તે ખેડૂતને તગાવી આપે, વરસાદ નિષ્ફળ ગયો હોય તો તે મહેસૂલ લેવાનું તે વર્ષે મુલતવી રાખે અને દુકાળ જેવી સ્થિતિ ઉદ્ભવે તો તેની માફી બક્ષે.

( ૯ ) ચાલુ વરસાદ પર ખેડૂતને આધાર રાખી બેસી રહેવું ન પડે, પણ તે સવડ તેને નહેર, કૂવા કે તળાવના પાણીથી મળે એવો પાકો બંદોબસ્ત સરકારે તાકીદે કરવો ઘટે છે.

ઉપર મુજબ વ્યવસ્થા થયે દેશમાંથી દુકાળનું દુઃખ નાબુદ થાય એટલુંજ નહિ, પણ ખેડૂત જે ગરીબ અને દેવાદાર છે, તેની સ્થિતિ સુધરી તે સંતોષી અને સુખી થવા પામે. એ સ્થિતિએ પહોંચવાને પ્રથમ તેને અક્ષરજ્ઞાન મળે, અને તે સાથે ખેતીપ્રધાન કેળવણી અપાય એ વ્યવસ્થા પણ એટલી જ આવશ્યક લાગે છે.

# ૧૨. નવો સાહિત્ય પ્રવાહ

પ્રતિભાશાળી કવિ કે સમર્થ સાહિત્યકાર તેના જમાનાનો પ્રતિનિધિ હોય છે. તેની આસપાસના વાતાવરણમાંથી જે કાંઈ આનંદ અને જ્ઞાન પ્રાપ્ત કરે, જે કાંઈ સારુ અને સુંદર તેના દિલને બહેલાવે, તે સઘળુ ગ્રહણ કરી, તેમાંથી પ્રેરણા મેળવી, જે લાગણી ને ભાવ, સુખ ને શાન્તિ અનુભવે, તે એ વાણીમાં વ્યક્ત કરે છે, પછી તે પદ્યમાં હોય કે ગદ્યમાં હોય.

તે કૃતિમાં સામાન્યતઃ પ્રચલિત સમાજનુ ચિત્ર જોવા મળે છે; એટલું જ નહિ, પણ તે કૃતિ વા સર્જન ઘણીવાર જનતાને પ્રબોધક થઈ પડે છે; તેના ઘડતરમાં માર્ગદર્શક થાય છે અને તેની પ્રગતિમાં મદદગાર નીવડે છે. સમગ્રપણે વિચારતાં લેખક અને સમાજ એકબીજા સાથે ગાઢપણે સંકળાયેલા છે અને તે પરસ્પર પ્રબળ અસર સુધ્ધાં કરે છે. તેથી સાહિત્ય લોકજીવન સાથે નિકટ સંપર્ક ધરાવે છે, એ સૂત્ર વાસ્તવિક અને સાચું છે.

ઉષા ક્ષિતિજ પર આવતાં તેનાં સોનેરી કિરણો સ્ફૂર્તિદાયક, રમ્ય અને આહ્‌લાદક જણાય છે, એ પ્રમાણે નવો રાજ્યઅમલ દાખલ થતાં, આપણું પ્રજાજીવન અત્યાર સુધી અંધકારમાં છવાયેલું, જ્ઞાતિ અને રૂઢિના મજબૂત પહેરા નીચે, બિચાર ગઢમાં જકડાયેલું, સુસ્ત અને જડ, નિસ્તેજ અને ગતિહીન પડેલું હતુ, તેમાં ચેતન આવવા લાગ્યું બંધનો શિથિલ થઈ, હાલચાલને ગતિ મળી, અને તે સ્થૂળ છુટકારા સાથે, પ્રકાશ—જ્ઞાનનાં કિરણોનો સ્પર્શ થતાં જ પૂર્વોક્ત પરિસ્થિતિમાં મોટું પરિવર્તન થવા પામ્યું હતું. અંધાપાવાળા મનુષ્યને આંખનુ તેજ એકાએક પ્રાપ્ત થતાં અને જે તે વસ્તુ, દૃશ્ય વગેરે નિહાળતાં જે અજાયબી તેને ઉપજે છે અને તેના આનંદ અને સુખનો પાર રહેતો નથી, એ પ્રકારની લાગણી આપણા લોકોએ અંગ્રેજી પ્રજાના સંસર્ગમાં અને એમના શાસન નીચે આવ્યા બાદ અનુભવવા માંડી અને તે સ્થિતિ તેમને એટલી બધી શાન્તિભરી અને સુખદાયક લાગી કે એમનો આનંદ અને ઉત્સાહ વ્યક્ત કરતાં, એ પ્રજાના

( ૬ ) ખેડૂત તેના કબજાની જમીનનું સરકારી મહેસૂલ નિયમિત રીતે ભર્યે જાય તો તેનો કાયમ ભોગવટો તે ભોગવશે તેમ તે જમીન બદલવાનો કે વેચવાનો હક્ક તેને પ્રથમ મુજબ ચાલુ રહેશે.

( ૭ ) લોકલ સેસ સિવાય બીજા વેરા તે ખેડૂત પર ન પડે એવી કાળજી રાખવામાં આવે.

( ૮ ) નબળાં વર્ષોમાં સરકાર તે ખેડૂતને તગાવી આપે, વરસાદ નિષ્ફળ ગયો હોય તો તે મહેસૂલ લેવાનું તે વર્ષે મુલતવી રાખે અને દુકાળ જેવી સ્થિતિ ઉદ્ભવે તો તેની માફી બક્ષે.

( ૯ ) ચાલુ વરસાદ પર ખેડૂતને આધાર રાખી બેસી રહેવું ન પડે પણ તે સવડ તેને નહેર, કૂવા કે તળાવના પાણીથી મળે એવો પાકો બંદોબસ્ત સરકારે તાકીદે કરવો ઘટે છે.

ઉપર મુજબ વ્યવસ્થા થયે દેશમાંથી દુકાળનું દુઃખ નાબુદ થાય એટલુંજ નહિ, પણ ખેડૂત જે ગરીબ અને દેવાદાર છે, તેની સ્થિતિ સુધરી તે સંતોષી અને સુખી થવા પામે. એ સ્થિતિએ પહોંચવાને પ્રથમ તેને અક્ષરજ્ઞાન મળે, અને તે સાથે ખેતીપ્રધાન કેળવણી અપાય એ વ્યવસ્થા પણ એટલી જ આવશ્યક લાગે છે.

# ૧૨. નવો સાહિત્ય પ્રવાહ

પ્રતિભાશાળી કવિ કે સમર્થ સાહિત્યકાર તેના જમાનાનો પ્રતિનિધિ હોય છે. તેની આસપાસના વાતાવરણમાંથી જે કાંઈ આનંદ અને જ્ઞાન પ્રાપ્ત કરે, જે કાંઈ સારું અને સુંદર તેના દિલને બહેલાવે, તે સઘળું ગ્રહણ કરી, તેમાંથી પ્રેરણા મેળવી, જે લાગણી ને ભાવ, સુખ ને શાન્તિ અનુભવે, તે એ વાણીમાં વ્યક્ત કરે છે, પછી તે પદ્યમાં હોય કે ગદ્યમાં હોય.

તે કૃતિમાં સામાન્યતઃ પ્રચલિત સમાજનું ચિત્ર જોવા મળે છે; એટલું જ નહિ, પણ તે કૃતિ વા સર્જન ઘણીવાર જનતાને પ્રબોધક થઈ પડે છે; તેના ઘડતરમાં માર્ગદર્શક થાય છે અને તેની પ્રગતિમાં મદદગાર નીવડે છે. સમગ્રપણે વિચારતાં લેખક અને સમાજ એકબીજા સાથે ગાઢપણે સંકળાયેલા છે અને તે પરસ્પર પ્રબળ અસર સુધ્ધાં કરે છે. તેથી સાહિત્ય લોકજીવન સાથે નિકટ સંપર્ક ધરાવે છે, એ સૂત્ર વાસ્તવિક અને સાચું છે.

ઉષા ક્ષિતિજ પર આવતાં તેનાં સોનેરી કિરણો સ્ફૂર્તિદાયક, રમ્ય અને આહ્લાદક જણાય છે, એ પ્રમાણે નવો રાજ્યઅમલ દાખલ થતાં, આપણું પ્રજાજીવન અત્યાર સુધી અંધકારમાં છવાયેલું, જ્ઞાતિ અને રૂઢિના મજબૂત પહેરા નીચે, બંધિયાર ગઢમાં જકડાયેલું, સુસ્ત અને જડ, નિસ્તેજ અને ગતિહીન પડેલું હતું, તેમાં ચેતન આવવા લાગ્યું બંધનો શિથિલ થઈ, હાલચાલને ગતિ મળી, અને તે સ્થૂળ છુટકારા સાથે, પ્રકાશ—જ્ઞાનનાં કિરણોનો સ્પર્શ થતાં જ પૂર્વોક્ત પરિસ્થિતિમાં મોટું પરિવર્તન થવા પામ્યું હતું. અંધાપાવાળા મનુષ્યને આંખનું તેજ એકાએક પ્રાપ્ત થતાં અને જે તે વસ્તુ, દૃશ્ય વગેરે નિહાળતાં જે અજાયબી તેને ઉપજે છે અને તેના આનંદ અને સુખનો પાર રહેતો નથી, એ પ્રકારની લાગણી આપણા લોકોએ અંગ્રેજી પ્રજાના સંસર્ગમાં અને એમના શાસન નીચે આવ્યા બાદ અનુભવવા માંડી અને તે સ્થિતિ તેમને એટલી બધી શાન્તિભરી અને સુખદાયક લાગી કે એમનો આનંદ અને ઉત્સાહ વ્યક્ત કરતાં, એ પ્રજાના

દૂધપીતી કરવાની (?) — રોવાકૂટવાની પ્રથા, તેરમાના વરા, ફરજિયાત વૈધવ્ય વગેરે—હાસ્યાસ્પદ અને હસીપાત્ર તેમને જણાયા; અને ધર્મના વિષયમાં પણ ખાધા, ભૂત–ડાકણના વહેમ, અનેક દેવદેવીઓની માન્યતાઓ, મૂર્તિપૂજા, જપજાપ, મંત્રજંત્ર, યજ્ઞયાગ, વિવિધ પંથો અને સંપ્રદાયો એ સઘળું ભ્રમજનક અને ઊંધે રસ્તે દોરનારું અને જંગલી લાગ્યું; તેમ જ માનવતા અને સંસ્કૃતિની દૃષ્ટિએ એ સ્થિતિમાં સુધારો થવો તેમને ઇષ્ટ અને આવશ્યક લાગ્યો. ખ્રિસ્તીધર્મ અને સંસ્કૃતિની શ્રેષ્ઠતામાં તેમને પૂરી શ્રદ્ધા હતી અને એ ધર્મનો સ્વીકાર હિન્દીઓને પ્રગતિ કરવામાં મદદગાર થઈ પડશે, એ માન્યતાથી તેમણે આપણી સામાજિક અને ધાર્મિક માન્યતાઓ સામે ઝુંબેશ ઉઠાવી હતી નવો શિક્ષિતવર્ગ તૈયાર થયો હતો તેને તે આક્ષેપોનો બુદ્ધિપૂર્વક વિચાર કરી જોતા, તેમની દલીલોમાં કેટલુંક તથ્ય પણ જણાયું. એટલે તે વર્ગે તે વિષે પ્રચારકાર્ય કરવાનું, લોકોને સમજાવવાનું અને ઉપદેશ કરવાનું કાર્ય ઉપાડી લીધું

દેશમાં શાન્તિ પ્રસરતા અને વ્યવહારની સુગમતા થતાં આવજા વધી અને લોકોને નવું નવું જાણવા અને જ્ઞાન મેળવવાનું સહેલું બન્યું નવી કેળવણીનો પ્રચાર થતાં બાહ્ય જગતનું જ્ઞાન વિસ્તર્યું તેમ પ્રજાનો માનસિક વિકાસ થવા પામ્યો, તે સારાસારનો વિવેક કરતા શીખી નવીન શિક્ષિતવર્ગ આનંદની, સુખની, વૈભવની, વિલાસની, ઉલ્લાસની નવી નવી અને વૈવિધ્યભરી લાગણી અનુભવતાં, તે એ લાગણી અને વિચારને વ્યક્ત કરવા તત્પર થયો. સ્વાનુભવ પરથી તેને ઘણું કહેવાનું પ્રાપ્ત થયું અને વ્યવહારમાં જોડાતાં, મનુષ્ય તરીકે, જે સંસ્કાર પ્રાપ્ત કર્યા, જે જ્ઞાન મેળવ્યું તે તેમ જ જીવ, જગત અને ઈશ્વર વિષે અને કુદરતનો પરિચય થતાં જે અગમ્ય અને ગૂઢ તત્ત્વનો સાક્ષાત્કાર થયો એ સર્વ તેનાં લખાણ અને ઉપદેશના વિષયો બન્યા.

સન ૧૮૫૭ માં મુંબઈ યુનિવર્સિટીની સ્થાપના થઈ જે શરૂઆતના વિદ્યાર્થીઓ તેના દ્વારમાંથી પરીક્ષાઓ આપી બહાર આવ્યા તેમણે નવા સાહિત્યના વિકાસ અને અભ્યુદયમાં, પ્રજાના ઉત્કર્ષ અને સુધારામાં મોટો હિસ્સો આપેલો છે; તેમ નવી કેળવણીનો પાયો નાખતી હોપ વાચનમાળા સન ૧૮૫૮ માં પ્રકટ થઈ તે પણ ઊછરતી ગુજરાતી પ્રજાના ઘડતરમાં બહુ સહાયભૂત નીવડી.

તે વાચનમાળામાં ઉપયુક્ત અને જરૂરી જ્ઞાન આપવાનો પ્રયત્ન થયેલો છે; પણ તેની રચના અને સંકલનમાં નીતિના ઉપદેશ અને

ચારિત્ર્યના બંધારણ પ્રતિ વિશેષ લક્ષ આપેલું છે અને તે એ વાચનમાળાની મહત્તા છે. કવિ દલપતરામે પ્રસ્તુત વાચનમાળા સારુ ખાસ કવિતા રચી આપી હતી તે કવિતા ટૂંકી પણ સુરસ, બાળજિજ્ઞાસાને રુચે અને સંતોષે એવી ઘાટીની, સાદી પણ મનોરંજક, છતાં જીવન ઉપર પ્રબળ અસર કરે એવી પ્રબોધક હતી તેની એ ખૂબીને લઈને એ વાચનમાળા શીખનારમાંનો એવો કેટલોક વર્ગ અદ્યાપિ છે, જે તે કવિતાને મમતાપૂર્વક સંભારે છે અને તે ફરી વાચવાને ઇચ્છે છે; અને તે માગણીને પૂરી પાડવા દલપતકાવ્ય ભા. ૨ માં, તેની નવી આવૃત્તિ છપાવતી વખતે, એ હોપ વાચનમાળામાંની કવિતાઓ ખાસ ઉમેરવામાં આવી હતી

નવયુગના નવીનોને કદાચ એ કવિતા પસંદ ન પડે, તેમાં કવિત્વ નહિ દેખાય; પણ જેમને ઉદ્દેશીને એ લખવામાં આવી હતી તે બાળકો એને હોંસથી અને આનંદથી ગાતાં અમે સાંભળ્યાં છે, અને તે કવિતાની અસર પણ તેના જીવન ઉપર થતી એવું અમારું માનવું છે.

ગુજરાતના અગ્રેસર કેળવણીનિષ્ણાતો અને સાહિત્યકારોનો સહકાર મેળવી હોપસાહેબે એ વચનમાળા સ્વતંત્રપણે યોજી હતી, કેન્ડીની મરાઠી વાચનમાળા ઉપરથી નવી ગુજરાતી વાચનમાળા તૈયાર કરવા તેમણે ના પાડી હતી સન ૧૯૦૮મા નવી વાચનમાળા કૉવર્ટનસંપાદિત બહાર પડી ત્યાંસુધી, ગુજરાતી બાળપ્રજા એ વાચનસાહિત્યનું પાન કરી ઊછરી હતી.

તે વાચનમાળા ઉત્તમ અને ઊંચી કોટિની હતી. હિન્દી સરકારે જુદીજુદી વાચનમાળાઓ તપાસવા એક કમિટી નીમેલી. તેણે પણ તે વિષે નીચે મુજબ અભિપ્રાય દર્શાવ્યો હતો ·

"ઈ. સ ૧૮૭૭ માં ગવર્નમેન્ટ ઑફ ઇંડિયાએ સમગ્ર હિન્દની વાચનમાળાઓની પરીક્ષા માટે એક કમિટી નીમી હતી. તેમણે હોપ સિરીઝનાં વખાણ કર્યાં અને બીજા પ્રાંતોમાં વાચનમાળા તૈયાર કરવાને હોપ સિરીઝનો આધાર લેવાની ભલામણ કરી હતી."*

એ વાચનમાળા, ઉપર જણાવ્યું તેમ, સન ૧૮૪૮ માં પ્રસિદ્ધ થઈ; એટલે નવા ગુજરાતી સાહિત્ય પ્રવાહનો ઉદ્‌ભવ, વાસ્તવિક રીતે આપણે એ વર્ષથી ગણી શકીએ.

* શ્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદનો રિપોર્ટ, કેળવણી વિભાગ, પૃ. ૪

અંગ્રેજી શિક્ષણે નવા કેળવાયેલા વર્ગમાં નવીન ભાવના જગાડી હતી. અંગ્રેજી સાહિત્યના પ્રખર અને પ્રભાવશાળી લેખકો અને કવિઓ, બર્ક, ડાર્વિન, સ્પેન્સર, મિલ્ટન, મિલ, વર્ડ્સવર્થ, શેલી, કીટ્સની અસર નીચે આવવાથી તેમનામાં સ્વાતંત્ર્યનો જુસ્સો ઉદ્ભવ્યો હતો અને પ્રજા તરીકે આત્મભાન જાગી, તે માટે તેમનામાં મમત્વ બંધાવા માંડ્યું હતું. વળી તેની વિવેકશક્તિ ખીલી. જે તે વર્ગ, વસ્તુ અને વિષયના વિચાર અને નિર્ણયમાં શાસ્ત્રના આધારને પ્રમાણ નહિ ગણતાં નવીન વર્ગ બુદ્ધિને પ્રધાન સ્થાન આપવાનું શીખ્યો.

અંગ્રેજીના અભ્યાસ ભેગો તે સંસ્કૃત ભાષા વાંચતો થયો હતો. તે દ્વારા એનો આપણા પ્રાચીન સાહિત્ય, ઇતિહાસ અને સંસ્કૃતિનો અભ્યાસ વધવા માંડ્યો. પાશ્ચાત્ય સંસ્કૃતિએ તેનામાં પ્રજાકીય અસ્મિતાની ભાવના ઉત્પન્ન કરી હતી, તેને એથી વિશેષ ઉત્તેજન અને બળ મળ્યાં હતાં.

બ્રિટિશ હકૂમત નીચે હિન્દના જુદા જુદા પ્રાંતો એકત્રિત થયા, પ્રાંત પ્રાંત વચ્ચેનો વ્યવહાર અને સંબંધ વિસ્તરવા લાગ્યો, એકબીજા પ્રાંતના ભાષાસાહિત્યનો સંસર્ગ વધી તેમાંની ઉત્તમ સાહિત્યકૃતિઓ ભાષામાં ઉતારવા પ્રયત્નો થયા અને તેની કેટલીક અસર નવા સાહિત્ય ઉપર થવા પામી હતી.

ઉપર મુજબ જુદી જુદી રીતે વિધવિધ બળોનું જોડાણ થતાં પ્રજામાં નવું દૈવત આવ્યું; અને તેની દૃષ્ટિમર્યાદા પણ વિશાળ બની. પાશ્ચાત્ય વિચારે તેના માનસમાં પરિવર્તન આણ્યું, જે તે વસ્તુને શ્રદ્ધાપૂર્વક સ્વીકારી ન લેતાં તેને બુદ્ધિની કસોટીએ ચઢાવ્યા બાદ તે વર્ગ ગ્રહણ કરવા તૈયાર થવા માંડ્યો.

આ પરિસ્થિતિમાં નવો લેખકવર્ગ આગળ પડ્યો. તેણે લોકોન્નતિ લક્ષમાં લઈ ને, પોતે જે કાંઈ પ્રાપ્ત કર્યું, જે પ્રેરણા વા જ્ઞાન મેળવ્યું હતું તે એ પદ્યમાં વા ગદ્યમાં વ્યક્ત કરવા ઉત્સુક બન્યો હતો. તેના વક્તવ્યનો પ્રધાન સૂર સમાજસુધારો હતો, તેની સાથે દેશોન્નતિ માટે ગ્રહણ કરવાનો માર્ગ પણ દર્શાવ્યા હતા. પ્રજાને કોઈ પ્રકારે જ્ઞાન આપવું, તેને સુધારવી, તેને ઉન્નતિ સારુ પ્રબોધવી—એ તેમના લખાણોનો મુખ્ય ઉદ્દેશ હતો.

જનતાને શો સંદેશો આપવાનો છે એ તેમને પૂરો વિદિત હતો તેને કયે માર્ગે વાળવી છે એ પણ તેઓ સારી રીતે સમજતા હતા.

તે સબંધમાં આપણે જોવાનું માત્ર એ રહે છે કે સાહિત્યકૃતિઓ તરીકે તેમનું સ્થાન અને મૂલ્ય શાં હતાં.

સાહિત્યસર્જનના, સાહિત્ય પ્રવેશિકાના લેખક હડસને, ચાર અગત્યના વિભાગ ગણાવ્યા છે. તે જણાવે છે કે, સાહિત્યના કોઈ અંગના સર્જન—જેમકે કવિતા, નિબંધ, નાટક કે નવલકથા—સારુ જે કાંઈ જરૂરી સાધન-સામગ્રી સમાજજીવનમાંથી મળી આવશે, પણ તે કૃતિની સફળતાનો આધાર લેખકની બુદ્ધિ, શક્તિ, આવડ અને કળા ઉપર રહેશે તેનો નિર્ણય કરવામાં નીચેનાં ચાર તત્ત્વો વિચારવાં ઘટે છે:

(૧) વિષયનિરૂપણમાં લેખક આનુષંગી વિચારો રજૂ કરતાં બુદ્ધિકૌશલ્ય દાખવે તે બુદ્ધિતત્ત્વ

(૨) લેખકમાં જે લાગણી તે વિષય જાગ્રત કરે તે પાછી વાચકમાં ઊભી કરવાનું સમર્થ એવું ઉત્કૃષ્ટ ઊર્મિતત્ત્વ.

(૩) પોતે કલ્પના દ્વારા જે કાંઈ સૃષ્ટિ રચે તે એની કૃતિમાં ઊતરી વાંચનાર ઉપર તેની સજ્જડ છાપ પાડે એવું કલ્પનાતત્ત્વ.

(૪) સાહિત્યનાં આધારભુત અને પ્રાણવંત આ ત્રણ તત્ત્વો લેખકમાં હોય, અને તે અધનો જીવન-અનુભવથી ગમે તેટલા સમૃદ્ધ હોય, તે વિષયના નિરૂપણમાં લેખકની કલ્પના, વિચાર અને લાગણી ગમે તેટલાં તાજાં અને તીવ્ર હોય તથાપિ તેમાં એક મોટું તત્ત્વ જોઈએ તે વિના તે લખાણ મોળું જાય. એ તત્ત્વ તે લેખની સુસંગતતા, વ્યવસ્થા, સૌન્દર્ય અને સચોટતાનું છે, જેને આપણે લેખનશૈલી કહીશું.

ગુજરાતી સાહિત્યના ઇતિહાસનું આ પુસ્તક નથી, કે એમાં આપણા સાહિત્યકારોની કૃતિઓની પદ્ધતિસર અને ઐતિહાસિક સમાલોચના કરવાની હોય. આ તો માત્ર પ્રજાજીવનના વિકાસમાં સાહિત્યે શો ફાળો આપ્યો વા તેની કેવી અસર થવા પામી તેનો નિર્દેશ કરવા પૂરતો આ પ્રકરણનો આશય છે; અને તે સમજવાનું સુગમ થઈ પડે તેટલા વાસ્તે એ અરધી સદીના સાહિત્યને આપણે નીચે મુજબ ચાર વિભાગમાં વહેંચીશું:

(૧) પ્રબોધક સાહિત્ય—સામાન્ય જ્ઞાન, નીતિ, સુધારો.
(૨) શુદ્ધ સાહિત્ય—કાવ્ય, નાટક, નવલકથા, ચરિત્ર, ઇતિહાસ.
(૩) સાહિત્યશાસ્ત્ર—છંદ, અલંકાર, વ્યાકરણ, કોશ, જ્ઞાનકોશ.
(૪) ભાષાંતર સાહિત્ય—સંસ્કૃત, અંગ્રેજી, મરાઠી, બંગાળી, હિન્દી.

સદરહુ વિભાગનું વર્ગીકરણ આપણે જુદી રીતે પણ ગોઠવી શકીએ, જે પ્રસ્તુત વિષયને સમજવામાં સવડભર્યું થઈ પડશે.

સાહિત્ય તેના યુગનું, ઉપર જણાવ્યા પ્રમાણે, પ્રતિબિંબ રજૂ કરે છે અને તે યુગનાં વિચારમંથન અને સમાજજીવનની પ્રબળ છાપ તે સાહિત્યના ઉપર પડે છે, તેથી એ રંગાયેલું હોય છે—એ દૃષ્ટિબિંદુએ સને ૧૮૫૮થી ૧૮૮૬ સુધીના સાહિત્યને દલપત–નર્મદયુગનું સાહિત્ય અથવા સમાજસુધારાનું સાહિત્ય એવું ઉપનામ આપીશું. એ યુગની શરૂઆત સન ૧૮૫૮મા હોપ વાચનમાળા પ્રસિદ્ધ થઈ ત્યાંથી શરૂ કરી સન ૧૮૮૬મા કવિ નર્મદાશંકરનું અવસાન થયું ત્યાં સુધી આવીને અટકશે, જોકે કવિ દલપતરામની કવિતા હુન્નરખાનની ચઢાઈ સંપલક્ષ્મી સંવાદ, અંગઉધારનો ઝઘડો, એ વગેરેનો આરંભ, તે પૂર્વે થયો હતો.

બીજો યુગ સન ૧૮૮૭થી સન ૧૯૦૭ સુધીનો પડે છે. તે યુગમાં યુનિવર્સિટીના પદવીધરો સાક્ષરો તરીકે અગ્રસ્થાન લે છે. તેથી કેટલાક તેને સાક્ષરયુગનું નામ આપે છે, પણ આપણે પાછલી વિચારપ્રણાલિકા ધ્યાનમાં લઈને તેને 'ગોવર્ધનરામ યુગ' અથવા 'સમન્વય યુગ' એવું નામ આપીશું. તે સમયમાં પ્રાચીન અને અર્વાચીન વિચાર વચ્ચે ઘર્ષણ ચાલી અર્વાચીન વિચાર અને પાશ્ચાત્ય વિચાર વચ્ચે હરીફાઈ થઈ. છેવટે બંને સંસ્કૃતિમાંના અંશોને ગ્રહણ કરી, તેમની વચ્ચે સમન્વય કરવાના પ્રયાસ થયા હતા તેના પ્રતિપાદક ગોવર્ધનરામ હતા સન ૧૮૮૭માં 'સરસ્વતીચંદ્ર ભાગ ૧ લો' પ્રકટ થયો અને નરસિંહરાવરચિત નવીન કવિતાઓનો સંગ્રહ 'કુસુમમાળા' નામે પ્રસિદ્ધ થયો. એટલે તે વર્ષથી ગોવર્ધનરામ યુગ વા સમન્વય યુગનો આરંભ ગણી આપણે સન ૧૯૦૭ માં ગોવર્ધનરામનું અવસાન થયું ત્યાંસુધી પહોંચીએ છીએ. બીજે વર્ષે નવી વાચનમાળા, કેળવણીખાતા તરફથી રચાઈ, બહાર પડી એટલે સન ૧૮૫૮માં હોપ વાચનમાળા, રચાઈ ત્યારથી અર્વાચીન યુગની પહેલી અડધી સદીનો આપણે આરંભ કર્યો તેના અંતકાળનું એ વર્ષ હતું.

નવા લેખકોએ આપણા સમાજજીવનમાં અઘટતું, વાંધાપડતું, નિંદ્ય અને ત્યાજ્ય કરવા જેવું જે કંઈ હતું તેના નિવારણ સારુ પ્રયાસ કર્યો. નવીન સંસ્કૃતિમાંથી ગ્રહણ કરવા યોગ્ય સરસ તત્ત્વો જણાવાં તે પ્રજાજીવનમાં દાખલ થવા પામે એ હેતુ પણ તે પ્રવૃત્તિનું પ્રેરક બળ હતો. આમ, ખંડનાત્મક અને રચનાત્મક, વહેમ અને અજ્ઞાન, કુચાલ અને નિંદ્ય

રિવાજ દૂર કરવાનું તેમ કેળવણી અને દેશાટન, શં ન અને સ્વદેશાભિમાનના વિચારો ફેલાવવાનાં કાર્યો તેમણે હાથ ધર્યા હતાં.

એ ગાળામાં જે છૂટક છૂટક નાનીમોટી ચોપડીઓ, કવિતા, નિબંધ, નાટક વગેરે પ્રસિદ્ધ થયાં તે ઉક્ત કથનનુ સમર્થન કરશે. તેનો યથાર્થ ખ્યાલ આપવા એ ત્રીસ વર્ષમાં જે ચોપડીઓ પ્રસિદ્ધ થઈ તેની યાદી આપીશું :

ભૂતનિબંધ (સન ૧૮૫૦), ડાકણ વિષે નિબંધ (સન ૧૮૫૬), બાળ વિવાહ નિબંધ, પુનર્વિવાહ પ્રબંધ (સન ૧૮૫૭), જ્ઞાતિનિબંધ (સન ૧૮૫૨), હુતાશની (સન ૧૮૫૧), કિમિયાગર ચરિત્ર (૧૮૫૯) જમણવાર, અનીતિ શતક, જમણવાર વિષે નિબંધ (સન ૧૮૭૨), કજોડાં દુઃખદર્શક નાટક (સન ૧૮૭૨) ભિક્ષુક વિષે નિબંધ, ગુજરાતના ભિખારીઓ, સાસુ વહુની લડાઈ (સન ૧૮૬૬), બાળોદ્યાભ્યાસ પ્રકરણ (સન ૧૮૫૮), જાદવાસ્થળીનું વર્ણન (સન ૧૮૫૫), વૈધવ્ય ચિત્ર (સન ૧૮૫૯), અંગ ઉધારનો ઝઘડો (સન ૧૮૬૫), દૈવજ્ઞદર્પણ (સન ૧૮૭૩), કરજ વિષે, બાળલગ્ન (સન ૧૮૭૫) અને શીલી વિશે (સન ૧૮૫૪), છોકરાઓને ઘરેણું પહેરાવે છે તે વિષે (સન ૧૮૫૬), કેફ (સન ૧૮૫૫), હિંદુઓની પડતી (સન ૧૮૬૪), લગ્ન તથા પુનર્લગ્ન (સન ૧૮૬૦), વિષયી ગુરુ અને ગુરુની સત્તા (સન ૧૮૫૯), રોવા કૂટવાની ચેલાઈ (સન ૧૮૫૦), કેફી વસ્તુનું વર્ણન (સન ૧૮૫૧), વેન ચરિત્ર (સન ૧૮૬૮) વિધવાવિવાહ (સન ૧૮૬૬), ધર્મગુરુઓ (સન ૧૮૫૭).

ઉપર મુજબ જે તે વિષયના નિષેધ વા ખંડનરૂપે ચર્ચા કરી, શું નવું ગ્રહણ કરવુ તે પણ તે તે લેખકોએ બતાવ્યુ હતુ. દાખલા તરીકે, 'મંડળી મળવાથી થતા લાભ' (સન ૧૮૫૧), સ્વદેશાભિમાન (સન ૧૮૫૬), સંપ વિષે (સન ૧૮૫૯), સંપ લક્ષ્મી સવાદ (સન ૧૮૫૧), સ્ત્રીકેળવણી (સન ૧૮૫૧), દેશાટન (સન ૧૮૫૩), કેળવણી વિષે (સન ૧૮૬૪), હુન્નરખાનની ચઢાઈ (સન ૧૮૬૦), ઉદ્યોગ તથા વૃદ્ધિ (સન ૧૮૬૯), જયકુમારી નાટક (સન ૧૮૮૪).

આ લેખકોમાં કવિ દલપતરામ અને કવિ નર્મદાશંકરનાં લખાણ આગળ પડતું અને અગત્યનું સ્થાન લે છે. તે ઉપરથી નવલરામે નર્મ-.વતાની પ્રસ્તાવનામાં જણાવ્યું હતુ, અને તે કથન તદ્દન સાચું છે કે, આ

જમાનાના કવિઓ તો બે જ : દલપતરામ અને નર્મદાશંકર. એમની અને એ સુધારાયુગની પ્રવૃત્તિનું લક્ષણ બાંધતા દી બા. કૃષ્ણલાલભાઈ એમના 'ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો' માં લખે છે. "બંનેની મહત્ત્વાકાંક્ષા પણ એક જ, સંસારસુધારો પરદેશગમન સામે વિરોધ, બાળલગ્ન, કન્યાકેળવણી વિરુદ્ધ દુરાગ્રહ, વિધવાવિવાહનો નિષેધ એવા એવા સાંસારિક દુષ્ટ રિવાજો નાબૂદ કરવાના ઝઘડામાં જ તે સમયનો સઘળો શિક્ષિતવર્ગ શું કવિ કે શું ગદ્યલેખક, શું જાહેર ભાષણકર્તા કે શું ખાનગી કાર્યકર્તા, એ સર્વની કાર્યશક્તિ નિર્ગમ થઈ જતી આ એક જ પ્રશ્નમાં સર્વ મશગુલ હતા"*

ઉપર જે યાદી ઉતારી છે તેનું તારણ કરતાં ઉપર્યુક્ત મુદ્દાનું સમર્થન થતું માલુમ પડશે.

યુગમૂર્તિસમા એ બે મહાન પુરુષો, દલપતરામ અને નર્મદાશંકર, એ ત્રીસ વર્ષના લાંબા ગાળાને એમના વિવિધોપયોગી લેખો અને કૃતિઓથી છાવરી દે છે તે લખાણ જથ્થામાં પુષ્કળ છે. તે લેખો માત્ર વિદ્વદ્ભોગ્ય નથી, પણ સામાન્ય વાચકને પણ સરખી રીતે આકર્ષે છે વળી જે કોઈ વિષયની ચર્ચા તેઓ હાથ ધરે છે તે મુદ્દાસર અને પદ્ધતિસર હોય છે; એટલું જ નહિ, પણ લોકમાનસ સમજવાની ઊંડી નજરને લઈ, તેમની કલમ લોકપ્રિય નીવડી, ધારી અસર ઉપજાવે છે યુગધર્મને તેમણે બરાબર પિછાન્યો હતો તેથી જમાનાનુસાર પ્રજાજીવન ઘડવાના અને લોકમત કેળવવાના કોડ તેમણે સેવ્યા હતા. તેમની નિસર્ગશક્તિમાં જાતઅનુભવ અને અભ્યાસ, જનસ્વભાવનું નિરીક્ષણ અને જ્ઞાનનો સંયોગ ભળતાં તેમનું એ લેખનકાર્ય યશસ્વી નીવડ્યું હતું અને એમના પ્રતાપી વ્યક્તિત્વની છાપ તે ઉપર પડતાં તે વિશેષ દીપી ઊઠ્યું હતું

માત્ર કવિતા અને નિબંધો લખી તેઓ બેસી રહ્યા નહોતા, પણ શુદ્ધ સાહિત્યના અભ્યાસને આવશ્યક અને ઉપકારક એવા પિંગળ, વ્યાકરણ અને કોશના ગ્રંથો યોજી તે સાધન પ્રજાને તેમણે સુલભ કર્યું હતું.

કવિ નર્મદાશંકરે પિંગળનું જ્ઞાન કેવી મુશ્કેલીથી મેળવ્યું હતું તેની સૌ સાહિત્યરસિકોને માહિતી છે કવિ દલપતરામે પણ એ વિષયનું જ્ઞાન ભૂજની પાઠશાળામાં અભ્યાસ કરી પ્રાપ્ત કર્યું હતું એમનો રચેલો પિંગળનો ગ્રંથ જાણીતો છે

* ગુજરાતી સાહિત્યના વધુ માર્ગસૂચક સ્તંભો, પૃ ૨૬ (આવૃત્તિ પહેલી).

રિવાજ દૂર કરવાનું તેમ કેળવણી અને દેશાટન, સંપ અને સ્વદેશાભિમાનના વિચારો ફેલાવવાના કાર્યો તેમણે હાથ ધર્યાં હતા.

એ ગાળામાં જે છૂટક છૂટક નાનીમોટી ચોપડીઓ, કવિતા, નિબંધ નાટક વગેરે પ્રસિદ્ધ થયા તે ઉક્ત કથનનું સમર્થન કરશે. તેનો યથાર્થ ખ્યાલ આપવા એ ત્રીસ વર્ષમાં જે ચોપડીઓ પ્રસિદ્ધ થઈ તેની યાદી આપીશું :

ભુતનિબંધ (સન ૧૮૫૦), ડાકણ વિષે નિબંધ (સન ૧૮૫૬), બાળ વિવાહ નિબંધ, પુનર્વિવાહ પ્રબંધ (સન ૧૮૫૭), જ્ઞાતિનિબંધ (સન ૧૮૫૨), હુતાશની (સન ૧૮૫૧), કિમિયાગર ચરિત્ર (૧૮૫૯) જમણવાર, અનીતિ શતક, જમણવાર વિષે નિબંધ (સન ૧૮૭૨), કજોડ દુઃખદર્શક નાટક (સન ૧૮૭૨) ભિક્ષુક વિષે નિબંધ, ગુજરાતના ભિખારીઓ, સાસુ વહુની લડાઈ (સન ૧૮૬૬), બાળોઢયાભ્યાસ પ્રકરણ (સન ૧૮૫૮), જાદવાસ્થળીનું વર્ણન (સન ૧૮૫૫), વૈધવ્ય ચિત્ર (સન ૧૮૫૯), અગ ઉધારનો ઝઘડો (સન ૧૮૬૫), દૈવજ્ઞદર્પણ (સન ૧૮૭૩), કરજ વિષે, બાળલગ્ન (સન ૧૮૭૫) અને શીલી વિશે (સન ૧૮૫૪), છોકરાઓને ઘરેણું પહેરાવે છે તે વિષે (સન ૧૮૫૬), કેફ (સન ૧૮૫૫), હિંદુઓની પડતી (સન ૧૮૬૪), લગ્ન તથા પુનર્લગ્ન (સન ૧૮૬૦), વિષયી ગુરુ અને ગુરુની સત્તા (સન ૧૮૫૯), રોવા કૂટવાની ઘેલાઈ (સન ૧૮૫૦), કેફી વસ્તુનું વર્ણન (સન ૧૮૫૧), વેન ચરિત્ર (સન ૧૮૬૮) વિધવાવિવાહ (સન ૧૮૬૬); ધર્મગુરુઓ (સન ૧૮૫૭)

ઉપર મુજબ જે તે વિષયના નિષેધ વા ખંડનરૂપે ચર્ચા કરી, શું નવું ગ્રહણ કરવું તે પણ તે તે લેખકોએ બતાવ્યું હતું. દાખલા તરીકે, 'મંડળી મળવાથી થતા લાભ' (સન ૧૮૫૧), સ્વદેશાભિમાન (સન ૧૮૫૬), સંપ વિષે (સન ૧૮૫૯), સંપ લક્ષ્મી સંવાદ (સન ૧૮૫૧), સ્ત્રીકેળવણી (સન ૧૮૫૧), દેશાટન (સન ૧૮૫૩), કેળવણી વિષે (સન ૧૮૬૪), હુન્નરખાનની ચઢાઈ (સન ૧૮૬૦), ઉદ્યોગ તથા વૃદ્ધિ (સન ૧૮૬૯), જયકુમારી નાટક (સન ૧૮૮૪).

આ લેખકોમાં કવિ દલપતરામ અને કવિ નર્મદાશંકરના લખાણ આગળ પડતું અને અગત્યનું સ્થાન લે છે. તે ઉપરથી નવલરામે નર્મ-કવિતાની પ્રસ્તાવનામાં જણાવ્યું હતું, અને તે કથન તદ્દન સાચું છે કે, આ

જમાનાના કવિઓ તો બે જ: દલપતરામ અને નર્મદાશંકર. એમની અને એ સુધારાયુગની પ્રવૃત્તિનુ લક્ષણ બાંધતા દી બા કૃષ્ણલાલભાઈ એમના 'ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો' માં લખે છે. "બનેની મહત્ત્વાકાંક્ષા પણ એક જ, સંસારસુધારો પરદેશગમન સામે વિરોધ, બાળલગ્ન, કન્યાકેળવણી વિરુદ્ધ દુરાગ્રહ, વિધવાવિવાહનો નિષેધ એવા એવા સાંસારિક દુષ્ટ રિવાજો નાબૂદ કરવ ના ઝઘડામા જ તે સમયનો સઘળો શિક્ષિતવર્ગ, શું કવિ કે શુ ગદ્યલેખક, શુ જાહેર ભાષણકર્તા કે શું ખાનગી કાર્યકર્તા, એ સર્વની કાર્યશક્તિ નિર્ગમ થઈ જતી આ એક જ પ્રશ્નમાં સર્વ મશગુલ હતા"*

ઉપર જે યાદી ઉતારી છે તેનુ તારણ કરતાં ઉપર્યુક્ત મુદ્દાનું સમર્થન થતું માલૂમ પડશે.

યુગમૂર્તિ સમા એ બે મહાન પુરુષો, દલપતરામ અને નર્મદાશંકર, એ ત્રીસ વર્ષના લાંબા ગાળાને એમના વિવિધોપયોગી લેખો અને કૃતિઓથી છાવરી દે છે તે લખાણ જથામા પુષ્કળ છે. તે લેખો માત્ર વિદ્વદ્ભોગ્ય નથી, પણ સામાન્ય વાચકને પણ સરખી રીતે આકર્ષે છે વળી જે કોઈ વિષયની ચર્ચા તેઓ હાથ ધરે છે તે મુદ્દાસર અને પદ્ધતિસર હોય છે; એટલુ જ નહિ, પણ લોકમાનસ સમજવાની ઊંડી નજરને લઈ, તેમની કલમ લોકપ્રિય નીવડી, ધારી અસર ઉપજાવે છે યુગધર્મને તેમણે બરાબર પિછાન્યો હતો તેથી જમાનાનુ સાર પ્રજાજીવન ઘડવાના અને લોકમત કેળવવાના કોડ તેમણે સેવ્યા હતા તેમની નિસર્ગશક્તિમા જાતઅનુભવ અને અભ્યાસ, જન સ્વભાવનું નિરીક્ષણ અને જ્ઞાનનો સયોગ ભળતા તેમનુ એ લેખનકાર્ય યશસ્વી નીવડ્યુ હતુ અને એમના પ્રતાપી વ્યક્તિત્વની છાપ તે ઉપર પડતાં તે વિશેષ દીપી ઊઠ્યુ હતુ

માત્ર કવિતા અને નિબંધો લખી તેઓ બેસી રહ્યા નહોતા, પણ શુદ્ધ સાહિત્યના અભ્યાસને આવશ્યક અને ઉપકારક એવા પિંગળ, વ્યાકરણ અને કોશના ગ્રંથો યોજી તે સાધન પ્રજાને તેમણે સુલભ કર્યું હતું.

કવિ નર્મદાશંકરે પિંગળનુ જ્ઞાન કેવી મુશ્કેલીથી મેળવ્યું હતુ તેની સૌ સાહિત્યરસિકોને માહિતી છે કવિ દલપતરામે પણ એ વિષયનું જ્ઞાન ભૂજની પાઠશાળામાં અભ્યાસ કરી પ્રાપ્ત કર્યું હતુ. એમનો રચેલો પિંગળનો ગ્રંથ જાણીતો છે

* ગુજરાતી સાહિત્યના વધુ માર્ગસૂચક સ્તભો, પૃ ૨૯ (આવૃત્તિ પહેલી).

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, જેની સાથે કવિ દલપતરામનું નામ સદા જોડાયેલું રહેશે તેણે, તેના આરંભકાળથી ગુજરાતી કોશ તૈયાર કરાવવાનું અને ગુજરાતી વ્યાકરણ રચાવવાનું કાર્ય ઉપાડ્યું હતું. વ્યાકરણ ગ્રંથ રેવ. જોસેફ વૅન ટેલરે, શાસ્ત્રી વ્રજલાલની સહાય લઈને, રચી આપ્યો હતો, તેમ શાસ્ત્રી વ્રજલાલે 'ઉત્સર્ગમાળા' અને 'ગુજરાતી ભાષાનો ઇતિહાસ' એ બે પુસ્તકો સોસાયટીને લખી આપ્યાં હતાં. તે પછી ગુજરાતી ભાષાસાહિત્યનો અભ્યાસ ખૂબ આગળ વધ્યો છે, તથાપિ તે કાળે એ પુસ્તકો કીમતી હતાં; એટલું જ નહિ, પણ અભ્યાસીને આજે પણ તે ઉપયોગી માલૂમ પડશે

ગુજરાતી કોશ સોસાયટીએ આઠ ભાગમાં પ્રસિદ્ધ કરેલો છે. તે પ્રકાશન (tentative) અખતરારૂપ હતું. અહીં એનો ઉલ્લેખ એટલા સારુ કર્યો છે કે દલપતરામની સોસાયટીએ જે પ્રયાસ કર્યો અને જે કાર્ય એક વ્યક્તિ માટે કઠિન અને દુઃસાધ્ય હતું તે કવિ નર્મદાશંકરે, સામી સ્પર્ધામાં નહિ પણ સાહિત્યના અભ્યાસ અને અભિવૃદ્ધિ અર્થે, તે પુસ્તકોની અગત્ય લક્ષમાં લઈને, તે પ્રવૃત્તિ ઉપાડી લઈ, એક હાથે પાર ઉતારી હતી. એ વસ્તુ આદરપાત્ર છે જ, પણ તે પાછળ રહેલી સાહસવૃત્તિ અને સાહિત્યસેવાની ઉત્કટ ભાવના આપણે ખાસ અભિનંદવી જોઈએ.

ગદ્યમાં દલપતરામે બહુ થોડું લખેલું છે અને તે ગદ્ય એટલું સારું નથી. તેથી અર્વાચીન ગુજરાતી ગદ્યના જનકનું માન કવિ નર્મદાશંકરને મળે છે એમના એ ગદ્યની તારીફ કરતા નવલરામ લખે છે કે, "નર્મદાશંકરનું ગદ્ય જેવું સરળ તેવું જ દૃઢ અને જેવું રૂઢ તેવું પ્રસંગસર પ્રૌઢ પણ હતું. આ કારણથી એનું ગદ્ય જેના વાચવામાં આવતું તે મોહ પામતા. ભણેલા અને ન ભણેલા સઘળાને વ્હાલું લાગતું. અંગ્રેજી વિદ્વાન અને સંસ્કૃત વિદ્વાન એ બંનેને તે સમાન જ પ્રીતિકર હતું."×

અંગ્રેજી ભાષાનું જ્ઞાન પણ કવિ દલપતરામને નહોતું. પ્રચલિત વાતાવરણમાંથી તેના સદ્અંશો અને સંસ્કાર પ્રાપ્ત થયેલા, પરંતુ નર્મદાશંકરે તેનો રીતસર અભ્યાસ કરેલો. કોલેજમાં કેટલાંક વર્ષ કાઢેલાં; તેમ તેમનું અંગ્રેજી સાહિત્યનું વાચન બહોળું હતું તે એમનો રાજ્યરંગ નામક વિસ્તૃત નિબંધ વાંચતાં જણાય છે. નવલરામે જણાવ્યું છે કે તે વિષય તૈયાર કરવામાં કવિએ ૨૦૦ પુસ્તકો જોયાં હતાં.

× નર્મ કવિતા, કવિ જીવન, પૃ. ૨૬.

આ મર્યાદાઓ કરતાં પણ મોટો તફાવત એ બંનેના સ્વભાવમાં હતો; અને એ ભિન્ન સ્વભાવને કારણે એમની કાર્યપદ્ધતિ ઊલટી દિશામાં જતી હતી. એક ઉત્ક્રાંતિને પસંદ કરનાર, તો બીજા



કવિ દલપતરામ ડાહ્યાભાઈ

પરિવર્તનને ઇચ્છનારા બંનેનું ધ્યેય સમાજસુધારાનુ હતું, પણ દલપતરામનું લખાણુ શાન્ત, ઠાવકું, સભારંજની, નીતિપ્રબોધક, જ્યારે નર્મદાશંકર અંતરનો ઊભરો ઠાલવે, પોતાના તાનમાં જ મસ્ત રહે; અને વખતે મદોન્મત્ત થઈ ભાષા તથા વ્યવહારનાં બંધનો પણ તોડી નાંખે.

કવિ દલપતરામ ધીરે ધીરે સુધારો કરવાનો ઉપદેશ કરે, ત્યારે નર્મદાશંકર પોકારીને કહે 'યા હોમ કરીને પડો, ફતેહ છે આગે.'

બંનેનું જીવન તપાસતાં બંનેના માર્ગ જુદા માલૂમ પડે છે. એક સદાચારમાં પુરા માનનાર, વ્રતધારી, ધર્મ વિષયમા રત, જ્યારે બીજા સ્વૈરપણે વિહરનારા, લાગણીને વશ, સામાન્યત બુદ્ધિને અનુસરનારા હતા

તથાપિ બંનેનુ જીવનધ્યેય, સમાજસુધારો અને સાહિત્યસેવા એ મુખ્યત્વે હતુ; અને તેની સિદ્ધિ પાછળ એ બે સાહિત્યકારોએ ફકીરી લીધી હતી. સરસ્વતીની સેવામા પોતાનુ સર્વસ્વ એમણે અર્પણ કર્યું હતું.

ફાર્બસ સાહેબની બદલી થતાં દલપતરામને તેમણે સરકારી નોકરીમાં ઠેકાણે પાડ્યા હતા; અને તેને વળગી રહ્યા હોત તો સમય આવે તેઓ મોટા હોદ્દેદાર થયા હોત, પણ સોસાયટીની ખાનગી નોકરીમાં જોડાવાનો આદેશ મળતાં બધા વિચારોને બાજુએ મૂકી પોતે હાજર થયા હતા. તે સમયની એમના મનની મૂંઝવણ એમના શબ્દોમાં દર્શાવીશુ.

કર્ટિસ સાહેબને ઉત્તર લખતાં તેઓ પ્રથમ લખે છે—

"દિલમા હેત સ્વદેશપર પણ તૃષ્ણા ન જાય,
સરકારી અધિકાર તે, કેમ એમ મુકાય"

પણ ફરી ફાર્બસ સાહેબનો પત્ર મળતા દલપતરામે જણાવ્યું હતુ—

સ્વદેશનુ શુભ ચાહીને, આવીશ અમદાવાદ;
સોસાઈટીને સેવવા, બાર તેર દિન બાદ"

તે વખતે સાદરેથી નીકળતાં માર્ગમાં સોસાયટીના ઉત્કર્ષ બાબત જે વિચાર કવિને ઉદ્‌ભવેલા તેનુ વર્ણન એમના જ શબ્દોમા આપીશું—

"સાદરેથી આવતા આખો દહાડો દલપતરામના મનમાં શેખચલ્લીના વિચાર થતા હતા, કે પરમેશ્વર મારા કામમા સહાયભુત થાય અને શ્રીમંતોના મનમાં ઉશ્કેરણી કરે, તેથી સોસૈટીની પુંજી એક લાખ રૂપીઆની થાય અને સોસૈટીનું તથા સોસૈટીની લૈબ્રેરીનું મકાન દશ હજાર રૂપિયાનુ થાય અને સોસૈટી કોઈ દિવસ ભાગી પડે નહિ એમ થાય તો કેવું સારૂં!"*

* સોસાઇટીનો ઇતિહાસ, ભા. ૧, પૃ. ૨૫૦.

કવિ નર્મદાશંકરે પણ સાહિત્યપ્રેમથી પ્રેરાઇને નોકરીમાં વધુ સમય વ્યતીત કરવાનું પસંદ ન કરતાં બધું જીવન શારદા-સેવનને અર્પણ કરવાનો તા ૨૩ મી નવેમ્બર સન ૧૮૫૮ના રોજ નિશ્ચય કર્યો, અને તે



કવિ નર્મદાશંકર

સમાજમા નવી કેળવણીનો પ્રચાર થતાં લોકોની આંખ ઊઘડવા માંડી અને ખ્રિસ્તી ઉપદેશકોની વધતી જતી ધર્માન્તરપ્રવૃત્તિમાં પ્રજાએ પોતીકો ધર્મ ડૂબતો જોયો. સન ૧૮૭૫ માં હિન્દુધર્મના સરક્ષણ અર્થે સ્વામી દયાનંદ સરસ્વતીએ, જાણે કે કોઈ ઈશ્વરી સંકેત ન હોય એમ, આર્યસમાજની સ્થાપના કરી. એ જ વર્ષમાં અમેરિકામા થિયોસોફિકલ સોસાયટીનો પ્રાદુર્ભાવ થઈ, તે પાછળથી હિંદમાં આવી સ્થાપી થઈ. તેનો ઉદ્દેશ પણ વિશ્વમાં બંધુત્વનો પ્રચાર કરી, જે તે ધર્મની વિશિષ્ટતા અને ઉજ્જવળ અંશો બતાવવાનો હતો. એ પ્રવૃત્તિઓને લઈને પ્રજામાં પોતાના દેશ, ધર્મ અને સંસ્કૃતિ માટે મમત્વ બંધાવા માંડ્યું હતુ અને તેને નવા અંગ્રેજી શિક્ષણે પ્રોત્સાહન આપ્યુ હતું.

વળી એ સમય પ્રજા માટે આફતોનો હતો. દુકાળની પીડા અસહ્ય થઈ પડી હતી. દેશ નિર્ધન બનતો જતો હતો અને હિન્દી સરકારની રાજનીતિ પણ કંટકરૂપ નીવડી હતી; એટલુંજ નહિ, પણ તે એકપક્ષી, પક્ષપાતભરી અને સ્વાર્થપ્રેરિત નિહાળીને પ્રજાએ અંગ્રેજ રાજકર્તાઓમાંથી વિશ્વાસ ખોયો હતો અને તેના પરિણામે સન ૧૮૮૫ માં હિન્દી મહાસભાની સ્થાપના થઈ હતી એ આપણે પૂર્વે જોયું છે.

તેમાં વિજ્ઞાનનુ પ્રાબલ્ય જામી, જડવાદે કેળવાયેલા વર્ગ ઉપર કાબૂ મેળવી ઉમેરો કર્યો હતો અને તેમની ધર્મ ઉપરની આસ્થા ઊઠતી જતી હતી.

એ ક્રાંતિકાળમાં નવશિક્ષિતો વિચાર કરતા થાય, અથવા નવીન અને સ્વતંત્ર માર્ગે વિચરે તો તે વિસ્મયકારક ઘટના નહિ મનાય.

તે વિચારછાયાથી છવાઈ કવિ નર્મદાશંકરે તત્કાલીન પરિસ્થિતિ યથાસ્થિત વર્ણવી છે. તે લખે છે—

"સુધારાએ અનેક ઐક્ય યોજ્યાં, પણ એક સાચ્યું નહિ ને તેનુ અભિમાન લજ્જિત થઈ હવે ગળે છે. મોહ તે સંમોહ થવા પામ્યો નહિ. સમજ પડવા માંડી છે તેથી, ને દુ:ખ પડવા માંડ્યું છે તેથી, એ સરકારની વૃત્તિ જાણવામાં આવી છે તેથી, સુધરેલનુ વલણ સ્વધર્મ નીતિરીતિ ભણી પાછું વળતું જોવામાં આવે છે. સંસ્કૃત પુસ્તકોનાં ભાષાંતર થઈ છપાય છે તેથી લોકને સ્વધર્મનીતિ ઉપર ભાવ બેસતો ને દૃઢ થતો જાય છે. વળી દેશ અતિ નિર્ધન થઈ જવાથી પણ સૌ આરબ્ધ ને

પરમેશ્વરનો વિચાર કરતા થયા છે દેશી રાજ્યો પોતપોતાના જથામાં ઐક્ય કરે છે, એ સઘળુ રાજા તથા પ્રજાના નિમિત્તરૂપ કર્મદ્વારા કાળ કરે છે; અને તે રાજાના કે પ્રજાના લાભમા તે તે પોતે જ જાણે છે."*

એ ઉતારા ઉપરથી એમ સમજી શકાય છે કે જનસમાજમાં જે પરિવર્તન થઈ રહ્યું હતુ તેની અસર થવાથી, લોકની મનોદશાનું આ પ્રતિબિંબ માત્ર હતુ.

આરંભમા નવા સુધારાએ લોકોને ચકિત કર્યો, તેના પ્રભાવમાં સૌ ખેંચાયા, પણ એકબીજાના નિકટ પરિચયમાં આવતાં બંને પ્રજાના જીવન અને ધ્યેય વચ્ચે મોટું અંતર જણાયું. બંને સંસ્કૃતિની ઇમારત એવાં ભિન્ન ધોરણો ઉપર રચાઈ હતી કે તેમની વચ્ચે સામ્ય સંભવે નહિ; ઊલટું એવા વિરોધી અંશો તેમાં રહેલા હતા કે તેના પરિણામે બન્ને વચ્ચે જરૂર ઘર્ષણ થવા પામે. આ સમયે તે ઘર્ષણ બહુ તીવ્ર બન્યું હતું.

કવિના ગાઢ મિત્ર અને આપણા એક સમર્થ વિવેચક નવલરામે એ વિષમ પરિસ્થિતિ લક્ષમાં લઈને પ્રસ્તુત સુધારાના સ્વરૂપનું સવિસ્તર અને ઐતિહાસિક દૃષ્ટિએ અન્વેષણ કરી, બંને સંસ્કૃતિ વચ્ચેનાં ભિન્ન લક્ષણો તારવ્યાં હતા, તે અત્રે નોંધીશું એ આખો લેખ મનનીય છે, તેમ જ તે ઘર્ષણનાં કારણો જાણવા તે લેખ સમગ્ર વંચવો ઘટે છે.

| યુરોપીય સંસ્કૃતિનાં લક્ષણો | હિન્દુ સંસ્કૃતિનાં લક્ષણો |
|---|---|
| જગતનું સામાન્ય જ્ઞાન | બ્રહ્મ સત્ય, જગત્ મિથ્યા |
| બુદ્ધિવાદ | પ્રમાણવાદ |
| જન સામાન્ય ભાવ | જન વિશેષ ભાવ |
| સ્વાતંત્ર્યભાવ | સ્વતંત્રતાનો અભાવ |
| રાગવૃત્તિ | વૈરાગ્યવૃત્તિ |
| ઉદ્યોગ પ્રતીતિ | દૈવવાદ |

છેવટે એ વિષયનો ઉપસંહાર કરતાં તેઓ લખે છે કે, "આ રીતે નવાં જ્ઞાન, બુદ્ધિ, ભાવ, વૃત્તિ ને પ્રતીતિ, એ સઘળાં આપણી જૂની વાતોથી વિરુદ્ધ, અને પોતાનું અમલમાં આણવા તલવાર

* ધર્મવિચાર પૃ, ૧૦૬.

પકડી ઊભાં રહેલાં છે. આવા વિરલ યોગાનુયોગે સુધારો ઊભો થાય ને તે ઉચ્છેદક રૂપ પકડે એમાં શું આશ્ચર્ય ?"+

ઉક્ત વાતાવરણમાંથી પોષણ પામી નવો પદવીધારી લેખકવર્ગ ઊભો થયો તેની લેખનપ્રવૃત્તિ બે જુદા પ્રવાહમાં વહે છે. એક પક્ષ પ્રાચીન પરંપરાને અનુસરી આપણા જીવનને અનુકૂળ અને બંધબેસતા ફેરફાર અને સુધારા ઇચ્છે છે પશ્ચિમનું અમુક ગાંડું અનુકરણ કરવા જ તે ખુશી નથી, તેમ સુધારકો જે કાંઈ બોલે વા કહે તે સઘળું સત્ય તરીકે સ્વીકારવા તૈયાર નથી. એ પક્ષના અગ્રણી સ્વર્ગસ્થ મણિલાલ નભુભાઈ, તેમના મતવ્યના સમર્થનમાં એટલું જણાવતા કે " મહાપંડિત સોક્રેટીસની પંડિતાઈ 'હું કાંઇ જાણતો નથી' એટલામાં જ હતી, ઉપનિષદોનું બ્રહ્મ પણ 'विज्ञातमविजानताम्' ન જાણનારે જાણેલું છે; સત્યને સીમા નથી; માટે સત્યભક્તિ રાખી સર્વ ઉપર સમાન દૃષ્ટિ રાખો, તથા સર્વમાંથી સત્ય ગ્રહણ કરો, એ જ તાત્પર્ય છે. મતાંધ ન થાઓ."

જે આત્મભાન પ્રાપ્ત થયું હતું તેથી પ્રેરાઈને એ પક્ષના લેખકો કહેતા કે આપણા હિન્દુધર્મને આંચ આવવી ન જોઈએ જે કાંઈ તેમાંથી ત્યાજ્ય હોય તે દૂર કરી મૂળને ચુસ્તપણે વળગી રહેવું જોઈએ. પશ્ચિમના સુખસગવડ અને મોહના સાધનોથી ચલિત ન થતા આપણી પ્રાચીન આત્મસંયમની ભાવના કેળવવી જોઈએ. તેમ હાલનો સુધારો બહારના આચારો પર વિશેષ ધ્યાન આપે છે, તેને બદલે અંદરનો સુધારો થવાની અગત્ય છે

એ દૃષ્ટિબિંદુ આગળ ધરી મણિલાલ નભુભાઈ 'સુદર્શન' માસિકમાં નવા વિચારોનો વિરોધ કરવા પ્રવૃત્ત થયા હતા. તે રીતિને આપણે સંરક્ષણવાદી કાર્યરીતિ (conservative) કહીશું જનસમાજમાં સુધારાની જરૂર છે તેની તેઓ ના પાડી શકતા નહોતા, માત્ર તે સુધારો આપણી પાછલી પરંપરા અને સંસ્કૃતિને અનુરૂપ થાય એમ તેમની માગણી હતી, અને તે સારુ તેમની કલમનો સતત ઉપયોગ કરતા તેમની એ વિચારસરણીનો સ્ફોટ કરતા સ્વર્ગસ્થ ઉત્તમલાલ ત્રિવેદીએ એક સ્થળે લખ્યું હતું કે—

" મણિલાલનો થિયોસોફી સાથે સબંધ થવાથી તેમના નિર્ણયો સત્વર અને સબળ થવા. તેમની નિશ્ચિત, આગ્રહી અને સમર્થ કલમે સુધારાથી

+ નવલગ્રંથાવલી. ભા ૧, પૃ. ૩૭૩, શાળોપયોગી આવૃત્તિ, પ્રોફેસર પાદિત.

ઓળખાતી ગુજરાતને સનાતન પક્ષમાં સ્થિર કરી, સનાતન પક્ષને માટે હેતુવાદનું અનુમોદન શોધનારાને તે અનુમોદન આપ્યું અને શંકર સિદ્ધાન્તના નિશ્ચલ પીઠ ઉપર ધર્મ, ગૃહ અને રાજ્યના સર્વ વ્યવહારનુ પ્રતિષ્ઠાપન કરી પ્રાચીન વ્યવહાર સુસ્થિત કર્યો, અને નવીન ભાવનાઓની વ્યવસ્થા કરી વાદવિવાદથી પ્રાચીન પક્ષનુ સમર્થન અને નવીનોનુ ખડન આગ્રહથી શરૂ કર્યું."*

મણિલાલની દલીલોમાં કેટલુંક તથ્ય હતું, પણ તે બહુ વધારીને વાસ્તવિક સ્થિતિની અવગણના કરી રજૂ કરવામા આવતુ. આપણા સમાજને બંધબેસતાં થઈ પડે એવા તત્ત્વો નવા સુધારામાંથી ગ્રહણ કરી, નવાજૂનાનો સુમેળ જામે એવી તજવીજ થતી નહોતી, એટલું જ નહિ, પણ નવા સુધારાના વિચાર અને સિદ્ધાન તેમ પાશ્ચાત્ય સંસ્કૃતિ અને ખ્રિસ્તી ધર્મ પ્રતિ એવા પૂર્વગ્રહ મણિલાલને બંધાઈ ગયા હતા કે તે વિષયનું પ્રતિપાદન કે પ્રચાર કરતું કોઈ પુસ્તક કે લેખ તેમના જોવા-વાંચવામાં આવે, કે તેનો વિરોધ ને ખંડન કરવા તેઓ આગળ પડતા સામાન્ય રૂઢિચુસ્ત જનતાને તે વલણ ગમતું, પણ જેઓ સુધારાને ઇચ્છતા, સમાજ પ્રગતિમાન થાય તે સારુ પગલાં ભરતા તેમને તે પસંદ પડતું નહિ; તેમના તરફથી એમના લખાણમાંથી એકતરફી, ભૂલભરેલી અને પોકળ દલીલો તોડવા તજવીજ થતી. આ સુધારક લેખકવર્ગના અગ્રણી રમણભાઈ હતા. સુધારાનો વારસો એમના પિતા પાસેથી તેમને મળ્યો હતો. ઊંચી કૉલેજકેળવણીદ્વારા પાશ્ચાત્ય સાહિત્ય અને સંસ્કૃતિના ઉત્તમ વિચારો તેમણે પ્રાપ્ત કર્યાં હતા; ચુસ્ત પ્રાર્થનાસમાજવાદી હતા અને સમાજ-સેવાના કાર્યને જીવનમાં તેમણે પ્રાધાન્ય આપ્યુ હતું. એમની લેખનપ્રવૃત્તિ પણ એ કાર્યની સિદ્ધિ અર્થે હતી એમ જણાશે.

દેશ, જાતિ અને ધર્મના ભેદ રાખ્યા વિના, બુદ્ધિ અને હૃદયને જે ગ્રાહ્ય થયુ તે તેમણે ધારણ કર્યું હતું ન્યાય અને સત્ય એમના જીવન-સૂત્રો હતા અને તેનો પ્રભાવ એમના લેખોમાં માલમ પડતો. વાદમાં તેઓ કદી મર્યાદા લોપતા નહિ. મણિલાલની કાર્યરીતિને આપણે જેમ સંરક્ષણ-વાદી જણાવી તેમ રમણભાઈની કાર્યરીતિ ઉદારમતવાદી (liberal) કહેવાય, અને તેનું પ્રધાન અંગ બુદ્ધિવાદ હતું.

*ઉત્તમલાલ કેશવલાલ: 'વસન્ત' ગોવર્ધનરામ સ્મારક અંક, પૃ. ૨૨૬.

રામને સફળતા મળી હતી; એટલું જ નહિ, પણ એમના વિચારોની છાપ એ યુગના સાહિત્ય ઉપર એટલી પ્રબળ પડેલી છે કે તેની અસર નીચે ગુજરાતી સમાજ રસિક, ઉજ્જ્વળ, ઉન્નત અને સંસ્કારી થવા પામ્યો છે. તે કારણે સાહિત્યકારોએ એ યુગને 'ગોવર્ધનયુગ' અથવા 'સમન્વયયુગ' એવું નામ આપેલું છે.

સન ૧૮૮૭ સરસ્વતીચંદ્ર ભાગ ૧ લાનું પ્રકાશન વર્ષ અને સન ૧૯૦૭માં ગોવર્ધનરામનું અવસાન—એ વીસ વર્ષના ગાળામાં ગુજરાતી સમાજ ઉત્તરોત્તર વિકાસ પામતો ચાલ્યો. જે વિધવિધ પ્રશ્નો તેની સમીપ ઉકેલ માટે ઉપસ્થિત થયા, જે વિચારમંથન અને માનસિક મૂંઝવણમાંથી તે સમાજ પસાર થયો, તેનું પ્રતિચ્છાયારૂપ ચિત્ર ઉપર્યુક્ત ગ્રંથના ચાર ભાગોમાં જોવા મળે છે; એટલું જ નહિ, પણ કર્તાએ તાત્ત્વિક દૃષ્ટિએ પ્રશ્નોની સમીક્ષા કરી, ગંભીર અને અભ્યાસપૂર્વક ચિંતનદ્વારા રસપ્રદ વાતાવરણ જમાવ્યું છે અને લોકકલ્યાણ અને પ્રજાના ઉત્કર્ષ અર્થે સુંદર અને ઉચ્ચ માર્ગદર્શન કરાવ્યું છે. તે પુસ્તક લેખકની પ્રતિભાથી આપણા સાહિત્યમાં અનોખી ભાત પાડે છે અને તેમના માટે આપણને સહજ માનની લાગણી ઉદ્‌ભવે છે. આચાર્ય શ્રી આનંદશંકરભાઈએ 'સરસ્વતીચંદ્ર'ને આધુનિક પુરાણ કહ્યું છે તે યથાર્થ છે. તે પુસ્તકની વિશિષ્ટતા એ છે કે ગોવર્ધનરામે સર્જેલાં પાત્રો, નવાજૂના વિચારના સંમિશ્રણરૂપ, પણ સ્વતઃ ઉદ્‌ભવતાં અને વિકાસ પામતાં, સ્વાભાવિક અને પ્રતીકરૂપ જણાયાં અને નવીન ગુજરાતને પ્રિય અને રુચિકર થઈ પડયાં છે; અને તેના જીવંતપણા માટે પ્રશંસા પામ્યાં છે. તે ગ્રંથની વિશેષ મહત્તા નવાજૂના સમાજનો સુમેળ સ્થાપવામાં રહેલી છે. એ અંશનો નિર્દેશ કરતાં સ્વર્ગસ્થ રણજિતરામે ગોવર્ધનરામ સ્મારક અંકમાં દર્શાવેલા વિચારો જાણવા ઉપયોગી થઈ પડશે. તે જણાવે છે કે—

"પોતાની પ્રજાને 'સજવા'ની ઉદાત્ત અભિલાષાથી એ ગ્રંથ લખાયો છે. ભૂતદશાના ભણકારા, વર્તમાન દશાનો પ્રત્યક્ષ પડઘો અને ભવિષ્યકાળમાં વિદ્યાથી થનાર અવસ્થાની, આજની આપણી કલ્પના ઉપર પડતી પ્રતિચ્છાયા—એ સર્વના મિશ્રણમાં વિદ્યા, દ્રવ્ય, અધિકાર, સ્વતંત્રતા અને વિશુદ્ધિના પ્રકાશ, છાયા અને અંધકારમાં કે અધવચ રહેતા મનુષ્યોની સ્થિતિઓ કે સંક્રાન્તિઓ કેવી થાય તે દર્શાવવા વ્યવસ્થારક્ષક લોકાચાર અને સ્વતંત્રતાવિકાસક પાશ્ચાત્યાચારના નવીન



શ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી

ગુણોના ઉદ્‌ભાવક સંગત પ્રવાહોમાં તેમ સંક્રાન્તિકાળનાં કષ્ટોનાં ભ્રામક વચ્ચે વર્તમાનથી વ્યાકુળ અને ભવિષ્યથી ક્ષણુમાં ઉદ્વિગ્ન કે ક્ષણુ'

મોહિત ચિન્તાઓની ભીડાભીડના તુમુલ વચ્ચે સર્વસંગ્રહી ઉદારતા અને સારસંગ્રહી બુદ્ધિ તેમ જ ઉચ્ચગ્રાહી ઉદાત્તતા કેવી રીતે ઉદય પામે છે— આ સંક્રાન્તિનું વર્તમાન ચિત્ર અને ઉદયકિરણોનું ભાવી ચિત્ર દોરવા અને આ સંક્રાન્તિનું મંથન શાન્ત થયે હિન્દુસ્તાનમાં કેવા પ્રકારની શાંતિ અને સ્વસ્થતા થશે તે કલ્પવાં, એ આ ગ્રંથનો પ્રધાન ઉદ્દેશ છે."×

સર રમણભાઈએ પણ ગોવર્ધનરામને અંજલિ અર્પતાં પ્રસ્તુત મુદ્દાના સંબંધમાં લખ્યું હતું કે—

"સરસ્વતીચંદ્રના ચોથા ભાગમાં કલ્પેલી મનઃસૃષ્ટિનો એકમાત્ર આશય હિન્દુસ્તાનના પ્રાચીન તથા યુરોપના અર્વાચીન સુધારાના સંવાદી મિશ્રણ વડે હિન્દુસ્તાનનો ઉત્કર્ષ તથા ઉદ્ધાર કરવાનો છે."*

લક્ષ્યાલક્ષ્યની ચર્ચા આર્ય તત્ત્વજ્ઞાનનું ઉજ્જવળ અંગ રજૂ કરે છે તેમ કલ્યાણગ્રામની કલ્પના મિશનરી સંસ્થાઓનું નવીન સ્વરૂપ છે એમ લાગે છે, પણ કહેવાનું તાત્પર્ય એ છે કે કર્તાનું વલણ બે સંસ્કૃતિઓના સંયોગીકરણ તરફ વિશેષ રહે છે.

ઉપર્યુક્ત હકીકત ઉપરથી જોઈ શકાશે કે નવા સાહિત્યનો પ્રવાહ ઉત્તરોત્તર પ્રગતિ કરતો વધે છે. તેમાં બે વિચારબળનું ક્રમસર સંમિલન થતું દૃષ્ટિગોચર થાય છે; અને તેથી આપણે એ યુગના સાહિત્યને સુધારાયુગનું સાહિત્ય અને સમન્વયયુગનું સાહિત્ય, અથવા તો તે બળના પ્રવર્તકો ઉપરથી દલપત–નર્મદયુગનું અને ગોવર્ધનયુગનું સાહિત્ય એવાં નામ આપેલાં છે.

તે ચાલુ સાહિત્યપ્રવાહમાં ત્રીજું અંગ ભાષાંતર સાહિત્યનું ભળે છે. તે ભાષાંતરો સંસ્કૃત, અંગ્રેજી, મરાઠી, બંગાળી અને હિન્દીમાંથી સામાન્યતઃ કરવામાં આવ્યાં હતાં; અને તે વડે ગુજરાતી સાહિત્ય સમૃદ્ધ થઈ શોભી ઊઠે છે.

સાહિત્યકારોમાં એવો એક વર્ગ છે, જે ભાષાંતરને પસંદ કરતો નથી; તેની તેને સૂગ છે. પણ શુદ્ધ, સાચાં અને મૂળને અનુરૂપ ભાષાંતર કરવામાં આવે તો ભાષાસાહિત્યમાં વિવિધતા આવે છે તેમ પરપ્રાન્તીય સાહિત્યની ઉત્તમ કૃતિઓનો પરિચય મેળવવાની તક સાંપડે છે. ગમે તે ભાષાનું સાહિત્ય તપાસો તો તેમાં સંખ્યાબંધ તરજૂમાનાં પુસ્તકો મળી આવશે. અંગ્રેજી સાહિત્યની ખૂબી એ છે કે દુનિયાભરના જુદાં જુદાં સાહિત્યોમાંથી ઉત્તમ કૃતિઓ

× ગોવર્ધનરામ સ્મારક અંક, પૃ. ૨૦.

* એજન, પૃ. ૪૮.

અંગ્રેજી ભાષામાં ઉતારવામાં આવેલી છે. એવો કોઈ મૂલ્યવાન ગ્રંથ નહિ માલૂમ પડે જેનો અંગ્રેજીમાં તરજૂમો નહિ થયો હોય. તે કારણે અંગ્રેજી ભાષાનો પ્રચાર અને ઉપયોગ મોટા પ્રમાણમાં માલૂમ પડે છે.

નવી કેળવણીના આરંભકાળમાં ગુજરાતી પાઠ્યપુસ્તકો મુખ્યત્વે મરાઠીમાંથી અનુવાદ કરવામાં આવતાં તે પછી મરાઠીમાંથી ઉત્તમ ગ્રંથોના તરજૂમા, પ્રમાણમાં, આ વર્ષો દરમિયાન ઝાઝા થયા નથી જે થયેલા છે તે સામાન્ય પ્રતિના છે પણ સંસ્કૃત અને અંગ્રેજીમાંથી સખ્યાબંધ પુસ્તકો ગુજરાતીમાં ભાષાન્તરરૂપે પ્રકટ થયેલા. તેની છાપ આપણા સાહિત્ય ઉપર ઊંડી પડી તેમ તે પુસ્તકો જનતામાં લોકપ્રિય થવા પામ્યાં હતાં.

મેરિયા એજવર્થનાં પુસ્તકો મોરલ ટેલ્સ અને પોપ્યુલર ટેલ્સ, ટોડનું સ્ટુડન્ટ મેન્યુઅલ, કોબેટનું એડવાઇસ ટુ યંગમેન, મિસીસ હેનરીવુડની નવલકથાઓ, સ્માઇલ્સનાં પુસ્તકો કર્તવ્ય, સદ્વર્તન, લબકનું જિંદગીનો આનંદ અને જિંદગીનો ઉપયોગ, મેડોઝ ટેલરની નવલકથાઓ ટીપુ સુલતાન, ફ્રાંસીગરની અદ્ભુત કથા, ગેબોરિસાની ડિટેકટિવ કથાઓ સાડાત્રણ લાખ, ગોલ્ડસ્મિથનું વિકાર ઓફ વેકફિલ્ડ, જોન્સનનું રાસેલાસ, બેકન અને એમર્સનના નિબંધો, લેમ્બની શેક્સ્પીઅર કથાસમાજ અને શેક્સપીઅરનાં નાટકોના તરજૂમા, જીવનચરિત્રો જેમકે બેન્જામિન ફ્રેન્કલિન અને હિન્દના હાકેમોની ગ્રંથમાળા વગેરે નામો રજૂ કરી શકાય. તેમાંનાં કેટલાંકની એકથી વધુ આવૃત્તિઓ થવા પામી છે.

આવી રીતે સંસ્કૃતમાંથી જાણીતાં મહાકાવ્યોનાં ભાષાન્તર કિરાત, રઘુવંશ, શિશુપાલવધ, કુમારસંભવ, કૃષ્ણમિશ્રનું પ્રબોધચંદ્રોદય, કાલિદાસનાં શાકુંતલ, વિક્રમોર્વશીય, મેઘદૂત, ભવભૂતિના માલતીમાધવ અને ઉત્તરરામચરિત, બાણની કાદમ્બરી, વિશાખદત્તનું મુદ્રારાક્ષસ, જયદેવનું ગીતગોવિંદ, શૂદ્રકનું મૃચ્છકટિક વગેરે અનેક નામો ગણાવી શકાય.

એ નવો સાહિત્યપ્રવાહ વહેવા માંડ્યો તેને નવા સ્થાપિત થયેલા અંગ્રેજી રાજ્યઅમલનો શરૂઆતમાં પાસ લાગ્યો હતો, એની અસર પણ આપણે વીસરવી જોઈએ નહિ પ્રજાએ પૂર્વે અંધાધૂંધી, લૂંટફાટ અને જાનમાલનાં જોખમ અને કષ્ટ સહેલાં તેમાંથી રાહત મળવાથી સુલેહશાંતિ, વ્યવસ્થા અને ધારાધોરણ સ્થાપિત થયેલાં નિહાળી તે બહુ આનંદમાં અને ઉલ્લાસમાં આવી ગઈ હતી અને તે બદલ સંતોષ અને સુખની લાગણી વખતોવખત વ્યક્ત કરી રાજકર્તાઓની મુક્તકંઠે પ્રશંસા કરી હતી. તેનો ધ્વનિ ઉપર ઉલ્લેખેલા સુધારાના સુરભેગો આપણા સાહિત્યમાં સંભળાશે.

જ્ઞાનનાં કિરણો પસરતાં સમાજ ગતિમાન અને ચેતનવંતો થયો હતો; એટલું જ નહિ, પણ તે દ્વારા પ્રજામાંથી અજ્ઞાન, વહેમ અને ભ્રમણાનો નાશ થઈ, તેણે નવું જ્ઞાન, ઉચ્ચનીતિનાં ધોરણો અને શુદ્ધ ધર્મની ભાવના મેળવ્યાં હતાં. તેમાં ઉપર્યુક્ત આનંદ અને સંતોષનું તત્ત્વ આમેજ થયું હતું. તે કાળે તેમને તે સંબંધમાં અન્ય રીતે વિચારવાનું કાંઈ કારણ પણ મળ્યું નહોતું.

આપણામાંના શાણા અને સમજુ પુરુષોએ તો એ સંબંધને, તે સમયે, પૂર્વ અને પશ્ચિમની પ્રજાઓના મિલનને એક દૈવી સંજોગ માન્યો હતો અને અંગ્રેજી હાકેમોએ એ માન્યતા અને શ્રદ્ધાને ઉત્તેજન પણ આપ્યું હતું. એમાંના ઉનરાવ દિલના અધિકારીઓએ એમ પણ કહેલું કે પ્રજા તાલીમ લઈને સશક્ત અને તૈયાર થતાં દેશનો વહીવટ તેના વતનીઓને સુપરત કરવામાં આવશે; તેઓ ટ્રસ્ટી તરીકે છે. અને હિંદુસ્તાનના હિતમાં જ તેઓ તેનો રાજવહીવટ કરશે.

અંગ્રેજી પ્રજા વૈશ્ય—વેપારવૃત્તિવાળી હતી એ જાણીતું છે, અને તેને તેના વેપારધંધાની જેટલી પડી હતી તેટલી બીજા માટે પડી નહોતી. શરૂઆતમાં આપણે જ્યાંસુધી અજ્ઞાન અને ભ્રમમાં હતા ત્યાંસુધી એ વ્યવહાર ચાલ્યા કર્યો, પણ આપણા લોકો સમજણમાં આવતાં અને જગતનું જ્ઞાન થતાં તેમને તેમની પરિસ્થિતિનું ભાન થયું. હિન્દી સહૃદયી અંગ્રેજ લેખકોએ પણ દેશની સંપત્તિ પ્રતિવર્ષ પરદેશ ઘસડાઈ જઈ, દેશનું સત્ત્વ હણાઈ જાય છે તે પ્રતિ પ્રજાનું ધ્યાન દોરતાં વિચાર અને સાહિત્ય સૃષ્ટિમાં ભિન્ન પ્રકારના તેમ વિરોધી આંદોલનો ઉત્પન્ન થવા લાગ્યાં. તેની અસર લોકજીવન ઉપર તેમ આપણા સાહિત્ય ઉપર થવા પામી હતી.

આ રાજકીય વિચાર અને પ્રવૃત્તિએ આપણા સમાજજીવન અને સાહિત્ય ઉપર ઓછી અસર કરી નથી. સાહિત્ય ને જીવનને નિકટનો સંબંધ છે અને તેની એકબીજા ઉપર છાપ પડે છે.

આ નવા રાષ્ટ્રીય વિચારનો ઉદ્ભવ, જોકે કેટલાંક વર્ષો પૂર્વેથી શરૂ થયો હતો, પણ તેનું સીમાચિહ્ન આપણે સૂરતની મહાસભાની બેઠક સુધીનું ગણીશું. ગોવર્ધનરામનું અવસાન એ વર્ષમાં થયું હતું. તે પછી પ્રજાજીવનમાં મોટું પરિવર્તન થવા પામ્યું છે. વિચારોમાં પણ મોટી ક્રાંતિ થઈ છે. અને પછીનાં પંદર વર્ષમાં ગુજરાતે મહાત્મા ગાંધીજીના નેતૃત્વ હેઠળ, પોતાનું વ્યક્તિત્વ સ્થાપિત કર્યું એટલું જ નહિ. પણ સમસ્ત દેશમાં ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું.

---

# ખંડ ૩

## [illegible]

[૧૯૦૮ થી ૧૯૩૫]

# ૧. ગુજરાતની અસ્મિતા

અર્વાચીન ગુજરાતની ઉત્ક્રાન્તિનું નિરૂપણ કરતાં આપણે એ તબક્કે આવી પહોંચ્યા છીએ કે જ્યાં એનું વ્યક્તિત્વ સ્પષ્ટ રીતે વ્યક્ત થતું અને સચોટ તેમ જ અનોખી છાપ પાડતું નજરે પડે છે.

વીસમી સદીના આરંભના વર્ષોમાં દેશભરમાં પ્રજાકીય જાગૃતિ ઉદ્ભવ-વાથી ગુજરાતી પ્રજાજીવન હિલોળે ચટે છે, તેની સિદ્ધિ અર્થે સાહસ અને જોખમ ખેડવા તે તત્પર બને છે; ઇચ્છિત ફળની પ્રાપ્તિ સારુ પ્રાણ સમર્પવા સુધ્ધાંની તે ઉત્સુકતા દાખવે છે; અને તેનું છાયાચિત્ર આપણને તેની છેલ્લાં વીસ વર્ષની પ્રવૃત્તિમાં નિહાળવાનું મળે છે; એ પ્રવૃત્તિ એટલી બધી વેગભરી અને જ્વલંત નીવડી છે કે ગુજરાતના સમગ્ર ઇતિહાસમાં એ વીસીનો વૃત્તાંત એક તેજસ્વી અને પ્રાણવંત પ્રકરણ થઈ પડે છે.

મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીના નેતૃત્વ નીચે ગુજરાતે સન ૧૯૧૭ થી એકલા ભારતવર્ષને જ નહિ પણ સકળ જગતને ન્યાયના ધોરણે પ્રજાપ્રજા વચ્ચેનો વ્યવહાર અને સંબંધ નિયમિત કરવાનો ઉત્તમ બોધપાઠ આપ્યો; તેમ જ સર્વત્ર સુલેહશાન્તિ સ્થાપવા અહિંસાનો ઉચ્ચ આદર્શ દર્શાવ્યો. તે એક અપૂર્વ બનાવ છે, અને તે આપણને પૂર્વકાળના બૌદ્ધયુગનું સ્મરણ કરાવે છે

આ ક્રાન્તિકારી હિલચાલનું પુરેપૂરું મહત્ત્વ સમજવા, એ બનાવો પાછળનું ધ્યેય લક્ષમાં આણવા, તેનું વાસ્તવિક મૂલ્ય આંકી શકીએ એ સારુ આપણે આપણા પ્રાન્તનો પાછલો ઇતિહાસ, સંક્ષેપમાં, અવલોકીએ એ આગત્યનું છે.

દ્વાપર યુગ આથમતાં શ્રીકૃષ્ણની દ્વારકાપુરી રત્નાકરમાં લય પામી એ પૌરાણિક કથાને આપણે પ્રાગૈતિહાસિક ગણીશું, પણ જે વિશ્વસનીય ઐતિહાસિક અવશેષો ઉપલબ્ધ થયેલા છે તે ઉપરથી એટલું સ્પષ્ટપણે

શકાય છે કે ઈસ્વીસન પૂર્વેથી ગુજરાત વિદેશી રાજકર્તાઓની સત્તા નીચે પરાધીન રહ્યું છે, અને તેના પરિણામે ગુજરાતનો રાજ્યવિસ્તાર અને સીમા વખતોવખત બદલાતાં ગયાં છે અને વિશેષમાં ગુજરાતી પ્રજા, ભિન્ન ભિન્ન ધર્મ અને સંસ્કૃતિવાળી અનેક જાતિઓની બનેલી છે.

ગિરનાર ઉપરના મહાક્ષત્રપ રુદ્રદામાનો શિલાલેખ ઉકેલતાં વંચાય છે કે મૌર્ય સમ્રાટ ચંદ્રગુપ્તની હકૂમત હિન્દના પશ્ચિમ કાંઠા સુધી વિસ્તરેલી હતી અને તેના હાકેમ વૈસ્ય પુષ્યગુપ્તે જૂનાગઢ નજદીક સુદર્શન તળાવ ખોદાવ્યું હતું, તેની મરામત કરાવ્યાની ઉપર્યુક્ત શિલાલેખમાં નોંધ કરેલી છે. અશોકના આદેશો એ જ શિલાલેખ ઉપર કોતરેલા છે, એ મૌર્યસત્તા અહીં પ્રવર્તતી તે હકીકતને પુષ્ટિ આપે છે.

આ પ્રદેશમાંથી મળી આવતા સેંકડો ગ્રીકો-બેક્ટ્રિયન સિક્કાઓના આધારે એવું અનુમાન કરવામાં આવેલું છે કે એલેક્ઝાંડરના અવસાન પછી એના સરદારો જે પાછળ રહેલા અને જેમણે હિન્દની સરહદ ઉપર ગ્રીક સત્તા સ્થાપેલી તેમની હકૂમત સૌરાષ્ટ્રમાં પણ ચાલતી. તે પછી શક જાતિનું પ્રાબલ્ય વધતાં તેમના હાકેમો—ક્ષત્રપોએ લગભગ ત્રણસો વર્ષ ગુજરાતમાં રાજ્ય કર્યું હતું. એ ક્ષત્રપવંશના હજારો સિક્કા અને સંખ્યાબંધ તામ્રપત્રો અને શિલાલેખો મળી આવેલા છે, તે ઉપરથી એ ક્ષત્રપ રાજકર્તાઓનો ઇતિહાસ પુરાતત્ત્વવિદોએ શોધી કાઢ્યો છે, અને એમ માલૂમ પડ્યું છે કે વચમાં થોડંક વર્ષ ત્રૈકુટક રાજાઓએ ક્ષત્રપો પાસેથી ગુજરાતની રાજ્યસત્તા પડાવી લીધી હતી, પણ એ ક્ષત્રપ વંશનો છેવટનો નાશ તો સને ૪૧૦ માં ચંદ્રગુપ્ત બીજાએ કર્યો હતો. એ ગુપ્ત રાજાએ ગુજરાતને સર કર્યું ખરું, પણ ગુપ્ત સામ્રાજ્યનો અમલ અહીં લાંબો સમય ટકેલો જણાતો નથી. અને એ વંશના સ્કન્દગુપ્તના ગિરનાર ઉપરના લેખમાં એમ દર્શાવેલું છે કે કુમારગુપ્તનાં આખરી વર્ષોમાં વિદેશી હૂણ જાતિએ હિન્દ ઉપર આક્રમણ કરતાં સ્કન્દગુપ્તે તેમને હરાવીને ગુપ્ત સામ્રાજ્યનું રક્ષણ કર્યું હતું. પણ અંતે સ્કન્દગુપ્ત સાથે સામ્રાજ્યનો લોપ થયો હતો; અને તેમના પછી ગુજરાતમાં વલભી રાજાઓની સત્તા જામી હતી. એ વલભીઓ વિદેશી હતા; વલભીઓનો નાશ આરબોના હાથે થયો હતો; પણ તેઓ પગ બાંધીને અહીં સ્થિર થયેલા નહોતા.

દક્ષિણના રાષ્ટ્રકૂટોએ પણ આપણા પ્રાન્તમાં પગપેસારો કરેલો અને તેમનો રાજ્યવિસ્તાર વધારેલો, પણ તે થોડા સમયને માટે અને એ અમલની ગુજરાતમાં સ્થાયી અસર થવા પામી નહોતી.

એ અરસામાં પંચાસરમાં ચાવડાનું રાજ્ય હતું; સામંત જયશિખરનો પરાભવ ભુવડના લશ્કરે કર્યો અને તે રણમાં પડ્યો; એ વૃત્તાંત સાંભળીને તેની સગર્ભા રાણી રૂપસુંદરીએ જંગલમાં આશ્રય લીધો. ત્યા તેને પુત્ર પ્રસવ્યો. તેનો જન્મ વનમાં થવાથી તેનું નામ એક યતિએ વનરાજ પાડ્યું. મામાની સહાયથી ઉંમરલાયક થતાં તેણે નવું પાટનગર પાટણ વસાવી ત્યાં ચાવડાઓની ગાદી સ્થાપી વગેરે સઘળી હકીકત આપણે જૈન ગ્રન્થો ઉપરથી જાણીએ છીએ.

પણ એ જયશિખરનો પૂર્વ ઇતિહાસ શો હતો? ભુવડની રાજધાનીનું કલ્યાણ તે કયું અને ક્યાં આવ્યું હતું? જયશિખર શું એ ભુવડનો સામંત હતો? બન્ને વચ્ચે લડાઈ શા કારણે ઉદ્ભવી? એ બધી બાબતો અણઉકેલ રહેલી છે. એટલું જ નહિ, પણ એ ચાવડાઓની જાતિ વિષે પણ કશી ચોક્કસ માહિતી મળતી નથી. [ પણ 'ચાવડા' માટે અગાઉ 'ચાવોટક' અને 'ચાપોત્કટ' રૂપ પ્રયોજાતાં સંક્ષેપમાં એ વંશને 'ચાપવંશ' પણ કહેતા.–સંપા ] એ વંશના છેલ્લા રાજા સામંતસિંહને કોઈ સંતાન ન હોવાથી ચાવડાની ગાદીએ તેનો ભાણેજ મૂળરાજ સોલંકી આવ્યો હતો. સોલકીઓ ગુર્જર જાતિના હતા એવો આપણા પ્રાચીન ઇતિહાસના અભ્યાસકોનો અભિપ્રાય છે. એ ચાવડા અને સોલંકીઓ લગ્નથી જોડાઈ શકતાં એ જોતાં એ જાતિઓ વચ્ચે નિકટનો સબંધ હોય એ સંભવિત છે.

આપણા ઇતિહાસમાં એ જાતિઓ રાજપૂત હિન્દુઓ તરીકે ઓળખાય છે, પણ તેમનો પૂર્વવૃત્તાંત સમગ્ર રીતે વિચારતાં તેઓ વિદેશી હતા એ કથન કંઈક વજૂદવાળું લાગે છે.

આપણે અહી એ વીસરવું ન જોઈએ કે સોલંકી વંશના રાજાઓએ ગુજરાતનો વિજયવાવટો દેશમાં ચોદિશામાં ફરકાવ્યો હતો. એટલું જ નહિ, પણ આસપાસના પ્રાન્તો ઉપર તેમનો પ્રભાવ પાડી ગુજરાતનું સ્વામિત્વ સ્વીકારવા એ મુલકના રાજાઓને ફરજ પાડી હતી. વળી એ સોલકીયુગમાં ગુજરાત આબાદ અને સમૃદ્ધ થવા પામી, પૂર જાહોજલાલીમાં આવ્યું હતું; અને એ બહારના લોકોએ, સોલંકીઓના રાજ્યનો નિર્દેશ કરતાં, તેમના આધિપત્ય નીચેના પ્રદેશને, તેઓ મૂળ ગુર્જર જાતિના હોઈ ને, ગુર્જરોનું રાષ્ટ્ર ગુજરાત એવું નામ આપ્યુ હતું. તે અગાઉ આ પ્રદેશનું નામ ગુજરાત નહોતું, એ અન્ય આધારો ઉપરથી જાણી શકાય છે.

આ રજપૂત રાજ્યનો અંત સને ૧૨૯૭ માં અલાઉદ્દીન ખીલજીના હસ્તે થતાં ગુજરાતમાં મુસ્લિમ રાજ્ય સ્થપાયું હતું; અને મુગલ બાદશાહ અકબરે તેમની પાસેથી તે જીત્યું હતું. તે પછી મરાઠાઓએ મુગલ હાકેમોને હરાવી ગુજરાત હસ્તગત કર્યું અને છેવટે ગુજરાતનો કબજો અંગ્રેજો હસ્તક કેવા સંજોગોમાં અને કેવી તરકીબોથી આવ્યો હતો, એ બધી હકીકત અગાઉ વર્ણવવામાં આવી છે.

પ્રસ્તુત સિંહાવલોકન ઉપરથી જોઈ શકાય છે કે આપણો ગુજરાત પ્રાન્ત, છેક ઐતિહાસિક સમયથી ભિન્ન ભિન્ન વિદેશી સત્તાઓના અંકુશ નીચે દબાયલો રહેલો છે, પણ ગાંધીજીના આગમન પછી તેમાં નવું દૈવત આવે છે.

સોલંકીના અમલ પૂર્વે જે પ્રદેશને આપણે ગુજરાત તરીકે પિછાનીએ છીએ તેનું એ નામ નહોતું, એમ જૂના લેખોના આધારે પુરવાર થાય છે.

ગિરનાર ઉપરના મહાક્ષત્રપ રુદ્રદામાના શિલાલેખમાં તેના રાજ્યવિસ્તારનું વર્ણન કરેલું છે, અને જુદા જુદા દેશોના નામો જેવાં કે આનર્ત, સુરાષ્ટ્ર, શ્વભ્ર, મરુ, કચ્છ, સૌવીર વગેરે દર્શાવેલા છે. તેમાં કોઈ પણ રાજે ગુજરાત વા ગુર્જર પ્રદેશ એવો કોઈ ઉલ્લેખ મળતો નથી; માત્ર છઠ્ઠા સૈકામાં લખાયેલું બાણરચિત હર્ષચરિત્ર મળે છે. તેમાં એ "ગુર્જર પ્રજા" શબ્દ પહેલવહેલો વાંચવામાં આવે છે અને તેમાં નોંધેલી વિગતના આધારે એ ગુર્જરોનું રાજ્ય રાજપૂતાનામાં હતું એવી પ્રતીતિ થાય છે.

એ વિષયમાં જે ઐતિહાસિક અન્વેષણ થયેલું છે તેનો સારાંશ મુનિ શ્રી જિનવિજયજીએ સંક્ષેપમાં પણ સિલસિલાબંધ અને સુંદર ભાષામાં આપેલો છે, એ અત્રે ઉતારીશું:—

"સારાયે સંસ્કૃત સાહિત્યમાં એ જ પ્રથમ ગ્રંથ (હર્ષચરિત) છે, જેમાં ઐતિહાસિક યુગના આર્યાવર્તના એક મહાન્ સમ્રાટનું, ઇતિહાસની દૃષ્ટિએ પ્રમાણભૂત કહી શકાય તેવું કેટલુંક ચરિતવર્ણન વ્યવસ્થિતરૂપે કરવામાં આવ્યું છે; અને એ જ ગ્રંથમાં સૌથી પ્રથમ 'ગુર્જર' એ શબ્દનું આપણને એકવાર દર્શન થાય છે. એની પહેલાંના ભારતીય સાહિત્યમાં એ શબ્દ ક્યાંય દૃષ્ટિગોચર થતો નથી. ગૂજરાતની સંસ્કૃતિના મહાવૃક્ષનો પ્રથમ અંકુર આપણને એમાં દેખાય છે. ચક્રવર્તી હર્ષથી એકાદ સૈકા પહેલાં જ ગૂર્જરો પંજાબમાંથી સિંધના રસ્તે થઈ અર્બુદાચળની પશ્ચિમે આવેલા મરુભૂમિના ભિલ્લમાળના પ્રદેશમાં આવ્યા અને ત્યાં તેમણે પોતાના સ્મરણીય થાણાં નાખ્યાં. પુરાણકાળથી

પ્રસિદ્ધ એ મરુભૂમિ ગુર્જરોના વસવાટને લીધે અને ગુર્જરોથી રક્ષિત થવાના કારણે તે કાળથી ગુર્જરભૂમિ યા ગુર્જરત્રાના નામે ઓળખાવા લાગી. ભિલ્લમાળ, જે પૂર્વે એક જાતની ભિલ્લોની પલ્લી હતી એ ગુર્જર રાજધાની બની, અને ત્યાંનો રાજા એ ગુર્જરરાજ કહેવડાવા લાગ્યો. ગુજરાતના વ્યક્તિત્વનું એ અસલ ગર્ભસ્થાન. ગુજરાતની સંસ્કૃતિના જીવનનો એ ગર્ભકાળ" *

આ ગુર્જર જાતિનું એક ટોળુ લાટ પ્રદેશ તરફ ગયુ. તેણે ભરૂચમાં રાજ્ય સ્થાપ્યું. અને અગાઉ જણાવ્યા મુજબ સોલંકીઓ પાટણની રાજગાદીએ બેસતાં, તેમના યશસ્વી રાજ્ય અમલ દરમિયાન, એમની જાતિ ઉપરથી વિશિષ્ટ નામ તરીકે આપણા પ્રાન્તનું ગુજરાત નામ પડ્યું અને તેના સમર્થનમાં વધુ પુરાવા તરીકે, એ વિષયમાં સ્વર્ગસ્થ નરસિંહરાવ જે છેવટના નિર્ણય ઉપર આવ્યા હતા તે એમના તાજેતરમાં પ્રસિદ્ધ થયેલા "ગુજરાતી ભાષા અને સાહિત્ય" નામક ગ્રંથમાંથી ઉતારીશુ.

"આ ભરૂચના કહેવાતા ગુર્જરોને, ત્હેમની સત્તા અલ્પકાલિક હતી; ન્હાનાસૂના ખંડિયા રાજાઓ હતા, અને ત્હેમનુ આધિપત્ય લાટમાં હતું, ઉત્તર ગુજરાતમાં નહિ; એ ત્રણ કારણથી પડતા મૂકીશુ અને રા. દેવદત્ત રામકૃષ્ણ ભાંડારકરના નિર્ણય અનુસાર ગુર્જરોનું ગુજરાતમાં આગમન સોલંકીઓના પ્રવેશસમયથી શરૂ થાય છે એ સ્વીકારીશુ તો હરકત નથી."+

વળી દી. બ. કેશવલાલ ધ્રુવે, બીજી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખપદેથી વ્યાખ્યાન આપતાં, ગુજરાતી ભાષાનો આરંભકાળ, મહારાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહના સમયથી બતાવ્યો છે; તે એનુ સમર્થન કરે છે અને તે એને બંધબેસતો થાય છે.

એ વિદેશી જાતિઓએ આપણા દેશમાં કાયમ વસવાટ કરતાં હિન્દુ ધર્મનો અંગીકાર કર્યો હતો; સાથે સાથે તેનાં પ્રચાર અને ઉત્તેજન સારુ પણ ઘણું કર્યું હતું. સોલંકી રાજાઓ, મૂળરાજ, સિદ્ધરાજ અને કુમારપાળે આપણા પ્રાન્તના બે પ્રધાન ધર્મો–શૈવ અને જૈન–સારુ જે સંગીન કાર્યો કરેલાં છે તે સુવિદિત છે અને તે વિષે વિવેચનની જરૂર રહેતી નથી.

એમના સમયમાં ગુજરાતની સીમા પૂર્વમાં મેવાડ, ઉત્તરમાં આબુ, પશ્ચિમમાં સોરઠ અને કચ્છનો પ્રદેશ અને દક્ષિણમાં ભરૂચ સુધી લંબાઈ હતી.

* ગુજરાત સાહિત્ય સભાની કાર્યવાહી, સન ૧૯૩૩, પૃ. ૧૦, ૧૧.

+ ગુજરાતી ભાષા અને સાહિત્ય, પ્રથમ ભાગ, પૃ. ૩૭.

ગયા સૈકામાં ગુજરાતના સીમાડાની રેખા દોરતાં, કવિ નર્મદાશંકરે તેનું નીચે મુજબ વર્ણન કર્યું હતું:—

"ઉત્તરમાં અંબા માત,
પૂરવમાં કાળી માત;
છે દક્ષિણ દિશમાં કરન્ત રક્ષા, કુન્તેશ્વર મહાદેવ,
ને સોમનાથ ને દ્વારકેશ એ, પશ્ચિમ કેરા દેવ—
છે સહાયમાં સાક્ષાત,
જય જય ગરવી ગુજરાત!

કેટલાક ગુજરાતને કાઠિયાવાડ અને કચ્છથી જુદું પાડે છે, પણ તેમની માન્યતા ઐતિહાસિક દૃષ્ટિએ વાસ્તવિક લાગતી નથી. સોલંકીઓએ એ પ્રદેશને જીત્યો હતો; અને તે પહેલાં રુદ્રદામા અને સ્કન્દગુપ્તના સમયમાં તે આખો પ્રાન્ત એક સત્તા નીચે હતો; એટલું જ નહિ, પણ એ સૌ એક જ ભાષા અને સાહિત્ય, ઇતિહાસ અને સંસ્કૃતિથી સંકળાયલા છે; એટલે તેમને નોખા પાડવાનો કશો અર્થ જ નથી.

ગુજરાતી પ્રજા એક જાતિ વા ધર્મની બનેલી નથી, તેનું મિશ્રણ પચરંગી છે; તેની રચનામાં હિન્દુ, મુસ્લિમ પારસી, ખ્રિસ્તી, જૈન, ખોજા, મેમણ, વહોરા, ભાટિયા, લુહાણા, કપોળ વગેરે ભિન્ન આચારવિચાર, ધર્મ અને સંસ્કૃતિવાળી જાતિઓ અને કોમોનો સમાવેશ થયેલો છે. તે સઘળાં પોતાને ગુજરાતનાં સંતાનો કહેવડાવવામાં મગરૂરી અને માન સમજે છે. તેથી કવિ નર્મદે ગુજરાતીની વ્યાખ્યા કરતાં જણાવ્યું હતું કે—

"વળી પરદેશી બીજા જેને ભૂમિયે પાળી મોટા કર્યા,
પરધર્મી પણ હિત ઇચ્છનારા માતતણ તે ભાઈ ઠર્યા.
તેની તેની છે ગુજરાત,
પછી હોય ગમે તે જાત
તેની તેની છે ગુજરાત."

એ માતૃભૂમિનો સંદેશો છેલ્લાં સત્યાગ્રહ યુદ્ધના પ્રસંગે ગુજરાતી પ્રજાને પહોંચાડતાં કવિશ્રી ખબરદારે ઘોષણા કરેલી. તેમાં કહ્યું હતું કે—

"એવા ઓ ગુર્જર સંતાનો!
હિંદુ, પારસી, મુસલમાનો, ખ્રિસ્તી, બૌદ્ધ કે જૈન સહેલ,
ભુજથી ભુજ ભીડીને આવો, એક જ પ્રેમ તણી કરો એલ!
ઓ ગુર્જરાત! ઓ ગુર્જરાત!

સોલંકીયુગના ગુજરાતને ગુજરાતના ઇતિહાસમાં આપણે ઉજ્જવળ અને ગૌરવવંતો વર્ણવ્યો છે, પણ દેશમાં જૈનધર્મની અસરથી અહિંસાનું વાતાવરણ જામતાં ગુજરાતી પ્રજા ધીમે ધીમે નિઃસત્ત્વ અને કાયર બનતી ગઈ; અને લાંબો સમય પરાધીન સ્થિતિમાં મુકાતાં તેનું ક્ષાત્રતેજ નાશ પામ્યું. માત્ર વ્યાપાર વડે તેનું વ્યક્તિત્વ જૂદું તરી આવતું; અને એ વ્યાપાર અર્થે ગુજરાતીઓ દેશપરદેશ સેવતા તેમ દરિયાઈ સફરો ખેડતા એ જાણીતી વાત છે.

ગુજરાતની જમીન રસાળ અને ફળદ્રુપ છે, તેના કેટલાક ભાગને ચારુતર અને વાડીની ઉપમા અપાય છે, પણ ગુજરાતી પ્રજાનો પ્રધાન વ્યવસાય વેપાર છે. પ્રવૃત્તિ તેનું સંચાલક બળ છે, અને તેની એ વૃત્તિ, એના સાહસિક સ્વભાવને લઈને, એની વ્યવહારકુશળ બુદ્ધિના પરિણામે, તેના કરકસરિયા વહીવટ અને દૂરદેશીભરી નજર અને શાણપણના કારણે, વિકસીને ખૂબ ખીલી અને દીપી ઊઠેલી છે, અને તે વડે ગુજરાતી પ્રજાની મહત્તા અને વિશિષ્ટતા છે.

દેશમાં અંગ્રેજોનો અમલ સ્થાપિત થતાં સુલેહશાંતિ અને સલામતી દાખલ થઈ. આપણામાંના મુત્સદ્દી વર્ગના નાગર, કાયસ્થ, બ્રાહ્મણ વગેરે નવું અંગ્રેજી શિક્ષણ લઈ સરકારી નોકરીઓમાં જોડાવા લાગ્યા. વેપારીઓ પણ સુવ્યવસ્થા અમલમાં મુકાતાં અને યોગ્ય રક્ષણ મળતાં તેમ જ વ્યવહારના સાધનો ખૂલતા અને ખીલતાં નવા અને મોટાં સાહસો ખેડવા લાગ્યા; અને જમીનમહેસુલનું યોગ્ય મુકરર થતા અને બીજી હાડમારીઓ દૂર થતાં ખેડૂતવર્ગ પણ કંઈક રાહતનો દમ લેવા લાગ્યો, એટલું જ નહિ, પણ તેની દૃષ્ટિ સમીપથી અંધકારનો પડદો ખસતાં, પ્રજા નવી સૃષ્ટિની ઉષા ઊઘડતી જોવા લાગી અને પાશ્ચાત્ય કેળવણી અને વિચારોનો તેના જીવન ઉપર પાસ લાગતા તેના માનસમાં જબરૂં પરિવર્તન થવા લાગ્યું. તેને લાગ્યું કે દેશમાં ગમે તેવું સુરાજ્ય હોય તોપણ તે સ્વરાજ્યની તોલે ના આવે; અને એ વિચાર ભાવનાને ઉત્તેજે અને દૃઢકેરે એવા બનાવો વીસમી સદી બેસતાં જ એક પછી એક બનવા પામ્યા.

સન ૧૯૦૧નું વર્ષ શરૂ થતાં જ ઇંગ્લેંડના ઇતિહાસના સુવર્ણયુગનો લોપ થતો હોય એમ ભલાં મહારાણીશ્રી વિકટોરિયાનું અવસાન થયું. તેની પહેલાંના આઠપાંચ વર્ષો હિન્દુસ્તાનના માટે બહુ ખરાબ ગયાં હતાં. દુકાળ

આ પ્લેગે પ્રજાની ભારે ખુવારી કરી હતી. એ આફતો જમદૂતનું સ્મરણ કરાવતી, ખરેખર દૈવી કોપ સમાન જ હતી.

તે અરસામાં ઇંગ્લેંડ અને દક્ષિણ આફ્રિકા વચ્ચે એકબીજાની સત્તા પરત્વે એક તુમુલ યુદ્ધ જામ્યું હતું. એ દેશમાં વસતા હિંદીઓના હિત અને હક્કનું, અંગ્રેજોનો વિજય થયે, રક્ષણ થશે એવી સામાન્ય માન્યતા બંધાઈ હતી; પણ તે પછીના ઇતિહાસે બતાવી આપ્યું હતું કે એ સઘળી ભ્રમણામાત્ર હતી; અને તેનો ઉકેલ, હિંદુસ્તાનને સ્વરાજ્ય મળેથી જ થવા પામે એવો અભિપ્રાય દૃઢ થયો હતો. આપણા સારા નસીબે મહાત્મા ગાંધીજી તે સમયે દક્ષિણ આફ્રિકામાં વસતા હતા; તેમને આ હિંદીઓ પ્રત્યેનો ગોરાઓનો રંગદ્વેષ ખૂબ સાલતો, પણ જ્યારે ગિરમિટીઓ પાસે અંગૂઠાનાં નિશાનો કરાવી તેમ તેના પર (પોલ ટેક્ષ) માથાવેરો નાખવાનો દક્ષિણ આફ્રિકાની સરકાર તરફથી પ્રયાસ થયો ત્યારે એ અન્યાય તેઓ સહન ન કરી શક્યા, અને એ કાયદામાં એમણે હિંદીઓનું સ્વમાન હણાતું જોયું. એટલે તેની સામે થવા સત્યાગ્રહનું સબળ પણ અહિંસક શસ્ત્ર પહેલવહેલું ત્યાં અજમાવ્યું. અને તેની ખૂબ જ અસર થવા પામી હિંદીઓના સંગઠનનું એ પ્રથમ પગલું હતું એ બનાવે હિંદીઓ ત્યારથી પરદેશમાં વસતા પોતાના બંધુઓના હક્ક અને હિતના પ્રશ્નો પરત્વે જાગ્રત થયા.

રૂસો-જાપાનીસ યુદ્ધ પણ તે અરસામાં જાગેલું અને જાપાનનો તેમાં વિજય થતાં પૂર્વના દેશોની પ્રજામાં નવીન સ્ફૂર્તિ આવી. પરિણામે તુર્કી, ઇરાન, ઇજિપ્ત વગેરે દેશો આઝાદી માટે પ્રવૃત્ત થયા. હિન્દ પણ એ અસરમાંથી મુક્ત રહી શકે એમ નહોતું. સ્વાતંત્ર્યના વિચારો કોને ન આકર્ષે? હિંદુસ્તાનનું વાતાવરણ આ પ્રમાણે ઉષ્ણ હતું. તેને લૉર્ડ કર્ઝનની મનસ્વી અને અન્યાયી રાજનીતિએ વધારે ઉશ્કેર્યું. પ્રથમ તો એશયાવાસીઓને અસત્યપ્રિય કહીને તેમણે ભાંડયા; બીજું યુનિવર્સિટીનો કાયદો સુધારી ઊંચી કેળવણીનું પ્રવેશદ્વાર હિન્દીઓ માટે મુશ્કેલ કરી મૂકવાનો પ્રયત્ન કર્યો; અને નવી જાગૃતને ખાળવા એ બધા પ્રયત્નો પૂરતા થતા ન હોય એમ માની બંગાળના બે ભાગલા પાડીને, ત્યાંની હિન્દુ-મુસ્લિમ કોમો વચ્ચે એક પ્રકારનું વૈમનસ્ય ઊભું કરવાનો માર્ગ ગ્રહણ કર્યો. એ અખતરો જોકે સરવાળે નિષ્ફળ ગયો હતો, તોપણ તેના પ્રત્યાઘાતથી સમસ્ત દેશમાં ભારે ખળભળાટ ઉદ્‌ભવવા પામ્યો; અને હિન્દી પ્રજામાં નવું ચેતન આવ્યું.

બંગભંગના પગલાને નિવારવા આપણા દેશનેતાઓએ કાંઈ કાંઈ ઉપાયો અજમાવ્યા. તેમાં નીચે દર્શાવેલા મુખ્ય હતા: (૧) રાષ્ટ્રીય ધોરણે પ્રજાકીય કેળવણીની સંસ્થાઓ સ્થાપવી; (૨) પ્રજામાં સ્વદેશીનો પ્રચાર કરવાના અને લોકો સ્વદેશીનું વ્રત ધારણ કરે એવા પ્રયત્નો કરવા; અને (૩) હુન્નરઉદ્યોગ અને વિજ્ઞાનના શિક્ષણ અર્થે પ્રતિવર્ષ સંખ્યાબંધ હિન્દી વિદ્યાર્થીઓને પાશ્ચાત્ય દેશોમાં સ્કોલરશિપો આપીને મોકલવા.

બીજું કાંઈ નહિ તો એ ચળવળથી દેશભરમાં રાષ્ટ્રીય ઐક્યની લાગણી મક્કમ થઈ હતી અને એમાંથી એક વર્ગ એવો ઊભો થયો, જેણે સરકારને અરજી, ઠરાવ કે મેમોરિયલ કરવાની પ્રથામાં સમૂળગી શ્રદ્ધા ખોઈ. સરકારનો સીધો સામનો કરવો એ જ વાજબી માર્ગ છે એવો એમનો નિશ્ચય થવાથી તેમણે જુદો જ પક્ષ રચ્યો, જે ઉદ્દામ વર્ગ તરીકે જાણીતો થયો. તે પછી રાજકીય ક્ષેત્રમાં દેશે ખૂબ પ્રગતિ કરી અને પ્રાંતિક સ્વરાજ્યની સ્થાપનાપર્યંત દેશ પહોંચ્યો એ તાજો ઇતિહાસ છે.

ઉપર્યુક્ત ક્રાંતિકારી બનાવોની ગુજરાત ઉપર પણ મોટી અસર થવા પામી હતી અને નવા વિચારોના વાતાવરણમાં ઊછરતી પ્રજા, પ્રોત્સાહન અને પ્રેરણા મેળવી, સ્ફૂર્તિમાન અને આદર્શસેવી બની હતી.

ગુજરાતની પ્રજાની પ્રકૃતિ શાંત અને ગંભીર ગણાતી. વૈશ્યવૃત્તિ તેનામાં પ્રધાનપણે હોઈ ને કોઈ પ્રવૃત્તિ આરંભતા પ્રથમ તેના લાભાલાભ તપાસવાનું એનું વલણ રહેતું, કોઈ ઉતાવળું અને અવિચારી પગલું તે ભાગ્યે જ ભરે.

દેશભરમાં રાજકીય વાતાવરણ તીવ્ર અને ઉદ્વેગી બન્યું હતું અને ઉદ્દામ વિચારવાદી પક્ષનું પ્રાબલ્ય વધતું હતું. તે કબજામાં રહી શકે એ ઉદ્દેશથી કોંગ્રેસના સંચાલકોએ સન ૧૯૦૭ની કોંગ્રેસ પ્રથમ નાગપુરમાં ભરવાનું નક્કી કર્યું હતું તે મથક જોખમભર્યું માની, ગુજરાતના બધી રીતે સગવડભર્યું અને સલામત થઈ પડશે એવી સમજણથી, કોંગ્રેસની બેઠક સુરતમાં ગોઠવી. છતાં પણ બદલાતા સંજોગોમાં તેનો કરુણ ફેજ થયો.

મહારાષ્ટ્ર, બંગાળ અને પંજાબે એ સમયે બાલ, પાલ અને લાલ જેવા સમર્થ અને બુદ્ધિશાળી, નીડર અને ચિંતનવાન દેશનેતાઓ ભારતમાતાને આપ્યા હતા; પણ એ કક્ષામાં આવી શકે એવો આગેવાન ગુજરાતને ભાગ્યે નિર્માણ થયો નહોતો. હિન્દના રાજકારણમાં મહાત્માજીએ પ્રવેશ કર્યો પછી આપણા પ્રાંતની એ સ્થિતિ પલટાઈ.

'પ્રસ્તુત વર્ષ ૧૯૦૮' માં સ્વર્ગસ્થ રણજિતરામે લખ્યું હતું કે "સર્વત્ર સ્ફુરણ પેઠું છે—જાગૃતિનાં ચિહ્ન દૃષ્ટિને પથે પડે છે;" પણ "ગુજરાતમાં નેતા નથી; બંગાળા, મહારાષ્ટ્ર, પંજાબ વગેરે પ્રાંતોમાં છે તેવા નેતા નથી. મુંબઈ, અમદાવાદમાં કે દેશી રાજ્યોમાં બુદ્ધિશાળી ગુજરાતીઓ અનેકવા દેશહિતનું કામ બજાવે છે, પણ ગુજરાતને દોરનાર નેતાઓની તો ખોટ જ છે. અમે સર્વ ગુજરાતી છીએ—હિન્દુ, મુસલમાન પારસી હોવા છતાં ગુજરાતી છીએ—એવી ભાવના જનેજનમાં જગાવે અને દક્ષિણી કે બંગાળીના જેવો પ્રતાપ ગુજરાતીઓ ગુજરાતમાં અને ખંડખંડના પરદેશનિવાસમાં બતાવે એવા એમને શક્તિમાન કરે, એવા નેતાની આપણે ત્યાં ખોટ છે."*

તે કથન સાચું હતું. ગુજરાતી પ્રજાજીવન ગતાનુગતિક મંદગતિએ વહે જતું હતું, પણ પ્રજાકીય અસ્મિતા અથવા પ્રાંતના સ્વતંત્ર વ્યક્તિત્વ જેવો વિચારસરખો કોઈના હૈયે વસ્યો નહોતો પાશ્ચાત્ય જીવન અને સંસ્થાઓનું સામાન્યતઃ અનુસરણ થતું, પણ આપણી સ્થિતિ અને સંજોગો આપણી પાછલી પરંપરા અને સંસ્કૃતિને અનુકૂળ થાય તેમ જ આપણા પ્રજાજીવનને વિકસાવે અને ઉન્નત કરે, એવો નવીન અને નિરાળો માર્ગ તૈયાર કરવા ભાગ્યે જ કોઈ તત્પર હતું. એ યુગમહિમા હતો. કોઈ એક વ્યક્તિ વા સંસ્થાને તેનું દોષારોપણ કરવુ તે અયુક્ત ગણાય

સુભાગ્યે ઊછરતા નવયુવાનોમાં તે અરસામાં એવો એક ઉત્સાહી અને આશાવાદી, ભાવનાશાળી અને સ્વપ્નસેવી તરુણ સ્થિર પગલે આગેકૂચ કરી રહ્યો હતો. આપણને એમ લાગે કે નવગુજરાતનું ઘડતર ઘડવાને, જાણે કે પ્રભુએ એને ટૂંક મુદ્દત માટે આપણા વચ્ચે મોકલ્યો હતો. એ તરુણ તે ભાઈ રણજિતરામ વાવાભાઈ મહેતા હતા.

નવયુગનાં આંદોલનો એમને મન વસ્યાં હતાં. તદનુસાર ગુજરાતી જીવન ઘડવામાં એમણે જીવનપર્યંત મનોરથો સેવ્યા હતા. રાજકીય ક્ષેત્રમાં તેઓ મુત્સદ્દી થયા નહોતા, પણ પ્રજાસ્વાતંત્ર્યના તેઓ સાચા હિમાયતી હતા. તેમને પ્રજાતંત્રમાં પૂર્ણ શ્રદ્ધા હતી. એ આખાવ પ્રશ્નને તેઓ ઐતિહાસિક દૃષ્ટિએ વિચારતા, અને હોમરૂલ લીગની હિલચાલ પ્રવર્તતી હતી તે દિવસોમાં પ્રજાને રાજતંત્રનો ખ્યાલ આપવા એ વિષય ઉપર લખાયેલા એક અંગ્રેજી પુસ્તકનો

*જુઓ રણજિતરામના નિબંધો, ભા. ૧, પૃ. ૬૯.

તર્જૂમો કરી તે લખાણ તેમણે 'સમાલોચક'માં આપવાનું આરંભ્યું હતું; અને મત (franchise)નું મહત્ત્વ અને મૂલ્ય સમજાવતો એક નિબંધ એ માસિકમાં લખ્યો હતો. પણ એમનો પ્રિય વિષય તો 'ગુજરાતની અસ્મિતા' એ હતો. એમને મન ગુજરાત એટલે દક્ષિણમાં દમણથી ઉત્તરમાં આબુ સુધીનો પ્રદેશ અથવા પૂર્વમાં પાવાગઢથી પશ્ચિમમાં દ્વારકા સુધીનો ભાગ નહિ, પણ તેઓ કહેતા, "ગુજરાત ! ગુજરાત કેટલો વિશાળ છે તેનું તમને ભાન છે ? તમારે મન—રાજકીય વિચારકોને મન—ગુજરાત માત્ર અમદાવાદથી સૂરત સુધીનો છે, પણ ગુજરાત એથી ઘણો વિશાળ છે કેટલી મોટી વસ્તી ગુજરાતી પ્રજાની દેશી રાજ્યોમાં છે. તેની તમે ગણતરી કરી છે ? અથવા કરી છે તો દરેક કાર્ય કરતાં નજર આગળ રાખી છે ? અને એટલામાં જ ગુજરાત પૂરું થતું નથી ગુજરાત કાનપુરમાં છે, ગુજરાત દિલ્હીમાં છે, ગુજરાત રંગૂનમાં છે, ગુજરાત મદ્રાસમાં છે, એમ જ નહિ, પણ ગુજરાત સુમાત્રામાં છે, ગુજરાત દક્ષિણ આફ્રિકામાં પણ છે એ ગુજરાતનો અભિલાષ તમારે જાણવો જોઈએ. એ ગુજરાતના જીવનઅંગો તમારે વિકસાવવાં, સુદૃઢ કરવાં જોઈએ. એટલા મોટા ગુજરાતની તમારે સેવા કરવાની છે."*

અને જિંદગીભર એ દૃષ્ટિએ ગુજરાતી પ્રજાને જાગ્રત અને એકત્ર કરવા એમની પ્રવૃત્તિ ચાલુ રહી હતી.

શ્રીયુત કનૈયાલાલ મુનશી ગુજરાતની અસ્મિતા જાગ્રત કરવા સતત પ્રયાસ કરતા રહ્યા હતા, પણ એ ભાવનાનું બીજ રણજિતરામનાં કાર્યોમાંથી મળશે. તે સંબંધમાં કવિવર નાનાલાલ લખે છે કે 'ગુજરાતની અસ્મિતા' એ શબ્દપ્રયોગ શ્રી મુનશીનો, પણ એ ભાવ શ્રી મુનશીજીએ રણજિતરામમાં સાક્ષાત્ મૂર્તિમન્ત નિરખેલો, ને ત્યાંથી સાંધેલો,+ પણ અમારા ખ્યાલ પ્રમાણે એ શબ્દ પ્રથમ રણજિતરામે યોજેલો અને અમારા ઉપરના એક પત્રમાં તે લખેલો મળે છે એ પત્ર એમની અનેકવિધ યોજનાઓ અને પ્રવૃત્તિઓ પર સારો પ્રકાશ પાડે છે, તેથી તે અત્રે આખો છાપ્યો છે :—

મુંબઈ, તા. ૧૫–૨–૧૯૧૭

પ્રિય ભાઈ,

લાંબે ગાળે તમારું હૃદયકથન વાંચી આનંદ અને ઉલ્લાસ પામ્યો. દિગ્દર્શન પરત્વે મારે આટલાં દૃષ્ટિબિંદુ રજૂ કરવાનાં છે.

---

* જુઓ રણજિતરામનાં સ્મરણો, બુદ્ધિપ્રકાશ, સન ૧૯૨૨ પૃ. ૫૯.

+ જુઓ દિગ્બોધન પૃ. ૭૪

(૧) ગુજરાતમાં અસ્મિતા (Consciousness) અને આત્મમાન (Self-respect)ના ઉન્મેષ—મહારાષ્ટ્રની પાછળ રહેવાને નહીં, પરંતુ ભારતવર્ષના એક અંગ તરીકે પોતાની તૈયારી કરવાની જરૂરનો સ્વીકાર.—પ્રો. ઠાકોર; 'ગાંડી ગુજરાત'; મારા બે લેખો, વસન્તમાં સત્યેન્દ્રરાવને દીધેલો જવાબ અને 'સમાલોચક'ના આવતા અંકના 'ગુજરાતની એકતા' વાળો લેખ.

આ વિષય પર ભાષણ ગયે વર્ષે આપ્યું હતું; 'વસંત'માં પ્રાંતિક પરિષદ વિશેના રા. ઉત્તમલાલભાઈના લેખનો અંતિમ ભાગ; 'સમાલોચક'ના 'કેળવણી' વિષેના મારો લેખ; સંસાર સુધારા પરિષદના પ્રમુખસ્થાને ગુજરાતીને લાવવાનું દ્રષ્ટિબિંદુ; ગુજરાત કેળવણી પરિષદનો જન્મ; મિ. મુનશીકૃત 'પાટણની પ્રભુતા.'

(૨) રાજદ્વારી જીવનમાં ગુજરાતનો અધિક પ્રવેશ.

અમદાવાદની પ્રાંતિક પરિષદ, મુંબઈ, સુરત અને અમદાવાદમાં Home Rule Leagues. અમદાવાદના ગોખલે સોસાયટી લખનૌ કોંગ્રેસમાં ગુજરાતીઓની હાજરી નવસારીમાં મળેલી વડોદરા રાજ્ય પંચાયત પરિષદ—જે હવે પ્રજામંડળ નામે ઓળખાશે. વડોદરામાં પંચાયત પ્રચારિણી સભા. મહાત્મા ગાંધીના નિવાસથી અમદાવાદ બન્યું તીર્થ; ઇન્દુલાલનું 'નવજીવન.'

(૩) સામાજિક સુધારણા પરિષદમાં કરાવેલો ફેરફાર. જ્ઞાતિમંડળોની પરિષદ, ભરૂચમાં જ્ઞાતિપત્ર તંત્રી સંમેલન; અમદાવાદ અને સુરતનાં મહિલા વિદ્યાલયો; મુંબઈ, સુરત, અમદાવાદ વગેરે સ્થળના સ્ત્રીમંડળો. ડૉ. સુમન્તનું સુરત અને અમદાવાદમાં કામ

(૪) કેળવણી—ચરોતર એજ્યુકેશન સોસાયટીની સ્થાપના, કેળવણી પરિષદ—તેનું કામકાજ, સાર્વજનિક જીવનનો એક મોટો પ્રસંગ વડોદરા રાજ્યનું કેળવણી કમિશન, મહિલા વિદ્યાલય; મુંબઈના સ્ત્રી ગ્રૅ. મેટ્રીક્યુલેશન અને ઊંચી પરીક્ષામાં પાસ થનારી ગુજરાતી કન્યાઓનો વધારો, સુરતમાં કૉલેજ; અમદાવાદમાં હિલચાલ. મુંબઈમાં બિસન્ટ કૉલેજ ભાવનગરમાં દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનનું બંધાયેલું મકાન અને વધારે મદદ. લોહાણા પરિષદમાં ઉદ્યોગશાળા માટે થયેલું ફંડ, ગુજરાત કેળવણી મંડળ, ભગિની સમાજની સ્ત્રી-પુસ્તકાલયોની વ્યવસ્થા.

(૫) સાહિત્ય ........ 'વીસમી સદી'નું પ્રાકટ્ય, તંત્રી મુસલમાન, સચિત્ર; ગુજરાતી ચિત્રકાર રવિશંકર મહાશંકર રાવળ.

લાંબો સમય રહેલા; એટલે રણજિતરામનું વિદ્યાર્થીજીવન ઘણું ખરું અમદાવાદમાં પસાર થયું હતું' એ અવસ્થાથી જ એમણે એમના સહાધ્યાયીઓ અને સ્નેહીઓ પર એક અભ્યાસી અને વિચારક તરીકે પ્રબળ છાપ પાડી હતી, તે નીચેની હકીકત પરથી માલૂમ પડશે



**શ્રી રણજિતરામ વાવાભાઈ મહેતા**

શ્રીયુત હરિપ્રસાદ દેસાઈ એ સમયનું ચિત્ર દોરે છે કે "હમેશાં સાંજે અમે મળતા અને ભદ્રના નદી પાસેના તેમના મકાનને ત્રીજે માળે છજામાં મોડી રાત વીતતી ત્યાંસુધી સાહિત્યની, ઇતિહાસની, સંસારની, દેશદેશની વાતો કરતા અથવા વાંચેલું વિચારતા. .... ...રણજિતરામ ઘણી વસ્તુઓમાં મારા ગુરુ હતા. માત્ર વર્તમાનપત્રોના વાતાવરણમાં ઊછરેલું મારું જીવન એમની સાથેના આ સહવાસમાં સાહિત્યના અને ઇતિહાસના વિવિધ રંગોથી રંગાતું. ગુજરાતી જૂના કવિઓની થોડી કવિતા અંગ્રેજી નિશાળના અભ્યાસમાં મેં જોયેલી અને જિજ્ઞાસા પ્રગટતાં વધારે વાંચેલી, પરંતુ નવી કવિતાનું એમના સમાગમમાં આવ્યો ત્યાંસુધી મને ભાન જ નહોતું. રણજિત-

રામની નાની નાની નોંધપોથીમાંથી શ્રી. મણિશંકર ભટ્ટનાં એમણે હાથે ઉતારેલાં કાવ્યો વાંચી ન સમજાતાં એમની દ્વારા સમજવા યત્ન કર્યો. પછી તો ઘણી નવી કવિતા વાંચી, પણ નવી કવિતા તરફ પ્રેરનાર એ રણજિતરામનું શરૂઆતમાં કવિતા તરફ લક્ષ ઘણું હતું. કવિતા રચવાનો પણ પ્રયત્ન કરેલો, પણ અશક્તિ સમજાયેલી કવિતા—નવી કવિતા એ ઘણી જ ત્વરાથી પૂર્ણ રીતે સમજતા અંગ્રેજી અને સંસ્કૃત કવિતા અને કાવ્યચર્ચાના સારા અભ્યાસનું એ પરિણામ હતું. કવિતા કરી તો નહિ જ શકાય એ વાત સહેલથી એમને સમજાઈ નવી કવિતા દેશના લોકોને સમજાવવાનો એમણે પછી યત્ન કર્યો એમાં એ કેટલે અંશે સફળ થયા એ એમના લેખોમાંથી જોઈ શકાય એમ છે. કાવ્યચર્ચા પછી નાની વાર્તાઓ લખવાનો અને મોટી વાર્તાઓના ખોખા રચી તેમાંથી વાર્તા નિપજાવવાનો આરંભ પણ તેમણે આ સમયમાં કર્યો હતો. સાહિત્યમાં, જ્યોતિમાં, સુન્દરી સુબોધમાં એમણે નાની વાર્તાઓ લખી છે ઇતિહાસનું વાચન અને સંશોધન એ કવિતા અને વાર્તા પછી એમના અભ્યાસ, મનન અને કાર્યપ્રદેશનો ત્રીજો વિષય હતો હિન્દના ઇતિહાસના તથા ગુજરાતના ઇતિહાસના ઘણા અપ્રસિદ્ધ યુગોના સાહિત્યનો અભ્યાસ, બુદ્ધના સમયના ઇતિહાસ વગેરેનાં પુસ્તકોમાંથી અને શિલાલેખો વગેરે સાધનો વડે આ સમયથી જાતે કરતા. બીજા ઘણાં પુસ્તકો સાથે કલ્હણની રાજતરંગિણીનો અભ્યાસ એમણે ૧૯૦૪ માં કર્યો હતો

લોકસાહિત્યનો અભ્યાસ, સંગ્રહ અને શોધન એ એમનો બીજો પ્રિય વિષય હતો. લોકગીતોનો પહેલી સાહિત્ય પરિષદ આગળ વંચેલો નિબંધ અને એમણે પ્રસિદ્ધ કરેલાં લોકગીતો તેની પ્રતીતિ છે. આ અને બીજા અનેક વિષયોમાં જે અભ્યાસ અને મનન એમણે કરેલાં તેનાં બીજ તેમના શાળા અને કૉલેજના સમયથી જ વવાયાં હતાં.''+

એ ચિત્ર તદ્દન વાસ્તવિક છે, એ આપણે એમના સ્નેહી શ્રીયુત જયસુખલાલે 'શરદ' વાર્ષિકમાં રણજિતરામનો અંગત પરિચય વર્ણવેલો તેમાં જોઈ શકીએ છીએ.

તેઓ લખે છે, "આ જીવનમાં રસ લેવાને અને રસ લઈ શકવાને યોગ્ય બનવાને મને રણજિતરામે શીખવ્યું —એકલા મને જ નહિ પણ અનેક મિત્રોને. Jerome નું પુસ્તક Passing of the Third Floor Back ઘણીએ

+ બુદ્ધિપ્રકાશ, ૧૯૨૦, જાન્યુઆરી, પૃ. ૩-૪.

વાંચ્યું હશે તેમાંના મુખ્ય પાત્ર જેવી પ્રકૃતિ રણજિતરામની હતી. દરેક વ્યક્તિમાં સારા અંશ શા છે તેનું નિરીક્ષણ કરવું અને તે અંશોને બહાર કાઢી ખીલવવા. એક કવિ મિત્ર હતા. રોજ સાંજે ભેટે, થાય ત્યારે તેમને કવિતા લખવાને પ્રેરણા કરવી. અક્ષર મિત્રો હતા. તેમને સાહિત્યમાં વધારે શક્તિ ખીલવવાને કહેવું; અધિપતિ થવાને તત્પર બનેલા મિત્રો હતા તેમને અધિપતિ બનાવવાની જોખમદારી સમજાવવી. સંસારસુધારાવાળાઓને સંસારસુધારા તરફ લઈ જવા. આ પ્રમાણે દરેક ગોપીના મન જેમ કૃષ્ણ પોતાના હૃદયની પ્રેરણાના મૂર્તિમંત બનેલા હતા તેમ રણજિતરામનો દરેક મિત્ર એમ ધારતો કે રણજિતરામ પોતાની ભાવનાની પ્રતિમાસમા હતા."*

પ્રસ્તુત કથન લેશમાત્ર અત્યુક્તિભર્યું નથી તેની પ્રતીતિ અનેક મિત્રો ઉપર લખેલા તેમના સેંકડો પત્રો વાંચવાથી થશે. તે મોટી સંખ્યામાં મળી આવશે; એટલું જ નહિ, પણ તે ઘણા મિત્રોને લખેલા માલૂમ પડશે. રણજિતરામને એમના વાસ્તવિક સ્વરૂપમાં જોવાને, એમની અનેકવિધ યોજનાઓ સમજવાને તે ઉત્તમ સાધનસામગ્રી પૂરી પાડે છે. એક દાખલો નોંધીશું

ગુજરાતી પ્રજાજીવનના ઘડતરનો એવો કોઈ પ્રશ્ન નહિ હોય જે એમની નજર બહાર રહ્યો હોય. બાળસાહિત્યનો પ્રશ્ન છઠ્ઠી સાહિત્ય પરિષદે પ્રથમ ઉપાડ્યો હતો, પણ તે અગાઉ રણજિતરામે એ વિષે વિચાર કરી રાખ્યો હતો. બાળસાહિત્યના આપણા એક જાણીતા પ્રયોજક અને અનુભવી લેખક શ્રીયુત ગિજુભાઈએ, રણજિતરામ સુવર્ણચંદ્રકનો સ્વીકાર કરતાં, સ્વર્ગસ્થે એમને એ સાહિત્ય રચવા પ્રેરણા આપેલી તે સંબંધમાં નીચે મુજબ ઉલ્લેખ કર્યો હતો —

"બાળકેળવણીની પ્રવૃત્તિના મૂળ વિષે આજે હું નહિ બોલું; પણ બાળસાહિત્યની મારી યોજના પ્રવૃત્તિના મૂળમાં, ખાસ કરીને બાળવાર્તા અને વાર્તાસાહિત્યના મૂળમાં, સ્વ. રણજિતરામની મને પ્રેરણા મળી છે. બાળકને માટે હું વાર્તાનું સાહિત્ય શોધી રહ્યો હતો, બાળવાર્તાના સાહિત્યનો પ્રથમ પ્રથમ પરિચય આશ્ચર્યમુગ્ધ થઈને કરી રહ્યો હતો ને એ સુંદર સાહિત્યને કેમ સંઘરવું, કેટલા અને કેવા વિભાગો પાડવા તેના અસ્પષ્ટ વિચારો ઘડતો હતો તે વખતે મને કોઈએ સ્વ. રણજિતરામ બતાવ્યા અને પત્રોદ્વારા તેમજ રૂબરૂ વાતચીતથી મારો

* શરદ વાર્ષિક.

કામ કરવાનો માર્ગ ઊઘડ્યો તે સૌમ્ય, ગંભીર, પ્રસન્નમૂર્તિએ મને કેટલીયે લોકવાર્તાઓની યાદી મોકલી આપી અંગ્રેજી સાહિત્યમાં કેવું કેવું આકિલ થયું છે તેની વાતો કરી, મારો પ્રયત્ન પહેલવહેલો જ થશે અને તે ઉપયોગી થશે એવી તેમણે મને ખાતરી આપી અને મને તે કામ કરવા ઉત્સાહી કર્યો ”*

શ્રીયુત નાનાલાલ કવિના શબ્દોમાં કહીએ તો “રણજિતરામ એટલે ઘણાનું પૂછ્યાનું ઠેકાણું ને સંરક્ષણ સ્થાન.”+ અથવા તો શ્રીયુત રમણલાલ દેસાઈ જણાવે છે તેમ, અભ્યાસીને તે અભ્યાસ કરવા પ્રેરતા, કવિને તે કવિતા લખવા પ્રેરતા; નવલકથાકારને તે લખવા ઉત્તેજિત કરતા; સહુને ભેગા કરવા મથતા; ભેગા પ્રયાસયોજનમાંથી નવનવા સાહિત્યવહેણ ઉપજાવવાનાં સ્વપ્ન સેવતા અને ગુર્જરી સાહિત્યનો તથા ગુર્જર સાહિત્યદ્વારા ગુર્જર સમાજનો સર્વતોમુખ વિકાસ સાધવા કટિબદ્ધ રહેતા. સાહિત્ય પરિષદના ઉદ્‌ભવમાં રણજિતરામનો કેટલો હિસ્સો છે એ સૌ કોઈ જાણે છે વ્યક્તિનું સમગ્ર બળ સંસ્થામાં રેડી તેને સામાજિક–સાર્વજનિક બનાવી વ્યક્તિ તરીકે લુપ્ત થઈ જવું એ વ્યક્તિની ભારેમાં ભારે સેવા. એવી સેવા કરનાર જૂજ વ્યક્તિઓમાં રણજિતરામ મોખરે છે.”×

એમનું અવસાન ૧૯૧૭ની સાલમાં થયું. નવી પ્રજાને એમનાં કાર્યોની કદાચ બરાબર માહિતી પણ નહિ હોય એમની શક્તિ પૂરી ખીલવા પામે એ પહેલાં, ભરજુવાનીમાં એઓ દેવલોક પામ્યા હતા. એમણે આદરેલી અનેક પ્રવૃત્તિઓ હજી તો પ્રથમાવસ્થામાં હતી, કેટલાક સ્વપ્નો તેમણે સેવેલાં તે તેવી જ દશામાં ગુપ્ત વા અણવિકસેલા રહેવા પામ્યા છે, પણ ગુજરાતની સંસ્કૃતિ સારુ જે વિચાર–વાતાવરણ એમણે ઉત્પન્ન કર્યું હતું. ગુજરાતની અસ્મિતા માટે જે પ્રચારકાર્ય આરંભ્યું હતું તેની અસર પ્રબળ પડી. એમની કૃતિઓ વખતે વીસરાશે, પણ એમનું વ્યક્તિત્વ, એમનો જીવનસંદેશ કદાપિ નહિ વીસરાય. એમની મહત્તા એમના કાર્ય કરતા એમની ભાવનામાં, એમના આદર્શમાં, તે પાછળના ત્યાગ અને સેવામાં રહેલી છે. તેની સિદ્ધિ અર્થે એમણે પોતાનું સમગ્ર જીવન અર્પ્યું હતું.

---

* એમના એક અપ્રસિદ્ધ ભાષણમાંથી

+ જુઓ ઉદ્‌બોધન, પૃ ૭૪.

× જીવન અને સાહિત્ય, પૃ. ૯૬.

ગાંધીજીના આગમન પછી દેશમાં સૂર્યોદય થયો એટલે તેના પ્રકાશમાં પાછળનાં તેજ ઝાંખાં પડે એ સ્પષ્ટ છે, પરંતુ એ પૂર્વભૂમિકા રચવામાં, તેની તૈયારી કરવામાં ઉષાના તેજ સમા જે તારાઓએ માર્ગદર્શક થઈ પ્રજાને પ્રગતિને પથે પ્રેરી છે તેમને આપણે વીસરી શકીએ નહિ. એવા તેજસ્વી તારાઓમાં શુક્રના તારા જેવા રણજિતરામને ગણાવી શકાય.

સાહિત્ય પરિષદ ભંડોળ કમિટી તરફથી સ્વર્ગસ્થની યાદગીરી રાખવા "રણજિતકૃતિસંગ્રહ" પ્રકટ થયેલો છે તેની પ્રસ્તાવનામાં રણજિતરામના ગાઢ સ્નેહી અને વર્તમાન ગુજરાતી સાહિત્યના એક પ્રભાવશાળી સર્જક શ્રીયુત કનૈયાલાલ મુનશીએ એમના કાર્ય અને કૃતિઓની સમીક્ષા કરી જે અભિપ્રાય વ્યક્ત કર્યો છે તે અહીં ઉતારીશું.

"રણજિતરામ માણસ નહોતા—એક ભાવના હતા ગુજરાતની રાષ્ટ્રીય અસ્મિતા (Self Consciousness)ના એ અવતાર હતા. તેને જ માટે તે જીવતા, તેને જ માટે તેણે ત્યાગવૃત્તિ ધારી, તેને જ માટે તે નવાનવા માણસોના સંસર્ગમાં આવવા ઝંખતા તેને જ માટે ગમે તે વેઠી એ બધાને એ ભાવનાએ પ્રેરવા મથતા. તેના હૃદયમાં એક જ વિચાર હતો. બંગાળની માફક આપણું સાહિત્ય ક્યારે સમૃદ્ધિવાન થાય—આપણી કળા ક્યારે વ્યક્તિત્વ પામે—આપણો ઇતિહાસ ક્યારે સજીવન થાય—આપણી રાષ્ટ્રીય અને સામાજિક સાનુકૂળતા ક્યારે સધાય—આપણી સંસ્કૃતિ ક્યારે વિજય પામે અને આ બધાને પરિણામે નવીન ગુજરાત ક્યારે અવતરે? એમની નજર આગળ નવીન ગુજરાત સ્વપ્નું નહોતું—જીવન્ત વ્યક્તિ હતી એ બધાને પ્રેરતા તો એક લક્ષ તરફ—ગુજરાતના ગૌરવ, એકતાનતા, અસ્મિતા વિવિધતાથી ભરપૂર ગામેગામના લેખકોના એ—આ ભાવનાના અવતાર—કેન્દ્રસ્થાન હતા. એ ભાવના પ્રસારવી એ જ એનો જીવનમંત્ર હતો." ×

---

× રણજિતકૃતિસંગ્રહ. પૃ. ૧૯

# ૨. કેળવણીના પ્રયોગો

સને ૧૮૮૨માં હિંદીઓની સ્થિતિ તપાસી રિપોર્ટ કરવા લોર્ડ રિપને, એક કેળવણી કમિશન હંટરના પ્રમુખપદ હેઠળ નીમ્યું હતું. તેણે યુનિવર્સિટીના શિક્ષણનો આખોય પ્રશ્ન માધ્યમિક અને પ્રાથમિક કેળવણીના સંબંધમાં એવી રીતે પ્રતિપાદિત કર્યો હતો કે હિંદી સરકાર પ્રાથમિક કેળવણીના પ્રચાર અને વિસ્તાર અર્થે તેની સાધનસંપત્તિ અને શક્તિઓ મુખ્યત્વે ખર્ચશે અને માધ્યમિક અને ઊંચી કેળવણીના ક્ષેત્રનાં જિલ્લાવાર એકેક નમૂનેદાર હાઈસ્કૂલ અને કૉલેજ ચલાવી, એવી બીજી સંસ્થાઓ કાઢવા ખાનગી સાહસ અને સાર્વજનિક સંસ્થાઓને ઉત્તેજન આપશે, હિંદી પ્રજાની કેળવણીની જવાબદારી રાજ્યને શિર હતી અને તે કાર્યમાં પ્રજાનો સહકાર અને સાથ સરકારે ઇચ્છ્યો એ આપણે ખુશી થવા જેવું હતું. એ કેળવણીનીતિનું પરિણામ ખાનગી સાહસને અવકાશ આપતાં, સુંદર આવ્યું એ તે બિનસરકારી–ખાનગી કેળવણીસંસ્થાઓનો ઇતિહાસ કહી આપે છે.

પરન્તુ પ્રાથમિક કેળવણીની બાબતમાં હિન્દી સરકારે જે નીતિ ધારણ કરી હતી તે નિષ્ફળ નીવડી એમ સખેદ કહેવું પડશે.

તે સમયે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ—મ્યુનિસિપાલિટી અને જિલ્લા લોકલ બોર્ડ નવાં સ્થાપવામાં આવ્યાં હતાં અને હિન્દી સરકારે પ્રાથમિક કેળવણી આપવાનું પોતે સ્વીકાર્યું હતું, અને તેની જવાબદારી એ સંસ્થાઓ–local authorities–ઉપર નાંખી. પણ તેમને તે કાર્ય સારુ પૂરતી નાણાંની જોગવાઈ કરી આપી નહોતી, તેમ જ તેનાં તંત્રવહીવટ, કબજો અને દેખરેખનું કાર્ય સામાન્યતઃ સરકારી કેળવણી ખાતા હસ્તક રહેવા પામ્યું હતું. તે કારણે પણ ઉપર્યુક્ત સ્થાનિક સંસ્થાઓ ફક્ત યંત્રવત્ વિધિપુરઃસરનું કામકાજ કરતી; તે પ્રદેશમાં નવા નવા અખતરાઓ કરવા અથવા તેનું ક્ષેત્ર વિકસાવવા અથવા પ્રગતિસાધક પગલાં ભરવા તેના સંચાલકોને ભાગ્યે જ સહેજ પણ અવકાશ

મળનો. આવો હિકશ્યુ વહીવટ નીરસ થઈ પડે અને તેના કામકાજમાં મંદતા આવે એ દેખીતું છે. ખરી રીતે સરકારને એ વિષયમાં લાગણી જ નહોતી.

હિન્દી સરકારે માધ્યમિક અને ઊંચી કેળવણી આપવાનું દ્વાર ખાનગી સાહસ માટે ખુલ્લું મૂકતાં તેમાં કેવી અને કેટલી પ્રગતિ થવા પામી તે હવે તપાસીશું.

અંગ્રેજી શિક્ષણનો પ્રચાર ધીમે ધીમે વધતો હતો, પણ એ અરસામાં સરકારે માધ્યમિક શાળાઓની ફીનું ધોરણ વધાર્યું. એ ગરીબ અને મધ્યમ વર્ગના વિદ્યાર્થીઓ માટે મુશ્કેલ થઈ પડ્યું અને એ શિક્ષણ લેતાં અટકી પડે એવી પરિસ્થિતિ ઊભી થઈ.

પણ હંટર કમિશનની ભલામણ અનુસાર ખાનગી વ્યક્તિઓને અંગ્રેજી શાળાઓ કાઢવાની છૂટ મળતાં, ઉપર દર્શાવેલી સ્થિતિ દૂર કરવા સૂરત, ભરૂચ અને અમદાવાદમાં નવી હાઈસ્કૂલો સ્થાપવા તજવીજ થઈ હતી અને અમદાવાદે તે હાઈસ્કૂલ ઉપરાંત એક કૉલેજ સુધ્ધાં ઉઘાડી હતી. પ્રથમ સૂરતની હકીકત જોઈએ.

સન ૧૮૮૬માં સરકારે કેળવણી ખાતાએ સ્કૂલની ફીના દરમાં વધારો કર્યો અને એ બોજો મધ્યમ અને ગરીબ વર્ગના વિદ્યાર્થીઓ ઉપાડી ન શકે એવો સંજોગ ઉપસ્થિત થતાં સૂરતના ચાર સાહસિક મુંબઈ યુનિવર્સિટીના અંડર-ગ્રેજ્યુએટો - શ્રી ચૂનીલાલ શાહ, શ્રી. જેકિસનદાસ લલ્લુભાઈ અંકુવાળા, શ્રી ડાહ્યાભાઈ પ્રાણજીવનદાસ બારડોલીવાળા અને શ્રી. ભાઈદાસ ઇચ્છારામ દેશમવાળા.—એ ઓછી ફીના દરવાળી અંગ્રેજી હાઈસ્કૂલ કાઢવાનું નક્કી કરી, તા. ૭ મી જૂન સન ૧૮૮૮ ના રોજ તેની શરૂઆત કરી હતી.

"જે ચાર તરુણોએ આ સંસ્થા ઊભી કરી તેમાંથી કોઈની પણ આર્થિક સ્થિતિ એવી ન હતી કે સંસ્થાના ખર્ચનો સઘળો ભાર પોતે ઉપાડી શકે. તેમ જ સ્કૂલની પૈસા સંબંધી સ્થિતિ સારી ન હતી તે સઘળાનો વિચાર કરી સ્થાપકોએ એવો નિશ્ચય કર્યો કે ઓછામાં ઓછા એક વર્ષ સુધી સ્કૂલની આવકમાંથી તેઓ પૈકી કોઈએ પોતાના નિર્વાહ માટે કાંઈપણ લેવું નહિ. તેમ જ સંસ્થા અલ્પાયુ ન નીવડે એ હેતુથી આવકમાંનો અમુક ભાગ સ્થાયી ફંડ માટે અલગ રાખવાનું ઠરાવ્યું."*

તે સંબંધી વધારે રસિક અને જાણવા યોગ્ય વિગતો તો શ્રીયુત શાહની નોંધપોથીઆથી મળે છે.

---

* સ્વ. ચૂનીલાલ શાહનું ચરિત્ર, પૃ. ૯, ૧૦.

તેઓ લખે છે, "સ્કૂલ કાઢવાને દરેક જણે રૂ. ૫૦) નો ફાળો આપીને રૂ. ૨૦૦) ની થાપણ કરી. શરૂઆતમાં એક ભાગીદારે પોતાને ઘેરથી ખુરશી, ટેબલ વગેરે વસ્તુઓ આપી હતી, અને બાકીની જરૂરી ચીજો ઉપલા રૂ. બસોની થાપણમાંથી બનાવી હતી."+

પણ એમના માટે આપણે મગરૂરી લઈ શકીએ એવો ખાસ પ્રસંગ તો બન્યો હતો કે તેના આરંભમાં અને ખાનગી રીતે એમની કમીટીના નિયમોમાં કેળવણી ખાતાના વડાએ શાળાની ફીનું ધોરણ બેવડું કરવામાં આવે તો સરકારી ગ્રાન્ટ તે શાળાને આપવાનું જણાવ્યું હતું; પણ એ પ્રલોભનને વશ ન થતાં તેના સંચાલકોએ તેમને ચોખ્ખું સંભળાવી દીધું હતું કે એ માગણી અમે સ્વીકારીએ તો સસ્તી અને વધારે સારી કેળવણી આપવાની, આ શાળા સ્થાપનાની ... થાય.*



સ્વ૦ ચૂનીલાલ શાહ

એ શાળાએ તે પછી જે સુંદર અને સંગીન પ્રગતિ કરેલી છે, તેના વૃત્તાંતમાં અત્રે ઊતરવું એ અપ્રસ્તુત થઈ પડે, પણ જે શુભ નિષ્ઠાથી અને ઉદાર આશયથી તે કાર્યનો આરંભ થયો હતો અને પાછળથી તેણે એક સાર્વજનિક કેળવણી સંસ્થાનું સ્વરૂપ ધારણ કર્યું એ બનાવ ખચિત ધન્યવાદને પાત્ર છે. ઉપર આપણે જોયું તેમ એ સંસ્થા ખાનગી માલિકીની હતી અને પચીસ વર્ષની કારકિર્દી દરમિયાન એ શાળાએ સૂરત શહેરમાં

+ સ્વ. ચૂનીલાલ શાહનું ચરિત્ર પૃ. ૧૦.

* એજન, પૃ. ૧૧.

સારી પ્રતિષ્ઠા મેળવી હતી, એટલું જ નહિ, પણ તે સંસ્થા આબાદ અને સમૃદ્ધ સ્થિતિએ પહોંચી હતી. એ સંજોગોમાં તેનો વહીવટ, શાળાના માલિકી હક્ક અને તેની મોટી મિલકતના લોભમાં નહિ પડતાં, બિનશરતે પ્રજાને સોંપી દેવો એ સામાન્ય મનુષ્યનુ ગજુ નથી. પણ શ્રીયુત શાહે તેની શરૂઆત શુદ્ધ સેવાભાવથી કરી હતી અને એ ક્ષેત્રમાં ડેક્કન એજ્યુકેશનલ સોસાયટીએ જે સુંદર આદર્શ સ્થાપિત કર્યો હતો તેને નજર સમીપ રાખીને, કેળવણી વિષયમાં રસ લેતા કેટલાક ગૃહસ્થોની પ્રાથમિક સભા બોલાવી, તેમને પોતાની શાળાના કુલમુખત્યાર નીમી સુરત સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીના ગણેશ માંડયા. એ શાળા પાછળ શ્રીયુત શાહે એમનુ સમગ્ર જીવન અર્પ્યું હતુ, એમના અવિરત શ્રમ વડે તે સારી સ્થિતિમાં આવી. પોતે નિવૃત્ત થતાં તેનો વહીવટ અન્ય કોઈ વ્યક્તિ વા સસ્થાને સોંપ્યો હોત તોપણ એમને અને એમના વારસોને એક સારી રકમ પ્રતિ વર્ષ વર્ષાસન-રૂપે મળતી રહેત, પરન્તુ તે શાળાની સ્થાપના એમણે અને એમના સાથી-ઓએ વેપાર અર્થે કે આર્થિક લાભની દૃષ્ટિએ કરી નહોતી એટલે તેમણે સ્થાપવા ધારેલી સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીના નવા નિયામકોએ એ શાળાની ગુડવિલ તરીકે કાંઈક રકમ તેમના માટે નહિ તો તેમની સંતતિ માટે સ્વીકારવા શ્રીયુત શાહને સૂચવ્યું ત્યારે એમણે જે જવાબ આપ્યો હતો તે નોંધવા યોગ્ય છે. તેમણે જણાવ્યુ હતુ કે "મારી શાળા અને મારી સંતતિ વચ્ચે હું કાંઈ ભેદ જોતો નથી અને તમે જે રકમ આપવા માગો છો તે મારી શાળા-સંતતિને મારી હયાતીમાં વારસ તરીકે આપી દઉં છું."*

કેવળ સ્વાર્પણમાંથી ઉદ્‌ભવવા પામેલી આ સંસ્થારૂપી વૃક્ષનાં ડાળાં-પાંદડાં કેળવણીની જુદી જુદી સંસ્થાઓરૂપે ખૂબ ફૂલ્યાંફાલ્યાં છે, અને તેનાં મિષ્ટ ફળોનો આસ્વાદ ગુજરાતી પ્રજા લઈ રહી છે. તેની શીતળ છાયા આહ્‌લાદક અને કલ્યાણકારી નીવડી છે.

સાર્વજનિક સોસાયટીએ ઊંચી કેળવણીના વિષયમાં જે પ્રોત્સાહક વાતાવરણ પેદા કર્યું તેની અસર એકલા સૂરત જિલ્લા પર જ નહિ, પણ આખા પ્રાંતમાં થવા પામી.

એ જ પ્રકારની પ્રવૃત્તિ ઉપર્યુક્ત કારણે ભરૂચમાં પણ ઊપડી હતી. "ભરૂચ શહેરનો ઇતિહાસ" લખનાર જણાવે છે કે સન ૧૮૮૫માં કેટલાએક ગૃહસ્થ પંક્તિના સાહસિક જુવાન ભાર્ગવ-બ્રાહ્મણોએ વિચાર કર્યો કે

* ચૂનીલાલ શાહનુ ચરિત્ર, પૃ. ૩૨.

આપણે પણ એક અંગ્રેજી સ્કૂલ કાઢવી. "તદનુસાર લલ્લુભાઈના ચકલામાં એક શાળા સ્થાપવામા આવી અને તેના હેડમાસ્તર તરીકે એ જુવાનિયા-માંના એક તાજા મેટ્રિક થયેલા, સાત્ત્વિક સ્વભાવના, મિલનસાર અને શાંત ગુણના રાજેશ્રી રતનરામ અમરતરામ થાનકીને નીમવામાં આવ્યા હતા."* અને એ સ્કૂલમાં શિક્ષણ સારુ અપાય છે એવી ખ્યાતિ થતાં છોકરાંઓની સંખ્યા એટલી બધી વધી પડી કે શાળા માટે બીજુ મકાન રાખવાનું આવશ્યક થઈ પડ્યુ હતુ, તે શાળાનું નામ "લોકહિતેચ્છુ સભા સ્કૂલ" એવું રાખવામાં આવ્યુ હતું. કેળવણી ખાતાના વડાએ તેની તપાસ લેતાં તે શાળાનુ કામ સંતોષકારક લાગ્યું હતું, તેથી એ શાળા મુકરર ફીથી ઓછી ફી ના લે તો તેને સરકારે ગ્રાન્ટ આપવા તત્પરતા દર્શાવી હતી, જે માગણી તેના સંચાલકોએ તરત સ્વીકારી હતી.

સૂરત અને ભરૂચમા જે ઉદ્દેશથી અંગ્રેજી શાળાઓ ઉઘાડવામાં આવી હતી તે ધોરણે અમદાવાદના સન ૧૮૮૬ મા એક અંગ્રેજી શાળા સ્થાપવાનો પ્રયાસ થયો હતો તેની મુખ્ય નેમ "શહેરના મધ્યમ વર્ગના બાળકોને જેમ બને તેમ થોડા ખર્ચે માધ્યમિક કેળવણી પૂરી પાડવાની હતી." એ અંગ્રેજી શાળાનો રજતમહોત્સવ ગત વર્ષમાં ઊજવવામાં આવ્યો. તે પ્રસંગે પ્રસિદ્ધ કરેલી જાહેર વિજ્ઞપ્તિમા ચોખ્ખા શબ્દોમા જણાવાયુ હતુ કે "તેની સ્થાપનાના પ્રથમ દિવસથી જ શાળાને કોઈપણ સંચાલકના કોઈપણ પ્રકારના અંગત હિત કે આર્થિક સ્વાર્થ રાખ્યા વિના શુદ્ધ સાર્વજનિક સંસ્થા તરીકે ચલાવવામાં આવેલી છે"

એ શાળાનો વહીવટ વર્ષો સુધી અમદાવાદના જાણીતા વકીલ સ્વર્ગસ્થ વ્રજરાય સાકરલાલ દેસાઈએ સારી રીતે કર્યો હતો અને એ શાળાને આબાદ કરવામાં તેના હેડમાસ્તરો શ્રીયુત ગુપ્તે, શ્રીયુત મગનલાલ ધેલાભાઈ, શ્રીયુત હરિપ્રસાદ ડાહ્યાભાઈ છત્રપતિ વગેરેએ મુખ્ય અને મોટો ફાળો આપેલો છે. એ શાળા પોતાનુ સ્વતંત્ર મકાન કરવાને નસીબવંત નીવડી તેનો યશ તેના માજી હેડમાસ્તર શ્રીયુત હરિપ્રસાદ છત્રપતિને છે. એમણે સન ૧૯૧૪મા બાઈ જીવકોર, ગુજરાતમાં પુનર્લગ્ન કરનાર પહેલાં બાઈ, જેમને કાંઈ સંતતિ નહોતી, પોતે શિક્ષિકા હતાં અને કેળવણી પ્રતિ અનુરાગ હતો, તેમને સદરહુ શાળા સારુ એક સારા મકાનની જરૂરત બતાવી તે કાર્યમાં આર્થિક સહાય આપવા વિનંતિ કરી, અને એમના આગ્રહ

*ભરૂચ શહેરનો ઇતિહાસ, પૃ. ૨૪૪-૪૫.

અને પ્રોત્સાહનથી એ ભલા બાઇએ મોટી રકમ શાળાને ભેટ આપી, જે વડે એ મકાન બંધાવવામાં આવ્યું.

ઉપર નિર્દેશ કરેલી હિન્દી સરકારની કેળવણીની રીતિનીતિના પરિણામે ગુજરાત કૉલેજ પ્રથમ મુંબઈ સરકાર હસ્તક હતી. તેનો વહીવટ સન ૧૮૮૭ માં ગુજરાતમાં ઊંચી કેળવણીના ઉત્તેજનને માટે સ્થપાયેલા એક સાર્વજનિક મંડળને સોંપી દેવામાં આવ્યો હતો.

ખાનગી વ્યક્તિઓ અને સાર્વજનિક સંસ્થાઓને શાળા પાઠશાળા કાઢવાની સરકારી કેળવણી ખાતા તરફથી પરવાનગી મળતાં દેશભરમાં માધ્યમિક અને ઊંચી કેળવણીને વધુ ઉત્તેજન મળ્યું અને પરિણામે પ્રજામાં કંઈક વિશેષ જાગૃતિ આવી, પણ હિન્દના હાકેમ તરીકે નિમાઈ આવતાં લૉર્ડ કર્ઝને લોકજાગૃતિમાં મોટો ભય જોયો; અને તેથી તેઓએ તેને વધુ વિસ્તરતી અટકાવવા એ કેળવણીની સંસ્થાઓ પર સખ્ત અંકુશો મૂકવાની પેરવી કરવા માંડી. સન ૧૯૦૦ માં કેળવણી કૉન્ફરન્સ ભરી એ પ્રશ્નને સમગ્રપણે અવલોક્યો; સન ૧૯૦૨ માં યુનિવર્સિટી કમિશન નીમ્યું અને તેની ભલામણ પરથી યુનિવર્સિટી ઍક્ટ પસાર થયો, જે દ્વારા યુનિવર્સિટીના તંત્રમાં સરકારી સત્તા બહુમતીના બળે સ્થાપિત કરી, વસ્તુતઃ તેને એક સરકારી ખાતું જ બનાવી દીધું તે પછી સન ૧૯૦૪માં હિન્દી કેળવણી વિષે એક વિસ્તૃત ઠરાવ પ્રસિદ્ધ કરી એવી પરિસ્થિતિ ઊભી કરી કે ઊંચી કેળવણીનું દ્વાર થોડાક જ માટે ખુલ્લું રહે અને તેમને સરકારી ઊંચી જગ્યા મળી શકે તે કારણે ઊંચી કેળવણીની સંસ્થાઓ ઉપર સરકારનો જાપતો મજબૂત અને તંગ બને એવા ઉપાયો યોજવામાં આવ્યા. નવા યુનિવર્સિટી ઍક્ટ વડે યુનિવર્સિટી સેનેટની સંખ્યા ૪/૫ સરકારનિયુક્ત સભ્યોની બહુમતીવાળી કરી; તેની સાથે જ ખાનગી હાઈસ્કૂલો અને કૉલેજોની નિયમિત તપાસ (regular inspection) અને જોડાણ (affiliation) સારુ સખ્ત નિયમો ઘડાયા. હિન્દી સરકારે આ પ્રમાણે સખ્ત કાર્યનીતિ (policy) અખત્યાર કરવા પાછળનું પ્રયોજન, એમ ખુલ્લું કહેવાતું કે, યુનિવર્સિટી તંત્રને પ્રધાનતઃ એક સરકારી સંસ્થા (official) કરી મૂકવાનું અને ઊંચી કેળવણી લેવામાં જે સરલતા સુલભ હતી તે કમી કરવાનું હતું. *

* It was openly alleged that Government intended, by these measures, to officialise the universities and to curtail existing facilities for higher education.

—Education In India by H S Vakil, p. 40.

તે પરથી લોર્ડ કર્ઝનની કેળવણીની નીતિ સામે કેળવાયેલા વર્ગમાં ભારે અકચાર થવા પામી હતી અને તે નીતિને પીછે હઠનારી (reactionary) જણાવી સને ૧૯૦૪ ના હિન્દી કેળવણી વિષયક ઠરાવનો વિરોધ કરતાં સ્વર્ગસ્થ ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીએ એ વિષે નીચે પ્રમાણે અભિપ્રાય વ્યક્ત કર્યો હતો કે, "ડોશીમાની ડાહી વાતો જેવો આખોય ઠરાવ અનાકર્ષક માલૂમ પડે છે. શાળાઓની સખ્તાઈથી તપાસ અને તેના વહીવટ પર વધુ અને પ્રબળ જાપતો, ખાનગી સાહસ આડે પ્રતિબંધો વધારવા અને ખાનગી અને સરકારી સંસ્થાઓ વચ્ચેની હરીફાઈ નિર્મૂળ કરવી, એ અંશો એમાં સ્પષ્ટ રીતે તરી આવે છે. જીવનમાં જે સ્થિતિ પ્રવર્તતી હોય તેને બંધબેસતું થઈ પડે એવું શિક્ષણ ચાલુ રાખવું; વધારે આધીન અને કહ્યાગરા કર ભરનારા પ્રજાજનો નીવડે એ જ દૃષ્ટિબિન્દુ પર આખોય ઠરાવનો મદાર છે. સારા શહેરીઓ ઉત્પન્ન થાય એ જાતના શિક્ષણનું એમાં કાંઈ તત્ત્વ નથી. લોર્ડ કર્ઝનની એ વૃત્તિ જ દેખાતી નથી. ઈશ્વરની અથવા દેશની સેવા કરવામાં નિઃસ્વાર્થ જિંદગી ગાળવાનો નિર્દેશ સરખો નથી...તે ઠરાવ વાંચતાં આપણા મન પર એ જ છાપ પડે છે કે શાળાની શિસ્ત જેમ બને તેમ સખ્ત કરવામાં આવે.

"સમગ્રપણે અવલોકતા, સરકારી કેળવણીની નીતિ પ્રતિપાદન કરતા, રાષ્ટ્રની દૃષ્ટિએ, આથી વધારે નિરાશાજનક ઠરાવની કલ્પના કરવાનું ભાગ્યે જ સહેલું થશે, અને તેમાં સૂચવેલા સુધારા, જેવા છે તેવા, અમલમાં મૂકવાના ઉપાયો યોજવામાં આવ્યા છે તે પણ નિરાશાજનક છે. તેમાં જે આશય રજૂ કરવામાં આવ્યો છે તે નિરાશાજનક છે, વળી જે નિયમો ઘડ્યા છે તેનું ધોરણ નિરાશાજનક છે."

સરકારી કેળવણીની નીતિના ગુણદોષની તપાસ વા ચર્ચામાં આપણે ઊંડા નહિ ઊતરીએ; પણ એટલું ચોક્કસ છે ને લોર્ડ કર્ઝને, જે ઢબે પ્રચલિત કેળવણીપદ્ધતિના સુધારાનું કાર્ય ઉપાડ્યું તેમા તેઓ પ્રજાના આગેવાનોનો સહકાર મેળવી ન શક્યા, એટલું જ નહિ પણ તે નીતિ સામે જનતામાં અવિશ્વાસનો ધ્વનિ પેદા થયો. બંગાળ પ્રાન્ત પ્રથમથી એક અને અખંડ હતો તેના વિભાગ કરી બંગાળી પ્રજામાં એક પ્રકારનું વૈમનસ્ય ઊભું કરવાની જે પ્રવૃત્તિ તેમણે આદરી, તેને લઈને એકલું બંગાળ નહિ પણ અખિલ ભારતવર્ષ ખળભળી ઊઠ્યો અને તેનો પ્રતિકાર કરવા જે કાર્યક્રમ રચવામાં આવ્યો તેમાં રાષ્ટ્રીય કેળવણીનો પણ સમાવેશ કરવામાં આવ્યો.

આપણા દેશનેતાઓએ પ્રચલિત કેળવણીનો વિરોધ કરતાં જણાવ્યું કે વર્તમાન યુનિવર્સિટીઓ પરીક્ષા પર ભાર મૂકે છે તે અયોગ્ય છે. તેથી જ્ઞાનનો વિકાસ થવા પામતો નથી, પણ ઊલટું એથી ગોખણપટ્ટીને ઉત્તેજન મળે છે. તે સિવાય એ શિક્ષણ બહુ ખર્ચાળ થઈ પડ્યું છે. તેનો બોજો આપણા દેશની ગરીબ પ્રજા ભાગ્યે જ સહી શકે, તેમ જ જે શિક્ષણ અપાય છે તે વિદ્યાર્થીની વ્યક્તિગત જરૂરિયાત વા મુશ્કેલીને લક્ષમાં લેતું નથી, એટલે તેનું એકસરખું ધોરણ તેના વિકાસને રોધે છે, અને તેને સ્વતંત્ર રીતે ગતિ કરવાનો અવકાશ રહેતો નથી. જે કાંઈ શીખવવામાં આવે છે તે માહિતીના સંગ્રહ તરીકે ઉપયોગી નીવડે છે, પણ તે કેળવણીનો ઉદ્દેશ નથી. તેની બુદ્ધિ વિકસે અથવા તેની શક્તિ પૂરેપૂરી ખીલે એવી કાંઈ વ્યવસ્થા જ તેમાં નથી. વળી બૌદ્ધિક વિકાસ પ્રતિ જેટલું લક્ષ અપાય છે તેટલું તેમને ધંધાઉદ્યોગનું, વેપારરોજગારનું, વિજ્ઞાનનું, કળાકૌશલ્યનું, ખેતીનું કે યંત્રશાસ્ત્રનું શિક્ષણ આપવા કશી તજવીજ થતી નથી. માત્ર સરકારને ઉપયોગી થઈ પડે એવા કલાર્કો ઊભા કરવા એ જ અંતર્ગત હેતુ એમાં દૃષ્ટિગોચર થાય છે

એ શિક્ષણપદ્ધતિમાં વધારે શોચનીય બીના એ હતી કે વિદ્યાર્થીઓમાં દેશના ગૌરવ માટે માન અને પ્રેમ ઊપજે એવું કાંઈ પણ શીખવાતું ન હતું. પરદેશના ઇતિહાસ, સાહિત્ય અને સંસ્કૃતિથી આપણો વિદ્યાર્થી પરિચિત હોય, પણ હિન્દના ઇતિહાસના મહત્ત્વના બનાવો, તેના સાહિત્યના અમર ગ્રંથો વા દેશના નિર્માતા એવા મહાપુરુષોનાં ચરિત્રોથી અજાણ હોય, એ સ્થિતિ ખરેખર શરમજનક અને અસહ્ય જ કહેવાય.

વળી ધર્મના વિષયમાં તટસ્થતાના નામે, જીવનને ઉન્નતિના અને સુખશાન્તિના પંથે દોરનાર ધર્મના શિક્ષણને ચાલુ કેળવણીમાંથી બાતલ રાખી, આપણી પ્રજાને પારાવાર નુકસાન પહોંચાડવામાં આવ્યું તે દુઃખની કથા ગણાય.

એ ઊણપે આ અવસરે પ્રજાનું વિશેષ ધ્યાન ખેંચ્યું હતું. થિયોસોફિકલ સિદ્ધાન્તોનો પ્રચાર કરવા મિસીસ એની બિસન્ટ તે સમયે હિંદમાં નવાં આવ્યાં હતાં. તેમણે હિંદીઓની ધાર્મિક કેળવણીનો પ્રશ્ન ઉપાડી લીધો અને તે સિદ્ધ કરવાને બનારસમાં નવી સેન્ટ્રલ હિંદુ કોલેજની સ્થાપના કરી. એ બીજ રોપ્યું તે પરિપક્વ અવસ્થાએ પહોંચતાં, તેમાંથી

ભારતભૂષણ પંડિત મદનમોહન માલવીયજીના અથાક પ્રયાસથી બનારસ હિંદુ યુનિવર્સિટીરૂપી સુંદર કલ્પવૃક્ષ ઉદ્‌ભવ્યુ

બંગાળે નેશનલ કોલેજ સ્થાપી કેટલુંક પ્રચારકાર્ય ઉપાડ્યું હતું અને વિજ્ઞાનનું અને હુન્નરઉદ્યોગનુ શિક્ષણ મેળવવા વિદ્યાર્થીઓને સ્કોલરશિપો આપી પાશ્ચાત્ય દેશોમાં મોકલવાની વ્યવસ્થા કરી હતી

એ નવી પ્રવૃત્તિના ભણકારા આપણા ગુજરાત પ્રાંતમા પણ સભળાયા હતા; અને તે સદેશો ગુજરાતી જનતાને પહોંચાડવાનુ બની શકે એવો કાર્યક્રમ યોજવા કોઈ બઅત થાય તે પહેલાં સ્વ રણજિતરામ પ્રવૃત્ત થયા હતા તે વિષે યોગ્ય હિલચાલ ઉપાડી લેવા અને લોકમત કેળવવા તેમણે સન ૧૯૦૮મા ગુજરાત સાહિત્ય સભાને એક પત્ર લખ્યો હતો, પણ તે ઝીલવા ભૂમિકા બરાબર તૈયાર નહોતી એટલે તેનુ મૂળ બાઝતાં કેટલોક સમય વીતી ગયો. છેવટે એમના જ આલુ દબાણુ અને આગ્રહથી સન ૧૯૧૬માં પહેલી ગુજરાત કેળવણી પરિષદ અમદાવાદમાં ભરવાનુ બની શક્યુ તેના મુખ્ય સંચાલક શ્રીયુત ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક હતા

ગુજરાત કેળવણી પરિષદ વિષે રણજિતરામ કેવા ખ્યાલ સેવતા તે લક્ષમા આવવા એમનો સન ૧૯૦૯માં લખેલો એક પત્ર અત્રે ઉતારીશું, જોકે પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદના રિપોર્ટના આમુખમાં પણ પ્રસ્તુત વિષયનો ઉલ્લેખ મળી આવે છે -

## કેળવણી પરિષદ

"સભા મારફત કેળવણી પરિષદ બોલાવવા મે ડૉ. એચ. વી. દેસાઈને સૂચના કરી છે. આ અઠવાડિયાના અંત પહેલાં હું પરિષદે કરવાના કામનો કાચો ખરડો મોકલીશ."

તે ખરડો નીચે પ્રમાણે હતોઃ—

"(૧) ખાનગી અથવા જાહેર પરિષદ ભરવી. (અ) આપણી હાલની કેળવણીમાં ક્યાં ક્યાં ખામી છે? તે કેમ દૂર થાય? (આ) આપણા દેશના

* સરખાવો· "હાલ અપાતી કેળવણી આપણી ભાષાદ્વારા કેવી રીતે સંગીન થઈ શકે તે વિચારવુ અને ઉપાયો શોધી સરકારને સૂચવવા, તેમ જ પ્રજાજીવનના ઊર્ધ્વ પ્રયાણને વેગ મળે એવી કેળવણીની યોજના વિમર્શવી."
—પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદનો રિપોર્ટ, પૃ. ૨.

વિવિધ તબક્કાને લક્ષમાં લેતાં વિવિધ પ્રકારની કેળવણી કેવી આપવી અને કેમ આપવી? આ સવાલો વિચારવા, ચર્ચવા; ઠરાવો કરવા નહીં. હમણાં તો (ઘ) ગુરુકુળ અને રાષ્ટ્રીય કેળવણીની યોજનાઓ કેટલે દરજ્જે હિતાવહ છે તે પણ વિચારી શકાશે. બેશક politics તો દૂર જ રાખવાની. (ઙ) આ પ્રશ્નોને અંગે માફી અને ફરજિયાત કેળવણીનો સવાલ પણ લઈ શકાશે (ઉ) સરકારી અને દેશી રાજ્યોના કેળવણી ખાતાની મદદ અને સહાનુભૂતિ લઈને આ કામ કરવું.

"પરિષદ ભરવાનો વિચાર થાય તો પછી તેની આવશ્યકતા, અગત્ય અને કાર્યક્રમ વિષે નક્કી વિચાર કરવા ગુજરાતના પ્રતિષ્ઠિત વિદ્વાનો, કેળવણી ખાતાના અમલદારો તેમ જ હિન્દુસ્તાનમાંના સારા શિક્ષણચિંતકોની સલાહ લેવી અને તે પ્રમાણે બધું ગોઠવવું. ખાનગી પરિષદ ભરવાનું ઠરે તો તેમાં experts ની સભા કરવી અને તેમની વિચારચર્ચા લોકોને માટે પ્રસિદ્ધ કરવી, અને જાહેર ભરવાનું ઠરે તો તેમ કરવું.

"આ પરિષદનો એક ઉદ્દેશ લોકોને કેળવણીના વિષયમાં રસ લેતા કરવાનો છે. (The discussions of this educational conference must be educative of public opinion.)

"બીજો ઉદ્દેશ કેળવણીની વિવિધ સ્વરૂપી સંસ્થા સ્થાપવા લોકોને પ્રેરણા અને ઉત્તેજના કરવાનો છે.

"ત્રીજો ઉદ્દેશ સરકારી અમલદારો અને દેશના અગ્રણી વિદ્વાનોને એકત્ર સમાગમમાં લાવી આ મહાન પ્રશ્નનું નિરાકરણ સારું થાય એવી વ્યવસ્થા આણવાનો છે.

"ચોથો ઉદ્દેશ એવો છે કે સરકાર અને દેશી રાજાઓને આપણી કેળવણીની જરૂરિયાતો કેવી અને કેટલી છે તે બતાવવાનો છે." ×

એ યુગ જ નવચેતનનો હતો. નવજીવનનાં આંદોલનો દેશ પર ફરી વળતાં તે ઝીલવા સૌ કોઈ થોડું ઘણું તત્પર બન્યું હતું.

અમદાવાદના નવયુવકો પણ એ વિચારવાતાવરણથી તરબોળ થયા હતા. તેમણે સ્વદેશી મિત્ર મંડળ નામની એક જાહેર સંસ્થા સ્થાપી હતી. અમદાવાદમાં પ્હેલવહેલો સ્વદેશી સ્ટોર્સ કાઢનાર એ મંડળના કાર્યકર્તાઓ જ હતા. સન ૧૯૦૯માં તેણે સમસ્ત ગુજરાત પૈસા ફંડની યોજના ઘડી હતી.

× બુદ્ધિપ્રકાશ, સન ૧૯૨૦, પૃ. ૧૩.

તેનો પ્રધાન ઉદ્દેશ જનસમાજમાં કેળવણીનો પ્રચાર કરવાનો હતો. તે હેતુ ફળીભૂત થવા એણે એક કાર્યક્રમ નીચે મુજબ રચ્યો હતો :

આ ફંડમાં ભેગાં કરેલા નાણાં નીચેની બાબતોમાં જ ખર્ચી શકાશે :—

(ક) સાર્વજનિક શારીરિક અને માનસિક કેળવણી ખાતાંઓ સ્થાપવામાં અથવા તેવા સ્થપાયેલાં ખાતાંઓને મદદ કરવામાં.

(ખ) સાર્વજનિક પુસ્તકાલયો અને વાચનગૃહો સ્થાપવામાં અગર સ્થપાયેલાંને મદદ કરવામાં.

(ગ) ઔદ્યોગિક અથવા વિજ્ઞાન સબંધી (scientific) કેળવણીને માટે હિન્દુસ્તાનમાં કોઈ જગ્યાએ અગર તો પરદેશ જતા અગર ગયેલા વિદ્યાર્થીઓને લોનરૂપે મદદ કરવામા.

(ઘ) ગુજરાતનાં નાનામોટાં ગામોમાં અનેક પ્રકારના ઉપયોગી, શાસ્ત્રીય વગેરે વિષયો ઉપર ભાષણો અપાવવાં અથવા તૈયાર કરેલા ભાષણો અગર લેખો વંચાવવા અથવા છપાવી પ્રગટ કરવામા.*

સ્વર્ગસ્થ દીવાન બહાદુર અંબાલાલ સાકરલાલે જીવનની છેક ઉત્તરાવસ્થામાં ગુજરાતી ભાષાદ્વારા કેળવણીનો બહોળો પ્રચાર કરવાનો ભગીરથ અભિલાષ સેવ્યો હતો; તે સારુ સન ૧૯૧૩ માં એમણે ગુજરાતના શિક્ષિત સમાજની સહાય મેળવી ગુજરાત કેળવણી મંડળની સ્થાપના કરી હતી. તે મંડળ એક ગુજરાતી યુનિવર્સિટીની ગરજ સારે એવી એમની મહત્વાકાંક્ષા હતી. માતૃભાષા માટે એમને અત્યંત અભિમાન હતું અને સઘળાં કામકાજમાં માતૃભાષાનો ઉપયોગ કરવા તેઓ આગ્રહ ધરતા એ નવા મંડળનું કામ હાથ ધરાય તે પહેલા તેઓ દેવલોક પામ્યા; નહિ તો તેઓ કેટલુંક સંગીન કાર્ય કરવા શક્તિમાન થાત એ મંડળના ઉદ્દેશો વાંચતાં જણાશે કે એનું ધ્યેય કેટલું વ્યાપક અને વિશાળ હતું. તેમાં સર્વ પ્રકારની કેળવણીનો સમાવેશ થઈ જાય છે. આ રહ્યું તે મંડળીનું ટિપ્પણ —

"(અ) સર્વ પ્રકારના જ્ઞાનનો, કળાનો, નીતિનો તથા શરીરસંપત્તિનો ગુજરાતમાં ગુજરાતી ભાષાદ્વારા પ્રસાર કરવો.

(બ) એ ઉદ્દેશ સાધવા સારુ આ મંડળી, પોતાની વખતોવખતની મગદૂર જોઈને, મુખ્યત્વે કરી નીચે દર્શાવેલા પ્રકારનાં કોઈ એક અથવા અધિક કાર્ય કરશે :

* જુઓ, સમસ્ત ગુજરાત પૈસા ફંડ, અમદાવાદ, દ્વિતીય વર્ષનો રિપોર્ટ, પૃ. ૫૦–૫૧.

(૧) જન-ઉપયોગી પ્રાથમિક કેળવણી મળે તેવી મફત ગુજરાતી શાળાઓ સ્થાપવી, ચલાવવી, નભાવવી વગેરે.

(૨) બીજાઓએ સ્થાપેલી તેવી શાળા કે સંસ્થાઓને પોતાના વહીવટમાં યોગ્ય શરતોથી કે બિનશરતે લેવી.

(૩) બુદ્ધિમાન ગરીબોને ગુજરાતી કે પરભાષામાં હરેક જાતની કેળવણી મળી શકે તેવી મદદ કે સવડ કરવી.

(૪) ગુજરાતી ભાષામાં જ્ઞાન, નીતિ, આરોગ્ય, વિજ્ઞાન તથા કળાનો પ્રસાર થાય તેવા ભાષણ અપાવવા, પ્રયોગ કરાવવા તથા બીજા ઇલાજ લેવા.

(૫) રાત્રીશાળા કે રજાના દિવસોની શાળાઓ કાઢવી.

કલમ ૩ માં બતાવેલા હેતુઓ ઉપરાંત નાણાંની છૂટતી સવડ થયેથી અને સાધારણ સભાના ખાસ ઠરાવની મંજૂરી મેળવીને નીચે પૈકીનાં એક કે વધારે કાર્ય તે ઠરાવ અન્વય બજાવવા આ મંડળી મુખત્યાર છે:

(૧) હસ્તકળાના ઉદ્યમ શીખવવાની શાળાઓ કે વર્ગ કાઢવા.

(૨) હુન્નર કે કળાની શાળાઓ કે વર્ગ કિંવા ઉદ્યોગશાળાઓ કાઢવી.

(૩) મંડળીનો અર્થ સાધવા સારુ પુસ્તકો ગુજરાતી ભાષામાં રચાવવાં.

(૪) પુસ્તકશાળાઓ કે વાંચનશાળાઓ કાઢવી કે તેમાં મદદ કરવી.

(૫) શરીરસંપત્તિ વૃદ્ધિ પામે તેવી કસરતશાળાઓ કાઢવી, ને તે હેતુ સારુ વખતોવખત બીજું ઘટતું ખરચ કરવું.

(૬) સ્ત્રીઓને સારી કેળવણી ગુજરાતીમા આપી શકાય તેવા સર્વ ઉપાય લેવા

(૭) ગુજરાતી ભાષામાં ઊંચી ને સંપૂર્ણ કેળવણી તથા સર્વ પ્રકારની કેળવણી આપી શકાય તેવા ઇલાજ લેવા ''×

તે વિષયનો સ્ફોટ કરતાં એમણે વસ્તુસ્થિતિનું નિદર્શન કરાવ્યું હતું તે વાસ્તવિક હતું. એટલું જ નહિ, પણ એનાં કારણો દર્શાવ્યાં હતાં તે આજે પણ મનનીય માલૂમ પડશે.

તેમણે કહ્યું હતું કે "અજ્ઞાનને દૂર કરવાનો આ પ્રયાસ નવીન છે એમ નથી. ઉદાર નીતિવાળી અંગ્રેજ સરકારે તેમ જ કેટલાક સ્વદેશી ભાઈઓએ

× બુદ્ધિપ્રકાશ, મે, ૧૯૧૩, પૃ. ૧૨૯-૩૦

થોડાવત્તો પ્રયત્ન આજ લગી કર્યો છે ને તે પ્રયત્ન કરતાં તેઓએ ઘણા શુદ્ધ ભાવથી દ્રવ્યભોગ આપ્યા જ કર્યો છે, બીજો શ્રમ ઉપાડ્યો છે તે વિશે શંકા લેવા કારણ નથી, તોપણ ઠંડા મગજથી વિચાર કરતાં તેમાં કેટલીક મોટી ને ઉઘાડી ખામીઓ નજરે પડે છે. એક સૌથી મોટી ખોડ એ છે કે એમાંના ઘણાખરા પ્રયાસ અંગ્રેજી ભાષાદ્વારા જ્ઞાન આપીને આજ લગી કરવામાં આવ્યા છે ને હજી કરાય છે. અંગ્રેજી જાણનારની સંખ્યા મોટી વસ્તીના પ્રમાણમાં હાલ ઘણી થોડી છે ને તે વધી વધીને ઘણી વધશે તોપણ ભાગ્યે જ સેંકડે એકબે ટકા જેટલી થઈ શકશે. એટલે અંગ્રેજી ભાષાને દ્વાર તરીકે વાપરી પ્રયત્ન કરવાથી સોમાંથી નવાણું કે અઠ્ઠાણું ઉપર કંઈ પણ સાક્ષાત્ અસર થવાનો ઘણો જ થોડો જોગ છે. હાલના પ્રયાસોની બીજી મોટી ખામીનો અણસારો ઉપર કરવામાં આવ્યો છે તે એ કે તે પ્રયાસો થડ મૂળને ન બાઝતાં ડાળાં-પાંખડાંને વળગે છે, ને એકદેશી સુધારા તરફ કેટલીક સંસ્થાઓ વિશેષ આગ્રહ બતાવે છે. આવા વ્યવસાય ઇચ્છેલું ફળ આપતા નથી. મનુષ્યનું મન એવું ઘેલું છે કે તેના એક પાસાને મઠાર્યાથી જોઈતું ફળ થતું નથી, એટલું જ નહિ પણ ઘણીવાર તેથી તેની પાક્ષિક ને એકદેશી ખિલવણી થાય છે આ પરિણામ ઇષ્ટ નથી એ ઉઘાડું છે.

"ઉપર દર્શાવેલા પ્રકારના વિચારોને વશ થઈને આ સંસ્થાએ પોતાનો મુખ્ય હેતુ એવો રાખ્યો છે કે ગુજરાતી ભાષાદ્વારા જ્ઞાન આપી અજ્ઞાન દૂર કરવું ને સર્વ પ્રકારના જ્ઞાનનો, કળાનો, નીતિનો તથા શરીરસંપત્તિનો વધારો કરવો. આપણા દેશની દ્રવ્યની કે ઇતર પ્રકારની વૃદ્ધિ કરવાનો ઉદ્દેશ સ્પષ્ટપણે આ સંસ્થાએ રાખ્યો નથી, પણ શરીરસંપત્તિ વધશે, જ્ઞાનવડે બુદ્ધિ ખીલશે, હુન્નર કળા ને કસબનું જ્ઞાન મળશે, ને નીતિ વધશે ને વહેમના બંધન તૂટશે, તો દ્રવ્યની કે ઇતર પ્રગતિ થયા વગર રહેશે નહિ, કારણ પ્રગતિના કારણને આપણે સારી પેઠે સેવીશું તો સાક્ષાત્ પ્રગતિ એ સાધનોની પાછળ એની મેળે આવશે. કારણનું સંયોજન થાય એટલે કાર્ય ઉત્પન્ન થયા વગર રહે જ નહિ"*

દેશમાં આવેલી નવી જાગૃતિએ પ્રજાકેળવણીના પ્રશ્નને મોખરે આણ્યો હતો અને સમાજમાં ઘોર અજ્ઞાન પ્રવર્તતું હતું તેના નિવારણ સારુ સન ૧૯૧૦ માં હિન્દી વડી ધારાસભામાં ગોખલેએ પ્રાથમિક કેળવણી ફરજિયાત કરવાનો એક ઠરાવ રજૂ કર્યો હતો અને પછીથી સન ૧૯૧૨ માં તે વિષે

---

* બુદ્ધિપ્રકાશ, મે ૧૯૧૩, પૃ. ૧૩૩

એક બિલ આણ્યુ હતું, પણ હિન્દી સરકારે બન્ને વખત બાલિશ કારણો આગળ ધરી તેનો વિરોધ કર્યો હતો.

પરન્તુ એ વિષયમાં લોકલાગણી બહુ તીવ્ર બનેલી હતી, તે લક્ષમાં લઈને સન ૧૯૧૨ માં તાજપોશીની ક્રિયા દિલ્હીમાં થઈ, તે બનાવની ખુશાલીમાં પ્રતિ વર્ષ રૂ. ૫૦ લાખની ગ્રાન્ટ પ્રાથમિક કેળવણી પાછળ ખર્ચવામાં આવશે તે પ્રકારની નામદાર શહેનશાહ જ્યોર્જ પંચમે જાહેરાત કરી. તેમ છતાં લોકનેતાઓને પ્રજાનુ ઘોર અજ્ઞાન સાલતું હતુ. રાજ્યની તિજોરી જ એ વિશાળ કાર્યને પહોંચી વળી શકે; તેમ છતાં લોકમત જાગ્રત કરવા તેમના તરફથી વારવાર પ્રયાસ થતા રહેતા અને એવો એક સદેશો ગુજરાતી પ્રજાને પ્રાથમિક કેળવણીના પ્રચાર અર્થે સર ચીમનલાલ સેતલવાડે આપેલો તે અત્રે ઉતારીશુ'—

"ગુજરાત કેળવણીમાં કેટલુ પછાત છે અને અજ્ઞાનનો અધકાર તેમાં હજુ કેટલો વ્યાપી રહેલ છે, તેનો જરા ખ્યાલ કરશો તો સારુ. ગુજરાતમાં દર એક હજાર માણસે ફક્ત ૧૧૭ માણસો ગુજરાતી લખી-વાંચી શકે છે; પુરુષ–સ્ત્રીઓનુ પ્રમાણુ જો જુદું કઢાવીએ તો લખી–વાંચી શકે છે એવી સ્ત્રીઓનુ પ્રમાણુ તો એથી પણ ઘણુ ઓછું આવશે. ગુજરાત વેપારઉદ્યોગમા આગળ પડતું છે, તેમાં ધનાઢ્ય લોકો ઊંચી કેળવણી પામેલા ગૃહસ્થો છે, તે બધાની ફરજ છે કે કેળવણીનો વધારો એવો કરવો જોઈએ કે થોડાં વરસમાં ગુજરાતમાં દરેકે દરેક પુરુષ તથા સ્ત્રી ઓછામાં ઓછું ગુજરાતી લખતાં–વાંચતાં તો જાણે. એવો દિવસ જલદી આવે એ જ મારી ખરા મનની પ્રાર્થના છે" ×

સ્વર્ગસ્થ વિઠ્ઠલભાઈએ સન ૧૯૧૬ માં મુબઈની ધારાસભામાં પ્રાથમિક કેળવણી ફરજિયાત કરવા બાબત એક બિલ આણ્યુ હતું, પણ હિન્દી સરકારે સન ૧૯૧૩ના કેળવણીવિષયક ઠરાવથી ચોક્કસ નીતિ ધારણ કરેલી છે એની આડે પ્રાંતિક સરકાર આવી શકે નહિ એવી વજૂદ વિનાની ઉપલક દલીલ કરી તે બિલને ઉડાડી મૂક્યું હતુ.

સને ૧૯૧૯ માં મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારા પસાર થતાં કેળવણી ખાતું તે પછી હિન્દી પ્રધાન હસ્તક સોંપાયું હતુ, અને તેઓ એ પ્રશ્નની ગૂંચો ઉકેલશે એવી આશા રખાઈ હતી; પણ તેઓ એક વા બીજા કારણે કશી જ પ્રગતિ સાધી શક્યા નહિ.

---

× સમસ્ત ગુજરાત પૈસા ફડ, અમદાવાદ, દ્વિતીય રિપોર્ટ, પૃષ્ઠ પર

મુંબઈ સરકારના પ્રથમ હિન્દી કેળવણી પ્રધાન ડૉ. રઘુનાથ પુ. પરાંજપેએ પ્રાથમિક કેળવણીના વિષયમાં કેવાં વ્યવહારુ પગલાં લઈ શકાય એની રીતસર તપાસ કરી રિપોર્ટ કરવા સર નારાયણ ગણેશ ચંદાવરકરના પ્રમુખપણા હેઠળ એક કમિશન નીમ્યું હતું; અને તે કમિશનની ભલામણના આધારે સન ૧૯૨૩ માં પ્રાથમિક કેળવણી ઍક્ટ પસાર થયો હતો. પણ તેનો અમલ સંતોષકારક નીવડ્યો નહિ એ નવા ઍક્ટથી પ્રાથમિક કેળવણીની સઘળી જવાબદારી લોકલ ઓથોરિટીઝ—મ્યુનિસિપાલિટીઓ અને જિલ્લા લોકલ બોર્ડ ઉપર નાખવામાં આવી, પરંતુ તેમની પાસે પુરતા પૈસા નહોતા કે તેઓ સારી સંખ્યામાં નવી શાળાઓ ખોલી શકે અને તે સંબંધમાં સરકારી ગ્રાન્ટનું ધોરણ એવું ગૂંચવણભર્યું યોજવામાં આવ્યું કે તે દિશામાં પ્રગતિ કરવામાં કંઈ ને કંઈ અંતરાયો ઉપસ્થિત થાય.

કેળવણીના પ્રયોગો વિષે વિચાર કરતાં, બોર્ડિંગ હાઉસ—છાત્રાલયોએ જે સુંદર પ્રગતિ કરેલી છે તેની નોંધ લેવી ઘટે છે છાત્રાલયનું કર્તવ્ય પ્રથમ વિદ્યાર્થીઓને રહેવા કરવા અને ભોજનની સવડ કરી આપવી એમાં સમાઈ જતું; પણ કેળવણીના વિચારોમાં પરિવર્તન થતાં, છાત્રાલયની ભાવના પણ બદલાઈ અને છાત્રાલયોના સંચાલકોનું પ્રસંગોપાત્ત સંમેલન થતાં તેની વહીવટી ગૂંચો ઉકેલવામાં કેટલીક સરળતા થવા પામી

એવાં છાત્રાલયોમાંથી બે છાત્રાલયોનું કાર્ય વિશેષ દીપી ઊઠ્યું છે, તે કારણે તેમની પ્રવૃત્તિની વિસ્તૃત અને ખાસ નોંધ થવી ઘટે છે.

પ્રચલિત કેળવણીપદ્ધતિમાં ધાર્મિક વિષયને સ્થાન મળતું નહોતું, એ ઘણાને ખૂંચતું હતું. તે ઊણપ પૂરી પાડવાનું શક્ય થઈ પડે એ ઉદ્દેશથી ગુજરાતી જનતાને ધર્મ વિષેનું જ્ઞાન આપવા જેમના પ્રયાસો પ્રશંસનીય જણાયા છે તે મહારાજ શ્રીમન્નથુરામ શર્માએ એક વિદ્યાર્થીગૃહ સ્થાપવાનો નિરધાર કર્યો, પણ તેનો પ્રધાન આશય એ ગૃહના છાત્રોને જરૂરી સગવડો પૂરી પાડવા ઉપરાંત ધાર્મિક, નૈતિક અને લૌકિક શિક્ષણ આપી, તેમના અંતઃકરણાદિના શુભ બળને વધારી, તેમને આ લોકના તથા પરલોક સંબંધના કર્તવ્યમાં અડગ નિષ્ઠાવાળા અર્થાત્ તેમને ઉત્તમ મનુષ્ય બનાવવા, એ ગણ્યો હતો, અને તેના સુપરિન્ટેન્ડન્ટ તરીકે એમના જ એક પ્રિય શિષ્ય શ્રીયુત નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટની પસંદગી થવા પામી હતી.

આવા એક સાંપ્રદાયિક ધર્મવિચારવાળા તંત્રમાંથી આ સંસ્થાનો ઉદ્ભવ થયેલો અને તેની સત્તાવીસ વર્ષની કારકિર્દીમાં તેણે આપણા પ્રાન્તમાં

કેળવણીના ક્ષેત્રમાં અસાધારણ ચેતન આણ્યું અને જનસમુદાયમાં તે વિષે રસ પેદા કર્યો તે યશના ભાગીદાર શ્રીયુત નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ અને શ્રીયુત ગિરજાશંકર ભગવાનજી બધેકા તે સંસ્થાના બે મુખ્ય આજીવન સભ્યોને ઘટે.



શ્રીયુત નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ

શ્રીયુત નૃસિંહપ્રસાદભાઈ શામળદાસ કોલેજના અધ્યાપક હતા તેઓ તે જવાબદારી સાથે વિદ્યાર્થી ભવનના સુપરિન્ટેન્ડન્ટ તરીકે તેની મમતાપૂર્વક સેવા કરતા હતા. એ કર્તવ્ય અદા કરતાં કાંઈ કાંઈ કેળવણીવિષયક પ્રશ્નો તેમને મૂંઝવવા લાગ્યા તેના અંગે જુદા જુદા આદર્શો અને અભિલાષો તેઓ સેવવા લાગ્યા. છેવટે એમને પ્રતીતિ થઈ કે કોલેજના અધ્યાપકનું અને વિદ્યાર્થીભવન-ના સુપરિન્ટેન્ડન્ટનું કામ એક સાથે કરતાં બેમાંથી એકેયને બરાબર ન્યાય આપી શકાતો નથી, અને મનમાં ચાલુ અસંતોષ રહ્યા કરે છે. એટલે એ ધર્મરત અને સેવાપરાયણ સાધુ પુરુષે કોલેજના અધ્યાપકનો ઊંચો હોદ્દો છોડી વિદ્યાર્થીઓના ભેગા રહેવાનું અને તેમના જીવનમાં ઓતપ્રોત થવાનું ઉચિત ધાર્યું. એમનો એ નિર્ણય સંસ્થાને તેમ પ્રજા ઉભયને લાભદાયી નીવડ્યો.

થોડાંક વર્ષોમાં જ એમને એમ જણાયું કે વિદ્યાર્થીગૃહને એક આદર્શ સંસ્થા કરવી હોય તો વિદ્યાર્થીઓને બહાર શાળામાં નહિ મોકલતાં, ગૃહને અંગે એક શાળા કાઢી તેમને શિક્ષણ આપવું, જેથી તેમના પર બીજાના સંસર્ગમાં આવતા કેટલાક કુસંસ્કારો પડે છે અને ખોટા આચાર તેઓ શીખે છે તેમાંથી તે મુક્ત રહેવા પામે. એટલું જ નહિ, પણ પોતીકી શાળામાં કેળવણી વિષયક ભિન્ન ભિન્ન અખતરાઓ, જેવા કે માતૃભાષાદ્વારા શિક્ષણ, સંભાષણ પદ્ધતિ (direct method) વગેરે અજમાવી શકાય, જે માટે બહારની શાળામાં અવકાશ નહોતો.

તેમના મનમાં આ પ્રમાણે વિચારની ગડમથલ થઈ રહી હતી, તેવામાં રણજિતરામ સાથે તેમનો સમાગમ થયો. સ્વર્ગસ્થ પણ એમની પેઠે કેળવણીના રસિયા અને તે વિષયમાં સ્વપ્નસેવી હતા. 'કૌમુદી' માસિકમાં રણજિતરામ વિષે લેખ લખતાં પ્રસ્તુત વિષય પરત્વે શ્રી નૃસિંહપ્રસાદે જણાવ્યું હતું કે—

"દક્ષિણામૂર્તિ શરૂઆતમાં માત્ર એક બોર્ડિંગ હતી, પણ એ માત્ર બોર્ડિંગ રહે એવો અમારો મૂળથી જ ઇરાદો નહોતો. દક્ષિણામૂર્તિ શિક્ષણનું ક્ષેત્ર બની રહે અને ચાલુ કેળવણીના તમામ દોષો દૂર કરી શકે એવાં સ્વપ્નાં તે દિવસે અમને આવતાં. આ સ્વપ્નમાં ભાઈ રણજિતરામ ભળ્યા એટલે મને વધારે વેગ મળ્યો. દક્ષિણામૂર્તિએ આ જ ગાળામાં અંગ્રેજી ચોથા ધોરણનો એક વર્ગ અખતરા ખાતર કાઢ્યો. રણજિતભાઈએ આ વર્ગમાં ઇતિહાસ શીખવવાનું માથે લીધું અને ભાવનગરમાં રહ્યા ત્યાંસુધી તે આ વર્ગના ઇતિહાસશિક્ષક રહ્યા હતા."+

વળી આ સંસ્થા શરૂ કર્યા પછી થોડા વખતમાં એનું સંપ્રદાયીપણું એમને સાલવા લાગ્યું. દક્ષિણામૂર્તિ ભાવનગરની જ સંસ્થા બની ન રહે, પણ સમસ્ત ગુજરાતની બને એવા સારા આશયને રણજિતરામે વેગ આપ્યો; અને દક્ષિણામૂર્તિ મારફત ગુજરાતની કેળવણીને નવો પ્રકાશ મળે એ વિચારથી પ્રેરાઈને રણજિતરામે દક્ષિણામૂર્તિ સાથેનો સંબંધ દિવસે દિવસે વધારે ગાઢ કર્યો; અને તે કાર્યમાં એમને એટલો રસ પડ્યો હતો કે શ્રી નૃસિંહપ્રસાદને તેઓ છેલ્લા મળ્યા ત્યારે રણજિતરામે કહ્યું હતું કે, "નાનાભાઈ, હવે તો મેં દક્ષિણામૂર્તિના આજીવન સભ્ય થવાનો નિર્ણય કરી દીધો છે. મારી સ્ત્રી પણ સંમત છે" ×

---

+ કૌમુદી, સન ૧૯૩૬, ઑગસ્ટ, પૃ. ૧૪૩.

× કૌમુદી, સન ૧૯૩૬, ઑગસ્ટ, પૃ ૧૪૪.

તે પછી દક્ષિણામૂર્તિ વિદ્યાભવને શ્રીયુત નૃસિંહપ્રસાદ ભટ્ટના નેતૃત્વ નીચે અવનવા કેળવણીપ્રયોગો કર્યા અને તે ફતેહમંદ નીવડ્યા. કેળવણીના ક્ષેત્રમાં જે અભિલાષો તે સંસ્થા સેવતી હતી તે મૂર્તિમંત થયા અને આખા પ્રાન્તના વિચારવાતાવરણ પર તેની પ્રબળ છાપ પડી. એ સંસ્થાના કાર્યથી કેળવણીનો વિષય એક જીવંત પ્રશ્ન થઈ પડ્યો.

એ સંસ્થાના રિપોર્ટમાં તેના વિકાસની સાલવારી જાણવા જેવી છે. તે પરથી એ સંસ્થાના કાર્યક્ષેત્રનો વિસ્તાર, તેની મહત્તા અને વિશિષ્ટતા ધ્યાનમાં આવશે.

સન ૧૯૧૦ વિદ્યાર્થીગૃહની સ્થાપના.

સન ૧૯૧૪ શ્રી. નૃસિંહપ્રસાદ કૉલેજની નોકરી છોડી સંસ્થામાં આજીવન સભ્ય તરીકે જોડાયા.

,, ૧૯૧૮ દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન જાહેર સંસ્થા તરીકે રજિસ્ટર થયું.

,, ૧૯૧૯ પુસ્તકપ્રકાશનનું કાર્ય આરંભ્યું.

,, ૧૯૨૦ યુનિવર્સિટીની મેટ્રિકની પરીક્ષાનું ધ્યેય છોડી દીધું.

,, ,, બાળમંદિરની સ્થાપના.

,, ૧૯૨૩ ગુજરાત વિદ્યાપીઠ સાથે વિનયમંદિરને જોડ્યું.

,, ,, બાળ અધ્યાપનમંદિરની શરૂઆત.

,, ૧૯૨૪ દક્ષિણામૂર્તિ ત્રૈમાસિક ચાલુ કર્યું.

,, ૧૯૨૫ વિદ્યાર્થી સંમેલન અને મોન્ટેસરી સંમેલન.

,, ૧૯૨૬ સ્વતંત્ર પ્રકાશન મંદિરની શરૂઆત અને ડોલ્ટન યોજના અમલમાં આણી.

,, ૧૯૨૭ છાત્રાલય સંમેલન.

,, ૧૯૨૮ ગુજરાત વિદ્યાપીઠથી વિનયમંદિર જુદું પડ્યું.

,, ૧૯૨૯ અધ્યાપન મંદિરની શરૂઆત.

,, ૧૯૩૦ અક્ષરજ્ઞાનની યોજના આરંભી.

,, ૧૯૩૧ ગ્રામ સેવા અધ્યાપન મંદિરની શરૂઆત અને નવી પ્રાથમિક શાળા.

,, ૧૯૩૩ માધ્યમિક અધ્યાપન મંદિરની રીતસરની શરૂઆત.

પેટલાદ બોર્ડિંગ હાઉસનું કામ, ભાવનગરની ઉપલી સંસ્થાથી જુદા પ્રકારનું પણ પ્રજાજીવનના વિકાસની દૃષ્ટિએ મહત્ત્વનું અને લોકોપકારી જણાશે. વડોદરા રાજ્યના કેળવણી ખાતાથી હકૂમત હેઠળ એ પેટલાદ

હાઈસ્કૂલ અને તેનું બોર્ડિંગ હાઉસ હોઈને તેનો વહીવટ સરકારી ધારાધોરણ મુજબ થાય અને તેના અંગે તેની પ્રવૃત્તિઓમાં કેટલીક મર્યાદાઓ રહે, પણ એક કાર્યદક્ષ અને કર્તવ્યપરાયણ, ભાવનાશાળી અને આદર્શસેવી શિક્ષક, એવી સંસ્થાનો નિયામક હોય તો એક શિક્ષણસંસ્થા કેટલું સંગીન અને સરસ કાર્ય કરી શકે તેનું ઉજ્જ્વળ દૃષ્ટાંત પેટલાદ બોર્ડિંગ હાઉસની કાર્ય-વ્યવસ્થાએ પૂરું પાડ્યું. એ બોર્ડિંગ હાઉસમા શ્રીયુત મોતીભાઈ અમીનના હાથ નીચે તાલીમ લઈ ગયેલા સેંકડો વિદ્યાર્થીઓના જીવનઘડતરમાં તે કાળે શ્રી. અમીને મહત્ત્વનો ફાળો આપેલો.

પ્રસ્તુત બોર્ડિંગ હાઉસનો ઉલ્લેખ કરવાનું ખાસ પ્રયોજન એટલા માટે છે કે આખા ચરોતરમાં કેળવણીની પ્રવૃત્તિ સંગઠિત રીતે થઈ શકે એ આશયથી કામ કરતી ચરોતર એજ્યુકેશન સોસાયટીનો ઉદ્ભવ ઉપર્યુક્ત પેટલાદ બોર્ડિંગ હાઉસને આભારી હતો.

ચરોતર એજ્યુકેશન સોસાયટીના પહેલા વર્ષના રિપોર્ટમાં આપણે વાંચીએ છીએ કે—

"ચરોતર એજ્યુકેશન સોસાયટીની યોજના પેટલાદ બોર્ડિંગ હાઉસના ૧૦મા વાર્ષિક સંમેલન પ્રસંગે તા. ૧૬–૪–૧૬ના દિવસે પ્રથમ જાહેર કરવામાં આવી હતી અને તે યોજના સબંધે વિચાર કરવા કેળવણીના કાર્યમાં ઉમંગ અને દિલસોજી ધરાવનાર સદ્‌ગૃહસ્થોની એક જાહેર સભા બીજે દિવસે તા. ૧૭–૪–૧૬ ને રવિવારે બોર્ડિંગના મકાનમાં સવારના આઠ વાગે ઓન. મિ. આર પી પરાજપેના પ્રમુખપણા નીચે બોલાવવામાં આવી હતી તે સભામાં ચરોતર અને તેની નજીકના પ્રદેશમાં કેળવણીનો પ્રચાર કરવાના ઉદ્દેશથી સોસાયટી સ્થાપવાનો ઠરાવ થયો હતો"

એ સભામાં હાજર રહેલા સભ્યોનો મોટો ભાગ પેટલાદ બોર્ડિંગ હાઉસના સંચાલકો અને તેના જૂના વિદ્યાર્થીઓનો હતો.

એ સંસ્થાએ અનેકવિધ પ્રવૃત્તિઓ ઉપાડેલી તેમા ખાનગી કેળવણી-સંસ્થાઓનો વહીવટ લેવો, ટ્રસ્ટ ફંડો સ્વીકારવાં, સ્ત્રીકેળવણીને ઉત્તેજન આપવું, રાત્રિશાળાઓ ચલાવવી, શારીરિક રમતગમતના મેળાવડાઓ યોજવા, વાચનાલયો અને પુસ્તકાલયો સ્થાપવાં અને વિદ્યાર્થીઓ માટે લોન ફંડની યોજના કરવી, એ મુખ્ય ગણાય એ સર્વ પ્રવૃત્તિઓની પાછળ તેના સૂત્રધારરૂપે શ્રીયુત મોતીભાઈનો હાથ પરોક્ષ વા અપરોક્ષ રીતે કામ કરતો આપણી નજરે ચઢશે.

ઉપર વર્ણવેલી કેળવણીના ઘણાખરા પ્રયોગોમાં ચાલુ કેળવણી, તેની સુધારણા, તેનો વિસ્તાર, તેના દોષોનું નિરૂપણ અથવા તેમાં થોડાઘણા ઉમેરા કે ફેરફાર સૂચવવાનું વલણ જોવામાં આવશે. તે સુધારા અને ફેરફાર ઉપરઉપરના, એ વૃક્ષનાં ડાળાં-પાંખડાં કાપી ઝૂડી, સુધારી વધારી વિસ્તૃત કરવાના અને તેના વિકાસને વેગ વા બળ આપવાના હતા; પણ પ્રચલિત કેળવણી સામાન્યતઃ જીવનવ્યવહાર અને જીવનનિર્વાહ માટે નિરુપયોગી છે, તેમાં મોટા દોષો છે અને તેમાં મૂળમાંથી ફેરફાર કરવાની જરૂર છે એ મુદ્દા પર તો મહાત્મા ગાંધીજીએ જ ભાર મૂક્યો હતો અને તેમાં ફેરફાર કરવા આગ્રહ રાખ્યો હતો. પૂર્વે આપણી પ્રાચીન પરંપરાનુસાર ગુરુકુળ સંસ્થાઓ કેટલેક સ્થળે સ્થાપવાના પ્રયત્નો થયા હતા, પણ તે લોકપ્રિય થયા નહોતા, અને તેનો આદર્શ પણ સામાન્ય મનુષ્યને ઝાઝો અપીલ કરતો નહોતો.

સન ૧૯૧૭માં ભરૂચમાં બીજી ગુજરાત કેળવણી પરિષદ મળી. તેના પ્રમુખપદે મહાત્મા ગાંધીજીને નીમવામાં આવ્યા હતા. મહાત્મા ગાંધીજી એટલે દૃઢ સંકલ્પવાળા અને તેની સિદ્ધિ અર્થે સંપૂર્ણ આગ્રહ ધરાવનાર એક સમર્થ વ્યક્તિ. કેળવણીના ક્ષેત્રમાં એમણે દક્ષિણ આફ્રિકામાં ત્યાંના પોતાની સાથે રહેતા ગુજરાતી બાળકોની કેળવણી અર્થે અનેકવિધ અખતરાઓ અજમાવ્યા હતા; અને એ વિષયમાં કેટલાક નિર્ણયો પર પણ તેઓ આવ્યા હતા.

ગાંધીજીએ આપણા દેશના જાહેરજીવનમાં દાખલ થયા પછી તેના ધોરણમાં મોટું પરિવર્તન આણ્યું; તેમાં મુખ્ય અને મોટો ફેરફાર આપણી સભા, પરિષદ વગેરેનું કામકાજ માતૃભાષા અથવા તો રાષ્ટ્રભાષા હિંદીમાં થવું જોઈએ, એ ગણાય.

પહેલી ગુજરાત કેળવણી પરિષદના પ્રમુખે તેમનું વ્યાખ્યાન, ચાલુ પ્રથાને અનુસરી, અંગ્રેજીમાં આપ્યું હતું, પણ મહાત્માજીએ એ પ્રણાલિકાનો ઇરાદાપૂર્વક ભંગ કરીને પોતાનું વ્યાખ્યાન ગુજરાતીમાં આપ્યું હતું. એટલું જ નહિ, પણ પરિષદનું સઘળું કામકાજ ગુજરાતીમાં ચલાવવાનો આગ્રહ કર્યો હતો.

એ પ્રથાથી આપણી સભા અને પરિષદોના કામકાજમાં નવું ચેતન આવ્યું અને તેના કામકાજમાં જનતા વધુ ને વધુ રસ લેતી થઈ

એ એક વિશેષ લાભ થયો. એટલું જ નહિ, પણ આપણી માતૃભાષાને તેનું સ્વાભાવિક અને યોગ્ય સ્થાન પ્રાપ્ત થયુ એ એક મહત્ત્વની બીના ગણાય.

એવી રીતે આપણી શાળાઓમાં શિક્ષણના વાહન તરીકે અંગ્રેજીનો બહુધા ઉપયોગ થતો તે સામે એ પરિષદમાં એમણે કડવી ફરિયાદ કરી કે આપણે આપણી માતૃભાષા સારુ ગૌરવ ધરાવતા થઈશું નહિ તો કદાચ આપણને સ્વરાજ્ય મળે તોપણ તેને લાયક આપણે થઈશુ નહિ

વળી હાલની કેળવણીમાં માત્ર માનસિક વિકાસ પર ધ્યાન અપાય છે, એ પણ નુકસાનકર્તા છે; ખરી રીતે વિદ્યાર્થીનું ચારિત્ર ઘડવા, તેને એક ઉત્તમ નાગરિક અને મનુષ્ય બનાવવા ખાસ કાળજી લેવાવી જોઈએ, તેમ તેની આજીવિકા માટે તે સ્વાશ્રયી થાય એવા ધંધારોજગાર અને હુન્નર-ઉદ્યોગનું અને જાતમહેનતના કાર્યમાં ગૌરવ લેવાનું શિક્ષણ આપવુ ઘટે.

સન ૧૯૧૯માં અસહકારની ચળવળ ચાલુ થતાં મહાત્માજીએ વિદ્યાર્થીઓને સરકારી શાળા પાઠશાળા છોડવાને અપીલ કરી હતી. અને તે માગણીને માન આપી હજારો વિદ્યાર્થીઓ નવી રાષ્ટ્રીય શાળાઓમાં જોડાયા હતા. તેના અંગે ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના કરવામાં આવી હતી તેના કુલપતિ તરીકે એ નવી વિદ્યાપીઠના હેતુ વિષે બોલતાં ગાંધીજીએ ચારિત્ર્યસંપન્ન કેળવણીના એક જ મુદ્દા પર વજન આપ્યું હતુ.



# ૩. જ્ઞાનગંગાનો પ્રવાહ

કેળવણીની પુષ્ટિરૂપે અને જ્ઞાન ઉપાર્જન, તેની વૃદ્ધિ અને સંશોધન સારુ પુસ્તકાલય શાળા જેવું આવશ્યક અને ઉપયોગી છે એ સૂત્ર સર્વત્ર સર્વમાન્ય થયેલું છે; અને શાળા પાઠશાળાની પેઠે પુસ્તકાલયપ્રવૃત્તિ પણ સમાજમાં દિનપ્રતિદિન વધુ મજબૂત થતી અને પ્રસરતી જાય છે. આપણા દેશમાં સુધ્ધાં પરાપૂર્વથી પુસ્તકોના સંગ્રહો અને ઉપયોગ સારુ કાળજીપૂર્વક સારી વ્યવસ્થા કરવામા આવતી, અને આપણું કેટલુંક ઉત્તમ અને કિંમતી પ્રાચીન સાહિત્ય, કાળના અને ઝનૂની વિદેશી વિજેતા પ્રજાના આક્રમણમાંથી રક્ષણ પામી બચ્યું છે એ રૂડો પ્રતાપ આ પુસ્તકભંડારોને મુખ્યત્વે આભારી છે. એ ખરું છે કે આ પુસ્તકભંડારોનો હાલના જેવો સાર્વત્રિક ઉપયોગ પૂર્વે થતો નહોતો, પણ જેને જરૂર પડતી તેઓ તેનો અવશ્ય લાભ મેળવી શકતા, અને એવા પુસ્તકભંડારોને નવી નવી કૃતિઓની નકલ ઉતરાવી સમૃદ્ધ કરવા એ એક પુણ્યનું કાર્ય મનાતું હતું. તે પછી મુદ્રણકળાનો ઉદ્‌ભવ થતાં અને સામયિક પત્રો પ્રકટ થવા શરૂ થતાં, પુસ્તકાલયનું સમગ્ર સ્વરૂપ બદલાઈ ગયું છે; જ્ઞાનપ્રચાર અને જ્ઞાનસંપાદન કરવામાં પુસ્તકાલયનું મહત્ત્વ અનેકગણું વધ્યું છે; એટલુંજ નહિ, પ્રજાજીવનના વિકાસનું તે એક પોષક તત્ત્વ થઈ પડ્યું છે; અને એ પુસ્તકાલય પ્રવૃત્તિ એટલી બધી મહત્ત્વની મનાઈ છે કે પાશ્ચાત્ય દેશોમાં રાજા અને પ્રજા ઉભય તેના પ્રચાર અને વિસ્તાર સારુ ખાસ કાળજી રાખે છે.

નવી અંગ્રેજી કેળવણીનો આપણા દેશમાં આરંભ થતાં અભ્યાસ અને જ્ઞાનપ્રાપ્તિના એક અંગ તરીકે પુસ્તકાલયને પ્રાધાન્ય અપાયું હતું, પરંતુ ગુજરાત અને બૃહદ્ ગુજરાત પુસ્તકાલયોની સૂચી જે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, વડોદરા, તરફથી પ્રસિદ્ધ થએલી તે જોતાં તેનો ઝાઝો વિસ્તાર થયેલો જણાતો નથી. મોટાં શહેરોમાં અને દેશી રાજ્યોની રાજધાનીમાં મુખ્યત્વે એ પુસ્તકાલયો નીકળ્યાં હતાં, પણ તે પુસ્તકાલયોનો સંગ્રહ નવાં અને તાજાં પુસ્તકો ઉમેરીને સમૃદ્ધ કરાય અને તેનો બહોળો ઉપયોગ થાય

એવી થોડીક જ તજવીજ થતી. શહેરનું તે એક આભૂષણ માત્ર છે, એવી એક સામાન્ય માન્યતા પ્રવર્તતી હતી.

કેળવણીના પ્રચાર, ખિલવણી અને સુધારા અર્થે આપણા પ્રાન્તમાં, વિવિધ રીતે જુદી જુદી દૃષ્ટિએ, પ્રયાસો ભિન્ન ભિન્ન સ્થળે થયેલા. આપણા દેશમાં પહેલાં કેળવણીનો પ્રચાર અને વિસ્તાર જો કે સાર્વત્રિક અને એકસરખો નહોતો, તોપણ જનસમુદાય પર સુવિચાર અને ઉચ્ચ સંસ્કારની છાપ પાડવા જુદા જુદા પ્રકારની વ્યવસ્થા હતી; અને બ્રાહ્મણ-ક્ષત્રિય વર્ગ વ્યવસ્થિત શિક્ષણદ્વારા જ્ઞાન પ્રાપ્ત કરતા, પણ નવા સંજોગોમાં આપણે જાણીએ છીએ કે વસ્તીનો મોટો સમૂહ અજ્ઞાન રહેલો હતો. વળી કેટલાક લખતા વાંચતાં શીખ્યા તેમની પાસે પણ તે જ્ઞાનની વૃદ્ધિ કરવાનાં સાધનો સુલભ નહોતાં.

સારા વિચારોનો ફેલાવો કરવો એ રાજ્યકર્તાઓનું અને શિક્ષિત સમાજનું કર્તવ્ય ગણાય. નવું શિક્ષણ અંગ્રેજીમાં આપવાનું શરૂ થયું ત્યારે તેના પ્રવર્તકોએ એવો અભિપ્રાય સેવ્યો હતો કે એ કેળવાયેલો વર્ગ તેમને પ્રાપ્ત થયેલા જ્ઞાનનો લાભ માતૃભાષાદ્વારા પછાત રહેલા એમના અન્ય બંધુઓને એક વા બીજી રીતે અવશ્ય આપશે.

સંજોગવશાત્ એ યોજના પૂરી અમલમાં આવી શકી નહિ અને તેમાં મુશ્કેલીઓ પણ અનેક પ્રકારની હતી, તેમ છતાં ભણેલાઓએ આપણા પ્રાન્તમાં કેળવણીના ક્ષેત્રમાં કાંઈક સંગીન કાર્ય કર્યું છે. એક બીજા સત્પુરુષની પ્રવૃત્તિનું વર્ણન કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે, જેમણે પુસ્તકાલયોની સ્થાપના અને ખિલવણીનાં કાર્યમાં પોતાનું સમગ્ર જીવન અર્પ્યું છે, અને તે કારણે પુસ્તકાલયપ્રવૃત્તિના ભીષ્મ પિતામહ જેવું ગૌરવવંતું બિરુદ તેમને અપાયું છે.

કેળવણી અને જ્ઞાનપ્રાપ્તિનાં સાધનોની બાબતમાં મોટાં શહેરોથી દૂરનાં નાનાં ગામડાંની સ્થિતિ અત્યારે પણ દયાજનક છે. ઘણા આશાવંત અને બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ એવાં સાધનોની સગવડના અભાવે, અકાળે કરમાવાથી તેમની બુદ્ધિશક્તિ કુંઠિત રહેવા પામે છે.

એ મુશ્કેલી ટાળવા અને જ્ઞાનનાં કિરણો દૂરનાં અને નાનાં ગામડાંઓમાં પણ ઠીક ઠીક પ્રસરે એ શુભ આશયથી શ્રીયુત મોતીભાઈ નરસીભાઈ અમીને—ત્યારે પેટલાદ હાઈસ્કૂલના હેડમાસ્તર—સન ૧૯૦૬માં ‘મિત્રમ

પુસ્તકાલય ' નામની એક નવી પ્રવૃત્તિ ઉપાડી હતી; કેવા સંજોગોમાં તે ઉદ્ભવી એ હકીકત એમના જ શબ્દોમાં અહીં ઉતારીશું:—

"સને ૧૯૦૪–૫માં અમૃતલાલ સુન્દરજી પઢિયારનું ' સંસારમાં સ્વર્ગ ' અને ભાવનગર રાજ્ય તરફથી પ્રસિદ્ધ થયેલું ' સંગીત નીતિ વિનોદ ' એ બે પુસ્તકો મેં વાંચ્યા અને મને તે એટલાં બધાં આકર્ષક અને મોહક લાગ્યાં કે એ પુસ્તકોનું વાચન વધે એવી કોઈ યોજના કરવાની જરૂર મને જણાઈ. વધુ વિચાર કરતાં મને લાગ્યું કે સારા વિચારોનો પ્રચાર કરવો હોય તો નાનાં નાનાં ગામોમાં વાચનાલયો અને પુસ્તકાલયો સ્થાપવાં જોઈએ. અને ગામડાંમાં આ પ્રવૃત્તિ શિક્ષકો જ ઉપાડી શકે એમ સમજી સને ૧૯૦૬ના માર્ચ માસમાં વડોદરા મેલ ટ્રેનિંગ કોલેજમાં અભ્યાસ કરતા શિક્ષકો સમક્ષ મેં એવી યોજના રજૂ કરી કે પરીક્ષા પૂરી થયે નોકરીના પ્રસંગે ગામડાંમાં શાળાના શિક્ષક તરીકે કામ કરવાને જ્યારે તેઓ જાય ત્યારે પોતપોતાના ગામેથી જો તેઓ રૂ. ૧૦ વા ૫ંદર મોકલી આપે તો તેમને રૂ. ૨૦) વા ત્રીસના વર્તમાનપત્રો ને પુસ્તકોનો લાભ આપવાની જવાબદારી હું સ્વીકારવા તૈયાર છું. મેં તેમને સ્પષ્ટ શબ્દોમાં સમજાવ્યું કે ગામડાંઓ રેલવેથી દૂર હોય છે. કોઈપણ જાતના સમાચાર સીધી રીતે તેમને મળી શકતા નથી. જ્ઞાન મળવાનો અને વિદ્વાનોના સમાગમમાં આવવાનો પ્રસંગ તેમને મળતો નથી અને તેમનું જીવન શુષ્ક બને છે. માટે સ્વાર્થ અને પરમાર્થની દૃષ્ટિએ પુસ્તકાલયને માટે ૧૦–૧૫ રૂપિયા તેઓ એકઠા કરે તો વર્તમાન-પત્રો અને પુસ્તકો દ્વારા પોતાને તેમ જ બીજાઓને માટે વિવિધ પ્રકારનું જ્ઞાન મેળવી શકે અને દૂરદૂરનાં ગામડાંમાં રહ્યા છતાં પરોક્ષ રીતે વિદ્વાનોના સમાગમમાં આવી સંસ્કાર પામે. આ ઉપરથી ૫૦ ગામોમાં શિક્ષકોદ્વારા પુસ્તકાલયો નીકળવાનું નક્કી થયું. આ રીતે સને ૧૯૦૬ના જુલાઈની પહેલી તારીખ ગુજરાતમાં ' મિત્ર મંડળ પુસ્તકાલયો ' નામની સૌથી પહેલી સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિ શરૂ થઈ. '*

પ્રસ્તુત યોજના પ્રસિદ્ધ થતાં, કેળવણી જેમનો પ્રિય વિષય હતો અને પ્રજાકીય કેળવણીની દૃષ્ટિએ તે વિષે જેમણે ખૂબ ચિંતન કરેલું હતું તે દી. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈએ તે બદલ શ્રી મોતીભાઈને

* પુસ્તકાલય, સન ૧૯૩૧, જુલાઈ.

અભિનંદનનો પત્ર લખી મોકલ્યો.+ એટલુ જ નહિ, પણ એ પ્રવૃત્તિની અગત્ય પિછાની પોતાના તરફથી આમ વાચનાલયને સહાય આપવા રૂ. ૫૦૦)નું એક ટ્રસ્ટ ફંડ ગુ. વ. સોસાયટીને તે અરસામાં સોંપ્યું હતુ, અને શ્રીયુત મોતીભાઈ અમીન તરફથી સોસાયટીના સંચાલકોને તેમની પ્રમુખ તરીકે તે પ્રતિ સહાનુભૂતિ દર્શાવી, તેને નીચે પ્રમાણે સવડ કરી આપવામાં તેઓ સહાયભૂત થયા હતા :

(૧) "મિત્રમંડળ પુસ્તકાલયોમાંથી જે પુસ્તકાલય રૂ. ૫) આપી સોસાયટીના નિયમ પ્રમાણે સોસાયટીમા રજિસ્ટર થશે, તેને સોસાઇટીએ છપાવેલાં પુસ્તકોમાંથી પુસ્તકાલય પસંદ કરે તે રૂ. ૨૫) સુધીની કિંમતનાં પુસ્તકો એકી વખતે બક્ષિસ આપવામાં આવશે.

(૨) મિત્રમંડળ પુસ્તકાલયોને "બુદ્ધિપ્રકાશ" આઠ આનાના લવાજમથી આપવામાં આવશે. લવાજમ વર્ષની શરૂઆતમાં અગાઉથી આપશે તેને એ ખાસ લાભ મળશે.

(૩) મિત્રમંડળ પુસ્તકાલય સોસાયટીએ છપાવેલાં પુસ્તકોમાંથી રૂ. ૨૫ અથવા તે ઉપરાંતની કિંમતનાં પુસ્તકો એકી વખતે ખરીદશે તો તે અર્ધી કિંમતે આપવામાં આવશે. ×

તદનુસાર એ યોજનાનો નીચે જણાવ્યા પ્રમાણે લાભ લેવાયો હતો *

---

\+ Ahmedabad

16th July, 1906

Sir,

Though I do not know you personally, I venture to write this to you in order to express to you my genuine approbation of your scheme of opening new library It is one in which I take great interest and I shall be very happy to lend you my help in my power in your praiseworthy effort.

yours faithfully,

Ambalal S. Desai

× જુઓ પહેલી ગુજરાત પુસ્તકાલય-પરિષદ-મંત્રીનું નિવેદન, પૃ. ૨.

* મિત્રમંડળ પુસ્તકાલયનો ત્રણ વર્ષનો રિપોર્ટ, પૃ. ૧૩.

| વર્ષ | બુદ્ધિપ્રકાશ | આવી કિંમતે પુસ્તકો | રજિસ્ટર થયેલાં પુસ્તકાલયો |
|---|---|---|---|
| સન ૧૯૦૭ | ૫૬ | ૨૫-૦-૦ | (૧) ઈંટોલા, (૨) એરૂ, |
| ,, ૧૯૦૮ | ૭૪ | ૧૨૫૦-૦-૦ | (૩) ઓડજ, (૪) ખધિલી, |
| ,, ૧૯૦૯ | ૬૧ | ૭૨૦-૦-૦ | (૫), તારાપુર (૬) મંગળા, (૭) વાંકિયા, (૮) વલણ, (૯) પેટલાદ સાર્વજનિક બોર્ડિંગ હાઉસ |

એ જ સાલમાં શ્રીમંત મહારાજા સર સયાજીરાવ ગાયકવાડે વડોદરા રાજ્યમાં પ્રાથમિક કેળવણી ફરજિયાત કરવાનો કાયદો કરી અમરેલી પ્રાંતમાં પહેલો અખતરો શરૂ કર્યો અને ત્યારબાદ અમેરિકાના પ્રવાસે પોતે જતાં એ શાણા અને બુદ્ધિશાળી રાજવીની નજરમા ત્યાંની પુસ્તકાલયપ્રવૃત્તિ ખૂંપી ગઈ અને તેની ઉપયોગિતા વિચારી વડોદરા રાજ્યમાં ફરતાં પુસ્તકાલયો સ્થાપવા તરત જ હુકમ મોકલી આપ્યો.

ફરી અમેરિકા જવાનું પ્રાપ્ત થતાં શ્રીમંતે મિ બોર્ડનને વડોદરા રાજ્યમાં પુસ્તકાલયપ્રવૃત્તિને મજબૂત અને વ્યવસ્થિત કરવા નિમ્યા હતા સન ૧૯૧૦ માં તેઓ અત્રે આવતાં વડોદરામા એક મધ્યવર્તી પુસ્તકાલય સ્થાપવામાં આવ્યુ. એટલુ જ નહિ, પણ આખા રાજ્યમાં પુસ્તકાલય પ્રવૃત્તિ ઉપાડી લેવામાં આવી તેમ જ ફરતાં પુસ્તકાલયોની અને મેજિક લેન્ટર્ન, સિનેમા વગેરે દ્વારા લોકશિક્ષણ આપવાની યોજનાઓ અમલમાં મૂકવા તજવીજ થઈ. વળી એ હેતુ ફળીભૂત કરવા લાયબ્રેરી વ્યવસ્થાના અભ્યાસીઓ તૈયાર કરવા ગ્રેજ્યુએટોનો એક ખાસ વર્ગ કાઢવામાં આવ્યો હતો. તે પગલુ જરૂરનું હતું; અને એ પદ્ધતિસરની પ્રવૃત્તિના પરિણામે વડોદરા રાજ્ય પુસ્તકાલય ખાતુ વિકસવા અને ખીલવા પામ્યુ.

સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિ શ્રીયુત મોતીભાઈ અમીને, તે પૂર્વે ખાનગી રીતે, મિત્રોની સહાય વડે અમલમાં મૂકી હતી. વડોદરા રાજ્યે તે પ્રવૃત્તિ ઉપાડી લેતાં તેના એક વ્યવસ્થાપક અને નિયામક તરીકે શ્રીયુત મોતીભાઈ અમીનની ઉચિત પસંદગી કરવામાં આવી.

એવા એક સેવાભાવી પુરુષ હસ્તક પ્રાંત, કસબા, અને ગામ પુસ્તકાલય સ્થાપવાનું અને વ્યવસ્થિત કરવાનું કામ આવતાં તે પ્રદેશમાં પુષ્કળ પ્રગતિ

થવા માંડી. વડોદરાનરેશનું આ પુસ્તકાલયપ્રવૃત્તિનું કાર્ય દેશભરમાં અગાઉ પસાર કરેલા ફરજિયાત પ્રાથમિક કેળવણીના કાયદાની પેઠે ખૂબ જ પ્રશંસા પામ્યું અને ગુજરાત પ્રાંત માટે એ ગૌરવનો વિષય બન્યો

એની અસર એકલા વડોદરા રાજ્યમાં જ નહિ, પણ આખા દેશમાં ચોતરફ પ્રસરવા પામી અને હિન્દના દરેક ભાગે તે દિશામાં વત્તીઓછી પ્રગતિ કરેલી છે.

પર પ્રાંતોની હકીકત અહીં નહિ નોંધીએ, પણ ગુજરાત પ્રાન્તમાં જે કાર્ય થવું અને થયે જાય છે તે આપણે અવશ્ય જાણવું જોઈએ. એમાંથી તેનો વિકાસ સાધવા માર્ગદર્શક વિચારો અને કાંઈક પ્રેરણા પણ મળશે

સન ૧૯૧૬ મા શ્રીયુત ઈન્દુલાલે પહેલી ગુજરાત કેળવણી પરિષદ મળ્યા પછી ગુજરાતનાં ગામડાઓમા વાચનાલયો ઉઘાડવાનું કાર્ય આરંભ્યું હતું અને તેનુ ધોરણ એ રાખ્યુ હતું કે જે ગામ રૂ ૧૫) મોકલે તેને રૂ. ૩૦) ની રકમનાં છાપા તથા માસિકો પૂરાં પાડવા; અને પછીથી એ યોજના વિસ્તારી જે ગામ રૂ. ૨૫) ઉઘરાવી મોકલે તેને એથી બમણી રકમ ઉમેરી રૂ. ૭૫) નાં પુસ્તકો તેમ જ એક નાનું કબાટ આપવાનો બંદોબસ્ત કર્યો હતો.

ત્યારબાદ રાજકીય ચળવળમા ભાઈ ઇન્દુલાલ ગૂંથાઈ જતાં એ કાર્ય મંદ પડ્યુ, પણ શ્રીયુત મોતીભાઈ અમીનનો રસ પુસ્તકાલયપ્રવૃત્તિનાં પહેલાંની જેમ ચાલુ હતો તેમણે એ પ્રવૃત્તિને બંધ પડવા દીધી નહિ.

શ્રીયુત મોતીભાઈએ એ વિષયને પોતાના જીવનનો પ્રિય વિષય બનાવ્યો અને ગુજરાતમાં એક પણ ગામડું નાનું કે મોટું વાચનાલય કે પુસ્તકાલય વિનાનું ન રહે એવો અભિલાષ તેમણે સેવ્યો

જે વડોદરા રાજ્યે પ્રાપ્ત કર્યું તે સમસ્ત ગુજરાતને સુલભ થાય એ હેતુથી અને એમની સુચનાથી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ પહેલી ગુજરાત પુસ્તકાલય પરિષદ સન ૧૯૩૪મા સર મનુભાઈ નંદશંકર મહેતાના પ્રમુખપદ હેઠળ અમદાવાદમાં ભરી તેની મુખ્ય નેમ ગુજરાતમાં પુસ્તકાલયોનુ સંગઠન કરી, પુસ્તકાલયપ્રવૃત્તિનો વિસ્તાર વધારવાની હતી. વડોદરા રાજ્યમાં રાજ્ય આશ્રય હોઈને અને શ્રીયુત મોતીભાઈ અમીન જેવા એ વિષયના અનુરાગી અને સેવાભાવી અમલદાર પુસ્તકાલય ખાતાને પ્રથમથી પ્રાપ્ત થતાં તેની ખૂબ જ પ્રગતિ થવા પામી હતી; અને પ્રતિ વર્ષ પ્રાન્ત

પુસ્તકાલય પરિષદોની ગોઠવણ થવાથી જનસમાજ પણ તે કાર્યમાં વિશેષ રસ લેતો થયો હતો તેમ તે પ્રવૃત્તિના પ્રશ્નો વિચારવા અને ચર્ચવા તેમ તેની ખિલવણી કરવા પુસ્તકાલય માસિક કાઢવામાં આવ્યું તે અનેક રીતે ઉપયોગી નીવડ્યુ. વળી પુસ્તકાલયોના સંચાલકોની વહીવટી મુશ્કેલી ઓછી કરવા પુસ્તકાલય સહાયક સહકાર મંડળીની સ્થાપના ખાસ ઉપકારક નીવડી.

આ સૌ કાર્યોમાં એ પ્રવૃત્તિ પાછળ રહેલો ગુજરાતમાં જ્ઞાનગંગા ગામે ગામે વહેવડાવવાનો એમનો પવિત્ર સંકલ્પ જોકે ભગીરથ પણ સાધ્ય બન્યો. નિવૃત્ત થયા પછી એમણે જે લાગણીભર્યા હૃદયના ઉદ્‌ગારો કાઢ્યા હતા તે વિચારણીય તેમ માર્ગદર્શક માલૂમ પડશે.

"અજ્ઞાન ટાળવા માટે એકલી શાળાપ્રવૃત્તિથી નહિ ચાલે. પુસ્તકાલય-પ્રવૃત્તિની પણ જરૂર છે. ૪–૬ ચોપડીઓના ભણતરથી જ્ઞાનસર્જનનો હેતુ સધાતો નથી. ૮૦ વર્ષના બુઢ્ઢાને પણ જ્ઞાનાર્જનનું કાર્ય ચાલુ રાખવાની જરૂર છે. એમ ન થાય તો આત્મોન્નતિનો હેતુ બર ન જ આવે. એ ઉમદા ઉદ્દેશથી જ શરૂ કરાયેલી મિત્રમંડળ લાયબ્રેરીની મારી યોજનાને ઊંચકી લઈ રાજ્યે આટલે દરજ્જે ખીલવી છે. પુસ્તકાલયપ્રવૃત્તિ કેળવણીની સંસ્થા હોવા ઉપરાંત સહકારની પણ સંસ્થા છે. સહકારનું જબરજસ્ત દૃષ્ટાંત પુસ્તકાલય-પ્રવૃત્તિ પૂરું પાડે છે. એના સંચાલનમાં પ્રજા, પંચાયત, શિક્ષકવર્ગ અને સેવાભાવી પ્રજાકીય કાર્યકરોનો સાચો સહકાર રહ્યો છે. મુલકી ખાતું, કેળવણી ખાતું વગેરે એકેએક ખાતાનો સહકાર પણ લેવાનો રહ્યો છે. સ્વરાજ્ય-ની પ્રવૃત્તિ પણ એ ખરી જ." ×

---

× પુસ્તકાલય, ફેબ્રુઆરી, ૧૯૩૭, પૃ ૧૬૩.

# ૪. નવું પત્રકારિત્વ

"વર્તમાનપત્રનું કર્તવ્ય શું ? લોકમતનુ પ્રતિબિંબ ઝીલવાનું કે લોકમતને સંસ્કારવાનું ? જેમ સાહિત્યાદિક વિષયમાં તેમ જ આમાં મારું નમ્રભાવે માનવુ છે કે જગતનું ખરુ જીવન વૃત્ત કે વર્તમાન સ્થિતિમા નહિ, પણ ભવિષ્યમાણ ભાવનામાં રહેલુ છે. કવિની વાણીમા બોલીએ તો મારા પગ નીચેની ધરતીમાં નહિ, પણ " પેલા દિવ્ય કિનારા "માં રહેલા છે આમ હોઈ જગત કોઈ ક્ષણે એવું નથી કે જેને પછીની ક્ષણમાં વધારે સારું ન કરી શકાય, અને તેમ કરવાના માર્ગો શોધવા અને સૂચવવા એ વર્તમાન-પત્રનું કર્તવ્ય છે. અને તેથી તેનુ લક્ષ લોકમતને અનુસરવાનું નહિ, પણ લોકમતને દોરવાનુ હોવું જોઈ એ. "+

ડૉ. આનંદશંકર ધ્રુવ

કેવા ઉદ્દેશથી અને શા સંજોગોમાં છાપખાનાં અને વર્તમાનપત્રોનો ઉદ્ભવ આપણા પ્રાન્તમાં થયો તેનુ આછુંપાતળુ વર્ણન કરવામાં આવેલું છે. તે પછી કેળવણીનો પ્રચાર વધતાં અને પાશ્ચાત્ય પત્રકારિત્વના વધુ અને નિકટ સંસર્ગમાં આવતાં આપણાં વર્તમાનપત્રો ઉપર તેની ઊંડી અસર થવા પામી હતી અને તેના પરિણામે વર્તમાનપત્રના સંપાદન અને પ્રકાશનમાં મોટો ફેરફાર થવા પામ્યો તેમ જ તે પ્રજાજીવનના ઘડતર અને વિકાસનું એક મહત્ત્વનું અંગ બન્યું છે.

નવજીવનના અહાલેકનો, નવી સદીના આરંભકાળમાં, આપણા પ્રાન્ત પર ફરી વળતાં પ્રજામાં નવો પ્રાણ આવ્યો હતો અને તેના માનસમાં અજબ પરિવર્તન થયુ હતુ.

શરૂઆતમાં વર્તમાનપત્રો સામાન્યતઃ સમાજના જાણવા યોગ્ય અને ઉપયોગી સમાચાર રજૂ કરતા અને તેનો ખપ વધારવા જ્ઞાનપ્રચાર અને લોકરંજનનું કાર્ય પણ તેઓ કરતા. જેમ તેની લોકપ્રિયતા વધતી

+ બીજી પત્રકાર પરિષદનો રિપોર્ટ, પૃ. ૧૩

ચાલી અને એ પ્રવૃત્તિ પગભર થવા પામી તેમ તેના સંચાલકોએ તેમાં નવાં નવાં તત્ત્વો દાખલ કર્યાં. આમ એ છાપાંઓ લોકમતનું પ્રતિબિમ્બ ઝીલનારાં જ ન રહ્યાં, પણ લોકમતને કેળવવાનું, તેને યોગ્ય માર્ગે દોરવાનું તેમ જ નવીન વિચારોનું પ્રતિપાદન અને પ્રચારકાર્યનું તેઓ એક જબરદસ્ત સાધન વા વાજિ ત્રરૂપ થઈ પડ્યાં.

નવયુગનાં કિરણો પ્રકટતાં આપણા દેશહિતચિંતકો અને વિદ્વાનોએ આ સાધનનું સામર્થ્ય લક્ષમાં લઈ તેનો બહોળો ઉપયોગ કરવા માંડ્યો, અને તે કારણે ઓગણીસસો એક પછી અનેક નવાં અને ભિન્ન ભિન્ન વિષયનાં અને વિચારના સાપ્તાહિકો, માસિકો આપણા પ્રાન્તમાં પ્રસિદ્ધ થવા લાગ્યાં આપણાં સામયિકોનો ઇતિહાસ સમગ્ર રીતે અવલોકનાં તેના કડક ટીકાકારને પણ એટલું કબૂલ કરવું પડશે કે એ પ્રવૃત્તિ લોકોપકારી, પ્રજાજીવનને ઉત્તેજનારી અને તેને પોષક અને સંસ્કારી તત્ત્વો પૂરાં પાડનારી હતી.

ગુજરાતી સામયિકોનો ઇતિહાસ આલેખવો એ એક દુસ્તર કાર્ય છે. તે કાર્યમાં પ્રથમ મુશ્કેલી એ છે કે તે સામયિકોની ફાઈલો સચવાયેલી મળતી નથી અને તેનો સંગ્રહ કોઈ સ્થળે સુલભ નથી; એટલું જ નહિ, પણ તેની નામાવલિ સુધ્ધાં ઉપલબ્ધ નથી. આ સંજોગોમાં અને જે ધોરણે પ્રસ્તુત રેખાદર્શનનું આલેખન કરવામાં આવ્યું છે તે વિચારતાં, મોટાં અને સુપ્રસિદ્ધ સામયિકોનો વૃત્તાંત નોંધવો એ જ અમને દુરસ્ત જણાયું છે; તેમાં પણ તેના એક વિભાગ માસિક–ત્રૈમાસિકોને પ્રાધાન્ય આપીશું.

નવા વિચારોનો સંપર્ક થતાં આપણાં સામયિકોનો દૃષ્ટિકોણ બદલાયો હતો. તેઓ હવે રાજકીય પ્રશ્નો વધુ પ્રમાણમા ચર્ચવા લાગ્યાં હતાં. પહેલાંની પેઠે માત્ર સમાચાર છાપી કે જાહેર હિતના પ્રશ્નો ચર્ચી કે લોકમતનો પડઘો પાડી શાન્ત બેસી રહેવાનું પસંદ ન કરતા તેના સંચાલકોએ લોકમત જાગ્રત કરવાનું, લોકની અંતઃશક્તિ ખીલવવાનું અને પ્રજા સર્વોપરિ છે એ વિચારોનું પ્રચારકાર્ય હાથ ધર્યું હતું: અને તે જેમ સમયોચિત તેમ જરૂરનું હતું. તેથી જ જૂના ધોરણથી તેને જુદું પાડવા પ્રસ્તુત પ્રકરણને 'નવું પત્રકારિત્વ' એવું નામ આપવામા આવ્યું છે.

પાશ્ચાત્ય સાહિત્ય અને વિચારના સંસ્કાર પામી આપણા નવશિક્ષિત વર્ગની દૃષ્ટિમાં ફેરફાર થયો હતો. દેશની ગંભીર પરિસ્થિતિ એમના ધ્યાનમાં આવી અને પોતાના દેશબાન્ધવો જે અજ્ઞાન અને વહેમી હતા; દુઃખી અને

ગરીબ હતા, અનિષ્ટ અને ખોટા રીતરિવાજના ભોગ થઈ પડેલા હતા તેમને સુધારવાનુ અને સુખી કરવાનુ એ તેમને પોતાનું કર્તવ્ય સમજાયુ. એ રીતે દેશસેવાના કાર્યમાં જેઓ પ્રવૃત્ત થયા તેમાંના કેટલાકે પોતાના કાર્યક્ષેત્ર તરીકે પત્રકારિત્વને પસંદ કર્યું હતું.

પ્રજાબંધુ, ગુજરાતી પંચ, જૈન વગેરે જાણીતાં સાપ્તાહિકોનો જન્મ આ અરસામાં થયો હતો. તેમના ધ્યેયને પહોંચવામા તેઓ સફળ નીવડયા તે એ પત્રોની યશસ્વી કારકિર્દી કહી આપે છે. તે પત્રોના રજતમહોત્સવ પ્રસંગે પ્રજાએ પણ એમની સેવાની યોગ્ય કદર કરી હતી, એ તેનો પ્રત્યક્ષ પુરાવો છે

વર્તમાનપત્રોને આપણા વિષયની મર્યાદા બહાર રાખેલા છે એટલે એ પત્રોનો ફકત નિર્દેશ કરી આપણે હવે ગુજરાતી માસિકોની સમાલોચના કરીશુ. તેમાં 'વસંત' માસિક, જેણે તેના જન્મવર્ષ પ્રમાણે તેમ જ તેના વિશિષ્ટ ગુણો વડે ગુજરાતી માસિકોમાં અગ્રસ્થાન લીધું તેને, આપણે 'ગુજરાતી માસિકોનુ શિરોમણિ' એવુ ઉપનામ નિઃશંક આપી શકીએ.

આચાર્યશ્રી આનન્દશંકરે, 'વસન્ત'ની સ્થાપના પૂર્વે એમના આત્મ-બંધુ મણિલાલ નભુભાઈનુ "સુદર્શન" નામક પત્ર સંપાદન કરી, તે દ્વારા સ્વર્ગસ્થનું સેવાકાર્ય જારી રાખી કૃતકૃત્યતા અનુભવી હતી, પણ તે માસિકની કેટલીક મર્યાદાઓ અને તેના અંગે રહેલી જવાબદારી તેની ગતિને અંતરાયરૂપ માલુમ પડતાં તેમણે થોડીક મુદતમાં તે પત્રનું તંત્રીપદ છોડયું હતુ.

ગુજરાતના બુદ્ધિશાળી અને તેજસ્વી કારકિર્દીવાળા વિદ્વાનોમાં આચાર્યશ્રી આનન્દશંકર પ્રધાનપદે ગણાય અને હિન્દભરમાં એક પ્રભાવશાળી અને બહુશ્રુત અધ્યાપક તરીકે એમની બહોળી કીર્તિ અને પ્રતિષ્ઠા હતી એમનુ વાચન પહેલેથી—વિદ્યાર્થી અવસ્થાથી—વિશાળ હતુ અને એમના લેખો વાંચનાર કોઈપણ કહી શકશે કે તેઓ એક સમર્થ ચિંતક હતા. વળી જુદા જુદા વિષયોનો એમનો અભ્યાસ બારીક અને વ્યાપક હતો, તેનો સાદે દેશોન્નતિ માટે અંતરમાં ઊંડી ધગશ ધરાવતા. પરંતુ એમના પ્રતિ વિશેષ આદર ઉપજાવે એવું એમનુ આપણા ઋષિમુનિ જેવુ સાદુ અને સંસ્કારી જીવન હતુ તેઓ આપણા પ્રાચીન ધર્મ, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ અને સંસ્કૃતિના નિષ્ણાત અને સાહિત્યપ્રેમી તેમ નવા પાશ્ચાત્ય સાહિત્ય, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન અને સંસ્કૃતિના માર્મિક અન્વેષક અને જ્ઞાતા હતા એમનો વિદ્યાવ્યાસંગ અને જ

અનુકરણીય ગણાય અને એમની વિદ્વત્તાનો પ્રભાવ, એમના સમાગમમાં આવતા જ તરત પ્રત્યક્ષ થતો; એટલું જ નહિ, પણ તે વિદ્યા વિનય વડે એમનામાં વિશેષ શોભી ઊઠતી.

ગઈ સદીનાં આખરનાં વર્ષો આપણા પ્રાંતપર ભારે આફત સમાન નીવડ્યાં હતાં. પ્લેગથી પ્રજા મરી રહી હતી. તેમાં છપ્પનિયા દુકાળે પાછું મારી તેનું કાસળ કાઢ્યું હતું. મહારાણી વિકટોરિયાનું નવી સદી શરૂ થતાં અવસાન થયું હતું; અને સામ્રાજ્યવાદી પક્ષનું પ્રાબલ્ય વધતાં દેશ પર વધુ સખ્તાઈ થશે એવી ભીતિ ઉદ્‌ભવી હતી, તેમ એ જ વર્ષમાં મહર્ષિ મહાદેવ ગોવિંદ રાનડે સ્વર્ગસ્થ થતાં પ્રજા શોકસાગરમાં ગરકાવ થઈ હતી.

હિન્દી પ્રજા કંગાળ અને વહેમી, અજ્ઞાન અને દુ:ખી હતી. તેના ઉત્કર્ષ અર્થે, તેની સ્થિતિ સુધારવા વ્યવસ્થિત રીતે પ્રયત્નો થવા જોઈએ, એવી માન્યતા દૃઢ થતી જતી હતી. આપણા હિતચિંતકો દાદાભાઈ નવરોજી, રમેશચંદ્ર દત્ત, વિલિયમ ડિગ્બી અને સર હેનરી કોટન, દેશની આર્થિક સ્થિતિ દિન-પ્રતિદિન ખરાબ થતી હતી તે પ્રતિ અંગ્રેજ પ્રજાનું લક્ષ ખેંચી રહ્યા હતા.

એક કુશળ અને અનુભવી પત્રકાર તરીકે જેમની ખ્યાતિ દેશપરદેશમાં પ્રસરેલી હતી અને જેમનું અંગ્રેજી સાપ્તાહિક 'ઇન્ડિયન સ્પેકટેટર' વજનદાર અને વગવાળું ગણાતું હતું, તેના તંત્રી બહેરામજી મ. મલબારીએ યુરોપ અને હિન્દુસ્તાનના જાણીતા લેખકોનો સહકાર મેળવી, એકબીજાના દૃષ્ટિબિંદુઓ રજૂ કરી, વિચારવિનિમય અને ચર્ચાદ્વારા તેમને નિકટ આણી, પરસ્પર મિત્રાચારી અને ઐક્યની લાગણી ઉદ્‌ભવે એ ઉદ્દેશથી "ઇસ્ટ એન્ડ વેસ્ટ" નામનું એક ઊંચી કોટીનું માસિક અંગ્રેજીમાં પ્રકટ કર્યું હતું, પણ તેનું ક્ષેત્ર મર્યાદિત હતું, માત્ર ભણેલાઓને તે સ્પર્શતું હતું

જનસમુદાયને પહોંચવા અને તેમને નવયુગનો સંદેશો આપવા ગુજરાતીમાં એક સારા માસિકની ખોટ માલૂમ પડતી હતી અને તે પૂરી પાડવાનું કાર્ય શ્રીયુત આનંદશંકરે બરોબર વખતે ઉપાડી લીધું હતું

ગુજરાત કૉલેજના અધ્યાપક તરીકે એમને શિર ઘણી જવાબદારી રહેતી, પણ એમની આર્ષ દૃષ્ટિએ જોયું કે સમાજને પ્રગતિને રસ્તે દોરવાનો અને સુધારવાનો આ એક સુયોગ છે પ્રજાજીવનના પ્રશ્નોમાં એમને ખૂબ રસ પડતો; એટલું જ નહિ, પણ તેનો એમણે બારીકાઈથી અભ્યાસ કર્યો હતો.

એટલે 'વસંત'નું તંત્રીપદ એમણે કેવળ કર્તવ્યબુદ્ધિથી ઉપાડ્યું હતું એ એના ઉદ્દેશો વાચતાં સહજ સમજાશે.

તેમણે નોંધ્યું છે:

"આપણે છેલ્લાં પચાસ વર્ષનો ઇતિહાસ અવલોકીશું તો જણાશે કે એ દરમિયાન આપણા આચારવિચાર અને કર્તવ્યભાવનાના સ્વરૂપમાં અનેક ફેરફારો થઈ ગયા છે. કેટલાક જૂના પ્રશ્નો આજ પતી ગયા છે, કેટલાક નવીન પદ્ધતિએ ચર્ચાવા લાગ્યા છે, કેટલાક નવા ઉત્પન્ન થયા છે, અને કેટલાક થવાની શરૂઆતમા છે. આવી સ્થિતિનાં, સમયનું યોગ્ય પ્રતિબિંબ ઝીલે અને તેના જીવનવિકાસમાં કાંઈક પણ સહાય થાય એવા એક માસિકની ગુજરાતને બહુ જરૂર છે અને એ જરૂર થોડીઘણી પણ કાંઈક સંતોષકારક રીતે પૂરી પાડી શકાય તો ઠીક, એ આ નવીન ઉપક્રમનો એક ઉદ્દેશ છે"×

પણ વધુ મહત્ત્વનો ભાગ તે કાર્ય પાછળનું ધ્યેય હતું, જે એમના માનસનું પ્રતિબિંબ પાડે છે.

"શ્રુતિ કહે છે કે 'સત્ય એ સર્વ ભૂતોનું મધુ (પુષ્પરસ) છે, અને સર્વ ભૂતો સત્યનું મધુ છે.' એ 'મધુ'ને પોષવું, પ્રકટાવવુ, રેલાવવું એ વસન્તની પરમ ઉદ્દેશભાવના છે. એ ભાવનાનો લક્ષાંશ—એ 'મધુ'નું એક પુષ્પમાં એક બિંદુ પણ સંતોષકારક રીતે ઉપજાવી શકાય તો વસન્તનો જન્મ સાર્થક છે. શ્રુતિ સત્યને 'સર્વ ભૂતોનું મધુ' અને સર્વ ભૂતોને 'સત્યનું મધુ' કહે છે એ વિવિધ ઉક્તિમાં બહુ ગંભીર રહસ્ય રહેલું છે. સત્ય એ સર્વભૂતોનું અન્તરતમ તત્ત્વ છે. એને બહાર તારવી કાઢવાનું છે; એટલુ જ નહિ. પણ સર્વ ભૂતો પણ સત્યમાં જ બનેલાં છે, અર્થાત્ સત્યને પ્રત્યક્ષ કરી આપવા માટે ગૃહ, રાજ્ય, સમાજ આદિ સંસ્થાઓ ઉત્પન્ન થાય છે, અને જે સંસ્થાના અન્તરમાં સત્ય નથી એ સ્વભાવભ્રષ્ટ છે. 'છે' નહિ પણ 'નથી' ગણવા યોગ્ય છે. માટે સત્યનું સંપૂર્ણ દર્શન કરવું હોય તો વિચારમાં અને સિદ્ધાંત (abstract thought)માં જ થઈ શકવાનું નથી, પણ ઉત્તમ સંસ્થાઓ (institutions)રૂપે એને પરિણામ પામેલુ હોવાની જરૂર છે. બન્ને એક જ સત્યનાં આન્તર (subjective) અને બાહ્ય (objective) સ્વરૂપો છે. એ સત્યના અન્તરમાં તેમ જ એની

× વસન્ત, વર્ષ ૧, અંક ૧, માઘ, પૃ. ૭.

પાર સત્યસ્વરૂપ તેજોમય અમૃતમય પરમાત્માનો નિવાસ છે જીવ અને જગત ઉભયના અન્તરમાં અને બહાર એ જ છે, ઉભય એ રૂપ જ છે. એટલે—

(૧) સત્યસ્વરૂપ વિચાર (abstract thought) નું, અને

(૨) સત્યસ્વરૂપ સંસ્થાઓ (institutions) નુ અવલોકન કરવું, અને

(૩) ધર્મ એમના મધ્યબિંદુ સ્થાને રાખવો એ વસન્તનો મુખ્ય ઉદ્દેશ રહે છે."×

તેના નામ પ્રમાણે "વસન્તે" ગુજરાતી સાહિત્યમાં નવુ ચેતન અને વિચારબળ પ્રસાર્યાં. ગુજરાતી સાહિત્યને તેણે નવપલ્લવિત, રસાળ અને સ્ફૂર્તિદાયક કર્યું, પણ એથી વિશેષ જે તાજગીભર્યું વિચારવાતાવરણ ઉપજાવ્યું તે પ્રેરક તેમ પ્રોત્સાહક નીવડ્યું. પણ તેનુ વિશિષ્ટ લક્ષણ એ હતુ કે પદવીધારી શિક્ષિતવર્ગ માતૃભાષામા લખવા ભાગ્યે જ પ્રયત્ન કરતો એઓમાંથી શ્રીયુત ભુલાભાઈ દેસાઈ, પ્રો. બાલકિસનદાસ દલાલ, શ્રીયુત છોટાલાલ લલ્લુભાઈ વકીલ, શ્રી. શિવાભાઈ મોતીભાઈ શ્રીયુત ચૂનીલાલ કેશવલાલ વગેરેને શ્રીયુત આનન્દશંકરે વસન્તમાં લખતા કર્યા હતા. આ પ્રમાણે 'વસન્ત' નો એક ઉદ્દેશ ફળીભૂત કરવા તેઓ શક્તિમાન થયા હતા.

વસન્ત કેવળ સાહિત્યનુ માસિક નહોતુ તેમા સમાજજીવનને લગતો હરેક પ્રશ્ન વિદ્વત્તાભરી રીતે ચર્ચાતો એ તેનો મહત્ત્વનો ભાગ હતો, પણ એનું આકર્ષક અંગ તો તંત્રીની નોંધ હતી. અને તે પર જ 'વસન્ત' નું વ્યક્તિત્વ બંધાયેલુ હતું.

આપણા પ્રાન્તનો વીસમી સદીના આરંભનો ઇતિહાસ જોવા જાણવાને 'વસન્ત'ની ફાઇલો કિંમતી સાધનસામગ્રી પૂરી પાડે છે, તેનાં પૃષ્ઠોમા સમયનું, દેશની સ્થિતિનું અને ચાલુ પ્રશ્નોનુ વિવેચન. સંજોગાનુસાર આછુંપાતળું, ઘેરુ, સ્પષ્ટ, ઝાંખું, અર્ધપ્રકાશિત, ભૂસાતું, વખતે માત્ર તિરછી રેખાવાળુ ચિત્ર જરૂર મળી આવશે અને એમાંના એ ચિત્રો—નોંધ, અવલોકન, નિરૂપણ, ચર્ચા—એટલાં કિંમતી, મૌલિક, સૂચક, માર્ગદર્શક અને વિચારપૂર્ણ જણાશે કે જુદી જુદી દશાના મનુષ્યોને—કોઇને જેમકે સ્થળદર્શન, રંગચિત્ર, સૃષ્ટિસૌન્દર્યનુ નિરૂપણ,—પ્રાણી—આલેખન રેખાચિત્ર વગેરેથી આકર્ષે અને આનંદ આપે તેમ—તે ઉપયોગી અને મદદગાર માલૂમ પડશે અને જેમ ચિત્રમાં ચિત્રનો ઉઠાવ, રંગની મિલાવટ, પીંછીનો કુમાશ અને સફાઇથી ...

× વસન્ત, પુ. ૧, અંક ૧, પૃ. ૯-૧૦.

ચિત્રકારનું કલાકૌશલ્ય ખીલી-દીપી ઊઠે છે તેમ આ લખાણ, વિચારની વિપુલતાથી, ભાષાલાલિત્યથી, રસિક વર્ણનશૈલીથી, વિધવિધ અને નવીન દૃષ્ટિકોણથી, સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્યના સૂક્ષ્મ અંશોની ફોરમથી આહ્લાદક નીવડી અનેરું માધુર્ય અને રસઝરતું જણાય છે જ. તેના પ્રવાહમાં તે આપણને ખેંચે છે અને તન્મય કરે છે; અને એ જ એની મહત્તા અને વિશિષ્ટતા છે."×

વસન્ત ઋતુ બારે માસ ચાલુ રહેતી નથી. ભરતીઓટની પેઠે વસન્તની સ્થિતિમાં ફેરફાર થયેલા છે; તથાપિ વસન્તે જે વિદ્વત્તાનું અને સંસ્કારિતાનું ઊંચું વાતાવરણ આપણા પ્રાન્તમાં પેદા કર્યું તેની ઊંડી અસર ગુજરાતી સાહિત્ય ઉપર થવા પામેલી છે. અગાઉ કહ્યું તેમ વસન્તનું વ્યક્તિત્વ આચાર્યશ્રી આનન્દશંકર પર અવલંબિત હતું અને તે બંને એકબીજાંમાં એટલાં બધાં ઓતપ્રોત હતાં કે વસન્ત એટલે સંસ્કારમૂર્તિ આનન્દશંકર અને આચાર્યશ્રી આનન્દશંકર એટલે કે વિદ્વત્તા અને પ્રતિભાનું સાક્ષાત્ દર્શન, જે એમની લેખિનીમાં પ્રત્યક્ષ અનુભવાય છે.

અંગ્રેજોની સત્તા સ્થાપિત થતાં ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં કન્યાઓને ભણાવવા કન્યાશાળાઓ દ્વારા રીતસરના પ્રયત્નો થયા હતા, પણ હિન્દુ સંસારમાં છોકરીઓનાં લગ્ન નાની વયે થતાં અને લગ્ન થયાં બાદ કન્યાશાળામાં તેમને વધુ અભ્યાસ કરવા જવું એ હિણપતભર્યું મનાતું એટલે એમનો અભ્યાસ અધવચમાં અટકી પડતો અને તેમનો માનસિક વિકાસ કુંઠિત અને અપકવ્ય રહેતો; તેમ ઘર આગળ જ્ઞાન વધારવાનાં બીજાં સાધનો નહોતાં, તેવી સગવડ પણ નહોતી. તેથી જે શિક્ષણ તેમને પ્રાપ્ત થતું તે અધૂરું, ખામીવાળું, અસંતોષકારક જણાતું. એ પરિસ્થિતિમાં ફેરફાર થવો જોઈએ એવી લોકલાગણી ઉદ્ભવી હતી.

સમસ્ત દેશમાં નવચેતનનું મોટું પૂર આવ્યું હતું. તેના પ્રવાહમાં નાનાંમોટાં સૌ ખેંચાયાં હતાં; અને એ પુનિત પ્રવાહથી પાવન થઈ જેઓ જ્ઞાતિસુધારણા, સમાજસેવા, કેળવણીનો પ્રચાર, સાહિત્યનો ઉત્કર્ષ, સ્વદેશીને ઉત્તેજન વગેરે સુધારાનાં કાર્યોમાં પ્રવૃત્ત થયા હતા તેમાં અમદાવાદના બંધુસમાજની સેવા નોંધપાત્ર છે.

સદરહુ બન્ધુસમાજના સભ્યોની સંખ્યા તદ્દન મર્યાદિત હતી, તેના ઘણાખરા સભ્યો વડનગરા નાગર જ્ઞાતિના ગૃહસ્થ હતા. તેમ છતાં અન્ય

× વસન્ત, રજત મહોત્સવ સ્મારક અંક, પૃ. ૫.

જ્ઞાતિનાઓને તે મંડળમાં લેવા જેટલા તેઓ ઉદાર હતા; તેમ જ તે સૌ સુશિક્ષિત, સંસ્કારી અને પ્રગતિમાન વિચારોને સેવનાર હતા. એમાના મોટા ભાગે કવિતા, નવલકથા અને સામાન્ય જ્ઞાનનાં પુસ્તકો લખીને ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કર્યું છે,+ પણ એ મંડળની વિશિષ્ટ સેવા તે 'સુન્દરી સુબોધ' માસિકનું સંચાલન અને પ્રકાશન હતું.

આપણા સ્ત્રીસમાજની સ્થિતિ નિરાશાજનક હતી; તેઓ દબાયેલી, દુઃખી, અજ્ઞાન અને વહેમી હતી એટલુ જ નહિ, પણ તેને વ્યક્તિત્વ જેવું કંઈ જ નહોતું. તેઓ પતિમા જ પોતાનુ સર્વસ્વ સુખ અને અખંડ સૌભાગ્ય જોતી હતી. એ સ્ત્રીઓ પૈકીની જે થોડી સ્ત્રીઓએ કેળવણી લીધેલી તે પણ પૂરી સંતોષકારક નહોતી

સ્ત્રીઓની એ ઘોર અજ્ઞાનભરી સ્થિતિ સુધારવા અને જ્ઞાનપ્રચારના એક સાધન તરીકે બન્ધુસમાજના સભ્યોએ 'સુંદરી સુબોધ' નામનું એક માસિક કાઢવાનો નિર્ણય કર્યો હતો, તે જેમ સમયાનુકૂળ તેમ આવશ્યક હતો. એ માસિકદ્વારા બન્ધુસમાજે ગુજરાતી સ્ત્રીસમાજની જે ઉત્તમ સેવા કરેલી છે તે કદી વીસરાય એવી નથી. વળી તેની અસર બહોળી થવા પામી હતી. સ્ત્રીઓનું સ્વાતંત્ર્ય ખીલે, પુરુષો સાથે તેઓ સ્પર્ધામાં ઊતરે અને તેમને સમાન થઈ રહે એમ તેઓ નહોતા માનતા, પણ સ્ત્રીઓ સદ્ચારિણી નીવડે, ગૃહકાર્યને પ્રાધાન્ય આપે અને પતિપરાયણ થઈ રહે એમ ઇચ્છતા હતા. સ્ત્રીઓની વર્તમાન સ્થિતિમાં સુધારો અને ફેરફાર કરવાની જરૂર સ્વીકારતા, પણ પ્રચલિત કેળવણી દોષભરી નિહાળત, પુરુષ અને સ્ત્રીની કેળવણીમાં જુદા ધોરણ રાખવાનો આગ્રહ ધરાવતા, અને તે કારણે પશ્ચિમની કેટલીક રીતિઓ તદ્દન ત્યાજ્ય નહિ તોપણ અનિચ્છનીય માનતા હતા

એમના સ્ત્રી વિષેના સઘળા વિચારો અને આદર્શો સાથે આપણે કદાચ સંમત ન થઈ શકીએ, તોપણ તે કાળે 'સુન્દરી સુબોધે' ગુજરાતી સ્ત્રીસમાજને વિવિધ વિષયો પર રસભરી અને આનંદદાયક, સદ્બોધક અને પ્રોત્સાહક વાચનસામગ્રી પૂરી પાડી હતી તે જરૂર વખાણવાલાયક ને ઉપકારક હતી ગુજરાતી પ્રજા ઉપર એમનુ તે એક મોટુ ઋણ છે. વધુમાં એ મંડળે

'સુન્દરી સુબોધ'દ્વારા સ્ત્રીઓને જાહેરમાં ભાગ લેવા અને લેખો લખવા ઉત્તેજન આપ્યું હતુ અને તેમને આગળ આણ્યાં હતાં, એ ઓછું અગત્યનું કાર્ય નહોતું. તેની મહત્તાનો ખ્યાલ આવવા એટલુ જ જણાવવું બસ થશે કે દરેક સંસ્કારી અને સુશિક્ષિત કુટુંબમાં "સુન્દરી સુબોધ" પત્રે આદરભર્યું તેમ આવશ્યક સ્થાન મેળવ્યુ હતુ.

તેના વિષે વિસ્તાર નહિ કરતાં વાચકબન્ધુને તે સમયની સ્ત્રીસમાજનો સહેજ પરિચય કરાવવા સન ૧૯૦૩ માં 'સુન્દરી સુબોધ' કાઢતી વખતે જે હેતુ દર્શાવવામાં આવ્યો હતો તેમાંથી ખપપૂરતો ઉતારો કરીને અટકીશું.

"અત્યાર સુધીમાં જે કાંઈ કેળવણી બાળાઓને અપાઈ છે અને અપાય છે તે ઘણે ભાગે માત્ર પ્રાથમિક જ છે, તેની અસર શબ્દજ્ઞાન (વાંચવા લખવાના જ્ઞાન) મળ્યા સિવાય બીજી કોઈ રીતે ભાગ્યે જ આગળ વધેલી જોવામાં આવે છે. તે ઊંચા પ્રકારની કેળવણી—મન, બુદ્ધિ અને વિચારો ખીલવી, હૃદયને શુદ્ધ અને ઉદાર બનાવી તેમાં સદ્ગુણ અને બુદ્ધિચારિત્ર્યની દૃઢ છાપ પાડે તેવી તથા સાંસારિક, વ્યાવહારિક જ્ઞાન આપી જુદા જુદા દરજ્જાના પોતાના સંબંધીઓ તરફની યોગ્ય ફરજનું ભાન કરાવી પોતાના તેમ જ તે સંબંધીઓના જીવનમાં સુખશાન્તિ અને આનંદ રેલાય એવું વર્તન શીખવે તેવી—ઊંચા પ્રકારની કેળવણી તો ભાગ્યે જ કોઈ સ્થળે અપાતી હોય એમ જણાય છે. ખરુ જોતા તો આપણા પ્રાન્તમાં સ્ત્રીવર્ગના પ્રમાણમા ભણેલી સ્ત્રીઓની સખ્યા ઘણી જ જૂજ છે, અને જ્યાં ભણાવવામાં આવે છે ત્યાં કેળવાયેલી બાળાઓની કેળવણી સાધારણ, અધૂરી અને કેટલીક બાબતમા બિનજરૂરિયાતની છે, તો પછી ઉપર જણાવેલી ઊંચા પ્રકારની કેળવણીની તો વાત જ ક્યાંથી? આથી બાળાઓને નિશાળે મોકલી ભણાવ્યા છતા સમજુ વડીલોને પરિણામે ઇષ્ટ લાભ ઘણો જ થોડે અંશે જણાય છે, અને તેથી અંતે સ્ત્રી કેળવણીની બાબતમા અસંતોષ અને નિરાશા ઉત્પન્ન થાય એ સ્વભાવિક જ છે. હાલ આવી જાતની નિરાશાની બૂમો ચોતરફ સાંભળવામા આવે છે અને તેટલે અંશે સ્ત્રીકેળવણી ન્યૂનતાવાળી છે એમ સર્વને લાગે છે. ન્યૂનતા તરફ આપણા અનેક વિચારકો અને વિદ્વાનોનું ધ્યાન ખેંચાયું છે અને તે દૂર કરવા તેઓએ ભાષણો, પુસ્તકો, છૂટક લખાણો-વગેરે દ્વારા કંઈક વખાણવા લાયક પ્રયત્નો કર્યાં છે અને હજી પણ કર્યે જાય છે; એટલું જ નહિ, પણ કેટલાક માસિક અને અઠવાડિક પત્રકારોએ પણ એ કામ ઉપાડી લઈ કોઈક કોઈક વખતે એ વિષય સંબંધી જ્ઞાન આપવા

આદર્યું છે, પરન્તુ એમ પ્રસંગોપાત્ત છૂટક છૂટક કરેલા પ્રયાસો કરતાં માત્ર સ્ત્રીકેળવણી તરફ જ અનન્ય લક્ષ રાખી ખાસ સ્ત્રીઓ માટે પ્રકટ થતા માસિક પત્રોની હાલમાં ઘણી જ આવશ્યકતા છે. મુંબઈ પારસીઓ તરફથી આવા પ્રકારનાં માસિકો નીકળે છે એ ખરું, પણ તે લોકોની જીવનપદ્ધતિ વિચાર, ભાષા વગેરેમાં તફાવત હોવાથી તે આપણી ગુર્જર બહેનોને ભાગ્યે જ રસપ્રદ અને ઉપયોગી થઈ પડે એમ છે; તો આ ખામી દૂર કરી ગૂર્જર સાહિત્યની તેમ જ દેશી જનોની સેવા કરવી એ કેળવાયલા મનુષ્યોનુ કર્તવ્ય જ છે.

આવા જ કર્તવ્યજ્ઞાનની પ્રેરણાથી "બંધુ સમાજ" નામના મંડળે બીજી સાહિત્યપ્રવૃત્તિઓની સાથે ઉપર સૂચવ્યા પ્રમાણેનું એક માસિકપત્ર પ્રકટ કરવાનુ સાહસ આદર્યું છે."×

સન ૧૯૦૩ ના નવેમ્બરમાં ડૉ. હરિલાલ ધ્રુવ પ્રસ્થાપિત 'ચંદ્ર' ને ફરી ચાલુ કરવાનો પ્રયાસ થયેલો; અને તેના બે અંકો પ્રસિદ્ધ થયેલા; પણ તે પ્રવૃત્તિ કોઈ કારણસર આગળ જારી ન રાખતા એમના જ્યેષ્ઠ પુત્ર શ્રી નરસિંહરાવ ધ્રુવ, જેમના ઉપર બંગાળી સાહિત્યનો વિશેષ પ્રભાવ પડેલો હતો, તેમણે "સાહિત્ય" નામથી નવું માસિક તે પછી શરૂ કર્યું હતુ. તેના સંપાદનકાર્યમાં સ્વર્ગસ્થ રણજિતરામ એમના પડખે હતા, તેમ જ આપણા કેટલાક જાણીતા સાક્ષરોએ લેખો લખી મોકલી તે પ્રતિ સહાનુભૂતિ દર્શાવી હતી. ગુજરાતી સાહિત્યનો વિકાસ સાધવો, એનાં વિધવિધ અંગો ખીલવવાં, એ તેની મુખ્ય નેમ હતી; તોપણ એ માસિક દ્વારા શ્રીમંત વર્ગમા સાહિત્ય પ્રતિ અભિરુચિ જાગ્રત કરવાનો તેને ખાસ અભિલાષ હતો તેમનું મંતવ્ય હતું કે દેશનું ગૌરવ દેશના ધનવાનોથી નહિ, પણ દેશના સાહિત્યથી છે, તેથી એ પ્રવૃત્તિના સમર્થનમાં જણાવ્યુ હતુ કે "પશ્ચિમનાં નવ તેજ એમની ( શ્રીમંતોની ) આંખોમાં પણ ખૂચશે અને આળસ તેઓ છોડશે. નવા સૈકાનું પ્રભાત એમનામાં ચેતન ફૂંકશે જ. વનસ્પતિ અને ધાતુમાંય વિજ્ઞાનના પંડિતો ચેતન ઉકેલી શક્યા છે. પ્રભુ એ આશા પાર પાડશે તોય પ્રવૃત્તિની સાર્થકતા સહજ લેખીશુ."×

બંગભંગની ચળવળના પરિણામે અમદાવાદનો નવઉત્સાહિત યુવકવર્ગ પ્રવૃત્તિ ઉપાડી લેવા કટિબદ્ધ થયેલો, અને એ યુવકવર્ગે રામકૃષ્ણ-વિવેકાનંદ

× 'સુંદરી સુબોધ, પુસ્તક ૧ અંક ૧ પૃ. ૫.

× 'સાહિત્ય', માર્ચ ૧૯૦૪. પૂઠા પર.

મંડળના જનસેવાનાં કાર્યમાંથી પ્રોત્સાહન મેળવી અને ૧૯૦૭માં 'ઉદ્બોધન' નામનું માસિક નવા વિચારોનો પ્રચાર કરવા કાઢ્યું હતું. એ યુવક મંડળમાં શ્રીયુત કૃપાશંકર પંડિત, ડૉ. હરિપ્રસાદ વ્રજરાય, શ્રી. ચંદ્રમણિશંકર પંડિત, શ્રી ગોકળદાસ શાહ, શ્રી. સ્વામિનારાયણ મુખ્ય હતા, અને શ્રીયુત જીવણલાલ વ્રજરાય, શ્રીયુત મગનભાઈ ચતુરભાઈ પટેલ અને શ્રીયુત કૃષ્ણલાલ નરસીલાલ દેસાઈ વગેરે ગૃહસ્થો તેમના મિત્ર, સલાહકાર અને નિયામક હતા

તે માસિક જનતા ઉપર કોઈ વિશેષ અસર પેદા કરી શકેલું નહિ તેમ લાંબો સમય ચાલેલું નહિ, છતાં એ મંડળે અમદાવાદમાં જે જાગૃતિ આણી હતી તે બહુ લોકોપકારી હતી.

આ યુવકમંડળે દેશના દાદા દાદાભાઈની જયંતી ઊજવવાની પહેલ કરેલી, તેમ જ સ્વદેશી કીર્તનો પ્રકટ કરી તેનો પુષ્કળ પ્રચાર કર્યો હતો. ગુજરાતી સ્વદેશી સ્ટોરની સ્થાપના એમની જ પ્રવૃત્તિને આભારી હતી. તેમણે ગોખલે સોસાયટી કાઢેલી. તેનો આશય દેશના પ્રશ્નોનો પદ્ધતિસર અભ્યાસ કરવાનો હતો તેમ જ રાજકીય વિષયો ચર્ચવા અને તેનું શિક્ષણ મેળવવા "પાર્લામેન્ટ" નામનું મંડળ એમણે જ ઊભું કર્યું હતું. પહેલી ગુજરાત કેળવણી પરિષદ તેના જ આશ્રય હેઠળ મળી હતી, પણ તેનું મહત્ત્વનું સેવાકાર્ય પૈસા ફંડની યોજના હતી. તે દ્વારા અમદાવાદની આસપાસનાં ગામોમાં અંગ્રેજી શાળાઓ ખોલવાના અખતરા કરવામાં આવ્યા હતા તેમ તે ફંડમાંથી અમદાવાદના મિલમજૂરોના લત્તામાં રાત્રિશાળાઓ ચલાવવામાં આવતી. એમાંની કેટલીક રાત્રિશાળાઓ અદ્યાપિ ચાલુ છે, તથાપિ એ મંડળનું જીવત સ્મારક દાદાભાઈ નવરોજી પુસ્તકાલય છે, જેનો વહીવટ પાછળથી અમદાવાદ મ્યુનિસિપાલિટીને સોંપી દેવામાં આવ્યો હતો.

પ્રસ્તુત વિગતો ઉપરથી એટલું સ્પષ્ટ થશે કે અમદાવાદના યુવકવર્ગની પ્રવૃત્તિઓ કાળબળને અનુસરનારી, જનહિતકારી અને સેવાપરાયણ હતી.

એ સમયે ગુજરાતી માસિકો બહાર પાડતાં તે સૌ પોતપોતાની મર્યાદામાં સારું કાર્ય કરતાં, એવો શ્રીયુત મ. ભાઈ કે ટાવાળાનો અભિપ્રાય હતો. પરન્તુ એ ભિન્ન ભિન્ન માર્ગે કાર્ય કરતી પ્રવૃત્તિઓને કેન્દ્રિત કરી બધાનાં હિતો અને રુચિને સંતોષે અને સમે એવો ધોરણે કામ કરતા એક નવા માસિકની જરૂર એમને જણાઈ. તેથી 'સાહિત્ય' નામનું નવું માસિક એમણે કાઢ્યું પારસી, મુસલમાન એ સૌની માતૃભાષા ગુજરાતી છે. તેમની

લેખનપ્રવૃત્તિ નિરાળી થઈ ન પડતાં એ સૌ હિન્દુ, પારસી, મુસ્લિમ સાથે મળી અને એક જ ધ્યેયથી ગુજરાતી સાહિત્યની સેવા કરવા પ્રેરાય એ તે યોજના પાછળનો અન્તર્ગત હેતુ હતો, અને તેમાંનું લખાણ સામાન્ય વાચકને પણ અપીલ કરે એવું હોવું જોઈએ, તે પર એઓ વિશેષ ભાર મૂકતા હતા. તેથી એ માસિકની કાર્યનીતિ (Policy) વિષે તેમણે તન્ત્રીનોંધમાં લખ્યું હતું કે " 'સાહિત્ય' પોતાના વડીલ ભાઈઓને પગલે ચાલશે, છતાં સર્વને માટે પોતાના દરવાજા ખુલ્લા રાખશે. પારસી ગુજરાતી કે સંસ્કૃતમય સાહિત્ય, વહેવારુ કે કૃત્રિમ જોડણી, સાધારણ જનસમૂહ કે સાક્ષરવર્ગ એ સૌની જરૂરિયાત તરફ અમારું લક્ષ યથાશક્તિ રહેશે, અને સૌના લેખો અમે સ્વીકારવા સદા તત્પર રહીશું

"અગર જોકે અમારું નામ અમે 'સાહિત્ય' રાખ્યું છે, છતાં તેથી એમ સમજવાનું નથી કે અમે ફક્ત કાવ્ય, ભાષા, શૈલી, જોડણી કે કાવ્યશાસ્ત્ર સંબંધી જ લેખો સ્વીકારીશું. અમે સાહિત્યને બહોળા અર્થમાં સમજીએ છીએ, ને ગુજરાતીમાં અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, કેળવણી અને વિજ્ઞાનનું સાહિત્ય વધારે ખીલે તે માટે જરૂરના સઘળા પ્રયાસ કરવા ચૂકીશું નહિ, અને આ વિષયોને ખાસ સ્થાન આપવાનો અમારો ઇરાદો છે " *

એમના પિતાશ્રી સાહિત્યમાર્તંડ હરગોવિંદદાસ કાંટાવાળાએ ગુજરાતી સાહિત્યની, ખાસ કરીને પ્રાચીન ગુજરાતી સાહિત્યની, અપૂર્વ સેવા કરેલી છે. પ્રાચીન કાવ્યમાળાનું પ્રકાશન ઉપસ્થિત કરવામાં એમનો મુખ્ય હાથ હતો. એ સાહિત્યસંસ્કારનો વારસો એમના સુપુત્ર મટુભાઈમાં ઊતર્યો હતો. કૉલેજમાં અભ્યાસ કરતા ત્યારની એમણે ગુજરાતી કવિઓ વિશે કૉલેજ મેગેઝિનમાં લખવા માંડેલું, અને મુંબઈ યુનિવર્સિટીએ એમ. એ.-ની પરીક્ષામાં માતૃભાષાને સ્થાન આપ્યું ત્યારે ગુજરાતી ભાષાસાહિત્ય ઐચ્છિક વિષય તરીકે લઈને એમ. એ. માં ઉત્તીર્ણ થનાર એ પહેલા ગુજરાતી ઉમેદવાર હતા. સ્વર્ગસ્થ નરસિંહરાવે ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદમાં પ્રેમાનંદનાં નાટકો વિષે એક વિદ્વત્તાપૂર્ણ નિબંધ રજૂ કરી ખૂબ ઊહાપોહ કર્યો હતો, તે પક્ષનું ખંડન કરવામાં સ્વર્ગસ્થ મટુભાઈએ આગેવાનીભર્યો ભાગ લીધેલો હતો અને તે નાટકો પ્રેમાનંદના જ છે, એમ 'વસન્ત'માં એક લાંબી લેખમાળા લખી; અનેક દલીલો અને પુરાવા રજૂ કરી દર્શાવ્યું.

---

* સાહિત્ય, જાન્યુઆરી, ૧૯૧૩, પૃ ૩૭.

'બુદ્ધિપ્રકાશ' અને બીજાં માસિકોમાં એમની ટૂંકી વાર્તાઓ અને માર્મિક લેખો આવતા અને એક વિનોદી લેખક તરીકે મટુભાઈએ સારી નામના મેળવી હતી.

એવામાં ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ વડોદરામાં ભરાઈ, તેની વ્યવસ્થા કરવાની મુખ્ય જવાબદારી મંત્રી તરીકે એમના શિર પર આવી પડી હતી.

સાહિત્ય પ્રતિ તેમને પ્રથમથી રુચિ હતી, તેને આ સાહિત્યપ્રવૃત્તિથી વિશેષ વેગ મળ્યો અને પરિષદનું કામ સમાપ્ત થતાં જ એમણે 'સાહિત્ય'-નું સંપાદનકાર્ય ઉપાડ્યું, તે જીવનપર્યન્ત–બાવીસ વર્ષ સુધી–એકધારું, નિયમિતપણે, અસરકારક રીતે અને સફળતાપૂર્વક કર્યું.

અનેક નવા લેખકોને એમણે પ્રોત્સાહન આપી લખતા કર્યા, અને જુદી જુદી દૃષ્ટિએ લખાઈ આવતાં ચર્ચાપત્રોને "સાહિત્ય" માસિકમાં સ્થાન આપી, સાહિત્યના પ્રશ્નો પ્રતિ વાચકવર્ગમાં એક પ્રકારની અભિ-રુચિ ઉત્પન્ન કરી હતી.

પરન્તુ એ પત્રની વિશિષ્ટતા તેના તંત્રીની નોંધ હતી. જે નોંધ લખતા તે વિચારશીલ તેમ મુદ્દાસર, અમુક પ્રકારનું દૃષ્ટિબિંદુ ભારપૂર્વક અને યથાર્થ રીતે રજૂ કરતી જણાતી અને તેની પ્રબળ અસર થતી, પણ તેનું વિશેષ આકર્ષણ તો પ્રતિમાસ તંત્રી જે તે પુસ્તકો, માસિકો, રિપોર્ટ વગેરે મળતાં તેનું અવલોકન લખતા તે હતું. એ અવલોકનો વિદ્વત્તાભર્યો કે વિસ્તૃત માલૂમ નહિ પડે, પણ એમના અભિપ્રાયમાં જે નિષ્પક્ષપણું હતું, જે તટસ્થ વૃત્તિ અને નિડરપણું પ્રત્યક્ષ થતું તેનું ખુબ વજન પડતું.

સ્વર્ગસ્થ હરગોવિંદદાસ કાંટાવાળા પાસે પ્રાચીન સાહિત્ય પુષ્કળ સંગ્રહેલું પડ્યું હતું, અને શ્રીયુત મટુભાઈએ નવા માસિકનો એક વિભાગ પ્રાચીન સાહિત્ય માટે અલગ રાખી કેટલાય જૂના કાવ્યગ્રંથો સાહિત્ય-રસિકોને સુલભ કર્યા છે; એ એમની સાહિત્યસેવા ઓછી મહત્ત્વની નહોતી.

જે શુભ આશયથી શ્રીયુત મટુભાઈએ 'સાહિત્ય'નું સંપાદનકાર્ય હાથ ધર્યું હતું તેમાં તેઓ પુરેપુરા ફતેહમંદ નીવડ્યા અને સાહિત્ય માટે જનતામાં રસ લગાડવા તેઓ શક્તિમાન થયા તેમાં 'સાહિત્ય' માસિકની સિદ્ધિ રહી હતી.

સને ૧૯૧૪ના ઑગસ્ટ માસમાં યુરોપમાં મહાયુદ્ધ ફાટી નીકળ્યું. એની ચિનગારી સર્વત્ર ઊડી હતી; ભાગ્યે જ કોઈ પ્રજા એની કાતિલ વિશ્વવ્યાપી અસરમાંથી મુક્ત રહેવા પામી હશે.

પ્રજાસ્વાતન્ત્ર્ય, આત્મનિર્ણય અને સ્વરાજ્યપ્રાપ્તિના પોકાર (slogans) એ સમયે જોસથી ઉચ્ચારાતા, સૌ કોઈ જાણે કે સંસ્કૃતિના રક્ષણ અર્થે, રાક્ષસી બળ અને અત્યાચાર સામે પ્રવૃત્ત થયેલું હતું એવો આભાસ અપાયેલો. હિન્દુસ્તાને પણ બ્રિટિશ સામ્રાજ્યના પડખે ખડે પગે કુમકમાં ઊભા રહી, નાણું અને લશ્કર પૂરાં પાડી, પુષ્કળ સહાય કરી હતી.

એ જીવનમરણના યુદ્ધમાંથી હિન્દી પ્રજાને રાજકીય હક્કોની અને સ્વરાજ્યપ્રાપ્તિની ભૂખ ઊઘડી હતી અને તે માટે જે ચળવળ ઉદ્ભવી તેને સંતોષવા બ્રિટિશ કેબિનેટે સમય વિચારી, હિન્દને જવાબદાર રાજ્યતંત્ર આપવાની જાહેરાત સન ૧૯૧૭માં પ્રસિદ્ધ કરી હતી.

સ્વરાજ્યપ્રાપ્તિમાટે હે.મરૂલ લીગ તરફથી દેશમાં પ્રવૃત્તિ ઉપાડી લેવામા આવી હતી તેનુ પ્રસ્તુત જાહેરાત સીધુ પરિણામ હતુ

હોમરૂલ લીગ તરફથી પ્રચારકાર્ય અર્થે મુંબઈથી શ્રી શંકરલાલ બેંકર, શ્રીયુત જમનાદાસ દ્વારકાદાસ, શ્રીયુત ચંદ્રશંકર પંડ્યા, શ્રીયુત મનસુખલાલ માસ્તર વગેરે આવતા અને ગુજરાતનાં ગામડાઓમાં ફરી વળી લોકોને સ્વરાજ્યના પાઠ આપતા. શ્રીયુત ઇન્દુલાલ યાજ્ઞિક એ જ ટુકડીમાંના એક હતા; અને તે વખતથી એમણે અમદાવાદમાં સ્થાયી વસવાનો નિશ્ચય કર્યો. પ્રાન્તના જાહેરજીવનમાં એમને મંદતા જણાઈ એટલું જ નહિ, પણ નિષ્પ્રાણ પ્રવૃત્તિ, ગતાનુગતિક થયે જતી જોઈ ને તેમણે પ્રશ્ન કરેલો કે ગુજરાતમાં નવજીવન છે? નવજીવન એટલે વિદ્વત્તા કે રસિકતા નહિ, પણ આપણા દેશમાં સંચાર પામતા નવયુગમાં ખીલતુ અને નવયુગને સિદ્ધ કરતુ નવજીવન. એ પ્રમાણે તેનુ પૃથક્કરણ કરી અંતે એવો ઉત્તર આપેલો કે "દુર્ભાગ્યે ગુજરાતમાં નવજીવન બીજદશામાં પણ નથી, મોટા મહાસાગરમાં એક નાના તરંગરૂપે ક્વચિત્ નજરે પડે છે, છતાં જાગૃતિનો ભાસ કરાવે એવાં ઘણાં ભાષણો અને હિલચાલો દેખાય છે અને તેથી જ એમ ઘણી વાર કહેવામાં આવે છે કે ગુજરાત ઘણું ચેતનમય બન્યું છે. અલબત, આવો વિચાર પણ આપણને જીવન્ત પ્રજા બનાવવામાં કાંઈક અંશે સાધનભૂત થાય, પણ તે સાથે એ પણ દેખીતુ છે કે સાધ્યના અભાવની ઊ

સમજ એ તેની સિદ્ધિનું પ્રથમ પગથિયુ છે. આપણે અંધકારમાં વસીએ અને છતા પ્રકાશમાં રહેવાનો ભ્રમ રાખીએ એ કરતાં વધારે શોકજનક સ્થિતિ શી હોઈ શકે ?"*



શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિક

પણ તે આશાવાદી હતા. નવા રાજકીય વાતાવરણે એમને ચમચાવી મૂક્યા હતા, દેશસેવાના વિચારે થી તે મસ્ત બન્યા હતા અનેક અભિલાષો સેવેલા અને નવયુગનો સ દેશો પોતે ઝીલ્યો હતો તે ગુજરાતી પ્રજાને સંભળાવવાના છેવટ નિર્ણય પ૦ આવી તેમણે 'નવજીવન' નામનુ માસિક કાઢ્યું.

ગુજરાતી જનતાને એ નવે માર્ગે દોરવા અને તેનો ઉત્સાહ દૃઢ લખ્યું હતું કે—

* નવજીવન અને સત્ય જુલાઇ-૧૯૧૫, પૃ. ૨૪

"ગુજરાતમાં શક્યતાઓ અદ્ભુત છે અને થોડા વખતમાં સંસારના મહાનિયમને અનુસરી સત્યરૂપે પ્રકાશશે એવી આપણી શ્રદ્ધા છે આપણને સંપૂર્ણ વિશ્વાસ છે કે નિરુત્સાહી ગુજરાત ઉત્સાહી બનશે અને આળસુ ગુજરાત પ્રવૃત્તિમાં પૂર જોમથી ઝંપલાવશે ગરીબડું બીકણુ ગુજરાત તેના વડા પુત્ર ગાંધીની માફક આશ્ચર્યકારક પરાક્રમોથી દેશને ચકિત કરશે; નવયુગનું દિવ્ય ચેતન ગુજરાત ઝીલશે અને પોતાના જીવતના સર્વ અંગોમાં તે ઉદારપણે ફેલાવશે. ગુજરાત આમ સમસ્ત રાષ્ટ્રનું જીવન્ત અંગ—રાષ્ટ્રીય બનશે અને રાષ્ટ્રીય ઉન્નતિના ભગીરથ આરંભમાં માનભરેલું સ્થાન લેશે"×

ખેડા જિલ્લો તેના જાહેર કાર્યકર્તાઓ, મુત્સદ્દી પુરુષો અને સાક્ષરો માટે જાણીતો છે. ગયા સૈકાના નામાંકિત પુરુષોમાં મનઃસુખરામ, રણછોડભાઈ ઉદયરામ, ગોકળદાસ પારેખ, દેસાઈભાઈ દેસાઈ, વિહારીદાસ, ઝવેરીલાલ યાજ્ઞિક, વ્રજલાલ શાસ્ત્રી, મણિલાલ નભુભાઈ, બાલાશંકર, દોલતરામ પંડ્યા, છગનલાલ હરિલાલ અને ગોવર્ધનરામ ત્રિપાઠી વગેરે નામો ગણાવી શકાય. એ પ્રમાણે ગુજરાતમાં નવયુગનું પગરણ થતાં જાહેર જીવનમાં જેઓ મોખરે આવ્યા તેમાં દરબારશ્રી ગોપાળદાસ, શ્રીયુત ચંદ્રશંકર, શ્રીયુત દાદુભાઈ, શ્રીયુત ફૂલચંદ બાપુજી, શ્રીયુત ગોકળદાસ તલાટી, શ્રીયુત અંબાલાલ જાની, શ્રીયુત નરહરિ પરીખ, શ્રી મોતીભાઈ અમીન અને શ્રીયુત ઇન્દુલાલ યાજ્ઞિકનો સમાવેશ થાય છે; અને તેમાં પણ શ્રીયુત ઇન્દુલાલે દેશસેવાનું જીવનવ્રત લીધું હતું. એમની કૉલેજ કારકિર્દી પૂરી થઈ નહિ તે પહેલાથી એમણે જાહેર પ્રવૃત્તિમાં ઝંપલાવ્યું હતું. સ્વર્ગસ્થ ગોખલે સ્થાપિત સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટીમાં તે એક સભ્ય તરીકે જોડાયેલા; પણ એમની પ્રકૃતિને મંડળની કાર્યનીતિ પસંદ ન પડવાથી પોતે છૂટા થયા અને પછીથી અમદાવાદમાં થાણું નાંખીને, ભિન્ન ભિન્ન પ્રકારની જનસેવાની પ્રવૃત્તિમાં પડ્યા. રાજકીય લડતમાં એમને અડગ વિશ્વાસ હતો એને તેમાં ખાસ રસ પડતો. પહેલી ગુજરાત કેળવણી પરિષદ એમના પ્રયાસથી અસ્તિત્વમાં આવી હતી, ડેક્કન એજ્યુકેશન સોસાયટીના ધોરણે અમદાવાદમાં ગુજરાત કેળવણી મંડળી સ્થાપવાનો એમણે વિચાર કર્યો હતો, પણ તે અરસામાં અસહકારની ચળવળ ઉપડતાં તેમાં તેઓ જોડાયેલા અને ત્યારબાદ ગુજરાત વિદ્યાપીઠ નીકળતાં એ યોજના પડી ભાંગી પણ એ બીજમાંથી ગુજરાત સ્ત્રી કેળવણી મંડળનો ઉદ્ભવ થયો. એ સંસ્થાને પગભર અને મજબૂત કરવાનો યશ શ્રીયુત ઇન્દુલાલને છે.

× નવજીવન અને સત્ય, જુલાઈ ૧૯૧૫, પૃ. ૨૬

ગુજરાતનાં ગામડાંઓમાં ગોખલે પુસ્તકાલયોની યોજના કરી જ્ઞાનગંગા વહેવડાવવાનો એમનો પ્રયાસ સ્તુતિપાત્ર હતો. બીજાઓએ તેનું અનુકરણ કરી એ પ્રવૃત્તિને આગળ ધપાવી, પણ રાજકીય પ્રવૃત્તિ એમને અતિ પ્રિય હતી. અને મહાત્મા ગાંધીજીના અંગત પરિચયમાં આવ્યા પછી તે એ કાર્યમાં રચ્યાપચ્યા રહેતા અને તે ખાતર કોઈપણ ભોગ આપવા તત્પર રહેતા.

એમની પ્રકૃતિ લાગણીપ્રધાન હોવાથી તે જે કામ ઉપાડતા તેમાં ઉતાવળા થતા અને તેમની સાથેના સાથીદારોને પોતાના જેવા શુદ્ધ અને સાચા માની લેતા. તેથી કેટલીક વાર એમની ભલમનસાઈનો કોઈક કોઈક તરફથી ગેરલાભ લેવાતો જોવામાં આવતો. તે કારણે એમનું કાર્ય ટીકાપાત્ર થતું, પરન્તુ દેશની આઝાદી માટેની એમની તમન્ના નિહાળી સૌને એમની પાસે નમતું આપવું પડતું, તે પાછળનું એમનું સ્વાર્પણ નમૂનેદાર અને અનુકરણીય હતું એ વિષે ભાગ્યે જ કોઈ કહેવાપણું હોય.

ગાંધીજીએ અમદાવાદમાં કાયમ નિવાસ કર્યો પછી જે ચુનંદા સાથીઓ એમને મળેલા તેમાં પ્રથમ જોડાનારાઓમાંના એક શ્રીયુત ઇન્દુલાલ હતા. તેમના તે એક અનુયાયી બન્યા હતા; જો કે મહાત્માજીના વિચારો તેમને ગ્રાહ્ય ન થતાં તે જુદા પડ્યા હતા; અને ખેડૂતોનું સંગઠન કરવામાં હાલમાં પ્રવૃત્ત છે.

હિન્દમાં આવ્યા બાદ મહાત્માજીએ કેટલોક સમય દેશસ્થિતિનું નિરીક્ષણ કરવામાં વ્યતીત કરેલો, પછીથી અમુક સંજોગો ઉપસ્થિત થતાં ન્યાય ખાતર અને લોકના હક્કના સંરક્ષણ અર્થે એમને રાજકીય લડતમાં જોડાવું પડ્યું એમાં લોકનું હિત રહેલું હતું. ભાઈ ઇન્દુલાલ એમના સાથમાં કામ કરતા હતા એ સમયે પ્રજાને જાગ્રત રાખવા, પરિસ્થિતિને સમજાવવા એમને એક મુખપત્રની જરૂર જણાઈ. મુંબઈના કાર્યકર્તાઓએ 'યંગ ઇન્ડિયા' નું સંપાદન ગાંધીજીને સુપરત કર્યું પણ તે પત્ર અંગ્રેજીમાં પ્રસિદ્ધ થતું અને સંજોગવશાત્ તેમ જરૂરી હતું, પણ તેઓ પોતાનો સંદેશો જનતાને ગુજરાતીમ–માતૃભાષામાં આપવાને વિશેષ કરીને ઉત્સુક હતા. શ્રીયુત ઇન્દુલાલ 'નવજીવન' ચલાવતા. તેઓ સતત ગાંધીજીના સમાગમમાં રહેતા હતા. તેમણે વિચાર્યું કે 'નવજીવનનું' તંત્રીપદ મહાત્માજી હાથમાં લે તે ઇષ્ટ હતું અને તે માટે આ સુંદર તક હતી. શ્રીયુત ઇન્દુલાલનો વિચાર એટલે તત્કાળ નિર્ણય. એમણે માહાત્માજીને 'નવજીવન'નું સંપાદન

કાર્ય સ્વીકારતા વિનંતિ કરી, જે તેમણે ખુશીથી વધાવી લીધી. જે ઉદ્દેશથી એ જવાબદારી પોતે ધારણ કરી તેને સ્પષ્ટ કરતું એક નિવેદન ત્યારપછી એ માસિકની પૂર્તિરૂપે તેમણે બહાર પાડ્યું.

"હું માનું છું કે મારે હિન્દુસ્તાનને કાંઈક સંદેશો આપવાનો સેવા કરાવાની છે કેટલાક વિચારો મેં જે કરેલા છે એ કલ્યાણકારી છે. એ બધા સમજાવવાને હું પ્રયત્ન કરી રહ્યો છું, છતાં શક્તિ, સમય કે સંજોગને અભાવે હું જનસમાજને મારી ઈચ્છા પ્રમાણે તે આપી શક્યો નથી, જેમ કે સત્યાગ્રહ વિષે જ હજી ઘણી ગેરસમજ હું જોઈ રહ્યો છું. એનાથી વધારે સારી ભેટ હું હિન્દુસ્તાનને ન જ આપી શકુ એવી મારી ખાતરી છે આ અમૂલ્ય વસ્તુ અને બીજી કેટલીક વસ્તુઓ જેનો મે ખૂબ અનુભવ લીધેલો છે તે વસ્તુઓ જનસમાજ પાસે મૂકવાનો લોભ તો મને હમેશાં રહેલો છે. એવુ કરવાનું એક મોટું આધુનિક સાધન વર્તમાનપત્ર છે 'નવજીવન અને સત્ય'ના સંસ્થાપકોએ તેની દેખરેખ મારા હાથમાં મૂકવાનુ અને દર અઠવાડિયે પ્રકટ થઈ શકે એવી સગવડ કરી આપવાનુ માથે લીધુ છે ભાઈ ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક ગુજરાતના જીવનમાં મોટો ભાગ લઈ રહ્યા છે છતાં તેને "નવજીવન" ને પોતાનુ પ્રધાન કાર્ય ગણી મને પૂરેપૂરી મદદ આપવાનું માથે લીધુ છે. આ સંજોગો આકસ્મિક ન ગણી શકાય તેને હું વધાવી ન લઉં તો મને શરમ ઊગજે. તેથી મારી શારીરિક પ્રકૃતિ એક વર્ષ પહેલાં હતી તેવી નથી તોપણ 'નવજીવન' ચલાવવાનું કામ ઊચકી લેવાને મે હામ ભરી છે, તેમાં હું ગુજરાતનો આશીર્વાદ ઈચ્છુ છુ." *

મહાત્માજી હસ્તક તે માસિક આવતાં તેને અઠવાડિકમાં ફેરવી નાંખવામા આવ્યુ અને પ્રિન્ટિંગ અને પ્રિન્ટર માટે મુદ્રણકળા અને મુદ્રક એ શબ્દો એ વખતે પ્રથમ વાપરવામાં આવ્યા હતા. તેનું કદ અઠવાડિકોના ચાલુ ધોરણને ન અનુસરતાં ફૂલ્સકેપ આઠ પાનાનું રાખવામાં આવ્યું હતુ.

અસહકારની ચળવળના સમયે એ પત્રની જેટલી પ્રતો નીકળતી એટલી સંખ્યાએ દેશી ભાષામા પ્રકટ થતુ કોઈ અઠવાડિક કે માસિક પહોંચ્યું હોય એમ જાણવામાં નથી

ક્રાન્તિ આણવા મથતા મનુષ્યો કઠિન પરિસ્થિતિમા કામ કરતા અને સાધનની હાડમારી વેઠતા. એમના વિચારના પ્રચાર અર્થે ફરફરિયાં જેવાં

* નવજીવન ૧૯૧૯

છાપાંઓ કાઢે છે, અને તે છાપાંઓ ચોરીછૂપીથી વહેંચાય છે; તેમ છતાં તેની અજબ અસર થવા પામે છે.

'નવજીવન' એ પ્રકારનું છાપું હતું; પણ તેનું સંપાદનનું ધોરણ અને કાર્યપદ્ધતિ તદ્દન ખુલ્લાં અને પ્રામાણિક હતાં, તેનો ઉદ્દેશ સમાજમાં પરિવર્તન આણવાનો હતો. નવજીવને, તેના નામ પ્રમાણે, ગુજરાતી પ્રજામાં નવું જીવન જ રેડ્યું હતું. સ્ત્રીપુરુષ, આબાલવૃદ્ધ સૌ પ્રતિ રવિવારે, પ્રાતઃકાળે તેની નકલની આતુરતાપૂર્વક રાહ જોતા અને અમુક વર્ગ તો એવો હતો કે જે તેમાંના લખાણને શાસ્ત્રની આજ્ઞા પેઠે શ્રદ્ધાપૂર્વક અનુસરતો હતો. હકીકત પણ એ હતી કે 'નવજીવન' દ્વારા મહાત્માજી તેમના જીવનનો નિચોડ, સત્યની પ્રાપ્તિ અર્થે કરેલા જીવનસત્રના પ્રયોગોનો વૃત્તાંત અને પોતાને જે દર્શન થયેલું તેનો સંદેશો ગુજરાતી પ્રજાને સંભળાવવા પ્રવૃત્ત થયા હતા.

દેશની કંગાળ, હીન અને વિષમ સ્થિતિમાં જેમ કોઇ અવતારી પુરુષ આવી પ્રજાનું સાન્ત્વન કરે તેમ હિન્દી પ્રજાને અભય કરવા, તેનું દુ:ખ નિવારવા, મનુષ્ય તરીકેના તેના હક્ક સ્થાપિત કરી ન્યાય મેળવવા અને તેની સ્થિતિ સુધારી, આબાદ કરી, ઉન્નતિને પથે ચઢાવવા એમણે એ પ્રવૃત્તિ ઉપાડી હતી

નવજીવનના ઉદ્દેશમાં તેમણે લખ્યું હતું કે "મારે હિન્દને કંઈ આપવાનું છે તે બીજાની પાસે તેટના જ પ્રમાણમાં નથી એમ હું પ્રત્યક્ષ જોઈ રહ્યો છું. ઘણા પ્રયત્ને મેં કેટલાક સિદ્ધાન્તો મારા જીવનમાં ગોઠવ્યા છે ને તેને અમલમાં મૂકયા છે તેથી મને જે સુખ મળ્યું તે મેં બીજામાં નથી જોયું એમ મને ભાસ્યું છે ઘણા મિત્રોએ આ વાતની સાક્ષી પૂરી છે એ સિદ્ધાન્તો આપી મારા સુખોનો અનુભવ હિન્દને કરાવવાની મને ભારે અભિલાષા છે. એનું એક સાધન વર્તમાનપત્ર છે

"સત્યાગ્રહ એ મારે મન પોથી માંહેલું વેંગણ નથી મારું તો એ જીવન છે. સત્ય વિના સર્વ મને તો શુષ્ક લાગે છે. અસત્યથી દેશને લાભ ન જ થાય એવી મારી ખાતરી છે પણ કદાચ અસત્યથી તાત્કાલિક લાભ જણાતો હોય તોપણ સત્યનો ત્યાગ ન જ થાય એમ હું દૃઢતાપૂર્વક માનું છું.

"તેથી શું ? આદર્શને આપણે જેમ વળગવા જઈએ છીએ તેમ તે વેગળો જતો દેખાય છે તેમ તેમ આપણે વધારે વેગે ધસવું એ જ પુરુષાર્થ છે. પડશું, આખડશું તોય ઊઠશું પાછી પાની કે પા છંપૂદ ન કરીએ તેટલું જ બસ છે.

"પણ એવી શોધ કરતાં મને અનેક રત્નો મળ્યાં છે. તે મારે હિન્દની પાસે મૂકવાં છે. એની જાહેરખબરરૂપ આ 'નવજીવન' છે.

"એ શોધો કરતાં મેં જોયું છે કે કાયદાઓને ઇરાદાપૂર્વક માન આપવું એ આપણી ફરજ છે. પણ તે માન આપવાની ફરજ અદા કરતાં મેં એમ પણ જોયું છે કે જ્યારે કાયદો અસત્યનો પોષક હોય ત્યારે તેનો ભંગ કરવો એ પણ ફરજ છે. એવો ભંગ કઈ રીતે થાય? સત્યની રીતે રહેતાં આપણે પોતે કાયદાનો ભંગ કરવાની સજા વહોરી લેવી. આનું નામ વિનયી ભંગ છે. એવો ભંગ કોનાથી થાય, કયા કાયદાઓ અસત્યના પોષક હોય એનો નિર્ણય માત્ર અમુક નિયમો ઘડીને નથી કરી શકાતો. એ અનુભવે જ થાય. આને સારુ વખત અને સાધન જોઈએ. તે સાધન 'નવજીવન' થાઓ.

"પ્રતિકૂળ વાતાવરણમાં પણ આરે લડાઈ લડવા છતાં સરકારી વર્ગ સાથે સત્યાગ્રહીઓ મીઠાશ જાળવી શકયા હતા, કેમકે સત્યાગ્રહમાં રાગને કે દ્વેષને અવકાશ નથી સત્યની છાપ સામા પક્ષ ઉપર પડે છે એટલે તેને અવિશ્વાસ નથી રહેતો. તેથી લડતા છતાં બન્ને પક્ષ વચ્ચે માન ને મીઠાશ જાળવી શકાય છે. દાખલાઓ અને દલીલોથી 'નવજીવન' બતાવશે કે હિન્દમાં પણ આપણે અધિકારી વર્ગ સાથે મતભેદ હોય ત્યાં લડતા હોઈએ છતાં જ્યાં તેવું નથી તેને મદદ દઈએ ને તેની મદદ લઈએ.

"પણ સત્યાગ્રહની સીમા કાંઈ સરકાર–પ્રજા વચ્ચેના સંબંધમાં સમાપ્ત નથી થતી સંસારી સુધારાને સારુ પણ એ જ અમૂલ્ય શસ્ત્ર છે. આમાં સ્ત્રીઓની સ્થિતિ, આપણા કેટલાક નઠારા રિવાજો, હિન્દુ મુસલમાન વચ્ચે ઊભા થતા સવાલો, અન્ત્યજને લગતી અડચણો—આવા અનેક પ્રશ્નોનો નિવેડો આવી શકે છે. એટલે આ બધા પ્રશ્નોની ચર્ચા 'નવજીવન' પ્રસંગોપાત્ત કરશે.

"રોલેટ કાયદા વિષેની લડત એ સત્યાગ્રહનો પદાર્થપાઠ છે, એટલે તે લડત અંગેની સમજ નિરન્તર 'નવજીવન' રાખશે એ કાયદો તે રદ થયા પહેલાં રદ થશે એ વિષે મને શંકા નથી, કેમકે સત્યને વિષે ને સત્યાગ્રહીઓની શક્તિને વિષે મને પૂરો ભરુસો છે.

"હિન્દનો આર્થિક ઉદ્ધાર સ્વદેશીમાં જ છે એવી મારી દૃઢ માન્યતા છે. સ્વદેશીમાં ધર્મનો મર્મ છે. ધર્મનો ત્યાગ કરીને કોઈ પ્રજા ઉન્નતિ પામી નથી ને પામશે નહિ. એટલે સ્વદેશીનો આરે પ્રચાર પણ 'નવજીવન' કરશે.

"મારે હિન્દની સેવા કરવી છે તો હુ અંગ્રેજી ભાષામાં જ મારો આત્મા કેમ ન રેડું એવો પ્રશ્ન કોઈ ઉઠાવે તો હું કહેવા ઈચ્છું છું કે જન્મ અને કર્મથી ગુજરાતી હોઈ હુ ગુજરાતના જીવનમાં ઓતપ્રોત થઈ જાઉં તો જ હું હિન્દની શુદ્ધ સેવા કરી શકુ. વેપારની દષ્ટિએ પણ મારી શક્તિનો સારામા સારો ઉપયોગ હું ગુજરાતને મારું ક્ષેત્ર ગણીને જ આપી શકુ વળી અંગ્રેજી ભાષાની મારફતે હું મારો સન્દેશો કોને આપુ ? અંગ્રેજીનો મોહ મિથ્યા છે એ તો 'નવજીવન' પ્રતિક્ષણ બતાવ્યા કરશે. આપણા અભ્યાસક્રમમાં કે જીવનમા ક્યાયે અગ્રેજીને સ્થાન નથી એમ કહેવાનો આશય નથી અગ્રેજી ભાષાનો વ્યાપાર અત્યારે અસ્થાને થાય છે એટલું જ કહેવાનો આગ્રહ છે.

"હિન્દુસ્તાન ખેડૂતોની ઝૂપડીમાં વસે છે. વણકરોની કળા હિન્દુસ્તાનની ભવ્યતાનાં સ્મરણ કરાવે છે. તેથી મને પોતાને ખેડૂત અને વણકર કહેવડાવવામા હુ અભિમાન માનું છુ. 'નવજીવન' મારે તો ખેડૂતોના ઝૂપડામાં ને વણકરોનાં ઘરોમાં પહોચાડવું છે. મારે તેઓની ભાષામાં તે લખવું છે. તેથી ખેડૂતો ઇ. ના સુખદુઃખની વાતો 'નવજીવન' હમેશાં તેઓની ભાષામાં કરશે ખેડૂતો ભયભીત રહેશે, કરજના બોજા તળે કચરાયેલા રહેશે, તેઓનાં શરીર રોગી હશે, તો હું હિન્દુસ્તાનનો નાશ જ જોઉ છું.

"ઘેર ઘેર સ્ત્રીઓ 'નવજીવન' વાચે એમ હું હમેશા પ્રભુ પ્રત્યે માગીશ. સ્ત્રીઓના વિના ધર્મની રક્ષા કોણ કરે ? સ્ત્રીઓ અજ્ઞાન અને મૂઢ દશામાં રહે, સ્ત્રીઓને હિન્દુસ્તાનની દશાની ખબર ન હોય તો ભવિષ્યની પ્રજાની શી વલે થાય ? તેથી 'નવજીવન' સ્ત્રીઓને જાગ્રત કરશે અને પુરૂષ વર્ગને સ્ત્રીઓ પ્રત્યેની તેમની ફરજનું ભાન કરાવવા પ્રયત્ન કરશે.

"આ તો મે મારી મહત્ત્વાકાંક્ષાઓની વાનગી માત્ર આપી છે. તેના સારરૂપ તો આટલું જ કહેવા ઈચ્છું છું કે 'નવજીવન'ની પ્રવૃત્તિ એવી ચાલશે કે તેથી રાજા–પ્રજા વચ્ચે વેરભાવ મટી મિત્રતા થાય, અવિશ્વાસ મટી વિશ્વાસ થાય, હિન્દુ–મુસલમાન વચ્ચે અન્તઃકરણની એકતા થાય, હિન્દુસ્તાન આર્થિક સ્વતન્ત્રતા મેળવે અને હિન્દુસ્તાનમાં સર્વત્ર પ્રેમ સિવાય બીજુ કંઈ જોવામાં ન આવે. જગત પ્રેમમય છે. નાશમાંયે ઉત્પત્તિ ભરી છે" *

---

* ગાંધીજીનું નવજીવન, ભાગ પહેલો પૃ. ૨ થી ૪.

ગાંધીજીના વિચારે સમસ્ત દેશમાં પરિવર્તન આણી સમાજજીવન ઉપર જે અનોખી અને સજ્જડ છાપ બેસાડેલી છે તેનું વર્ણન કરવા એક જુદુ જ પ્રકરણ જોઈએ. આપણે અહીં એમને એક પત્રકાર તરીકે જોઈએ.

એક પત્રકાર તરીકેનું એમનું ધોરણ પત્રકારિત્વના ઇતિહાસમાં નવીન માર્ગ ખુલ્લો કરે છે.

વર્તમાનપત્રના સંચાલનમાં કોઈ કોઈ હેતુઓ પ્રવર્તમાન હોય છે. અને તેને લઈને તેના સંપાદનમાં અમુક પ્રકારના દોષ દાખલ થવા પામે છે; અને તેથી તેમાં પ્રકટ થતા સમાચાર તદ્દન શુદ્ધ અને સાચા હોતા નથી; પણ જેને એડિટીંગ કહીએ તે પ્રમાણે જુદા જુદા દૃષ્ટિકોણથી તે રજૂ કરી તેનું સ્વરૂપ વક્ર કે વિરુદ્ધ બતાવવામાં આવે છે; એટલે તેની ભિન્ન અસર થવા પામે છે.

પણ મહાત્માજીએ એ પ્રથાને નિંદ્ય ગણેલ; અને સમાચારની શુદ્ધિ અને સચ્ચાઈ ઉપર તેમણે હંમેશાં ભાર મૂક્યો.

પાશ્ચાત્ય દેશોમાં મોટી મોટી જાહેરખબર આપનારાઓ તે પત્રની રીતિનીતિ ઉપર, એમની આર્થિક સહાયના કારણે, પ્રબળ કાબૂ ધરાવે છે, પણ એ અનિષ્ટ અજાણ્યે પણ પોતાના પત્રમાં પ્રવેશવા ન પામે તે નિમિત્તે 'નવજીવન' પત્રમાં પહેલેથી જાહેરખબર લેવાનો પ્રતિબંધ મૂકેલો હતો. જાહેરખબરની સહાય વિના કોઈ પણ વર્તમાનપત્ર ચલાવવું બહુ જ કઠિન છે, પણ મહાત્માજીએ એમની પ્રતિજ્ઞાથી પુરવાર કરી બતાવ્યું છે કે તે વસ્તુ શક્ય છે.

આપણા દેશમાં પરાપૂર્વથી જ્ઞાનનો મહિમા ગવાયો છે; જ્ઞાન પવિત્ર મનાયું છે, તેનું વેચાણ નાનમભર્યું લેખાયું છે; પણ હાલના કોપીરાઈટના કાયદાથી સંરક્ષિત થઈ લેખકને પુસ્તકવેચાણથી સારી આવક મળે છે; તે એક ધંધો થઈ પડ્યો છે. મહાત્માજીએ એમનાં લખાણોનો કશો કોપીરાઇટ ન રાખતાં, તેના પુનઃપ્રકાશનની છૂટ સૌ કોઈને આપેલી.

પરન્તુ 'નવજીવનના' સંપાદનનું વિશિષ્ટ વલણ એ હતું કે તે પત્ર ન્યાય અને નીતિ, સત્ય અને વિશ્વબંધુત્વના ધોરણ પર ચલાવવામાં આવતું હતું, જે તત્ત્વ આધુનિક પત્રકારિત્વમાં વિરલ ગણાય.

આપણા પ્રાન્તમાં નવા વિચારોના પ્રવાહ જોશભેર પ્રસરી રહ્યો હતો તેમાંથી પ્રોત્સાહન મેળવી 'સમાલોચક,' જે ગઈ સદીના છેવટના ભાગમાં ત્રમાસિક તરીકે સ્વર્ગસ્થ ઉત્તમલાલ કે ત્રિવેદી અને શ્રી મણિલાલ છબારામ ભટ્ટના સંયુક્ત તંત્રીપદ હેઠળ નીકળ્યું હતુ અને સાહિત્ય, ઈતિહાસ, અર્થશાસ્ત્ર, રાજકારણ, તત્ત્વજ્ઞાન વગેરે વિષયો પર તાત્વિક અને અભ્યાસપૂર્ણ લેખો છાપી સાહિત્યરસિક વર્ગમાં ઊંચી પ્રતિષ્ઠા મેળવી હતી તે, સન ૧૯૧૪ માં એક માસિકમાં ફેરવાઈ ગયું અને તેનુ સુકાન શ્રી ચંદ્રશંકર પંડ્યા, શ્રી અંબાલાલ જાની અને શ્રી રમણીયરામ ત્રિપાઠીએ હાથમાં લીધું હતું. એ સૌ અનુભવી અને અભ્યાસી લેખક હતા અને જાહેર કાર્યકર્તા તરીકે જાણીતા હતા, એટલું જ નહિ પણ તેમની મદદમાં એક બહોળું, સુશિક્ષિત મિત્રોનું લેખકમંડળ હતું.

નવા સ્વરૂપમાં તેણે પહેલાનુ ગૌરવ સાચવી, તેના આકર્ષણમાં ઉમેરો કર્યો હતો અને તેનો ફેલાવો પણ બહોળો થયો હતો. પાછળથી મહાસભાના એક વાજિંત્ર તરીકે તેણે સ્થાન લીધું હતું. તથાપિ એ બારથી પંદર વર્ષનો ગુજરાતી પ્રજાજીવનનો રસપ્રદ વૃત્તાંત એ માસિક જેવો બીજા કોઈ પત્રમાંથી ભાગ્યે જ મળશે; તેની એ સેવાનું મૂલ્ય થોડું નથી.

સન ૧૯૧૬ માં 'વીસમી સદી' પ્રકટ થયુ તે પહેલાં ગુજરાતી માસિકો સામાન્યતઃ ચિત્રો વિનાનાં નીકળતાં. સારા ચિત્રકારો ઝાઝા ન હતા તેમ જ એ ચિત્રકળાની કદર કરનારા અને તેને ઉત્તેજન આપનારાઓ એથી પણ થોડા હતા. વળી એ માસિકોનું પ્રકાશન ધનાર્થે નહિ પણ બહુધા જ્ઞાન પ્રચાર અર્થે, સાહિત્યના શોખ કે સેવાભાવથી કરવામાં આવતું અને તેના ખર્ચને માંડમાંડ પહોંચી વળતુ. એ આર્થિક સંકડામણમા સચિત્ર માસિક કાઢવું એ જોખમભર્યું સાહસ હતું, અને એવી હિંમત દાખવનાર કો'ક જ નજરે પડતું હતું.

જમાનો તો ઝપાટાબંધ અને જોશભેર આગળ વધે જતો હતો. અંગ્રેજી માસિકો સારી સંખ્યામાં, સુંદર અને આકર્ષક, અનેક રંગબેરંગી સચિત્ર પ્રસિદ્ધ થતાં અને તેમનો બહોળો પ્રચાર થતો હતો. હિન્દના અન્ય પ્રાન્તો બંગાળ અને ઉત્તર પ્રદેશ મુદ્રણકળામાં સુંદર પ્રગતિ થયેલી હતી; અને ટકાઉ અને સારા બ્લોક કરવાની તેમજ ત્રિરંગી ચિત્રો છાપવાની કળા તેમણે હસ્તગત કરી હતી.

મુંબઈમાં એ જાતનું કેટલુંક કામ થતું, પણ તે બહુ ખર્ચાળ થઈ પડતું. એ પરિસ્થિતિમાં ગુજરાતી સચિત્ર માસિક કાઢવાનો વિચાર સરખો કોઈ કરતું નહોતું.

પણ કળા પ્રતિ જેમને નૈસર્ગિક શોખ હતો અને સાહિત્યના વાચન અને લેખન પ્રતિ અભિરુચિ હતી તે હાજી મહમદ અલારખિયાને ગુજરાતી માસિકોમાં કળાની ઊણપ ખૂંચતી અને તક મળતાં જ તેમણે એક ઊંચી કોટિનું સચિત્ર, સુશોભિત, ભભકાદાર અને મનોરંજક માસિક શરૂ કરી વિવિધ પ્રકારના રસપ્રદ લેખો, વાર્તા, કવિતા, નાટક, વિવેચન, પ્રાસંગિક વર્ણનો, સાહિત્યચર્ચા, જાણીતા અને અગ્રેસર પુરુષોનાં ચરિત્રો અને એમના ઇન્ટર્વ્યુ વગેરે તેમાં દાખલ કર્યા, અને તે ચાલુ યુગનું પ્રતિબિંબ ઝીલતું હોય તે પ્રમાણે તેનું નામ 'વીસમી સદી' રાખ્યું.

ઉપર કહ્યું તેમ એક સચિત્ર માસિક કાઢવું તે બહુ ખર્ચાળ સાહસ હતું અને ગુજરાતી માસિકો ઘણાંખરાં ખોટમાં ચાલતાં હતાં સન ૧૯૧૬ માં 'વીસમી સદી'નું પ્રકાશન તેમણે શરૂ કર્યું ત્યારે યુરોપીય મહાયુદ્ધના કારણે કાગળ, સાહી વગેરેના ભાવો બેવડાતેવડા વધી ગયા હતા અને ભારે મોંઘવારી પ્રવર્તતી હતી.

પૂર્વે કહ્યું તેમ હાજી મહમદ કળાશોખીન હતા જનસમાજમાં કળાનો શોખ જગાડવાના તે કોડ સેવતા હતા. કળા જ એમના જીવનનો ધ્યેયમંત્ર બન્યો હતો; તેનાં સ્વપ્નોમાં તેઓ રાતદિવસ મગ્ન રહેતા. ભાગ્યે જ બીજો કોઈ વિચાર તેમને આવતો, એટલે આર્થિક દૃષ્ટિએ એ પ્રશ્નને તેમણે કદી વિચારેલો જ નહોતો તેઓ પોતાના ધ્યેયને જ પહોંચવા માગતા હતા; તેની સિદ્ધિ પાછળ પોતે ફના થાય તેની તેમને કાંઈ પરવા નહોતી

'વીસમી સદી'નો આશય રસિક અને સમયોચિત વાચનસામગ્રી, તેને અનુરૂપ ચિત્રો સહિત રજૂ કરી વાચકનું મનરંજન કરવાનો અને બહલાવવાનો હતો. તેમાં હાજી મહમદ ફતેહમંદ થયા હતા, પરંતુ એ સ્થિતિએ પહોંચવામાં એમણે એમની જાતને સર્વ રીતે ખર્ચી નાંખી હતી તે પત્રના સંપાદનકાર્યમાં નહોતો કશો વિચાર એમણે સમયનો, સાધનનો કે દ્રવ્યનો એક જ હેતુ એમની દૃષ્ટિ સમીપ રહેતો કે એ માસિક કેવી રીતે સર્વાંગસુંદર અને કળાના નમૂનારૂપ થઈ પડે. લેખને અનુરૂપ ચિત્રો મેળવવામાં તેઓ ઘેલા થઈ જતા. કોઈ સારું ચિત્ર નજરે પડતાં કે

ટિકાઓ પણ તે આપ્ત કરતા; હાથમાં કોઈ સારો લેખ કે કવિતા આવી પડે કે તરત જ, તેની સજાવટ સારુ યોગ્ય, ચિત્રો પસંદ કરવામાં ગૂંથાતા, નવાં ચિત્રો દોરવા, ચિત્રકારોને ઘટતી સૂચનાઓ આપતા અને એ માસિકનું મુદ્રણકાર્ય કળાયુક્ત અને સપ્રમાણ, સુંદર અને સફાઈબંધ થાય તે સારુ વારંવાર પ્રેસમાં દોડી જતા. તે નિમિત્ત કોઈ કાર્યને એમણે હલકું કે અગવડભર્યું ગણ્યું નહોતું; તો પછી તે પાછળ પૈસાના ખર્ચનો સવાલ જ ક્યાં રહ્યો?



હાજી મહમદ અલારખિયા શિવજી

એટલેથી એમની મુસ્કેલી પુરી થતી નહોતી. લેખકો પાસેથી માગેલા વિષય પર લેખો વખતસર મેળવવા એ સહેલું કાર્ય નહોતું. લેખકોને પુરસ્કાર આપી તેઓ તેમનું સન્માન કરતા, પણ એટલેથી એ અટકતા નહિ. લેખકોને સંતોષવા અને તેમની જરૂરિયાતો પૂરી પાડ-

તેઓ સદા તત્પર રહેતા, અને તે સારુ પોતાની જરૂરિયાતો પડતી મૂકીને લેખકોને એમણે મદદ આપ્યાના સંખ્યાબંધ દાખલાઓ મળી આવે છે. ગુજરાતી પત્રકારિત્વમાં એ નવીન બનાવ હતો. 'વીસમી સદી'ને ટકાવી રાખવામાં હાજી મહમદે પોતાને ખુવાર કર્યો હતો. એક લેખકમંડળ ઊભું કરી એમણે જે સેવા કરેલી છે તે અપૂર્વ હતી. એમને ત્યાં લેખકોનો ડાયરો સવાર–સાંજ જામેલો રહેતો; અને નાના–મોટા, પ્રસિદ્ધ–અપ્રસિદ્ધ, સૌ લેખકો અને કવિઓ એમના પ્રતિ ખેંચાતા; એવું એમનામાં અજબ પ્રકારનું આકર્ષણ હતું.

એ હેતુ સિદ્ધ કરવામાં પણ તે ફળીભૂત થયા હતા. દરેક કોમના અને જુદા જુદા વિચાર અને અભિપ્રાય ધરાવતા લેખકોનો સહકાર તેઓ મેળવી શકયા હતા; એ પ્રમાણે ભિન્ન ભિન્ન પ્રકારનું વાચનસાહિત્ય 'વીસમી સદી'માં પ્રસિદ્ધ થવાથી તેનું આકર્ષણ વધતુ અને તેના પરિણામે ગુજરાતી વાચકવર્ગમાં તે પત્ર ખૂબ લોકપ્રિય નીવડયું હતું.

લેખકો પાસેથી લેખ મેળવવાની એમની કુનેહ અને આવડ વિષે ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો છે. શ્રીયુત મુનશી 'ગુજરાતનો નાથ' અને 'રાજાધિરાજ' જલદી લખી શકયા, તે પ્રતાપ હાજી મહમદનો હતો. એ નિમિત્ત તેઓ તેમના નિકટ પરિચયમાં આવેલા; અને હાજી મહમદે એ 'વીસમી સદી'નું સંપાદન કાર્ય કરતાં જે છાપ પાડેલી તેનું ચિત્ર શ્રીયુત

કનૈયાલાલ મુનશીએ સ્વર્ગસ્થને અંજલિ અર્પતાં, "હાજી મહમદ સ્મારક ગ્રંથમાં દોર્યું છે તે અત્ર ઉતારવું પ્રસંગોચિત થઈ પડશે

"હિન્દમાં—ગૂજરાતમાં કલાનો શોખ વધે, કલાકારોની કિંમત અંકાય, કલામયતા પ્રસરે—આ જ તેનો જીવનઆદેશ હતો. દરેક પંક્તિના કવિ ને નાટકકાર, કથાકાર ને ઠઠ્ઠાબાજ, ચિત્રકાર ને શિલ્પી—બધાને માટે તેને મોહ હતો, બધાને તે ઉત્તેજતો. ગ્રીક કલાવિધાયકોનું સૌન્દર્યઆલેખન કે હિન્દી કલાવિધાયકોની આધ્યાત્મિકતા તરફ તેનો પક્ષપાત નહોતો; નહોતો પક્ષપાત રા. નાનાલાલની મોહક શબ્દજાલ તરફ કે ગ. નરસિંહરાવની ભાવપ્રાધાન્ય સરલતા પર. જ્યાં કલાનાં દર્શન થતાં ત્યાં તે પ્રણિપાત કરતો.

"પણ એની ખરી ખૂબી તો આ વૈવિધ્ય ગોઠવવામાં હતી. આનો લેખ આ ચિત્ર સાથે જશે, આ વિષય પર આ જ લખી શકશે અને આ જ ચિત્ર કરશે, આ અંકમાં આ જ પ્રકારનું વ્યક્તિત્વ જોઈએ, ને આવે પ્રસંગે તો આનું જ જીવનચરિત્ર આવવું જોઈએ—આ વિવેકબુદ્ધિ મેં જેવી હાજી મહમદમાં જોઈ છે એવી કોઈનામાં જોઈ નથી અને આ જ ગુણ એ 'સદી'ની લોકપ્રિયતાનું રહસ્ય છે. તેમાં અનેક કલાકારની વિવિધ પ્રકારની મહેનતને પરિણામે માત્ર એક સંગ્રહસ્થાન ઊભું થતું નહિ, પણ તંત્રીની બુદ્ધિને પ્રતાપે એક ભવ્ય ને સુંદર રચના રચાઈ જતી. અને આ રચના રચવામાં વખત કે પૈસાના વ્યયનો તેને હિસાબ નહોતો; પોતાની કે કુટુંબની તબિયત કે શાતાની પરવા નહોતી. તે કલાઘેલો હતો; અને તે ઘેલછામાં જ મગ્ન રહેવામાં આનંદ લેતો."×

કળાના શહીદનું ઉપનામ સ્વર્ગસ્થ હાજી મહમદને અપાયેલું છે તે ઉચિત છે; કેમકે 'વીસમી સદી' પાછળ પોતે જેમ પૈસેટકે તેમ જાતથી ઘસાઈ ગયા હતા, જેમ એક બીનો લોપ થતાં તેમાંથી અનેક બી ઊપજે છે, તેમ હાજી મહમદના સાહસે અનેકને તેમના પગલે અનુસરતા કર્યાં હતા, અને તેમાં હાજી મહમદના પ્રયાસની સફળતા અને મહત્તા રહેલાં છે.

'વીસમી સદી'ની ઢબે તે પછી અનેક સચિત્ર માસિકો નીકળ્યાં. તેમાં ઉલ્લેખપાત્ર 'ગુજરાત' (શરૂઆતનું), 'નવચેતન' અને 'શારદા' ગણાય.

હાજી મહમદના અવસાન પછી 'વીસમી સદી'ને ચાલુ રાખવા, તેની નાણાંસ્થિતિ તદ્દન ખરાબ હતી છતાં, પ્રયત્ન થયેલા, પણ તે નિષ્ફળ

ઉપરાંત તે ચલાવવા નાણાં સબંધી મુશ્કેલી છે, પણ 'મારો અધિકાર કામ કરવાનો છે, ફળનો નહિ' એ સૂત્રમાં તંત્રીની દૃઢ શ્રદ્ધા હોઈ ને કર્તવ્યબુદ્ધિથી તેનું સંપાદન કાર્ય તેઓ કરે જાય છે.

સોરઠ ગુજરાતનો એક મહત્ત્વનો ભાગ છે. છેક પ્રાચીન સમયથી તે પ્રસિદ્ધ છે. ગિરનારની સિંહજાતિની પેઠે તે શૂરવીર પુરુષોની જન્મભૂમિ છે અનેક સાધુ-સંતો અને ભક્ત-કવિઓ ત્યાં પાક્યા છે મહાત્મા ગાંધીજી એ પ્રદેશનું એક ઉમદા અને અલૌકિક ફળ છે. નાનામોટા અનેક રાજા, મહારાજા, ઠાકોરો અને તાલુકદાર ભાયાતોની સત્તા અને હકૂમત હેઠળ એ પ્રાન્ત વહેંચાઈ ગયેલો અને મરાઠાઓના આક્રમણ અને અધિકાર દરમિયાન માંહોમાંહેના કુસંપ અને ગગદ્વેષને લઈ ને તેમ તેમના સંગઠન અને સંપના અભાવે ત્યાંના લોકો દુર્બળ નીવડી, મુશ્કેલ અને કફોડી સ્થિતિમાં મુકાયેલા, અને તેમનું નૂર હણાઈ ગયું હતું; પણ અંગ્રેજોની દરમિયાનગીરીથી તેમનું સંરક્ષણ થતાં તેઓ ટટાર રહી શક્યા હતા પણ એ પ્રદેશની પ્રજાની સ્થિતિ કોઈ રીતે સુધરવા પામી નહોતી. તેમના પર રાજ્યના જુલ્મ અને વેઠ પૂર્વવત્ ચાલુ હતાં, અને તેઓ કંગાળ, અભણ, દબાઈ ગયેલા, દીન અને દુખી હતા.

એ પાક ભૂમિના સિંહસમા સંતાન મહાત્માએ સમસ્ત દેશને સત્યાગ્રહનો મંત્ર પઢાવી અભય કર્યો. તે પછી બ્રિટિશ હિન્દુસ્તાનની પેઠે હિન્દી રજવાડાંની સ્થિતિ પલટાઈ ગઈ અને દેશી રાજ્યોની પ્રજા સશક્ત બની રાજાઓ પાસે જવાબદાર રાજતંત્ર માગતી થઈ.

સન ૧૯૧૯ માં અસહકારનું વાતાવરણ આખા પ્રાન્તમાં જામતાં તેની અસર નીચે દેશી રાજ્યોની પ્રજા પણ ખળભળી ઊઠી હતી અને દેશી રાજાઓની નિરંકુશ સત્તા અને વહીવટ સામે પોકાર થવા લાગ્યો હતો. એ પ્રજા જુદી જુદી સત્તાઓ નીચે હતી તેમને એકત્ર કરવા, તેમની ફરિયાદો જાહેર કરવા અને તેમનું સંઘબળ સ્થાપવા જે પ્રવૃત્તિ ઊપડી તેની આગેવાની જાણીતા કાર્યકર્તા લીંબડીવાસી શ્રીયુત અમૃતલાલ દલપતરામ શેઠે લીધી હતી અને તે કાર્ય કરવાનું સુગમ થઈ પડે એ આશયથી સન ૧૯૨૧ માં 'સૌરાષ્ટ્ર' નામનું અઠવાડિક કાઢ્યું હતું. તેની મુખ્ય નેમ તો પ્રજાને જાગ્રત કરી રાજાઓની જોહુકમી સત્તા તોડવાની હતી, તેમ લોકનિયુક્ત રાજતંત્ર સ્થાપવાની હતી, જે દુર્ઘટ અને વિષમ કાર્ય હતું. પણ જાન સાટાની એ

પ્રવૃત્તિ એમણે ઉપાડી હતી એ તે પત્રનો ધ્યેય મંત્ર જ (motto) કહી આપે છે. તે ધ્યેયમંત્ર યજુર્વેદમાંથી તેમણે પસંદ કર્યો હતો. આ રહ્યા તેના શબ્દો :

"હું મારી માતૃભૂમિ માટે, તેના દુઃખનિવારણને માટે સર્વ પ્રકારનાં કષ્ટ સહન કરવાને તૈયાર છું. તે કષ્ટ ચાહે ત્યાંથી આવે, અને ચાહે તેટલાં આવે તેની મને ચિંતા નથી."



શ્રી. અમૃતલાલ દ. શેઠ

ટૂંક સમયમાં એ પત્રનો બહોળો પ્રચાર થયો, અને જનતામાં તે ખૂબ જ લોકપ્રિય થઈ પડ્યું. તેનું કારણ તેમાં પ્રસિદ્ધ થતા લેખો સચોટ અને જોમદાર ભાષામાં મુદ્દાસર લખાતા એટલું જ નહિ, પણ તેનું મંતવ્ય નીડરતાથી, મક્કમપણે અને એવી સ્પષ્ટતાથી રજૂ થતું કે તેની વાચકવર્ગ પર ભારે અસર થતી. વળી જે સમાચાર આવતા તેની વ્યવસ્થા અને સજાવટ એવી તદબીરથી અને સૂચક, સનસનાટીભરી મથાળા હેઠળ થતી કે બીજા કોઈ કારણસર નહિ તો કુતૂહલતા ખાતર પણ વાચકવર્ગ તે વાંચવાને આકર્ષાતો. પ્રચારકાર્યમાં ગુજરાતી વર્તમાનપત્રોમાં 'સૌરાષ્ટ્ર' પ્રથમ

નંબરે આવે. તેના તંત્રીમંડળમાં શ્રીયુત ઝવેરચંદ મેઘાણી, શ્રીયુત કકલભાઈ કોઠારી અને 'સુશીલ' જેવા સમર્થ લેખકો સામેલ હતા, એ પણ તેના આકર્ષણનું વધુ કારણ હતું. પણ તેનાં સંપાદનમાં સમાચારની શુદ્ધિ અને સત્યનિષ્ઠાનો ધ્વંસ થતો હતો એમ ઘણીવાર લાગતું હતું. પત્રકારિત્વમાં તે એક દૂષણ લેખાય, પણ પ્રચારકાર્યમાં તે વસ્તુ અનિવાર્ય થઈ પડે છે. એ પદ્ધતિના ગુણદોષ તપાસવાનું આ સ્થાન નથી, પણ એટલું ચોક્કસ છે કે રજવાડાંની પ્રજાને સાવધ અને સતેજ કરવામાં 'સૌરાષ્ટ્ર'ની સેવા અજોડ છે એક પત્ર ચલાવવા ઉપરાંત સૌરાષ્ટ્ર કાર્યાલયે પ્રાણવંત રાષ્ટ્રીય સાહિત્ય તૈયાર કરાવ્યું તેમ જ સૌરાષ્ટ્રનું લોકસાહિત્ય, 'રસધાર' અને 'રઢિયાળી રાત', સોરઠી બહારવટિયા અને 'સોરઠી સંતો' વગેરે પ્રસિદ્ધિમાં આણી ગુજરાતી સાહિત્યને ઉજ્જવળ અને સમૃદ્ધ કર્યું છે.

દેશી રાજ્યની હદમાં રહી એ પ્રકારનું સ્વતંત્ર લખાણ થઈ શકે એમ નહોતું તેથી સૌરાષ્ટ્ર કાર્યાલય રાણપુરમાં રાખવામાં આવ્યું હતું. અહીં પણ સરકારની કડક નજર તો તેના પર રહેતી. તેને જુદા જુદા કાયદાના જાપતા નીચે કામ કરવાનું હતું, પણ તે કર્તવ્યમાંથી ને કદી પાછું પડ્યું નહોતું; સદા અણનમ રહ્યું હતું. 'ફૂલછાબ', રોશની, 'સન' (અંગ્રેજી) 'જન્મભૂમિ' વગેરે પત્રો એક પછી એક પ્રકટ થયે ગયા હતા, તે સૌરાષ્ટ્રના આદ્ય તંત્રી અને સંચાલક શ્રીયુત અમૃતલાલ શેઠની દૂરદેશીભરી કાર્યનીતિ અને બાહોશીનું પરિણામ હતું. એ કાર્યમાં વિશેષ આનંદજનક બીના એ હતી કે સૌરાષ્ટ્રમાં એમણે સેવાભાવી કાર્યકર્તાઓની એક ટુકડી ઊભી કરી હતી, જેની પ્રાંતને ખાસ જરૂર હતી

ગુજરાતના મુકાબલે સૌરાષ્ટ્ર પ્રાન્ત પછાત અને અજ્ઞાન ગણાતો; એ ભાગમાં ઝાઝી જાહેર પ્રવૃત્તિ પણ નહિ અને વર્તમાનપત્રો અને માસિકો પણ જૂજજાજ નીકળતા પણ સન ૧૯૧૯માં મહાત્માજીએ હિન્દી પ્રજાના કાનમાં સ્વાતંત્ર્યનો મંત્ર ફૂંક્યો અને દેશની આઝાદી માટે જુદી જુદી પ્રવૃત્તિઓ આરંભી, તેના પડઘા પાસેનાં દેશી રાજ્યોમાં પણ સંભળાયા; અને રજવાડાંની પ્રજા, એ વિચારવાતાવરણનો સ્પર્શ થતાં જ નિદ્રામાંથી ઊઠે એમ આળસ મરડી બેઠી થઈ, અને પ્રભાતની તાજગી અને સ્ફૂર્તિ અનુભવતી નવચેતનના પ્રવાહમાં એ પણ ખેંચાઈ અને પ્રજાજીવનને પોષક એવી કેટલીક પ્રવૃત્તિઓ તેણે ઉપાડી. તેમાં વર્તમાનપત્રો અને માસિકોનો પણ સમાવેશ થાય છે. 'સૌરાષ્ટ્ર' વિષે ઉપર કહેવાઈ ગયું છે. 'શારદા'ના

તંત્રી શ્રીયુત ગોકુળદાસ રાયચુરા મહાત્માજીના ચુસ્ત અનુયાયી હતા ગાંધીજીના ઉપદેશનો રંગ લાગતાં ચાલુ વ્યવસાય છોડી દઈ તેઓ લોકસેવાના કાર્યોમાં જોડાયા. તે કાર્ય ભેગાં લોકજીવનમાં પ્રચલિત અને કંઠસ્થ લોકકથા અને લોકગીતનું સાહિત્ય એકઠું કરવા અને તેને પ્રસિદ્ધ કરવાની તેમને ઝંખના થઈ આવી. કાઠિયાવાડી દુહા અને સોરઠાના તેઓ ભારે રસિયા હતા શ્રીયુત મેઘાણીએ એ પ્રકારના લોકસાહિત્યનું સંશોધન અને સંપાદન સુંદર રીતે કર્યું છે, પણ તેનો પહેલો પ્રચાર શ્રીયુત રાયચુરાએ કરેલો છે, અને તે કાર્યમાં 'શારદા' એમને બહુ મદદગાર નીવડ્યું એ માસિક ભાવનગરમાં સન ૧૯૨૪માં સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ મળી ત્યારે પ્રસિદ્ધ થયું હતું લોકરંજન એ તેનો પ્રધાન હેતુ હતો, તથાપિ તે હમેશાં શિષ્ટ અને સુંદર વાચન આપતું રહ્યું, અને ગુજરાત અને ગુજરાત બહાર વસતા ગુજરાતીઓનું તે માનીતું માસિક થઈ પડ્યું તેના સંપાદનમાં એક રસિક કવિ અને કુશળ વાર્તાલેખક તરીકે શ્રીયુત રાયચુરાનું વ્યક્તિત્વ નિરાળું તરી આવતું હતું

સન ૧૯૨૫માં ભાવનગરમાંથી બે ત્રૈમાસિકો—દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન ત્રૈમાસિક અને શ્રીયુત વિજયરાય સંપાદિત "કૌમુદી"—નો ઉદ્ભવ થયો. વળી એ જ શહેરના વતની શ્રીયુત રવિશંકર રાવળે એ જ વર્ષમાં પણ અમદાવાદથી 'કુમાર' માસિક કાઢ્યું એ ત્રણે સામયિકોએ ગુજરાતી પત્રકારિત્વમાં વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કરેલું છે, તેનો ઉલ્લેખ કરવો ઘટે છે

પ્રથમ 'દક્ષિણામૂર્તિ' ત્રૈમાસિકની નોંધ લઈએ.

વર્તમાન કેળવણી પદ્ધતિ અધૂરી, દોષવાળી અને એકમાર્ગી હતી. તેની સુધારણા અર્થે શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનસંસ્થાએ કેળવણીના પ્રયોગ આરંભ્યા હતા, એ પ્રવૃત્તિ જેમ વધતી અને વિકસતી ચાલી તેમ કેળવણીના પ્રશ્નોની પદ્ધતિસર અને શાસ્ત્રીય દૃષ્ટિએ ચર્ચા કરવાની અને યુરોપમાં કેળવણીના ક્ષેત્રમાં જે નવી નવી શિક્ષણપદ્ધતિઓ પ્રચારમાં આવી હતી તે વિષે ગુજરાતી શિક્ષકવર્ગમાં માહિતી પૂરી પાડવાની અગત્ય જણાઈ. શિક્ષકનો ધંધો જેમ પવિત્ર તેમ જવાબદારીવાળો છે એવું કર્તવ્યજ્ઞાન જાગ્રત કરવા એક મુખપત્ર આવશ્યક થઈ પડ્યું હતું. તે સિવાય જ્ઞાનપ્રાપ્તિ અને વિચારવિનિમય સારુ તે એક ઉપયોગી અને અગત્યનું સાધન હતું.

માત્ર માનસિક શક્તિઓ ખીલવે એ એમની કેળવણીની વ્યાખ્યા નહોતી. બુદ્ધિવિકાસ જ નહિ, પણ ચારિત્રવિકાસ સાધે, જે મુક્તિ આપે તે ખરી કેળવણી—એવી એમની માન્યતા હતી. એ દૃષ્ટિબિન્દુ શિક્ષકવર્ગ સમક્ષ તેમ પ્રજા સમક્ષ રજૂ કરવાનો એ સંસ્થાનો પ્રયાસ હતો, એટલે એ પ્રકાશન હાથ ધરતાં તેમાં જણાવ્યુ હતુ કે—

"सा विद्या या विमुक्तये' એ સૂત્ર કેળવણીનું જીવનસૂત્ર છે. આજનું શિક્ષણ, આજની શિક્ષણપ્રણાલિકા, આજની વિદ્યા "अमुक्तये" છે. પ્રકાશમાંથી અંધકારાર્થે છે, સ્વાતંત્ર્યમાંથી પારતંત્ર્ય માટે છે. તેને બદલે સારી કેળવણીની દિશા બતાવવાનો અમારો આ અલ્પ પ્રયાસ સહુ વધાવી લેશે અને અમારી સાથે સહકાર કરશે એવી અમારી શ્રદ્ધા છે"*

કેળવણીના ક્ષેત્રમા શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવને નવીન ક્રાન્તિ આણી શિક્ષકોનું દૃષ્ટિબિંદુ બદલ્યું, એટલુ જ નહિ, પણ નિરક્ષરતાના નિવારણ અર્થે ઉપાડેલી અક્ષરજ્ઞાનની યોજના ફળદાયી નીવડી હતી. એ સર્વ પ્રવૃત્તિઓની સિદ્ધિ અર્થે અને તેના પ્રચારકાર્ય અર્થે 'દક્ષિણામૂર્તિ' ત્રૈમાસિકનું પ્રકાશન તેના સંચાલકોને સહાયક થઈ પડ્યું હતુ તેમા મહત્ત્વના અને મૂલ્યવાન, સ્વતંત્ર અને મૌલિકલેખો આવતા તે રસપૂર્વક વંચાતા, પણ તેની સાથે નવી કેળવણીવિષયક જે વિચારવાતાવરણ તેણે પેદા કર્યું હતુ તેની શિક્ષકસમાજ પર પ્રબળ અસર થવા માંડી હતી, અને વિશેષમા શિક્ષકોને એ પ્રકારનુ વાચનસાહિત્ય અગાઉ મળતુ નહોતુ તે ખોટ તેણે પૂરી પાડી હતી નાણાની મુશ્કેલીને લઈને એ ઉપયોગી પ્રવૃત્તિ સંસ્થાને બંધ કરવી પડેલી એ ગુજરાતને માટે શોભાસ્પદ ન ગણાય.

આપણી ઊછરતી પ્રજા—આવતી કાલના નાગરિકો ચારિત્ર્યવાન, રસિક અને સંસ્કારી થાય, તદુપરાંત તેમને કળાનો શોખ લગાડવાના અને તેમના પર કળાના સુંદર સંસ્કાર પાડવાના ઉચ્ચ ઉદ્દેશથી 'કુમાર' માસિક અસ્તિત્વમાં આવ્યું હતુ.

તેના તંત્રી શ્રીયુત રવિશંકર મહાશંકર રાવળ એક કુશળ અને કાબેલ ચિત્રકાર છે. એમની પીંછીની કદર મુંબાઈની આર્ટ સોસાયટીએ એમને સુવર્ણચંદ્રક બક્ષી કરી હતી; એટલુ જ નહિ, પણ એમનાં કેટલાંક ચિત્રો જુદાં જુદાં ખાનગી અને જાહેર ચિત્રસંગ્રહોમાં કળાના ઉત્તમ નમૂનારૂપે

* શ્રી દક્ષિણામૂર્તિ (ત્રૈમાસિક), ઑગસ્ટ ૧૯૨૪, પુ. ૧, વર્ષ ૧, અંક ૧, પૃ. ૩.

સંગ્રહવામાં આવ્યાં છે, અને ગુજરાતના એક સુપ્રસિદ્ધ આર્ટિસ્ટ તરીકે હિન્દભરમાં એમની ખ્યાતિ પ્રસરેલી છે.

મુંબઈની આર્ટ્સ સ્કૂલ છોડ્યા પછી ગુજરાતમાં ચિત્રકળાની પ્રવૃત્તિ વિસ્તારવાનો એમને છંદ લાગેલો; અને તેમને જણાયું કે તે ભૂમિકા તૈયાર કરવા પ્રથમ પ્રચારકાર્ય કરવું જોઈએ એ હેતુ ફળીભૂત કરવા એમણે 'કુમાર કાર્યાલય' અને 'કુમાર' માસિકની સ્થાપના કરી હતી એક આર્ટિસ્ટ તરીકે એમના ધંધામાં વળગ્યા રહ્યા હોત, તો તેઓ પાર પૈસા ભેગા કરી શક્યા હોત, પણ તે એમનું ધ્યેય નહોતું એમને તો લગાઉ હતું તેમ, નવી પ્રજાને કળાનો પાસ બેસાડવો હતો, ચિત્રકારો તૈયાર કરવા હતા, તેથી તેની પાછળ તેમણે પોતાનું સર્વસ્વ અર્પ્યું હતું એ પ્રવૃત્તિના પરિણામે ગુજરાતમાં ચિત્રકળાનો શોખ ખીલ્યો અને ગુજરાતની ચિત્રકળા અને કેટલાક ગુજરાતી ચિત્રકારોની પીંછીની હિન્દભરમાં અને હિન્દ બહાર પણ પ્રશંસા થવા પામી. એ ચિત્રકારોમાંના ઘણાખરા શ્રીયુત રાવળ પાસેથી પ્રેરણા અને પ્રોત્સાહન પામ્યા હતા, પણ એમનું વધારે જાણીતું અને વિશિષ્ટ છાપપાડનારું કાર્ય તે 'કુમાર' માસિકનું સંપાદનકાર્ય અને 'કુમાર કાર્યાલય'ની પ્રવૃત્તિ એ બે મુખ્ય છે

સચિત્ર આકર્ષક માસિકો આપણે ત્યાં અત્યારે ઘણાં પ્રસિદ્ધ થાય છે, પણ તેમાં કળાયુક્ત અને આકર્ષક મુદ્રણ, સુશોભિત અને નમૂનેદાર છબીઓ અને સુંદર રંગીન ચિત્રો વડે 'કુમાર' અનોખી છાપ પાડે છે તે સિવાય એમાં છાપવામાં આવતા લેખોનું ધોરણ અને પસંદગી શિષ્ટ અને ઊંચા પ્રકારનાં હોય છે. તેમાંની સાહિત્યસામગ્રી—કાવ્યો, પ્રવાસવર્ણનો, જીવનચરિત્રો, પ્રાણીસૃષ્ટિનું વિવેચન, ટૂંકી વાર્તાઓ અને નાટકો, સાહિત્યચર્ચા ઐતિહાસિક લેખો, વિજ્ઞાનવિચાર પ્રબોધક અને મનોરંજક તેમ પ્રોત્સાહક અને પ્રેરક નીવડે છે તેની લોકપ્રિયતા પણ તેને જ આભારી છે હિન્દમાં દેશી ભાષામાં પ્રગટ થતાં કોઈપણ ઉત્તમ માસિક સાથે તે હરીફાઈમાં ઊભું રહી શકે એટલી પ્રતિષ્ઠા તેણે પ્રાપ્ત કરેલી છે અંગ્રેજીમાં પ્રસિદ્ધ થતા કોઈ માસિક સાથે તેની સરખામણી થઈ શકે તો તે મિ આર્થર સંપાદિત 'માય મેગેઝિન' હતું. જોકે બંનેની સાધનસંપત્તિમાં મોટું અંતર હતું, તોપણ બન્ને એક જ ધ્યેયથી પ્રવૃત્ત થયાં હતાં.

'કુમાર કાર્યાલયે' આપણી મુદ્રણકળામાં જે નવીનતા આણી છે, જે આકર્ષણ રજૂ કર્યું છે, અને વધુમાં તેનાં પ્રકાશનોથી જે સુંદર

છાપ પાડી છે તેથી તે કાર્ય દીપી ઊઠ્યું છે; એટલું જ નહિ, પણ ઘણાએ તેનું અનુકરણ સુધ્ધાં કર્યું છે. આમ જે ધ્યેયથી શ્રીયુત રવિશંકર રાવળે 'કુમાર' માસિક અને 'કુમાર કાર્યાલય'ની સ્થાપના કરી હતી તેમાં તેઓ સિદ્ધિ મેળવી શક્યા છે, એ ઉપરની વિગતો પરથી સ્પષ્ટ થશે. એમના નિત્યના સાથીઓ અને સહકાર્યકર્તાઓ શ્રીયુત બચુભાઈ રાવત અને શ્રીયુત કનુભાઈ દેસાઈ એ યશનાં ભાગીદાર હતા, પણ એમાં ગૌરવભર્યું એ છે કે શ્રીયુત રાવળે એમનું પોતાનું વ્યક્તિત્વ ઢાળી દઈ, સંસ્થાના આદર્શ અને ધોરણને પ્રાધાન્ય આપેલું હતું.

[શ્રી રવિશંકર રાવળ 'કુમાર'ના આદ્ય સંસ્થાપક તે તેમાંથી નિવૃત્ત થયા પછી શ્રી બચુભાઈ રાવતે 'કુમાર'નું સંચાલન માથે લીધું અને આજે જૈફ વયે પણ પ્રાણ નિચોવીને 'કુમાર' દ્વારા તે ઉચ્ચ નાગરિકો ઘડવાનો પુરુષાર્થ કરી રહ્યા છે]

આપણામાં એવો એક વર્ગ છે જે યુરોપીય પોષાક, યુરોપીય આહારવિહાર અને જીવન તેમ જ યુરોપીય વિચાર અને સંસ્કૃતિને વધારે પસંદ કરે છે, કેમકે તેઓ માને છે કે એ પોષાક વધારે દેખાવડો અને બંધબેસતો છે. એ આહારવિહાર પણ આરોગ્યવર્ધક, પૌષ્ટિક અને જીવન-વિકાસને પહલાવનારો છે અને પાશ્ચાત્ય સાહિત્ય મૌલિક, ઉદાર ભાવના-ભર્યું રસપ્રદ, સમૃદ્ધ તેમ વિધવિધ ભાત ને પ્રકારનું છે, જેમાંથી ઉમદા વિચાર અને સુંદર પ્રેરણા ચાલુ મળતાં રહે છે એ રુચિનો પ્રશ્ન છે. બે સંસ્કૃતિઓનો સંપર્ક થતાં તેની સાથે પ્રથમ ઘર્ષણ થવા પામે પણ ધીમે ધીમે એકબીજાનો સંબંધ જામતાં એમાંથી સરસ હોય તેનો સાર પ્રત્યેક જાણે-અજાણે ગ્રહણ કરે છે જગતના સાહિત્ય અને સંસ્કૃતિનો ઇતિહાસ તેની સાક્ષી પૂરશે

ગુજરાતી સાહિત્ય પર પણ પાશ્ચાત્ય સાહિત્ય અને વિચારનો પરિચય અને અભ્યાસ વધતાં તેની અસર થવા માંડી હતી; તે તેના કલેવર પર છાપ પાડી શકી હતી, પણ એ વડે તેનો આત્મા હજી રંગાયો નહોતો. આનો ઉલ્લેખ અહીં એટલા પૂરતો કર્યો છે કે શ્રીયુત વિજયરાય વૈદ્ય 'કૌમુદી' ત્રૈમાસિક કાઢ્યું તે ગુજરાતી પત્રસાહિત્યમાં નવીન ભાત પાડતું હતું, પણ તેનાં ધોરણ અને ધ્યેય પાશ્ચાત્ય હતાં.

'કૌમુદી'નું પ્રકાશન એ એમનો એક પત્રકાર તરીકે પહેલો પ્રયાસ નહોતો. સન ૧૯૨૦માં 'ચેતન' નામનું એક માસિક સુરતથી પ્રકટ

થયેલું, તેના એ મુખ્ય સંચાલક હતા.

તત્કાલીન ગુજરાત એમની નવીન દૃષ્ટિને વ્યવહારપૂજક ભાવનાહીન અને સત્ત્વરહિત લાગેલું. પરિસ્થિતિનું દિગ્દર્શન કરતાં તેમને જે લાગણી ઉદ્ભવેલી તે તેમણે નીચે મુજબ વ્યક્ત કરી હતી:

"આપણે હમણાં જીવવાની રીતે નથી જીવતા ને મરવાની રીતે જીવીએ છીએ, તેનું કારણ પણ એટલું જ કે સનાતન ભાવનાઓને અળગી કરીને ક્ષણભરમાં સુખસગવડને હૃદયથી જ્યારે સ્વીકારતાં આપણને શરમ નથી આવતી.'+

પણ એટલેથી એ અટકેલા નહિ એમનો પ્રિય વિષય સાહિત્ય હતો, અને તે સાહિત્ય ક્ષુદ્ર નિહાળી તેમને પુણ્યપ્રકોપ થયેલો. તે વિષે એમણે જે અભિપ્રાય ઉચ્ચારેલો તે એમના માનસનું દર્શન કરાવશે. તેમણે લખ્યું હતું

"ગુજરાતનો રસાત્મા અત્યારે નીરોગી નથી, યુવાન વાચકોનો મોટો ભાગ જે પ્રકારના સાહિત્ય પર પોષાય છે તે સાહિત્ય કળાહીન અને ક્ષુદ્ર વૃત્તિઓને ઉત્તેજનાર છે. સાક્ષરો અને સાહિત્યનેતાઓ આ દુર્વેગને છોડી શકે અને એકડાંડિયા મહેલોમાં વસવાની પોતાની શાન્ત મનોવૃત્તિને સહેજ બદલીને પ્રાચીન અને અર્વાચીન ગુજરાતના ઉત્તમ ગ્રંથો અને ગ્રંથકારોને લોકપ્રિય કરવા માટે સાહિત્યવિવેચનના વિસ્તારી અને વિચારશીલ નિબંધો લખી શકે. અત્યાર સુધી તેમણે તે કાર્ય અસ્ખલિતપણે અને એક નિત્યકર્તવ્ય તરીકે નથી કર્યું. તેને લીધે કવિ-મહાકવિઓની સત્કૃતિઓને 'શબ્દજાળ' તરીકે ઓળખાવીને છીછરિયા મગજના છાલકા ટીકાખોરો ગુજરાતને છેતરે છે—ગુજરાતને કુપથે દોરે છે. રોજ ઊઠીને સાક્ષરોને શિખામણ દેનાર પુરુષોનું સાક્ષરત્વ નામનું જ છે; અને કલાની પરીક્ષા તો આજથી સાતમે જન્મે તેમને આવડશે, તેવાઓના હાથમાં ગુજરાતનું સાહિત્યતંત્ર ક્યાં સુધી રહેશે?" *

આ ઉદ્ગાર લહાઈ પછી જે નવું માનસ પ્રકટ્યું તેનું પ્રતિબિંબ પાડે છે. આધુનિક અંગ્રેજી સાહિત્ય અવલોકો! એ જ મનોદશા માલૂમ પડશે. વિક્ટોરિયન યુગના લેખકો, કવિઓ અને નવલકથાકારોના ગ્રંથો આજે

+ ચેતન. પુ ૧. પૃ ૧૨

બહુ થોડા વર્ગ સમાય છે; એટલું જ નહિ, પણ તે યુગના જીવન, આદર્શ અને ધોરણુ અર્થે સૂચ બતાવાય છે. મહાયુદ્ધ પછી આખા જગતમાં પ્રચંડ પરિવર્તન થવા પામ્યું છે: સામાજિક, રાજકીય અને આર્થિક; અને તેની અસર નીચે આપણે વત્તાઓછા આવેલા છીએ.

શ્રીયુત વિજયરાયે ઉપર્યુક્ત વિચારો વ્યક્ત કર્યાં તે આ નવા વિચારોનો પ્રત્યાઘાત હતો. એટલે તેમણે જે વલણ અખત્યાર કર્યું તે યુગપ્રભાવ હતો.

'ચેતન' માસિક એક વર્ષથી વધુ સમય ચાલેલું નહિ; તે વીસરાઇ ગયું છે, પણ 'કૌમુદી'કારના સંબંધને લઈને જે નવું ધોરણ તેમણે પ્રસ્થાપિત કર્યું તે દર્શાવવા પૂરતો આ ઉલ્લેખ કર્યો છે.

સન ૧૯૨૪ માં 'કૌમુદી' ત્રૈમાસિક શરૂ કર્યું ત્યારે શ્રીયુત વિજયરાયના વિચારો કાંઈક નરમ પડ્યા જણાય છે. તેનો ઉદ્દેશ સ્પષ્ટ કરતાં તેમણે લખેલું:

"તે અભિલાષ બે રીતે પૂરી શકાય: રસસાહિત્યના સારા નમૂના રજૂ કરીને તથા વિવેચનસાહિત્યનાં અંગોપાંગને પોષીને. પહેલી રીત દૃષ્ટાંત વડે જ ઊંચી સાહિત્યભાવના ખીલવે; બીજી રીત સિદ્ધાંત ચર્ચાદ્વારા સાહિત્યપરીક્ષાનું કંઈક નિયમિત ધોરણ બાંધવામાં મદદ કરે, અને તેમાંથી એકે સંકુચિત કે અલ્પસંતોષી થઈ ન જાય એટલા સારુ હરેકને ઉપયોગમાં લેતાં પરદેશો ને પરપ્રાંતોના સાહિત્યને પણ દૃષ્ટિફલકમાં ઘટતે સ્થાને ગોઠવવાં એ જરૂરી, પરિણામે લાભકારક જ છે." *

શ્રીયુત વિજયરાયની કાર્યપદ્ધતિ વિષે આપણે કદાચ એકમત ન થઈએ, પણ એટલું ખાતરીપૂર્વક કહી શકાય કે 'કૌમુદી'એ ગુજરાતી સામયિકોમાં નવીન માર્ગ ખોલ્યો હતો અને ગુજરાતી સાહિત્યના વિવેચનમાં જે ધોરણ પ્રવર્તાવ્યું તે જરૂરનું અને વખતસરનું હતું.

આ પ્રકારનું પ્રકાશન બહુધા વિદ્વદ્‌ભોગ્ય હોય છે. સાહિત્યનાં વિવેચન અને ચર્ચાની સાથે પ્રયોગાત્મક, ભિન્ન પ્રકારનું, નવીન ભાત પાડતું નવસર્જન તેમ જ સાહિત્યના સંશોધન અને અભ્યાસનું પરિણામ પ્રસિદ્ધ થવા પામે તેમાં સામાન્ય વાચકોને ઝાઝો રસ પડતો નથી; પણ સાહિત્યના વિકાસ અને અભિવૃદ્ધિ અર્થે એ પ્રકારનું પ્રકાશન—માસિક કે ત્રૈમાસિક—

---

* કૌમુદી, પુ. ૧, પૃ. ૨.

જરૂરનું હોય છે. તે વિના એ વિષયમાં પ્રગતિ સાધી શકાય નહિ. સંસ્થાઓ જ તે નિભાવી શકે. અથવા તો ઉદાર આશ્રય તળે તે ચલાવી શકાય.

જાણીતા અંગ્રેજ લેખક સર જોન સ્ક્વાયરે આવી જાતના ઉચ્ચ આશયથી પ્રેરાઈને સન ૧૯૧૯માં 'લંડન મરક્યુરી' નામનું એક સુંદર માસિક અંગ્રેજીમાં કાઢ્યું હતું. તેનું સંપાદનકાર્ય પ્રશંસા પામ્યું હતું. સોળ વર્ષ સુધી ખોટ ખમીને ચલાવ્યા પછી તેમને તે છોડવું પડ્યું હતું.

'કૌમુદી'નો ઇતિહાસ પણ જેમ દર્દભર્યો તેમ અપૂર્વ ભોગનો છે. તે ચલાવવામાં શ્રીયુત વિજયરાયના ધૈર્યની પૂરી કસોટી થઈ હતી, છતાં એ વસ્તુને તેઓ છોડી શક્યા નહોતા. તે માટે એમને એટલું તો મમત્વ બંધાયું હતું કે કોઈ ભોગને એમણે વધારે ગણ્યો નહોતો; અને તે ખાતર તેમણે પુષ્કળ ખમ્યું છે. કહેવાની જરૂર નથી કે 'કૌમુદી'નું સંપાદન યશસ્વી નીવડ્યું હતું. ગુજરાતી સાહિત્ય વિકસી પ્રગતિમાન થવા પામ્યું છે, તેમાં એમનો કેટલોક હિસ્સો રહેલો છે, એ સઘળું વિચારતાં 'કૌમુદી'કાર માટે આપણને જરૂર માનની લાગણી પેદા થાય છે.

આપણાં અગ્રગણ્ય માસિકોની હકીકત એક સાથે ક્રમાનુસાર આપવા જતા વચગાળામાં નવીન જાગૃતિથી પ્રેરિત થઈને સમાજજીવનના જુદાં જુદાં ક્ષેત્રોમાં વિશેષ ગતિ આવીને, તે વિષયને લગતું નવું વિચાર સાહિત્ય પેદા કરવા અને તેનો પ્રચાર કરવા નવા નવા માસિકો પ્રગટ થવા માંડેલાં તેની નોંધ હવે લઈશું.

ગુજરાતી હિંદુ સ્ત્રીઓનું સંગઠન કરવા મુંબઈમાં સન ૧૯૦૪માં ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળની સ્થાપના થઈ હતી. સ્ત્રીજીવનની સુધારણા અને ઉત્કર્ષ અર્થે તે મંડળ વખતોવખત પ્રતિષ્ઠિત સ્ત્રી-પુરુષો પાસે ઉપયોગી વિષયો પર વ્યાખ્યાનો અપાવતું; સ્ત્રીશિક્ષણના વર્ગો ચલાવતું અને સ્નેહસંમેલનો યોજતું. એ પ્રમાણે સ્ત્રીઓને નવી દૃષ્ટિ મળે, જાહેર જીવનમાં તેમને ભળવાનું પ્રાપ્ત થાય અને પરસ્પર સંબંધ વધે એ તેની મુખ્ય પ્રવૃત્તિ હતી. તે સંસ્થાનો વિકાસ સાધવામાં સૌ. જમનાબહેન સક્કઈએ* આગળ પડતો ભાગ લીધો હતો. પણ દુનિયા એટલા વેગે આગળ વધતી જતી હતી, એવા અવનવા બનાવો પ્રતિદિન બનતા હતા કે તેની સાથે સંપર્ક રાખવો

* સવિસ્તર માહિતી માટે જુઓ: સૌ. જમનાબહેન સક્કઈ સ્મારક ગ્રંથ

એ તેમના માટે કઠિન થઈ પડ્યું હતું; એટલું જ નહિ, પણ સામાન્ય જ્ઞાન બરાબર પ્રાપ્ત કરેલું નહિ હોવાથી તે સઘળું સમજવું બહેનોની શક્તિ બહાર હતું એ અડચણ ટાળવાને સને ૧૯૧૮માં એ સંસ્થાએ "સ્ત્રી હિતોપદેશ" ત્રૈમાસિક કાઢવાનો નિર્ણય કર્યો અને તેનું તંત્રીપદ આપણા હાસ્યરસના જાણીતા લેખક શ્રીયુત ધનસુખલાલ મહેતાને આપ્યું હતું. એ ત્રૈમાસિકનો ઉદ્દેશ સમજાવતાં તેમણે એક વાત સ્પષ્ટ કરી હતી કે, 'માસિકો, વર્તમાનપત્રો અને પુસ્તકો વાંચવા માટેની તૈયારી અને યોગ્યતા આપણી થોડી કેળવાયેલી સ્ત્રીઓને કરી આપવાનું અમે માથે લીધું છે. આ પ્રકારની તૈયારી શાળામાં અને પાઠશાળામાં થવી જોઈએ. પરંતુ જે બહેનોને શાળા કે પાઠશાળાના શિક્ષણનો લાભ સીધો નથી મળ્યો એવી મોટી ઉમ્મરની સ્ત્રીઓ માટે આ પત્ર ખાસ કરીને પ્રગટ થતું હોવાથી અમે તે કરવાનું માથે લીધું છે."×

એ પત્ર ત્રૈમાસિક હતું. 'સુંદરી સુબોધ' માસિક ૧૦૦ પૃષ્ઠનું નીકળતું પણ તે અનિયમિત થઈ ગયું હતું; અને જગત આ સમયે વિદ્યુતવેગે ગતિ કરી રહ્યું હતું. આ પરિસ્થિતિમાં આપણી બહેનોને તેમના જીવનમાં અને અભ્યાસમાં ઉપયોગી થાય અને મદદગાર નીવડે એવા એક સારા માસિકની ઊણપ સાલવા લાગી અને તે માટે માગણી થવા માંડી હતી

સ્ત્રીઓનું માસિક આપણી બહેનો જ ચલાવે એ ઇચ્છનીય છે, પણ એ સ્થિતિએ આપણે હજી પહોંચ્યા નથી. વળી એક માસિક ચલાવવામાં—અને તે પણ સ્ત્રીઓનું—ઘણી મુશ્કેલીઓ રહેલી છે, અને તેની જવાબદારી વિશેષ હોય છે; એટલે સ્ત્રી માસિકનો પ્રશ્ન શિક્ષિતવર્ગમાં આ સમયે ખૂબ જ ચર્ચાતો, પણ એ પ્રવૃત્તિ ઉપાડી લેવા કોઈ તૈયાર થતું નહિ. છેવટે શ્રીયુત જયકૃષ્ણ નાગરદાસ વર્માએ એ બીડું ઝડપ્યું. લાંબા સમયથી તેઓ એ ભાવના સેવી રહ્યા હતા, તે સારુ તેમણે આ સુન્દર તક જોઈ. ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળે એનું મુખપત્ર 'સ્ત્રી હિતો પદેશ' એમના નવા માસિક સાથે જોડી દેવાની ખુશી બતાવતાં શ્રીયુત વર્માનો ઉત્સાહ વધ્યો.

સન ૧૯૨૨માં 'ગુણસુન્દરી' માસિક નીકળ્યું. તેના તંત્રીના જ શબ્દોમાં કહીશું કે એ પત્રનો આશય "સ્ત્રી વિષયક ધાર્મિક, સામાજિક

× સ્ત્રી હિતોપદેશ પુસ્તક, ૧, અંક ૧, પૃ ૩.

અને રાજકીય પ્રશ્નો, સ્ત્રીઓનું જાહેર જીવન, સ્ત્રીઓનો ધર્મ, સમાજ સેવા, સ્ત્રીઓનું ગૃહજીવન, ગૃહવ્યવસ્થા, સીવણ, ભરત, ગૂંથણ, પાકશાસ્ત્ર, સતીઓનાં અને મહાપુરુષોનાં જીવનચરિત્ર, બોધદાયક રસીલી વાર્તાઓ, ઘરવૈદું, બાળકોને કેવી રીતે ઉછેરવાં અને કેળવવાં, સામાન્ય આરોગ્યજ્ઞાન જાતીય જ્ઞાન, ઘરગથ્થુ ઉદ્યોગો, બાળકો અને સ્ત્રીઓની રમતો વગેરે, તેમ જ દરેક અંકમાં તંત્રીનોંધ, દેશ-પરદેશની સ્ત્રીઓ વિષે સમાચાર, જુદી જુદી ભાષામાં નીકળતા સુન્દર માસિકોના જાણવા યોગ્ય લેખોની રસમય ચૂંટણી અને હાસ્યરસિક લેખો અને કાવ્યોને સ્થાન આપી આ માસિકને બને તેટલું આકર્ષક, રસિક, જ્ઞાનબોધ અને સ્ત્રી ઉપયોગી કરવાની સાથે સ્ત્રીજીવનનો વિકાસ થાય, તેઓ સ્વતંત્ર બને અને સમાજમાં સ્ત્રી તેના યોગ્ય અને સમાન હક્કો મેળવી શકે, એ વિચાર અને પ્રવૃત્તિ પોષવાનો તેમ જ નવ નારી (New Woman) તૈયાર કરવાનો હતો " એ માસિકની કારકિર્દી અવલોકતાં આપણે કહેવું પડશે કે 'ગુણસુન્દરી' માસિકની સેવા સ્તુતિપાત્ર નીવડી ગણાય

સ્ત્રીઓની સ્થિતિ સુધારવા આટલા પ્રયત્નો પણ થયા હતા, પણ બાળક માટે બાળસાહિત્ય ઊભું કરવા તેમને સારુ વાચન પૂરું પાડવા સન ૧૯૨૦ સુધી કાંઈ ધોરણસર તજવીજ થઈ નહોતી; કેળવણી પ્રચાર ગૌણ હતો છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદે તે સંબંધમાં શું થઈ શકે તે વિષે રિપોર્ટ કરવા એક સમિતિ સૂચવી નીમી હતી પછીથી એ દિશામાં સુંદર પ્રગતિ થયેલી છે. બાળસાહિત્ય સારા પ્રમાણમાં અને સુંદર લખાયું છે, તેમ બાળમાસિકોની સંખ્યા પણ સંતોષકારક માલમ પડશે તેની પહેલ કરનાર શ્રીયુત મોતીભાઈ અમીન હતા. કેવા સંજોગોમાં એ 'બાળમિત્ર'ની પ્રવૃત્તિ ઉપાડી લેવામાં આવી એ હકીકત એમના જ શબ્દોમાં જણાવીશું.

"સને ૧૯૧૮ માં ચોરવાડવાળા શેઠ જીવણલાલ મોતીચંદ તરફથી રૂ. ૬૦૦૦) ની રકમ મારી મારફત બાળઉછેર અને બાળકેળવણીના કામ માટે ચ. એ. સોસાયટીને ટ્રસ્ટ ફંડ તરીકે મળી; એટલે ગુજરાતના સુપ્રસિદ્ધ ચિત્રકાર શ્રીયુત રવિશંકર રાવળ સાથે અમારી મંડળી શાંતિ નિકેતનનો પ્રવાસ કરતી હતી ત્યારે બાળમિત્ર માસિકની યોજના વિચારી અને તે પછી થોડી મુદતમાં માસિકનું મુખપૃષ્ઠ તૈયાર કરવાનું કામ શ્રીયુત રવિશંકરને અને તંત્રીપદ સ્વ. ડાહ્યાભાઈ લક્ષ્મણ પટેલને સોંપાયું આ માસિકે ઉચ્ચ કોટિના બાળકો માટેના માસિક તરીકે ટૂંક મુદતમાં નામના

મેળવી. આ માસિક માટે સ્વતંત્ર વિદ્વાન તંત્રીઓની યોજના ચાલુ રહી, જેથી છેલ્લાં ૧૫ વર્ષથી 'બાળમિત્ર' બળકોની સુંદર સેવા બજાવ્યે જાય છે; અને ફંડની આર્થિક મદદ વિના માત્ર લવાજમથી જ પોતાનો નિભાવ કર્યે જાય છે."*

અંગ્રેજી રાજ્યઅમલ શરૂ થયા પછી, નવી કેળવણીનો લાભ લઈ, દી. બ. રણછોડભાઈ ઉદયરામે કેટલાક સ્વતંત્ર નાટકો પહેલપ્રથમ લખેલાં અને રંગભૂમિ ઉપર તે ભજવાતાં ખૂબ વખણાયાં હતાં. તે પછી સાહિત્યકારો સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્યમાંથી નાટકના તરજુમા કરતા, તેમ સ્વતંત્ર નાટક રચતા, પણ તે રંગભૂમિને અનુકૂળ થતાં નહિ. આવી અડચણો છતા આપણી રંગભૂમિને ઊંચે લઈ જવામાં વાઘજી આશારામ, ત્રંબકલાલ (વાંકાનેર કંપનીના), ડાહ્યાભાઈ ધોળશાજી અને અમૃત નાયકના પ્રયાસો સંતોષકારક લેખી શકાય. પરંતુ તેમાં સુધારાને બહોળો અવકાશ હતો, અને શિક્ષિતવર્ગ, સ્ત્રી-પુરુષ ઉભય, તેમાં સક્રિય ભાગ લેતો થાય તો જ આપણી રંગભૂમિ સુધરે અને ઊંચી કક્ષાએ પહોંચે એવી સામાન્ય માન્યતા પ્રવર્તતી હતી.

સ્વર્ગસ્થ નૃસિંહદાસ ભ. વિભાકર એક પ્રસિદ્ધ બેરિસ્ટર હતા, પ્રખર વક્તા હતા, સાહિત્ય, કળા, સમાજસુધારા અને રાજકારણમાં આગળ પડતો ભાગ લેતા હતા; એટલું જ નહિ, પણ એમણે કેટલાંક નાટકો લખ્યાં હતા, તે સ્ટેજ પર ફતેહમંદ નીવડ્યા હતાં તેઓ જગતને એક રંગભૂમિરૂપે જોઈ રહ્યા હતા અને એવી માન્યતા ધરાવતા હતા કે, "નાટકનો અને રંગભૂમિનો રંગ આખા પ્રજાજીવનને રંગી રહેલ છે. આ પરિસ્થિતિ પસંદ હોય યા નહિ, ઇષ્ટ હોય યા નહિ, પણ એમાથી કોઈ છટક્યું નથી; કોઈ છટકી શકવાનું નથી"*

આપણે જાણીએ છીએ કે રંગભૂમિ જેમ આનંદ આપે છે તેમ તે લોકશિક્ષણનું ઉત્તમ અંગ છે અને પ્રચારકાર્ય અર્થે તે બહુ ઉપયોગી થઈ પડે છે. તેથી 'રંગભૂમિ' પત્રનો સત્કાર કરતાં આપણા જાણીતા સાક્ષર અને રાષ્ટ્રનેતા શ્રીયુત કનૈયાલાલ મુનશીએ તે સંબંધમા જે વિચારો વ્યક્ત કર્યા હતા તે મનનીય માલૂમ પડશે.

"નવા લેખકો અને નટોના પ્રયત્નોનું ઊંચા પ્રકારનું નિરીક્ષણ થાય, તેમને યોગ્ય માર્ગ દેખાડાય તો જ આપણી રંગભૂમિનો ઉદ્ધાર સાધી શકાય. જ્યાંસુધી આમ થાય નહી ત્યાંસુધી રંગભૂમિના ક્ષેત્રમાં ઊંચી કોટિના કળાકાર ન આવે એ સ્વાભાવિક છે

"આપણા દેશમાં એક બીજી ઘણી જ ભૂલભરેલી માન્યતા પ્રવર્તે છે, અને તેને લીધે રંગભૂમિની પ્રગતિ અટકી છે. લોકો નટનો ધંધો હલકો માને છે. આ માન્યતા ઘણી જ હાનિકારક છે અને જ્યારે કેળવાયેલા ને ઉચ્ચાભિલાષી લોકો રંગભૂમિમાં રચનાત્મક રસ લેતા થશે ત્યારે જ આ માન્યતા દૂર થશે, અને રંગભૂમિ જીવનનું એક સુંદર અંગ બની રહેશે.

આ ઉપરાંત આપણી રંગભૂમિને રાષ્ટ્રીય ભાવનાથી પ્રેરવાની છે. હાલ રાષ્ટ્રીય ચળવળને રંગભૂમિપર ઉતારવામાં આવે છે,–પણ તેનું નામ રાષ્ટ્રીય રંગભૂમિ ન કહેવાય આપણી કલા, સાહિત્ય ને જીવનની તેના પર લાક્ષણિક છાપ પડે ત્યારે જ આ હેતુ સધાયો કહેવાય અને જ્યાં સુધી જેના અંતરમાં રાષ્ટ્રીય અસ્મિતાની જ્યોત ઝળહળતી હોય એવા કેળવાયેલાં સ્ત્રીપુરુષો રંગભૂમિમાં રસ લે નહિ ત્યાંસુધી આ હેતુ પણ પાર નથી પડવાનો અને રંગભૂમિ નીરસ ને નિર્જીવ જ રહેવાની"+

રંગભૂમિની પેઠે આપણા દેશના ગૌરવરૂપ શિલ્પ, સ્થાપત્ય, ચિત્રકળા, નકશીકામ, ઊંચી કારીગરીના હુન્નરઉદ્યોગના નમૂનાઓ, ઐતિહાસિક અવશેષો, સિક્કાઓ અને નમૂનેદાર અને કીમતી ચીજોનાં રક્ષણ, સાચવણી અને સંગ્રહ બાબત આપણે તદ્દન બેદરકાર હતા. તે દિશામાં લૉર્ડ કર્ઝને લીધેલાં પગલાં અગત્યનાં તેમ આવકારપાત્ર હતાં એ વિષયમાં આપણા પ્રાન્તમાં શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીની પ્રવૃત્તિ પ્રશંસનીય હતી તેઓ ગર્ભશ્રીમંત હતા તેમ કલારસિક અને વિદ્યાવ્યાસંગી હતા. લેખકોની કદર કરી જાણતા એટલું જ નહિ, પણ જે કોઈ ઐતિહાસિક, કલાવિષયક દેશની કારીગરી અને હુન્નરઉદ્યોગના નમૂનારૂપ સુંદર, કીમતી વિશિષ્ટ ખૂબીવાળી, અપ્રાપ્ય કોઈ ચીજ કે ચિત્ર કે પુસ્તક કે હાથપ્રત કે સિક્કો, તામ્રપત્ર, હથિયાર વગેરે જોવામાં આવતાં તે મોંમાગ્યું મૂલ્ય આપીને તેઓ ખરીદ કરી લેતા એ રીતે એમણે જે સંગ્રહસ્થાન રચ્યું હતું તે પશ્ચિમ હિન્દુસ્તાનમાં અપ્રતિમ હતું એમના એ સાહિત્ય અને કલાપ્રેમથી આકર્ષાઈને બીજી ગુજરાતી

---

+ 'રંગભૂમિ, પુ. ૧, પૃ. ૧૧

સાહિત્ય પરિષદના કાર્યકર્તાઓએ શેઠશ્રીને સત્કાર કમિટીના પ્રમુખ નીમ્યા હતા. એ વસ્તુ પ્રતિના પ્રેમથી પ્રેરાઈને આપણાં સુંદર અને નમૂનેદાર ચિત્રોનો પ્રજાને પરિચય કરાવવા "સુવર્ણમાળા" નામે ચિત્ર આલબમ પ્રસિદ્ધ કરવાની તેમણે વ્યવસ્થા કરી હતી, અને તે સારુ લક્ષ્મી આર્ટ પ્રેસ ખાસ સ્થાપ્યું હતું. પાછળથી એ ચિત્ર આલબમને સાહિત્યકળાનું ત્રૈમાસિક કર્યું હતું. જે છેવટે માસિક થવા પામ્યું હતું. એનો એક મુખ્યત્વે આપણી પ્રાચીન સંસ્કૃતિ, સાહિત્ય, ઇતિહાસ, ચિત્રકળા અને સ્થાપત્ય વગેરેનું ગૌરવ અને મહત્તા દર્શાવવાનો હતો, અને તે કાર્યમાં એમને એમનો મોટો અને મૂલ્યવાન ઉપ[illegible], બહુ મદદગાર નીવડ્યો હતો. છેવટના ભાગમાં એમની નાણાંસ્થિતિ તંગ થતાં એ પ્રવૃત્તિ બંધ પડી હતી, પણ ગુજરાતની પત્રકારિત્વમાં એ અખતરો એક ચિરસ્થાયી સ્મારક મૂકી ગયો છે.

એવા જ ઉદ્દેશવાળું "પુરાતત્ત્વ" ત્રૈમાસિક સન ૧૯૨૫માં નીકળ્યું હતું. ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના થતાં જુદા જુદા વિષયોના વિદ્વાનો તેની છાયા નીચે એકત્ર થયા હતા. તે સૌ દેશપ્રેમી હતા એટલું જ નહિ, પણ આપણા પ્રાચીન સાહિત્ય, ઇતિહાસ, ધર્મ અને સંસ્કૃતિના ઊંડા અભ્યાસી અને અન્વેષક હતા. આપણા દેશના પ્રાચીન ગૌરવ અને મહત્ત્વનું ભાન કરી જાગ્રત કરવા અને તેનો યથોચિત ખ્યાલ આપવા પ્રમાણભૂત ઐતિહાસિક સાધનસામગ્રી એકત્ર કરવા અને તેનો પદ્ધતિસર અભ્યાસ કરી ગ્રંથો લખવા પુરાતત્ત્વ મંદિરની યોજના, વિદ્યાપીઠના અંગે ઉપાડી લેવામાં આવી હતી. તેનું પ્રયોજન દર્શાવતાં કાકાસાહેબ કાલેલકરે સાચું જ કહ્યું હતું કે "ભૂતકાળ એ આપણી મૂડી છે, તેનો બરોબર ઉપયોગ કરીએ તો ગત હોવા છતાં તે આપણને હમેશાં સ્ફૂર્તિ આપ્યા જ કરે છે, અને આત્મપરિચય કરાવી ભવિષ્યને સ્પષ્ટ રીતે જોવાની શક્તિ આપે છે. જ્યારે જ્યારે કોઈ પણ દેશમાં રાજકીય, સામાજિક અથવા સાહિત્ય વિષયક ક્રાન્તિ થઈ છે અથવા નવું ચૈતન્ય આવ્યું છે ત્યારે ત્યારે તેના પહેલાં લોકોએ ભૂતકાળ તરફ જોયું છે અને તેની પાસેથી પ્રેરણા મેળવી છે. આ સાર્વત્રિક સિદ્ધાન્તને અનુસરીને ગુજરાતમાં પણ એ દિશામાં પ્રવૃત્તિ થાય એ સ્વાભાવિક હતું."*

બીજા પ્રાન્તોમાં એ વિષયમાં સારી પ્રગતિ થયેલી હતી. માત્ર ગુજરાત પછાત હતું. એ દૃષ્ટિએ પણ ઊણપ પૂરી પાડવાની જરૂર હતી. આમ પુરાતત્ત્વ

* 'પુરાતત્ત્વ', વર્ષ ૧, અંક ૧, પૃ. ૧.

મંદિરની સ્થાપના સમયોચિત અને આવશ્યક હતી તેના મુખપત્ર તરીકે 'પુરાતત્ત્વ' ત્રૈમાસિક કાઢવામાં આવ્યું હતું, તે એ પ્રવૃત્તિનું પોષક અંગ હતું. પાંચ વર્ષના અલ્પ ગાળામાં તે ઘણું સંગીન કાર્ય કરી શક્યું હતું, પણ એવામાં સવિનય કાયદાભંગની ચળવળ ઉપસ્થિત થતાં વિદ્યાપીઠના ઘણાખરા કાર્યકર્તાઓ તેમાં જોડાયા એટલે તે પ્રવૃત્તિ કમભાગી બંધ પડી ગુજરાતીઓ પ્રશાન્ત વ્યવહારુ ગણાય છે અને તેમનામાં વિદ્યાવ્યાસંગ ઓછો હોય છે પણ એ 'પુરાતત્ત્વ' પત્રે સિદ્ધ કરી બતાવ્યું હતું કે ગુજરાતમાં પણ સારા અને પ્રતિભાશાળી વિદ્વાનો અને લેખકો છે પત્રનું સંપાદન એકંદર ઊંચી કોટિનું હતું અને તે ટૂંક મુદ્દતમાં આટલું યશસ્વી થઈ પડ્યું તેનું કારણ તેના સંપાદક શ્રીયુત રસિકલાલ છોટાલાલ પરીખ અહર્નિશ તેનું ચિંતન કરતા રહેતા તેઓ એક ધાર્મિક અભ્યાસી છે તેની એમના "સ્વાધ્યાય" નોટ્સ સાક્ષી પૂરશે તેઓ ગુજરાતનું એક છૂપું પણ અમોલું વિદ્વદ્રત્ન છે એમ કહેવામાં અમે લેશ માત્ર અત્યુક્તિ કરતા નથી

'નવજીવન'નું તંત્ર મહાત્માજીને સોંપી દીધા પછી શ્રીયુત ઇન્દુલાલને વિશ્રાન્તિ મળી હતી, પણ એમના પ્રવૃત્તિમય જીવનને શાન્ત બેસી રહેવું ગોઠે એમ નહોતું એમની એવી પ્રકૃતિ નહોતી ચોવીસે કલાક એમને કાંઈ ને કાંઈ કામ કરવાનું જોઇએ. કાંઈ કાંઇ યોજનાઓ તેઓ વિચારતા; વિધ વિધ પ્રશ્નો, રાજકીય, આર્થિક, સામાજિક તેમની નજર સમીપ આવી ખડા થતા. તેની ચર્ચા થાય, તે વિષે લોકમત કેળવાય એને તે ઇચ્છતા. તેમનું લેખનવાચનનું કાર્ય ચાલતું હતું, પણ એક સારા માસિકની ખોટ તેમને ખટકયા કરતી હતી, એટલે તેમણે "યુગધર્મ" નામે નવા માસિકનું સંપાદનકાર્ય હાથ ધર્યું થોડો સમય ન ગયો એટલામાં એમનો જેલનિવાસ થયો. ડૉ. સુમન્ત મહેતા, જેઓ એ સમયમાં વડોદરા રાજ્યની માનભરતભાની અને ઊંચા હોદ્દાની નોકરી છોડી દેશસેવાના કાર્યમાં પ્રવૃત્ત થયા હતા તેમણે, પત્રકારિત્વના કાર્યનો અગાઉ અનુભવ નહિ છતાં, તે માસિકને એકલે હાથે ટકાવી રાખવા પુષ્કળ શ્રમ લીધો હતો પણ સંજોગવશાત્ તે આખરે બંધ કરવું પડ્યું તથાપિ એની ચિનગારીમાંથી 'યુગધર્મ'નું પ્રસ્થાન થતું હોય તેમ 'પ્રસ્થાન' માસિક પ્રકટ્યું. એ જાતના સારા માસિકની ખોટ હતી એ ઉપર જણાવ્યું છે. તેના સંપાદકો શ્રીયુત રામનારાયણ વિશ્વનાથ પાઠક અને શ્રીયુત રસિકલાલ છોટાલાલ પરીખ અને મુંબઈ યુનિવર્સિટીના પદવીધરો હતા એમના જીવનમાં નેહભાવ સંબંધો;

અને તેઓ વળી રાષ્ટ્રપ્રેમી હતા. ગુજરાત વિદ્યાપીઠ અસ્તિત્વમાં આવતાં તેઓ તેના અધ્યાપકો નિમાયા. પૂર્વ અને પશ્ચિમ બંનેના સાહિત્યથી તેઓ પૂરા પરિચિત હતા; એટલું જ નહિ, પણ એ વિષયમાં ઊંડા ઊતરેલા હતા.

વિદ્યાપીઠમાં એમણે એમની આસપાસ વિદ્યાર્થીઓનું એક સુંદર વૃંદ જમાવ્યું હતું. અને એમની પાસેથી પ્રેરણા અને સંસ્કાર પામીને એમાંથી કેટલાકોએ ગુજરાતી સાહિત્યમાં કવિ, નાટકકાર કે વાર્તાલેખક તરીકે સારી નામના મેળવેલી છે. તેઓ બંને ગંભીર ચિંતકો અને સમર્થ લેખકો તરીકે સારી રીતે ગુજરાતમાં જાણીતા છે * તેઓ "પ્રસ્થાન" માટે એક ઊંચી કોટિનું લેખકમંડળ ઊભું કરવા શક્તિમાન થયા હતા અને વાચકવર્ગને જમાનાને અનુસરતું અને તેમની અભિરુચિને તૃપ્ત કરતું સુંદર, રસિક અને સંગીન વાચનસાહિત્ય આપતા રહ્યા ઉપર કહ્યું તેમ પ્રતિ માસ એ માસિકમાં દેશના ચાલુ પ્રશ્નો પર તેમ જ સામાન્ય જ્ઞાન, ઇતિહાસ, સમાજશાસ્ત્ર, રાજકારણ, અર્થશાસ્ત્ર પર ભિન્ન ભિન્ન દૃષ્ટિએ ગંભીર, વિચારણીય, ઉપયુક્ત અને મહત્ત્વના લેખો પ્રગટ થવા પામતા એ તેની લોકપ્રિયતાનું મુખ્ય કારણ હતું પણ તેનું ખાસ આકર્ષણ શ્રી પાઠકનો 'સ્વૈરવિહાર' ગણાય ગુજરાતી પત્રકારિત્વમાં એ નવું તત્ત્વ હતું

તેના વિદ્વાન તંત્રીઓએ પત્રની જવાબદારી હાથ ધરતાં જે ઉચ્ચ આદર્શ વાચકવર્ગ સમીપ રજૂ કર્યો હતો તે અત્રે ઉતારીશું તે એ પત્રના ધોરણ અને કાર્યનીતિનું સુંદર રીતે સ્પષ્ટીકરણ કરે છે:

"માણસ જોઈને ચાલે એથી વધારે શું કરી શકે? दृष्टिपूतं न्यसेत्पादम्.

"આ ક્રમે 'પ્રસ્થાન' ની પ્રસ્થાનભૂમિ, ગૂજરાત, ગૂજરાતીઓની સ્થિતિ અને ગૂજરાતી ભાષા છે. તેની દૃષ્ટિનું કેન્દ્રસ્થાન ગૂજરાત રહેશે, ગૂજરાતના પ્રશ્નો ઉકેલવા અને તેની ચર્ચા કરવી એ તેનો મૂળ ઉદ્દેશ છે ગૂજરાતમાંથી નીકળી તે પહોંચે તેટલે નજર કરવા પ્રયત્ન કરશે

"જોઈને ભરેલું પગલું પવિત્ર થાય છે તો એ જોનારી દૃષ્ટિ પણ સંસ્કારી હોવી જોઈએ. બૌદ્ધ સાહિત્યમાં જેને 'દૃષ્ટિ' એટલે મિથ્યાદૃષ્ટિ કહે છે એવી નહી પણ સંસ્કૃત સાહિત્યમાં જેને 'દર્શન' કહે છે

* શ્રી રામનારાયણ વિ. પાઠકનું ૧૯૫૫ માં અવસાન થયું છે–સ.

એવી એ હોવી જોઈએ કોઈપણ અભિમાનથી, મતાગ્રહથી કે સ્વાર્થથી એ વાંકી કે કલુષિત થવી ન જોઈએ. વળી એ દૃષ્ટિ હાલનાં શાસ્ત્રોથી સંસ્કૃત થયેલી હોવી જોઈએ. હાલનાં ઘણુંખરાં શાસ્ત્રો પશ્ચિમમાં વિકાસ પામ્યાં છે, એના વિચારો પશ્ચિમની સંસ્કૃતિથી રંગાઈને આવે છે એ ખરું. પશ્ચિમની સંસ્કૃતિના વિચારો અત્યારે ઘણા વેગથી આવી આપણને સ્થિર પગે જોવા કે વિચાર કરવા દેતા નથી એ ખરું, છતાં વિજ્ઞાનના વિચારો કોઈપણ એક દેશના ગણવા ન જોઈએ આપણે વિજ્ઞાનથી આપણી દૃષ્ટિને સંસ્કારી કરવી જોઈએ વિજ્ઞાનના પ્રકાશથી ઇતિહાસની ભોયપર આપણી પરિસ્થિતિને આપણે બરાબર વિલોકવી જોઈએ અને તેમાંથી ઉત્પન્ન થતા જીવનના જુદા જુદા પ્રદેશના પ્રશ્નો, કલાના અને તત્ત્વજ્ઞાનના, રહેણી-કરણીના, સંપત્તિના, સમાજના, નાતના, કુટુંબસંસ્થાના, કોમોના, ધર્મોના, રાજ-કારણના, સર્વ પ્રશ્નો સમજવા જોઈએ અને બુદ્ધિ ગ્રહણ કરી શકે તેવો તેમનો નિકાલ લાવવો જોઈએ,

"સમાજનાં ઘણાંખરાં અનિષ્ટો તો માત્ર સમજવાથી જ નાબૂદ થાય છે. સમાજનો મોટો ભાગ અમુક પ્રશ્નોનો વિચાર કરતો થઈ જાય તો તેનો નિકાલ એની મેળે આવી જાય છે, છતાં જ્ઞાનને કાર્યપર, કાર્યોન્મુખ, કાર્યપર્યવસાયી કરવા પ્રયત્ન કરવો જોઈએ ક્રિયા એ જ્ઞાનનું સ્વાભાવિક પ્રકટીકરણ છે અને ક્રિયાથી પરાઙ્મુખ થયેલું જ્ઞાન કેવળ ભારરૂપ છે જ્ઞાનની નિષ્ક્રિયતા એ ચૈતન્યની ઊણપનું ચિહ્ન છે. એ ચૈતન્ય ઈશ્વર પાસેથી કે ધર્મથી આવે, કર્મવીર પુરુષોના પ્રત્યક્ષ ને પ્રત્યક્ષ નહિ તો પરોક્ષ સત્સંગથી આવે, કલાથી જાગ્રત થાય કે જ્ઞાનના પુનઃ પુનઃ પરામર્શથી પ્રાપ્ત થાય.

"આ પ્રમાણે સમસ્ત ગૂજરાતની સમક્ષ અત્યારે એક ઘણો મોટો કાર્યપ્રદેશ ખુલ્લો પડ્યો છે. તેમાં સાહિત્યથી જે શક્ય હોય તે, જેટલું થઈ શકે તેટલું કરવા 'પ્રસ્થાન' ઉમેદ રાખે છે. 'પ્રસ્થાન'માં પ્રામાણિક રીતે, હેતુપુરઃસર કરેલી કોઈપણ વિષયની ચર્ચાને સ્થાન છે. તેની ભાષા ગૂજરાતી છે અને અમને શ્રદ્ધા છે કે ગૂજરાતી ભાષા ગમે તેવા ભવ્ય, ગંભીર, ઉચ્ચ, ઉદાર અને સૂક્ષ્મ વિચારોનું વાહન બની શકે છે અને તેવા વિષયોનો ગૂજરાતીમાં વિચાર કરવાથી જ એ શક્તિ માલૂમ પડે છે અને વિકાસ પામે છે. તેના વાંચનારા મુખ્યત્વે ગૂજરાતીઓ છે અને અમને શ્રદ્ધા છે કે ગમે તેવા ભવ્ય ગંભીર ઉચ્ચ ઉદાર અને સૂક્ષ્મ વિચારો ગ્રહણ કરવા

ગૂજરાતીઓ સમર્થ છે. અને એવા વિચારો ગૂજરાત આગળ રજૂ કરવાથી જ એમની એ શક્તિ માલૂમ પડી આવશે અને વિકાસ પામશે આવી શ્રદ્ધા ઉપર અમે પ્રસ્થાન કરીએ છીએ ”*.

યુરોપીય યુદ્ધનો અંત નહોતો આવ્યો તે પહેલાં રશિયામાં પ્રચંડ બળવો જાગ્યો, ઝારનો નાશ થયો, નવો સામ્યવાદી વિચારવાળો પક્ષ સત્તામાં આવ્યો, તેનો પ્રધાન હેતુ મૂડીવાદનુ સત્તાબળ તોડી જગતમાં સામ્યવાદનું વાતાવરણ ફેલાવવાનો અને સમાજની નવેસર વ્યવસ્થા અને રચના કરવાનો હતો.

એ સામ્યવાદના ગુણદોષ ચર્ચવાનુ આ સ્થાન તેમ પ્રસંગ નથી, પણ પ્રસ્થાપિત અને પરંપરાથી ઊતરી આવતાં ધોરણો અને પ્રણાલિકાને એ નવા વિચારે હચમચાવી મૂક્યાં એટલું જ નહિ, પણ નવા આદર્શ અને સિદ્ધાંતોનું પ્રતિપાદન કરી તેને પ્રત્યક્ષ વ્યવહારમા મૂકવા પ્રયત્નો થયા, અને તેની વર્તમાન જગત પર ભારે અસર થવા પામી.

આપણે ત્યાં પણ એ સામ્યવાદી વિચારોએ આક્રમણ કર્યું, અને તેનો પ્રચાર કરવા સન ૧૯૨૯ મા ‘નવયુગ’ નામનુ માસિક નીકળ્યું.

તેની ઝુંબેશ સામાન્ય રીતે જુનવાણી—જૂના ધોરણ અને આદર્શ સામે હતી તે સમાજનું નવેસર બંધારણ ઇચ્છનારું હતુ, નવાજૂનાનો સુમેળ બેસાડવા માગતુ ન હતું પણ તે પાયામાંથી નવી ઇમારત ઊભી કરવા તત્પર હતું, એટલે આપણા સમાજના બંધારણ અને સ્થિતિને સદરહુ સામ્યવાદી વિચારો વિરોધી અને ક્રાન્તિકારી લાગે છે. વળી તેને ઈશ્વરમાં શ્રદ્ધા નથી; તે અને ઊંચાનીચાના ભેદનો તેમાં સ્વીકાર નથી. તેનું ધ્યેય માત્ર સમાનતા, સ્વતંત્રતા અને બંધુભાવના એ છે; અને તેની સિદ્ધિ એ જ તેનું જીવનવ્રત છે.

ગાંધીયુગ દરમ્યાનનો આપણો ઇતિહાસ અવલોકતાં, દેશમાં નવાં નવાં બળો ઉપસ્થિત થતાં, ઉપર જણાવ્યા પ્રમાણે, નવાં નવા માસિકો પ્રકટેલાં, તેમાંના ઘણાખરા પર ગાંધીજીના વિચારની, ગાંધીવાદની છાયા પ્રધાનપણે પડેલી છે, એટલું જ નહિ પણ તેનુ પીઠબળ એમાંથી તેમણે મેળવેલું માલૂમ પડશે આ પ્રમાણે ગાંધીયુગનો પ્રભાવ આપણા નવા પત્રકારિત્વ પર પણ પડેલો છે

* પ્રસ્થાન, ૧૯૮૨, પુ ૧ અંક ૧, પૃ. ૨–૩.

# ૫. સ્ત્રીજીવનનો વિકાસ

અંગ્રેજ પ્રજાના સંસર્ગમાં આવતાં આપણા લોકોનું ધ્યાન સ્ત્રીઓને કેળવણી આપવા પ્રતિ તેમ જ આપણા સમાજમાં બાળલગ્નની પ્રથા પ્રવર્તતી હતી અને વિધવાવિવાહ સામે સખત પ્રતિબંધ હતો તેમાં યોગ્ય ફેરફાર અને સુધારા કરવા પ્રતિ ખેંચાયું હતું. આરંભકાળના કવિઓ અને લેખકો તેમ જ સુધારકોના પ્રયાસો એ દિશામાં વળેલા હતા. છોકરાઓની પેઠે છોકરીઓને પણ ભણાવવી જોઈએ એ વિચારે બ્રિટિશ રાજ્યઅમલ દૃઢ થતાં પ્રાધાન્ય મેળવ્યું હતું. ગુજરાતમાં પહેલવહેલી કન્યાશાળા સ્થાપવાનો યશ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને પ્રાપ્ત થાય છે. તેની પ્રેરણા અને સહાય વડે અમદાવાદની બે મોટી કન્યાશાળાઓ, રેટાણી હરકુંવરબાઈ કન્યાશાળા અને રા. બ. મગનભાઈ કન્યાશાળા, અસ્તિત્વમાં આવી.

ભણેલી સ્ત્રીનો ગૃહસંસાર સુખી અને આનંદમય નીવડે છે એ બતાવવા સ્વર્ગસ્થ રણછોડભાઈ ઉદયરામે 'જયકુમારી વિજય' નાટક 'બુદ્ધિપ્રકાશ' માં પ્રથમ કટકે કટકે પ્રસિદ્ધ કર્યું હતું, અને કન્યાશાળામાં લોકો તેમની કન્યાઓને વિના સંકોચે મોકલવાને દોરાય તે માટે તે સમયે કેટલાક ટ્રેન્ડ મહેતાજીઓએ તેમની મોટી વયની પત્નીઓને અને પુત્રીઓને કન્યાશાળામાં ભણવા મોકલી સ્ત્રીકેળવણીનો માર્ગ મોકળો કર્યો હતો.

સમાજમાં કેળવણીનો પ્રચાર વધતો ગયો તેમ સુશિક્ષિત યુવકો ભણેલી અને સંસ્કારી કન્યાઓની પસંદગી કરતા થયા હતા. તેને લઈને ઊંચી કોમોમાં સ્ત્રીકેળવણીને વિશેષ ઉત્તેજન મળ્યું હતું અને તેની અસર અન્ય અગ્રણી અને પછાત પડેલી જાતિઓ ઉપર ધીમે ધીમે થવા પામી હતી. બાળલગ્નની બદીઓનું વિવરણ કરતાં નવલરામે ગુણનું કજોડું બતાવવા ભણેલા પુરુષ અને અભણ સ્ત્રીનું એક કટાક્ષચિત્ર દોર્યું હતું.

"ભાઈ તો ભૂગોળને ખગોળમાં ઘૂમે છે,
બાઈનું તો ચિત્ત ચૂલામાંય
રશી કહોની તમે, કેવું આ કજોડું તે કહેવાય?"

એ પ્રમાણે આપણા સ્ત્રીસમાજની દુર્દશા દર્શાવી, તેના સારરૂપ સ્ત્રીકેળવણીનો પ્રચાર કરવા તેમણે નીચે મુજબ ઉપદેશ કર્યો હતો

"સંસારનુ નૂર છે નાર, સજ્જન, સંસારનુ નૂર છે નાર;
સ્ત્રી સુધરે સકળ સુખસાર, સંસારનું નૂર છે નાર.
સજ્જન, સ્ત્રી સુધરે સરળ સુખસાર,
ધૂળધાણી બધુ નિરધાર, એ વણ ધૂળધાણી."+

સ્ત્રીકેળવણીની ગતિ ધીમે ધીમે વધતાં તેના અંગે કેટલાક નવા પ્રશ્નો ઉપસ્થિત થયા, જે કેળવણીનિષ્ણાતો અને સંસારસુધારકોને મૂઝવી રહ્યા હતા.

કન્યાઓને ભણાવવા બાબત લોકમત મક્કમ થયો હતો, પણ સામાજિક રૂઢિને લઈને બાળાઓ તેમનું બાળવયે લગ્ન થતાં કન્યાશાળામાં જતી અટકતી હતી આપણે ત્યાં બાળલગ્નનું પ્રાબલ્ય હતુ અને દશમે વર્ષે કન્યાનું કોઈ હિસાબે લગ્ન થઈ જવું જોઈએ એવી સામાન્ય માન્યતા પ્રવર્તતી હતી એ પરિસ્થિતિમાં શાળામાં જતી કન્યાઓનું શિક્ષણ અધકચરુ રહેતુ અને તેમનો માનસિક વિકાસ રૂંધાતો હતો, કેમકે આગળ અભ્યાસ વધારી શકાય એવી કશી વ્યવસ્થા કે સગવડ નહોતી.

વળી કન્યાશાળાનો જે અભ્યાસક્રમ યોજાયો હતો તે ઘણોખરો છોકરાઓના ધોરણોને અનુસરતો હતો, પણ તેમના વચ્ચેની કુદરતી ભિન્નતા જોતાં અને જીવતમાં જે કર્તવ્ય તેણે અદા કરવાનાં છે તે લક્ષમાં લેતાં કન્યા કેળવણીમા બહોળા સુધારા અને ફેરફાર કરવાની જરૂર હતી.

બાળલગ્નના પરિણામે આપણા દેશમાં વિધવાઓનું પ્રમાણ બહુ મોટું રહેતુ; અને પુનર્લગ્નનો નિષેધ હોવાથી એ વિધવાઓની સ્થિતિ દુ:ખમય અને દયાપાત્ર થઈ પડતી હતી. બ્રિટિશ સરકારે સન ૧૮૫૬ માં પુનર્લગ્નનો કાયદો પસાર કર્યો હતો ખરો, પણ તેનો લાભ ઉઠાવવા બહુ થોડી વ્યક્તિઓ હિંમત ધરતી, એટલો બધો સમાજનો ડર અને ત્રાસ હતો. આ સંજોગોમાં વિધવાની સ્થિતિ સુધારવા, તેમને સુખી અને સ્વાશ્રયી કરવા, કોઈ પ્રકારની

* બાળલગ્ન બત્રીસી, નવલરામકૃત

\+ નવલ ગ્રંથાવલી, નરહરિ પરીખ સંપાદિત, પૃ ૫૨૫

વ્યવહારુ અને ઔદ્યોગિક કેળવણી આપવા વ્યવસ્થા થવી જોઈએ, એવા અભિપ્રાયનો સુધારકોનો એક વર્ગ ઊભો થયો હતો. તેમ જ સ્ત્રીઓ સારુ જુદું વાચનસાહિત્ય હોવું જોઈએ એવી લાગણી ઉદ્ભવી હતી.

દેશમાં નવી સ્ફૂર્તિ આવી હતી તેની અસર સ્ત્રી સમાજ ઉપર પણ થવા પામી હતી. એ નવી જાગૃતિમાંથી પ્રેરણા મેળવી સન ૧૯૦૩માં મુંબઈમાં ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળની સ્થાપના કેટલાય શુભેચ્છકો તરફથી કરવામાં આવી હતી. તેનું ધ્યેય ગુજરાતી હિન્દુ સ્ત્રીઓનો સર્વ પ્રકારે સાંસારિક, ઔદ્યોગિક, નૈતિક તથા રાજકીય વિકાસ સાધવાનું હતું. તે સંસ્થાનો છેલ્લો સન ૧૯૩૩–૩૫નો બે વર્ષનો ભેગો રિપોર્ટ જોતાં માલૂમ પડે છે કે ગયા બત્રીસ વર્ષ દરમિયાન મંડળે સ્ત્રી ઉન્નતિસાધક અનેક વિધ પ્રવૃત્તિઓ હાથ ધરેલી. સ્ત્રીઓનું સંગઠન થાય તે ઉદ્દેશથી પ્રસંગોપાત્ત સ્નેહસંમેલન અને જાહેર સમારંભો યોજવામાં આવતા. તે સિવાય તેના તરફથી મોટી ઉમરની સ્ત્રીના અભ્યાસવર્ગ ચલાવવામાં આવતા તેમ જ સંસ્કૃત અને સંગીતના શિક્ષણ સારુ જુદી વ્યવસ્થા હતી. એક સારુ પુસ્તકાલય નિભાવવામાં આવતું. જાહેર વ્યાખ્યાનો અપાતાં. સંક્ષેપમાં સ્ત્રીજીવન વિકસવા પામે અને ખીલે અને તેમને સંસ્કારવા બનતા સઘળા પ્રયાસો થતા.

આપણા દેશમાં વિધવા અને નિરાધાર સ્ત્રીઓનો પ્રશ્ન પ્રતિદિન કઠિન બનતો જતો હતો, એકલી પુનર્લગ્નની પ્રવૃત્તિથી તેનો નિકાલ આવે એમ નહોતું. વિધવાઓને યોગ્ય માર્ગે દોરવા અને સ્વાશ્રયી કરવા ખાસ જુદી સ્ત્રીસંસ્થાઓની અગત્ય સમજાઈ હતી. સારા નસીબે કેટલીક સંસ્કારી વિધવા બહેનો એ પ્રવૃત્તિ ઉપાડી લઈને તેની ગૂંચ ઉકેલવામાં મદદગાર નીવડી હતી.

સન ૧૯૦૭માં વનિતા વિશ્રામની સ્થાપના શ્રીમતી નાની બહેન ગજ્જર અને શ્રીમતી બાઈજીગૌરી મુનશીના સંયુક્ત પ્રયત્ન વડે થઈ હતી. તે કાર્યમાં એમના કુટુંબીજનોની પૂરેપૂરી સહાય અને સહાનુભૂતિ હતાં. ગુજરાતની સ્ત્રીકેળવણી ઉપર, ખાસ કરીને વિધવાઓનાં જીવન ઉપર, એ સંસ્થાની પ્રબળ છાપ પડેલી જણાશે.

વનિતા વિશ્રામની સ્થાપના પૂર્વે અમદાવાદમાં એક સરસ્વતી મંદિરની સ્થાપના, વિધવા સ્ત્રીઓના હિતાર્થે, થઈ હતી. તેનો વૃત્તાંત પણ નોંધપાત્ર છે

સન ૧૯૦૬ માં સ્વર્ગસ્થ અંબાલાલ સાકરલાલનાં દૌહિત્રી શ્રીમતી સુલોચનાબહેન દેસાઈને સોળ વર્ષની કાચી વયે વૈધવ્ય પ્રાપ્ત થયું. એ દુઃખદ પરિસ્થિતિમા એમના મનને સાન્ત્વન મળે તે સારુ એમનાં માતુશ્રી પ્રયત્ન કરી રહ્યા હતા. એવામા દૈવયોગે એક વિધવા બાઈના કુકર્મથી જન્મેલુ બાળક તેમના જોવામા આવ્યુ. એમાંથી બોધ લઈ વિધવા આશ્રમ કાઢવાનો એમણે નિર્ણય કર્યો તે પછીનો વૃત્તાન્ત એ સંસ્થાના સંસ્થાપકના પોતાના જ શબ્દોમાં આપીશુ.

"આ વસ્તુએ વિધવાઓના જીવનને કયા માર્ગે દોરવાય તો તેઓ આવાં પાપકર્મથી બચે એ વિચારને જાગ્રત કર્યો, અને તેથી આવી બહેનોને યોગ્ય દિશામા દોરવા માટે કાંઈ પણ પગલાં લેવા એ વિચારની ગૂંથણી ચાલી મનુષ્ય જેવુ ચિંતન કરે છે તેને અનુરૂપ સામગ્રી તેની પાસે ખેંચાઈ આવે છે, એ ન્યાયે મારા પતિના બાર માસમાં પાણીની પરબ અમારા ઘરની પાસે બેસાડવામા આવી હતી અને તે કામ માટે એક બ્રાહ્મણ બાઈને રોકી હતી. તે બાઈ બહુ જ ગરીબ સ્થિતિની હતી, વિધવા હતી અને તેને ત્રણ બાળકો હતાં તે બધાનું પૂરુ કરવા આ પરબનું કામ બસ નહોતુ, એટલે વચ્ચે વચ્ચે પરબનુ કામ પોતાની નાની દશ-અગિયાર વર્ષની બાળક વિધવા દીકરીને સોંપી બીજે કામે તે બાઈને જવું પડતુ હતું. મારાં માતુશ્રીના હૃદયમાં તો આ વિધવાઓની જિંદગીનું મંથન ચાલ્યા જ કરતુ હતું તેમને આ દૃશ્ય, આવા બનાવો વધારે ઊંડા લઈ જતા હતા. નિર્ધન સ્થિતિ, અજ્ઞાન અવસ્થા, એ માણસને ઊંધે માર્ગે દોરી જાય છે એમ તેમને લાગ્યું જો ધર્મ અને નીતિના વાતાવરણમાં રહી તેવી જાતનું શિક્ષણ લે તો વિધવાઓ પવિત્ર અને ઊંચુ જીવન ભોગવી શકે. આવા વાતાવરણવાળુ સ્થાન અને તેના અંગે શિક્ષણ આપતી વ્યવસ્થાની રચના કરવાનું એમના મનમા આવ્યુ." સદરહુ વિચારોમાથી ઉપર જણાવેલ સરસ્વતી મંદિરનો ઉદ્ભવ થયો. બે એક વર્ષ તેનું કામ ચાલ્યું હશે તે દરમિયાન શ્રીમતી સુલોચનાબહેન વનિતાવિશ્રામના સંસ્થાપકો શ્રીમતી નાનીબહેન ગજ્જર અને શ્રીમતી બાજીગૌરી મુનશીના નિકટ સહવાસમાં આવ્યાં અને બન્ને સંસ્થાઓનું ધ્યેય અને કાર્યક્ષેત્ર સમાન હોઈ તેમની સૂચનાથી 'સરસ્વતી મંદિર' એ મૂળ નામ બદલીને "અમદાવાદ વનિતાવિશ્રામ" એ પ્રમાણે

નવું નામ રાખવામાં આવ્યું હતું *

સદરહુ સંસ્થાએ આગળ જતાં મહિલા વિદ્યાલય ખોલ્યું. સ્ત્રીકેળવણીને ભારે ઉત્તેજન આપ્યું હતું. તેના સંચાલકોએ જોયું કે સ્ત્રી કેળવણીના વિષયમાં સમાજના વિચારોમાં ફેરફાર થયેલો છે, એટલું જ નહિ, પણ કન્યાઓની લગ્નની વય વધતાં 'શાળામાંથી અભ્યાસ પૂરો કરી પછી લગ્નસંબંધમાં જોડાતાં વચલો સમય વ્યર્થ જાય છે અને એ સમય કન્યાઓ માટે બહુ ઉપયોગી સમય છે'—તે વસ્તુસ્થિતિ લક્ષમાં લઈને તેના કાર્યવાહકો તરફથી છેવટે એવો નિર્ણય કરવામાં આવ્યો કે 'પ્રાથમિક શિક્ષણ લીધા પછી મળતાં પાંચ વર્ષ જેટલા ટૂંકા સમયમાં આપણા સમાજની પરિસ્થિતિને અનુકૂળ કન્યાઓને એવી પદ્ધતિસર કેળવણી આપવી કે જેથી તેઓ ઉત્તમ ગૃહિણી અને માતાઓ બને."

એ કાર્યની જવાબદારી ઉપાડી લે એવા કોઈ સેવાભાવી કાર્યકર્તાની શોધમાં એ સંસ્થા હતી તે અરસામાં શ્રીમતી શારદાબહેન મહેતા પણ એ વિષયનું ચિંતન કરી રહ્યાં હતાં. તે દિશામાં કોઈ નવીન જાતની પ્રવૃત્તિ ઉપાડી લેવા ઉત્સુક હતાં. તે પછી એમનો અને વનિતા વિશ્રામના સંચાલક શ્રીમતી સુલોચનાબહેનનો કેવી રીતે મેળાપ થયો, અને એઓ બંનેની મનોભાવના કેવી રીતે અમલમાં મુકાઈ, તે હકીકત શ્રીમતી શારદાબહેને સવિસ્તર નોંધી છે, તે જ અહીં આપીશું —

"અમે એવા નિશ્ચય ઉપર આવ્યાં કે સરકારી ધોરણ પ્રમાણે જે પ્રકારનું શિક્ષણ અપાય છે તેના કરતાં જુદું, આપણી સમાજની પરિસ્થિતિને અનુકૂળ, માધ્યમિક શિક્ષણ આપવા માટે એક સંસ્થા સ્થાપવી. મને તો આ કામ અત્યંત પ્રિય હતું, અને વર્ષ દિવસ સુધી એ બાબતનું મનન કરી રહી હતી. વનિતા વિશ્રામની ભૂમિકા તૈયાર હતી. કેશવપ્રસાદ અને સુલોચનાબહેનનો સંબંધ સારો. એટલે એમણે સુલોચનાબહેનને વાત કરી. સુલોચનાબહેનને તો એ વસ્તુ જોઈતી જ હતી. એટલે પછી હું, સુલોચનાબહેન, કેશવપ્રસાદ દેસાઈ અને પ્રાણલાલ કિરપારામ દેસાઈ તે માટે એકઠાં થયાં, અને આ ભાવનાને

* વધુ માહિતી માટે જુઓ વનિતા વિશ્રામ અથવા સ્ત્રી જીવન વિકાસની પહેલી પચીસીનો અહેવાલ, પૃ ૧૧.

મૂર્ત સ્વરૂપ કેવી રીતે આપવું તેનો વિચાર કરવા માંડ્યો. શાળા માટે મકાન હતું. પૈસા એકઠા કરવાને સુલોચનાબહેન તૈયાર હતાં. પણ તેની સાથે માધ્યમિક શિક્ષણ તથા ઉચ્ચ શિક્ષણની વ્યવસ્થા તેમ મોટી વયની સ્ત્રીઓના શિક્ષણની બધી વ્યવસ્થા કરવાને એ તૈયાર નહોતાં. મને થયું કે જે કાર્યનો હું વર્ષોથી વિચાર કરતી આવી છુ તે જ કાર્ય અનાયાસે મારી સમક્ષ ઊભુ થયુ છે વડોદરાનુ કાર્યક્ષેત્ર છોડ્યા પછી નવું કાર્યક્ષેત્ર શોધવાનું હતું ડૉકટરની ઇચ્છા ગુજરાતમાં રહીને સમાજસેવા કરવાની હતી, તો અગવડ વેઠીને પણ આ કાર્યની જવાબદારી મારે લેવી જ જોઈએ. મારા અંતઃકરણનો અવાજ આ કાર્ય લેવા માટે પ્રેરણા કરી રહ્યો હતો. છોકરાઓ નાનાં હતાં એટલુ મનને ખૂંચતુ હતુ, તેમ જ ડૉકટરે પોતાનું કાર્યક્ષેત્ર ચોક્કસ કર્યું નહોતું. છતાં એમ થયું કે આ કામ જરૂર મારું જ છે. એટલે એ શાળાની બધી જવાબદારી લઈને એને પગભર થતાં સુધી તેની અધિષ્ઠાત્રી તરીકે કામ કરવાનું મેં નક્કી કર્યું. સુલોચનાબહેનની તો ઘણી મોટી મુશ્કેલી દૂર થઈ, અમદાવાદમાં સારા પાયા ઉપર મહિલા વિદ્યાલય સ્થાપવાનો નિશ્ચય થઈ ગયો સુલોચનાબહેન વ્યવસ્થાપક અને હું સુપરિન્ટેન્ડન્ટ એમ નક્કી થયું.'*

તેનું પરિણામ પણ સુંદર આવ્યું. સંસ્થાના રજતમહોત્સવ રિપોર્ટમાં તે વિષે જણાવવામા આવ્યું છે કે, "આ મહિલા વિદ્યાલય મધ્યમ વર્ગની કન્યાઓને માટે અત્યંત લાભદાયક થઈ પડ્યુ, કારણ કે એક તો તે શહેરના મધ્ય સ્થળે આવેલુ, બીજુ દેશપ્રેમી, સેવાભિલાષી બહેનો તથા ભાઈઓની દેખરેખ નીચે તે ચાલતું. સમાજની પરિસ્થિતિને અનુકૂળ અને માતૃભાષા દ્વારા તેનું શિક્ષણ અપાતું હતું. સ્ત્રીઉપયોગી વિષયોને તેમાં સ્થાન હતું. આ અને બીજાં અનેક કારણોને લઈને આ સંસ્થા જનસમાજના અત્યંત પ્રિય થઈ પડી."×

વનિતા વિશ્રામ, જે વિષે અગાઉ કહેવાયું છે, તેણે શરૂઆતથી સ્વતંત્ર રીતે કાર્ય આરંભ્યુ હતું. તેની શાળાની છોકરીઓ માટે એક જુદો જ અભ્યાસક્રમ પ્રો. ત્રિભુવનદાસ ગજ્જરની સૂચનાનુસાર અને કેળવણીનિષ્ણાતોની સલાહ અને મદદ લઈને સ્વર્ગસ્થ રણજિતરામે તૈયાર કર્યો હતો,

* 'શારદા', ઑગસ્ટ સન ૧૯૩૭, પૃ ૩૮૧.

× જુઓ વનિતા વિશ્રામ રજત મહોત્સવ રિપોર્ટ, પૃ ૧૨.

અને તે એ કે વનિતા વિશ્રામ ગુજરાતી બાળાઓને જીવનનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં તેમનાં કર્તવ્ય બજાવવા શક્તિમાન થાય એવું રાષ્ટ્રીય શિક્ષણ આપશે, જેનો વહીવટ અને કાબૂ પ્રજા હસ્તક રહેશે.

વિધવાઓ માટે જે વ્યવસ્થા કરવામાં આવેલી તે ઉત્તમ હતી, પણ વનિતા વિશ્રામે સ્ત્રી શિક્ષિકાઓ માટે ટ્રેનિંગ કૉલેજ કાઢેલી છે તે બહુ ઉપયોગી નીવડી છે અને એ કાર્યવડે તેનું અસ્તિત્વ સાર્થક થયેલું છે. તેની બીજી સેવાઓ અનેક છે અને તે સર્વ અનુકરણીય છે

સ્ત્રીઓના, ખાસ કરીને વિધવાઓના ઉત્કર્ષ અને ઉદ્ધાર અર્થે બહેરામજી મલબારી અને દયારામ ગીદુમલે જિંદગીભર પ્રયત્ન કર્યા હતા, લોકમત કેળવવામાં તેમણે અથાગ શ્રમ અને આગળ પડતો ભાગ લીધો હતો. સંમતિવયનો કાયદો પસાર થવામાં તેમનો હિસ્સો મોટો હતો. જિંદગીને પ્રભુ તરફથી મળેલું એક ટ્રસ્ટ સમજી તેનો બનતો સદુપયોગ કરવા તેઓ હંમેશ પ્રવૃત્ત રહેતા. સેવાસદનની સ્થાપના એમની એ ઉત્કૃષ્ટ જીવનભાવનાને આભારી હતી એ સંસ્થાનો ઉદ્દેશ સ્ત્રીજીવનને લગતાં સાંસારિક, કેળવણીવિષયક અને વૈદકને લગતાં કાર્યો ઉપાડી લે તેવી સ્ત્રીસેવિકાઓ તૈયાર કરવાનો હતો. તે સિવાય નિરાધાર બાળાઓ માટે શિક્ષણગૃહ તેમ જ ધંધાહુન્નરની તાલીમ આપવા અભ્યાસ વર્ગ તેના તરફથી ચલાવવામાં આવતો. નિરાધાર અબળાઓ અને દુખી વિધવા સ્ત્રીઓ માટે એ સેવાસદન સંસ્થા એક આશીર્વાદ સમાન નીવડી.

ઉપરની હકીકત પરથી એટલું સમજાશે કે આ બધી પ્રવૃત્તિઓ મોટી ઉમરની સ્ત્રીઓ, નિરાધાર સ્ત્રીઓ અને દુખી વિધવાઓ માટે મુખ્યત્વે હતી; પણ કન્યાશાળામાં અપાતી કેળવણીમાં કે તેના અભ્યાસક્રમમાં આ બધાં વર્ષોમાં કાંઈ વિશેષ ફેરફાર થવા પામ્યો નહોતો અને શાળામાં ભણતી કન્યાઓની સંખ્યા પણ પ્રમાણમાં ઝાઝી વધી નહોતી. દરમિયાન અમદાવાદ વનિતા વિશ્રામે જે કારણે મહિલા વિદ્યાલય સ્થાપ્યું તે બળો શિક્ષિત સમાજને અપીલ કરી રહ્યાં હતાં, અને તેમના તરફથી સ્ત્રીઓને વધુ અભ્યાસ કરવાની સગવડ સવડ મળે, તેની સાથે તેઓ અંગ્રેજી ભણે અને મધ્યમ અને ઊંચી કેળવણી લઈ શકે એવી ગોઠવણ થવા દબાણ કરવામાં આવતું હતું

સન ૧૯૦૪ માં લૉર્ડ કર્ઝનની સરકારે હિન્દી કેળવણીવિષયક ઠરાવ બહાર પાડ્યો હતો. તેમાં સ્ત્રીકેળવણીની પ્રગતિ તદ્દન મંદ છે એવો ઉલ્લેખ કરી, તે ક્ષેત્રમાં વધુ ઉત્તેજન આપવાની જરૂર દર્શાવી, તે સારું વધુ નાણાં

ફાજલ પાડવા અને નવી કન્યાશાળાઓ સ્થાપવામાં, સ્ત્રીશિક્ષિકાઓ માટે ટ્રેનિંગ કોલેજો કાઢવામાં તેમજ એ કન્યાશાળાઓ પર દેખરેખ અને તપાસ રાખનાર ઈન્સ્પેકટરોની સંખ્યા વધારવામાં તેનો ઉપયોગ કરવાનું જણાવ્યું હતું પણ તે બધા શુભેચ્છાના ઉદ્દગારો માત્ર હતા.

ત્યાર બાદ નવમે વર્ષે એટલે કે સન ૧૯૧૩ માં હિન્દી સરકારે કેળવણીનું પુનરવલોકન કરતો બીજો એક ઠરાવ પ્રસિદ્ધ કર્યો હતો તેમાં એનાં એ જ રોદણાં રડવામાં આવ્યાં હતાં કે The education of girls remains to be organized ' (છોકરીઓના શિક્ષણની નવેસર વ્યવસ્થા કરવાની જરૂર રહે છે. અને નવી શોધ કરી ઉપયોગ એવી રીતે લખે ગાળે તેમાં લખ્યું હતું કે એ કેળવણી વધુ વ્યવહારુ હોવી જોઈએ, અને તે છોકરાઓને અપાતી કેળવણીની નકલ ન હોય ( The education of girls should be more practical and not imitation of boys.)*

જુદાં જુદાં કારણોને લઈને સ્ત્રીકેળવણી પ્રતિ લોકમાનસ બદલાયું હતું અને તે શિક્ષણને વ્યવહારુ, ઉપયોગી, સ્ત્રીજીવનને અનુરૂપ અને પ્રગતિસાધક થઈ પડે એવો પ્રબંધ કરવા ભણેલાઓ તરફથી ઊહાપોહ થવા માંડ્યો હતો.

તે પરથી સન ૧૯૧૬ માં સ્ત્રીકેળવણીના વિષયમાં શું થઈ શકે અને કેવા ફેરફાર ઇચ્છનીય છે, તે વિષે અભિપ્રાય મેળવવા હિન્દ સરકારે એક પરિપત્ર કાઢ્યો. તેની પહેલાં 'ગુજરાતી સાહિત્ય સભા ' એ સ્ત્રીકેળવણીના જુદા જુદા મુદ્દાઓ જે વિષે મતભેદ હતો તેના વિષે એ વિષયમાં રસ લેનારા જાણીતા પુરુષો અને જાહેર સંસ્થાઓના અભિપ્રાય મંગાવ્યા હતા. તે પ્રશ્નાવલી તેણે પ્રસિદ્ધ કરી હતી; તેમાં નીચેના સવાલોનો સમાવેશ કરવામાં આવ્યો હતો :

સવાલ ૧. (કન્યાઓને અભ્યાસ વધારવા મળતાં) આ ચારપાંચ વર્ષ દરમિયાન અંગ્રેજીનું શિક્ષણ આપવું કે માતૃભાષાદ્વારા ઊંચું શિક્ષણ આપવા યોજના કરવી ? તે વિષે આપનો શો અભિપ્રાય છે ?

સવાલ ૨. અંગ્રેજી શિક્ષણ આપવાનું નક્કી થાય તો તેનું ધોરણ મેટ્રિકના અભ્યાસને અનુસરતું રાખવું કે સામાન્ય વ્યવહારુ અંગ્રેજી જ્ઞાન આપી શકાય એવી યોજના કરવી ? તે વિષે આપનો શો અભિપ્રાય છે ?

* જુઓ Indian Educational Policy, page 97 & 105.

સવાલ ૩ સંસ્કૃતનું શિક્ષણ આપવું કે કેમ? તે વિષે આપનો શો અભિપ્રાય છે?

સવાલ ૪ નીતિ અને ધર્મનું શિક્ષણ આપવા વિષે આપ શી સૂચના કરો છો?

સવાલ ૫. અમુક વય (૧૧ વર્ષ) સુધી છોકરા અને છોકરીઓને પ્રાથમિક શિક્ષણ ભેગું આપવા વિષે આપનો શો અભિપ્રાય છે?

સવાલ ૬ શાળામાં જઈ ન શકે તેવી મોટી ઉમરની સ્ત્રીઓ માટે નીચે દર્શાવેલી યોજના વિષે આપનો શો અભિપ્રાય છે? આપ તે સમ્બન્ધમાં શી સૂચના કરો છો?

(૧) ક્રમવાર પદ્ધતિસર વાચન: આ માટે અત્યાર સુધી પ્રસિદ્ધ થયેલાં ગુજરાતી પુસ્તકોમાંથી આશરે ૧૦૦ પુસ્તકોની પસંદગી કરવી અને પદ્ધતિસર ધોરણવાર ગોઠવી તે યાદી પ્રસિદ્ધ કરવી

(૨) બે કલાકનો ક્લાસ વનિતા વિશ્રામ, મહિલા મંડળ વગેરેમાં ખોલવો અને ત્યાં અંગ્રેજી વ્યવહારુ જ્ઞાન અને ગુજરાતીદ્વારા ઊંચું શિક્ષણ આપી શકાય તેવી યોજના કરવી.

(૩) અઠવાડિક ભાષણની યોજના. જુદા જુદા વિષયો પર પાંચથી દશ ભાષણની યોજના કરવી. તે સ્ત્રીઓ સમક્ષ આપવાં અને પછી છપાવી જુદે જુદે સ્થળે તે ભાષણો અન્યદ્વારા અપાઈ શકાય એવી વ્યવસ્થા કરવી

(૪) ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી સ્ત્રીશિક્ષણની પરીક્ષા લેવાય છે તે જુદે જુદે મુખ્ય સ્થળે લઈ શકાય તેવી વ્યવસ્થા કરવી

સવાલ ૭ સ્ત્રીશિક્ષકો પૂરતી સંખ્યામાં મળતા નથી તો તે માટે આપ શા ઉપાયો સૂચવો છો?×

ગુજરાતી કેળવણી પરિષદની બેઠક એજ ગાળામાં મળી હતી તેણે એ પ્રશ્નની ચર્ચા કરવા બે દિવસની જુદી સભા રાખી હતી, ત્યાં તે વિષે જુદી જુદી દૃષ્ટિએ ઉપયોગી ચર્ચા થઈ હતી

વનિતા વિશ્રામે (અમદાવાદ) મહિલા વિદ્યાલયનું કાર્ય આરંભી દીધું હતું; દેશના વાતાવરણમાં સ્ત્રીકેળવણીનો પ્રશ્ન એટલો બધો વ્યાપી રહ્યો

× સદરહુ પ્રશ્નાવલી અને તેના લખાઈ આવેલા ઉત્તરો 'સુન્દરી સુબોધ' માસિક, વર્ષ ૧૯૧૬, એપ્રિલ-મે અંકમાં છાપવામાં આવેલ છે તે વધુ માહિતી સારુ જિજ્ઞાસુએ જોઈ લેવા.

હતો કે સન ૧૯૧૭ માં બીજી ગુજરાત કેળવણી કોન્ફરન્સ મહાત્માજીના પ્રમુખપદે ભરૂચમાં મળી હતી, તે વખતે તે વિષે એક ખાસ ઠરાવ પસાર થયો હતો. તે નીચે પ્રમાણે હતો :—

"સ્ત્રીકેળવણીના વિસ્તાર માટે જે ખાનગી સંસ્થાઓ પ્રયત્ન કરી રહી છે તેને આ પરિષદ આવકારદાયક લેખે છે અને સદરહુ સંસ્થાઓ બહુ અસરકારક રીતે કાર્ય કરી શકે તે માટે તથા તેમના ક્રમ વગેરેમાં એકતા અને સહકાર આવે તે સારુ તે સર્વ સંસ્થાઓની તપાસ થાય અને તેમને સૂચના કરવામાં આવે તે ઇષ્ટ છે, એમ આ પરિષદનું માનવું હોવાથી આ કાર્ય માટે પરિષદ એક કમિટી નીમે છે........"

તે એક વ્યવહારુ અને ઉપયોગી પગલું હતું. સદરહુ કમિટીનો રિપોર્ટ 'સુન્દરી સુબોધ' સન ૧૯૧૯ ના જાન્યુઆરી–ફેબ્રુઆરી અંકમાં પ્રકટ થયેલો છે. એ વિષયમાં ગુજરાત અને કાઠિયાવાડમાં પ્રવાસ કરી વધુ માહિતી એકત્ર કરવા શ્રીયુત ચંદુલાલ કાશીરામને ગુજરાત સ્ત્રીકેળવણી મંડળે ડેપ્યુટ કર્યા હતા. એમનો રિપોર્ટ, દેશમાં એ કાળે સ્ત્રીકેળવણીની કેવી સ્થિતિ હતી, તે વિષે કિંમતી માહિતી પૂરી પાડે છે.

દરમિયાન જાણીતા સમાજસેવક પ્રો. ધોંડુ કેશવ કર્વે અખિલ ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ સ્થાપવા પ્રેરાયા હતા; અને તે સારુ તેમણે સબળ કારણો દર્શાવ્યાં હતાં.

પ્રથમ તો માતૃભાષાદ્વારા શિક્ષણ અને બીજું સ્ત્રીઓને અપાતું શિક્ષણ પુરુષવર્ગથી ઊતરતું નહિ પણ ભિન્ન પ્રકારનું હોવું જોઈએ;+ અને જીવન-વ્યવહારના સ્ત્રીપુરુષનું સ્થાન નિરાળું જ રહેવાનું, એ ભૂલવું જોઈએ નહિ તેથી એ દૃષ્ટિએ તેમનો શિક્ષણક્રમ જુદો જ યોજાવો જોઈએ.

અમદાવાદના કાર્યકર્તાઓ જુદી મહિલા વિદ્યાપીઠને ઝંખી રહ્યા હતા; શ્રીયુત ઇન્દુલાલના પ્રયાસથી ગુજરાત સ્ત્રી કેળવણી મંડળ હસ્તીમાં આવ્યું હતું. શ્રીયુત ચંદુલાલ દવેને સ્ત્રીકેળવણીની સંસ્થાઓનું દિગ્દર્શન કરવાનું

+ That the most natural and therefore efficient medium of instruction is the is learner's mother tongue, (2) and secondly, that women as a class have different functions to fulfill in the social economy from those of men

—"The Indian Review," January 1916

કામ સોંપવામાં એ જ આશય તેની પાછળ રહેલો હતો; અને એ સઘળી પ્રવૃત્તિમાં શ્રીમતી શારદાબહેન ખૂબ જ રસ લઈ રહ્યાં હતાં.

મહિલા પાઠશાળાઓ અમદાવાદમાં તેમ વડોદરામાં નીકળી તે એમના જ પ્રયાસથી. તેનો રસિક વૃત્તાંત અત્રે આપ્યો છે.

'ગુજરાતમાં સ્ત્રીકેળવણીનો પ્રચાર કરવો, સ્ત્રીઓમાં ઉચ્ચ શિક્ષણનો બહોળો પ્રચાર કરવો, માતૃભાષા દ્વારા શિક્ષણ આપવું એ જ મારાં સ્વપ્નાં હતાં તે ફળીભૂત થતાં જોઈને મને સ્વાભાવિક રીતે સંતોષ થયો. મહિલા વિદ્યાલયની શાળાન્ત પરીક્ષામાંથી પસાર થયેલી બહેનોને આગળ અભ્યાસ કરવાની ઈચ્છા થઈ વિદ્યાની ભિક્ષા માંગવા આવનારને ના પાડવી એ તો પાપ કહેવાય. તેથી એ બહેનોને સાંત્વન આપ્યું અને પાઠશાળા (કૉલેજ) શરૂ કરવા માટે પ્રયત્ન કરવા માંડ્યો. ગુજરાત સ્ત્રીકેળવણી મંડળનો આશરો લીધો. મંડળના સભ્યો કામ કરવા તૈયાર હતા, પણ બધા જ ભરજુવાન; કોઈ સન્નારી એ કાર્ય ઉપાડી લેવાને તૈયાર નહોતી. પૈસા તો હતા જ નહિ. વડોદરાના મહારાણીસાહેબે કૉલેજ સ્થાપવા માટે વાત કરેલી, પણ ચોક્કસ થયેલું નહિ અને એ તો ઇંગ્લેંડ જઈને બેઠેલાં. અધ્યાપકોના પગાર માટે પૈસા જોઈએ. મુશ્કેલી પારાવાર હતી, છતાં કામ તો કરવું જ હતું. ગુજરાત વિદ્યાપીઠના શુદ્ધ ભાવનાશીલ અધ્યાપકો શ્રી રામનારાયણ પાઠક, શ્રી પ્રાણજીવન પાઠક શ્રી ત્રિકમલાલ શાહ વગેરે થોડો સમય આવવાને તૈયાર હતા, એકાદ સમય મેં પણ આવવાનું કબૂલ કર્યું. મહિલા વિદ્યાલયથી આ સંસ્થા જુદી પાડવાનો વિચાર હતો, કારણ કે પાઠશાળાનું વાતાવરણ જુદા પ્રકારનું હોય એટલે જુદું મકાન રાખ્યું. વયોવૃદ્ધ સાક્ષર શ્રી કેશવલાલ હ. ધ્રુવે કેટલાંક સાહિત્યના વ્યાખ્યાન આપ્યાં શ્રી રમણભાઈએ પણ આપ્યાં. વડોદરામાં ગૃહવિજ્ઞાને નિષ્ણાત થયેલા શ્રી મોતીભાઈ અમીનની સેવા વડોદરા રાજ્ય તરફથી તે વખતના વિદ્યાધિકારી મિ. કલાર્કે ઉછીતી આપી. મિ. કલાર્કની આ સંસ્થા પ્રત્યે બહુ જ સહાનુભૂતિ હતી સર મનુભાઈ મહેતાને હસ્તે પાઠશાળાનો આરંભ ૧૯૨૦ ના ભાદરવા મહિનાની ઋષિપંચમીને દિવસે કરવામાં આવ્યો. નાણાંની વ્યવસ્થા કેવી રીતે થશે તેનો ખ્યાલ નહોતો. પણ સારા કાર્યને મદદ મળી રહે છે એ શ્રદ્ધાએ કામ ઉપાડ્યું. પૂનાની મહિલા વિદ્યાપીઠ તરફથી ખર્ચનો અરધો ભાગ આપવાનું નક્કી થયું હતું. પણ બાકીનો અરધો ભાગ લાવવો ક્યાંથી? લગભગ આઠેક હજારનો ખર્ચનો અડસટ્ટો હતો. સ્ત્રી કેળવણી મંડળનું ફંડ થોડુંઘણું હતું તેનો ઉપયો

કર્યો આ વખતે ભાઈ ઇન્દુલાલ યાજ્ઞિકે મને બહુ જ મદદ કરી. એમના ઉત્સાહને લઈને સ્વપ્નાને વળગી રહી. કેટલીયે ગનો ઉજાગરામા કાઢી. અમદાવાદના શેઠિયાઓ પાસે ઝોળી ધરી, પણ કંઈ મળ્યું નહિ, છેવટે હું અને ઇન્દુલાલ મુંબઈ ગયા. ત્યાના શેઠ રતનશી મોરારજી અને ઉમર સોબાનીએ અમારો પડતો બોલ ઝીલ્યો અને સારી રકમ આપીને પાઠશાળાને ટકાવી રાખી ”*

સ્વર્ગસ્થ લાલશંકરનુ નામ એ મહિલા પાઠશાળા સાથે જોડાયેલુ છે એ એક રીતે ઉચિત થયુ છે; તેઓ સ્ત્રીકેળવણીના ખાસ પક્ષપાતી હતા એટલુ જ નહિ, પણ તેની સિદ્ધિ માટે એમણે એક મોટી રકમ જુદી કાઢી હતી અને તેના સ્મારક અર્થે ઊભા થયેલા ફંડનું વ્યાજ અને તેમણે બંધાવી આપેલા સંસાર સુધારા સમાજ મકાનનું ઉત્પન્ન સ્ત્રીઓને ઊંચી કેળવણી આપવા માટે નીકળેલી સંસ્થાના નિભાવમાં વ્યય થાય છે, એમા અમે ઈશ્વરનો અદૃશ્ય હાથ જ જોઈએ છીએ.

ગુજરાતી સ્ત્રી કેળવણી મંડળની સ્થાપના કરી શ્રીયુત ઇન્દુલાલે એ ફૂટ પ્રશ્નનો તોડ કાઢવામાં એક મહત્ત્વનું કાર્ય કરેલુ છે, પણ એ મંડળનું પીઠબળ તેમ તેમાં પ્રાણ રેડનાર તો શ્રીમતી શારદાબહેન મહેતા હતાં, તે ઉપર નોંધેલી વિગતો પરથી સ્પષ્ટ થશે. તે કાર્ય પાછળનો એમનો ત્યાગ અને ભોગ પણ અપૂર્વ હતાં, તે એમના “જીવન સંભારણાં” નો વાચનાર જોઈ શકશે.

પ્રસ્તુત વિષય બંધ કરતા એટલુ કહેવુ જોઈએ કે સ્ત્રીકેળવણીને જે મુશ્કેલીઓ નડતી હતી તેનો નિકાલ કરવામા પ્રો. કર્વે સ્થાપિત અખિલ ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ બહુ મદદગાર નીવડી છે. તેની ઉત્પત્તિ એક દૈવી ઘટના જેવી હતી.

સ્ત્રીજીવન પર પ્રબળ અને ચિરસ્થાયી અસર કરનારો પ્રશ્ન તો લગ્નનો છે. સેંકડો વર્ષની એવી દૃઢ માન્યતા સમાજમાં જડમૂળ ઘાલી બેઠી હતી કે કન્યાનું લગ્ન દશ વર્ષ પહેલાં થઈ જવું જ જોઈએ, તેનો શાસ્ત્રાધાર અંગિરા ઋષિનું કથન હતુ :

अष्टवर्षा भवेद्गौरी, नववर्षा तु रोहिणी ।
दशमे कन्यका प्रोक्ता अत ऊर्ध्वं रजस्वला ॥
तस्मात् संवत्सरे प्राप्ते दशमे कन्यका बुधैः ।
प्रदातव्या प्रयत्नेन न दोष कालदोषतः ॥

* ‘શારદા’, સપ્ટેમ્બર, ૧૯૨૩, પૃ ૯૨-૯૩.

(આઠ વર્ષની છોકરીને ગૌરી, નવ વર્ષનીને રોહિણી અને દશ વર્ષનીને કન્યા કહે છે અને દશ વર્ષની પછીની કન્યા રજસ્વલા કહેવાય છે, માટે દશમું વર્ષ બેસે એટલે કન્યાનો ગમે તેમ કરીને વિવાહ કરી નાખવો આવી રીતનો વિવાહ જો નિષિદ્ધ કાળે (મુહૂર્ત વગર) કર્યો હોય તોપણ તેનાથી દોષ લાગતો નથી)

આ માન્યતાને લઈને બાળલગ્નનુ પ્રાબલ્ય આપણા સમાજમાં અગાઉ વિશેષ હતું અને દશ વર્ષથી વધુ વય સુધી લગ્ન લંબાવવું એ એક દોષ ગણાતો હતો. કોઈ માબાપ તેમની છોકરીને ઉમરલાયક થયા છતાં ન પરણાવે તો સમાજ તેમને ચૂંટી ખાતો હતો એ સંબંધમાં શ્રીમતી શારદા બહેનના લગ્નનો દાખલો લેડી વિદ્યાબહેને આપ્યો છે ને તે પર સારો પ્રકાશ પાડે છે.

"તે જમાનામા છોકરી દસેક બાર વર્ષની વધારેમાં વધારે થાય એટલે તેનું લગ્ન કરવું જ જોઈએ એવો સામાન્ય રિવાજ હતો. કોઈને પૂછીએ કે તમારી કન્યાને કચ પરણાવશો તો જવાબ મળે કે, હવે બાર વર્ષ થયાં. આ વરસ તો જે મળે તે વરને પરણાવ્યા વગર છૂટકો નથી. એટલે કે ગમે તે થાય પણ એ ઉમર થઈ એટલે લગ્ન કરવું જ જોઈએ એવી માન્યતા હતી અને તેમા કોઈ ને કાંઇ ખોટું પણ દેખાતુ નહોતુ શારદાબહેન બાર-તેર વર્ષના થયાં બાળાબહેનને મન માને તેવો વર ન મળે તો ગમે તેને પણ કન્યા દઈ દેવી તેવું નહોતુ ઘણે ઠેકાણેથી માગાં આવતા. સુરત, જૂનાગઢ, પેટલાદ, ભાવનગર વગેરે સ્થળેથી કહેણ આવે, દમાણ પણ આવે, પરંતુ એકે વર તેમના ધ્યાનમાં ઊતરે નહિ. જે તે કહે કે બાળા, તને ઊંઘ કેમ આવે છે? આ વડી મોટી છોકરી ઘરમાં ફરવાની કરે છે ને તમારી આંખો કેમ ઊઘડતી નથી દરેક કન્યા પરણાવવી જોઇએ, અમુક જ્ઞાતિમ પરણાવવી જોઈએ અને અમુક ઉમર પહેલાં પરણાવી દેવી જોઈએ એવી ત્રણ તરફથી પરિમિત થયેલી સમાજસ્થિતિમા બાળાબહેનને પુષ્કળ સોસવું પડેલું. પરંતુ તેઓ દૃઢ હતાં મનમાનતો વર ન મળે તો પંદર સોળ ગમે તેટલાં વર્ષે લગન કરીશું એમ જવાબ દેતા હતાં એમ કરતાં સર માર્કંડરાવ નંદશંકરની મારફત પ્રયાસ કરતાં ડૉ. બટુકરામના પુત્ર અને માર્કંડરાવના ભત્રીજા સુમંતભાઈ સાથે વિવાહ કરું થયો ડૉ. બટુકરામ કહે કે આ સ્ટીમરમાં સુમંતભાઈને ઇંગ્લેંડ મોકલવા છે તે પહેલાં લગન કરવું જોઈએ જ્યોતિષશાસ્ત્રી કહે છે મીનાર્ક આવે છે તેમાં લગન ન

બાળાબહેનને એમ હતુ કે આવા ક્ષુલ્લક કારણસર વર ન ખોવો. તેઓ એવા વહેમમાં માનતાં ન હતાં. જીથુબહેનનો ટેકો મળ્યો અને મીનાક્ષીનાં લગ્ન ગોઠવાયાં. ઘણાએ ટીકા કરી હશે. મારા પિતાનાં સંબંધીઓ જૂના વિચારનાં તેમને પણ આ વાત રુચતી નહિ. વિશેષમાં તેમનો એ વાંધો હતો કે મહીપતરામ અને બટુકરામ એ બે વિલાયતી વેવાઈઓ બીજા કોઈએ ભોળાનાથના ઘરમાં ન શોધ્યા અને બાળાબહેને બંને તેવા શા સારુ શોધી નાતમાં ઘોળ ઘાલ્યો.'×

બાળમરણનું પ્રમાણ આપણે અહીં મોટું રહેતુ, અને તેમાં વળી બાળલગ્ન ઘણાંખરાં થતાં હોવાથી વિધવાઓની સંખ્યા બહુ મોટી માલૂમ પડતી તેમાં મોટું દુઃખ તો એ છે કે વિધવાવિવાહનો, ખાસ કરીને દ્વિજ વર્ણોમાં, સામાન્યતઃ નિષેધ હોવાને પરિણામે વિધવાઓની સ્થિતિ બહુ કફોડી થઈ પડતી અને તેમનુ જીવન ઓશિયાળુ અને દયાપાત્ર થઈ પડતુ હતું.

દેશમાં નવા વિચારોનો સંચાર થતાં સુધારક અને શિક્ષિત વર્ગનું ધ્યાન આ અનિષ્ટ અને જીવનવિઘાતક કુરિવાજો પ્રતિ ખાસ ખેંચાયુ હતુ. અને તેનો અટકાવ કરવા કાયદાનું જેમ રક્ષણ લેવાયુ હતુ તેમ લોકમત કેળવવાના પ્રયાસ સુદ્ધાં થયા હતા. સન ૧૮૫૬માં વિધવાવિવાહનો કાયદો પસાર થયો, પણ લોકમત તૈયાર નહોતો એટલે તેની ઝાઝી અસર થવા પામી ન હતી સન ૧૮૯૩ના સંમતિવયના કાયદા માટે પણ ઉપર મુજબ કહી શકાય. સન ૧૯૨૯ માં શારદા ઍક્ટ પસાર થયો તે માત્ર બાળલગ્ન ઉપર અંકુશ મૂકવામાં કાંઈક અંશે મદદ નીવડયો અને વિધવાઓ પણ, લોકમાનસમાં પરિવર્તન થતાં, પુનર્લગ્ન કરવા હિંમત બતાવતી જણાવા માંડી

છેલ્લાં પોણોસો વર્ષનુ ગુજરાતી સાહિત્ય આપણે અવલોકીશું તો બાળલગ્ન અને અસમાન લગ્ન—કજોડાં સામે ભિન્ન ભિન્ન પ્રકારે વિરોધ કરતા તેમ વિધવાવિવાહની તરફેણ કરતા નિબંધો, કાવ્યો, નાટકો વગેરે જોવા મળશે. આપણા અગ્રગણ્ય લેખકો જેવા કે દલપતરામ, નર્મદાશંકર, નવલરામ, રણછોડભાઈ ઉદયરામ, કરસનદાસ મૂળજી, મહીપતરામ વગેરેએ એ લખેલાં અને લોકમત કેળવવામાં તે બહુ સહાયભૂત થયાં હતાં.

તે પછી કેળવણીનો પ્રચાર વધતાં અને જનસમુદાય સમજતો થતાં આગાઉની સ્થિતિમાં જબરું પરિવર્તન થવા પામ્યું અને તેના પરિણામે અનેકપત્નીત્વને ઉત્તેજન મળતું તેનો લોપ થયો. કન્યાવિક્રયની પ્રથા તિરસ્કૃત બની અને એકપત્નીત્વની લાગણી બહુધા તીવ્ર બનતી ગઈ.* એટલું જ નહિ, પણ મોટી વયે લગ્ન કરવાના રિવાજે પ્રાબલ્ય મેળવ્યું; એટલે સુધી કે વરકન્યાની ઇચ્છાવિરુદ્ધ વડીલો તરફથી અન્ય પ્રકારે લગ્ન કરવાની પેરવી થાય તો યુવતીઓ બંડ કરતી થઈ, આંતરજાતીય લગ્ન તેમ આંતરપ્રાન્તીય લગ્નની સંખ્યા વધતી ગઈ અને તે સઘળાં લગ્ન સિવિલ મેરેજ ઍક્ટ મુજબ નોંધાય છે, જેથી વારસાહક્કમાં નુકસાન ન પહોંચે. તે ઉપરાંત છૂટાછેડા, દંપતી વચ્ચે જો ગંભીર પરિસ્થિતિ ઉદ્ભવે તો, મેળવી શકાય તેવી પરિસ્થિતિ પણ પેદા થઈ

ઓગણીસમા સૈકાના છેક આખર ભાગ સુધી, બલ્કે આપણે એમ કહી શકીએ કે છેલ્લું મહાન યુરોપીય યુદ્ધ પૂરું થતાં સુધી આપણા દેશમાં જ નહિ, પણ સુધરેલા ઇંગ્લેંડમાં સુધ્ધાં સ્ત્રીજાતિને પુરુષવર્ગથી કાંઈક ઊતરતી પંક્તિની ગણવામાં આવતી. અમુક ધંધાઓમાં તેઓ જોડાઈ શકતી નહિ, અને નવાઈ ભર્યું એ લાગશે કે કેટલીક કેળવણી સંસ્થાઓએ તેમના પ્રવેશ સામે પ્રતિબંધ મૂકેલા હતા. રાજકીય ક્ષેત્રમાં પણ લડાઈ પછી જ તેમને મતાધિકાર મળ્યો હતો.

મિલરચિત 'સ્ત્રીઓની પરાધીનતા' ('The Subjection of Women) એ પુસ્તકે સ્ત્રીઓની સ્થિતિ સુધારવામાં મોટો હિસ્સો આપેલો છે. ફ્રેંચ વિપ્લવના પરિણામે વ્યક્તિસ્વાતંત્ર્ય અને સમાનતાના ઉદ્‌ઘોષો જનતા ઉપર ભારે અસર કરી રહ્યા હતા. તેને લઈને તેમ જ કેળવણીના પ્રચારે નવીન દૃષ્ટિ પ્રાપ્ત થતાં યુરોપમાં સ્ત્રીજીવનનો વિકાસ વહેલો થવા પામ્યો હતો અને વરસેલ્સની સુલેહ પછી સ્ત્રીજાતિએ સમાન દરજ્જો તેમ સમાન હક્ક પ્રાપ્ત કર્યા

જે સ્થિતિ સ્ત્રીઓની યુરોપની ઓગણીસમા સૈકાના પૂર્વાર્ધમાં હતી તે આપણે ત્યાં લાંબા સમયથી પ્રવર્તમાન હતી એમ કહી શકાય

પ્રાચીન યુગમાં સ્ત્રીઓની સ્થિતિ ઊંચી હતી અને તેમનું સન્માન કરવામાં આવતું. રથના ચક્રની પેઠે સ્ત્રીપુરુષોનુ સ્થાન સમાન હતું જેમ

* છેલ્લાં કેટલાંક વર્ષોથી એકપત્નીવ્રતનો ધારો પ્રચલિત છે.—સંપાદક

રાજા અને દીવાન તેમ પુરુષ ને સ્ત્રીનો દરજ્જો હતો. શાસ્ત્રકારોએ સ્ત્રીને વામા, પુરુષનું અર્ધું અંગ ગણી તેની વાસ્તવિક સ્થિતિ દર્શાવી છે. વિદ્યુતનો પ્રવાહ ઉત્પન્ન કરવા positive અને negative તાર જોડવા જોઈએ તેમ સ્ત્રી–પુરુષ, જેમાંનુ એક પોષક તત્ત્વ છે અને બીજું ઉત્પાદન તત્ત્વ છે, તેનો સુમેળ જામે, એકબીજામાં તેઓ લીન થવા પામે તો જ સંસાર સુધરે અને સફળ બને. મનુ ભગવાને એટલે સુધી કહ્યું છે કે—

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।

પરન્તુ વચગાળાના અંધકારયુગમાં, સમાજની અજ્ઞાન અવસ્થામાં સ્ત્રીની અધમ સ્થિતિ થવા પામી પુરુષને ભ્રષ્ટ કરનારી સ્ત્રી જ છે, તે નરકનું દ્વાર છે, એવા વિચારો પ્રચલિત થતા અને સમાજમાં તીવ્ર વૈરાગ્યની ભાવનાનું પ્રાબલ્ય જામતાં સ્ત્રીઓ પ્રતિ તિરસ્કાર વધ્યો. ગૌતમ બુદ્ધે પણ સ્ત્રીઓથી અલગ રહેવા સૂચન કરેલું સ્વામિનારાયણ સંપ્રદાયમાં એ જ સ્થિતિ જોવામાં આવે છે. ક્રિશ્ચિયાનિટીમાં પણ એ સ્થિતિ શરૂઆતમાં પ્રવર્તતી હતી સેંટ પોલ તો સ્ત્રીઓનો દુશ્મન હતો, અને તેના જન્મ-શહેર ટાર્ટસમાં સ્ત્રીઓ પર એવો સખ્ત અંકુશ મુકાયેલો હતો કે તેઓ આખુ શરીર બુરખાથી ઢાંકયા પછી જ બહાર નીકળી શકે અને તે એટલી હદે કે ચાલવાના રસ્તાની પગ નીચેની ભોય સિવાય બહારનુ કાંઈ જ તેમને જોવા દેવામા આવતુ નહિ

એ બધાં કારણો ભેગાં થતાં સ્ત્રી એક ગુલામડી થઈ પડી હતી અને તેને ધણીની એક મિલકત સમાન ગણવામા આવતી તેના પ્રતિ બહુ પક્ષપાત થાય તો તેને સોને–રૂપે મઢવામા આવતી, પણ તેને પુરુષની ઇચ્છાને આધીન રહેવુ પડતું સામાન્ય માન્યતા એવી હતી કે 'બુધે નાર પાધરી' અને શાસ્ત્રની આજ્ઞા પણ એવી દર્શાવવામા આવતી કે—

पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ।
पुत्रश्च स्थविरे भावे न स्त्री स्वातंत्र्यमर्हति ॥

આ પરિસ્થિતિમાં સ્ત્રીજીવનના વિકાસની કે સ્ત્રીના વ્યક્તિસ્વાતંત્ર્ય-ની વાત જ કયાં રહી ?

પરન્તુ બ્રિટિશ રાજ્ય સ્થપાયા પછી દેશમાં નવા પ્રકાશનાં કિરણો

પથરાતાં સ્ત્રીજીવન ઉપર પણ તેનો ઉજ્વળ પ્રભાવ પડવા પામ્યો હતો અને પ્રજા કેળવણીનો પ્રચાર વધતાં અને સ્ત્રીઓ કેળવાતાં પૂર્વની તેમની સ્થિતિમાં પુષ્કળ સુધારો થવા પામ્યો એ તરત ધ્યાનમાં આવે તેવી હકીકત છે.

પૂર્વે કહ્યું તેમ અંગ્રેજી શિક્ષણે—પાશ્ચાત્ય વિચાર અને સાહિત્યે આપણા જીવનમાં ક્રાંતિ આણેલી છે આપણે વ્યક્તિસ્વાતંત્ર્ય, સમાનતા અને સ્વાતંત્ર્યના પાઠ અંગ્રેજી પ્રજા પાસેથી શીખ્યા અને તેની એ અસર થઈ કે આપણે સ્ત્રીજાતિ પ્રતિ વિશેષ માનથી જોતા થયા, અને તેમને સ્વતંત્ર વ્યક્તિત્વ છે એ સિદ્ધાંત માન્ય કર્યો

મહારાણી ચીમનાબાઈ ગાયકવાડે પાશ્ચાત્ય દેશોમાં સ્ત્રી અને પુરુષો એક સાથે મળીને જાહેર કાર્યો કરે છે, એવી ભૂમિકા આપણે ત્યા પણ તૈયાર થાય, અને સ્ત્રીઓને તેમનુ યોગ્ય સ્થાન મળે, જેથી પુરુષવર્ગની એકલે હાથે ચાલતી નિષ્ફળ નીવડેલી પ્રવૃત્તિઓ સ્ત્રીપુરુષના પરસ્પરના સહકારથી સફળ નીવડે એવા આશયથી "હિંદુસ્તાનના સામાજિક જીવનમાં સ્ત્રીનું સ્થાન" એ નામનું એક પુસ્તક, પોતાના વિચારો સંકલિત કરી, શ્રીયુત એસ. એન. મિત્ર પાસે અંગ્રેજીમા લખાવ્યુ હતુ, અને તેનો તરજુમો જાણીતી વિદુષી બહેનો લેડી વિદ્યાબહેન નીલકંઠ અને શ્રીમતી શારદાબહેન મહેતાએ કરેલો છે. તે ઉપરાત ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ તે અરસામાં 'મોટી ઉમરની સ્ત્રીઓની કેળવણી', 'સ્ત્રીઓની પરાધીનતા', 'સ્ત્રીપોકાર', 'સંસારમા સ્ત્રીની પદવી' એવાં કેટલાંક સ્ત્રીઉપયોગી પુસ્તકો લખાવી સ્ત્રીઓનો દરજ્જો સન્માનભર્યો અને સમાન થવા પામે એવુ વાતાવરણ પેદા કરવા યથાશક્તિ પ્રયાસો કર્યા હતા

સ્ત્રીકાર્યકર્તાઓ સામાન્ય રીતે જૂજજાજ મળી આવે એ સ્થિતિ ટાળવા, જનસેવા જેમનુ જીવનધ્યેય હતુ તે સ્વર્ગસ્થ ગોખલેના સ્મરણાર્થે એમના એક અનન્ય અનુયાયી શ્રીયુત કરસનદાસ ચિતળિયાએ સન ૧૯૧૬મા 'ભગિની સમાજ' નામની એક સંસ્થાની સ્થાપના કરી હતી અને તે સ્ત્રીઓ માટે વિવિધ પ્રકારની પ્રવૃત્તિઓ, જેવી કે બાળમંદિર, ભગિની સમાજ વગેરે ચલાવતી હતી તે કાર્ય શુભ અને પવિત્ર હતુ.

આ સઘળી સ્ત્રીજીવન સુધારક અને સ્ત્રીજીવન સહાયક પ્રવૃત્તિઓમાં એક વસ્તુ પર ધીમે ધીમે વધુ લક્ષ ગયુ છે કે સ્ત્રીઓ આર્થિક સ્વાતંત્ર્ય મેળવે તો જ તેમનો સંપૂર્ણ વિકાસ સંભવી શકે. એટલે સ્ત્રીઓ પોતીકી

આજીવિકા મેળવવા શક્તિમાન નીવડે, સ્વાશ્રયી બને તે સારુ યોગ્ય ધંધા-હુન્નર શીખી લે, જેથી તેમને પુરુષવર્ગ પર ઓશિયાળા કે અધીન થઈ બેસવાનો સમય આવશે નહિ; તેમ તેમનો શારીરિક અને માનસિક વિકાસ સાધી, તેમનામાં નીડરતા, સ્વાશ્રયપણું, આત્મવિશ્વાસ કેળવવાના પ્રસંગો થયા તે દિશામાં 'જ્યોતિ સંઘ'ની અનેકવિધ પ્રવૃત્તિઓ વિશેષ ધ્યાન ખેંચે છે. એ પ્રવૃત્તિ જરૂર વધાવી લેવી ઘટે છે: સ્ત્રીઓ જ તેમના ઉદ્ધાર અર્થે બહાર નીકળે એનાથી વિશેષ રૂડું શું હોઈ શકે?

એ સંસ્થાએ જે સુંદર અને પ્રગતિશીલ કાર્ય કર્યું તે મુખ્યત્વે તેના કાર્યકર્તાઓની બાહોશી અને રચનાત્મક સંયોજનશક્તિને આભારી ગણાય. તેની સફળતાનો યશ જો કોઈ એક વ્યક્તિને આપી શકાય તો તે યશના અધિકારી શ્રીમતી મૃદુલાબહેન અંબાલાલ આ આખીય યોજના એમના મગજમાંથી ઉદ્ભવી ગણાય અને એ સંસ્થાના તેઓ પ્રાણરૂપ બન્યા. એવી સેવાભાવી સ્ત્રીશક્તિઓ સાર્વજનિક કાર્યોમાં વધુ પ્રમાણમાં અને મોટી સંખ્યામાં રસ લેતી અને સક્રિય ભાગ લેતી થાય તો સમાજનો ઉત્કર્ષ જલદી થવા પામે એમ નિ:શંક કહી શકાય.

આપણે અહીં સ્ત્રીજીવનના વિકાસમાં જેમણે મોટો હિસ્સો આપેલો છે, જેઓ ગુજરાતને ભૂષણરૂપ અને નવ નારીજીવનનાં નિર્માતા નીવડ્યાં તે લેડી વિદ્યાબહેન નીલકંઠ અને શ્રીમતી શારદાબહેન મહેતાનાં જીવન અને જાહેર સેવાકાર્ય વિષે સહેજ ઉલ્લેખ કરીશું. વર્તમાન સ્ત્રીસમાજને તે માર્ગદર્શક તેમ પ્રેરણાત્મક માલૂમ પડશે

એ બંને વિદુષી બહેનો ગુજરાતના એક મહાન સમાજસુધારક સરદાર ભોળાનાથ સારાભાઈનાં દૌહિત્રીઓ થાય એ બન્ને બહેનોના લગ્ન ભાગ્યવશાત્ એવા જ બે જાણીતાં સુધારક કુટુંબોમાં થવા પામ્યાં હતાં એ પરિસ્થિતિ તેમને એમનો જીવનવિકાસ સાધવામાં સહાયભૂત નીવડી હતી એ ખરું, પણ સમાજના વહેમ અને અજ્ઞાનના દુર્ગ સામે વિરોધી વાતાવરણમાં નીડરતાથી આગેકૂચ કરી, માર્ગમાં નડતી મુશ્કેલીઓ દૂર કરી, મક્કમતાથી અને હિંમતપૂર્વક બી. એ ની પદવી મેળવવા તેઓ શક્તિમાન થયાં, એ એમનાં ધૈર્ય અને ખંતનું પરિણામ હતું. નવો ચીલો પાડનારનું કામ (pioneer) હમેશાં વિકટ અને કંટાળાભર્યું હોય છે, પણ એ પાયોનિયર તરીકેનું કાર્ય એમણે સઘળાં કષ્ટો વેઠીને પાર ઉતાર્યું હતું તેમાં એમને

વિજય મળ્યો હતો. તેનું એક શુભ પરિણામ એ આવ્યું કે તેમનાં પગલે ચાલી આજે સેંકડો સ્ત્રીઓ ઊંચી કેળવણી લેતી થઈ છે.

તેમના માટે વધારે ખુશી થવા જેવું અને મગરૂરી લેવા જેવું એ છે કે પોતે જે પ્રાપ્ત કર્યું તેનો લાભ અન્ય પછાત રહેલી બહેનોને આપવા તેઓ હંમેશાં પ્રવૃત્ત રહ્યાં, મહિલા વિદ્યાલય અને મહિલા પાઠશાળા સ્થાપવામાં તેઓ અગ્રસ્થાને હતાં અને પ્રાંતમાં એવી કોઈ સ્ત્રીઉપયોગી કે સમાજસુધારાની પ્રવૃત્તિ નહિ માલૂમ પડે, જેમાં તેમનો મોટો હિસ્સો કે સાથે હાથ નહિ હોય।

વળી જાહેર જીવનમાં આગળ આવી તેમણે બીજી સ્ત્રીઓને જાહેરમાં ભાગ લેવા પ્રેરી છે, એ રીતે સ્ત્રીઓની પ્રવૃત્તિને ખૂબ ઉત્તેજન મળ્યું છે

શ્રીયુત ગોકુળદાસ રાયચૂરાના શબ્દોમાં કહીએ તો શ્રીમતી શારદાબહેન 'સ્ત્રીસમાજના મુકુટમણિ' છે; અને મહાત્માજીએ લેડી વિદ્યાબહેનને, એમના મણિમહોત્સવ પ્રસંગે સંદેશો પાઠવતાં તેમને 'સ્ત્રીઓના ભૂષણરૂપ' જણાવી એક સરસ સુધારક કહ્યાં હતાં.

સ્ત્રીકેળવણીમાં તેમ સમાજસુધારાના ક્ષેત્રમાં, સ્ત્રીસમાજની ઉન્નતિમાં અને સાર્વજનિક કાર્યોમાં ભાષણો આપીને તેમ લેખો લખીને, મ્યુનિસિપાલિટી અને વિદ્યાપીઠોમાં સક્રિય ભાગ લઈને એમણે સ્ત્રીઓ માટે સુંદર દાખલો બેસાર્યો એટલું જ નહિ, પણ જે ક્ષેત્રમાં તેઓ ઊતર્યાં તેનું કાર્ય સરસ દીપી ઊઠ્યું.

વસ્તુત. શુભનામરૂપ ગંગા–યમુનાના પાવનકારી પ્રવાહની પેઠે એ બંને બહેનોની પ્રવૃત્તિ સ્ત્રીસમાજનો ઉત્કર્ષ સાધનારી, કલ્યાણકારી અને સ્ત્રીજીવનને પ્રગતિ–ઉન્નતિના પંથે લઈ જનારી જણાશે

ગુજરાતના જાહેર જીવનમાં મહાત્માજી દાખલ થયા પછી જે પરિવર્તન પ્રજાજીવનમાં આવ્યું છે તેમાંથી સ્ત્રીઓ પણ મુક્ત રહી શકી નથી. તેમણે તો તેમના જીવનમાં અપૂર્વ ઉત્સાહ રેડ્યો; તેમના જીવનમાં પલટો આણ્યો; અને એમના ઉપદેશથી પ્રેરાઈને, તેમાંથી પ્રેરણા અને બળ મેળવીને સ્ત્રીઓએ સવિનય કાયદાના ભંગની લડતમાં મોખરે રહી દેશનું ગૌરવ સાચવ્યું હતું. જે નીડરતા, જે બહાદુરી, જે ત્યાગ જે સેવાભાવ અને સમર્પણશક્તિ સૈનિકો

# ૬. સામાજિક પ્રગતિ

## (૧) વ્યક્તિવિકાસ અને વ્યક્તિસ્વાતંત્ર્ય

સમાજના ક્રૂર અને અમાનુષી ચાલો અટકાવવા આપણે વિચાર કરતા થઈએ, તે પ્રતિ આપણું કર્તવ્ય જાગ્રત થાય તે પહેલાં, અંગ્રેજ સરકારે દૂધપીતીનો અને સતીની પ્રથાનો નિષેધ માનવતાની દૃષ્ટિએ કર્યો હતો અને આપણા હિન્દુ સમાજમાં વિધવાઓની અતિ મોટી સંખ્યા અને તેની દયાજનક સ્થિતિ નિહાળી કેટલાક સુધારકોની માગણી ઉપરથી એ નવી રાજ્યસત્તાએ સન ૧૮૫૬ માં વિધવાવિવાહનો કાયદો પસાર કરી સમાજસુધારકોનો કંટકભર્યો માર્ગ સહેજ સરલ કરી આપ્યો હતો.

દેશમાં શાળાઓ સ્થપાતાં જ્ઞાનનાં કિરણો પ્રકટવા માંડ્યાં હતાં, અને અંગ્રેજી કેળવણીએ તો શિક્ષિતવર્ગને નવીન દૃષ્ટિ અર્પી હતી, તેની સાથે જનવ્યવહારના માર્ગો ખુલ્લા થતાં અને એકબીજી પ્રજા સાથેનો પરિચય વધતાં આપણો સમાજ કેટલો નીચે પડેલો, અધમ સ્થિતિએ પહોંચેલો હતો તે ધ્યાનમાં આવ્યું, અને તે શોચનીય સ્થિતિ સુધારવા નવશિક્ષિત સુધારક વર્ગ તત્પર થયો હતો. તેણે જોયું કે જનસમુદાય પર અજ્ઞાન અને વહેમનું આવરણ સજ્જડ ફરી વળેલું હતું અને તેના પરિણામે પ્રજાજીવનમાં, અનેક પ્રકારનાં અનિષ્ટ તત્ત્વો, ખોટા અને નિંદ્ય આચારવિચાર, હાનિકારક અને અધોગતિ કરનારા રીતરિવાજો જડમૂળ ઘાલી બેઠા હતા, અને તેનું નિરાકરણ થયે જ જનસ્થિતિ સુધરે એમ હતું. તેનું નિદાન તેમણે કેળવણી અને જ્ઞાનપ્રચારમાં ભાળ્યું. તેટલા વાસ્તે તેમણે ગામેગામ શાળા, કન્યાશાળા અને પુસ્તકાલય કાઢવાની પ્રવૃત્તિ ઉપાડી લીધી, ઉપરાંત સુધારાનું દૃષ્ટિબિન્દુ લોકોને સમજાવવા, તે બાબતમાં લોકમત કેળવવા, આરંભમાં સુધારકોએ, સમાજસુધારાના વિષયો, જેવા કે બાળલગ્નનિષેધ, વિધવાવિવાહને ઉત્તેજન, અનેકપત્નીત્વનો માઠો રિવાજ, કજોડાં અને કન્યાવિક્રયના હાનિકારક પરિણામ, જાહેર માર્ગપર રોવા–કૂટવાની નિંદ્ય પ્રથા અને બારમા–તેરમા પાછળ ખોટા અને ઉડાઉ ખર્ચો, કરજથી થતી પાયમાલી, મદ્યપાનનો નિષેધ, પરદેશગમન

અને સ્ત્રીકેળવણીની આવશ્યકતા વગેરે પર જાહેર વ્યાખ્યાનો અપાવી તેમ નિબંધો અને કવિતા લખાવી તે વિચારોનો પ્રચાર કરવા ભિન્ન ભિન્ન પ્રકારે પ્રયત્નો આદર્યાં અને એ પ્રવૃત્તિ વધતાં તેમને દૃઢ પ્રતીતિ થઈ કે સ્ત્રીઓની સ્થિતિ અને દરજ્જો સુધરે તો આપણો સમાજ પ્રગતિમાન અને ઉન્નત થઈ શકશે

પ્રસ્તુત હિલચાલનો પ્રધાન આશય જાતિસુધારણાનો હતો. મનુષ્ય-સ્વભાવનું બંધારણ એવા પ્રકારનું રચાયેલું છે કે તેને એકલવાયા રહેવું ગમતું નથી તેમ જ તેનામાં અનુકરણ કરવાની સ્વાભાવિક વૃત્તિ હોય છે; એટલે સારા-માઠા વિચાર કે વર્તનની તેના જીવન ઉપર જબરી અસર થવા પામે છે; પ્રચારકાર્યનું પ્રયોજન પણ એ જ છે. નવા વિચારનાં બીજ નંખાતાં, થોડે કાળે તેમાંથી અંકુર ફૂટે છે અને સમય પૂરો થતાં તેને ફળ લાગે છે. તેથી તત્ત્વચિંતકો જે કોઈ બનાવો બને છે તેની પાછળના બળને, વિચારને શોધવા તજવીજ કરે છે; અને આપણે જાણીએ છીએ કે વિચારના જેવું પ્રબળ અને પ્રેરક બળ બીજું કોઈ નથી; અને એ માર્ગ જ આપણા સુધારકોએ વાસ્તવિક ગણ્યો હતો અને ગ્રહણ કર્યો હતો.

સ્વસુધારણા—જાતિસુધારણા માટે સુધારકો તેમ જ શિક્ષણકારો મારફતે પ્રચારકાર્ય દ્વારા અને કેળવણી દ્વારા લોકોને સમજતા અને વિચારતા કરી, સમાજને પ્રગતિના—સુધારાના પંથે લઈ જવા જુદી જુદી રીતે કાર્ય થતું હતું.

નવા સુધારાનું પ્રાબલ્ય જામતાં પૂર્વે, વ્યક્તિજીવન ઉપર અને વ્યક્તિસ્વાતંત્ર્ય ઉપર ધર્મશાસ્ત્રના વચનોનો, આચાર્યોનો અને જ્ઞાતિઓનો કેટલો બધો પ્રબળ કાબૂ અને લાગવગ, કનડગત અને ત્રાસ હતાં તે આપણે મહીપતરામના પરદેશગમનના સબંધમાં તેમ સંમતિવયનો કાયદો પસાર કરતી વખતે દેશભરમાં તેના સામે ઉગ્ર વિરોધ પ્રદર્શિત કરવા સનાતનીઓ તરફથી પ્રવૃત્તિ થઈ હતી તેમાં પ્રત્યક્ષ જોઈએ છીએ; અને એ કારણે જ છોકરા—છોકરીનાં લગ્નની વયમાં અને વિધવાના પુનર્લગ્નના વિષયમાં ઝાઝો સુધારો થવા પામ્યો નહોતો, પરન્તુ ઓગણીસમા સૈકાનો પ્રધાન સૂર વ્યક્તિસ્વાતંત્ર્યનો, સમાનતાનો અને સ્વતંત્રતાનો હતો; ફ્રેન્ચ રાજ્યવિપ્લવના પરિણામે એ વિચારોનો બહોળો પ્રચાર થયો હતો અને તેના પડઘા આપણા દેશમાં પણ પડ્યા હતા.

નવશિક્ષિત વર્ગ એ વિચારવાતાવરણમાંથી પ્રેરણા લઈ રહ્યો હતો, અને તેમની વિધવિધ પ્રકારની પ્રવૃત્તિ પણ એ હકો પ્રાપ્ત કરવા અર્થે ગતિમાન હતી.

તેની અસર પ્રથમ સ્ત્રીજીવન ઉપર થવા માંડી સ્ત્રીની પદવી સામાન્યતઃ પુરુષના વ્યક્તિત્વમા સમાઈ જતી, તે પુરુષની માલિકીનવ્તુ ગણાતી; પતિનું મૃત્યુ થયે તે માત્ર ભરણપોષણની અધિકારી થતી; સ્ત્રીધન સિવાય બીજી કોઈ મિલકત ઉપર તેનો હક પહોંચતો નહોતો, અને તે સદા ઓશિયાળી, પિતા, પતિ કે પુત્રને આધીન રહે એવી પરિસ્થિતિ ઉદ્દભવેલી હતી અને તેનુ પરિણામ એ આવ્યું હતુ કે લગ્નનો વિષય, જે તેના સમગ્ર જીવનના સુખનો પ્રશ્ન હતો, તેમાં પણ તેને ઇચ્છિત વરની પસંદગી કરવાનો કે સ્વતંત્રપણે વર્તવાનો લેશમાત્ર અવકાશ નહોતો; અને લગ્ન તેના માટે ફરજિયાત કરી મુકાયું હતું. કુંવારી કોઈ રહ્યાનો ભાગ્યે જ કોઈ ઉલ્લેખ એ જમાનામા સાંપડશે. કમનસીબે તેને નાની વયે વૈધવ્ય પ્રાપ્ત થયુ તો તે સ્ત્રીના દુઃખનો છેડો નહોતો; અને તે સ્થિતિ ટાળવા સુધારકોએ પહેલવહેલી તકે વિધવાવિવાહને ઉત્તેજન આપવાના પ્રયત્નો આરંભ્યા હતા.

ધીમે ધીમે સ્ત્રીકેળવણીનું પ્રમાણ વધતાં જે સ્ત્રીઓ જાગ્રત થઈ હતી તેમને તેમની સ્થિતિનું ભાન થવા માંડ્યુ, તેઓ પણ સમજવા લાગી કે સ્ત્રીને પણ સ્વતંત્ર વ્યક્તિત્વ હોય છે, અને તેનો દરજ્જો પુરુષો જેવો હોવો જોઈએ.

લાંબા સમયથી પુરુષવર્ગ સ્ત્રીજીવન પર પોતાનો સ્થાપિત હક માનતો એટલે સ્ત્રીજીવનની સ્થિતિ તેમ દરજ્જો સુધારવા અને ઊંચે લઈ જવા તેમ તેને વ્યક્તિસ્વાતંત્ર્ય આપવા અને તે જાળવવા સુધારકો તરફથી તેમ સ્ત્રીજાતિ તરફથી જે કંઈ પ્રયત્નો થતા તેમા પૂરી સફળતા મળતી નહોતી ઇંગ્લેંડ જેવા સુધરેલા અને પ્રગતિમાન દેશમા સુધ્ધા એ ભેદભાવની અને અસમાનતાની લાગણી પ્રવર્તતી હતી, તો પછી આપણા જેવા પછાત, અજ્ઞાન અને ગરીબ મુલક માટે કહેવાનુ જ શું હોય! તેમ આપણી સ્ત્રીઓ એટલી કેળવાયેલી અને પાવરધી, સશક્ત અને સુસંગઠિત બનેલી નહોતી કે તેઓ પુરુષ સામે બંડ ઉઠાવી શકે અને પોતાના હકોનુ પાલન કરાવી શકે

યુરોપીય મહાયુદ્ધ પછીથી ઇંગ્લેંડમા સ્ત્રીઓની સામાજિક અને કાયદેસર સ્થિતિમાં મોટું પરિવર્તન થવા પામ્યું અને તેમનુ સ્વતંત્ર

વ્યક્તિત્વ સ્થાપિત થયું તેમ છૂટાછેડાના કાયદામાં બ્રિટિશ પાર્લમેન્ટમ જાણીતા લેખક મિ. એ પી હર્બર્ટના પ્રયાસથી સુધારો પસાર કરવામ આવ્યો.

લગ્ન વિષયમાં સ્ત્રીઓ સ્વતંત્રતા મેળવી ઇચ્છિત વરપસંદગી કરી શકે એ સંજોગો—વાતાવરણ—ઉભયને વાસ્તે ઇચ્છનીય તેમ હિતાવહ છે અને એ સ્થિતિ પ્રાપ્ત કરવામાં એક નિદાન એવું બતાવવામાં આવ્યું હત કે સ્ત્રીઓ આર્થિક સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરે તેથી તેમની સ્થિતિ સુધરશે, તેમન ઉન્નતિ થશે, એટલું જ નહિ પણ તેઓ પુરુષવર્ગ સાથે સમાન કક્ષાએ ઊભી રહેવા શક્તિમાન થશે

આપણો મજૂર અને કારીગરવર્ગ પણ ગરીબાઈ અથવા તે ઉત્પાદક સાધનોના અભાવે, સ્ત્રીઓથી પણ ભૂંડી અને અધમ, પરાધીન અને દબાયેલી સ્થિતિમાં લાંબા સમયથી પડેલો છે, અને વધુમાં તે અજ્ઞાન અને વહેમી હોવાથી તે પોતાનું શ્રેય સાધવાને અશક્ત જણાયો છે.

બિહાર અને આસામ પ્રાન્તોમા યુરોપિયન કાબૂ અને વહીવ હેઠળ મોટાં વાવેતરો આવેલાં હતાં. એ વાવેતરોમાં અગાઉ ખેડૂત પાસે કેટલી સખ્તાઈની મજૂરીનું કામ લેવાતું અને તે વર્ગ કેવી હાલાકી ભોગ વતો તેમ જ એ પ્રદેશમા આવેલી કોલસાની ખાણોમાં કામ કરતા સ્ત્રી પુરુષ મજૂરોના શા હાલહવાલ હતા એની વિગતો ત્રાસદાયક હતી

ગુજરાતમાં પણ મજૂરો પાસે કામ લેવામાં કચાશ રખાતી નહોતી પણ તે જુદા પ્રકારનું કામ હતું. અહીંનો મોટો ઉદ્યોગ તે સૂતર કાપડન કારખાનાંઓ, મિલો છે અને એ મિલોના સાંચાઓ ચલાવવા, તેના પ દેખરેખ રાખવા, સૂતરના તાર સમારવા વગેરે માટે મજૂર અને કારીગરોન મોટી સંખ્યામાં જરૂર પડતી; અને તે આસપાસનાં અને નજદીક ગામોમાંથી મુખ્યત્વે ખેંચાઈ આવતા.

આપણો મુલક ખેતીપ્રધાન છે અને એ ખેતીમાંથી એટલું થોડ ઉત્પન્ન થાય છે કે તેની પેદાશ પર જ આધાર રાખનારાઓનો અડધાથ વધુ ભાગ બહુધા ભૂખમરો વેઠનારો હતો. એ પરિસ્થિતિમાં મિલોને મજૂરોન તાણુ ન પડે એટલું જ નહિ પણ તે મજૂરી સસ્તા દરે મળે એ ઉઘાડું હતુ

જ્યાં ભરતી વધારે અને માગણી થોડી ત્યાં મજૂરોને રાખનાર વર્ મનમાનતી શરતે કામ લઈ શકે અને તેમના પ્રત્યે સ્વેચ્છાપૂર્વક વર્તી શ

અને મજૂરવર્ગ પણ તે સહી લે અને નભાવી લે એ સમજી શકાય એવી વસ્તુ છે. એટલે ઘણાં વર્ષો સુધી મિલમજૂરો પાસેથી સૂર્યોદયથી સૂર્યાસ્ત થતાં સુધી કામ લેવાતું. એટલે કે એક યંત્રની પેઠે તેમનો ઉપયોગ કરવામાં આવતો અને મજૂરો એક મનુષ્ય પ્રાણી છે એ સાવ વીસરાઈ જતું. મિલમાલિકોને તો એમના ધંધાની અને એમના નફાની ફિકર રહેતી, અને મિલમજૂરોને રોજી આપવામાં જ તેમનું કર્તવ્ય પૂરું થતું એમ તેઓ માનતા; પણ તેમની જરૂરિયાતો પૂરી પાડવા, તેમનાં સુખસગવડ વા સુખદુઃખ વિષે વિચાર કરવાની તેમની ફુરસદ સરખી નહોતી, બલ્કે એમ કહી શકાય કે તેમના જીવન પ્રતિ તેઓ ઉદાસીન જ હતા

એ જમાનાનું વાતાવરણ એ વિચારપ્રણાલિકાને અનુકૂળ અને ઉત્તેજનારું હતું. ડાર્વિનના ઉત્ક્રાન્તિવાદે એ માન્યતાને દૃઢ કરી હતી જીવન એક પ્રકારનો સંગ્રામ છે અને તેમાં જે પ્રાણી ઉત્કૃષ્ટ નીવડે તે જ બચવા પામે; નબળાનો નાશ થવા પામે છે અને તે કુદરતના નિયમ અનુસાર છે.

વ્યક્તિસ્વાતંત્ર્યની ભાવના પણ તેને પોષક હતી બીજાને અડચણકર્તા ન થાય, તેને ઈજા પહોંચાડે નહિ ત્યાંસુધી વર્તમાન રાજસત્તા પણ તેના કાર્યની આડે આવી શકે નહિ અથવા આવવા જોઈએ નહિ એવો એક વાદ તે કાળે પ્રધાનપણે પ્રચલિત હતો.

એ પ્રમાણે જે તે વ્યક્તિ તેનું કાર્ય છૂટથી કરી શકે તો તે કામકાજમાં સારી પ્રગતિ થવા પામે અને તે સરવાળે સમાજને લાભદાયી જ થઈ પડે

આ મનોદશાને પરિણામે મિલોમાં અને ખાણોમાં કામ કરતા મજૂરો, સ્ત્રીઓ અને છોકરાંઓની કેવી દુર્દશા થવા પામતી તેનો સહજ ખ્યાલ મિસીસ ગિસ્કિગકૃત 'મેરી બાર્ટન' અને ચાર્લ્સ ડિકન્સની કેટલીક નવલકથાઓ વાંચતાં આવી શકશે; અને એ નવલકથાઓએ તેમની સ્થિતિ સુધારવામાં મોટો હિસ્સો આપ્યો હતો એ પણ અહીં સાથે નોંધવું જોઈએ

પરન્તુ આપણા મજૂર કારીગરવર્ગનો પક્ષ લેનાર આપણા દેશમાં કોઈ મંડળ નહોતું કે કોઈ સમર્થ વ્યક્તિ નહોતી, તેમ લોકમત એટલો પ્રબળ બન્યો નહોતો; પણ એ હિન્દી મિલઉદ્યોગને એક શોક્ય તરીકે માનનારા લેંકેશાયરના મિલમાલિકોએ સ્થાનિક મજૂરોના કામના કલાકો વિષે વાંધો ઉઠાવ્યો ત્યારે તે દિશામાં કાંઈક તજવીજ થઈ. એ માગણીનો

ખરો આશય તો હિન્દી મજૂરો પાસે વધુ કલાકો કામ લેવાય છે તે પર કાપ મૂકી અહીની મિલોની હરીફાઈને ધોકો પહોંચાડવાનો હતો, જોકે તેનો દેખાવ પરોપકારનો બતાવવામાં આવ્યો હતો.

આપણો એ મિલ ઉદ્યોગ વધતો અટકે અને ઇંગ્લિશ કાપડની સામે તે હરીફાઈમાં ઊતરવા શક્તિમાન ન થાય તે નિમિત્ત અન્ય કોઈ સ્વતંત્ર રાજ્યમાં ન સંભવે એ પ્રમાણે હિન્દી કાપડની પેદાશ ઉપર સાડાત્રણ ટકાની જકાત લેન્કેશાયરના મિલમાલિકોના દબાણથી હિન્દી સરકારે નાખી હતી, તે છેલ્લી યુરોપીય લડાઈ પછી નીકળવા પામી હતી. એ હિન્દુસ્તાનને હડહડતો અન્યાય જ હતો.

કપાસ આપણા દેશમાં પાકતો અને હિન્દી મજૂરીના દર પણ સસ્તા હતા એટલે વિલાયતી કાપડ સામે મિલોનો સારી વ્યવસ્થા અને કરકસરવાળો વહીવટ હોય તો દેશી માલ કિફાયત ભાવે વેચી શકાય.

દેશી પેદાશની સામે અટકાયતની બીજી કોઈ દલીલ આણી ન શકાય એવી પરિસ્થિતિ જોઈ, એટલે આરોગ્યની અને માનવતાની દૃષ્ટિએ મિલોમાં કામ કરનારાં મજૂરો, સ્ત્રીઓ અને બાળકોના કામનું નિયંત્રણ થવું જોઈએ, મુકરર કલાકોથી વધુ કામ લેવામાં ન આવે, તેમ વિશ્રાંતિનો સમય અને રજા વગેરે બાબત યોગ્ય પ્રબંધ થાય તે માટે લેન્કેશાયરના મિલમાલિકો તરફથી ચળવળ કરવામાં આવી હતી તેમનો આશય ગમે તે હોય, પણ તે ચળવળ મજૂરોના હિતની હતી એટલું આપણે સ્વીકારવું પડશે.

એ મિલમજૂરોમાં કોઈ પ્રકારનું સંગઠન નહોતું કે એકસંપ થઈને તેઓ એમને પડતી અડચણોનું નિવારણ કરાવી શકે; સૌ કોઈ પોતપોતનો અર્થ સંભાળી સંતોષ માનતું. કદાચ કોઈ મજૂર માથું ઊંચકે તો તેને ઊગતો ચાંપી દેવો એ મિલોના એજંટો માટે સહેલું કામ હતું.

ઇંગ્લેંડનો મિલમજૂર-કામદાર વર્ગ હાડમારી ભોગવતો, કષ્ટ સહન કરતો, તેમનાં મહાજનો બાંધી સંમગળના પ્રતાપે ધીમે ધીમે એટલો પ્રબળ થઈ પડ્યો કે પાર્લમેન્ટમાં તેમનાં સભ્યોના વક્તવ્યની ધારી અસર થવા માંડી અને મજૂર પક્ષ ઇંગ્લેંડના પ્રધાનપદ સુધ્ધાં પહોચી શક્યો.

યુરોપીય મહાયુદ્ધ પછીના આપણા દેશમાં મજૂરોનું સહેજસાજ સંગઠન થવા પામ્યું અને તેમનું હિત સાચવવા અને વધારવા તેમ

ગુજરાતમાં મિલ ઉદ્યોગ છેક સન ૧૮૫૬ માં શરૂ થયો હતો અને ક્રમે ક્રમે આખા પ્રાંતમાં તેનો બહોળો વિકાસ થવા પામ્યો. પણ એ મિલોમાં કામ કરતાં સ્ત્રીપુરુષ મજૂરો માટે, તેમને આરોગ્યની દૃષ્ટિએ કે તેમના આરામ અને સગવડની દૃષ્ટિએ, મિલ એજંટો તરફથી, કાયદાથી પડેલી ફરજ ઉપરાત તેમનું રીતસરનું મહાજન થવા પામ્યું તે પૂર્વે કોઈ પગલા લેવાયા હોય એવુ કશું જાણવામાં નથી.

યુરોપમાં લડાઈ જાગતાં સૂતર કાપડની મિલોને સારો તડાકો પડ્યો હતો; કાપડના ભાવો એકદમ વધી જતાં લોકોને હાડમારી ન પડે તેથી સરકારે સ્ટૅન્ડર્ડ કલોથના ભાવ બાંધવાનુ વાજબી ધાર્યું હતુ.

તે વર્ષોમાં તેની મૂળ મૂડીથી વધારે સારી આવક એ મિલો કમાઈ હતી. એ આબાદીના વર્ષોમાં પણ એ મિલ એજંટોએ તેમની મિલોના મજૂરોને રહેવાની સ્વચ્છ ચાલીઓ માટે, વિશ્રાંતિગૃહો માટે, માંદગીની રજા બાબત તેમ એમને અમુક રાહત આપવા સંબંધમાં વિચાર સરખો કર્યો નહોતો; પણ જ્યારે પ્લેગ પૂર જોશમાં ફાટી નીકળ્યો ત્યારે કામ પડતું મૂકીને મિલમજૂરો ભાગી ન જાય તે સારુ તેમને પગાર ઉપરાત બોનસની લાલચ આપીને રોક્યા હતા એ એમની માણસાઈ હતી !

મિલ એજન્ટોનાં કમિશન મિલ પ્રથમ સ્થાપતી વખતે અમુક ધોરણે નક્કી થયેલાં; પણ આ જાહોજલાલીનો લાભ લેવા, મૂળ કમિશનના નિયમોમાં ફેરફાર કરાવી તેમના કમિશનના ટકા વધારવામાં આવ્યા હતા. એ રીતે મિલ એજન્ટોએ એમની કમાઈ વધારી હતી.

ભરતી પછી ઓટ આવે છે તેમ લડાઈ બંધ પડતાં મિલની કમાઈ ઓસરવા માંડી; એટલે તેમનું લક્ષ મજૂરોને પ્લેગ બોનસ અપાતુ હતુ તે બંધ પાડવા પ્રતિ દોડ્યું. એ સમયે લડાઈની ચાલુ અસરથી જીવનજરૂરિયાતની હરેક ચીજના ભાવો હદથી જાદે વધી ગયા હતા, મોંઘવારીની સૌ કોઈ બૂમ પાડતુ હતું; તેમાં મિલો તરફથી બોનસના કાપની વાતની જાહેરાત થતાં અમદાવાદના મિલમજૂરો ખળભળી ઊઠ્યા.

તે અગાઉથી મિલમજૂરોનુ સંગઠન કરવાની પ્રવૃત્તિ શ્રીમતી અનસૂયાબહેને ઉપાડેલી હતી. ગર્ભશ્રીમંત, સુશિક્ષિત અને સંસ્કારી તે બહેને અને ઇંગ્લૅંડ જઈને સમાજશાસ્ત્રનો પદ્ધતિસર અભ્યાસ કર્યો હતો. ઉપરાંત ત્યાંના મજૂરોના જીવન અને તેમનાં નિવાસસ્થાનોનો જાત-

અનુભવ મેળવી તે આવ્યાં હતાં. એ વિષયનો ખાસ રસ અને બીજું ખાસ રોકાણ નહિ એટલે તે મજૂરજીવન અને તેમની પ્રવૃત્તિ પાછળ જીવન પરોવાતાં, તેઓ સંગીન કાર્ય કરવાને શક્તિમાન થયાં. એમનું કુટુંબ—શેઠ મગનલાલ કરમચંદનું ખાનદાન—બહુ જૂનું અને જાણીતું હતું અને તેમના હાથમાં શહેરની બે જાણીતી અને મોટી મિલો—કેલિકો અને જ્યુબિલી—નો વહીવટ એટલે મજૂરની સ્થિતિનો પ્રત્યક્ષ અનુભવ મેળવવાને તેમને સુંદર સગવડ હતી અને એ પ્રવૃત્તિમાં વૃત્તિ થતાં જ તેમને મિલમજૂરોનું મહાજન તરત સ્થપાય એ કાર્ય આવશ્યક જણાયું. એમની સૂચનાથી, કદાચ આસલ ખાતાનું પહેલપ્રથમ યુનિયન રચાયું હતું. તે સમય પ્લેગનો હતો. શ્રીમંત વર્ગ શહેર છોડીને બહારગામ ચાલ્યો ગયો હતો, પણ એ બહેન



શ્રીમતી અનસૂયાબહેન સારાભાઈ

તો મજૂર સંગઠન કરવાના કાર્યમાં એટલાં મુસ્તાક હતાં કે પ્લેગના ચેપની બીકથી ન ગભરાતાં, ખુલ્લામાં તંબૂમાં પડાવ નાંખીને રહ્યા હતા અને તેમનાં સલાહકાર તરીકે મિલમજૂરો અને મિલના વહીવટથી પૂરા વાકેફગાર મિલ મૅનેજર શ્રીયુત અમુભાઈ મળચંદ એમના પડખે ઊભા રહી જે તે કાર્યમાં કીમતી સલાહ આપતા હતા. એ સંગઠનનું કાર્ય હજી પ્રાથમિક સ્થિતિમાં હતું, મજૂરોને એ પ્રવૃત્તિનું મહત્ત્વ સમજાવવાની તૈયારી થતી હતી તે અરસામાં, ઉપર જણાવ્યું તેમ, મિલમાલિકો અને મિલમજૂરો વચ્ચે પ્લેગ બોનસના કાપનો ઝઘડો ઉપસ્થિત થયો. શ્રીમતી અનસૂયાબહેન સિવાય તેમની વહારે આવે એવી કોઈ વ્યક્તિ ત્યારે નહોતી, અને તે મામલો મમત્વ પર ચઢ્યો હતો. સુભાગ્યે, મહાત્મા ગાંધીજી તે અરસામાં અમદાવાદમાં કાયમ નિવાસ કરી રહ્યા હતા. શ્રીમતી અનસૂયાબહેન તો એમના અનુયાયી પ્રથમથી થઈ રહ્યાં હતાં; એટલે તેઓ મહાત્માજીની સલાહ લે એ સ્વાભાવિક હતું, પણ તે પહેલાં શેઠ શ્રી અંબાલાલ સારાભાઈએ શહેરની ગંભીર પરિસ્થિતિ પ્રત્યે મહાત્માજીનું ધ્યાન દોર્યું કે જો હડતાલ પડશે તો તેનાં ગંભીર પરિણામો બહુ અનિષ્ટ આવશે, વાસ્તે તેમણે વચ્ચે પડવાની જરૂર છે. દુખિયાની, દલિતોની, મજૂરોની અને ખેડૂતોની વહારે જવું એ મહાત્માજીએ પોતાનો ધર્મ માન્યો હતો.

મહાત્માજીએ એ બાબતમાં વચમાં પડીને પ્રથમ અમદાવાદના કલેકટરને એક પત્ર લખી તેમની મુલાકાત લીધી; તેમને બધી વસ્તુસ્થિતિ સમજાવી; પછી મિલમજૂરોને મળ્યા; મિલએજંટોને મળ્યા; છેવટે પંચ મારફત એ ઝઘડાનો નિવેડો આણવાનું નક્કી કર્યું; અને સરપંચ તરીકે કલેકટરને નીમ્યા.

દરમિયાન કેટલીક મિલોના મજૂરોએ કોઈ કારણસર હડતાલ પાડી, એટલે મિલમાલિકો વીફર્યા અને તેમણે લૉકઆઉટની ધમકી આપી. શ્રી અનસૂયાબહેન ચિંતામાં પડી ગયા અને મહાત્માજી, જે ખેડાની લડતમાં ગૂંથાયા હતા, ત્યાંથી તેમને એકદમ અમદાવાદ આવવા વિનંતિ કરી. મહાત્માજીએ મજૂરોની ભૂલ સ્વીકારી અને તે સુધારી લેવા તત્પરતા બતાવી, પણ એ દલીલ મિલમાલિકોને ગળે ઊતરી નહિ અને તેમણે ૨૦ ટકા વધારો લઈને કામ કરવા મજૂરો રાજી ન હોય તો તેમને કાઢી મૂકવાનો નિશ્ચય કર્યો. તેનો તોડ કાઢવા મહાત્માજીએ અને બીજાઓએ અથાક પ્રયત્ન કર્યા, પણ તે સર્વ નિષ્ફળ ગયા

આમ, અમદાવાદની એક મોટી મિલમજૂરોની હડતાલ, જેને એક 'ધર્મયુદ્ધ' કહેવામાં આવ્યું હતું, તેની શરૂઆત થઈ. મહાત્માજી અહિંસાના હિમાયતી, સત્યના માર્ગે વિચરનારા, શુદ્ધ શસ્ત્રથી લડનારા. તેમણે પ્રથમ પોતાના પક્ષને, જેમાં સામાન્યતઃ અજ્ઞાન, જલદ સ્વભાવના અને ગરીબ સ્થિતિના મજૂરો હતા તેમનાં જીવનને સંસ્કારવા, તેમને યોગ્ય પંથે દોરવા અને એ લડતના આશયને એક ટેકથી વળગી રહેવાનો આદેશ આપવા, દરરોજ મિલમજૂરોની જાહેર સભાઓ ભરવા માંડી. તે સારુ જે માર્ગ તેમણે ગ્રહણ કર્યો તે નીચે પ્રમાણે હતો :

"(૧) મજૂરોને ઘેર જઈ, તેમની સમગ્ર સ્થિતિની પૂછપરછ કરી, તેમની રહેણીકરણીમાં કાંઈ કસુર જણાય તો તે સુધારવાના, તેમની ભીડમાં સલાહ અને મદદ આપવાના, અને બને તેટલે અંશે તેમનાં સુખદુઃખમાં ભાગીદાર બનવાના પ્રયત્ન કરવા;

(૨) લડતમાં પોતાના વર્તન સંબંધે મજૂરોને કાંઈ સલાહસૂચના લેવી હોય તો તે તેમને જ્યારે જોઈએ ત્યારે આપવાની વ્યવસ્થા કરવી.

(૩) નિત્ય તમામ મજૂરોની એક નિશ્ચિત સ્થળે જાહેર સભા ભરીને લડતના સિદ્ધાન્તો અને રહસ્ય ઉપર તેમને બોધ આપવો;

(૪) આ સિદ્ધાન્તો અને રહસ્ય તેમનામાં સદાને માટે દૃઢીભૂત થઈ રહે, તેમને સાદું પણ ઉત્તમ પ્રતિનું સાહિત્ય પૂરું પડે અને તેમના મન અને બુદ્ધિની ઉન્નતિ થઈ, તે ઉન્નતિનાં સાધનો તેઓ પોતાનાં બાળબચ્ચાંને વારસામાં આપે તે ખાતર તેમને માટે નિત્ય સુબોધ પત્રિકાઓ કાઢવી."*

શહેરના તેમ મજૂરોના ઇતિહાસમાં એ લડત તદ્દન નવીન ઢાટીની હતી; જેમાં ઈજા ન પહોંચાડવાની પ્રતિજ્ઞા હતી; જાતે કષ્ટ વેઠવું અને શુદ્ધ થવું એ એનો સિદ્ધાન્ત હતો. એ લડતના દિવસો જેમ લંબાતા ગયા તેમ શહેરનું વાતાવરણ ચિંતાજનક થવા માડ્યું, અને મહાત્માજી તેનાં સુકાની હતા એટલે દેશ સમસ્તની નજર એ લડત પ્રતિ વળી.

મહાત્માજી અડગ નિશ્ચયવાળા એટલે તેઓ એમના સાથીઓને લડતમાં મક્કમ રહેવા ઉપદેશ આપે જતાં હતા, અને તેઓ સિદ્ધિ મેળવ્યા વિના નમતું આપે એમ નહોતું. એવામાં એક દિવસે એમના કાનપર નીચેના ઉદ્ગારો અથડાયા :

---

* એક ધર્મયુદ્ધ, પૃ. ૧૦.

"ગાંધીજી અને અનસૂયાબહેનને શું છે? તેઓને મોટરમાં આવવાનું અને મોટરમાં જવાનું ખાસું ખાવાપીવાનું. પણ અમારા તો જીવ જાય છે સભામાં આવ્યે કાંઈ ભૂખમરો ટળતો નથી."×

શુદ્ધ સાત્વિક વૃત્તિવાળા મહાત્માજીના હૃદયમાં તીરની પેઠે એ શબ્દો સોંસરા પેઠા; અને તેઓ એમની સચ્ચાઈની ખાતરી પણ બીજી શી રીતે કરી આપે? એટલે એમના નિયમ પ્રમાણે મજૂરોને જાહેર સભામાં સંબોધતાં મહાત્માજીએ ભીષણ પ્રતિજ્ઞા લીધી કે—

"તમે પ્રતિજ્ઞામાંથી પડો એ ક્ષણભર પણ હું સાંખી શકનાર નથી તમને ૩૫ ટકા મળે નહિ ત્યાં સુધી હું આહાર લેનાર નથી કે મોટર વાપરનાર નથી."+

એ ખબર બહાર જતાં આખા દેશમાં હાહાકાર વર્તી રહ્યો. સૌ કોઈ એકબીજા પક્ષને દોષ દેવા લાગ્યા, અને મહાત્માજીને એમાંથી મુક્ત કરવા જ્યાં ત્યાંથી દબાણ થવા માંડ્યું. મિસીસ એની બીસન્ટે તો શેઠ અ બાલાલને તાર કર્યો કે 'For India's sake try, persuade owners, yield and save Gandhi's life '*

અમદાવાદ તેની સાદી સમજ માટે જાણીતું છે; ફરી બન્ને પક્ષ વચ્ચે સમાધાનના પ્રયત્નો શરૂ થયા અને પાછું પંચ-સરપંચ દ્વારા તેનો નિકાલ આણવાનું નક્કી થયું સરપંચ તરીકે આચાર્યશ્રી આનન્દશંકર ધ્રુવને નીમવામાં આવ્યા. તેમણે આખો કેસ સવિસ્તર અને લક્ષપૂર્વક તપાસી વિચારી જઈ, છેવટે વ્યવહારુ ન્યાય આપ્યો કે મિલમાલિકોએ કારીગરોને તકરારને લગતા બાકીના વળતરના પગારમાં ૩૫ ટકા વધારો આપવો, એટલે કે ૨૭॥ ટકા આપતાં બાકી રહેલી રકમ તેઓએ કારીગરોને આપવી.' –

પ્રસ્તુત લડતમાં બન્ને પક્ષે વિજય માન્યો હતો, પણ એ મહત્ત્વની બીના નથી; તેમાં અગત્યનો મુદ્દો એ રહેલો હતો કે મિલમાલિકો અને મજૂરો વચ્ચે મતભેદ ઉપસ્થિત થાય તો તેનો ઉકેલ પંચદ્વારા કરવામાં આવે, અને અમદાવાદે એ સિદ્ધાંત સ્વીકાર્યાથી હડતાળનાં અનિષ્ટ પરિણામોમાંથી તે ઘણીવાર બચવા પામ્યું

× 'એક ધર્મયુદ્ધ' પૃ. ૩૨. + ધર્મયુદ્ધ પૃ. ૩૩ * ધર્મયુદ્ધ પૃ. ૫૩.
– ધર્મયુદ્ધ પૃ ૫૪.

મજૂરોનું સંગઠન થવા પામ્યું એથી એમના હક્કોનું સંરક્ષણ થવા પામ્યું એટલું જ નહિ, પણ મજૂર મહાજન સંઘ તરફથી તેમનું હિત વધારવા, તેમની ઉન્નતિ સાધવા શ્રીમતી અનસૂયા બહેનના સતત પ્રયાસ, સીધી દેખરેખ અને અવિરત કાળજીથી વિધવિધ પ્રકારની પ્રવૃત્તિઓ ઉપાડી લેવામાં આવી અને તેથી મજૂરોની સ્થિતિમાં બહોળો સુધારો થવા પામ્યો. તે મજૂર મહાજનનો વહીવટ તેમના પ્રતિનિધિઓ દ્વારા અને બંધારણપૂર્વક થતો એટલે તેના કામકાજમાં તેઓ રસ લેતા થયા તેમ વ્યવસ્થાપૂર્વક અને બંધારણપૂર્વક કામ કરવાની તેમને તાલીમ મળવા માંડી—એ તે સંસ્થાની વિશિષ્ટતા બની રહી. તે સિવાય મજૂરોના આરામ, સવડ, સુખ, આરોગ્ય, કેળવણી, નાણાં મદદ, વ્યાયામ વગેરે માટે પ્રબંધ કરવામાં આવેલો. તેમના માટે સ્વચ્છ ચાલીઓ બાંધવાની પ્રવૃત્તિ શરૂ થઈ, દવાખાના ચાલુ થયાં, ફરતાં પુસ્તકાલયોની વ્યવસ્થા થઈ, સસ્તા અનાજ અને કાપડની દુકાનો કાઢવામાં આવી, સ્વયંસેવક દળ ઊભું કરવામાં આવ્યું, તેમ તેમને વ્યસનમાંથી અટકાવવાના પ્રયત્નો થવા માંડ્યા.

આમ મજૂરોની સ્થિતિ સુધારવા, તેમના હિતનું અને હક્કોનું રક્ષણ કરવા તેમ તેમનામાં નાગરિક તરીકેનું કર્તવ્યભાન જાગ્રત કરવા પ્રયત્નો ચાલુ રહ્યા. એ પ્રવૃત્તિ એટલેથી અટકી નથી. આર્થિક સ્વતંત્રતા મળવાથી જે તે વ્યક્તિ—સ્ત્રી વા પુરુષ—પગભર ઊભી રહેવા શક્તિમાન નીવડે છે. તેથી મહાત્માજીએ મિલમજૂરોને મિલની નોકરી સિવાય એકાદ બીજો ધંધો હુન્નર શીખી લેવા ઉપદેશ આપ્યો હતો.

રાનીપરજ અથવા કાળીપરજ તરીકે જેમને ઓળખાવવામાં આવે છે તેમાં ભીલ, ચોધરા, ઢોડિયા, નાયકા, ગામિત, નાયકડા, દુબળા, કોલચા વગેરે જુદી જુદી જાતિઓનો સમાવેશ થાય છે અને સન ૧૯૩૧ના વસ્તીપત્રક પ્રમાણે આપણા પ્રદેશમાં—ખાનદેશ, પંચમહાલ, નાસિક, થરપારકર અને ગુજરાતનાં દેશી રાજ્યોમાં—તેમની સંખ્યા આશરે નવ લાખથી વધુ હતી. પરંતુ શરમજનક બીના એ હતી કે તેમના પ્રતિ આપણે તદ્દન બેદરકારી બતાવેલી. તેમની પાસે વેઠ કરાવવામાં, તેમને ગુલામીમાં રાખવામાં જ ઉપયોગ કર્યો. તેઓ ઘણુંખરું ડુંગરાળ અને ગીચ ઝાડીવાળા જંગલના અંદરના ભાગોમાં વસે છે. તેમનું જીવન જંગલમાં ભટકતા રાની પ્રાણી જેવું તદ્દન અવિયમિત, કશા સંસ્કાર વિનાનું; અને ભયગ્રસ્ત

માલૂમ પડશે. તેમની સ્થિતિ પણ કંગાળ, આજીવિકા માટે કુદરત જે કાંઈ પૂરું પાડે તે પર તે પ્રજા અવલંબતી, બહુધા ભૂખમરો વેઠતી તેમને ખેતીનું પૂરું જ્ઞાન નહિ તેમ ખેતી સારુ જે હળ વગેરે સાધનો જોઈએ તે તેમની પાસે હોય નહિ. તેમનો વ્યવહાર મુખ્યત્વે જંગલની પેદાશ ઉજળિયાત વસ્તીને આપી તેમની પાસે પોતીકા ખપની, શોભાની ચીજો લેવામા થતો. વળી, છે. કેટલાક જમીનદારો તેમના પાસે ખેતીના મજૂર તરીકે કામ લેતા. પરંતુ તે મનુષ્ય છે, તેમના પ્રત્યે સમભાવ કેળવવો જોઇએ, તેમને સુધારવા જોઈએ તે માટે આપણામાથી થોડાકોએ જ કાંઈ પ્રયત્ન કર્યો હશે. ગયા સૈકાનાં આખર વર્ષોમાં વડોદરાનરેશ શ્રીમંત મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ, જેમની રાજનીતિ હંમેશા પ્રગતિમાન, સુધારક અને દૂર દેશીભરેલી નીવડેલી, તેમણે નવસારી પ્રાન્તની કાલીપરજ વસ્તી વાસ્તે સોનગઢમાં એક વસ્તીગૃહ સ્થાપવા આજ્ઞા કરી હતી. પણ લોકમત જાગ્રત થયા વિના એકાદ અને છૂટાછવાયા પ્રયત્નો નિષ્ફળ જ જાય.

એટલું અહીં ઉપકારપૂર્વક નોંધવું જોઈએ કે ખ્રિસ્તી મિશનરીઓએ મનુષ્ય તરીકે તેમનો ઉદ્ધાર કરવા, જોકે ધર્માન્તરના હેતુથી, બહુ સ્તુત્ય અને સંગીન કાર્ય કરેલું છે. તેમની રીતભાતનો, તેમની ખાસિયતોનો, તેમના ધાર્મિક આચારવિચારોનો અને તેમના જીવનનો કોઈએ (શ્રીયુત શરતચંદ્ર રૉય જેવા કેટલાક અપવાદો સિવાય) પદ્ધતિસર અને શાસ્ત્રીય દૃષ્ટિએ અભ્યાસ કર્યો હોય તો તે મિશનરીઓએ જ કરેલો માલૂમ પડશે જ્યા સુધારાની કાંઈ પણ નિશાની ન મળી આવે એવા નિર્જન અને વિકટ પ્રદેશમાં વસી, અનેક મુસીબતો વેઠી, પ્રભુ જિસસના નામે, અજ્ઞાન અને દલિત જંગલી જાતિઓને સુધારવા અને કેળવવા અથાક પ્રયાસ કરેલા તે પ્રભુપ્રેમ વિના થઈ શકે નહિ; અને મનુષ્યસેવા એ જ પ્રભુસેવા છે, એમ એમણે અંતરથી માન્યુ છે. એ ખ્રિસ્તી મિશનરીઓની જનસેવા એકલા હિંદમાં જ મર્યાદિત હતી અથવા છે એમ નથી, પણ દુનિયાના છેક છેવાડાના ખૂણામાં પણ તેઓ બાઈબલનો સંદેશો સંભળાવતા નજરે પડે છે. એમની એ સેવાભાવનાને અને એમનાં જનસેવાનાં કાર્યોને જરૂર ધન્યવાદ ઘટે છે. જ્યાં લગભગ અઠવાડિયે ટપાલ જેવી મહત્ત્વની વસ્તુ પહોંચે એવા પહાડી અને જંગલના ગોઠ પ્રદેશમાં ખ્રિસ્તી સેવાસંઘના ફાધર એલ્વિન અને આફ્રિકાના ગીચ જંગલના પ્રદેશમાં ત્યાની જંગલી જાતિઓ વચ્ચે વસી

તેમની ઉન્નતિ વાસ્તે કામ કરતા આલબર્ટ શ્વાઇત્ઝરની રોમાંચક વાતો સાંભળીને આપણે તેમની સેવાવૃત્તિથી મુગ્ધ બની જઈએ છીએ અને તેમના માટે અત્યંત આદર અને માનની લાગણી પેદા થાય છે,

યુરોપીય મહાયુદ્ધ દરમિયાન હિન્દુસ્તાનને સ્વરાજ્ય મળે તે સારુ હોમરૂલ લિગની હિલચાલ ઉદ્ભવી હતી અને તેનું પ્રચારકાર્ય કરવા વિદુષી એની બિસન્ટની આગેવાની નીચે દેશભરમાં જુદી જુદી ટુકડીઓ ઘૂમી રહી હતી. મુંબઈથી જાણીતા રાજદ્વારી પુરુષો ગુજરાતના ભિન્ન-ભિન્ન ભાગોમાં ફરી, ભાષણો કરી, પાછા મુંબઈ જતા, પણ એમાંના એક અગ્રગણ્ય કાર્યકર્તા શ્રીયુત ઇન્દુલાલ યાજ્ઞિકે અમદાવાદમાં અડ્ડો જમાવ્યો. મહાત્માજીએ પણ અમદાવાદને મથક તરીકે પસંદ કર્યું. એવામાં મોન્ટેગ્યુ સુધારાનો પ્રશ્ન ચર્ચાઈ રહ્યો હતો; અને ખેડા જિલ્લામાં અતિવૃષ્ટિને લઈને ચોમાસુ પાક નિષ્ફળ ગયો હતો તેથી જમીનમહેસુલ નહિ ઉઘરાવવા ખેડૂત વર્ગ તરફથી સરકારને અરજીઓ થઈ રહી હતી; પણ પાકની આના-વારી પરત્વે મતભેદ ઉપસ્થિત થતાં મહાત્માજીના નેતૃત્વ નીચે ગુજરાતે પહેલ-વહેલી સત્યાગ્રહની લડત ઉપાડી હતી.

પંચમહાલના ભીલોની સ્થિતિ સામાન્ય રીતે ગરીબ અને દયાજનક હોય છે અને આ દુકાળના સમયમાં તે તદ્દન ખરાબ થઈ પડી હતી; તેમની દાદ ફરિયાદ સાંભળે અને તે સરકારને પહોંચાડે એવો કોઈ તેમનો વકીલ નહોતો. પણ સારા નસીબે પબ્લિક વર્ક્સ ખાતામાં નોકરી કરતા શ્રીયુત સુખદેવભાઈએ એમની દુર્દશા નિહાળી; એ કમકમાટીભર્યું દૃશ્ય જોતાં એમનું હૃદય દ્રવી ઊઠ્યું; તે જ ઘડીએ ભીલોની સેવા કરવાની તેમણે પ્રતિજ્ઞા લીધી, અને સરકારી નોકરીનું રાજીનામું લખી મોકલ્યું. પણ એ ભગીરથ કાર્યને પોતે એકલા પહોંચી શકશે નહિ એમ લાગ્યું. તેથી તે સમયે ગુજરાતમાં સમાજસેવાનું ઉત્સાહભર અને એકનિષ્ઠાથી કામ કરતા શ્રીયુત ઇન્દુલાલનો સાથ તેમણે શોધ્યો. ભાઈ ઇન્દુલાલને એવા સેવાકાર્યમાં રસ પડતો; એવા કાર્યની શોધમાં તે રહેતા. તરત જ તે એમની મદદે દોડ્યા. ત્યાં એમણે જે જોયું તેથી એમનું હૃદય ભેદાયું, તીવ્ર વેદના અનુભવી અને તે ભીલોની નિરાધાર ભૂખમરાપીડિત કરુણ સ્થિતિ પ્રતિ ગુજરાતી જનતાનું ધ્યાન ખેંચવા 'નવજીવન' માસિકમાં તેમણે તીવ્ર લાગણીભરી તંત્રીનોંધ લખી અપીલ કરી હતી કે "ચીતરી

ચઢે એવા મકાઈના બટકુ રોટલા માટે ટળવળતાં હાડપિંજરો, તળિયાઝાટક ખપી ગયેલા કાદવિયા પાણીવાળા ગંદા કૂવા સામે જોઈ નિસાસો મૂકતાં આવી થાકેલાં ઢોરો, કાંટાઝીટેલા સૂનાં સૂનાં ઝૂંપડાં, × × × લગભગ પૂરેપૂરી નગ્નાવસ્થા ભોગવતી તરુણ કુમારિકાઓ, સ્ત્રીઓ અને બાળકોનાં ટોળેટોળાને નીચા નમીને તળિયાઝાટક ખેતરોમાંથી માટી અને ઘાસ આખો દિવસ વાળી વાળીને મહામહેનતે અર્ધો શેર ઘાસનાં બીજ ભેગા કરતા જોઉં છુ. પાંચ પાંચ, દશ દશ ગાઉ દૂરથી બે અઢી આનાના રોજ સારુ, ઘરબાર છોડીને આવેલા સેંકડો પુરુષોને સડક ઉપર અને ચૂનાની ભઠ્ઠી ઉપર આખો દિવસ પથ્થર ફોડતાં નિહાળું છું. કાંઈ પણ બિછાના વગર કડકડતી ટાઢમાંથી કાંઈક બચવા માટે તાપણી પાસે ધરતી માતાનુ શરણું લઈ સુતેલી અને પોતાના બાળકોને પોતાનાં આછાં કપડાંથી અને હૂંફાળાં અંગથી ઢાંકવાનો મિથ્યા પ્રયત્ન કરતી સ્ત્રીઓની કલ્પના મગજને ક્ષમાવે છે. આ સ્થિતિ જોઈ કુદરત પણ લાજે, તો શું મનુષ્ય નહિ શરમાય ?"*

એ હકીકત જેમણે જનસેવાને જીવનમાં પ્રાધાન્ય આપ્યુ હતું તે ભારત સેવક સમાજના જાણીતા સભ્ય શ્રીયુત અમૃતલાલ ઠક્કરના જાણવામાં આવતાં તેઓ એ કાર્યમાં જોડાયા. તેમની એ પ્રવૃત્તિની વધુ વિગતો આપીએ તે પૂર્વે ભારત સેવક સમાજ અને શ્રીયુત ઠક્કર વિષે થોડીક માહિતી નોંધીશુ.

સન ૧૯૦૫ માં મહાન દેશનેતા સ્વર્ગસ્થ ગોપાલ કૃષ્ણ ગોખલેએ હિન્દી પ્રજાના અભ્યુદય અર્થે પ્રજાજીવનનાં જુદાં જુદાં ક્ષેત્રો—જેવા કે રાજકીય, આર્થિક, સામાજિક, કેળવણી વિષયક અને રાહતકાર્યો-માં સેવાધારી સમાજસેવકો તૈયાર કરવા હિન્દ સેવક સમાજ નામની સંસ્થા સ્થાપી હતી અને તેનો પ્રધાન આશય જનસેવાનો હતો. એ સંસ્થાના રાજકીય વિચારો સબંધમાં અને તેણે અખ્તયાર કરેલાં વલણ બાબત ભલે બે મત હોય, પણ હિન્દી પ્રજાની કોઈ પ્રકારે સેવા કરવી એ ધ્યેયમાંથી તેના સભ્યો પાછા પડ્યા નહોતા એ નિર્વિવાદ છે, અને જે ત્યાગવૃત્તિથી પ્રજાજીવનના વિકાસમાં તેમ પ્રજાને રાહત આપવાનાં કાર્યોમાં અગ્ર ભાગ લઈને કિંમતી હિસ્સો તેમણે આપ્યો તે નિઃશંક ધન્યવાદને પાત્ર છે. એ સંસ્થામાં (૧) શ્રી અમૃતલાલ વિ. ઠક્કર અને (૨) શ્રી કરસનદાસ ચિતળિયા સભ્ય હતા. એ સંસ્થા પ્રતિ શ્રીયુત ચિતળિયા કેવી રીતે ખેંચાયા એ વૃત્તાંત એમણે ઉલી (સન ૧૯૩૬) ગોખલે સંવત્સરી પ્રસંગે કરેલા વ્યાખ્યાનમાં આપ્યો હતો :

"દેશને પોતાનું સર્વસ્વ સમર્પણ કરે તેવા સંખ્યાબંધ મનુષ્યોની જરૂર દર્શાવી મારો આત્મા જગાડ્યો, મારા અંતરમાં જ્યોત પ્રકટાવી. મારો ત્યારે પુનર્જન્મ થયો. તે જ ક્ષણે મને લાગ્યું કે આ પુરુષને ચરણે બેસીને દેશસેવાના પાઠ પઢ્યા હોઈએ તો અવશ્ય સફળ નીવડે "+ ગુરુના ચિરસ્થાયી સ્મારક તરીકે એમણે ભગિનીસમાજ સંસ્થા સ્થપાયેલી.



શ્રીયુત અમૃતલાલ ઠક્કર

શ્રીયુત અમૃતલાલ ઠક્કરની હકીકત રસિક તેમ બોધક છે. એઓ ભાવનગરના વતની, જ્ઞાતે લોહાણા. વિદ્યાર્થી અવસ્થામાં નિશાળમાં જવાને બદલે બહાર ભમવાનું તેમને બહુ ગમતું; પણ બુદ્ધિ તેજસ્વી અને

* ભીલ સેવામંડળ રિપોર્ટ. ઈ. સ. ૧૯૩૩-૩૪ અને ૧૯૩૪-૩૫, પૃ. ૩.

+ જુઓ ગોપાલ કૃષ્ણ ગોખલે, પૃ. ૮

ગણિતમાં હોશિયાર એટલે સન ૧૮૯૦ માં તેઓ એલ સી ઈ. ની પદવી લઈ શક્યા. તે પછી ઇજનેર તરીકે ઘણે સ્થળે ફરેલા. યુગાન્ડા સુધ્ધાં જઈ આવેલા. એ પ્રમાણે પુષ્કળ અનુભવ મેળવેલો પણ એટલા બધા પ્રામાણિક કે ઉપરી સાથે, કોન્ટ્રાક્ટરો સાથે એમને ઝાઝો મેળ ખાય નહિ. ગરીબો, મજૂરો માટે પ્રથમથી દયાભાવ, અને ને કાર્યમા તેઓ ઘણોખરો પૈસો ખર્ચી નાંખતા આફ્રિકાથી પાછા આવ્યા ત્યારે ભાવનગરની ટિકિટ ખરીદવા જેટલા પૂરા પૈસો તેમની પાસે નહોતા, જ્યારે એમનો રસોઈઓ રૂ ૫૦૦) ભેગા કરીને પાછો આવ્યો હતો મુબઈમાં કામ કરતા કાઠિયાવાડના અત્યજોની દુર્દશા જોતા તેમને બહુ લાગી આવ્યુ અને પ્રભુ તેમને આદેશ આપતા હોય એમ સભળાયુ કે " જીવત માનવીઓરૂપી માર્ગ જે કરોડો મદિરો પડી ગયાં છે, એ માનવજીવનની ઇમારતો ચણવા તમારી નિમણૂક કરી છે, માટે ચૂના, ધૂળ ને પથ્થર મૂકી એ તરફ આવો પગારમા કફની અને ટાઢા ટુકડા મોકલીશ "×

એ સદેશો એમણે વધાવી લીધો. હિન્દ સેવક સમાજનો થોડોક પૂર્વ-પરિચય હતો. ગોખલેજી પાસે તેઓ ગયા, તેમને ગુરુ સ્થાપી દેશસેવાવ્રત અગીકાર કર્યું. એ વ્રત કેટલુ બધુ કલ્યાણકારી અને ગૌરવવતુ નીવડ્યુ તે સમસ્ત દેશ જાણે છે. એમની અંત્યજોની સેવા બદલ મહાત્માજીએ તેમને ઢેઢગરોડાના ગોરનો ઈલકાબ આપ્યો હતો અને એમની દલિતોદ્ધારની પ્રવૃત્તિથી દલિતોના બાપા અથવા ઠક્કર બાપા તરીકે મશહૂર બન્યા.

દુષ્કાળના સમયે ભીલોને તાત્કાલિક રાહત આપવા તેઓ પંચમહાલ ગયા. અહીંના ભીલોને તેમનો સત્સમાગમ કલ્પવૃક્ષ જેવો ફળદાયી નીવડ્યો. આપણાં શાસ્ત્રોએ સત્પુરુષનો મહિમા ગાયો છે તે મિથ્યા નથી તે દિવસથી ભીલોનો ભાગ્યોદય થયો એમ કહીએ તો તે ખોટું નથી. ત્યારથી એમનું લક્ષ ભીલોમાં પરોવાયુ. તેમનો ઉત્કર્ષ કરવા તેમણે સન ૧૯૨૩ મા દોહદમાં સેવામંડળ સ્થાપ્યું. તેના ઉદ્દેશો નીચે પ્રમાણે રાખ્યા હતા.—

(૧) બાળકોને શિક્ષણ આપવુ; ઊછરતી પ્રજાને હાથમાં લઈ તેને ખોટે રસ્તે ન ચઢવા દેવા.

(૨) મોટાઓને ઔષધપાણીથી અને ઉપદેશ આપી બને તેટલી સહાય આપવી.

---

× 'કુમાર', વર્ષ ૩, અક ૨૯, પૃ ૨૧૫.

(૩) અને જ્યાં તેમના ઉપર જુલ્મ ગુજરતો હોય ત્યાં તેમની મદદે દોડી જવું.×

પંચમહાલ જિલ્લો ગુજરાતના બીજા જિલ્લાઓ કરતાં બહુ પછાત અને અજ્ઞાન છે, તેની સાથે ભીલોની નિકૃષ્ટ અવસ્થા લક્ષમાં લેતાં તે મંડળે જે પ્રગતિ કરી છે તે સંગીન તેમ સંતોષકારક કહી શકાય. એ પ્રગતિનાં જે બીજ વવાયાં તે જતે દિવસે ફૂલીફાલી તેમાંથી વૃક્ષ પાંગર્યું છે.

× જુઓ ભીલ સેવા મંડળ રિપોર્ટનો ૧૯૩૩-૩૫, પૃ. ૪.

# ૭. સામાજિક પ્રગતિ

## (ર) મનુષ્યસેવા

આગલા પ્રકરણમાં વ્યક્તિવિકાસ અને વ્યક્તિસ્વાતંત્ર્ય સાધવા જે સુધારક પ્રવૃત્તિઓ ઉદ્‌ભવી અને તે પ્રવૃત્તિઓ પાછળના વિચાર અને ભાવનાના પ્રચાર અર્થે ભિન્ન ભિન્ન પ્રકારે પ્રયત્નો થયા તેનું કાંઈક દિશાસુચન કરવામાં આવ્યું હતુ; અને તેમાં નિર્દેશ કરેલુ પરિણામ એકદમ નહિ પણ ધીમે ધીમે થવાથી લોકમાનસમાં પરિવર્તન અસરકારક બનવા પામ્યું હતુ તે કાળે ઇંગ્લેંડમાં જે વિચારવાતાવરણ પ્રાધાન્ય ભોગવતું તેની સજ્જડ છાપ આપણા સુધારકો અને સુશિક્ષિત વર્ગ પર પડી. તેઓ તદનુસાર આપણા સમાજને સુધારવા અને તેનો ઉત્કર્ષ સાધવા જે તે નવી નવી પ્રવૃત્તિ ઉપાડી લેતા હતા. એ પ્રમાણે આપણી સામાજિક સુધારાપ્રવૃત્તિનાં મૂળ બહુધા ઇંગ્લેંડમાં જે સ્થિતિ દૃઢ જામતી તેમાંથી ઉદ્‌ભવેલાં માલૂમ પડશે

ઓગણીસમા સૈકાનો આરંભ થતાં ઇંગ્લેંડમાં યંત્રોનો ઉપયોગ શરૂ થવાથી તેના ઔદ્યોગિક વિકાસના ગણેશ મંડાયાં, અને જેમ જેમ નવાં નવાં યંત્રો શોધાતાં અને વધતાં ગયાં તેમ તેમ ત્યાંનો ખેડૂત, મજૂર અને કારીગર વર્ગ વધુ ને વધુ બેકાર અને ગરીબ થતો ચાલ્યો. તેમની સ્થિતિ એટલી દુઃખદ અને દયાજનક બની હતી કે તે યુગને જાણીતા લેખક મિ. હેમંડે ‘The Bleak Age’ તરીકે વર્ણવેલી છે.

કારખાનાનો માલિક તેના નફાના લોભમાં એટલો નિષ્ઠુર બન્યો હતો કે કારખાનાના મજૂરો પાસે—પછી તે સ્ત્રી, પુરુષ કે બાળક હોય—તેના ગજા ઉપરાંત એક યંત્રની પેઠે કામ લેતો. તે પરિસ્થિતિનુ વર્ણન આપતાં એક લેખકે જણાવ્યુ છે કે મજૂરોના કામના કલાકો સામાન્ય રીતે વધારેલા હતા અને તેની સરખામણીમાં તેમની મજૂરીના દર તદ્દન નીચા હતા; તેમને રહેવાની ચાલીઓ એથી પણ ખરાબ હતી. એ મજૂરો અગાઉ

ખુલ્લામાં ગામડાંમાં રહેતા તેમને શહેરમાં નવી પણ ઢંગધડા વગરની ધૂમાડાવાળી, અસુખાકારીભરી ચાલીઓ જીવલેણ થઈ પડી હતી તેમાં ઢોરની પેઠે તેઓ ખીચોખીચ રહેતા. અને કોલેરા, ટાઇફોઇડ વગેરેના જંતુઓનુ તે સ્થળ રહેઠાણ હતું ×

તેમ છતા તે વિષે કોઈ ચૂ કે ચા કરતું નહિ, કેમકે તે સમયે એવા વિચારો પ્રવર્તતા હતા કે સૌ કોઈને પોતપોતાની રીતે, બહારની ડખલગીરી વિના, છૂટથી વર્તવા દેવા જોઈએ.

સદરહુ વિચારવાદને Laisse faire એવું નામ આપવામાં આવ્યું હતું તેનો હેતુ એ હતો કે હરેક નાગરિક તેની ઈચ્છાનુસાર મજૂરને મજૂરીએ રાખી શકે, અને તેની પાસે ફાવે તેમ કામ લઈ શકે; પોતાને પસંદ પડે તે સ્થળે અને નજરમાં આવે ત્યારે તે માલ વેચે અને ખરીદે; તેમ જ તેનું નાણું જ્યાં અને જ્યારે અનુકૂળ થઈ પડે ત્યાં અને ત્યારે તે રોકી શકે, એવી સ્વતંત્રતા ધરાવે; અને એ વિચારના સમર્થનમા અર્થશાસ્ત્રના નિષ્ણાતો કહેતા કે સરકારના શુભ આશયથી આશ્રિત પ્રવૃત્તિ કરતાં વ્યક્તિગત સ્વાર્થ પ્રેરિત (enlighted selfishness) પ્રવૃત્તિ વધારે ફળદાયી નીવડશે; અને જ્યારે મજૂરોનાં દુઃખો અને હાડમારી અટકાવવા નવા કાયદા ઘડવાની પ્રવૃત્તિ ઊપડી ત્યારે તેનો વિરોધ કરતા ઈકોનોમિસ્ટ (The Economist) જેવા જાણીતા સાપ્તાહિકે લખ્યું હતું, કે—

Suffering and evil are nature's admonitions They cannot be got rid off; and the impatient attempts of benevolence to banish them from the world by legislation, before benevolence has learned their object and their end have always been productive of more evil than good."×

આ પ્રકારના વિચારોના પ્રચારથી અંગ્રેજ પ્રજાની અબાધિત (Free Trade) વ્યાપારમાં શ્રદ્ધા જામી અને તેમાંથી જે આર્થિક બળો ઉપસ્થિત થયાં તેનુ પરિણામ એ આવ્યું કે મૂડીવાદી વર્ગ વધુ ને વધુ ધનાઢ્ય થતો ચાલ્યો અને ગરીબ વર્ગ નીચે ને નીચે દુર્દશાને પામતો ગયો;

× Bertrand Russell કૃત Freedom and Organization p. 89
× Bertrand Russell's Freedom anp Organization page 133

વળી દિન પ્રતિદિન વધતી જતી વિજ્ઞાનની નવી શોધો અને વૈજ્ઞાનિક વિચારોના પ્રભાવથી લોકોની ધર્મ ઉપરથી શ્રદ્ધા ઊઠવા માંડી, જડવાદ ( materialism ) તરફ વલણ વધતું ગયું અને ડાર્વિનના ઉત્ક્રાન્તિવાદે એવા વિચારોનું પ્રતિપાદન કર્યું હતું કે જીવનસંગ્રામમાં માત્ર સશક્ત ઊભો રહી શકશે; નબળાપોચાનો લોપ થશે. તેની અસર નીચે જીવનવ્યવહારમાં વ્યક્તિસ્વાતંત્ર્યનું પ્રાબલ્ય વધ્યું, મનુષ્ય હરીફાઈમાં માનતો થયો અને કુદરતે જ નબળાપોચાનો નાશ કરવાનું નિર્માણ કરેલું છે એ વિચાર તેને પચી ગયો. તેની નૈસર્ગિક, સમભાવ અને દયાની લાગણી આથી મરી પરવારી અને લેની સ્વાર્થપ્રાપ્તિમાં આડે આવતાં બળો રૂંધવા તે પ્રવૃત્ત થવા માંડ્યો.

આ જાતની મનોદશાને કારણે પશ્ચિમમાં મજૂરવર્ગની અવદશા અને ખુવારી પ્રતિ સાવ બેદરકારી બતાવવામાં આવતી. અને ભૂખે મરતા મજૂરોને રાહત આપવા, મનુષ્ય તરીકે તેમના સારુ પૂરતી સવડ કરવા, કારખાનાના માલિકોને કદાચ અપીલ થતી તો તેઓ તેને ગાંઠતા નહિ. મધ્યમવર્ગ, વેપારી અને કારખાનાનો માલિક તેના વ્યક્તિગત હક અને વ્યક્તિસ્વાતંત્ર્યના જોર ઉપર મુસ્તાક રહેતો અને તેના એ હક્ક ઉપર તરાપ પડતાં તે ધાંધલ કરી મૂકતો હતો. પાદરીવર્ગ, જેની પાસે મજૂર અને દલિત વર્ગ કાંઈ સક્રિય મદદની અપેક્ષા રાખે, તેઓ સહાનુભૂતિમાં એવો ઉપદેશ આપતા કે અન્યાયી નિકૃષ્ટ સ્થિતિમાં પરમાત્માએ તેમને મૂકેલા છે; એટલે પ્રાપ્ત કર્તવ્યને તેમણે નિમકહલાલીથી અદા કરવું; જે મુસીબતો પડે તે ધૈર્યથી સહન કરવી; તેમની વર્તમાન સ્થિતિ ટૂંક સમય માટે છે. જે દુન્યવી ચીજોની પ્રાપ્તિ અર્થે શ્રીમંત વર્ગ ખંતપૂર્વક મથી રહ્યો છે તે સારુ મજૂરોએ—દલિત વર્ગે કલેશ કરવાની કંઈ જરૂર નથી.

આપણા દેશમાં પણ ગરીબોને ઉપર મુજબ આશ્વાસન આપનારાં અનેક શાસ્ત્રવચનો ધર્મગ્રંથોમાંથી ઉપલબ્ધ થશે, પરંતુ એ ક્ષુલ્લક ધર્મોપદેશ મનુષ્યસ્વભાવને હંમેશાં રુચિકર થતો નથી તેમ જ તે તેને સંતોષ આપતો નથી; ઊલટું તેથી કેટલીકવાર અસંતોષ વધે છે, અને તેની સહનશક્તિ ખૂટી પડે છે. ગરીબ, પીડિત, દલિત, મજૂરવર્ગ સમાજ બેસામે પરિણા ભાઠ ઉઠાવે છે, અને ત્યારે જનતાની આંખો ખૂલે છે; તેની ફરિયાદ તેમ જ દુઃખનાં

કારણો અને ઉપાય શોધવા, સરકાર અને આગેવાન લોકનેતાઓ તરફથી તજવીજ થવા માંડે છે.

ઇગ્લેંડનો ગરીબ મજૂરવર્ગ એ દુઃખનો ભાર સહન ન કરી શક્યો ત્યારે તેણે પ્રચલિત વ્યવસ્થા સામે થઈ, એક ચાર્ટર તૈયાર કરીને, કેટલીક રાહત માગી. તે પરથી એ હિલચાલ ચાર્ટીઝમ તરીકે જાણીતી થઈ હતી.

તેની વિગતોમાં જવાની જરૂર નથી, પરન્તુ ભિન્ન ભિન્ન પ્રકારનાં વિચારબળો અને પ્રવૃત્તિઓ—વિરોધી અને સહાયક—એકત્ર થતાં, તેના પરિણામે પ્રવર્તમાન સરકારને મજૂર અને કારીગર વર્ગોની સ્થિતિ સુધારવા અને મનુષ્ય તરીકેના તેમ જ વાજબી હક સ્વીકારવા, વખતોવખત નવા કાયદાઓ—જેવા કે કારખાનાંઓને લગતા, (Factory Acts), મતાધિકારના (Franchise), કેળવણી વિષયક, મજૂર મહાજનના (Trade Union), સહકારી પ્રવૃત્તિના (Co-operative Socity), વૃદ્ધાવસ્થાના, (Old Age Pensions), ગરીબોને રાહત આપવાના (Poor Laws), બેકારીમાં નિર્વાહના (Unemployment Insurance), વૈદક મદદના (Health Insurance) વગેરે પસાર કરવાં ફરજ પડી હતી; અને તેને લઈને મજૂરોના જીવનમાં અને સ્થિતિમાં સહેજસાજ સુધારો થવા પામ્યો હતો.

બીજી બાજુએ મોરિસ અને રસ્કિન જેવા સમર્થ લેખકોએ હાથ-કારીગરીની ખૂબીઓ અને તેના સૌન્દર્ય પ્રતિ પ્રજાનું ધ્યાન દોરી, યંત્રપ્રવૃત્તિનો વિરોધ કરી, દેશના ભાગતા જતા હાથના હુન્નર ઉદ્યોગોને ઉત્તેજવા પ્રચારકાર્ય આદર્યું હતું અને તે ચળવળની પણ થોડીક અસર થવા પામી હતી.

નવી નવી વિજ્ઞાનની શોધોથી અને પ્રાચીન ઐતિહાસિક માહિતી ઉપલબ્ધ થતાં ખ્રિસ્તી ધર્મ વિષેની માન્યતામાં પરિવર્તન થવા પામ્યું હતું. એ ધર્મના રોમન કેથોલિક અને પ્રોટેસ્ટન્ટ એ મોટા વિભાગો ઉપરાંત અમુક અમુક પ્રકારના મતભેદોને લઈને અનેક પેટા વિભાગો પડેલા છે. એમાંના એક પેટાવર્ગની માન્યતામાં ફેરફાર થતાં તે એવી શ્રદ્ધા ધરાવતો થયો હતો કે પ્રભુ જિસસ ક્રાઈસ્ટનો ઉપદેશ મનુષ્યજીવનમાં

ઉતારી શકાય તે પ્રમાણે સમાજજીવન ઘડવા પ્રયત્ન થવા જોઈએ. ખ્રિસ્તી પાદરીઓ ગરીબ મજૂરવર્ગને આ જીવન કરતાં પરલોકના જીવનસુખ પર વધુ વિશ્વાસ રાખવા અને તેમાંથી આશ્વાસન મેળવવા ઉપદેશ કરતા હતા, પણ ઉપર નિર્દેશેલી ભાવના નવો ચીલો પાડતી હતી અને તે વધારે વ્યવહારુ, અસરકારક અને લાગણીવાળી હતી. તે દ્વારા ઘણું જરૂરી અને સંગીન સમાજસેવાનું કાર્ય થવા પામ્યું; અને તે કારણે એ પ્રવૃત્તિ ખ્રિસ્તી સામાજિક હિલચાલના નામે જાણીતી થયેલી છે. તેને ઉપસ્થિત કરવામાં ફ્રેડરિક ડેનિસન મોરિસ અને ચાર્લ્સ કિન્ગસ્લી મુખ્ય હતા. તે સંબંધમાં કેનન બેનેટનું નામ પણ ભુલાય તેવું નથી. તેમના ઉપદેશનો આશય એ હતો કે તેની સર્જેલી સૃષ્ટિમાં પ્રભુની પ્રકૃતિનું સહજ દર્શન થાય છે, એટલું જ નહિ પણ મનુષ્યરચના એ માટે યોજાયેલી જણાય છે. જિસસ ક્રાઇસ્ટમાં પ્રભુનો સાક્ષાત્કાર થયો હતો. ભૂમિ પર અધર્મનો ભાર વધી પડે છે, સાધુ-સંતોને ત્રાસ અપાય છે અને અન્યાય અને અત્યાચાર ખૂબ વ્યાપે છે ત્યારે પ્રભુ અવતાર ધરે છે—એ ગીતાજીનો શ્લોક જાણીતો છે. તે પ્રમાણે પ્રભુ જિસસ ક્રાઇસ્ટે મનુષ્યજાતિના ઉદ્ધાર અર્થે અવતાર લીધો હતો-એ હેતુથી કે તે મનુષ્યને માત્ર ઉપદેશથી જ નહિ પણ જીવનમાં તદનુસાર વર્તીને પરમાત્માનો આદેશ વ્યક્ત કરે. તાત્પર્ય કે સમસ્ત મનુષ્યજીવનમાં પ્રભુનો વાસ છે: તેના વિનાનું કોઈ સ્થાન ખાલી નથી. મનુષ્ય પ્રતિ કોઈ અન્યાય કે અત્યાચાર કરવો એ દેવળમાં નહિ જવું, નિયમ વ્રત વિધિ પ્રતિ બેદરકારી બતાવવી અથવા બાઇબલ ધર્મગ્રંથનું નિત્ય વાચન વીસરવું તેના કરતાં વધારે ગંભીર ગુનો છે. તે પરમાત્માની અવહેલના કરવા બરોબર છે. એ પ્રવૃત્તિનો ઝોક, આમ, સમાજને પ્રભુપરાયણ કરવાનો હતો. તેના સમર્થનમાં ઉપદેશકો કહેતા કે પ્રભુ મનુષ્ય અવતાર લે છે તે એટલા માટે કે મનુષ્ય પ્રભુ જેવો બને.

વળી શિક્ષિત સમાજનું—જેમકે કેમ્બ્રિજ, ઑક્સફર્ડ અને લંડન યુનિવર્સિટીઓનું—લક્ષ્ય માનવતાની દૃષ્ટિએ મજૂર અને ગરીબ લત્તાઓ પ્રતિ ખેંચાવાથી એ વર્ગની સુધારણા અને ઉદ્ધાર અર્થે વ્યવહારુ માર્ગ યોજવા તેઓ તત્પર બન્યા હતા.

આ સઘળી પ્રવૃત્તિઓમાંથી સામાજિક સેવાકાર્યનો ઉદ્ભવ થયો અને તેના સંચાલકોએ આ જાતની મનુષ્યસેવાને ઈશ્વરસેવા માની.

આમ ગયા સૈકાના ઉત્તરાર્ધથી મનુષ્યસેવા એ ખ્રિસ્તી ધર્મનું પ્રધાન અંગ બનવા પામી.

આ મનુષ્યસેવાની પ્રવૃત્તિઓ, તેના અંગેની સેવાસંસ્થાઓનો (Social settlements)નો વૃત્તાંત રસપ્રદ અને રોમાંચક તેમ વિચારણીય છે. તેના કાર્યકર્તાઓએ કોઈ પણ મનુષ્યસેવાની પ્રવૃત્તિને હલકી કે અધમ ગણી નથી, તે માટે પૈસો વહાલો કર્યો નથી તે પાછળની હાડમારી કે તે ખાતર જીવનના જોખમનો વિચાર સરખો કર્યો નથી. માત્ર પ્રભુ જિસસ ક્રાઇસ્ટના પ્રેમ ખાતર, તેના પવિત્ર નામે, એ મિશનરીઓએ પતિતોદ્ધાર, રક્તપિત્તિયાની શુશ્રૂષા, દલિત, પછાત અને અજ્ઞાન જાતિઓનો ઉદ્ધાર, ગુનેગાર કોમોની સુધારણા, કેળવણીનો પ્રચાર, વૈદક રાહત વગેરે પ્રવૃત્તિઓ ઉપાડી લઈ મનુષ્યજાતિની સેવા ઉમંગથી કરી છે, તે ખચિત પ્રશંસનીય તેમ આદરણીય છે. મનુષ્યસેવાને જ એ લોકોએ ધર્મ માન્યો છે; એટલું જ નહિ, પણ તેને જીવનમાં ઉતાર્યો છે; અને તે ખ્રિસ્તી ધર્મનું વિશિષ્ટ અંગ બન્યું છે.

આ સેવાભાવના અને પ્રવૃત્તિઓની લોકમત પર પ્રબળ અસર થવા પામી. એનાથી પ્રેરાઈને હિન્દી સરકારે જાહેર હિતના પ્રશ્નો જેવા કે લોકસુખાકારી, વૈદક મદદ, હોસ્પિટલો અને દવાખાનાં, કામદાર ખાતું અને ફેક્ટરીઓને લગતા કાયદાઓ, રક્તપિત્તિયા, બહેરા, મૂંગા, અંધ, ગાંડા વગેરે માટે યોગ્ય પ્રબંધ અને વ્યવસ્થા, શહેરના પરવાસ, ગુનેગાર જાતિઓ માટે અલાયદા વસવાટ, સહકારી હિલચાલ વગેરે ઉપાડી લીધા. તે સર્વ પ્રવૃત્તિઓ યોગ્ય માર્ગે હતી અને સ્વરાજ પછી તે બધી પ્રવૃત્તિઓ વિકસી છે અને એ દિશામાં ઘણું સંગીન કાર્ય થયું છે અને થાય છે.

આર્યધર્મે જીવશિવના ઐક્યની ભાવના પરાપૂર્વથી સ્વીકારેલી છે. પિંડે તે બ્રહ્માંડે અથવા આત્મા ને પરમાત્માનું સામ્ય દર્શાવી 'હું જ બ્રહ્મ છું' એવો ઉપદેશ ઉપનિષદમાં કરવામાં આવ્યો છે, અને પરમાત્માને સચરાચર, જડ અને ચૈતન્ય સૃષ્ટિમાં વ્યાપેલો માન્યો છે. એટલે કે પરમાત્મા પ્રાણીસૃષ્ટિમાં, તેના અણુએ અણુમાં વ્યક્ત થયેલો છે એવી લોકમાન્યતાથી હિન્દુ જનતાએ પશુપંખીઓ, જંતુઓ અને કીટક સુદ્ધાંના રક્ષણ અને પાલન સારૂ પરબડીઓ અને પાંજરાપોળો વગેરેની વ્યવસ્થા કરી અનતદયાનો

ભાવ બતાવેલો છે. એ ભાવના સ્વર્ગસ્થ કવિ મણિશંકર રત્નજીએ નીચેની પંક્તિઓમાં સુંદર રીતે દર્શાવેલી છે.

"નીકો નાની મોટી જે જીવો તણી;
વહેતુ તેમાં એક અખંડિત વહેન જો!

હસનારાઓ સાથે હસવાનું ઘટે;
રડનારની સાથે રડવુ તેમ જો!

એકબીજાનાં આંસુડાંઓ લૂછતાં,
ઊંચા ચડશો સ્ત્રીપુરુષો સૌ એમ જો!

ભૂતદયા છે ધર્મ બધાના મૂળમાં;
સમજાયે સન્તોનો એ ઉપદેશ જો!

પરન્તુ ગયા સૈકામા ખ્રિસ્તી મિશનરીઓના સંસર્ગમા આવ્યા પહેલાં મનુષ્યને રાહત આપવા, તેમની અપંગ અને નિરાધાર સ્થિતિમાં બરદાસ કરવા, તેમના દુઃખોનુ નિવારણ કરવા, વ્યવસ્થિત રીતે અને સમાજ તરફથી સેવાની દૃષ્ટિએ, ખાસ પ્રબંધ કરવામા આવ્યો હોય એવું કાંઈ જાણવામા નથી. ખરી રીતે આપણા સુધારકોએ એ વિષયમાં ખ્રિસ્તી પ્રવૃત્તિઓનુ અનુકરણ કરેલુ છે એમ કહેવુ ખોટું નથી.

અદ્વૈતવાદના વિચારો અગાઉ દેશભરમાં પ્રસરેલા હતા, પણ આપણે સૌ એક જ છીએ, સૌ એક જ પિતાનો પરિવાર છે, સૌમા ઈશ્વરી અંશ રહેલો છે; તેથી એકબીજા પ્રત્યે સમભાવ તેમ જ દયાભાવ દર્શાવી મનુષ્યજાતિની સેવા કરવી એ ભાવના બહુ થોડામા હતી.

વર્તમાન યુગમાં તે દિશામાં કોઈએ વ્યવહારુ અને વ્યવસ્થિતપણે પગલાં ભર્યાં હોય તો તેનો યશ રામકૃષ્ણ-વિવેકાનંદ સંસ્થાને ઘટે છે. સ્વામી વિવેકાનંદે વિશ્વધર્મ પરિષદમાં વ્યાખ્યાન આપતાં વેદાન્તને એક જીવન્ત ધર્મ તરીકે ઓળખાવ્યો હતો અને મનુષ્યમાં પ્રભુનો વાસ રહેલો છે એ મુદ્દા પર ભાર મૂકીને જનસેવાનાં કાર્યો પ્રતિ સમાજનુ ધ્યાન દોર્યું હતુ. તે વિષયનો સ્ફોટ કરતો એક મનનીય લેખ 'વેદાન્ત કેસરી' નામક એ જ સંસ્થા તરફથી ચાલતા માસિકમા પ્રકટ થયો છે, તેમાથી જરૂરી ભાગ અહીં આપીશુ.—

But in the light of the doctrine of Immanence, otherwise described here as the philosophy of "God in Man" we can have an ideal of life that takes due cognisance of the spiritual urge of introversion that manifests itself as asceticism, as well as the ethical urge of extroversion that takes the form of humanism and collectivism—an ideal that in fact fuses or synthesises both these into a rational aud harmonious scheme of spiritual life with its twin forms of communion, namely meditation, in which one communes with Deity immanent in the self, and service, through which one communes with the same Deity as manifested in others and in society at large."*

આ ભાવથી પ્રેરિત થઈને મનુષ્યસેવા અર્થે રામકૃષ્ણ-વિવેકાનંદ સંસ્થાના સંન્યાસી-સાધુઓએ દેશભરમા અનેકવિધ સેવાપ્રવૃત્તિઓ ઉપાડેલી છે, તે લોકોપકારી તેમ જ હિતાવહ નીવડેલી છે.

આર્ય સમાજ અને પ્રાર્થના સમાજે એ જ માર્ગે પ્રયાણ કરી અનાથ આશ્રમો, ફાઉન્ડલિંગ હોમ અને પતિતોદ્ધાર સંસ્થાઓ સ્થાપી છે અને તેમાં માનવતાનો ભાવ પ્રધાનપણે પ્રવર્તે છે.

એવા ઉદાર વિચારથી અને સેવાવૃત્તિથી જાહેર પ્રવૃત્તિઓ ઉપાડી લેવા અને ચલાવવા સ્વર્ગસ્થ ગોપાળ કૃષ્ણ ગોખલેએ સન ૧૯૦૫ માં હિન્દ સેવક સમાજ સ્થાપ્યો હતો અને તેનો પ્રધાન આશય આપણુ જાહેર જીવન ધાર્મિક વાતાવરણ જેવુ પવિત્ર અને ઉત્કૃષ્ટ કરવાનો હતો.

સામાજિક સુધારાની પ્રવૃત્તિ સામે જનસમુદાય ગતાનુગતિક વિરોધ કરતો. દેશનુ ઐક્ય સાધવા હિન્દી મહાસભા ખંતપૂર્વક પ્રયત્ન કરી રહી હતી. તેમાં સૌ કોઈ વર્ગનો સમાવેશ થતો અને તે કારણસર તેના પર અઘટિત આક્ષેપ ન મુકાય એ આશયથી તેમ સર્વ જુદા જુદા ઘટકોને એક

* વેદાન્ત કેસરી, ઑગસ્ટ સન ૧૯૩૭.

સાથે સંયોજિત રાખવા મહાસભાની પ્રવૃત્તિથી સમાજસુધારાની પ્રવૃત્તિને પ્રથમથી હેતુપૂર્વક નોખી રાખવામાં આવી હતી.

સમાજસુધારકો ધીમે ધીમે પણ મક્કમ પગલે આગળ કૂચ કરે જતા હતા; અને બીજી બધી દલીલો ખૂટી પડી ત્યારે સુધારાનું કાર્ય પ્રજાની પાછલી જીવનપરંપરાને અનુલક્ષીને કરવું કે કેવળ બુદ્ધિવાદને પ્રાધાન્ય આપીને આગળ ધપાવવું, એ વિવાદનો પ્રશ્ન થઈ પડ્યો, પણ છેવટે મનુષ્યસેવાની ભાવનાને સમાજમાં મહત્ત્વનું સ્થાન અપાયું એ સંતોષકારક બીના ગણાય અને તે એક ધર્મકર્તવ્ય મનાયું છે. સૂરતના 'લેડી વિલિંગ્ડન અશક્તાશ્રમે' તો 'મનુષ્ય સેવા એ ઈશ્વરસેવા છે, કારણ કે દરેક મનુષ્યમાં પ્રભુનો અંશ છે,' એ ધ્યાનમંત્ર ધારણ કરેલો છે, અને મહાત્માજીએ તો સેવાજીવનને જ તેમના કાર્યક્રમમાં પ્રાધાન્ય આપેલું હતું તેઓ એટલે સુધી કહે છે કે ઈશ્વરની સેવા એક રીતે જ થાય ગરીબોની સેવા તે ઈશ્વરની સેવા છે, અને તે સૂત્રનું સ્પષ્ટીકરણ કરતાં તેઓ જણાવે છે કે "આત્મજ્ઞાન, જીવમાત્રની સાથે એટલે ઈશ્વરની સાથે ઐક્ય—તન્મયતા સાધવાથી જ થાય. જીવમાત્રની સાથે ઐક્ય સાધવું એટલે તેને દુઃખે જ્ઞાનપૂર્વક દુઃખી થવું; તેના દુઃખનું નિવારણ કરવું."*

જગતમાં, ઉપર જણાવ્યા પ્રમાણે સેવાભાવનું પ્રાબલ્ય જામે તો દુઃખોમાંથી મુક્ત થઈ મનુષ્યનું જીવન સુખી થાય એટલું જ નહિ, પણ પૃથ્વી પર જ તે સ્વર્ગીય આનંદ અનુભવે.

મુંબઈની સોશિયલ સર્વિસ લીગનો ઉદ્ભવ પોતાના પછાત અને અજ્ઞાન બંધુઓને સહાયભૂત થઈ, તેમને સાચે રાહે દોરવાના ઉદ્દેશમાંથી થયો હતો.

વર્તમાન સમયમાં મનુષ્યસેવાને સમાજજીવનમાં મહત્ત્વનું સ્થાન અપાયું અને તે એક ધર્મકાર્ય ગણાયું છે, તે આનંદ પામવા જેવું છે. મનુષ્યમાં પ્રભુનો વાસ છે એ ભાવના લોકોમાં દૃઢ અને વ્યાપક બનતાં સંસારમાંનાં અનેક દુઃખો, અન્યાય અને સતામણી આપોઆપ દૂર ભાગશે.

પ્રસ્તુત વિચારથી દોરાઈને હરિજનનો પ્રશ્ન નિરૂપણ માટે છેવટ સુધી મોકૂફ રાખ્યો હતો, એ આશામાં કે તેના શુદ્ધ અને સાચા સ્વરૂપમાં તે જોવા તપાસવાનું અનુકૂળ થઈ પડે.

---

* ધર્મમંથન, પૃ. ૩૦૩-૪

નવયુગનું પ્રસ્થાન થતાં જ સુધારક વર્ગનું હરિજનોની દુર્દશા પ્રતિ લક્ષ ગયુ; તેમની ગુલામીભરી સ્થિતિ સુધારવા તેમ જ તેમની ઉન્નતિ સાધવા તેઓ પ્રેરાયા તે પહેલાંથી ખ્રિસ્તી મિશનરીઓએ હરિજનોને ખ્રિસ્તી ધર્મમાં વટલાવવાના પ્રયત્નો કર્યા હતા, પણ એ હરિજનભાઈઓનો ઘણો મોટો ભાગ હિન્દુ ધર્મમાં પડતાં સર્વ દુઃખો સહી લઈ સ્વધર્મને મક્કમપણે વળગી રહેલો. તેમ છતાં ખોટી અને અંધ ધર્મશ્રદ્ધાને વશવર્તી હિન્દુ જનસમુદાયે તેમના તરફ તદ્દન નિષ્ઠુરતા બતાવેલી છે, એ તેને માટે શરમજનક જ છે. મનુષ્ય તરીકે એ વર્તન અસહ્ય હતું, જંગલી પ્રાણીઓ કરતાં પણ બહુ ખરાબ રીતે તેમના પ્રતિ વર્તાવ કરવામાં આવતો. પરંતુ તેમનો પક્ષ લેનાર કે તેમની વકીલાત કરનાર થોડાક જ નજર પડશે સૌ કોઈ તેની સેવાનો લાભ લે છે; તેની પાસે સખ્ત મહેનતમજૂરી કરાવે છે; તેનો ઉપયોગ કરવામાં તેને બાધ આવતો નથી, પણ એક મનુષ્ય તરીકે તેની સાથે યોગ્ય વ્યવહાર કરતાં ઘૃણા ઊપજે છે, અને જાણ્યે-અજાણ્યે એનો સ્પર્શ થતાં તે એક રક્તપિત્તિયો ન હોય તેમ તેને હડધૂત કરવામાં આવે છે

યુરોપમાં અગાઉ યહૂદીઓની એવી નરાધમ સ્થિતિ હતી સૌ કોઈ તેમનો તિરસ્કાર કરતું, જોકે તે વર્ગ અસ્પૃશ્ય નહોતો, બીજી રીતે તે વર્ગ બાહોશ, બુદ્ધિશાળી અને શ્રીમંત હતો. જાણીતા નવલકથાકાર સર વૉલ્ટર સ્કૉટે આઇવેનહો નામક તેની જાણીતી નવલકથામાં આઇઝેક જ્યૂનું તાદૃશ ચિત્ર દોર્યું છે. એ કથામાંનો નાયક તેને સતાવે છે ત્યારે જે ઉત્તર એ આપે છે તે હૃદયભેદક છે. તે તેને કહે છે કે શું જ્યૂને આંખ નથી, પગ નથી, લાગણી નથી, હૃદય નથી? શું તે એક મનુષ્ય નથી? શું પ્રભુએ તેને સર્જ્યો નથી?

મહાત્માજીએ પણ એમના પ્રત્યેના ઘોર અન્યાયનું, તેમની કરુણ દશાનું જે ચિત્ર આલેખ્યું છે તે ગંભીર ચિંતન માગી લે છે તેઓ લખે છેઃ "હરિજનોને માથે આપણે કેવા કેવા અન્યાયો ખડક્યા છે એનું આપણને સ્મરણ રહે એ સારું છે સામાજિક દૃષ્ટિએ તેઓ રક્તપિત્તિયા છે આર્થિક દૃષ્ટિએ તેઓ ગુલામ કરતાં નપાવટ છે. ધાર્મિક દૃષ્ટિએ તેમને આપણે જેને 'દેવમંદિરો'ને ખોટે નામે ઓળખીએ છીએ તે સ્થળોમાં પ્રવેશ કરવાનો પ્રતિબંધ છે. તેમને સવર્ણ હિંદુઓના જેટલી જ છૂટથી જાહેર રસ્તા, જાહેર નિશાળો, જાહેર ઇસ્પિતાલો, જાહેર કૂવા, જાહેર નળ, જાહેર બાગબગીચા એવી જગ્યાઓનો ઉપયોગ કરવાની

મનાઈ છે. કેટલીક જગ્યાએ તો તેઓ અમુક અંતરથી પાસે આવે તે સામાજિક અપરાધ ગણાય છે અને કોઈ કોઈ છૂટીછવાઈ જગાઓએ તેમના દર્શન માત્રની જ માણસો અભડાય છે. તેમને રહેઠાણ માટે શહેરો અને ગામડાંના ખરાબમાં ખરાબ ભાગ આપવામાં આવે છે, અને ત્યાં તેમને લગભગ કશી જ સામાજિક સગવડો મળતી નથી સવર્ણ હિન્દુ વકીલો અને ડૉક્ટરો સમાજના બીજા માણસોની સેવા કરે તેવી તેમની ન કરે. બ્રાહ્મણો તેમને ત્યાં ધાર્મિક વિધિઓ ન કરાવે તેઓ જેમ તેમ કરીને જીવતર ચલાવી શકે છે અથવા હજુ હિન્દુ ધર્મમાં રહે છે એ જ આશ્ચર્યની વાત છે. તેઓ એટલા કચડાઈ ગયા છે કે જાલિમો સામે બળવો કરવાની પણ તાકાત તેમનામાં રહી નથી કાર્યકર્તાઓની નજર આગળ યરવડા ના કરારની કલમોના ગર્ભિત અર્થનો આબેહૂબ ચિતાર ખડો થાય એટલા માટે આ દુ:ખદ અને શરમભરેલી હકીકતો મે યાદ કરાવી છે. સતત અવિશ્રાંત પ્રયત્નથી જ આ દલિત લોકોનો પતિત દશામાંથી ઉદ્ધાર થઈ શકશે, હિન્દુ ધર્મ શુદ્ધ થઈ શકશે અને સમસ્ત હિન્દુ સમાજનો અને તેની સાથે આખા હિન્દુસ્તાનનો ઉદ્ધાર કરી શકાશે".

ઉપર્યુક્ત ઉતારામાં મહાત્માજીએ તેને એક ધાર્મિક પ્રશ્ન ગણ્યો, એ વાજબી કર્યું હતુ. એક ધાર્મિક માન્યતા તરીકે જનતામાંથી આભડછેટની લાગણી નિર્મૂળ થશે ત્યારે તેનો ઝટ ઉકેલ આવશે. તેથી મંદિરપ્રવેશ પર ખાસ ભાર મૂકવામા આવ્યો હતો.

હરિજનોની ઉન્નતિ કરવા પ્રથમ હિલચાલ થયેલી ત્યારે તેનો દલિત જાતિ તરીકે નિર્દેશ કરવમાં આવતો; પણ એવી દલિત જાતિમાં બીજી જાતિઓ એ સ્થિતિમાં પડેલી હોય તેનો સમાવેશ થઈ શકે, તેથી શ્રીમંત મહારાજા સર સયાજીરાવે એ જાતિને અસ્પૃશ્ય જાતિ તરીકે વર્ણવી હતી, અને તેમને ઊંચે લઈ જવામાં એઓશ્રીએ ઘણા પ્રયાસ કર્યા હતા, એ નોંધવુ જોઈએ

એ પ્રવૃત્તિના મૂળમાં અસ્પૃશ્યતાનિવારણની સાથે હરિજનોનો આર્થિક વિકાસ એ પણ એક પ્રેરક બળ હતું, અને તેનો અકસીર ઇલાજ તેનામાં કેળવણીનો પ્રચાર મનાયેલો હતો. પણ એવા મદ, ચોક્કસ કાર્યનીતિ

---

* ધર્મસંસ્થાપન, ગાંધીજી, પૃ. ૧૦-૧૧

અને ધોરણ વિનાના પ્રયાસોની ઝાઝી અસર થવા ન પામે એ સ્પષ્ટ છે; તોપણ તેમની પહેલાંની સ્થિતિમાં ફેરફાર થયો છે.+

રાજકારણની દૃષ્ટિએ સરકારે અસ્પૃશ્ય જાતિઓને હિન્દુ સમાજમાંથી જુદી પાડવા પ્રયત્નો કરવા માંડ્યા, ત્યારે એ પ્રશ્ન બહુ ગંભીર બની ગયો અને તેના પ્રતિકારરૂપે મહાત્માજીએ બીજી ગોળમેજી પરિષદમાં નીચે મુજબ પ્રતિજ્ઞા જાહેર કરી હતી:

"બીજી નાની કોમોની માગણી હું સમજી શકું છું, પણ અંત્યજો વતી કરવામાં આવેલી માગણી એ મારે મન 'સૌથી નિર્દય ઘા' છે કે અસ્પૃશ્યતાનું કલંક કાયમ રહેવાનું છે. હિન્દુસ્તાનની સ્વતંત્રતા મેળવવા માટે પણ હું અંત્યજોના સાચા હિતને વેચી ન ખાઉં. હું પોતે અંત્યજોના વિશાળ સમુદાયનો પ્રતિનિધિ હોવાનો દાવો કરું છું. અહીં હું મહાસભાની વતી નથી બોલતો, પણ મારી પોતાની વતીથી બોલું છું, અને દાવો કરીને કહું છું કે તમામ અંત્યજોના મતની ગણતરી કરવામાં આવે તો મને તેમનો મત મળે અને મારું નામ પહેલું આવે. અને હું હિન્દુસ્તાનને એક છેડેથી બીજા છેડા સુધી અંત્યજોને કહેવા જાઉં કે જુદા મતદાર મંડળ અને અલગ બેઠકો એ અસ્પૃશ્યતા, જે તેમનું નહિ પણ સનાતની હિન્દુ ધર્મનું કલંક છે, તે દૂર કરવાનો ઉપાય નથી.

"તમારા પત્રક પર અને અમારા વસ્તીપત્રકમાં અંત્યજોનો જુદો વર્ગ ગણાય એમ અમે ઇચ્છતા નથી. શીખો હંમેશાં શીખ રહે, મુસલમાનો હંમેશાં મુસલમાન રહે, યુરોપિયનો હંમેશાં યુરોપિયન રહે, પણ અંત્યજો હમેશાં અસ્પૃશ્ય રહેશે?

"અસ્પૃશ્યતા જીવે એના કરતાં તો હિંદુ ધર્મ રસાતળ જાય એ હું બહુ વધારે ઇચ્છું. તેથી ડૉ. આંબેડકર વિષે અને અંત્યજોનો ઉદ્ધાર કરવાની તેમની ઇન્તેજારી વિષે મારો આદર હોવા છતાં, તેમની શક્તિ વિષે મને પૂરો આદર હોવા છતાં, મારે નમ્રતાથી કહેવું જોઈએ કે આ ઘોર અન્યાય તેમણે સહન કર્યો છે અને કદાચ તેમને જે કડવા અનુભવો થયા

---

+ સ્વતંત્રતા પછી હરિજનોની સ્થિતિ મહદંશે સુધરી છે, તેમને કેટલાક વિશિષ્ટ અધિકારો સાંપડ્યા છે અને કેન્દ્રમાં પ્રધાનપદ સુધી પણ હરિજન પહોંચી શક્યાના ઉદાહરણ છે તેમ છતાં ગામડાંમાં હજુ હરિજનો પ્રત્યે અમાનુષી જુલમના બનાવો બનતા રહે છે તે શરમજનક છે, પણ હકીકત છે—સંપાદક

હશે તેને લીધે તેમની વિવેકશક્તિ કલુષિત થયેલી છે. આમ કહેવું પડે છે-તેનું મને દુઃખ થાય છે, પણ એ ન કહું તો અત્યજોનું હિત જેમને પ્રાણ સમાન વહાલું છે તેને હું બેવફા નીવડું. આખા જગતના રાજ્યને સારુ હું તેમનું હિત જતુ ન કરુ હિન્દુસ્તાનના તમામ અત્યજોની વતી ડૉ. આંબેડકર બોલવા જાય છે ત્યારે તેમનો દાવો યોગ્ય નથી એમ હું કહુ છું અને તે પૂરી જવાબદારીના ભાનથી કહુ છું એનાથી હિન્દુ ધર્મમાં જે ભાગલા પડશે તે મારાથી જોયા જાય તેમ નથી અત્યજો, ઈસ્લામ કે ખ્રિસ્તી ધર્મ સ્વીકાર તેનુ મને દુઃખ નથી. એ હુ સહન કરુ. પણ ગામડાંમાં હિંદુઓના એ ભાગલા પડે તો હિન્દુ સમાજની જે દશા થાય તે મારાથી સહી જાય એમ નથી. જે અત્યજોના રાજદ્વારી હકકોની વાત કરે છે તેઓ હિન્દુસ્તાનને ઓળખતા નથી અને હિન્દુ સમાજ આજે કેવી રીતે રચાયેલો છે તે જાણતા નથી તેથી હુ પૂરેપૂરા ભારપૂર્વક કહુ છુ કે આ વસ્તુનો વિરોધ કરનાર હું એકલો હોઉં તો પણ હું એનો જીવના જોખમે પણ વિરોધ કરીશ"×

હરિજનો માટેની એમની ચળવળ ઘણાં વર્ષો પૂર્વની હતી તેઓ આશ્રમમાં હરિજનોને રાખે તો અમદાવાદના સનાતનીઓએ તેમને આર્થિક સહાય નહિ આપવા જનતાને અપીલ સુધ્ધાં કરી હતી, પણ તેઓ એમના નિશ્ચયમાં અડગ જ રહ્યા હતા એટલુ જ નહિ, પણ ગૂજરાત વિદ્યાપીઠના દ્વાર તેમણે કહેવાતા વૈષ્ણવોના વિરોધ છતાં હરિજનો માટે મોકળા રાખ્યા હતા અને પોતે એક હરિજન બાળાને દત્તક લીધેલી અને તેને પાળી પોષીને ઉછેરી એ જાણીતી બીના છે. એમની નજરે અસ્પૃશ્યતા એ અધર્મ હતો અને તે ટાળવાને તેઓ સતત પ્રયત્ન કરતા રહ્યા તેને તેમણે એક જીવન-કાર્ય ગણ્યું. તત્કાલીન હિન્દી મંત્રી સર સેમ્યુએલ હોરને સન ૧૯૩૨ મા પત્ર લખ્યો હતો, તેમાં મહાત્માજીએ લખ્યું હતુ કે—

"આ વર્ગોની સ્થિતિના સંબધમાં હુ બાલ્યાવસ્થાથી રસ લેતો આવ્યો છુ, અને તેમને માટે એક કરતાં વધારે વખત મે મારા સર્વસ્વનો ભોગ આપ્યો છે. આ હું ગુમાનથી કહેતો નથી, કારણ કે સેંકડો વર્ષોથી હિંદુઓએ દલિત વર્ગોને જાણીબૂઝીને જે અધમ સ્થિતિમાં મૂકયા છે તેનું નિવારણ કરવાને એવી કોઈ પણ તપશ્ચર્યા નથી કે જે હિંદુ કોમો આદરીને તેનું નિવારણ કરી શકે એમ હું માનુ છું પરંતુ હું જાણું છુ

× ગાંધીજીનો અગ્નિપ્રવેશ, પૃ ૧૦.

કે જે કચડી નાખતી અધમતા હેઠળ દલિત વર્ગો કચડાતા રહ્યા છે તેના નિવારણ માટે જુદા મતદાર મંડળો એ તપશ્ચર્યા નથી કે ઉપાય નથી. તેટલા માટે હુ શહેનશાહની સરકારને માનપૂર્વક ખબર આપુ છુ કે દલિત વર્ગો માટે જુદા મતદાર મંડળો રચવાનો ઠરાવ જો સરકાર કરશે તો હું ઉપવાસ આદરીને મૃત્યુની સાધના કરીશ "+

આવી આકરી પ્રતિજ્ઞા જેનું હૃદય હરિજનો માટે સિઝાતું હોય તે જ લેવા તત્પર બને; ઈતિહાસમાં એવા બનાવો વિરલ સાંપડશે તેના ભક્તોની પ્રભુએ હંમેશા ટેક રાખેલી છે, તેમ આ પ્રસંગે બ્રિટિશ કેબિનેટે હરિજનો સબંધમાં તેનો નિર્ણય ફેરવ્યો અને મહાત્માની માગણી સ્વીકારી

અસ્પૃશ્યોમાંથી કેટલા મોટા ભક્ત થયેલા છે; અને હિન્દુ ધર્મે તેમને ભક્તમંડળમા દાખલ કરેલા છે, અને વિશેષમાં એ ધર્મે અનેક વિદેશી અને અનાર્ય જાતિઓનો પોતામાં સમાવેશ સુધ્ધાં કરેલો છે એ ઇતિહાસ-પ્રસિદ્ધ બીના છે. તે હિન્દુ જાતિ અસ્પૃશ્યોને અલગ રાખે, અપવિત્ર ગણે એ દુઃખ અસહ્ય છે ધર્મ ખાતર નહિ તો એક મનુષ્ય તરીકે તેમના પ્રત્યે સમભાવ રાખવો, તેમને સમાન ગણવા એ આપણું કર્તવ્ય થઈ પડે છે

એક મુદ્દા પ્રતિ અમે વાચકબધુનું ધ્યાન દોરીશું કે મહાત્માજીએ એમની આર્થિક સુધારણા માટે આગ્રહ નહિ કરતાં એમના મદિર પ્રવેશને ખાસ મહત્ત્વ આપ્યું છે એ બહુ વિચારવા જેવી ગભીર બાબત છે.

મનુષ્યને એકલા રોટલા મળે તૃપ્તિ થતી નથી; તેની મનોવૃત્તિ એથી કાંઈ વિશેષ માગે છે, અને તે એક પ્રકારની ધાર્મિક ભાવનાછે; અને મનુષ્યને સમાન કરવા ધર્મ જેવું બીજું કોઈ ઉત્તમ સાધન નથી. વળી હિન્દુ જાતિમાં તેમના માટે હૃદયપલટો થયો છે એની પરીક્ષા કરવાની પણ એ એક કસોટી હતી. તે સબધી મહાત્માજીએ નીચે પ્રમાણે ખુલાસો કર્યો હતો કે—

'મારા મત પ્રમાણે, રૂઢિચુસ્ત હિદુ માનસે યુગધર્મને ઓળખ્યો છે કે નહિ અને હિન્દુધર્મને કપાળેથી અસ્પૃશ્યતાની કાળી લીટી ભૂંસી નાંખવાને તે તૈયાર છે કે નહિ એની આ અચૂક કસોટી છે. મને લાગે છે કે હરિજનોને સવર્ણ હિદુઓના જેટલીજ છૂટથી તમામ જાહેર મંદિરોમાં દાખલ કરવામાં આવે એની હિન્દુ આમ વર્ગના તેમજ હરિ-

+ ગાંધીજીનો અગ્નિપ્રવેશ, પૃ ૧૫-૧૬

જનોના મન પર જેટલી અસર પડશે તેટલી બીજા કશાથી નહિ પડે. ડૉ. આંબેડકર આને વિષે પ્રમાણમાં ઉદાસીન છે એ હું સમજી શકું છું; પણ હું હરિજનોના થોડાક સંસ્કારી માણસોનો વિચાર નથી કરતો, પણ અસંસ્કારી મૂંગા સમુદાયનો વિચાર કરું છું. ગમે તેમ તોયે હિંદુ મંદિરો આમ વર્ગના જીવનમાં ભારેમાં ભારે મહત્ત્વનો ભાગ ભજવે છે અને હું આખી જિંદગી અજ્ઞાનમાં અજ્ઞાન અને દલિતમાં દલિતની સાથે એકતા સાધવાનો પ્રયત્ન કરનારો રહ્યો, એટલે જ્યાંસુધી હિંદુ સમાજના 'બહિષ્કૃતો'-ને માટે તમામ મંદિરો ખુલ્લાં ન થાય ત્યાં સુધી મને સંતોષ નહિ થાય."+

[ સ્વરાજ પછી બંધારણ પ્રમાણે હરિજનોને સર્વની જેમ મંદિરમાં તેમ જ અન્ય સર્વ જાહેર સંસ્થાઓમાં પ્રવેશવાનો અધિકાર મળે છે ભારતને બિનસાંપ્રદાયિક રાજ્ય ગણવામાં આવ્યું છે.—સંપાદક ]

તેમની પ્રવૃત્તિ એટલેથી અટકી નહોતી, પણ હરિજનોની અડચણો દૂર કરવા અને તેમની સ્થિતિ સુધારવા અખિલ હિન્દ માટે હરિજન સેવક સંઘની સ્થાપના કરી હતી અને તેના ધ્યેય તરીકે નીચેના મુદ્દાઓને પ્રાધાન્ય અપાયું હતું :

(૧) દલિત વર્ગોને માટે કોઈ પણ જાહેર સંસ્થાઓમાં દલિત હોવાને કારણે દાખલ ન થઈ શકે તેમ ન બનવું જોઈએ.

(૨) સાર્વજનિક સ્થાનો, જેવાં કે મંદિરો, ધર્મશાળાઓ, શાળાઓ, પરબો, મુસાફરખાનાઓ વગેરેનો બીજા હિંદુ વર્ગોની માફક વિના સંકોચે કે અપવાદ સિવાય ઉપયોગ કરવા દેવો જોઈએ.

(૩) રાજનૈતિક બાબતોમાં પૂના કરાર મુજબ જે સમજૂતી થઈ છે અને જેનો સરકારને સ્વીકાર કરવો પડ્યો છે તેનો અમલ શુદ્ધ બુદ્ધિથી થાય અને જે અનામત બેઠકો છે તે થોડાં જ વર્ષોમાં નાબૂદ થઈ જાય તેવી પરિસ્થિતિએ પહોંચી જવું જોઈએ ×

આપણા પ્રાંતે પણ તે કાર્ય સાધવા ગુજરાત હરિજન સેવક સંઘ સ્થાપ્યો હતો અને કેટલુંક સંગીન કાર્ય કરવા તે સંઘ શક્તિમાન થયો હતો.

---

+ ધર્મસંસ્થાપન, પૃ ૫૯-૬૦.

× હરિજન ભાગવત, પૃ ૮

## ૮. વર્તમાન ગુજરાતી સાહિત્યનાં ઉદ્ભાવિત બળો

ગુજરાતી સાહિત્યનો નરસિંહ મહેતાથી પ્રારંભ ગણાતો હતો. પણ પૂર્વનું કેટલુંક પ્રાચીન સાહિત્ય હવે ઉપલબ્ધ થયેલું છે, અને તે અનેક દૃષ્ટિએ મહત્ત્વનુ અને ઉપયોગી પણ છે.

પહેલપ્રથમ ગુજરાતી ભાષાનુ વ્યાકરણ લખનાર રેવ. જોસફ વૅન ટેલરે ગુજરાતી ભાષાને સંસ્કૃતની પુત્રી અને ઉત્કૃષ્ટ દેશી ભાષાઓની સગી ભગિની વર્ણવી તેની તારીફ કરી હતી.

આ પ્રમાણે શાળાપાઠશાળાના અભ્યાસક્રમમાં ગુજરાતીને સ્થાન આપી શકાય એવા ઊંચા પ્રકારનું પ્રાચીન ગુજરાતી સાહિત્ય મોજૂદ હતું; અને આરંભનાં વર્ષોમાં યુનિવર્સિટીની પરીક્ષામાં એ વિષયને સ્થાન અપાયેલુ હતુ; તેમ છતાં પાછળથી યુરોપિયન અધ્યાપકો, જેમનો એ વિષયમાં ચંચુપ્રવેશ સરખો નહિ, તેમણે પૂર્વગ્રહથી દોરાઈને, દેશી ભાષાઓના અભ્યાસને યુનિવર્સિટીના અભ્યાસક્રમમાંથી બાતલ કર્યો હતો, એ આપણા ભાષાસાહિત્યના અભ્યાસ અને વિકાસને જબરદસ્ત ફટકો હતો.

તે આગમચ શિક્ષણના વાહન તરીકે અંગ્રેજીને સ્થાન આપી વિદ્યાર્થીઓની મુશ્કેલી વધારવામાં આવી હતી, તેમ માતૃભાષાનુ જ્ઞાન મેળવવું કઠિન કરી મૂકયું હતું. એ વ્યવસ્થા જેમ અન્યાયભરી તેમ દેશી સાહિત્યને નુકસાન કરનારી હતી. માતૃભાષાને જ્યાં આ પ્રમાણે અવકાશ જ નહિ ત્યાં પછી તેનો વિકાસ અને ખિલવણી થવા ન પામે એ સ્પષ્ટ છે. આવી કઢંગી અને વિષમ પરિસ્થિતિ ટાળવા સન ૧૮૮૧માં જાણીતા અભ્યાસી સદ્ગત રા. બ. જી. વી. જોશીએ "યુનિવર્સિટી અને દેશી ભાષા"* એ વિષય પર એક વિચારપૂર્ણ નિબંધ પૂનાની સાર્વજનિક સભાના જર્નલમાં લખ્યો હતો અને તેમાં દાખલા દલીલોથી બતાવ્યું હતુ કે દેશી ભાષાઓના અભ્યાસને યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં સ્થાન મળેથી દેશી

---

* જુઓ રા. બ. જી. વી. જોશીનો લેખસંગ્રહ, પૃ ૧૦૦૪.

ભાષાસાહિત્યની ખિલવણી સત્વર થવા પામશે, પણ તે અપીલ અરણ્યરુદન સમાન હતી; એટલાં સખ્ત કાબૂ અને લાગવગ યુનિવર્સિટીના વહીવટ પર તે કાળે અંગ્રેજ અધિકારીઓનાં હતાં.

ઉક્ત પ્રશ્નને સ્વર્ગસ્થ મહાદેવ ગોવિંદ રાનડેએ, ત્યાર બાદ મુંબઈ યુનિવર્સિટીની સેનેટમાં વખતોવખત આણીને ચર્ચ્યો હતો અને તેમની સજ્જડ વકીલાતના પરિણામે છેવટે એમ. એ.ની પરીક્ષામાં માતૃભાષાના વિષયને સ્થાન આપવાનું નક્કી થયું હતું; પણ તે નિર્ણય જાહેર થાય તે પહેલાં મહર્ષિ રાનડેનું અવસાન થયું હતું. ઉપર્યુક્ત વ્યવસ્થા કાવિઠી પ્રાણાયામ જેવી હતી. માતૃભાષાનો અભ્યાસ વાસ્તવિક રીતે હાઈસ્કૂલના ચોથા ધોરણથી શરૂ થઈ ઉત્તરોત્તર ઠેઠ એમ. એ.ની પરીક્ષા સુધી પહોંચે એ વ્યવહારુ અને સાચો માર્ગ હતો, પણ અંગ્રેજી ભાષાસાહિત્યના અભ્યાસ માટે વૃત્તિ એવી તીવ્ર હતી કે ઉપર જે સવડ કરી આપવામાં આવી તે જાણે કે મહેરબાની કરી હોય તેવો તેનો ધ્વનિ હતો. અંગ્રેજી દ્વારા દેશનો ઉદ્ધાર થશે એવી મનોદશા બહુધા પ્રવર્તતી હતી. નવશિક્ષિત વર્ગ અંગ્રેજીના લેખનવાચનમાં રાચતો તેનો જીવનવ્યવહાર અંગ્રેજી પ્રજાની રહેણીકરણીનું અનુકરણ માત્ર હતો અને તેને લઈને તે વર્ગ, જનસમુદાય—જે અજ્ઞાન અને મૂઢ હતો—તેનાથી અલગ પડી ગયો હતો.

પ્રજાજીવનમાં, આમ, જે બે નોખા વિભાગો પડી ગયા હતા તેમની વચ્ચે સુમેળ જામે એવી બહુ થોડી પ્રવૃત્તિ થતી; અને તેમને અસર કરે એવું સાહિત્ય એથી પણ થોડું લખાતું હતું

સ્વતંત્ર અથવા મૌલિક સાહિત્ય જેવું ઉપરની પરિસ્થિતિમાં બહુ થોડું કજ લખાવા પામતું થોડુંઘણું સાહિત્ય પ્રસિદ્ધ થતું તેનો મુખ્ય ઉદ્દેશ સમાજસુધારાના સિદ્ધાંતો અને વિચારનો પ્રસાર કરવાનો હતો; તેના અંગે નવાજૂના વિચારવાળા વચ્ચે ઘર્ષણ અને મતભેદ ઉપસ્થિત થતાં કેટલુંક વાદાત્મક સાહિત્ય પેદા થતું, તેમ તે વિરોધી બળોનો સમન્વય કરવા પ્રયત્ન થતાં, તેમાંથી નવીન કૃતિઓ ઉદ્ભવતી. એટલે કે નવા સાહિત્યનાં પ્રેરક બળો સમાજસુધારો, નવા અને જૂના વિચારોનું ઘર્ષણ અને તે બળોનો સમન્વય કરવાની પ્રવૃત્તિ, એ મુખ્યત્વે હતાં તે સિવાય સંસ્કૃત, મરાઠી અંગ્રેજી અને હિંદી સાહિત્યના સંસર્ગને કારણે તે ભાષાસાહિત્યમાંની

ઉત્તમ કૃતિઓના તરજુમા એ પણ આપણા સાહિત્યને સમૃદ્ધ કરવામાં મદદગાર નીવડ્યા હતા.

સંક્ષેપમાં, નવીન સ્વતંત્ર વૈવિધ્યભર્યું પ્રભાવશાળી અને મનોરંજક સાહિત્ય થોડું જ ઉત્પન્ન થતું; અને તે સાહિત્યની સમાજ ઉપર ઝાઝી અસર થવા પામતી નહોતી. થોડાઘણા ભણેલાઓ તે વાંચીને રાજી થાય એવી તેની રચના હતી.

શાળામાં શિક્ષણના વાહન તરીકે માતૃભાષાનો જ ઉપયોગ થવો જોઈએ તેમ જ યુનિવર્સિટીની પરીક્ષાઓમાં દેશી ભાષાઓના અભ્યાસને સ્થાન મળવું જોઈએ, તે બાબત સતત દબાણ અને માગણી થવાથી મેટ્રિક્યુલેશન સુધી અંગ્રેજી સિવાયનો વિષયો માટે માતૃભાષાનો શિક્ષણના વાહન તરીકે સ્વીકાર કરવામાં આવ્યો. તદુપરાંત એમ. એ.ની પરીક્ષા સારુ દેશી ભાષાઓને એક વિષય તરીકે દાખલ કરવામાં આવી. એ પણ અવળી નીતિ હતી. ખરું જોતાં દેશી ભાષાના વિષયને મેટ્રિકથી શરૂ કરી, એક પછી એક ઉપલા વર્ગોમાં તેને સ્થાન આપવું જોઈતું હતું; પણ એ ખામી ધીમેધીમે સુધારવામાં આવી અને દેશી ભાષાઓનો મેટ્રિકથી માંડી એમ. એ.ની પરીક્ષાપર્યંત પદ્ધતિસર અભ્યાસ કરવાની વ્યવસ્થા થઈ.

આપણા જાહેર જીવનમાં પ્રવેશ કરતાં જ મહાત્માજીએ શાળાના અભ્યાસમાં તેમ જ વ્યવહારમાં માતૃભાષાના ઉપયોગ પર ભાર મૂકી તેની અગત્ય પ્રતિ જનતાનું ધ્યાન દોર્યું હતું; અને ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી એઓશ્રીએ દેશી ભાષાનુ ગૌરવ વધાર્યું હતું. એ પ્રવૃત્તિમાંથી આપણા સાહિત્યને ઘણું બળ મળેલું છે, એટલું જ નહિ પણ મહાત્માજી અને તેમના અનુયાયીઓએ જે સાહિત્ય ઉપજાવ્યું છે તે પ્રાણવંત અને ઓજસભર્યું છે; અને તેની વર્તમાન સાહિત્ય પર ઊંડી અસર થવા પામી છે.

ગુજરાતી ભાષાસાહિત્યને યુનિવર્સિટીની એમ. એ.ની પરીક્ષામાં દાખલ કરાતાં તેના સારુ પાઠ્યપુસ્તકોનો પ્રશ્ન ઉપસ્થિત થયો હતો, પણ તે પ્રશ્ન દર્શાવાય છે એટલો કઠિન અને મુશ્કેલીભર્યો નહોતો.

પ્રાચીન ગુજરાતી સાહિત્ય ઘણું ખરું ગયા સૈકાની પાછલી વીસીમાં પ્રકટ થયું હતું અને તે ઉપરાંત બીજું કેટલુંક અપ્રસિદ્ધ અને અંધકારમાં

પુરેલું હતું. પરંતુ વીસમી સદીમાં તે પ્રતિ ઉદાસીનતા જ દાખવવામાં આવી છે. પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક, પ્રાચીન કાવ્યમાળા અને બૃહત્કાવ્યદોહનના ભાગો બહાર પાડ્યા પછી એ કાર્ય લગભગ પડતુ જ મુકાયું એમ કહી શકાય માત્ર સંતોષકારક બીના એ કે પ્રાચીન ગુજરાતી સાહિત્યના બે જાણીતા સંગ્રહો (૧) ફાર્બસ સભા હસ્તલિખિત પુસ્તક સંગ્રહ મુંબઈ અને (૨) કવીશ્વર દલપતરામ હસ્તલિખિત પુસ્તક સંગ્રહ, અમદાવાદ (ગુ. વ. સોસાયટી હસ્તક) ની વિસ્તૃત યાદીઓ પ્રસિદ્ધ કરવામાં આવી તે પ્રાચીન સાહિત્યના અભ્યાસીઓને મદદગાર થઈ પડી એ સિવાય બીજા કેટલાક સંગ્રહો—જેવા કે ડાહીલક્ષ્મી લાઇબ્રેરીનો, નડિયાદ, વડોદરા સેન્ટ્રલ લાઇબ્રેરીનો વડોદરા, "ગુજરાતી" પ્રેસનો, મુંબઈ અને શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીનો મુંબઈમાં છે, તેમાંની હાથપ્રતોની નોંધણી થઈ. એ સઘળાની એકત્ર અને કર્તાવાર અને સાલવાર સૂચી તૈયાર કરવાનો પ્રબંધ સોસાયટી તરફથી એ વિષયના અભ્યાસી અને પ્રેમી શ્રીયુત કેશવરામ કાશીરામ શાસ્ત્રીને રોકી કરવામાં આવ્યો હતો.

બી એ ની પરીક્ષામાં ગુજરાતીના વિષયને સ્થાન મળ્યા પછી પાઠ્યપુસ્તકોની સંખ્યા વધારવાની જરૂર માલૂમ પડી એ વિષયને યુનિવર્સિટીની પરીક્ષામાં સ્થાન મળ્યું ત્યારથી દી. બ. કેશવલાલ ધ્રુવ તેના પરીક્ષક નિમાયા પ્રાચીન ગુજરાતી સાહિત્યના ઊંડા અને માર્મિક અભ્યાસી એમના જેવા બીજા બહુ થોડાક જ વિદ્વાનો જડશે. એ અરસામાં તેઓ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના પ્રમુખ તરીકે ચૂંટાયા હતા; અને તેમણે ગુજરાતી કોશનું સંપાદનકાર્ય હાથ ધર્યું હતુ. સોસાયટી પાસે પ્રાચીન સાહિત્યની હાથપ્રતોનો સારો સંગ્રહ થવા પામ્યો હતો, તેનો ઉપયોગ થાય એવી લાગણી અભ્યાસીઓમાં હતી. એટલે એમની સૂચનાથી પ્રાચીન કાવ્યગ્રંથોનું શાસ્ત્રીય પદ્ધતિએ સંશોધન અને સંપાદન કરાવી તેના પ્રકાશનનું કાર્ય ઉપાડવામાં આવ્યું હતું આસ, એ પ્રવૃત્તિના પ્રયોજક કારણો બે હતાં: (૧) ગુજરાતીના અભ્યાસ માટે ઉત્તમ અને નમૂનારૂપ કૃતિઓ સુલભ થવા પામે, અને (૨) બૃહત્ગુજરાતી કોશની રચનામાં જે તે કાવ્યની શુદ્ધ પ્રત, શબ્દના અર્થ અને અવતરણ આપવામાં મદદગાર નીવડે.

ઉપરક્ત યોજનાનુસાર સોસાયટીએ પંદરમા સૈકાનાં પ્રાચીન ગુર્જર કાવ્યો (દી. બ. ધ્રુવ સંપાદિત), હરિશ્ચંદ્રાખ્યાન—રત્નદાસકૃત (દી બ.

ધ્રુવ સંપાદિત), ભીમરચિત હરિલીલા ષોડશકલા (શ્રીયુત અંબાલાલ જાની સંપાદિત) અને પ્રબોધ પ્રકાશ (શ્રીયુત કેશવરામ કાશીરામ શાસ્ત્રી સંપાદિત), જાળંધર આખ્યાન (જુદા જુદા કવિઓની કૃતિઓનો સંગ્રહ, શ્રીયુત રામલાલ મોદી સંપાદિત), નરસિંહ મહેતાનું આખ્યાન (શ્રી. હીરાલાલ પારેખ સંપાદિત), દયારામકૃત રસિકવલ્લભ (પ્રો. જેઠાલાલ શાહ સંપાદિત), સગાળશા આખ્યાન (જુદા જુદા કવિઓની કૃતિઓનો સંગ્રહ, પ્રો. વ્રજરાય દેસાઈ સંપાદિત), સુભદ્રાહરણ–પ્રેમાનંદ રચિત, (શ્રીયુત અંબાલાલ જાની સંપાદિત), ગુજરાતી પદ્યસંગ્રહ (શ્રીયુત હિંમતલાલ અંજારિયા સંપાદિત), આપણી કવિતા સમૃદ્ધિ (અર્વાચીન) (પ્રો. બળવન્તરાય ઠાકોર સંપાદિત) વગેરે છપાવ્યાં.

એ ગાળામાં 'ગુજરાતી' પ્રેસે નરસૈં મહેતાકૃત કવિતાસંગ્રહ અને બૃહત્કાવ્યદોહન ભાગ ૮ બહાર પાડી તેની પાછલી પરંપરા સાચવી. મુંબઈની શ્રી ફાર્બસ સભા પણ એ ક્ષેત્રમાં દાખલ થઈ તેના તરફથી મહાભારત ભા. ૧, ૨ અને ૩ (શ્રીયુત કેશવરામ શાસ્ત્રી સંપાદિત), શ્રી કૃષ્ણક્રીડા કાવ્ય (શ્રીયુત અંબાલાલ જાની સંપાદિત), મધુસૂદનકૃત હંસાવલિની વાર્તા, અખાકૃત અખેગીતા, ત્રીસી અને પંચદંડ (શ્રીયુત શંકરપ્રસાદ રાવળ સંપાદિત), રૂપસુન્દરીની કથા (શ્રીયુત ભોગીલાલ સાંડેસરા સંપાદિત) એ પ્રાચીન કાવ્યગ્રંથો પ્રકટ થયા.

પરિષદ ભંડોળ કમિટીએ શામળકૃત 'સિંહાસન બત્રીસી' પ્રસિદ્ધ કરવા વ્યવસ્થા કરી હતી, પણ તેની પહેલી ૧૭ વાર્તાઓ બહાર પડેલી. તે સિવાય વ્યક્તિગત પ્રયાસોમાં કહાનડદે પ્રબંધ (શ્રીયુત ડાહ્યાભાઈ દેરાસરી સંપાદિત), કાદંબરી–પૂર્વાર્ધ (દી. બ. કેશવલાલ ધ્રુવ સંપાદિત), વિમળપ્રબંધ (શ્રીયુત મણિલાલ વ્યાસ સંપાદિત), ભાલણકૃત દશમ સ્કંધ (રાજરત્ન હરગોવિંદદાસ કાંટાવાળા સંપાદિત), ભાલણકૃત બે નળાખ્યાનો (શ્રીયુત રામલાલ ચૂનીલાલ મોદી સંપાદિત), વૈતાળ પચ્ચીસી (શ્રીયુત જગજીવનદાસ મોદી સંપાદિત), સુદામાચરિત્ર, રણયજ્ઞ, પ્રેમાનંદકૃત અને અભિમન્યુ આખ્યાન જનતાપીરચિત (શ્રીયુત મંજુલાલ મજમુદાર સંપાદિત), શામળશાનો મોટો વિવાહ ('સાહિત્ય' માસિક–શ્રીયુત મટુભાઈ કાંટાવાળા) અને વિષ્ણુદાસકૃત કાવ્યો (શ્રીયુત ભાનુસુખરામ સંપાદિત) એ ગાળાનાં મહત્ત્વના પ્રકાશનો હતાં.

પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખસ્થાનેથી સ્વ. ગોવર્ધનરામે જૈનસાહિત્યે ગુજરાતી ભાષાસાહિત્યના ઘડતરમાં જે મહત્ત્વનો હિસ્સો આપેલો તે પ્રતિ ગુજરાતી સાહિત્યરસિકોનું ધ્યાન ખેંચ્યું હતું અને તેનો અભ્યાસ કરવાનું સૂચવ્યું હતું. જૈન બંધુઓમાં પણ તેમનાં સમેલનોમાં તે વિષે યોગ્ય ઠરાવો પસાર થતાં ભંડારોમાં સુરક્ષિત રહેલું પ્રાચીન જૈન સાહિત્ય પ્રકાશમાં આણવા પ્રવૃત્તિ ઊપડી હતી. જૈન કાવ્યપ્રવેશ (શ્રીયુત મોહનલાલ દલીચંદ સંપાદિત), જૈન કાવ્યદોહન ભા.૧ (શ્રીયુત મનસુખલાલ રવજીભાઈ સંપાદિત), આનંદકાવ્ય મહોદધિ, આઠ ભાગમાં (શ્રીયુત જીવણચંદ સાકરચંદ ઝવેરી સંપાદિત), ઐતિહાસિક રાસસંગ્રહ ભા. ૧ થી ૩, જૈન ઐતિહાસિક રાસમાળા (શ્રીયુત મોહનલાલ સંપાદિત), જૈન ઐતિહાસિક ગુર્જરકાવ્ય સંચય (મુનિશ્રી જિનવિજયજી સંપાદિત) વગેરે તેના ફળરૂપે ગણાવી શકાય, પરંતુ એ વિષયમાં બહુ સંગીન અને કીમતી કાર્ય શ્રીયુત મોહનલાલ દલીચંદે "જૈન કવિઓ" એ નામે સમગ્ર જૈન સાહિત્યની સૂચી બે ભાગમાં તૈયાર કરી તે છે; અને જૈન સાહિત્યનો સવિસ્તર ઇતિહાસ એક સ્વતંત્ર પુસ્તકરૂપે આલેખ્યો છે, તેની પણ મહત્તા ઘણી છે.

એટલે કે નવીન ઐતિહાસિક અને તુલનાત્મક ભાષા સાહિત્યની દૃષ્ટિએ જે જૈન અને જૈનેતર પ્રાચીન ગુજરાતી સાહિત્ય છેલ્લાં થોડાં વર્ષમાં પ્રસિદ્ધ થવા પામ્યું છે તે સાહિત્યના અભ્યાસીઓને ખાસ મદદગાર અને માર્ગદર્શક થઈ પડે એવું છે, અને એ પ્રવૃત્તિમાંથી અપભ્રંશ સાહિત્યનો પરિચય વધારવા અને અભ્યાસ કરવા જે પ્રયત્નો થવા માંડ્યા તે પ્રશસ્ય છે.

ગુજરાતી ભાષાસાહિત્યના અભ્યાસને, નવી સદીના આરંભનાં વર્ષોમાં, દેશમાં નવજીવનનું પ્રાકટ્ય થતાં, વિશેષ વેગ મળ્યો હતો. પ્રાન્તીય અસ્મિતાની પેઠે દેશી ભાષાસાહિત્ય પ્રતિ પણ એક પ્રકારનું મમત્વ પેદા થયું હતું.

એ પ્રજાકીય અસ્મિતાની લાગણીમાંથી એપ્રિલ સન ૧૯૦૩ માં ગુજરાત સાહિત્યસભાનો ઉદ્ભવ થયો. તેનો ઉદ્દેશ "ગુજરાતી સાહિત્યનો બને તેટલો બહોળો વિસ્તાર કરવાનો તથા બનતા પ્રયાસે તેને લોકપ્રિય કરવાનો હતો."+

ગુજરાતમાં જ્ઞાનપ્રચારક, કેળવણી વિષયક અને ગ્રંથપ્રકાશક સંસ્થાઓ તે અગાઉ હતી; પણ ગુજરાતી ભાષાસાહિત્યના અભ્યાસ અને સંશોધનને

+ જુઓ રણજિતરામના નિબંધો, ભા ૧, પૃ. ૨.

પ્રાધાન્ય આપતી ગુજરાત સાહિત્ય સભા એ પહેલપ્રથમ સંસ્થા હતી; અને તેનું અનુકરણ થઈને તે પછી સૂરત, ભરૂચ, વડોદરા, રાજકોટ, ભાવનગર વગેરે ગુજરાતનાં મુખ્ય અને મોટાં શહેરોમાં ગુજરાત સાહિત્ય સભાઓ ઉદ્‌ભવી છે; પણ તે સૌમાં અગ્રસ્થાન અમદાવાદની ગુજરાત સાહિત્ય સભા જ લે છે. તે સતત અને સુંદર સાહિત્ય સેવા કરતી રહેલી છે, એટલું જ નહિ પણ ગુજરાતી સાહિત્યને તેણે પ્રકાશનોથી ઉજ્જવળ અને સમૃદ્ધ કર્યું છે, તેમ જ ગુજરાતી સાહિત્યને અમુક માર્ગે દોરવા તેણે જે પ્રયત્ન કર્યા છે તે સફળ નીવડેલા છે. ગુર્જર સાક્ષરજયન્તીઓ ઉજવવાની તેણે પહેલ કરી હતી, સાહિત્ય અને ઐતિહાસિક વ્યાખ્યાનમાળા યોજવાનું માન તેને ઘટે છે, સાહિત્યની પરીક્ષાઓ× તેમ સાહિત્ય, ઇતિહાસ અને કળાનાં પ્રદર્શનો ગોઠવી, ગુજરાતી સાહિત્યનો અભ્યાસ વધારવા તેમ જ સાહિત્ય, ઇતિહાસ અને કળા પ્રતિ પ્રજામાં રસ ઉત્પન્ન કરવા સ્તુતિપાત્ર પ્રવૃત્તિઓ એ સભાએ આદરી હતી, અને તેનાં પ્રકાશનો, જેવાં કે 'ગુજરાતનું પાટનગર,' 'ખંભાતનો ઇતિહાસ,' 'વીર નર્મદ' અને 'નર્મદમંદિર' ગુજરાતી સાહિત્યમાં નવીન ભાત પાડે છે. તે ઉપરાંત તેના તરફથી કરવામાં આવતી વાર્ષિક સમાલોચના, પ્રસિદ્ધ થતી સભાની કાર્યવાહી અને રણજિતરામ સુવર્ણચંદ્રકની યોજના સાહિત્યરસિક જનતાની ચાલુ પ્રશંસા મેળવી શક્યાં છે, એ તેના કાર્યની લોકપ્રિયતા, સફળતા તેમ સંગીનતાનું ઉત્તમ પ્રમાણપત્ર છે.

પણ તે સઘળામાં તેનું યાદગાર સ્મારક, ગુજરાતી સાહિત્ય પરિષદને જન્મ આપ્યો એ પ્રવૃત્તિ હતી.

એ પ્રવૃત્તિનો આશય કેટલો વિશાળ અને વ્યાપક હતો, તે એના જનક સ્વર્ગસ્થ રણજિતરામના શબ્દોમાં દર્શાવીશું :

"ગુજરાતી ભાષામાં પાંડિત્ય અને રસિકતા ખીલે, નવીન શોધખોળ માટે ઉત્કંઠા તીવ્ર થાય વિદ્યામાં સમાયેલા સર્વ વિષયોનું સાહિત્ય આપણી ભાષામાં રચાય, એ હેતુથી ગુજરાત સાહિત્ય સભાએ અમદાવાદમાં પહેલી સાહિત્ય પરિષદ ભરવાનું સાહસ કર્યું હતું. ગુજરાતના સાક્ષરો, પંડિતો અને વિદ્વાનો જે જે અભ્યાસમાં રત હોય તે તે અભ્યાસનું આસ્વાદન ગુજરાતી ભાષા બોલનારાઓને કરાવે ને તેથી નવીન અભ્યાસીઓ ઉત્પન્ન થાય તેમ જ ભારતવર્ષના ઇતિહાસ, આચારવિચાર, ધર્મ, સાહિત્ય, તત્ત્વજ્ઞાન—

---

× હાલ ગુજરાત સાહિત્ય સભા તેવી પરીક્ષાઓ લેતી નથી. ગુજરાતી

એટલે સમગ્ર જ્ઞાનસંપત્તિ વિષે જેટલું અંગ્રેજી વાચક જાણી શકે તેટલું સ્વતંત્ર લેખો દ્વારા ન બની શકે તો અનુવાદિત લેખો દ્વારા પ્રજા સમક્ષ રોશન થઈ શકે, પશ્ચિમના વિચાર અને જ્ઞાનભંડારમાંથી કયાં કયાં રત્નો લાવી આપણે અલંકૃત થઈશું, પાશ્ચાત્ય ઉદ્યાનનાં કયાં કયાં કુસુમો લાવી સૌન્દર્ય અને સૌરભ આપણા આંગણામાં પ્રસારવશું, આપણા પૂર્વજોની જ્ઞાનસમૃદ્ધિ કેવી રીતે ઉપયોગમાં લઈશું, આદિ આદિ પ્રશ્નો અને હેતુઓએ સાહિત્ય પરિષદ યોજવા ગુજરાત સાહિત્ય સભાને પ્રેરી હતી.

"ગુજરાતી ભાષા અને સાહિત્ય વિષે જેટલા પ્રકારે વિવેચન થઈ શકે અર્થાત્ તેનો ઇતિહાસ, ઘટના, જોડણી, વ્યાકરણ, લિપિ વગેરે વગેરે વિશે જે કાંઈ થઈ શકે તે કરવું, આપણી લલિતકળાઓ, ચિત્ર, શિલ્પ સ્થાપત્ય વગેરેનો પુનરુદ્ધાર શી રીતે થઈ શકે, સૌન્દર્ય—જેના દ્વારા માનવીનો ઉન્નત વિકાસ થાય છે એમ કવિઓ અને તત્ત્વજ્ઞાનીઓ કહે છે—તેનો વાસ ગુર્જર હૃદયે હૃદયે કરાવવો, પ્રતિભાશાળી કલાવિધાનીને જોગવાઈઓ કરી આપી આગળ લાવવા, અને અર્વાચીન ઇતિહાસ જાણવા પુરાણ વસ્તુશાસ્ત્ર, ઉત્કીર્ણલેખન (epigraphy), નિષ્કશાસ્ત્ર (numismtaicr) પ્રભૃતિ શાસ્ત્રોનો અભ્યાસ અને શોધ જગાડવો, ઐતિહાસિક શોધખોળ જગાડી ઉત્તેજવી, આપણી પ્રજાના આચાર, રીતભાત ને જીવનવ્યાપારને પ્રકાશિત કરતાં લેખો, ચિત્રો, શિલ્પ વગેરેની માહિતી પ્રજાને આપવી અને સામાન્યતઃ સર્વને ઉપલબ્ધ થાય તેવા રૂપમાં પ્રકટ કરવાની જોગવાઈ કરવી અને સરવાળે આપણી પ્રજામાં historical spirit જગાડવો; ભૂગોળનો અભ્યાસ, વ્યાપાર અને ઇતિહાસ તથા ધર્મના લાભાર્થે, વધારવો; સાયન્સના અભ્યાસ માટે જોગવાઈ અને રુચિ ઉત્પન્ન કરવાં, હુન્નર ઉદ્યોગના વિકાસ અને પ્રગતિને આવશ્યક એવાં રસાયણશાસ્ત્ર, યંત્રશાસ્ત્ર, વિદ્યુચ્છાસ્ત્ર અને જીવનશાસ્ત્રોનાં મૂળતત્ત્વો સરલ ભાષામાં દરેક ગુજરાતી સરતી રીતે પ્રાપ્ત કરી વાંચી શકે એવા ઉપાયો સૂચવવા અને યોજવા,—આ હેતુ સાધવા પરિભાષા અને લેખનપદ્ધતિ (diction) કેવાં ઘડવાં તેનો નિર્ણય કરવો આ ઉપરાંત સમાજશાસ્ત્ર (sociology) જેવા મહત્ત્વના વિષયને ચર્ચવો, તેની અંદર સમાયેલા માનવશાસ્ત્ર (anthropology), નૃવંશવિદ્યા (ethnology), માનસશાસ્ત્ર (Psychology), નીતિતત્ત્વચિંતન (ethics) ને તત્ત્વચિંતન (Philosophy) સંબંધી જુદા જુદા દૃષ્ટિબિંદુથી અભ્યાસ કરાવવા;

(તત્ત્વચિંતન ઇતિહાસ દૃષ્ટિએ ઉકેલવું; આપણા જીવન અને પ્રારબ્ધને તેણે કેવી રીતે રચ્યું છે તે બતાવવું ઇત્યાદિ.) આપણા દેશમાં ચાલતા સંપ્રદાયોના સિદ્ધાંતો, ઇતિહાસ તથા તેમણે બજાવેલી દેશ, ભાષા અને સાહિત્યની સેવા પિછાનવી; હાલ અપાતી કેળવણી આપણી ભાષાદ્વારા કેવી રીતે સંગીન થઈ શકે તે વિચારવુ અને ઉપાયો શોધી સરકારને સૂચવવા; તેમ જ પ્રજાજીવનના ઊર્ધ્વ પ્રયાણને વેગ મળે એવી કેળવણીની યોજના વિમર્શવી-વિવેચવી અને પ્રજા તથા સરકાર સન્મુખ મૂકવી; આપણાં સ્ત્રી-બાળકો, વેપારીઓ, કારીગરો વગેરેને વિનોદ સાથે ઉન્નત કરે એવું સાહિત્ય શી રીતે ઉપજાવવુ; રંગભૂમિ અને વર્તમાનપત્રો જેવાં પ્રજાજીવન ઘડનારી પ્રણાલિકાઓનાં કર્તવ્યાકર્તવ્ય નક્કી કરવા, આપણા પ્રજાજીવનને અધિક ઉન્નત, શીલવાન, રસિક અને ઉદાર તેઓ શી રીતે કરી શકે તે વિચારી રાહ દાખવવો; તાત્પર્ય કે વિદ્યાના પ્રભાવથી આપણા દેશનું ભાગ્ય ઊઘડે, આપણી પ્રજાનો ઉત્કર્ષ શાથી થાય?—એ પ્રશ્નના ઉત્તર અને નિરાકરણ માટે પરિષદે પ્રજાને જાગ્રત કરવી અને કર્તવ્ય આચરવા પ્રેરવી.''×

આપણે પૂર્વે જોયું છે કે ગુજરાતી ભાષાસાહિત્યના અભ્યાસ પ્રતિ ભાવ ઉદાસીનતા પ્રવર્તતી હતી, તે આ નવી પ્રવૃત્તિથી દૂર થવા પામી, એટલુ જ નહિ પણ પ્રજાજીવનના ઘડતરમાં સાહિત્યનો મોટો હિસ્સો રહેલો છે એ લાગણી સ્પષ્ટ અને વ્યાપક બની; પ્રજાસમસ્ત સાહિત્યના વિષયમાં વધુ અને સક્રિયપણે રસ લેતી થઈ. તે દ્વારા ગુજરાતી ભાષાસાહિત્યનો પદ્ધતિસર, ઐતિહાસિક દૃષ્ટિએ અને સંશોધનપૂર્વક અભ્યાસ થવા માંડ્યો; અને લેખકો અને વિદ્વાનો એકબીજાના નિકટ પરિચયમાં આવવાથી તેમની વચ્ચે સહવાસ વધ્યો અને તેમનુ સંગઠન થવા પામ્યું. તેમ જ ગુજરાતી ભાષાસાહિત્યના પ્રચાર અને અભ્યુદય અર્થે નવીન માર્ગો શોધાવા લાગ્યા અને પુસ્તકપ્રકાશનને પણ અણધારી મદદ મળી.

સાહિત્ય પરિષદની પ્રવૃત્તિને વ્યવસ્થિત અને સ્થાયી કરવા પ્રો. બળવંતરાય ઠાકોરે ત્રીજી સાહિત્ય પરિષદ રાજકોટમાં, સન ૧૯૦૯ માં દી. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈના પ્રમુખપદે મળી ત્યારે, પરિષદ ભંડોળ કમિટી સ્થાપી હતી. તે યોજના જરૂરની, વ્યવહારુ તેમ દૂરદેશીભરી હતી; એથી તેના કાર્યને વિશેષ બળ મળ્યું હતુ. પ્રો. બળવંતરાય હસ્તક તે

× રણજિતરામના નિબંધો, પૃ. ૯-૧૨.

ભંડોળ કમિટીનો વહીવટ રહ્યો તે દરમિયાન પ્રો. મેકડોનલરચિત સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ (ભાષાન્તર કર્તા પ્રો. મોહનલાલ પાર્વતીશંકર દવે), અંગ્રેજ લોકોનો સંક્ષિપ્ત ઇતિહાસ (નવલરામની નોટ્સ ઉપરથી), બંકિમચંદ્રકૃત રજનીનો તરજુમો (કર્તા શ્રી ભગવાનલાલ), પ્રો મેક્‌મિલનકૃત સૃષ્ટિની ઉત્પત્તિ (અનુવાદક શ્રીયુત કલ્યાણરાય નથુભાઈ, ફિરિસ્તાકૃત ગુજરાતનો ઇતિહાસ (અનુવાદક શ્રી આત્મારામ દીવાનજી), શ્રીયુત મુનશીરચિત મારી કમળા અને બીજી વાતો, ફ્રેન્ચ મહાકવિ મોલિયરકૃત બે નાટકો બિચારો અને ભૂલનો ભોગ (અનુવાદકર્તા ધનસુખલાલ મહેતા), પ્લેટોકૃત ફીડ્રસ (અનુવાદક સ્વર્ગસ્થ મણિશંકર ભટ્ટ), સદેશિકા—કવિ ખબરદારનો કાવ્યસંગ્રહ; શામળરચિત સિંહાસનબત્રીસી (પહેલી સોળ વાર્તાઓ. અંબાલાલ જાની સંપાદિત) વિજ્ઞાનવિચાર, શ્રીયુત પોપટલાલ શાહનો લેખસંગ્રહ વગેરે મહત્ત્વના ગ્રંથો પ્રસિદ્ધ કરી ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરવા તેમણે બનતા પ્રયાસો કર્યા હતા, જોકે તેમની પરિષદ્ વ્યાખ્યાનમાળાની, પરિષદ પુસ્તકાલયની તેમજ પરિષદ ચંદ્રકની યોજનાઓ સાધનના અને ઉત્તેજનના અભાવે પડી ભાંગી હતી

પરંતુ એ પ્રવૃત્તિએ જે સાહિત્યમય વાતાવરણ દેશમાં ઊભું કર્યું તે બહુ પ્રોત્સાહક નીવડ્યું હતું સન ૧૯૧૨ માં ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ વડોદરામાં ભરાતાં, વિદ્યાનુરાગી શ્રીમંત મહારાજા સર સયાજીરાવ ગાયકવાડે, તેમની ઉજ્જ્વળ કારકિર્દી દરમિયાન ગુજરાતી સાહિત્યને પુષ્કળ ઉત્તેજન આપેલું અને તેમના ઉદાર આશ્રય હેઠળ પ્રસિદ્ધ થતી ગાયકવાડ ઓરિયેન્ટલ ગ્રંથમાળા વિદ્વાનોને અત્યંત ઉપકારક અને અગત્યની બની રહી

ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષ માટે તેમણે મોટી રકમની બક્ષિસ કરી હતી તે બક્ષિસનું એક ટ્રસ્ટ કરવામાં આવ્યું રાજ્યના ભાષાંતરખાતા તરફથી તેનું સઘળું કામકાજ થતું હતું. એ ફંડમાંથી સયાજી સાહિત્યમાળા નામે અને સયાજી બાળજ્ઞાનમાળા નામે અનેક પુસ્તકો પ્રસિદ્ધ થવા પામ્યાં છે. તેમાં ગુજરાતી અને મરાઠી બન્નેનો સમાવેશ થાય છે અને તે સર્વ પુસ્તકો વિવિધોપયોગી અને ભિન્નભિન્ન શાખાનાં છે.

સ્વર્ગસ્થ રણજિતરામે ગુજરાતી સાહિત્ય પરિષદની પ્રવૃત્તિ સર્વતોમુખી બનાવવા એક વિશાળ કાર્યક્રમ યોજ્યો હતો. તે વિષે એટલું નિશ્ચયપૂર્વક

કહી શકાય કે ગુજરાતી ભાષાસાહિત્ય, ઇતિહાસ અને સંસ્કૃતિના અભ્યાસને નવીન બળ અને વેગ આપવામાં, તેની પ્રવૃત્તિને અને પ્રકાશનોને અમુક રીતે વળણું આપવામાં ગુજરાતી સાહિત્ય પરિષદની સેવા જેમ ઉત્તેજક તેમ મહત્ત્વની બની રહી.

ગુજરાતના અસ્મિતાને રણજિતરામે એક ભાવના તરીકે પોષેલી, પણ તે ભાવનાને મૂર્ત સ્વરૂપ આપવા અને તેનો બહોળો પ્રચાર કરવા શ્રીયુત કનૈયાલાલ મુનશીએ ભગીરથ પ્રયત્નો કર્યા, તેને એમના જીવનનું ધ્યેય માન્યું અને એમના લખાણનું તે પ્રેરક બળ થઈ પડ્યું. 'પાટણની પ્રભુતા,' 'ગુજરાતનો નાથ' અને 'રાજાધિરાજ' એ એમની ત્રણ સુપ્રસિદ્ધ કૃતિઓ ગુજરાતી સાહિત્યમાં ઉત્તમ નવલકથાઓ તરીકે પ્રશંસા પામી છે, અને તેની રચનામાં કર્તાનો પ્રધાન હેતુ ગુજરાતનું ગૌરવ, ગુજરાતનો રાજવૈભવ અને ગુજરાતનો પ્રતાપ વર્ણવવા અને તેમાંનાં ઐતિહાસિક પાત્રો અને પ્રસંગોદ્વારા ગુજરાતી જનતામાં ગુજરાત માટે, ગુજરાતના ઇતિહાસ માટે, ગુજરાતની સંસ્કૃતિ માટે સ્વમાન, મમતા અને ઐક્યની લાગણી સતેજ કરવાનો હતો.
એમની એ ધગશમાંથી સન ૧૯૨૨ માં સાહિત્ય સંસદની સ્થાપના અને તેના મુખપત્ર તરીકે "ગુજરાત" નું પ્રકાશન થવા પામ્યાં હતાં, અને બંને શ્રીયુત મુનશીની જ પ્રવૃત્તિ હોય એમ એકબીજામાં ઓતપ્રોત થયેલાં હતાં.

ગુજરાતી ભાષાસાહિત્યને પ્રગતિમાન અને ઉન્નત કરવા તેઓ હમેશ પ્રયત્ન કરતા રહ્યા છે. સવિનય કાયદાભંગની લડતના અંગે તેમને બે વર્ષ ફરજિયાત જેલનિવાસ મળેલો. ત્યાં તેમણે "ગુજરાત અને તેનું સાહિત્ય" એ પુસ્તક અંગ્રેજીમાં રચી, તે વિષેના પોતાના વિચારો વ્યક્ત કર્યા હતા. એમની અન્ય કૃતિઓની પેઠે સદરહુ ઇતિહાસ એક અપૂર્વ પુસ્તક છે.

"પણ ગુજરાતે મુંબઈ રાષ્ટ્રગૌરવ પ્રાપ્ત કર્યું છે? અને સાથે સાથે હું મારા અંતરનો પ્રશ્ન પૂછું છું, "જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત" એ શું ખરી વાત? આપણે દરેક ગુજરાતી તેને આત્મા વ્યક્ત કરીએ છીએ? આપણે એ આત્મા વ્યક્ત કરતાં, નિર્ભય બની, ગુજરાતના સંસ્કારમય તત્ત્વ દર્શન ને સિદ્ધિ કેટલે અંશે કર્યાં છે? અને નિઃશ્વાસ નાખી—શક્તિની અલ્પતા, સર્જકતાની મર્યાદા, પ્રયત્નની મંદગતિ ને સામગ્રીની ન્યૂનતાના દર્શન કરતો હું અધીરાઈની અસહ વેદના અનુભવું છું.

"ગુજરાત એના જીવતાજાગતા સ્વરૂપે ઇતિહાસ ને સાહિત્યદ્વારા ક્યારે વ્યક્ત કરશે? એના વર્તમાનને પ્રૌઢ, લૌકિક, સમૃદ્ધ ને સરસ સાહિત્યમાં ક્યારે પ્રગટાવશે? એના ભવિષ્યની આશા એના રંગ સાહિત્ય ને કલામાં ક્યારે પૂરશે? એના જ્ઞાન ને વિદ્યા એની સુનિર્મલ કીર્તિ એ ક્યારે સાચવશે? એ એક ને સ્વસ્થ રાજ્યતંત્ર ક્યારે પ્રાપ્ત કરશે? અને ક્યારે ફરી એની માનવતા દુર્ધર્ષ, સર્વાંગ સુંદર ને ગગનવિહારી? અને તાપી, રેવા, મહી ને સાબરમતીના તીરો ક્યારે ગાજશે દશલાખના જનસમૂહના સ્વતંત્ર ને સશક્ત જીવનના પડઘાથી? ક્યારે? ક્યારે? સમયની અંધારી જોવા દેતી નથી. દેહની ચંચળતાના ખ્યાલ અધીરાઈ શમવા દેતો નથી. ખરેખર ક્રૂરમાં ક્રૂર એવી આ જીવનઘટનામાં નિર્દયમાં નિર્દય વસ્તુ સ્વપ્ન ને સિદ્ધિ વચ્ચેનો અંતર છે."*

આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ શ્રીયુત મુનશીએ મુંબઈમાં નિમંત્રેલી. તેનો અંતર્ગત હેતુ એમની ઉપર્યુક્ત ભાવનાને અમલમાં આણવાનો હતો. તે દિવસથી તેઓ સાહિત્ય પરિષદના મુખ્ય સંચાલક નિમાયેલા. તે સંસ્થા એકલા ગુજરાતની જ નહિ પણ બૃહદ્ ગુજરાતમાં, ગુજરાતી સાહિત્ય અને સંસ્કૃતિનું કેન્દ્ર બને, તે દ્વારા ગુજરાતી અસ્મિતાની લાગણી સર્વત્ર વ્યાપી રહે એ એમનો અભિલાષ હતો; પણ અમુક સ્થળેથી એમની પ્રવૃત્તિ સામે વિરોધ ઉપસ્થિત થતાં અને તેઓ રાજકીય પ્રવૃત્તિમાં પડતા, તે કાર્ય કાંઈક મોળું પડ્યું; જોકે એક સાહિત્યકાર તરીકે તેઓ સતત કોઈ ને કોઈ પુસ્તક—પછી તે નવલકથા, નાટક નિબંધ કે વ્યાખ્યાનરૂપે—આપતા રહ્યા હતા.

મહાત્માની અસર નીચે આવતાં સવિનય કાયદા ભંગની લડતમાં તેમણે ઝંપલાવ્યું હતું, તે કોઈ દેખાવ કે સસ્તી કીર્તિ મેળવવા માટે

* પૃ ૧.

નહોતું; તે પહેલાંથી કીર્તિ એમને વરી ચૂકી હતી. એક સમર્થ સાહિત્યકાર તરીકે, એક બાહોશ એડવોકેટ તરીકે અને એક લોકપ્રિય અગ્રેસર તરીકે પ્રજાજીવનમાં તેમણે ઊંચું અને માનભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું હતું.

જ્યારે દેશમાં આઝાદીની ચિનગારી સળગી, ત્યારે તેમાં એમણે તેમના સિદ્ધાંતો, તેમના આદર્શો, તેમની ભાવના મૂર્તિમંત થતાં નિહાળ્યાં; પાર્થિવ વસ્તુથી પર, કોઈ અલૌકિક શક્તિ, તેમને તે પ્રતિ ખેંચતી જણાઈ અને તે નિમિત્તે તેમણે પોતાનું સર્વસ્વ હોમતાં અન્ય કોઈ વિચાર સરખો કર્યો નહોતો.

તેનું હૂબહૂ વર્ણન એમણે ગુજરાતી સાહિત્યમાં નવીન પ્રકારની શૈલીમાં રચાયેલા આત્મનિવેદનરૂપ પુસ્તક 'શિશુ અને સખી' માં આપ્યું છે :

'બોલો ! વિચાર મા કરો. હોમાવા જતાં હિસાબ હોય નહી; ને જે હિસાબ કરે તે હોમાવા યોગ્ય નહી. તમે છો ધની, કુટુંબી, સુખી ને મોહ ભર્યા. તમારો હવિ તો સુંદર બનશે. જેનો હવિ સરસ તેવું સરસ તેનું સર્જન. શાને આ વિલંબ કરો છો ? હોતા છે ને ઇંધન છે ને સામગ્રી સાથે છે

*

'શિશુ' સખી ! માનવતાનાં દર્શન કરવાં છે ? પ્રણય અમર રાખવો છે ? આદર્શો સિદ્ધ કરવા છે ? સાહિત્ય નવું સર્જવું છે ? શક્તિ ને મુક્તિ મેળવવાં છે તમારા આર્યાવર્તનાં ? ને તારવા છે પિતૃઓ ? તો શેનો વિચાર કરો છો ?

'બોલો ! આ વૈશ્વાનર ભડકે; આ ચાલી તેની જ્વાલા ગગન ભણી. જુઓ, જુઓ, તેમાં દેખાય છે, હુત પૂર્વજોના પુણ્યકાંતિ મુખ...સિદ્ધો ને ઋષિઓ ને પૂર્વજો આ ઊભા—તમને હોમવા તૈયાર, તમને સત્કારવા આતુર !

બોલો ! માત્ર એક ડગલું રહ્યું છે: એક જ સંકલ્પ. બળીને ભસ્મ થઈ જાઓ : "પ્રગટો યજ્ઞપુરુષ બનીને. આવો ને મારારૂપ બનો."

*

"શિશુએ ધીમે સ્વરે ઉચ્ચાર્યું : ! મને હવે સમજાય છે, સખી રી, સ્પષ્ટ રીતે, સૂર્ય ઊગે ને બધું સ્પષ્ટ જણાય તેમ. ભાવનાની ઉત્તરોત્તર સિદ્ધિમાં જ રહ્યો છે અવિભક્ત આત્માનો નિર્વાણપંથ ભાવના બન્યા ને રહીશું તેટલો જ આપણો વિજય.

'મોજ ને મજાહ, વિષય ને વૈભવ એ તો માત્ર સામગ્રી છે આપણા યજ્ઞની. જેમ સામગ્રી જળશે તેમ જ આપણા જીવનયજ્ઞની ગગનગામી જ્વાલ ઊડતી રહેશે. અગ્નિને સુરમ થઈશું ત્યારે જ પ્રસરશે અમરતાની સુવાસ, સખી રી!'

*

'સાંભળ સખી' શિશુએ કહ્યું 'આ સ્વદેશસ્વાતંત્ર્યની હાંક વાગી! જો, જો, આ સખી, ચાલી, વિજયી આર્યાવર્તના આત્માસમી સત્યની સજીવ મૂર્તિ—પાશવ તોફાનમાં મસ્ત, વિગ્રહવિલાસી પૃથ્વીને આર્યત્વનું આવાહન દેતા; આત્મબળથી નિડર એવા વીરને નિમંત્રતા!

'જો જો, વહાલી, ભેરી નાદ થાય છે ને ગગડે છે દેશનાં દુંદુભિ સ્વાતંત્ર્યને સમરાંગણે, સખી, આપણું ગુજરાત ગર્જવા માંડ્યું સમસ્ત હિંદ કંપી રહ્યું છે, વિજયની મહેચ્છાએ. જો, જો! જનનયનોમાં દીપે છે સ્વાતંત્ર્યની ઝગમગતી જ્યોત.

'હા નાથ! હા નાથ!' સુકુમાર સખીએ કહ્યું 'સુખસર્વસ્વ સમર્પણમાં જ છે. ચાલ માગ શિશુ, વિમોચનના આ સંગ્રામમાં, કોડથી કેસરિયાં કરીએ. માતાની મુક્તિ માટે મરે તે માતૃભક્ત; ને જીવતે દેહે મરણ સેવે એ જ, ઉદ્ધારશે આર્યાવર્ત'

ને બને જણ, ભાવના સિદ્ધયર્થે, હાથમાં રાખી હાથ સંગ્રામે ધસ્યાં: જેમ ધસ્યા હતાં એકદા લગ્નવેદીએ તેમ"*

સને ૧૯૧૫માં મહાત્મા ગાંધીજી હિંદમાં પાછા ફર્યા એક વર્ષ પર્યંત દેશપર્યટન અને સમાજસ્થિતિના નિરીક્ષણ બાદ એમણે જાહેરજીવનમાં પ્રવેશ કર્યો તે પછીથી એમના પ્રયાસ અને પ્રોત્સાહક ઉપદેશથી હિન્દી પ્રજાએ નવીન દૃષ્ટિ પ્રાપ્ત કરી અને તેના પરિણામે સમાજજીવનમાં બહોળુ પરિવર્તન થવા પામ્યુ.

ગુજરાતી પ્રજાને તેમના અનુભવનો નિષ્કર્ષ, તેમના જીવનનો સંદેશો પહોંચાડવાના આશયથી મહાત્માજીએ 'નવજીવન' નું તંત્રીપદ સ્વીકાર્યું

એ સાપ્તાહિકનું સંપાદન કરી, ગાંધીજીએ 'નવજીવન' દ્વારા ગુજરાતી સમાજજીવનમાં અજબ પલટો આણેલો તેમ ગુજરાતી ભાષાસા

* 'શિશુ ને સખી પૃ. ૧૩૪ થી ૩૮.

અને તેના અભ્યાસને અપૂર્વ વેગ અને નવીન બળ આપેલાં. તેનું મૂલ્ય અંકાય એમ નથી. ગુજરાતી પ્રજાજીવન ઉપર એમણે જે સંસ્કાર પાડ્યા છે, ગુજરાતી ભાષાસાહિત્ય ઉપર એમણે જે પ્રભાવ પાડ્યો તે કારણે વર્તમાન યુગને ગાંધીયુગનું ઉપનામ આપવામાં આવ્યું છે તે યથાર્થ છે. એક અવતારી પુરુષ તરીકે એમનાં પ્રવચનો અને લખાણ કલ્યાણકારી અને પ્રબોધક જણાયાં છે, એમનું અણીશુદ્ધ ચારિત્ર્ય, તદ્દન સાદું છતાં એક પવિત્ર સંત જેવું ઉન્નત અને સંસ્કારી, સેવાપરાયણ જીવન હતું.

વિશેષમાં એમની આસપાસ જે શિષ્યવૃંદ જામ્યું તે જનસેવાકાર્યમાં તેમ સાહિત્યના ઉત્કર્ષમાં બહુ ઉપકારક થઈ પડ્યું, અને તે શિષ્યો અને અનુયાયીઓ ભાવનાશીળી અને કર્તવ્યપરાયણ, ત્યાગવૃત્તિવાળા અને સેવાભાવી નીવડ્યા; અને તેમની સાહિત્યસેવા સાત્ત્વિક વૃત્તિભરી, સમાજને ઊર્ધ્વ પંથે પ્રેરનારી માલૂમ પડશે.

એમના ઉપદેશમાંથી પ્રેરણા પામી, એમની પ્રતાપી છાયા નીચે બીજી કેટલીક સાહિત્યપ્રવૃત્તિઓ અને સાહિત્ય પ્રકાશન સંસ્થાઓ હસ્તીમાં આવેલી છે તે સૌએ ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિમાં તેમ તેના પ્રચારમાં, ભિન્ન ભિન્ન પ્રકારે સારો અને મોટો હિસ્સો આપેલો છે, તે પણ નોંધવાજોગ છે. પરંતુ તે વિષયને ચર્ચીએ તે પહેલાં જે અન્ય જાણીતા લેખકોએ ગુજરાતી ભાષાસાહિત્યની અનન્ય ભક્તિ વડે ઉપાસના કરેલી છે તેમની સેવાની સમાલોચના કરીશું.

પશ્ચિમના નવા સુધારક વિચારો અને પરંપરાએ ઊતરી આવતા પ્રાચીન આચાર-વિચારો વચ્ચે જે ઘર્ષણ અને વિરોધ ઉદ્ભવ્યાં તેનો, બંને સંસ્કૃતિમાંથી તાત્ત્વિક ભાગ ગ્રહણ કરીને સુમેળ સાધવા, તેનો સમન્વય કરવા ગઈ સદીના આખરમાં પ્રયાસ થતા રહ્યા હતા. તેના પ્રવર્તક મુખ્યત્વે ગોવર્ધનરામ હતા. તેમનું વલણ આપણી પ્રાચીન આર્યસંસ્કૃતિનો, તેના ઉજ્જ્વળ અને ઉત્કર્ષક સ્વરૂપમાં, પુનરુદ્ધાર કરવાનો, તેમ તેનું પ્રાચીન ગૌરવ અને મહત્તા સ્થાપવાનો હતો તે પ્રવૃત્તિ એમના પછી શ્રીયુત નાનાલાલ દલપતરામ કવિએ ઉપાડી લીધી. આર્ય વિચાર અને ભાવનાના આર્યધર્મ અને આર્યસંસ્કૃતિના તેઓ પ્રબળ હિમાયતી અને પૂજક હતા. તેની પુનઃ સ્થાપના અને પ્રચાર અર્થે તેમના સર્વ પ્રયાસ હતા

નવયુગની ઘોષણારૂપ એમણે એમના સાહિત્યજીવનના આરંભમાં ગુજરાતમાં વસન્ત બેસતી હોય તેનું સૂચક, નવા શુભ વિચારનો પ્રચાર

કરતું 'વસંતોત્સવ' નામનું મનોરમ કાવ્ય રચ્યું હતું નવીન ડૌલતશૈલીમાં સાહિત્યરસિક વર્ગમાં છંદ વિનાના એ કાવ્યપ્રકારથી તેની વિલક્ષણ રચનાને તેમ જ તેમાં રજૂ કરેલી લગ્નભાવનાના વિષયથી સારો ઊહાપોહ થવા પામ્યો હતો.

આપણા સમાજમાં બાળલગ્નની પ્રથા લાંબો સમય ચાલી, પણ નવા વિચારોથી પ્રેરાઈને કવિશ્રીએ પ્રસ્તુત કાવ્યમા ઉમરલાયક રમણ અને સુભગાના સૌભાગ્યચંદ્ર અને વિલાસુનાં પાત્રોને પ્રણય કરતા અને સ્વપસંદગીથી લગ્નમાં જોડાતા બતાવ્યાં હતાં, તે એક નવીન અને આહ્‌લાદક દશ્ય હતું, જે શિક્ષિત સમાજને રુચતું થઈ પડ્યું હતું.

સ્વર્ગસ્થ મણિશંકર રત્નજીએ 'આપણું નવીન કાવ્યસાહિત્ય' એ વિષય પર પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદમાં નિબંધ વાંચતાં, કવિશ્રીની કવિતા માટે ઉચ્ચાર્યું હતું કે ગુજરાતી સાહિત્યના નભોમંડળમાં 'ઊગ્યો પ્રફુલ્લ અમીવર્ષણ ચંદ્રરાજ' અને વધુ વિવેચન કરતાં ઉમેર્યું હતું કે 'વર્તમાન તરફ દૃષ્ટિ કરતાં આપણને દેખાય છે કે "જેની રગેરગમાં કવિતા ઊછળી રહી છે" અને "જેનું હૃદય કવિતારસથી છલોછલ છલકે છે" એવા એક કવિનું દર્શન આપણને હમણાં થયેલું છે, જે વાણીમાં "દેશ-સંસારસ્નેહનો મહામેઘ ગડગડે છે તે આપણે હમણાં સાંભળી છે. નર્મદમાં દેશસ્નેહના અને સંસારસ્નેહના મેઘ ગડગડેલા, પણ નર્મદના સ્નેહો આવા વિશુદ્ધ નહોતા"*

લગ્ન વિષે એ કાવ્યમાં જે ભાવના કવિશ્રીએ વ્યક્ત કરી હતી તે આર્યમાનસને પસંદ પડી હતી.

કવિશ્રીએ યુનિવર્સિટીની પરીક્ષાઓ ફારસી લઈને પાસ કરી હતી, પણ ખાનગી રીતે સંસ્કૃતનો અભ્યાસ કરી આપણને કેટલાક જાણીતા સંસ્કૃત ગ્રંથોના તરજુમા ભેટ ધરેલા છે. તે સર્વ સરળ તેમ પ્રાસાદિક બન્યા છે પરંતુ એ સર્વમાં શ્રેષ્ઠ ભગવદ્‌ગીતાનું ભાષાંતર છે. તેમાં પણ કવિ માટે આપણને માન ઊપજે એવી એમની પશ્ચાત્તાપનો એકરાર કરતી મનોવેધક અર્પણપત્રિકા છે, જે તેના વાચક ઉપર ઊંડી અસર કરે છે. પરંતુ કવિનું કવિત્વ, એમની પ્રતિભાશક્તિ એમનાં ઊર્મિકાવ્યોમાં ખીલી ઊઠે છે, એવી બીજે નહિ સાંપડે

---

* પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદનો રિપોર્ટ, પૃ ૧૪.

અર્વાચીન ગુજરાતના ઘડતરમાં કવિશ્રી દલપતરામ ડાહ્યાભાઈનો મોટો હિસ્સો રહેલો છે; તેવી રીતે વર્તમાન પ્રજાના ઘડતરમાં કવીશ્વરના સુપુત્ર નાનાલાલની કૃતિઓ ઉદ્બોધક તેમ સહાયક નીવડેલી.

કવિશ્રી નાનાલાલે ડોલનશૈલી ગુજરાતી કવિતામાં દાખલ કરી એક નવો ચીલો પાડવા પ્રયાસ કર્યો હતો, તેનું અનુકરણ સુદ્ધાં થયું હતું; પણ તે પ્રયોગ સરવાળે સફળ નીવડ્યો નહિ. એ પ્રયોગની નિર્બળતાનો ચચોટ રદિયો 'કવિ મોટાલાલે' 'પ્રભાતનો તપસ્વી' નામક એક અતિકાવ્ય લખીને આપ્યો હતો. એ 'કવિ મોટાલાલ' તે બીજા કોઈ નહિ પણ આપણા જાણીતા કવિ, પારસીબંધુ અરદેશર ફરામજી ખબરદાર હતા.



શ્રીયુત અરદેશર ફરામજી ખબરદાર

વિદ્યાર્થી અવસ્થામાંથી એમને કવિતા લખવાનો શોખ જાગેલો. તેની પ્રેરણા તેમને કવિ દલપતરામની અને બહેરામજી મલબારીની કવિતામાંથી મળેલી. કવિ દલપતરામના અવસાનના સમાચાર સાંભળતાં શ્રીયુત ખબરદારે લખ્યું હતું;

" સ્વર્ગ વિષે નિજ વાસ કર્યો, મુજ આશ મળ્યાની વિચારી ન કોઈ;
રે દલપત, કહે અરદેશર, આશ રહી મનની મનમાંહી."

કવિએ તેમના ગ્રંથોનું નામકરણ સ્વર્ગસ્થ મલબારીનાં પુસ્તકોનાં નામો સંસારિકા, અનુભવિકા વગેરેને અનુસરી કાવ્યરસિકા, વિલાસિકા, પ્રકાશિકા, સંદેશિકા ભજનિકા, દર્શનિકા વગેરે રાખી એક પ્રકારે કૃતજ્ઞતા દર્શાવી હતી, અને વધુમાં મલબારીનો કાવ્યસંગ્રહ પદ્ધતિસર સંપાદિત કરી અને તેમનાં જીવન અને કવન વિષે એક વિસ્તૃત અને વિચારણીય ઉપોદ્ઘાત લખી સ્વર્ગસ્થ પ્રત્યેનું ઋણ વ્યક્ત કર્યું હતું.

દેશમાં નવજીવન પાંગરતાં, યુવાવસ્થામાં પ્રવેશ કરતા કવિશ્રી અરદેશર ઉપર એ નવા વાતાવરણની પ્રબળ અસર થવા પામી હતી. અંગ્રેજી કવિઓના નિયમિત વાચને અને અભ્યાસે પણ એમની દૃષ્ટિમાં પરિવર્તન આણ્યું હતું.

એ તો સારી પેઠે જાણીતું છે કે પારસી બંધુઓનુ ગુજરાતી લખાણુ શુદ્ધ હોતું નથી. તે લખાણમાં ઉચ્ચારના અને ભાષાના અનેક દોષો નજરે પડે છે. તેમ છતાં તેમનો સાહિત્યફાળો નાનોસૂનો નથી. મલબારી, કાબરાજી, મર્ઝબાન, તારાપોરવાળા, તાલિયારખાન, પિજામ, જીવનજી મોદી, બીરબલ વગેરેના લખાણોમાંથી ગુજરાતી વાચક જનતાએ બહોળો લાભ ઉઠાવેલો છે, પણ એ સર્વમાં ભાષાદૃષ્ટિએ શ્રેષ્ઠ શ્રીયુત ખબરદારનું લખાણુ માલૂમ પડશે. એમના ગ્રંથોમાં લેખકનું નામ છાપવામાં ન આવે તો તે એક પારસીબંધુની કૃતિ છે એમ કહેવું કઠિન થઈ પડે એટલી બધી શુદ્ધ, સંસ્કારી કવિની લેખનશૈલી છે.

યુગબળ પારખવાની કવિમાં અદ્ભુત શક્તિ હતી. પ્રજાજીવન દેશભક્તિના વિચારોથી ગુંજી રહ્યું હતું તે સમયે—

" ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત !
નમીએ નમીએ માત ! અમારી ગુણવંતી ગુજરાત "

એ લોકલાગણીનો ઊંડો પડઘો પાડતી, એક ઉત્તમ ગરબી રચી તેમણે ચોતરફથી પ્રશંસા મેળવી હતી.

એમની રાષ્ટ્રભક્તિ " ભારતનો ટંકાર " એ નામના એમના કાવ્યસંગ્રહમાં પ્રજ્જ્વલિતપણે ભભૂકી ઊઠે છે.

'કલિકા' જેવું એક દીર્ઘ કાવ્ય તેમણે રચ્યું. તેમાં પ્રેમ વિષે તેના વિધવિધ સ્વરૂપોનું જે તલસ્પર્શી વિવેચન કરેલું છે, તે ગુજરાતી સાહિત્યમાં નવીન જણાશે. 'દર્શનિકા' વિષે, તે પ્રસિદ્ધ થઈ ત્યારે, અમે લખ્યું હતું કે,

"કવિશ્રી ખબરદાર 'દર્શનિકા' રચીને આપણને જીવનનું રહસ્ય સમજાવવા મથે છે. એ પ્રયાસ જેમ ગંભીર તેમ સમર્થ છે; અને તેની પાછળ કવિએ પોતાની સઘળી શક્તિ ખર્ચી છે. જીવનભરનાં જ્ઞાનભંડાર, અભ્યાસ અને ચિંતન અમાં અમણે ઢાલવી નાંખ્યા છે. જેમ એક મક્ષિકા સ્થળે સ્થળે સુંદર, સુવાસિક અને રંગબેરંગી ફૂલો પુષ્પો પર ફરી વળી તેમાંથી પુષ્પ-પરાગ અને રજકણ પ્રાપ્ત કરી, આપણને તેનો નિષ્કર્ષ મધરૂપે આપે છે તેમ પ્રસ્તુત કાવ્યગ્રંથના નિવેદનમાં કવિ સ્વીકારે છે કે "મારી કાવ્ય-પ્રેરણાએ આ મોટા માનવજ્ઞાનના સંચિત ભંડારમાંથી લૂંટ ચલાવેલ દેખાશે, એ લૂંટ પણ બાદશાહી લૂંટ છે. સર્જક સદા લૂંટતો આવ્યો,-પણ તે પાછું નવસ્વરૂપે બક્ષવાને માટે. વિશ્વનિયંતા કહો કે કાળ ભગવાન કહો, એ જગતને એક બાજુથી લૂંટી, બીજી બાજુ સમૃદ્ધ કરે છે તમામ જીવનનું પુનરુત્થાન એમ જ થાય છે, અને સર્જક કવિની નવી સૃષ્ટિ પણ એવી જ જૂની સૃષ્ટિની લૂંટમાંથી બંધાય છે."×

કવિની એ નોંધપાત્ર કૃતિ છે. તેમાં જીવનનું નવનીત ઉતારેલું છે; જીવનના ગૂઢ પ્રશ્નોની તેમાંથી સમજ મળશે; કંઈક શાંતિ તેમ જ સાન્ત્વન મળશે.

નવજીવનના સંદેશવાહક, નવપ્રભાતની ખુશનુમા અને તાઝગી સમા, આપણા એ બે જાણીતા લોકપ્રિય કવિઓ શ્રીયુત નાનાલાલ કવિ અને શ્રીયુત અરદેશર ખબરદાર વિષે ઉલ્લેખ કરી, આપણે પાછા ગાંધીજી અને ગાંધીયુગ પ્રતિ વળીએ તે પહેલાં ઓગણીસમા સૈકાના ઉત્તરાર્ધના વિચાર વાતાવરણમાં ઊછરેલા અને અંગ્રેજી સાહિત્ય અને પાશ્ચાત્ય વિચાર અને સંસ્કૃતિમાંથી ઉત્તેજન પામી, જીવનભર ગુજરાતી સાહિત્યના અભ્યાસ અને લેખનવાચનમાં રત રહેલા, આપણા પીઢ સાક્ષરો જેમની વિદ્વત્તા સુવિદિત છે, અને પ્રજાએ જેમને સાહિત્ય પરિષદના પ્રમુખ નીમીને યોગ્ય માન આપ્યું છે—તે સૌએ આ સઘળાં વર્ષો દરમિયાન ગુજરાતી સાહિત્યની સતત સેવા કરી જે ફાળો આપેલો છે, તેનો નિર્દેશ કરીશું.

× ગ્રંથ અને ગ્રંથકાર, પુ. ૩, પૃ.

એ પીઠ સાક્ષરો તે બીજા કોઈ નહિ પણ પૂજ્ય માન્યવરો દી. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ. ડૉ. આચાર્ય શ્રી આનંદશંકર ધ્રુવ, દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી પ્રો બળવંતરાય ઠાકોર, સ્વ. સર રમણભાઈ, સદ્‌ગત નરસિંહરાવ અને રા. બ કમળાશંકર ત્રિવેદી છે.

સ્વર્ગસ્થ કમળાશંકર સંસ્કૃત ભાષાસાહિત્યના એક સમર્થ વિદ્વાન હતા અને એ વિષયમા એમનુ વાચન વિશાળ અને બહોળુ હતુ; ને એમણે કેટલાક સંસ્કૃત ગ્રંથોનુ શાસ્ત્રીય પદ્ધતિએ સરસ સંપાદન કર્યું છે તેથી ગુજરાત પરિચિત છે

ગુજરાતી લખાણમાં ભાષાશુદ્ધિ અને જોડણીનું એકસરખુ અને ચોક્કસ ધોરણ આણવા તેઓ હંમેશા ઉપદેશ કરતા અને આગ્રહ રાખતા, અને તે કાર્ય સૂતરુ થઈ પડે તે સારુ, તે વિષે અનેક લેખો લખી તેમ જ ગુજરાતી ભાષાનુ એક બૃહદ્ વ્યાકરણ સુધ્ધા રચી, ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓનો માર્ગ સરળ અને મોકળો કરી આપ્યો હતો તે જ પ્રમાણે બ્રહ્મસૂત્ર–શાંકરભાષ્યનો ગુજરાતીમા તરજુમો કરી ગુજરાતી મુમુક્ષુવર્ગ પર મહદ્ ઉપકાર કર્યો હતો



રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી

એક પ્રતાપી વિદ્વાન તરીકે એમની ગણના થયેલી છે જ, પણ એક પ્રભાવશાળી શિક્ષક અને કેળવણીનિષ્ણાત તરીકે એમની કીર્તિ બહોળી પ્રસરેલી હતી. એમનો વિદ્યાવ્યાસંગ એટલો જ જાણીતો હતો, અને એ અભ્યાસશીલ પ્રવૃત્તિને લઈને શિક્ષક તરીકેનુ કર્તવ્ય પૂરુ કર્યા પછી જે ફાજલ સમય મળતો તે તેઓ લેખનવાચનમાં વ્યતીત કરતા હતા.

વિદ્યાર્થીઓને શિખવતી વેળા એક શિક્ષક તરીકે જે અડચણો એમને માલૂમ પડતી તે દૂર કરવા સ્વર્ગસ્થે કેટલાક પાઠ્યપુસ્તકો રચ્યાં

હતાં, તે ઉપયોગી થયાં હતાં, અને એ આશયથી તેમણે નવી વાચનમાળા પણ પ્રયોજી હતી.

એમના જેવા જવાબદાર કેળવણીખાતાના અધિકારીએ એ પગલું ભર્યું તે બતાવી આપે છે કે પ્રચલિત વાચનમાળામાં સુધારાને બહોળો અવકાશ હતો અને તે પ્રયોગ વખતસરનો અને આવશ્યક હતો. એક સાચા અને અનુભવી શિક્ષક તરીકેનું માનસ પ્રસ્તુત વાચનમાળામાં તેમ એમના અન્ય કેળવણીવિષયક લેખોમાં નજરે પડશે.

એમના સમવયસ્ક દી. બ. કેશવલાલ ધ્રુવ એમની જેમ સંસ્કૃત ભાષાસાહિત્યના પ્રેમી અને ઊંડા અભ્યાસી હતા. જીવનભર એક શિક્ષક તરીકે તેમણે કામ કર્યું; ઉત્તરાવસ્થામાં તેઓ ગુજરાત કોલેજમાં ગુજરાતીના અધ્યાપક પણ નિમાયા હતા. એક યશસ્વી શિક્ષક તરીકે એમનો વિદ્યાર્થી-સમુદાય હમેશાં એમને મમતાપૂર્વક યાદ કરશે; પણ એક સાહિત્યકાર અને ગુજરાતી ભાષાના અઠંગ અભ્યાસી તરીકે એમની પ્રતિષ્ઠા વિશેષ અને બહોળી અંકાયેલી છે.

એમની કારકિર્દીના આરંભથી એમણે પ્રાચીન ગુજરાતીનો અભ્યાસ કરવા માંડેલો તે, એ અરસામાં 'ગુજરાત શાળાપત્ર'માં તેઓ પ્રાચીન ગુજરાતી દુહા અને જૂના ગુજરાતી ગદ્યના ઉતારા વગેરે આપતા તે ઉપરથી માલૂમ પડે છે.

પણ એમની બહોળી પ્રસિદ્ધિ વિશાખદત્તરચિત મુદ્રારાક્ષસ નામક સંસ્કૃત નાટકના સંપાદનથી થવા પામી હતી. એ નાટકમાં કેટલાક ભ્રષ્ટ પાઠો હતા અને કેટલીક પંક્તિઓ પદ્યમાંથી ગદ્યમાં બદલાઈ ગઈ હતી. તે બધું સુધારી ઉપલબ્ધ જુદા જુદા પાઠો ઉપરથી, આસપાસનો સંબંધ વિચારી, અનુમાન અને કલ્પનાના આધારે નવેસર પાઠો સૂચવ્યા હતા, પાછળથી નવી પ્રતો પ્રાપ્ત થતાં તે સુધારા વાસ્તવિક જણાયા હતા. ત્યારથી એક બાહોશ સંશોધક અને સંપાદક તરીકે વિદ્વાનવર્ગમાં તેમણે ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું હતું.

એ જ પ્રશસ્ય અને શાસ્ત્રીય ધોરણ, એમના પ્રાચીન ગુજરાતી ગ્રંથોના સંપાદનમાં, જેવા કે ભાલણકૃત 'કાદંબરી,' 'પંદરમા સૈકાનાં પ્રાચીન ગુજરાતી કાવ્યો,' 'રત્નદાસકૃત હરિશ્ચંદ્ર આખ્યાન' વગેરેમાં દૃષ્ટિગોચર થાય છે. તેમાં ઝીણવટભરી બુદ્ધિ, અન્વેષક દૃષ્ટિ અને પ્રૌઢ વિદ્વત્તાનું પાને પાને દર્શન

થાય છે, જે બહુ થોડા ગુજરાતી વિદ્વાનોના ગ્રંથસંપાદનમાં જોવામાં આવશે. ખાસ કરીને તરજુમાની કળા એમને હાથ એવી બેસી ગઈ છે, તેમાં એમણે એવી નિપુણતા મેળવી છે કે એમના જેવાં કરેલાં ભાષાંતરો બહુ થોડાં મળશે. તે એટલાં આસ્વાદિક અને રસપ્રદ હોય છે કે કેટલીક વાર મૂળ અને ભાષાંતર એ બેમાંથી કયો ભાગ સુંદર અને ચઢિયાતો છે એ નક્કી કરવાનું સાહિત્યરસિકો માટે કઠિન થઈ પડે છે. એ ભાષાંતરોની મુક્તકંઠે તારીફ થઈ છે. પણ ને પુસ્તકોની બીજી વિશિષ્ટતા જે વિદ્વત્તાભર્યો ઉપોદ્ઘાત તેના આરંભમાં દી બ કેશવલાલભાઈએ લખેલા હોય છે તે છે. એ મૂળ પુસ્તકો જેટલું એ પ્રાસ્તાવિક લેખોનું એક રીતે મૂલ્ય છે. તેમાં નરી વિદ્વત્તા અને ઐતિહાસિક અન્વેષણ દૃષ્ટિગોચર થાય છે. તે આપણી પ્રાચીન સંસ્કૃતિ, ઇતિહાસ અને સાહિત્ય પર અપૂર્વ પ્રકાશ પાડે છે ગુજરાતીમાં જ લખવાની એમણે પ્રતિજ્ઞા લીધેલી, પણ જો એ લેખો અંગ્રેજીમાં પ્રસિદ્ધ થવા પામે તો તે પ્રતિ વિદ્વદ્વર્ગનું ધ્યાન ખેંચાઈ તેની વિશેષ કદર થાય ગમે તેમ હો, ગુજરાતી અભ્યાસીઓને તેમાંની વિચારસામગ્રી બહુ મૂલ્યવાન અને વિદ્વત્તાભરી માલૂમ પડશે.

પ્રાચીન ગુજરાતી ભાષાસાહિત્યના અભ્યાસી તરીકે એમનું સ્થાન અજોડ છે; તે વિષે એમનો અભિપ્રાય પ્રમાણભૂત ગણી શકાય, એટલા ઊંડા એ વિષયમાં તેઓ ઊતરેલા હતા એ વિષયનું ઝીણું અને માર્મિક જ્ઞાન તેઓ ધરાવતા હતા.

'વાગ્વ્યાપાર' વિષે એમના સિવાય અન્ય કોઈ લેખકે એ વિષયને છેડયો નથી, અને 'પદ્ય રચનાના પ્રકાર' એ નિબંધ પણ એટલા જ મહત્ત્વનો છે; એ વિષયનો વધુ અને પદ્ધતિસર અભ્યાસ થવો ઘટે છે, જે કસોટી વડે છંદરચનાના વિકાસનો ઇતિહાસ વિચારી શકાય અને તેના ઉપયોગ પરથી કવિનો સમય નક્કી કરવાનું સુગમભર્યું થઈ પડે.

એંસીમે વર્ષે, શરીર જર્જરિત થઈ જવા છતાં, આંખે નહિ જેવું દેખાય તેમ છતાં, મેગ્નિફાઇંગ ગ્લાસ વડે, રોષ-શંકા સત્યભામાખ્યાન નાટકનું તેઓ સંપાદન કરતા, તેના પાઠોની યથાર્થતા વિચારતા, તેનો પૂર્વાપર સંબંધ ગોઠવતા, તેના અંગેના ભિન્ન ભિન્ન પ્રશ્નો જુદી જુદી દૃષ્ટિએ ચર્ચતા, પ્રેમાનંદમય વાતાવરણમાં તલ્લીન થયેલા જેમણે તેમને જોયા હશે તે એમના એ સાહિત્યપ્રેમ માટે જરૂર માન પ્રગટ કરશે

ડૉ. આચાર્ય શ્રી આનંદશંકર ધ્રુવમાં પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય બન્ને સંસ્કૃતિના ઉત્તમ અંશોનો સુંદર સુમેળ થયેલો, તથાપિ આર્ય સંસ્કૃતિ અને હિન્દુ ધર્મના એક ચુસ્ત અને સાચા પ્રતિનિધિ તરીકે આપણે તેમને ઓળખાવી શકીએ.

સંસ્કૃતના અધ્યાપક તરીકે એમની કારકિર્દી શરૂ થયેલી; જીવનભર એમણે તેનું અધ્યયન અને પઠનપાઠન કર્યું; તેમ છતાં જ્ઞાનનાં અનેકવિધ ક્ષેત્રોમાં એમણે પ્રવેશ કરેલો છે, અને તે વિષયમાં નિષ્ણાત ગણાય એટલી કુશળતા તેમણે પ્રાપ્ત કરી હતી.

બી. એ. ના વર્ગમાં નીતિશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાન એ ઐચ્છિક વિષયો શીખવવાનું એમને સંજોગવશાત્ પ્રાપ્ત થયું હતું. એ વિષયમાં એમના વિશાળ અને વ્યાપક વાચનની એમના હાથ નીચે એ વિષય શીખેલો કોઈ પણ વિદ્યાર્થી સાક્ષી પૂરશે

કોઈ એવો જાણીતો અંગ્રેજી સાહિત્યનો લેખક, કવિ, તત્ત્વવેત્તા કે નવલકથાકાર નહિ હોય જે એમણે માર્મિક રીતે વાંચ્યો નહિ હોય.

આપણી પ્રાચીન પદ્ધતિએ ન્યાયનો અભ્યાસ એમણે નડિયાદના એક જાણીતા પંડિત પાસે કર્યો હતો. શાંકર વેદાંત તો એમનો પ્રિય વિષય હતો. શ્રીભાષ્ય એમણે ગુજરાતીમાં ઉતારેલું છે. એમનો ગુજરાતી સાહિત્ય વિશેનો પ્રેમ જાણીતો છે. એ જ પ્રમાણે તેઓ ભાષાશાસ્ત્રમાં ઊંડા ઊતરેલા. થોડાંક વર્ષો પર મુંબઈ યુનિવર્સિટીના આશ્રય હેઠળ એમણે એ વિષય પર વિલ્સન ફાઇલોલોજિકલ વ્યાખ્યાનો આપ્યાં હતાં. પુરાતત્ત્વના પ્રદેશમાં પણ તેઓની શક્તિ અતીત થઈ શકે તેમ છે. એ વિષય પર 'વસંત'ની એમની એકાદ નોંધ વાંચતાં જણાશે કે વર્તમાન વિચારપ્રવાહ અને સંશોધનની પ્રવૃત્તિથી તેઓ પૂરા વાકેફગાર હતા, તેમ 'વસંત'માં ઇતિહાસ, અર્થશાસ્ત્ર, રાજકારણ, વસ્તુતઃ જીવનને સ્પર્શતા કોઈ પણ પ્રશ્ન પર લખાતી એમની નોંધમાં તલસ્પર્શી અભ્યાસ અને ઊંડું ચિંતન માલૂમ પડશે.

પરન્તુ એમના પ્રિય વિષયો તત્ત્વજ્ઞાન અને ધર્મચિંતન હતા અને તે વિષયોમાં તેઓ બહુ ઊંડા ઊતરેલા. તે વિષે પૂરતો ખ્યાલ મેળવવા વાચક બંધુને અમે એમના બે ગ્રંથો, 'આપણો ધર્મ' અને 'હિન્દુ ધર્મની બાળપોથી' નું અવગાહન કરવા ભલામણ કરીશું.

આર્યધર્મનાં ગૌરવ, મહત્તા અને વિશિષ્ટતાઓનું પ્રતિપાદન અને વિવેચન એનાથી ચઢિયાતું અન્ય કોઈ ગ્રંથમાંથી ભાગ્યે જ પ્રાપ્ત થશે. પ્રમાણમાં તેઓનું બહુ થોડું લખાણ છે, છતાં ન્યાય ખાતર એટલું ઉમેરવું જોઈએ કે એમની કલમમાંથી જે કાંઈ પ્રગટ્યું તે ઉત્કૃષ્ટ, એમની વિદ્વત્તાના અર્કરૂપ કહી શકાય. મેધા સમી તેજસ્વી ચમકારા મારતી એમની 'નોંધ' હમેશાં અભ્યાસપૂર્ણ અને મનન યોગ્ય નીવડતી.

પણ એ સૌમાં હિન્દુ ધર્મ પ્રતિની એમની સન્નિષ્ઠા અને ધર્મપરાયણતા વિશેષ આકર્ષે છે. મહાભારત, ભાગવત અને ભગવદ્ગીતા પરનાં એમનાં ભક્તિભાવપ્રચુર સુંદર પ્રવચનો વાંચવાથી એ વિષયમાં કેટલા બધા તેઓ રત હતા તે સમજવામાં આવશે.

ઉપર્યુક્ત પુસ્તકો માટે એમને અત્યંત આદર હતો. તેનું ભક્તિપૂર્વક અહર્નિશ તેઓ પારાયણ કરતા અને રસાનંદ અને શાન્તિ તેઓ એમાં અનુભવતા. એ વિષય પરના એમના ભક્તિપ્રધાન લેખો ઉત્તમ કોટિના અને કાંઈ નવું જ દર્શન કરાવનારા છે.

સંસ્કૃત ભાષાના એક નિષ્ણાત તરીકે, એક બાહોશ વિદ્વાન તરીકે એમની કીર્તિ ગુજરાતમાં અને ગુજરાત બહાર બહોળી પ્રસરેલી, અને એમની એ પ્રતિષ્ઠાને લઈને બનારસ હિન્દુ યુનિવર્સિટીએ એમને ખાસ નિમંત્ર્યા હતા; તેના પ્રો. વાઇસ ચાન્સેલરના જવાબદારીભર્યા પદે સુધ્ધાં નીમ્યા હતા અને ડોક્ટર ઑફ લેટર્સની પદવી આપીને અસાધારણ માન આપ્યું એ સઘળું ગુજરાત માટે અતિ ગૌરવભર્યું ગણાય.

નવા તેજસ્વી પ્રકાશનો મહિમા અને ઉલ્લાસ અનુભવનારા સર રમણભાઈએ સુધારાના વિચારોનો પ્રચાર અને અમલ કરવા ભિન્નભિન્ન પ્રકારે પ્રવૃત્તિ આદરી હતી અને તે વિષય પરત્વે પ્રાચીનતાની વકીલાત કરનાર જાણીતા સાક્ષર મણિલાલ નભુભાઈ સાથે લાંબા સમય સુધી તેમણે વાગ્યુદ્ધ સુધ્ધાં ચલાવ્યું હતું એ આપણા આધુનિક સાહિત્યનું એક મનોરંજક પ્રકરણ છે.

નવયુગની ભૂમિકારૂપ એમની પ્રસિદ્ધ કૃતિ 'ભદ્રંભદ્ર' ખૂબ જાણીતી છે. એમનો ઘણોખરો સમય જાહેર પ્રવૃત્તિઓ અને મ્યુનિસિપલ કામકાજમાં વ્યતીત થતો અને લેખન માટે બહુ થોડી ફુરસદ મળતી હતી એવી જે તક મળેલી તે સમયમાં સર રમણભાઈએ 'રાઈનો પર્વત' એ નાટક તૈયાર કર્યું હતું. લાગટ તે પાછળ લાગીને તેમણે તે લખ્યું નહોતું, પ

ધીમે ધીમે અવકાશ મળતો ગયો તેમ તેમ પૂરું કર્યું હતું. તેમ છતાં તેમાં ખામીઓ આવવા પામી નથી, એ એમની અસાધારણ એકાગ્રતા શક્તિનું પરિણામ હતું. એ નાટક ખૂબીભર્યું અને નમૂનેદાર રચાવા પામ્યું છે. તે પ્રસિદ્ધ થતા જ એક ઉત્તમ નાટક તરીકે તે વખણાયું હતું. પછીથી તેનો એક પાઠ્યપુસ્તક તરીકે ચાલુ ઉપયોગ થતો રહ્યો છે અને તેની લોકપ્રિયતા પણ વિસ્તરેલી છે.

જાહેર સેવાકાર્યોમાં અને જાહેર સંસ્થાઓનો વહીવટ કરવામા એમનો સઘળો સમય જવાથી એમની કલમ ખોટકાઈ ગઈ હતી ગુજરાતી સાહિત્યને એ મોટો ગેરલાભ હતો, પણ તેથી સેવાકાર્યનું મહત્ત્વ ઓછું થતું નથી આપણે ત્યા એવા સેવાભાવી કાર્યકર્તાઓની વિશેષ આગણી રહે છે, એટલે એક ક્ષેત્રમાં જે નુકસાન થયું તેનો બદલો અન્ય રીતે મળી રહેલો છે.

જાહેર કાર્યોમાં તેમ મ્યુનિસિપલ વહીવટમાં એમનો કિંમતી સમય એકસરખો અને સતત આપીને તેમ જ એમની સર્વ શક્તિ ખર્ચીને સર રમણભાઈએ સેવાભાવનાનું એક આદર્શ ધોરણ સ્થાપ્યું હતું તે જેમ આદરણીય અને અનુકરણીય માલૂમ પડશે તેમ વિરલ સ્વાર્થત્યાગ અને અનુપમ સેવાવૃત્તિની મહેકભરી સ્થાયી સુવાસથી, પ્રતિષ્ઠિત સાહિત્યકારની પેઠે, એક આદર્શ સમાજસેવક અને સમાજસુધારક તરીકે એમનું નામ ચિરકાળ યાદ રહેશે

ગુજરાતમાં ઉષાનાં ઉજ્જ્વળ અને આહ્લાદક કિરણો પ્રકટ્યા તે કાળે અમદાવાદમાં સદર અદાલતના ન્યાયાધીશના ઊંચા પદે સરદાર ભોળાનાથ સારાભાઈ હતા. તેઓ શહેરની ઘણીખરી જાહેર પ્રવૃત્તિઓમાં મુખ્ય ભાગ લેતા અને એક સુધારક તરીકે આખા પ્રાંતમા એમણે બહોળી પ્રતિષ્ઠા મેળવી હતી, તેમ એમના કુટુંબની ગણના સુશિક્ષિત, સુધારક, સંસ્કારી અને સંગીતપ્રિય વર્ગમાં થતી હતી.

એ ઉલ્લાસમય અને સુખદાયક વાતાવરણમાં સદ્‌ગત નરસિંહરાવ ઊછર્યા હતા. એક બુદ્ધિશાળી અને હોશિયાર વિદ્યાર્થી તરીકે એમણે શરૂઆતથી ઊંચી છાપ પાડેલી. પિતાના ગુણો એમને વારસામાં પ્રાપ્ત થતાં નરસિંહરાવની નૈસર્ગિક શક્તિ પુરી ખીલીને દીપી ઊઠી હતી.

કૉલેજના અભ્યાસમાંથી અંગ્રેજી કવિતાનો પરિચય વધતાં અને તેનો અવનવો આનંદ અનુભવતાં, તે ધોરણે એમણે ગુજરાતીમાં કવિતા રચવા

મંડી એની નવીનતાથી ગુજરાતી વાચકવર્ગ પ્રથમ ખચકાયો ખરો, પણ સહેજ પરિશ્રમ લઈને તે વાંચતા તેની ખૂબીઓ સમજવામાં આવી, તેની વિશિષ્ટતાની પ્રબળ છાપ પડી એ કવિતાનું આકર્ષણ વધતું ચાલ્યું એટલે સુધી કે તેનું બહોળું અનુકરણ સુધ્ધાં થવા માંડ્યું એ નવી કવિતાના આદ્યપ્રેરક નરસિંહરાવ હતા.



શ્રી નરસિંહરાવ ભોળાનાથ

તેઓ ચુસ્ત સુધારક અને અનન્ય પ્રાર્થનાસમાજિસ્ટ હતા સુધારા પરનાં એમના કાવ્યોએ, તે પ્રસિદ્ધ થયાં ત્યારે ખૂબ ચર્ચા જગાડી હતી; જેમ કે કુલમણિદાસીનો શાપ; પણ એમનાં ભક્તિવિષયક કાવ્યો બળપ્રેરક અને શાન્તિદાયક જણાયાં છે, અને તે બહોળો પ્રચાર પામ્યાં છે ઈશ્વર પ્રાર્થનામાળામાંનો અધૂરો રહેલો ભાગ એમણે જ પૂરો કર્યો હતો.

એમના પુત્ર નલિનકાન્તનું અકાળે મૃત્યુ થતાં, લોર્ડ ટેનિસનના 'ઇન મેમોરિયમ'ના ધોરણે 'સ્મરણસંહિતા' નામે એક કરુણ પ્રશસ્તિ કાવ્ય એમણે રચ્યું હતું. તે એક અપૂર્વ અને સુંદર કૃતિ છે તેમાં જન્મ-મરણના ગૂઢ અને અગમ્ય પ્રશ્નો વિષે ચિંતન ભરેલું છે એમાં કવિએ પુત્ર પાસે ઈશ્વરસ્તુતિ કરાવતું 'મંગલ મંદિર ખોલો, દયામય મંગલ મંદિર ખોલો' એ પ્રાર્થનાકાવ્ય હૃદયંગમ અને આહ્લાદક નીવડ્યું છે.

એમના તાત્ત્વિક વિચારોનો પરિચય કરવા, આપણે એમના 'વિવર્ત-લીલા' નામક પુસ્તકનું પરિશીલન કરવું ઘટે એના અવગાહનમાંથી કાંઈ કાંઈ કિંમતી વિચારમોતી પ્રાપ્ત થશે તેની લેખનશૈલી પણ સરલ અને સુરમ્ય છે. પણ એમનો પ્રિય અને મનપસંદ વિષય તો ગુજરાતી ભાષા-શાસ્ત્રનો અભ્યાસ હતો. કોલેજજીવન પૂરું થયું નહિ હોય તે પહેલાં એમણે

ગુજરાતી વિષે એક અભ્યાસપૂર્ણ નિબંધ લખી શુદ્ધ ભાષાલેખન માટે ચળવળ ઉપાડી હતી, અને જીવનપર્યંત તે નિયમોના એકધારા અને અણિશુદ્ધ પાલન માટે આગ્રહ રાખ્યો હતો.

તેઓ પ્રખર ભાષાશાસ્ત્રી હતા, એ એમણે ગુજરાતી ભાષાસાહિત્ય ઉપર મુંબઈ યુનિવર્સિટી તરફથી વિલ્સન ફાઈલોલોજિકલ વ્યાખ્યાનો આપ્યાં હતાં અને જે બે વૉલ્યુમમાં પ્રકટ થયાં છે, તે વાંચતાં માલૂમ પડશે.

એમની શારીરિક શક્તિઓ મંદ પડી ગઈ ત્યાંસુધી ગુજરાતી સાહિત્યના ચાલુ પ્રવાહથી તેઓ પરિચિત રહેલા; અને કોઈ લેખ વા પુસ્તકમાં કોઈ દોષ કે વિશિષ્ટ ગુણ માલૂમ પડે કે તે વિષે તરત જ વર્તમાનપત્રમાં ચર્ચાપત્ર લખી મોકલતા એટલો બધો એ વિષયમાં એમને રસ પડતો; જિંદગીભર ગુજરાતી ભાષાસાહિત્યની અનન્યભાવે અને એકનિષ્ઠાથી તેમણે સેવા કરી હતી.

બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિ તેની બુદ્ધિપ્રભા, બાહોશી, કાર્યકુશળતા અને મુત્સદ્દીપણાને લીધે જાહેરજીવનમાં મોખરે રહી છે એવું કોઈ કાર્યક્ષેત્ર નહિ હોય કે જેમાં એ કોમની સેવા વા હિસ્સો માલૂમ પડે નહિ.

પ્રો. બલવન્તરાય ઠાકોર એ જ્ઞાતિના હતા. નાનપણથી તેજસ્વી બુદ્ધિના હતા; અને વાચન અને ઝીણવટભર્યો અભ્યાસવડે તે શક્તિનો પરિપાક થયેલો. થોડા જ સમયમાં એક સાક્ષર તરીકે એમની નામના થઈ હતી.

એમના મિત્ર સ્વર્ગસ્થ મણિશંકર ભટ્ટે લિંકનનું જીવનચરિત્ર સોસાયટીને લખી આપેલું તેનો વિસ્તૃત ઉપોદ્ઘાત પ્રો. બળવંતરાયે લખ્યો હતો. તે આગમચ મહાદજી સિંધિયા વિષે હરિફાઈ ઇનામી નિબંધ લખવા માટે યુનિવર્સિટી તરફથી એમને સુવર્ણચંદ્રક પ્રાપ્ત થયો હતો. પ્લુટાર્કકૃત જીવનચરિત્રો ગુજરાતીમાં ઉતારવા, સ્વર્ગસ્થ હરિલાલ માધવજી ભટ્ટ સાથે, એમણે પ્રયત્ન કરેલો, પણ તેનો ફક્ત એક જ ભાગ પ્રસિદ્ધ થયો છે. કાલિદાસકૃત શકુન્તલા અને માલવિકાગ્નિમિત્ર એ બે નાટકના એમણે ગુજરાતીમાં તરજુમા છપાવ્યા છે, તે મૂળને બરોબર અનુસરે છે, તે અર્થશુદ્ધ થયા છે; છતાં તેનો રસપ્રવાહ અસ્ખલિત અને સરલ વહેતો નથી. તે તરજુમા પ્રાસાદિક નથી એવી ટીકા થઈ છે, પણ સંસ્કૃતના તેઓ સારા જ્ઞાતા અને અભ્યાસી હતા એ હકીકત સિદ્ધ છે.

ઇતિહાસ અને અર્થશાસ્ત્ર એ વિષયોના તે અધ્યાપક હતા, ઘણાં વર્ષો સુધી એ વિષયો એમણે શીખવ્યા છે. હિન્દી રાજ્યબંધારણ

વિષે કેટલાક વર્ષો પર એક પુસ્તક અંગ્રેજીમાં લખ્યું હતું અને એ વિષયના નિષ્ણાતોએ એને એક પાઠ્યપુસ્તકને યોગ્ય પ્રમાણ્યું હતું.

એમની ગુજરાતી સાહિત્યની સેવા ઊંચી કોટિની છે. તેમણે ટૂંકી વાર્તાઓ લખી છે, તે 'દર્શનિયું' એ નામે પ્રકટ થયેલી છે; 'ઊગતી જુવાની' નામે એક સ્વતંત્ર નાટક લખ્યું છે. જુદા જુદા વિષયો પર પ્રકીર્ણ નિબંધો તેમ વિવેચનલેખો પણ તેમણે વિપુલ લખ્યા છે. તેમાં એમની વિદ્વત્તાની છાપ પડે છે, એમનું સમર્થ વ્યક્તિત્વ તેમાં પ્રગટ થાય છે.

એક કવિ તરીકે એમણે કેટલાક ઉત્કૃષ્ટ અને નમૂનેદાર કાવ્યો રચ્યાં છે, તે સારો આદર પામ્યાં છે. બલવંતરાયનું મુખ્ય પ્રદાન કવિતાક્ષેત્રે છે. 'ભણકાર', 'મ્હારાં સૉનેટ' તેમના નીવડેલા કાવ્યસંગ્રહો છે. સૉનેટના કાવ્યસ્વરૂપનો તેમણે ગુજરાતમાં પુરસ્કાર કર્યો. 'આપણી કવિતા સમૃદ્ધિ', 'નવીન કવિતા વિશે વ્યાખ્યાનો', 'વિવિધ વ્યાખ્યાનો'ના ત્રણ ખંડ ગુજરાતી સાહિત્યમાં સમર્થ વિવેચનગ્રંથો છે. તેમનાં કેટલાંક અપ્રગટ પુસ્તકો વડોદરાની મ. સ. યુનિવર્સિટી તરફથી પ્રગટ થતાં રહે છે. 'પંચોતેરમે' એ તેમની સ્મરણયાત્રા તેમ જ તેમના લેખોનું પુસ્તક છે. [તેમનું અવસાન ૨–૧–૧૯૫૨ ના રોજ થયું. તેમની ૧૯૬૯ માં આવેલી જન્મશતાબ્દી નિમિત્તે વડોદરા મ. સ. યુનિવર્સિટી તરફથી પ્રો. બ. ક. ઠાકોર અધ્યયન ગ્રંથ પ્રસિદ્ધ થયો છે.—સંપાદક]

નવી કેળવણીનું પગરણ આપણે ત્યાં માંડવામાં રણછોડદાસ દયાળદાસ પહેલા હતા. એમણે અને એમના પુત્ર મોહનલાલે ગુજરાતમાં પ્રાથમિક કેળવણીના પ્રચાર અર્થે પુષ્કળ પરિશ્રમ સેવેલો. એ કેળવણીના ઉચ્ચ સંસ્કારની છાપ દી. બ. કૃષ્ણલાલ ઝવેરી પર પડેલી, પણ પિતા અને પિતામહના પગલાંને ન અનુસરતાં એમણે વકીલ થવાનું પસંદ કરેલું. થોડીક મુદત વકીલાત ચલાવ્યા કરેલી, પણ પાછળથી સ્મૉલ કૉઝ કોર્ટના જજ નિમાયેલા, જ્યાં તેઓ વડા જજના હોદ્દે પહોંચેલા અને છેવટે કેટલોક સમય હાઈકોર્ટના ન્યાયાધીશપદે પણ બિરાજ્યા હતા. એ રીતે એમની કારકિર્દી યશસ્વી હતી.

એમણે એવો વ્યવસાય પસંદ કર્યો હતો કે જે સ્થળે સાહિત્યના લેખનવાચન માટે જૂજજાજ વખત મળે; પણ પિતા અને પિતામહ તરફથી મળેલા સાહિત્યસંસ્કાર મજબૂત રહ્યા હતા, તે એમણે સતત ઉદ્યોગ અને ખંતથી કેળવી સમૃદ્ધ કર્યા.

કૉલેજમાં એમની બીજી ભાષા ફારસી હતી ફારસીમાં એમના જેવ નિપુણ ગુજરાતીઓ થોડાક જ મળશે અખલાકે મોહસિની નામક નીતિ પ્રબોધક ફારસી પુસ્તકને ગુજરાતીમાં ઉતારી એમણે આપણા સાહિત્યમાં એક ઉમદા કૃતિ ઉમેરી હતી. ઇતિ હાફિઝની ગઝલોને દયારામની ગરબીઓ સાથે સરખાવી–તપાસી બે ભાષાનો તુલનાત્મક અભ્યાસ કરવાનો નવીન માર્ગ બતાવ્યો હતો. તદુપરાંત ગુજરાતના ઇતિહાસને લગતા એક મહત્ત્વનું અને મૂલ્યવાન પુસ્તક મિરાતે અહમદીનો તરજુમો કરીને તેમણે ફારસી ભાષ.ના એક નિષ્ણાત ભાષાન્તરકાર તરીકે કીર્તિ પ્રાપ્ત કરેલી.



દી. બ. કૃષ્ણલાલ ઝવેરી

બંગાળી ભાષાના અભ્યાસી તરીકે સ્વ. નારાયણ હેમચંદ્ર પછી દી. બ કૃષ્ણલાલનું નામ તરત ધ્યાન ખેંચે છે.

બંગાળી સાહિત્યમાંથી ઐતિહાસિક નવલકથાઓના ગુજરાતીમાં તરજુમા કરી, આપણા સાહિત્યમાં એક નવીન પ્રદેશ એમણે ખોલ્યો હતો. બંકિમચંદ્રકૃત 'કૃષ્ણચરિત્ર' ગુજરાતી વાચકવર્ગમાં અત્યંત પ્રશંસા પામ્યું અને તેની એકથી વધુ આવૃત્તિઓ થયેલી છે.

જજના હેદ્દા ઉપર હોવા છતાં ગુજરાતી સાહિત્યનું એમનું વાચન અને તેનો અભ્યાસ ચાલુ હતાં, તે આપણે તેઓ મોડર્ન રીવ્યુમાં પ્રતિમાસે નિયમિત નોંધ લખી મોકલતા તે પરથી જાણી શકીએ છીએ. તે નોંધો સાહિત્યરસિકોને માર્ગદર્શક થઈ પડતી. પણ એમનું મોટું અને મહત્ત્વનું કાર્ય એમણે ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ બે ભાગમાં અંગ્રેજીમાં એમના અંગ્રેજ મિત્રોની જિજ્ઞાસા સંતોષવા લખ્યો તે છે. તે પહેલાં ગુજરાતી ભાષાસાહિત્ય વિષે માહિતી આપતું એકે પુસ્તક અંગ્રેજીમાં નહોતું. એ ભાષામાં આપણા સાહિત્ય વિષે હકીકત મેળવવાનું કોઈ સાધન નહિ

હોવાથી, પરપ્રાંતના અને પરદેશના વિદ્વાનોને મોટી મુશ્કેલી પડતી. એટલું જ નહિ, પણ તે માહિતીના અભાવે આપણા સાહિત્યને અન્યાય સુધ્ધાં થતો હતો. એ ખોટ દી. બ. કૃષ્ણલાલે સદરહુ ગ્રંથ લખીને પૂરી પાડી, ગુજરાતી સાહિત્યની સુંદર અને સ્તુતિપાત્ર સેવા કરી. તે પુસ્તક ગુજરાતી વાચકવર્ગને વર્ષો સુધી બહુ મદદગાર અને ઉપયોગી થઈ પડ્યું હતું. તે પુસ્તક 'ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો' નામથી ગુજરાતીમાં ઉપલબ્ધ છે. તે ફાર્બસ સભાના પ્રમુખ હતા. સાહિત્ય પરિષદના પણ પ્રમુખ થયેલા. મુંબઈ યુનિવર્સિટીના એક સિન્ડિક અને બોર્ડ ઑફ સ્ટડીઝના એક સભાસદ હતા.

આપણા આ પીઢ અને પ્રતિષ્ઠિત સાક્ષરોની સાહિત્યપ્રવૃત્તિઓનું સહેજસાજ દિગ્દર્શન કર્યા પછી આપણે જેમણે છેલ્લાં પચીસ વર્ષમાં પુસ્તકપ્રકાશનનું કાર્ય ઉપાડી લઈ, પુસ્તકોની બહોળી ખપત અને તેમના પ્રચાર અર્થે તેમ જ ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ અર્થે નમૂનેદાર અને માર્ગદર્શક કાર્ય કરી બતાવ્યું છે એવી બે જાણીતી વ્યક્તિઓ ભિક્ષુ અખંડાનંદ (સસ્તુ સાહિત્ય કાર્યાલયના સંસ્થાપક) અને શ્રીયુત જીવનલાલ અમરશી મહેતા (જ્ઞાનવર્ધક જ્ઞાનમાળા પ્રયોજક) ની સેવાની નોંધ લઈશું.

પૂર્વજીવનમાં ભિક્ષુ અખંડાનંદ વેપારી હતા અને ભાઈઓ ભેગા ભાગીદારીમાં દુકાનદારી ચલાવતા. માલ ખરીદનું કામ તેમને સોંપાયેલું હતું, પણ એમને સાધુસન્તોનો સમાગમ કરવો ખૂબ ગમે, કથાવાર્તાના શ્રવણમાં વિશેષ રસ પડે, એટલે વેપારમાં એમનું ચિત્ત પરોવાય નહિ.

આવી મનોદશામાં કેટલાંક વર્ષો સુધી દુનિયાનો વ્યવહાર ચલાવ્યો, ગૃહસંસાર સુખમાં માંડ્યો હતો, એક પુત્ર થયો હતો. પણ એક દિવસ વૈરાગ્યની લાગણી પ્રબળ થઈ પડતાં તેમણે સ્ત્રી, પુત્ર, ઘરબાર વગેરે તજી સંન્યસ્તની દીક્ષા અમદાવાદમાં સાબરમતીને તીરે લીધી અને પછીથી દેશભરમાં ભ્રમણ કરવા માંડ્યું.

પ્રસંગવશાત મુંબાઈમાં એક ભજનનું પુસ્તક ખરીદવા જતાં તેનું મૂલ્ય એમને બહુ ભારે લાગ્યું; તેમની વેપારી દૃષ્ટિએ તે પુસ્તકમાં પાંચગણો નફો લેવાતો જોયો, તે એમનાથી સાંખી શકાયું નહિ, એટલે તે બાબતમાં ઘટતી તજવીજ કરી ભાગવતનો એકાદશ સ્કંધ તદ્દન સસ્તી કિંમતે પ્રથમ બહાર પાડ્યો. તેનો મોટો ઉપાડ થયો, ધાર્મિક વૃત્તિવાળાં સ્ત્રીપુરુષો એમની

સહાયે આવ્યાં; આર્થિક મદદ મળવા માંડી. તે પછી તેમણે ભગવદ્‌ગીતા છપાવી. તેની પુષ્કળ પ્રતો ખપી ગઈ.

એમ એ પ્રવૃત્તિ વધતી ચાલી અને તેમાંથી સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય ઉદ્‌ભવ્યું. તેનાં દશ વર્ષનો વૃત્તાંત સ્વામીજીએ પુસ્તકરૂપે પ્રકટ કર્યો હતો. તે પરથી કેવા સંજોગોમાંથી એ સંસ્થા પસાર થઈ તેની રસિક વિગતો જાણવા મળશે.

સ્વામીનો આશય માત્ર લોકસેવાનો હતો અને અહીં એટલું નોંધીશું કે એ કાર્યમા સ્વામીજીને સિદ્ધિ વરેલી. સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય આપણા પ્રાંતની એક નમૂનેદાર સાહિત્ય પ્રકાશન સંસ્થા તરીકે બહોળી પ્રતિષ્ઠા પામ્યું છે

પોતે એક વેપારી લાઇનના હોવા છતાં સ્વામીજીએ સંસ્થાના પ્રકાશનોનું ધોરણ સંકુચિત રાખ્યું નહિ, પણ લોકોને ઉત્તમ, ઉદ્‌બોધક અને પ્રાણવંત સાહિત્ય, ધાર્મિક ગ્રંથો સાથે આપવાનો પ્રબંધ કરેલો અને તે સઘળાં તદ્દન સસ્તી કિંમતે પૂરાં પાડેલાં.

જ્ઞાનવર્ધક ગ્રંથમાળાના પ્રયોજક શ્રીયુત જીવનલાલ અમરશી મહેતાએ પ્રાથમિક છ ધોરણો પૂરાં કરી એક વર્ષ વડોદરા ટ્રેનિંગ કૉલેજમાં અભ્યાસ કરેલો. તે પછી સાંસારિક જવાબદારી માથે આવી પડતાં નોકરી લેવાની તેમને ફરજ પડેલી. એ અવસ્થામાં એમણે 'ધર્મનો જય' એ નામની એક નવલકથા લખી હતી, જે 'દેશભક્ત' સાપ્તાહિકના ગ્રાહકોને ભેટ અપાઈ હતી. સંજોગોવશાત્ તેઓ ગુ. વ. સોસાયટીમાં જોડાયા અને પ્રામાણિકતા અને કાર્યદક્ષતાથી તેના કાર્યવાહકોનો વિશ્વાસ સંપાદન કરી આસિ. સેક્રેટરી તરીકે કેટલોક સમય તેમણે કામ કર્યું હતું.

સોસાયટીમાંથી છૂટા થયા પછી સાહિત્ય લેખનવાચનનો શોખ અને ગ્રંથપ્રકાશનમા મળેલા અનુભવથી પ્રેરાઈને તેમણે ગ્રંથપ્રકાશન અને ગ્રંથ-વિક્રેતાની લાઇન પસંદ કરી અને કુનેહ, આવડ, કરકસરભર્યો વહીવટ અને ઝીણી નજરથી તેઓ તેમાં સફળ નીવડ્યા. એટલું જ નહિ, પણ 'જ્ઞાનવર્ધક ગ્રંથમાળા' જેવી સાહિત્ય પ્રકાશનપ્રવૃત્તિ ઉપાડી લઈ ગુજરાતી સાહિત્યને સારી રીતે સમૃદ્ધ કર્યું.

આપણે હવે ગાંધીજી અને એમના શિષ્યમંડળે, ગૂજરાત વિદ્યાપીઠ દ્વારા નવી નવી પ્રવૃત્તિઓના આરંભ અને પ્રકાશન સંસ્થાઓ દ્વારા ગુજરાતી સાહિત્યને ઉત્તેજન આપ્યું, તેનો બહોળો પ્રચાર કર્યો તેની વિગતો તપાસીશું.

'નવજીવન' સામાહિકનું તંત્રીપદ હાથમાં લેતાં ગાંધીજીએ જાહેર કરેલું કે એમની પાસે ચોક્કસ સંદેશો પ્રજાને આપવા જેવો છે તે કારણે એ નવી જવાબદારી તેઓ ઉપાડી લે છે; અને એ તો સુવિદિત છે કે તેના ધારણ કરેલા નામ પ્રમાણે 'નવજીવને' સમસ્ત પ્રજાને અક્ષરશઃ નવજીવન બક્ષ્યું છે. એ પત્રમાંના લખાણે પ્રજા ઉપર પુષ્કળ અને પ્રબળ અસર કરેલી છે, પ્રજાને પ્રોત્સાહન અને પ્રેરણા અર્પેલા છે વસ્તુતઃ એણે પ્રજાજીવનમાં જે પલટો આણ્યો છે એવું અન્ય કોઈ ગુજરાતી સામાહિક માટે કહી શકાશે નહિ.

સાક્ષર કે કવિ થવાનો મહાત્માજીએ કદી અભિલાષ સેવ્યો નથી કે દાવો કર્યો નથી, પરંતુ જીવનમાં અભ્યાસ વડે, નિરીક્ષણથી, ઊંડા ચિંતન અને અનુભવ દ્વારા જે મેળવેલું, જે સત્યનું દર્શન તેમને થયેલું તેનો લાભ અન્યને આપવો ઘટે એ ઉદ્દેશ નજર સમીપ રાખીને એમણે કલમનો ઉપયોગ કર્યો એમના લખાણમાં ભાગ્યે અલંકારભરી ભાષા કે ગગનવિહારી કલ્પનાનાં ઉડ્ડયનો જોવાં મળશે નહિ તેમનું લખાણ મુદ્દાસર અને સંક્ષેપમાં હોય છે, છતા તે તદ્દન સ્પષ્ટ, પૂરું અર્થવાહક, સચોટ રીતે અપીલ કરતું, ઉદ્બોધક અને પ્રેરણાત્મક હોય છે, અને તે ધારી અસર ઉપજાવી શકે છે એ તે શૈલીની વિશિષ્ટતા છે.

એમની 'આત્મકથા' ગુજરાતી સાહિત્યનું એક અમોલું રત્ન છે. જગતભરમાં તે પુસ્તક પ્રસિદ્ધિ પામ્યું છે અને તેની સુંદર કદર થઈ છે.

મહાન સાહિત્યનું લક્ષણ એ છે કે વાચક પર ઊંડી અસર પાડે, તેને પ્રેરણા અર્પે, તેનામાં નવીન ઉત્સાહ રેડે તેમ જ ઉદ્બોધક નીવડી જીવનપલટો આણે. એ કસોટીએ ગાંધીજીનું લખાણ પ્રેરક અને પ્રભાવશાળી જણાયું છે. એટલું જ નહિ, પણ સમાજ અને સાહિત્ય પર તે લખાણની બહોળી અને ઊંડી અસર થવા પામી છે, લોકમાનસમાં પરિવર્તન થવા પામ્યું છે. ફેરફાર એટલો ચમત્કારી અને ક્રાંતિકારી જણાયો છે કે તેના પરિણામે વર્તમાન યુગને 'ગાંધી યુગ'નું નામ અપાયું છે

એમના જીવનનો મહાન સંદેશો અહિંસા અને સત્યના આચારનો છે. તે કેવળ આપણા એકલા માટે નહિ, પણ સમસ્ત જગત માટે કલ્યાણકારી છે આજે મહાત્માજી હયાત નથી. સ્વરાજ પ્રાપ્તિ (૧૯૪૭ ઑગસ્ટ) પછી ૧૯૪૮ ની ૩૦ મી જાન્યુઆરીએ ગોડસે નામના એક ધર્મઝનૂનીને હાથે દિલ્લીમાં પ્રાર્થના સભામાં તેમની હત્યા થઈ.

ગાંધીજીની આસપાસ એક મોટું શિષ્યમંડળ ઊભું થવા પામ્યું. તેમાંના કેટલાકે ગુજરાતી સાહિત્યમાં સુંદર ફાળો આપેલો છે અને એ લેખકોની ગણના ઊંચી કોટિના સાહિત્યકારોમાં થયેલી છે.

શ્રીયુત મહાદેવભાઈ અને શ્રીયુત નરહરિભાઈ એ બંને મિત્રોએ, વકીલાતના ધંધાના આરંભમાં, અગાઉના લેખનવાચનના શોખથી ઉત્તેજાઈ કવિવર રવીન્દ્રનાથ ટાગોરની એક ઉત્કૃષ્ટ કૃતિ 'ચિત્રાંગદા' નાટકનો તરજુમો મૂળ બંગાળીમાંથી કર્યો હતો. તે એટલો શુદ્ધ, ભાવપૂર્ણ અને મૂળને અનુસરનો થયો હતો કે સાહિત્યરસિકોએ તેને ઉત્સાહપૂર્વક વધાવી લીધો હતો પછીથી તેઓ બન્ને ગાંધીજીના આશ્રમમાં દાખલ થયા, પણ એમની સાહિત્યપ્રવૃત્તિ મંદ પડી નહોતી. એમણે ટાગોરની બીજી બે કૃતિઓ 'વિદાય અભિશાપ' અને 'પ્રાચીન સાહિત્ય' ગુજરાતીમાં ઉતારી, અને ગોખલેના વ્યાખ્યાનોનો તરજુમો દરેકે, પૃથક્ પૃથક્, મહાત્માજીની આજ્ઞાનુસાર કર્યો હતો; અને બંગાળી સાહિત્યનો અભ્યાસ વધતાં શ્રીયુત મહાદેવભાઈએ બીજા પ્રતિષ્ઠિત બંગાળી નવલકથાકાર શરદબાબુની બે ઉમદા કૃતિઓ 'વિરાજવહુ' અને 'ત્રણ વાર્તાઓ'નો ગુજરાતી વાચકને પરિચય કરાવવા પ્રયાસ કર્યો હતો અને તે સફળ ગણાયો હતો લોર્ડ મોર્લીનું રચેલું 'On Compromise' એ પુસ્તક અંગ્રેજી સાહિત્યમાં બહુ પ્રસિદ્ધ છે. તે પુસ્તક જેમ અર્થગંભીર તેમ ગૂઢ રચનાવાળું છે. એવા ગહન અને કઠિન પુસ્તકનો ગુજરાતીમાં તરજુમો કરવો એ સહેલું કાર્ય નથી, પણ શ્રીયુત મહાદેવભાઈએ એમના બુદ્ધિબળ વડે તે પુસ્તકનો તરજુમો કર્યો. ભાષાન્તરની હથોટી એમના હાથે એવી સરસ બેસી ગઈ છે કે અંગ્રેજી કે ગુજરાતી ઉભયનો તરજુમો તેઓ સહેલાઈથી અને સ્વાભાવિકપણે એટલી ખૂબીથી અને દક્ષતાથી કરે છે અને એમની લેખનશૈલી એવી મર્મગ્રાહી અને સચોટ, રસિક અને માધુર્યભરી છે કે તે લેખો આનંદદાયક નીવડ્યા છે.

'નવજીવન'માં અને 'હરિજન'માં એમનું લખાણ હોંશથી અને રસપૂર્વક વંચાતું અને તે લખાણ માટે વાચકવર્ગમાં એક પ્રકારનો આદર હતો. જેમ હનુમાન રામચંદ્રના અનન્ય સેવક હતા, તેમ મહાદેવભાઈ મહાત્માજીના અનન્ય ભક્ત બન્યા અને ગાંધીજીના વિચારના પ્રચારકાર્યમાં તેઓ રાતદિવસ કાર્ય કરી છૂટ્યા. ૧૯૪૨ માં ગાંધીજીની હિંદ છોડો લડતમાં તે જેલમાં મૃત્યુ પામ્યા.

શ્રીયુત નરહરિભાઈ વૈશ્ય કોમના છે, પણ એમનું કુટુંબ કેળવાયેલું, સાહિત્યરસિક અને સસ્કારી છે એમના કાકા સ્વ શ્રી કેશવલાલ મોતીલાલ 'બુદ્ધિ રૂઢિ'ના લેખક અને એક જાણીતા વકીલ હતા. એમના પિતાએ 'બાળકો' વિષે એક પુસ્તક જમાનાપૂર્વે લખ્યુ હતુ, અને એમના મોટાભાઈ શકરલાલ ગાંધીજીના ચુસ્ત અનુયાયી હતા. 'ખેડાની લડત' એ પુસ્તક એમણે પ્રયોજ્યુ હતું. બીજા એ પુસ્તકો 'ગિરિરાજ આબુ' અને 'સ્વ. મોહનલાલ પડ્યાને સ્નેહાંજલિ' એમની સુંદર લેખનશક્તિનો પૂરતો ખ્યાલ આપશે એ સસ્કાર ભાઈ નરહરિભાઈમાં પણ ઊતરેલા. શ્રીયુત મહાદેવભાઈ સાથે બગાળીમાથી તરજુમા કરવાનુ કેટલુક કામ તેમણે અગાઉ કર્યું હતુ, તેમ કાકાસાહેબ કાલેલકર સાથે 'પૂર્વરગ' નામે હિન્દુસ્તાનના ઈતિહાસનું એ રસપ્રદ પુસ્તક તૈયાર કર્યું હતુ પરંતુ તે પછી આશ્રમની વ્યવસ્થામાં રોકાતાં અને પાછળથી સવિનય કાયદા ભંગની ચળવળમા જોડાતા સાહિત્યલેખન માટે જૂજજાજ તક તેમને મળતી; અને તેનો ઉપયોગ તેમણે 'આટલું તો જાણજો' ભા ૧ લો અને ભાગ રજો, 'ત્યારે કરીશુ શુ?' (ટોલ્સ્ટોયરચિત What Shall We Do Then?), ક્રોપોટકિનકૃત સહાયવૃત્તિ (Mutual Aid) તેમ જાનમહેનતનું ગૌરવ દર્શાવતુ પ્રબોધાત્મક લખાણુ લખેલુ છે, તે ઉપયોગી નીવડ્યુ છે. તેમણે નવલગ્રથાવલીનુ સારદોહન કરી એક ઉપયોગી પુસ્તક વિદ્યાર્થીઓ માટે તૈયાર કર્યું. ખાસ કરીને "સાર્થ જોડણીકોશ"ની એમની યોજના સામાન્ય જનતાને વ્યવહારુ અને ઉપકારક થઈ પડી હતી. તેમનું અવસાન થોડા સમય અગાઉ બારડોલી આશ્રમમાં થયુ છે.

નવી કેળવણીનો આપણા પ્રાન્તમા પ્રારંભ થયો ત્યારે ગુજરાતી પાઠ્ય-પુસ્તકો તૈયાર થતાં તે બહુધા મરાઠી પુસ્તકોના અનુવાદ હતાં. વળી ગુજરાતીમાં સખ્યાબધ સારાં મરાઠી પુસ્તકોના તરજુમા થયેલા મળી આવશે. પરતુ કોઈ મહારાષ્ટ્રીય વિદ્વાને ગુજરાતી ભાષાની ઉપાસના, સ્વમાતૃભાષાની સેવા પેઠે, કરી હોય અને તે ઉત્કૃષ્ટ રીતે, તો તે શ્રીયુત દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકરે. તે કાકાસાહેબના નામે આખા ગુજરાતમાં જાણીતા થયેલા છે.

શ્રીયુત કાલેલકરની ગુજરાતી સાહિત્યની સેવા અપ્રતિમ છે. ગુજરાતીમા 'નિબધસાહિત્ય કવિ નર્મદાશંકર પછી બહુ થોડુ વિકસ્યું હતુ. તેને પુષ્ટ અને સમૃદ્ધ કરવામા શ્રીયુત કાલેલકરનો હિસ્સો મોટો તેમ સગીન માલૂમ પડશે. તે લેખો વિચારપૂર્ણ અને મનનીય જણાશે. જે વિષયને તેઓ સ્પર્શે છે

તે વિચાર વડે, યુક્ત દાખલા દલીલો આપી, એવો રસિક અને આકર્ષક કરી મૂકે છે કે તેનું વાચન આનંદદાયક થઈ પડે છે. 'જીવન વિકાસ', અને 'જીવનનો આનંદ' જેવા નિબંધસંગ્રહો ઉપર્યુક્ત અભિપ્રાયનું સમર્થન કરશે.

'હિમાલયનો પ્રવાસ' અને 'બ્રહ્મદેશનો પ્રવાસ' એ બે પુસ્તકો એમના પ્રવાસપ્રેમના પરિપાક છે. તેમાં 'ઉગમણો દેશ', 'પૂર્વ આફ્રિકામાં' વગેરે પણ ઉમેરી શકાય. એકાંતમય જેલજીવન નીરસ અને અકારું થઈ પડે, પણ તેને તેઓ નિરીક્ષણ દ્વારા અને પંખીઓ સાથે મૈત્રી બાંધી, એ બંધીવાસ તેઓ કેવા આનંદમાં વ્યતીત કરે છે તેનું રસિક વર્ણન 'ઓતરાતી દીવાલો'-માં જડશે.

લોકજીવનના સંપર્કમાં તેઓ આવેલા છે, એટલું જ નહિ પણ લોક-સમુદાયમાં તેઓ ઊછરેલા છે. લોકરુચિ અને લોકમાનસથી તેઓ પૂરા પરિચિત છે, અને પ્રજાજીવનને આનંદમય અને રસિક કરવા એમણે 'લોકમાતા' અને 'જીવતા તહેવારો' જેવાં ઉદ્‌બોધક પુસ્તકો પ્રયોજ્યાં છે તે પ્રવૃત્તિ આવશ્યક હતી. તે એમના માનસનો સરસ પરિચય કરાવે છે. 'લોક-માતા' વિસ્તૃતરૂપે 'જીવનલીલા' તરીકે પ્રગટ થયું છે. એમનું 'સ્મરણયાત્રા' પુસ્તક હર કોઈ ગુજરાતી વાચે એમ ઇચ્છીએ છીએ.

હિન્દની મહાન વિભૂતિઓનો સમાગમ કરતાં કરતાં તે મહાત્માજીના સહવાસમાં આવ્યા. એમનો અમૃતોપદેશ કાકાસાહેબને રુચ્યો, દેશોદ્ધારનો, દેશમુક્તિનો મહાત્માજીનો માર્ગ એમને સાચો લાગ્યો. ત્યારથી તેઓ ગાંધીજીના અનુયાયી થયા અને એમની પ્રવૃત્તિનો પ્રચાર કરવામાં અને તે દ્વારા ગુજરાતી સાહિત્યનો ઉત્કર્ષ સાધવામાં મદદગાર બન્યા. ગુજરાતી સાહિત્યની કાકાસાહેબે જે સેવા કરેલી છે તે સ્તુત્ય અને અનુકરણીય છે. એમણે જે સાહિત્ય આપ્યું છે તે વિચારશીલ અને ઉદ્‌બોધક, નીતિપોષક અને ચિત્તાકર્ષક છે. દેશભરમાં સામાન્ય ભાષા તરીકે હિન્દીનો પ્રચાર કરવા હાલમાં તેઓ પ્રવૃત્તિ કરી રહ્યા છે.

આપણા પ્રાંતના ગણ્યાગાંઠ્યા તત્ત્વચિંતકોમાં શ્રીયુત કિશોરલાલ મશરૂવાળા માનભર્યું સ્થાન લે છે. એમનું કુટુંબ સ્વામિનારાયણ-સંપ્રદાયનું અનુયાયી, એટલે તેના સંસ્કાર એમના પર વિશેષ પડેલા. છઠ્ઠી સાહિત્ય પરિષદમાં એમણે સ્વામિનારાયણ સંપ્રદાય વિષે એક નિબંધ વાંચેલો તે પરથી એમનું તે વિષયક જ્ઞાન વિસ્તૃત અને બારીક હતું તે સમજાયું હતું.

એમણે તે પછી અવતારી પુરુષો—રામ અને કૃષ્ણ, બુદ્ધ અને મહાવીર, સહજાનંદ સ્વામી અને ઈસુ ખ્રિસ્ત—નાં જીવનચરિત્ર આલેખ્યાં છે, તે એમના સાત્વિક અને ધાર્મિક સ્વભાવનું પ્રતિબિંબ પાડે છે. કેળવણીના વિષયમાં એમણે ઊંડો અભ્યાસ કર્યો છે તે વિષે જે સ્વતંત્ર વિચારો પ્રતિપાદન કર્યાં છે તે એમનું 'કેળવણીના પાયા' એ પુસ્તક વાચતાં તરત ધ્યાનમાં આવશે. એમનું 'જીવનશોધન' પુસ્તક તો ભારે તત્ત્વચિંતનભર્યું છે. એવા ગંભીર વિચારવાળું પુસ્તક ઊંડો અભ્યાસ અને મનન માગી લે છે. તે વાંચતાં લેખકની પરામર્શશક્તિ માટે માન ઊપજે છે. ['સમૂળી ક્રાન્તિ' તેમના રાજકારણ, ઇતિહાસ, ધર્મ અને સમાજ વિશેના ક્રાંતિકારક વિચારોનું પુસ્તક છે ]

એમનો અભ્યાસ એક જ વિષયમાં મર્યાદિત નથી. તેમણે અનેક વિષયોમાં રસ લીધો છે, જે સુવર્ણની માયા નાણાંચલનવિષયક રસપ્રદ ચર્ચા, ઊધઈનું જીવન, જાણીતા બેલ્જિયન લેખક મેટરલિંકના સુપ્રસિદ્ધ પુસ્તકનો તરજુમો, ગીતાંજલિની ધાટીનું ખલીલ જિબ્રાન રચિત ધ પ્રોફેટ—વિદાયવેળાએ, ટોલ્સ્ટોયના એક ઉત્તમ નાટકનો તરજુમો તિમિરમાં પ્રભા વગેરે પરથી જણાવામાં આવશે; અને એમનું 'ગીતામન્થન' અત્યંત લોકપ્રિય પુસ્તક તેમને ધર્મતત્ત્વના સ્વતંત્ર ચિંતક તરીકે ઊંચે સ્થાને સ્થાપે છે [ શ્રી મશરૂવાળા થોડાં વર્ષો પર અવસાન પામ્યા છે.—સં. ]

શાળા-પાઠશાળા છોડી દેવા મહાત્માજીએ પડકાર કર્યો ત્યારે શ્રીયુત વાલજી ગોવિંદજી દેસાઈ કૉલેજની ઉજ્જવળ કારકિર્દીને તિલાંજલિ આપી અસહકારની ચળવળમાં ભળ્યા તે ભળ્યા. ગાંધીજીના પટ્ટશિષ્યોમાંના તેઓ એક હતા. તેમણે અન્ય પ્રવૃત્તિઓ સાથે આપણા પ્રાચીન સંસ્કૃત સાહિત્યનું અવલોકન કરી કેટલુંક વિચારણીય સાહિત્ય ઉપજાવ્યું છે. જેમ કે, 'કથા કુસુમાંજલિ' 'રાજકથા', 'નાગકન્યા', 'દ્રૌપદીનાં ચીર,' 'ઈસુ ચરિત્ર', 'ગોરક્ષા કલ્પતરુ,' 'ભારતી' વગેરે. 'કથા કુસુમાંજલિ'ને મહાત્માજીએ સત્સંગ ઇચ્છનારને સારુ બહુ ઉપયોગી કહ્યું છે; અને 'ભારતી' માટે ઊંચું પ્રમાણપત્ર ડૉ. આચાર્યશ્રી આનંદશંકરે આપ્યું છે. એ સઘળું સંશોધનકાર્ય તદ્દન ચૂપકીથી તેઓ કરે જાય છે, અને તે સાહિત્ય અભ્યાસયોગ્ય જણાયું છે.

સંગીતનો પ્રચાર ગુજરાતમાં પૂર્વે બેચાર કુટુંબોમાં મર્યાદિત હતો. જાહેરમાં ગાવું એ હલકું મનાતું, પણ મહાત્માજીનો અસહકારમાં

વસવાટ થયા પછી, સામુદાયિક પ્રાર્થનાનો પ્રચાર વધતાં, સંગીતનો શોખ વધ્યો. રેડિયો, ટોકીઝ વગેરેથી પણ તેને બહુ ઉત્તેજન મળ્યું. એ વાતાવરણ ઊભું કરવામાં સંગીતશાસ્ત્રી નારાયણ મોરેશ્વર ખરેનો મુખ્ય હાથ ગણાય 'આશ્રમ ભજનાવલિ'ના સંગ્રાહક તે હતા. તે ઉપરાંત તેમણે 'લોકસંગીત' એ નામે ગુજરાતી ગીતોનો શાસ્ત્રીય પદ્ધતિએ અભ્યાસ કરી સંગીતલિપિ સહિત ગીતસંગ્રહ સંપાદિત કર્યો છે. આપણા સંગીતનો પુનરુદ્ધાર કરવામાં સ્વર્ગસ્થ વિષ્ણુશાસ્ત્રી દિગંબરે સમગ્ર જીવન અર્પ્યું હતું. તે કાર્ય એમના પ્રિય શિષ્ય શ્રીયુત ખરેએ ચાલુ રાખેલું.

ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના થતાં અધ્યાપકોનું વૃંદ એકત્ર થયું હતું. તેમાં પ્રો. ધર્માનંદ કોસમ્બીએ બુદ્ધ અને બૌદ્ધ સાહિત્યવિષયક ગ્રંથો* લખ્યા હતા તે મનનીય માલૂમ પડશે. ગુજરાતી સાહિત્યમાં તે બહુ મહત્ત્વનો ઉમેરો હતો. એમનું 'આપવીતી' પુસ્તક, એક આત્મવૃત્તાંત તરીકે, દરેક યુવકે વાંચવું ઘટે.

મહાત્માજી પર ટૉલ્સ્ટૉય, રસ્કિન વગેરે વિદેશી લેખકોનાં લખાણની પેઠે શ્રીયુત રાજચંદ્રની પણ ઊંડી અસર થયેલી છે. તેમનું વિચાર-સાહિત્ય સુલભ કરવા અને બૌદ્ધ સાહિત્યની પેઠે જૈન સાહિત્યનો સારી રીતે પરિચય કરવાનું બની શકે એ આશયથી શ્રીમદ્‌ની જીવનયાત્રા, શ્રીમદ્ રાજચંદ્રનાં વિચારરત્નો, શ્રી મહાવીર સ્વામીનો સંયમધર્મ, શ્રી મહાવીર સ્વામીનો આચારધર્મ, ભગવાન મહાવીરની ધર્મકથાઓ, ભગવાન મહાવીરના દશ ઉપાસકો, સન્મતિ પ્રકરણ, જૈન દૃષ્ટિએ બ્રહ્મચર્ય વગેરે તેમ જ સત્યાગ્રહની મીમાંસા, અપંગની પ્રતિભા, સુખમની, આર્યોના તહેવારોનો ઇતિહાસ, ઋગ્વેદીરચિત તરજુમો, સીતાહરણ વગેરે અન્ય પ્રકીર્ણ સાહિત્ય નવજીવન પ્રકાશન મંદિરે પ્રસિદ્ધ કર્યું છે, તે સઘળું ઉપકારક માલૂમ પડશે.

તદુપરાંત વિદ્યાપીઠ માટે પાઠ્યપુસ્તકો તૈયાર કરાવવામાં આવ્યાં હતાં, જેવાં કે શ્રીયુત પુરાણીલિખિત પ્રાકૃતિક ભૂગોળ, શ્રીયુત રામનારાયણકૃત, પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા, શ્રીયુત ચંદુલાલ દલાલકૃત વ્યાપારી ભૂગોળ અને આંકડાશાસ્ત્રના મૂળતત્ત્વો, પંડિત બેચરદાસરચિત પ્રાકૃત વ્યાકરણ,

* બુદ્ધલીલા, બૌદ્ધ સંઘનો પરિચય, ધમ્મપદ, સુત્તનિપાત, સમાધિમાર્ગ, ભગવાન બુદ્ધના પચાસ ધર્મસંવાદ.

મુનિશ્રી જિનવિજયજી સંપાદિત પ્રાચીન ગુજરાતી ગદ્યસંદર્ભ તે તે વિષયના અભ્યાસી માટે ઉપયોગી અને ઉપકારક નીવડેલાં છે.

આમ ગાંધીજી અને તેમના શિષ્યમંડળે, એમની સ્થાપિત ગૂર્જરાત વિદ્યાપીઠ અને નવજીવન પ્રકાશન મંદિરે ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિમાં મોટો હિસ્સો આપેલો છે અને ગુજરાતી સાહિત્યને નવું બળ અને વેગ આપવામાં તેમની પ્રવૃત્તિ ખાસ મદદગાર થઈ પડી છે.

ગાંધીજીના સિદ્ધાન્તોનું પ્રાબલ્ય જામતાં તેની સમાજજીવન પર પણ બહોળી અસર થઈ. તેનાથી પ્રેરાઈને અને તેમાથી પ્રોત્સાહન પામી, ગાંધીવાદને પોષનારી અને વિસ્તારનારી પ્રવૃત્તિઓ અને સંસ્થાઓ ઉદ્ભવી જે ગુજરાતી સાહિત્યની ખિલવણીમાં સહાયભૂત થઈ પડી. તેમાં સૌરાષ્ટ્ર કાર્યાલય, રાણપુર; દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર; ગાંડીવ સાહિત્ય મંદિર, સૂરત અને પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદના પ્રકાશનો ખાસ નોંધપાત્ર ગણાય.

નવા 'સૌરાષ્ટ્ર' સાપ્તાહિકે જનસમુદાયમાં વ્યવસ્થિત રીતે અને પદ્ધતિસર પ્રચારકાર્ય કરવાની નવી રીતિ અખત્યાર કરી હતી, તે વિષે પાછળ કહેવાઈ ગયું છે. પ્રજાનો સાથ મેળવવા તેમ જ તેને સતેજ કરવા જે જાતના પુસ્તકો બહાર પાડવાના પ્રયત્નો તેણે આદર્યા હતા તે દૂરદેશીભર્યા અને લોકમાનસની યથાર્થ સમજણવાળા હતા તેથી એ પ્રકાશનોની લોકપ્રિયતા પુષ્કળ વધી જનસમુદાય પર તે સંસ્થાની ભારે લાગવગ જામી હતી

તે પ્રકાશનો બે પ્રકારના હતા. (૧) જનસમાજમાં પ્રચલિત અને પ્રિય એવું લોકસાહિત્ય—લોકગીતો અને લોકકથાઓનો સંગ્રહ સૌરાષ્ટ્રની રસધાર ભા ૧ થી ૫, રઢિયાળી રાત ભા. ૧ અને ૨, કંકાવટી, ચૂંદડી, એ ભાગમાં, દાદાજીની વાતો, ડોશીમાની વાતો, સૌરાષ્ટ્રના ખંડેરોમાં, સોરઠી બહારવટિયાઓ, સોરઠી સંતો ખૂબ વખણાયાં હતાં, અને એ રીતે પ્રજામાં નવીન પ્રાણ રેડી, પ્રાન્તના પાછલા ઉજ્જ્વળ અને ગૌરવવન્તા ઇતિહાસમાં તેને રસ લેતી અને જાગ્રત કરી હતી. (૨) જનસમુદાયનો વર્તમાન યુગ સાથેનો સંપર્ક વધે અને સ્વદેશ માટે મમત્વ બંધાય એ ઉદ્દેશથી જાણીતા દેશનેતાઓનાં પ્રેરક જીવનચરિત્રો અને સ્વાતંત્ર્ય ઝૂઝતી પ્રજાઓના પ્રોત્સાહક ઇતિહાસગ્રંથો ઝંડાધારી, સત્યવીર શ્ર

ડુંગરીનો તારણહાર, નરવીર લાલાજી, રાણા પ્રતાપ, એશિયાનું કલંક, મરણિયું આયર્લેન્ડ, કુરબાનીની કથાઓ, મિસરનો મુક્તિસંગ્રામ વગેરે યોજ્યા હતા, અને તે પ્રયાસ ફતેહમંદ નીવડ્યો હતો. તેનું કારણ એ સાહિત્ય પ્રાણવંત અને જ્વલંત, રસપ્રદ અને પ્રબોધક તેમ જ બળપ્રેરક હતું. તે ઘણુંખરું એક જ વ્યક્તિના પ્રયોજન અને પ્રયાસનું પરિણામ હતું. એ વ્યક્તિ તે વર્તમાન સાહિત્યમાં ખૂબ માનભર્યું અગ્રસ્થાન પ્રાપ્ત કરનાર શ્રીયુત ઝવેરચંદ મેઘાણી એ ભાઈ કલકત્તાના એલ્યુમિનિયમના કારખાનામાં, દેશથી છેક દૂર, નોકરી કરતા હતા. તેમને આપણા પ્રાન્તમાં પાછા ખેંચી આણી, તેમની બુદ્ધિશક્તિને, વાચન અને અભ્યાસને અનુકૂળ અને પસંદ પડે એવું લેખનકાર્ય સોંપી શ્રીયુત અમૃતલાલ શેઠે, સૌરાષ્ટ્ર કાર્યાલય સ્થાપીને સમાજસેવકોની એક ટુકડી ઊભી કરેલી હતી, તેમ શ્રીયુત મેઘાણીને 'સૌરાષ્ટ્ર'ના તંત્રીમંડળમાં નીમી પરોક્ષ રીતે ગુજરાતી સાહિત્યની અપૂર્વ સેવા કરી હતી એમ કહેવામાં અમે લેશમાત્ર પણ અત્યુક્તિ કરતા નથી.

આપણું પ્રાચીન લોકસાહિત્ય એકત્ર કરી તેનો સંગ્રહ કરવા વિદેશી વિદ્વાનોએ અગાઉ અપીલ કરી હતી અને સ્વર્ગસ્થ રણજિતરામે તે દિશામાં પ્રયત્ન શરૂ કર્યો હતા પણ તે લોકસાહિત્ય ધોરણપૂર્વક સંઘરી, તેનું શાસ્ત્રીય રીતે સંપાદન કરી, ખપપૂરતાં ટિપ્પણ અને માર્ગદર્શક ઉપોદ્‌ઘાત સહિત સુંદર સ્વરૂપમાં જુદે જુદે નામે પ્રજાને ભેટ ધરવાનો યશ શ્રીયુત મેઘાણીએ મેળવ્યો છે. રણજિતરામ સુવર્ણચંદ્રક એમને અર્પવામાં આવ્યો હતો એ એમના કાર્યની ઉચિત કદર થઈ ગણાય.

એક બાહોશ અને અનુભવી પત્રકાર તરીકે શ્રીયુત મેઘાણીએ બહોળી પ્રતિષ્ઠા મેળવેલી. એમની તેજસ્વી કલમ ધારી અસર ઉપજાવી શકતી તે આપણે એમની નવલિકાઓ, જેમાં સમાજના સળગતા પ્રશ્નોની ચર્ચા કરવામાં આવેલી છે, તે વાંચતાં અનુભવીએ છીએ.

એમની કવિતા પણ વાસ્તવદર્શી હોવા છતાં ભાવ અને કલ્પનાભરી, નવીન અને મનોરમ હોઈને સ્વતંત્ર રીતે બહોળો લોકાદર પામી હતી. એ કાવ્યો કવિના મધુરા અને સુરીલા કંઠે, બુલંદ અવાજે ગાતાં સાંભળવાં એ એક જીવનની મોજ હતી. [ શ્રી મેઘાણી આજે હયાત નથી તે દુઃખદ છે ]

પ્રચલિત કેળવણીપદ્ધતિથી અસંતોષ પામી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી-ભવને કેળવણીના ક્ષેત્રમાં અનેક પ્રકારના અખતરાઓ અજમાવેલા. એક

વખતે તે ગુજરાત વિદ્યાપીઠ સાથે જોડાયું હતું. તે પહેલાં મુંબઈ યુનિવર્સિટી સાથેનો સંબંધ, તેનું ધ્યેય પસંદ ન પડવાથી, તેણે છોડયો હતો.

બાલમંદિરની સ્થાપના કરી અને જુદાં જુદાં અધ્યાપનમંદિરોની શરૂઆત કરી, આપણા પ્રાન્તની કેળવણીમાં તે સંસ્થાએ નવીન દૈવત આણી ગતિમાન વાતાવરણ પેદા કર્યું હતું. તે પૈકીની એક પ્રશસ્ય પ્રવૃત્તિ સન ૧૯૨૭માં તેના તરફથી પ્રકાશન મંદિરની સ્થાપના થઈ તે હતી. આપણે ત્યાં તે પહેલાં કેળવણીવિષયક સાહિત્ય તેમ જ બાળસાહિત્ય પ્રમાણમાં નહિ જેવું હતું અને જે મળી આવતું તે ઘણું ખરું શુષ્ક હોઈને અનાકર્ષક થઈ પડયું હતું. આપણા સાહિત્યમાં આ જે ખામીઓ હતી તે દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિરે નવીન પ્રકારનું અને જુદી જુદી કક્ષાનું વાચન-સાહિત્ય શિક્ષકો માટે, બાળકો માટે, માબાપો માટે તેમ પાઠ્યપુસ્તકો યોજીને, પ્રકટ કરી, દૂર કરી. તે પુસ્તકોનું વાચન માહિતીપૂર્ણ, ઉપયોગી અને રસિક નીવડયું

બાલમંદિર એ દક્ષિણામૂર્તિ મંદિરની એક વિશિષ્ટ પ્રકારની પ્રવૃત્તિ હતી. આખા પ્રાન્તમાં તેની ખ્યાતિ પ્રસરેલી. એ સંસ્થાનું કાર્ય આટલું સુંદર અને સફળ, આકર્ષક અને લોકપ્રિય બન્યું તેનું સઘળું માન શ્રીયુત ગિજુભાઈ ભગવાનજી બધેકાને ઘટે છે. એમના હાથે ગુજરાતનાં બાળકોને નવ સંસ્કાર અને નવજીવન પામવાનું નિર્માણ થયું કહી શકાય. શ્રીયુત ગિજુભાઈ વકીલાતનો કમાણીનો ધંધો છોડી, કેળવણીના પવિત્ર અને નિર્દોષ વાતાવરણમાં જીવન વ્યતીત કરવા દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવનમાં એક આજીવન સભ્ય તરીકે દાખલ થયા હતા. અમે તો એમાં પ્રભુનો અદૃશ્ય હાથ જ જોઈએ છીએ.

એ સંસ્થા તરફથી પ્રસિદ્ધ થયેલું બાળસાહિત્ય મુખ્યત્વે શ્રીયુત ગિજુભાઈએ પ્રયોજેલું અને લખેલું છે. બાળકો માટેનો એમનો પ્રેમ અથાગ હતો. બાળકો પ્રત્યે કેમ વર્તવું અને તેમને કેવી રીતે શીખવવું એ વિષે એમના વિચારો ઘણાને ક્રાન્તિકારી લાગશે, પણ તે વિચારો મહત્ત્વના અને મનનયોગ્ય છે. એમની પ્રેરણાથી આખાય પ્રાંતમાં નવાં નવાં બાળમંદિરો સ્થપાયાં. સાચું કાર્ય કદી અફળ જતું નથી તે પ્રવૃત્તિ ઉપાડી લેવા બદલ શ્રીયુત ગિજુભાઈને, ખચિત, ધન્યવાદ આપવો જોઈએ.

બાળકોના બેલીનું જે બિરુદ તેમને અપાયું છે તે સર્વથા ઉચિત છે. બાળકોનો સાચો પ્રેમ શ્રીયુત ગિજુભાઈએ સંપાદન કર્યો છે અને એમાં

જ એમના કાર્યની મહત્તા રહેલી છે. એ જ એમનું મોટું સન્માન અને ઇનામ છે [શ્રી ગિજુભાઈ હાલ વિદ્યમાન નથી તે દુઃખદ છે]

બાળકેળવણી પ્રત્યેનું દૃષ્ટિબિંદુ બદલાતાં અને બાળસાહિત્ય માટે ચાલુ માગણી ઉદ્ભવતાં ગાંધીજીના સિદ્ધાન્તોમાં શ્રદ્ધાપૂર્વક માનનારા અને તે ખાતર જેલ સુધ્ધાં વધાવી લીધેલી તે શ્રીયુત નટવરલાલ વીમાવાળાએ સૂરતમાં ગાંડીવ પ્રેસ સ્થાપી, બાળસાહિત્યના વિષયમાં ઊંડો વિચાર કરી, નવીન ભાત પાડતું બાળસાહિત્યનું પ્રકાશનકાર્ય હાથ ધરી તે ક્ષેત્રમાં જે વિશિષ્ટ છાપ પાડેલી છે તે પ્રશંસાપાત્ર છે.

તે પુસ્તકોના વિષયની પસંદગી બાળમાનસને આકર્ષે અને આનંદ આપે એ જાતની હતી અને તેનું નિરૂપણ, સરલ અને સુબોધ લેખનશૈલીમાં, બંધબેસતાં ચિત્રો સહિત, મનોરંજક થઈ પડતું. વિશેષમાં, તેનો દેખાવ, રૂપરંગ અને છાપકામ સુશોભિત, રંગબેરંગી અને કલામય હોઈને તે પ્રતિ સૌનું ધ્યાન ખેંચાતું અને તે પ્રવૃત્તિને ઉત્તેજન આપવાનું મન થતું હતું.

તે ધોરણનું ત્યારબાદ જુદી જુદી રીતે અનુકરણ થઈ બાલસાહિત્ય સારા પ્રમાણમાં પ્રસિદ્ધ થવા પામ્યું છે. તે પ્રકાશનોમાં "બાલજીવન" ના સંપાદક શ્રી. રમણલાલની અશોક બાલ પુસ્તકમાળા, શ્રીયુત નાગરદાસ પટેલ રચિત બાલ પુસ્તકો, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય સ્થાપિત બાલ ગ્રંથાવલિ, શ્રીયુત ધીરજલાલ શાહ પ્રયોજિત વિદ્યાર્થી વાચનમાળા અને ચરોતર એજ્યુકેશન સોસાયટી તરફથી પ્રકટ થયેલી કિશોર વાચનમાળા વગેરે ઉપયોગી થઈ પડયાં અને તેમાં વિવિધતા અને નવીનતાને કારણે બાલસાહિત્ય પુષ્કળ સમૃદ્ધ થવા પામ્યું.

પ્રવર્તમાન વિચારપ્રવાહને ગતિ અને બળ આપવા, જે પ્રશ્નો સમાજમાં પ્રધાનપણે ચર્ચાઈ રહ્યા હતા તે વિષે યોગ્ય વાચન પૂરું પાડવા, તેમાં જનતાને રસ લેતી કરી લોકરુચિને યોગ્ય વલણ આપવા અને ઉત્તેજવા 'પ્રસ્થાન કાર્યાલય' ની પ્રવૃત્તિ, વાચક અને સાહિત્ય ઉભયની દૃષ્ટિએ, ઉપકારક અને મહત્ત્વની હતી.

'પ્રસ્થાન કાર્યાલય' ના સંસ્થાપક શ્રીયુત રણછોડજી કેશુભાઈ મિસ્ત્રી ગૂજરાત વિદ્યાપીઠનો પાક છે. વિદ્યાપીઠના અધ્યાપકોના તેઓ પ્રીતિપાત્ર શિષ્ય હતા તેમ સ્નાતકવર્ગમાં પ્રિય થઈ પડેલા હતા. વિદ્યાપીઠમાંથી

છૂટા થયા પછી તેમણે પુસ્તકપ્રકાશનનો ધંધો શરૂ કર્યો 'પ્રસ્થાન' માસિકના તંત્રીઓ તરીકે તે ગૂજરાત વિદ્યાપીઠના બે જાણીતા ગુજરાતી અધ્યાપકો શ્રીયુત રામનારાયણ પાઠક અને શ્રીયુત રસિકલાલ પરીખની માનદ સેવા મેળવી શક્યા હતા; તેવી રીતે એમણે ઉપાડેલી અન્ય સાહિત્ય પ્રકાશન-પ્રવૃત્તિઓમા એમને લેખક મિત્રોનો બહોળો સાથ મળ્યો હતો.

એ પ્રકાશનો એક જ પ્રકારના વાચકવર્ગ માટે યોજાયાં નહોતાં, પણ જુદી જુદી અભિરુચિને સંતોષે એવી રીતે તેની વહેચણી અને ગોઠવણ રખાયાં હતાં

'સસ્તવતી ગ્રંથમાળા'ની યોજના લોકોને શિષ્ટ અને જ્ઞાનબોધક સાહિત્ય તદ્દન સસ્તી કિંમતે પૂરું પાડવાની હતી ગાંધીજીની પ્રવૃત્તિને વેગ આપવા, તે વિચારોનો પ્રચાર કરવા શ્રીયુત નરહોરભાઈએ 'દરિદ્રનારાયણ જ્ઞાન પ્રચારમાળા' નામે નાની દશ ચોપડીઓ બહાર પાડી હતી બૃહદ્ ગ્રંથમાળાનું પ્રકાશન અને પ્રકીર્ણ ગ્રંથોની પ્રસિદ્ધિ વિવિધોપયોગી તેમ રસિક, ઉદ્બોધક અને વિચારણીય નીવડી હતી તેથી ગુજરાતી સાહિત્ય બેશક સમૃદ્ધ થયું છે.

ટાગોર અને ટોલ્સ્ટોયનાં પુસ્તકોની પેઠે શરદચન્દ્રની નવલકથાઓના ગુજરાતીમાં તરજુમા કરાવવા ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલયે આદરેલી પ્રવૃત્તિ આવકારદાયક છે; તેમજ શ્રીયુત અંબાલાલ પુરાણીએ શ્રી અરવિંદ ઘોષની ઘણીખરી કૃતિઓ ગુજરાતીમાં ઉતારી જે કીમતી સાહિત્યસેવા કરેલી તે બદલ તેમને હાર્દિક ધન્યવાદ ઘટે છે.

દેશભરમાં નવજીવનનો સંચાર થયો અને ગાંધીજીએ પ્રજાજીવનમાં પરિવર્તન આણ્યું. તેના પરિણામે ગુજરાતી સાહિત્યનો વિકાસ અને અભિવૃદ્ધિ અનેક રીતે અને મોટા પ્રમાણમાં થવા પામ્યાં છે, સાહિત્યનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં નવીનતા અને વિવિધતાની સાથે સારી પ્રગતિ થયેલી છે. લેખકોની સંખ્યા પણ ખૂબ વધેલી છે. દરેક જાણીતા લેખકની કૃતિઓની સમાલોચના કરવા જતા એક મોટું પુસ્તક થવા જાય; તેમ છતાં તે વિષયને પૂરતો સંતોષ અપાય નહિ. વાસ્તે ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ કયાં બળો વડે થવા પામી, તેનાં પોષક અને પૂરક તત્ત્વો કયાં હતાં, તેનો નિર્દેશ કરવા પૂરતી પ્રસ્તુત પ્રકરણની મર્યાદા બાંધી હતી ધાર્યા કરતાં તે પ્રકરણ બહુ લાંબું થયુ છે એટલે જે અગ્રગણ્ય લેખકોની સમર્થતા

પ્રગટ થઈ છે તેમનાં કીર્તિવંત નામો—સામાજિક નવલકથામાં શ્રીયુત રમણલાલ દેસાઈ, ટૂંકી વાર્તાના આલેખનમાં શ્રીયુત 'ધૂમકેતુ', ઇતિહાસ-લેખક તરીકે શ્રીયુત રત્નમણિરાવ, નાટકકાર તરીકે શ્રીયુત ચંદ્રવદન મહેતા અને શ્રીયુત બટુભાઈ ઉમરવાડિયા અને નવયુગના કવિ તરીકે શ્રીયુત 'સુન્દરમ્'—નો માત્ર નિર્દેશ કરી સંતોષ માન્યો છે.

અંતમાં આપણા પ્રાંતની બે બહોળી અને જાણીતી સાહિત્યસંસ્થાઓ ગુજરાતી પ્રજાજીવનના બે મુખ્ય કેન્દ્રો મુંબઈ અને અમદાવાદ, દક્ષિણ અને ઉત્તરના બે છેડા રોકી લેતી, એક જ પરોપકારી પુરુષના નામ સાથે સંકળાયેલી, શ્રી ફાર્બસ ગુજરાતી સભા અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ આ ગાળામા ગુજરાતી સાહિત્યને પુષ્ટ કરવામાં અને તેની જરૂરિયાતો પૂરી પાડવામાં જે મહત્ત્વનો ફાળો આપેલો છે તેની નોંધ કરીશું.

સન ૧૮૬૫ માં શ્રી ફાર્બસ ગુજરાતી સભાની સ્થાપના થઈ હતી, અને તેના તરફથી સન ૧૮૬૯ મા ફાર્બસરચિત 'રાસમાળા'નો ગુજરાતી તરજુમો બે ભાગમાં રૂ. ૧૪૦૦૦) ના ખર્ચે બહાર પાડવામા આવ્યો હતો. તે પછી સંજોગવશાત્ તેની પ્રવૃત્તિ બંધ પડી અને તેનો કાયમ નિધિ રૂ એક લાખની રકમે પહોંચતા તેનુ કામકાજ સન ૧૯૧૩ માં ફરી ચાલુ કરવામાં આવ્યું હતું.

તે સભાના ઉદ્દેશો નીચે પ્રમાણે જણાવાયા છે:—

"(૧) (અ) સભાનો હેતુ, પ્રથમ ગુજરાતને લગતાં કે ગુજરાતી ભાષામાં લખાયેલાં સર્વ પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ કરવો અને તેમાંના જે પુસ્તકો મુદ્રિત સ્વરૂપમા સંરક્ષણ કરવા યોગ્ય લાગે તેવાં હોય તે પુસ્તકોનાં ભાષાંતર કરાવવાં અને પ્રસિદ્ધ કરવાં, એ છે.

(આ) બીજા વધુ હેતુઓ નીચે પ્રમાણે છે:—

(૨) અનુકૂળતા આવે તેમ અંગ્રેજી અને બીજી ભાષાઓમાંનાં ઉપયોગી પુસ્તકોનાં ભાષાંતર—સંપાદન કરવાં, અને

(૩) ગુજરાતી ભાષાનાં સ્વતંત્ર પુસ્તકોને ઉત્તેજન આપવું.

ત્યારબાદ સન ૧૯૧૬ માં વ્યવસ્થાપક મંડળે તેના હેતુમાં બે વિશેષ નિયમો ઉમેર્યા હતાઃ—

(૮) વિજ્ઞાન શાસ્ત્રાદિક ગ્રંથોને પણ ઉત્તેજન આપવું.

(૯) એ ગ્રેજી ઉપરાંત અન્ય ભાષાના ગ્રંથોના પણ ભાષાંતર કરાવવાં '*

સભાએ શરૂઆતમાં ગુજરાતીમાં તરજુમો કરાવવા જેવા કેટલાક ગ્રંથો પસંદ કરી, તે બદલ માત્ર પારિતોષિક આપી, તેના પ્રકાશનની જવાબદારી તેના ભાષાંતરકર્તા પર નાંખી, તેનું કાર્ય આરંભ્યું હતું તે યોજનાનુસાર નીચેનાં ચાર પુસ્તકો પ્રકટ થયાં હતાં:

(૧) મેટરલિંકના નિબંધો—ભાષાંતરકર્તા શ્રીયુત ધનસુખલાલ મહેતા, (૨) વૈષ્ણવ ધર્મ અને શૈવ ધર્મનો ઇતિહાસ—ડૉ રામકૃષ્ણ ભાંડારકરના ગ્રંથના આધારે સુધારાવધારા સહિત, સંયોજક શ્રીયુત દુર્ગાશંકર શાસ્ત્રી, (૩) દેહ, જીવ અને આત્માની વૈજ્ઞાનિક મીમાંસા—ભાષાન્તરકર્તા શ્રીયુત પ્રેમશંકર નારણજી દવે; અને (૪) લોર્ડ મોર્લીકૃત On Compromise સત્યાગ્રહની મીમાંસા—તરજુમો કરનાર શ્રીયુત મહાદેવભાઈ દેસાઈ. તદુપરાંત કવિ દયારામનું જીવનચરિત્ર, કાઠિયાવાડનું કંઠસ્થ સાહિત્ય ભા ૧ અને ૨, જનતાપીરચિત અભિમન્યુ આખ્યાન અને સંયુક્તાખ્યાનના લેખકોને તેના પ્રકાશનમાં આર્થિક સહાય આપી હતી.

પણ એ વ્યવસ્થા તેના કાર્યકર્તાઓને સંતોષકારક માલૂમ પડી નહિ. તેથી તે પછી સભાએ જે તે પુસ્તકો પોતાના તરફથી લખાવી છપાવી પ્રસિદ્ધ કરવાનો નિર્ણય કર્યો.

પ્રાચીન ગુજરાતી કાવ્ય ગ્રંથો ફાર્બસ સભાએ પ્રસિદ્ધ કર્યા છે તેની યાદી પાછળ અપાઈ છે.

ઇતિહાસ વિભાગમાં નીચેનાં પુસ્તકોનો સમાવેશ થાય છે:

(૧) પ્રબંધચિંતામણિ—સંસ્કૃત ટેક્સ્ટ અને ગુજરાતી તરજુમો—સંપાદક અને ભાષાંતરકર્તા: શ્રીયુત દુર્ગાશંકર શાસ્ત્રી.

(૨) ચતુર્વિંશતિ પ્રબંધ—સંસ્કૃત ટેક્સ્ટ અને ગુજરાતી તરજુમો—સંપાદક અને ભાષાંતરકર્તા: પ્રો હીરાલાલ કાપડિયા.

(૩) ગુજરાતના ઐતિહાસિક ઉત્કીર્ણ લેખો ભા. ૧ અને ભા ૨—સંપાદક: શ્રીયુત જી. વી આચાર્ય.

* ફાર્બસ ગુજરાતી સભાનો વૃત્તાન્ત, પૃ. ૪.

(૪) ગુજરાતનાં ઐતિહાસિક સાધનો—સંગ્રાહક : શ્રીયુત નર્મદાશંકર દ્વિવેદી.

(૫) રાજ્યરંગ ભા. ૨—જગતનો ઇતિહાસ—કવિ નર્મદાશંકરરચિત.

ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિષયમાં દી. બ. નર્મદાશંકર મહેતારચિત શાક્ત સંપ્રદાય અને સ્વર્ગસ્થ માનશંકર પ્રયોજિત અહુનવર એ બે પુસ્તકો છે અને 'ગુજરાતી ભાષા અને સાહિત્ય' વિષે સદ્‌ગત નરસિંહરાવનાં વિલ્સન ફાઇલોલોજિકલ વ્યાખ્યાનોનો પહેલો ભાગ એક મૂલ્યવાન અને મહત્ત્વનું પ્રકાશન છે

વિજ્ઞાન વિભાગના પ્રકાશનમાં સભાએ સારી પ્રગતિ કરી છે. (૧) જીવન ઉત્ક્રાન્તિ—લેખક શ્રીયુત ભીમભાઈ લાલભાઈ; (૨) હવામાન વિજ્ઞાનની દૃષ્ટિએ ગુજરાતની હવામાનની સ્થિતિ; (૩) પૃથ્વીનો ઇતિહાસ, લેખક શ્રીયુત યશવંત ગુલાબભાઈ નાયક (૪) ગુજરાતનું પ્રાકૃતિક અને ભૂગોળ વિજ્ઞાન—લેખક શ્રીયુત ભોગીલાલ ગિ. મહેતા, અને (૫) બુદ્ધિવર્ધક વ્યાખ્યાનમાળા, જેમાં ગુજરાતના સિક્કાઓ વિષે, 'ડાર્વિન મત અને તેનું હાલનું રૂપ' એ વિષે બે વ્યાખ્યાનો સંગ્રહાયેલાં છે; અને તે સર્વ પ્રકાશનો એક વા બીજી રીતે ઉપકારક છે; અને સભાની પ્રવૃત્તિ ગુજરાતી સાહિત્યને પોષક અને સહાયક છે, એમ કહેવું પડશે.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો ઉદ્‌ભવ, અર્વાચીન ગુજરાતી સાહિત્યના ઉદ્‌ગમ સાથે જોડાયેલો છે આપણા પ્રાંતની તે જૂનામાં જૂની સાહિત્યસંસ્થા છે. સન ૧૮૪૮ માં એલેકઝાંડર કિન્લોક ફોર્બસે તેની સ્થાપના કરી હતી. સન ૧૮૫૪ માં તેના સંસ્થાપક ફોર્બસની ઇચ્છાને માન આપી કવીશ્વર દલપતરામે અપૂર્વ સ્વાર્થત્યાગ દાખવી સોસાયટીનું મંત્રીપદ સ્વીકાર્યું તે પછી સોસાયટીની કીર્તિ અને લોકપ્રિયતા ઉતરોત્તર વધતાં ચાલ્યાં છે. સોસાયટીના એ લાંબા ઇતિહાસમાં આપણને ઊતરવાની જરૂર નથી જિજ્ઞાસુ માટે 'સોસાયટીનો ઇતિહાસ' ત્રણ વિભાગમાં એ સંસ્થા તરફથી પ્રસિદ્ધ થયેલો છે. આપણે તો છેલ્લાં ત્રીસ વર્ષમાં સોસાયટીએ ગુજરાતી સાહિત્યની જરૂરિયાતો લક્ષમાં લઈને ચાલુ વિચારપ્રવાહ અને વાતાવરણથી રંગાઈ તેમ પ્રોત્સાહન પામીને અને સાહિત્યના અભ્યાસ અને વિકાસ માટે આવશ્યક એવી સાધનસામગ્રી સંગ્રહી અને સંકલિત કરી સુંદર ભૂમિકા તૈયાર કરી છે, તેની વિગતો વિભાગવાર ગોઠવીને રજૂ

કરીશું, જેથી તેના વાસ્તવિક સ્વરૂપમાં અને સહેલાઈથી તે સાહિત્યપ્રગતિ જોઈ શકાય અને તેની ઉપયોગિતા લક્ષમાં આવી તેની મહત્તાનું યથાર્થ રીતે મૂલ્યાંકન થઈ શકે.

નાનાં મોટાં લગભગ ૧૫૦ પુસ્તકો આ ગાળામાં પ્રસિદ્ધ થયાં છે, અને તે દરેકની કોઈ ને કોઈ દૃષ્ટિબિંદુથી ઉપયોગિતા માલૂમ પડશે; પણ તે સમગ્ર નામાવલિ આપતાં બહુ વિસ્તાર થઈ જાય અને પાનાંનો સંકોચ છે જ, એટલે ફક્ત વિજ્ઞાન, ઇતિહાસ અને સાહિત્ય પ્રકાશનોની નોંધ કરીશું તે ઉપરથી સોસાયટીના પ્રકાશનોના ધોરણનો અને સાહિત્યની સામાન્ય જ્ઞાનની દૃષ્ટિએ તેની ઉપયોગિતા અને જરૂરિયાતનો સહેજ ખ્યાલ આવશે.

પ્રથમ વિજ્ઞાન વિભાગ લઈએ

વિજ્ઞાનના જુદા જુદા વિષયો પર એક એક જુદું અને સ્વતંત્ર પુસ્તક, તે વિષે સામાન્ય માહિતી મેળવવાનું સુગમ થઈ પડે અને એક પાઠ્યપુસ્તક તરીકે શાળામાં અને ટ્રેનિંગ કૉલેજમાં તેનો ઉપયોગ પણ કરી શકાય એ ઉદ્દેશથી, સોસાયટીએ વિજ્ઞાનગ્રંથમાળાની યોજના ઉપાડી હતી. તદનુસાર આજપર્યંત નીચે મુજબ પુસ્તકો છપાયાં છે

(૧) ખગોળવિદ્યા—શ્રીયુત આત્મારામ મોતીરામ દીવાનજી, (૨) રસાયનશાસ્ત્ર અને (૩) શરીરવિદ્યા—શ્રી ગંગાશંકર મ. વૈષ્ણવ, (૪) માનસશાસ્ત્ર—ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ વજુભાઈ દિવેટિયા, (૫) ભૂસ્તરવિજ્ઞાન, બે ભાગમાં—શ્રી. ડાહ્યાભાઈ પી. દેરાસરી, (૬) સૌન્દર્ય અને લલિતકળા—અનુવાદક શ્રી. સાકરલાલ યાજ્ઞિક, (૭) સૌન્દર્યતત્ત્વ—અનુવાદક શ્રીયુત મહાશંકર ઇન્દ્રજી દવે, (૮) હિન્દુ રસાયન શાસ્ત્રનો ઇતિહાસ, ડૉ. પી. સી. રેયના પુસ્તકનો સાર—શ્રીયુત પર્જન્યરાય મેઢ, (૯) સહકાર પ્રવૃત્તિ—અનુવાદક: શ્રી. નટવરલાલ ભગવતી, (૧૦) આરોગ્યશાસ્ત્ર—ડૉ. હરિપ્રસાદ દેસાઈ, (૧૧) વનસ્પતિશાસ્ત્ર, આર્થિક દૃષ્ટિએ, વોટ્સના પુસ્તકના આધારે—અનુવાદક શ્રીયુત છોટાલાલ પુરાણી, (૧૨) આહારશાસ્ત્ર પ્રવેશિકા—શ્રીયુત જોગલેકર અને શ્રીયુત સંત, (૧૩) વિજ્ઞાનવિચાર (પ્રવેશિકા)—શ્રી પોપટલાલ શાહ, (૧૪) નીતિશાસ્ત્ર—અનુવાદક શ્રી પ્રહ્લાદભાઈ આનન્દશંકર ધ્રુવ, (૧૫) જંતુશાસ્ત્ર—ડૉ. બાલકૃષ્ણ પાઠક (૧૬) વિજ્ઞાન વ્યાખ્યાનમાળા—લોકોપયોગી—વાયરલેસ, રેડિયો અને ટેલિવિઝન—વ્યાખ્યાતા ધનજીભાઈ ફકીરભાઈ, (૧૭) (નં. ૨) મંત્રતંત્ર અને ચિત્તશક્તિ—શ્રીયુત પ્રાણજીવન

પાઠક, (૧૮) (નં. ૩) ગુજરાતની વનસ્પતિ—શ્રીયુત બાપાલાલ વૈદ્ય, (૧૯) (નં. ૪) સૂર્ય અને ગ્રહમંડળ, નભોમંડળ અને પરિમિત વિશ્વ,—શ્રીયુત વિજયલાલ ધ્રુવ. તેમ જ હુન્નર ઉદ્યોગના પુસ્તકો જેવા કે, (૨૦) કેળનો બગીચો—શ્રીયુત મગનલાલ ગજ્જર, (૨૧) ખાંડ બનાવવાની રીત—શ્રીયુત દુલેરાય અંજારિયા, (૨૨) રંગવાની કળા—શ્રીયુત નારીગરા, (૨૩) સુથારી કામનુ શિક્ષણ—શ્રી સુમા, (૨૪) લીંબુ અને તેની જાતના ફળોનો ઉદ્યોગ—શ્રી. મગનલાલ ગજ્જર.

ઈતિહાસ વિભાગનાં પુસ્તકો પણ સર્વદેશી અને અભ્યાસયોગ્ય જણાશે.

(૧) મિરાતે સિકંદરી—અનુવાદક શ્રીયુત આત્મારામ દીવાનજી, (૨) મિરાતે અહમદી વૉ. ૨, ૪ ખંડ મા—ભાષાંતરકર્તા દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, (૩) જગતનો સંક્ષિપ્ત ઇતિહાસ, એચ. જી વેલ્સના નાના પુસ્તકનો તરજુમો—શ્રીયુત રામપ્રસાદ કાશીપ્રસાદ, (૪) પ્રાચીન જગત—શ્રીયુત મૂળશંકર ભટ્ટ, (૫) બ્રિટિશ રિયાસત, સરદેસાઈકૃત—અનુવાદક શ્રીયુત ચંપકલાલ મહેતા, (૬) મુસલમાની રિયાસત બે ભાગમા સરદેસાઈકૃત—અનુવાદક શ્રીયુત સૂર્યશંકર દેવાશ્રયી, (૭) મરાઠી રિયાસત, સરદેસાઈકૃત—અનુવાદક શ્રીયુત જીવનલાલ અમરશી મહેતા, (૮) મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ—રા. બ. ગૌરીશંકર ઓઝાકૃત પુસ્તકનો તરજુમો—શ્રીયુત જયંતીલાલ આચાર્ય, (૯) હિન્દુ રાજ્યવ્યવસ્થા—પ્રો. જયસ્વાલ રચિત Hindu Polityનો તરજુમો—શ્રીયુત ચંપકલાલ મહેતા, (૧૦) પ્રાચીન હિન્દમાં સંઘજીવન (Corporare Life in Ancient India નો તરજુમો)–શ્રી. ભરતરામ મહેતા, (૧૨) સ્મિથકૃત હિન્દનો પ્રાચીન ઇતિહાસ, બે ભાગમાં—તરજુમો કરનાર શ્રીયુત છોટાલાલ પુરાણી, (૧૩) હિન્દ સામ્રાજ્ય–ઈમ્પિરિયલ ગેઝેટિયર વૉ ૪ નો તરજુમો–શ્રીયુત દુર્લભજી વેદ, (૧૪) બ્રિટિશ હિન્દુસ્તાનનો આર્થિક ઇતિહાસ, બે ભાગમાં, રમેશચંદ્ર દત્તના બે પુસ્તકોનો અનુવાદ—સ્વર્ગસ્થ ઉત્તમલાલ ત્રિવેદી, (૧૫) રોમનો ઇતિહાસ—શ્રી આત્મારામ દીવાનજી, (૧૬) યુરોપની પ્રજાના આચરણનો ઇતિહાસ (History of European Morals નો અનુવાદ)—પ્રો. નરોત્તમ દવે, (૧૭) યુરોપમાં બુદ્ધિસ્વાતંત્ર્યનો ઇતિહાસ (લેકીકૃત History of Rationalism in Europe નો અનુવાદ)—પ્રો. દુર્ગાશંકર રાવળ, (૧૮) વિચારસ્વાતંત્ર્યનો ઇતિહાસ, બેરીકૃત પુસ્તકનો

તરજુમો—શ્રીયુત ખુશવદન ઠાકોર, (૧૯) યુરોપમાં સુધારાનો ઇતિહાસ (ગીઝોકૃત History of European Civilization Vol. I)—તરજુમો કરનાર પ્રો. અતિસુખશંકર ત્રિવેદી, (૨૦) સમાજસુધારાનુ રેખાદર્શન—શ્રી નવલરામ ત્રિવેદી, (૨૧) એશિયાઈ હૂણો—દી બ કેશવલાલ ધ્રુવ, (૨૨) હિન્દ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ, બે ભાગમાં—દી બ નર્મદાશંકર મહેતા, (૨૩) અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન, ત્રણ ભાગમાં—શ્રીયુત હીરાલાલ પારેખ, (૨૪) મધ્યકાલીન રજપૂત યુગનો ઇતિહાસ—શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી, (૨૫) અંગ્રેજી રાજ્યબંધારણ—શ્રી જીવાભાઈ પટેલ.

છેલ્લે સાહિત્યગ્રંથો જોઈએ—સામાન્ય જ્ઞાન, અભ્યાસ અને રેફરન્સની દૃષ્ટિએ

(૧) સાઠીના સાહિત્યનો ઇતિહાસ—શ્રીયુત ડાહ્યાભાઈ દેરાસરી રચિત, (૨) ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો, (૩) ગુજરાતી સાહિત્યના વધુ માર્ગસૂચક સ્તંભો—દી બ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, (૪) અર્વાચીન ગુજરાતી કાવ્ય સાહિત્ય—વ્યાખ્યાતા અધ્યાપક શ્રી. રામનારાયણ પાઠક, (૫) બંગાળી સાહિત્યનો ઇતિહાસ—અનુવાદક શ્રીયુત મહાશંકર દવે, (૬) હિન્દી સાહિત્યનો ઇતિહાસ—અનુવાદક શ્રીયુત કિસનસિંહ ચાવડા, (૭) આપણી કવિતા સમૃદ્ધિ—સંપાદક પ્રો બળવંતરાય ઠાકોર, (૮) ગુજરાતી પદ્યસંગ્રહ—સંપાદક શ્રીયુત હિંમતલાલ અંજારિયા, (૯) કવિતા ને સાહિત્ય, ચાર વોલ્યુમમાં—સર રમણભાઈના લેખોનો સંગ્રહ, (૧૦) મનોમુકુર બે ભાગ—સ્વર્ગસ્થ નરસિંહરાવના લેખોના સંગ્રહ, અને (૧૧) અભિનયકળા—એજન (૧૨) પુરાણ વિવેચન—શ્રીયુત દુર્ગાશંકર શાસ્ત્રી, (૧૩) મહાભારતની સમાલોચના—તરજુમો. શ્રીયુત મોહનલાલ દવે, (૧૪) લેન્ડોરના કાલ્પનિક સંવાદો—બે ભાગમાં—શ્રીયુત મોહનલાલ દવે, (૧૫) ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો ઇતિહાસ, ત્રણ વિભાગમાં—લેખક શ્રીયુત હીરાલાલ પારેખ, (૧૬) કવિવર દલપતરામ હસ્તલિખિત પુસ્તક સંગ્રહની સૂચિ—સંગ્રાહક અને સંપાદક: શ્રી. હીરાલાલ પારેખ, (૧૭) ગ્રંથ અને ગ્રંથકાર પુસ્તક ૧ થી ૮—સંપાદક: શ્રીયુત હીરાલાલ પારેખ, (૧૮) ગુજરાતી કોશ, આઠ ભાગમાં—સંપાદક શ્રીયુત મણિલાલ છબારામ ભટ્ટ, (૧૯) ગુજરાતી ફારસી અરબી શબ્દોનો કોશ—સંપાદક મિ. અમીરમિયાં હમદુમિયા, (૨૦) પારિભાષિક કોશ, ત્રણ ખંડમાં—સંપાદક શ્રીયુત

દેરાસરી, (૨૨) પૌરાણિક કથાકોશ, પાચ્ય ભાગમાં—શ્રીયુત ડાહ્યાભાઈ દેરાસરી, (૨૩) દાર્શનિક કોશ ખંડ ૧—શ્રી. છોટાલાલ નરભેરામ ભટ્ટ.

એ સિવાયનાં પ્રાચીન કાવ્યગ્રંથોનું પદ્ધતિસર સંપાદન થઈ જે પુસ્તકો છપાયાં છે તેનાં નામો પ્રકરણના આરંભમાં દર્શાવ્યાં છે.

તે ઉપરથી એટલું સ્પષ્ટ થશે કે ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિમાં સોસાયટીની પ્રવૃત્તિ સહાયકર્તા થયેલી છે, અને તેનો ફાળો મોટો તેમ કીમતી છે [પુસ્તકોની ઉપર્યુક્ત યાદી ૧૯૩૫-૩૬ સાલ સુધીની છે. એ પછી સંસ્થાનો વિવિધ રીતે ખૂબ વિકાસ થયો છે અને તેણે વિવિધ કક્ષાનાં ઘણાં પ્રકાશનો પ્રગટ કર્યાં છે—સંપાદક]

# ૯. જગતનો એક મહાન ક્રાંતિકારી પુરુષ

"અને સં. ૧૯૭૦ માં એક ચિરસ્મરણીય બનાવ બન્યો. દક્ષિણ આફ્રિકાથી ઉઘાડે પગે, દેશી ઢબનાં લૂગડાં પહેરી એક મુસાફર મુંબઈ બંદરે ઊતર્યો. નવ આર્યાવર્તે પરસંસ્કારની રાખ ખંખેરી નાંખી હતી. ભઠ્ઠીમાં અગ્નિ તપતો હતો. બધા સાંસ્કારિક બળોની આંચ ધગતી હતી. એ આંચ ભેગી થઈ ગઈ—જ્વાલા થઈ. આ નવો ઉતારુ તે જ્વાલાની-મૂર્તિ બની રહ્યો, ગુજરાત ગાંધીજીનું થયું.

"ગાંધીજી એક માણસ નથી, પણ અનેક સંસ્થાઓનો સમૂહ છે; ભાવનાઓનો સમુચ્ચય છે; સાંસ્કારિક બળનું કેન્દ્રસ્થાન છે; સંસ્કૃતિકાર છે. એ વર્તમાન કાળના નથી. એમનામાં ભૂતકાળની મહત્તા ને ભાવિની ભવ્યતા છે. એમને પગલે નવ આર્યાવર્તે સ્વસંસ્કારનું સંરક્ષણ છોડી દીધું, પણ સંસ્કારના પાઠ સૃષ્ટિને પઢાવવા માંડ્યા." *

સન ૧૯૧૫ માં ગાંધીજીનું હિન્દમાં પુનઃ આગમન થતાં સમાજ-જીવનમાં નવા પ્રાણનો સંચાર થયો. એમની ગરીબો, ખેડૂતો અને દલિત જાતિઓ માટેની અનુકંપા અને વેદના જાણીતી છે. તેમની સાથે તાદાત્મ્ય સાધતા, દરિદ્રનારાયણની મૂર્તિસમા, પોતાને વણકર અને ખેડૂત તરીકે તે ઓળખાવે છે, અને દુખિયાના ભેરુ થવાની, તેની કુમકે જવાની એમની ધગશ એટલી તીવ્ર હતી કે જ્યાં અન્યાય અને અત્યાચાર માલૂમ પડે ત્યાં તેઓ દોડી પહોંચે એવી એમની લોકપરાયણ અને પરોપકારી પ્રવૃત્તિઓને લઈને ગાંધીજી 'મહાત્મા'નું બિરુદ પામ્યા છે તે યથાર્થ છે.

દક્ષિણ આફ્રિકામાં પોતાનું સર્વસ્વ સમર્પણ કરી, હિન્દીઓનું હિત સાચવવા ખાતર, તેમના હિતનું રક્ષણ કરવા ખાતર, તેમના એક મનુષ્ય

*જુઓ, ગુજરાત—એક સાંસ્કારિક વ્યક્તિ—શ્રીયુત મુનશી લિખિત કેટલાક

તરીકેના સામાન્ય હક્કનું પ્રતિપાદન કરવા, ગાંધીજીએ સત્યાગ્રહનો પ્રયોગ પહેલવહેલો ત્યાં અજમાવ્યો હતો અને સૌ કોઈને એમની દલીલનું, એમની લડતનું વાજબીપણું સ્વીકારવું પડ્યું હતું.

અતિવૃષ્ટિને લઈને પાક નિષ્ફળ જતાં જમીનમહેસૂલ ઉઘરાવવું એ અન્યાયયુક્ત છે, એ આધારે એમણે ખેડાની લડત ઉપાડી અને ચંપારણમાં ખેડૂતો પાસે જે ગેરવાજબી કરો લેવાતા અને તેમનું ચૂસણ થયે જતું, તે અનીતિ અટકાવવા એમણે તેમની વહારે પહોંચી જે કર્તવ્યબુદ્ધિ અને સેવાપ્રવૃત્તિ દાખવ્યા હતા તે એમના ઉચ્ચ માનસનું પ્રતિબિંબ માત્ર હતું.

જલિયાંનવાળા બાગમાંના સમાચાર સાંભળતાં એમનો પવિત્ર આત્મા કકળી ઊઠી, એમણે જે પુણ્યપ્રકોપ વ્યક્ત કર્યો, તેમાંથી સમસ્ત દેશમાં રોષની પ્રચંડ જ્વાળા સળગી હતી.

અમદાવાદમાં મિલમજૂરોના પગાર પર કાપ મૂકવાનો પ્રસંગ આવતાં મિલમાલિકો અને મજૂરો વચ્ચે ઝઘડો ઉપસ્થિત થયો અને શહેરનો મામલો બગડવા પર હતો તે કટોકટીના અવસરે પોતે મજૂરોની આગેવાની લઈ તેનો માર્ગ શાન્તિપૂર્વક કાઢ્યો હતો અને એ બે વચ્ચે જ્યારે તકરાર ઉદ્ભવે ત્યારે તેનો ઉકેલ લવાદ દ્વારા આણવા જે ધોરણ સ્થાપિત કર્યું હતું તે ઉભય પક્ષે હિતાવહ નીવડ્યું અને તેનો યશ એકલા મહાત્માજીને છે.

હરિજન પ્રત્યેના હિન્દુ જાતિએ કરેલા અન્યાયો, હિંદુ ધર્મ પરનું એ કાળું કલંક દૂર કરવા એમના પ્રયાસો એટલા જાણીતા છે કે તે વિષે વિવેચનની જરૂર રહેતી નથી. તેમના માટે ગાંધીજીએ આમરણાન્ત ઉપવાસ સુધ્ધાં આદર્યાં હતા એ ઐતિહાસિક બીના છે અને તે જગતના ઇતિહાસમાં સોનેરી અક્ષરે અંકિત થશે.

આ સઘળી હકીકત, અંધશ્રદ્ધાથી નહિ પણ બુદ્ધિપૂર્વક, વિચારતાં પ્રતિપક્ષીને એટલું સ્વીકારવું પડશે કે ગાંધીજી એક મહા પ્રતાપી અને પ્રતિભાશાળી, અસાધારણ વ્યક્તિ હતા.

લાહોર કોંગ્રેસમાં (૧૯૦૯) નામદાર ગોખલેએ ગાંધીજી વિષે પ્રસંગોપાત્ત વિવેચન કરતાં નીચે મુજબ ઉદ્ગારો કાઢ્યા હતા :

"ગાંધીજીને હું ગાઢ રીતે પિછાનું છું અને એમ કહેવાને શક્તિમાન છું કે એમનાથી વધારે પવિત્ર, વધારે ઉદાર, વધારે બહાદુર અને વધારે ઉન્નત આ જગતમાં બીજો કોઈ પુરુષ મેં જોયો નથી. તદ્દન તપશ્ચર્યાભર્યું સાદું જીવન ગાળી, મનુષ્ય જાતિ પ્રતિ વિશ્વપ્રેમના ઉચ્ચતમ સિદ્ધાંતોનું પાલન કરી, સત્ય ને ન્યાયને અનુસરી, તેમની નીચેના નબળા મનના બંધુઓ પર જાદુની પેઠે અલૌકિક અસર પેદા કરે એવા પુરુષોમાંના ગાંધીજી એક છે. તેમને આપણે નરમાં નરોત્તમ, વીર પુરુષોમાં વીરશિરોમણિ અને દેશભક્તમાં સર્વોત્તમ દેશભક્ત તરીકે ઓળખાવી શકીએ, એટલું જ નહિ પણ હિન્દી માનવના વર્તમાન કાળમાં એમનામાં તેના ઊંચા શિખરે પહોંચી છે."*

ડૉ. સ્ટેન્લી જોન્સે જિસસ ક્રાઇસ્ટને તેમના યુગના સામાજિક ક્રાન્તિકારી પુરુષ વર્ણવ્યા હતા, તેમ આપણા દેશમાં અજબ પરિવર્તન આણવા માટે તેના પ્રવર્તક મહાત્મા ગાંધીજીને જગતના એક મહાન ક્રાન્તિકારી પુરુષ તરીકે આલેખીએ તો તે વાજબી જણાશે.

દક્ષિણ આફ્રિકામાંના મુખ્ય તકરારી હિન્દી પ્રશ્નોનો સંતોષકારક ઉકેલ થયા બાદ ગાંધીજી કાયમ વસવાટ માટે હિન્દમાં પાછા ફર્યા ત્યારે મુંબઈએ, તેના તાજ વિનાના રાજા સર ફિરોજશાહ મહેતાની સરદારી નીચે, એમનું અપૂર્વ માન-સન્માન કરી એમની જ્વલંત દેશભક્તિની કદર બૂઝી હતી.

દેશમાં રહી તે હિન્દ માતાની સેવા કરવા તલસતા હતા, પણ તેનો મદાર દક્ષિણ આફ્રિકામાં મેળવેલી પ્રતિષ્ઠા પર રાખવા ઇચ્છતા નહોતા. એમને તો અહીં ફરી નવેસર કાર્ય કરી બતાવવું હતું.

કોઈ પ્રવૃત્તિમાં જોડાયા પૂર્વે એમના ગુરુ ગોખલેજી તરફથી ગાંધીજીને આજ્ઞા થઈ હતી કે વર્ષભર હિન્દની પરિસ્થિતિનું એમણે પૂરું નિરીક્ષણ કરવું.

ગાંધીજી રહ્યા પૂરા તપસ્વી, સંયમી પુરુષ, જે કોઈ આજ્ઞાનું અક્ષરશઃ પાલન કરનારા; એટલે સુધી કે તે દરમિયાન જ્યાં જ્યાં એમના સત્કારાર્થે સભાઓ, સમારંભો વગેરે થયા ત્યાં ત્યાં જરૂર જોગ અને તે પણ મુખ્યત્વે આભારદર્શક શબ્દોથી વધુ બોલતા નહિ.

દેશનો નવીન યુવકવર્ગ એમની દક્ષિણ આફ્રિકાની લડતથી ગાંધીજી

* હિન્દી મહાસભા, લાહોર, સન ૧૯૦૯

પ્રત્યે સુગ્ર બન્યો હતો એમની પાસે પ્રેરણા મેળવવા, એમની સરદારી હેઠળ કાર્ય ઉપાડી લેવા ઉત્સુક હતો.

અમદાવાદમાં સ્થાયી વસવાટનો નિર્ણય થતાં પ્રજામાં એક પ્રકારનો આનંદ વ્યાપ્યો હતો અને કેટલાકો ગાંધીજીના આશ્રમે સવાર્સાંજ પ્રાર્થનાસમયે હાજરી આપતા, પણ એમના આશ્રમના નિયમો ઘણાને કડક અને મધ્યયુગના લાગતા.

દેશની દરિદ્રતાના નિવારણરૂપ ખાદી એ એક અકસીર ઇલાજ મહાત્માજીને લાગ્યો. શરૂઆતમાં તે સમયે ખૂબ અણગમો જણાયેલો, પણ પછી તેની ઉપયોગિતા અને મહત્ત્વ સમજાયા અને ખાદી હિન્દી પ્રજાના ધ્યેયના એક પ્રતીકરૂપ બનેલી હજારો સ્ત્રી-પુરુષોને એ ખાદીઉદ્યોગ આજીવિકાનુ થોડુંઘણુ સાધન પૂરું પાડે છે

મહાત્માજીના આગમન પૂર્વે માતૃભાષામાં બોલવુ યા લખવુ એ નાનમભર્યું મનાતુ. સામાન્ય વ્યવહારમા તેમ વાતચીતમા રાજભાષા અંગ્રેજીનો પ્રધાનપણે ઉપયોગ થતો; શિક્ષણનુ વાહન સુધ્ધા પરભાષા અંગ્રેજી હતુ; પણ ગાંધીજીએ એ કઢંગી પરિસ્થિતિ સાવ બદલી નાખી અને માતૃભાષાનુ ગૌરવ સ્થાપી, દેશસમગ્રની ભાષા તરીકે હિન્દીના પ્રચારને ઉત્તેજન આપ્યુ છે

ગુજરાતી ભાષાસાહિત્ય પર એમણે જે પ્રભાવ પાડ્યો છે તે વિષે પાછલા પ્રકરણમા વિવેચન કરવામાં આવ્યુ છે અને તે અસરને લઈને વર્તમાન સાહિત્યને 'ગાંધી યુગનુ' એવું નામ અપાયુ છે; તે એમની મહત્તાનું સૂચક ચિહ્ન છે

કેળવણીવિષયક ગાંધીજીના વિચારો ક્રાન્તિકારી હતા વર્તમાન સમયમાં તે કેટલે દરજ્જે વ્યવહારુ અને મદદગાર થઈ શકે એ વિચારવા જેવો અને કઠિન પ્રશ્ન ગણાય પણ તે એટલુ પુરવાર કરે છે કે પ્રચલિત શિક્ષણપદ્ધતિ એકદમ સુધારો માગે છે, અને તે જીવન માટે નિષ્ફળ નીવડી છે.

ધર્મ વિષેના એમના વિચારો વ્યાપક અને ઉદાર હતા. શાસ્ત્રવચનોને તેઓ બુદ્ધિની કસોટીએ કસી જોતા. સનાતન સત્યો પ્રતિ એમની શ્રદ્ધા અચળ હતી. જે કોઈ કાર્ય કે પ્રવૃત્તિ તેઓ ઉપાડતા તે પ્રભુને સ્મરીને,

તેને હાજરાહજૂર સમજીને. એમની દૃષ્ટિમાં જાતિનો કે ધર્મનો, સ્ત્રી વા પુરુષનો, ગરીબ કે તવંગરનો ભેદ ભાગ્યે જ જણાશે.

લગ્ન સંબંધમાં તેમ જ વિધવાવિવાહ વિષે મહાત્માજીએ એમના વિચારો સ્પષ્ટપણે દર્શાવેલા છે. એથી સુધારકોનો માર્ગ બહુ સરળ થવા પામ્યો છે ખાસ કરીને જીવનમાં બ્રહ્મચર્ય પર જે ભાર મૂકવામાં આવ્યો છે, તે વર્તમાન યુગમાં આવશ્યક અને સુખદાયી માલૂમ પડશે.

વર્ણાશ્રમને એમણે વિસ્તૃત અર્થમા સ્વીકાર્યો અને તેનું સમર્થન કર્યું કૂપમંડૂકવૃત્તિવાળા જ્ઞાતિના નાના નાના ઘેળમાં માનનારા, પરિસ્થિતિ લક્ષમાં લઈ એમના એ વિચારો ગ્રહણ કરે તો જ્ઞાતિનો ઉત્કર્ષ થઈ, તે પ્રગતિ કરી શકશે, અને ઉન્નતિ પ્રાપ્ત કરશે.

સ્ત્રીજાતિ જે અબળા કહેવાતી તેને સબળા કરી એમણે નવી સ્ત્રીનું સર્જન કર્યું છે, તે એક ખરેખર અદ્‌ભુત બનાવ છે; તેનો વૃત્તાંત અવર્ણનીય છે.

કૂટ દેખાતા દારૂબંધીના પ્રશ્નને ગાંધીજીએ તદ્દન વ્યવહારુ કરી મૂક્યો. (દારૂ સામે તેમણે ભારે ઝુંબેશ ચલાવેલી અને તેને ખૂબ વેગ મળેલો, પણ આઝાદી પછી અત્યારના વર્ષોમા કેટલાંક રાજ્યોએ આવક ઊભી કરવા માટે દારૂબંધી શિથિલ કરી મૂકી છે ? — સં.)

આરોગ્ય સંબંધમાં ગાંધીજીના વિચારો કાંઈક કુતૂહલ જગાવનારા પણ વિચારણીય જણાશે તે અનુભવ પર રચાયા છે. તે વિષયમાં આપણે હજી ઘણું શીખવાનુ અને કરવાનું બાકી છે

ગૌપૂજા આપણે ત્યા પ્રાચીન સમયથી ચાલુ છે, પણ આધુનિક જીવનમાથી તેનો લોપ થવા માંડ્યો હતો. આપણા ખેતીપ્રધાન દેશને સારી ગાયની અત્યંત જરૂર છે; તેથી ગોપાલન પ્રવૃત્તિને, આર્થિક તેમ ધાર્મિક બંને દૃષ્ટિએ, ઉત્તેજન આપવું ઘટે છે; અને તે દિશામાં મહાત્માજીએ વ્યવહારુ માર્ગ બતાવ્યો હતો

એમની પ્રવૃત્તિઓ વિધવિધ પ્રકારની અને લોકોપકારી માલૂમ પડી છે; તે સર્વનુ વર્ણન કરવું અશક્ય છે.

પણ એ વિષે એક જ વસ્તુ કહીશું કે તેઓ જે કાંઈ કહે તે એમના અનુભવના નિચોડરૂપ હોય છે, અને તે ઉપદેશ ન્યાય, નીતિ અને સત્યની કસોટીએ કસેલો હોય છે. તેથી તેમના વચનોની વિશેષ મહત્તા

પણ સૌથી મહત્ત્વનો વર્તમાન જગતને એમનો મૂલ્યવાન સંદેશો અહિંસાનો અને સત્યના પાલનનો છે

યુદ્ધની ખાનાખરાબી પ્રત્યક્ષ નિહાળી સમ્રાટ અશોકે બુદ્ધ ભગવાનનો અહિંસાનો આદેશ ગ્રહણ કર્યો હતો, અને તેના સામ્રાજ્યમા અહિંસાની ઘોષણા કરી હતી વર્તમાન જગત સુલેહશાન્તિને વાછે છે, પણ તે માટે જે ઉપાયો યોજે છે તે અવળા અને ખોટા નીવડે છે જે સાધનશક્તિ પ્રજાજીવનને સુદૃઢ અને સ્વાશ્રયી, સુશિક્ષિત અને સંસ્કારી કરવામા ખરચાવી જોઈએ તે યુદ્ધની સામગ્રીની તૈયારીમા, તે માટે સજ્જ રહેવામાં વેડફાઈ જાય છે.

બધારણપૂર્વક શાંતિમય અહિંસાની લડત શુ કરી શકે છે તેનો પ્રત્યક્ષ બોધપાઠ મહાત્માજીએ આપ્યો. મહાત્માજીએ વર્તમાન જગતને અહિંસાનો પદાર્થપાઠ આપ્યો છે, તે સુધરેલી પ્રજાઓએ ગ્રહણ કરવા જેવો છે, અને એમનો ઉપદેશ સત્ય ને નીતિનુ પાલન, અને અહિંસાના માર્ગને અનુસરવાથી જગતમા સુલેહશાન્તિ વ્યાપી પરસ્પર ભ્રાતૃભાવ અને સ્નેહનુ સામ્રાજ્ય જામશે, જેને માટે પ્રભુ જિસસ ક્રાઇસ્ટે બે હજારપૂર્વે પ્રવૃત્તિ ઉપાડી હતી એ અહિંસાનો મંત્ર વર્તમાન જગત મોડોવહેલો સ્વીકારે તેમા જ મુક્તિ છે,

એ મંત્રના દ્રષ્ટા એક ગુજરાતી છે એ આપણુ અહોભાગ્ય છે. એમણે જ ગુજરાતને મોખરે આણી ગૌરવવન્ત કર્યું એ આપણા માટે ભૂષણરૂપ છે. વાસ્તવિક રીતે એમણે નવુ ગુજરાત—નવુ ભારતવર્ષ સર્જ્યું છે એમ કહેવુ તે વધારે પડતુ નથી તેથી ગાધીજીને એક મહાન ક્રાન્તિકારી અવતારી પુરુષ તરીકે ઓળખવામા આવે તે સાવ સાચુ છે.

એમની પ્રવૃત્તિઓ અને જીવનસંદેશો જગતને અશીર્વાદરૂપ થઈ પડો, અને મહાત્માજી સો વર્ષ પૂરા કરો, એ જ અમારી પ્રભુ પ્રાર્થના છે।

[આ પુસ્તકના લેખકની એ છેલ્લી શુભ કામના ફળી નહિ. સ્વાતંત્ર્ય-પ્રાપ્તિ પછી દેશમાં અનૈતિક બળો વ્યાપ્યા અને ગાંધીજીની ભાવના ઝડપથી ભુલાવા માંડી. હિન્દુ-મુસ્લિમોના મોટા પાયા પર રમખાણો થયાં અને એક ધર્મઝનૂની હિંદુ ગોડસેએ ૧૯૪૮ની ૩૦ની જાન્યુઆરીએ દિલ્હીમાં પ્રાર્થના-સ્થળે તેમના પર ગોળીબાર કરી તેમની હત્યા કરી એ સમગ્ર ભારત માટે જ નહિ, પણ વિશ્વ માટેય કરુણ ઘટના છે—સંપાદક]

# સાલવારી

ઈ. સ. ૧૮૦૦ શ્રી સહજાનંદ સ્વામી લોજ ગામે (સોરઠમાં) પધાર્યા.

સૂરતના નવાબનું મૃત્યુ. સૂરતનો વહીવટ કંપની હસ્તક આવ્યો.

આબા સેલુકર કેદ પકડાયો

નાના ફડનવીસનું મૃત્યુ.

ગોવિંદરાવ ગાયકવાડનુ મૃત્યુ

નિઝામ સાથે સહાયકારી સંધિ

,, ,, ૧૮૦૧ શ્રી સહજાનંદ સ્વામીએ દીક્ષા લીધી

હોલ્કર અને સિંધિયા વચ્ચે લડાઈ.

,, ,, ૧૮૦૨ વસઈનું તહનામું.

જાગીરદાર મલ્હારરાવને કડી પાસે હરાવ્યો અને કેદ કર્યો.

બાજીરાવ બીજો પેશ્વા અંગ્રેજોને શરણે ગયો

કચ્છમાં બળવો; વડોદરામા આરબોનું તોફાન.

,, ,, ૧૮૦૩ લલ્લુલાલજીએ પ્રેમસાગર હિંદીમા રચ્યું.

વૉરિંગ્ટને ભરૂચ, ચાંપાનેર અને પાવાગઢ લીધાં.

,, ,, ૧૮૦૪ જેતલપુરમાં શ્રી સહજાનંદ સ્વામીએ રુદ્રયાગ કર્યો

મુંબઈની એશિયાટિક સોસાયટીની સ્થાપના.

સૂરતમાં દુકાળ

ગાયકવાડ સાથે સહાયકારી સંધિ

,, ,, ૧૮૦૫ દીવાન રણછોડજીએ નવાબ થકી પેશકશ ઉઘરાણી.

લૉર્ડ કૉર્નવાલિસ ગવર્નર જનરલ નિમાયા

,, ,, ૧૮૦૬ મુંબઈની લિટરરી સોસાયટીએ જુદી જુદી ભાષાઓનો શબ્દ-
સંગ્રહ તુલનાત્મક અભ્યાસ માટે તૈયાર કરાવવાની યોજના
ઘડી

,, ,, ૧૮૦૭ અર્લ ઑફ મિન્ટો ગવર્નર જનરલ.

કાઠિયાવાડમાં મુલકગીરી બંધ પાડવા કર્નલ વૉકરનો પ્રયાસ.

,, ,, ૧૮૦૮ ડ્રમંડ રચિત ગુજરાતી ભાષાનો શબ્દસંગ્રહ અને વ્યાકરણ.

પ્રતાપસિંહ સતારાની ગાદીએ.

ઈ. સ. ૧૮૦૯ દુર્ગારામ મહેતાજીનો જન્મ.

,, ,, ૧૮૧૦ સૂરતમા રેલ
માંડવીમાં હુલ્લડ, માહાદીનું પ્રાકટ્ય.

,, ,, ૧૮૧૩ મોટો દુકાળ.
ઈસ્ટ ઇંડિયા કંપનીને હિન્દમાં વેપાર કરવાની બંધી.
લૉર્ડ હેસ્ટિંગ્સ ગર્વનર જનરલ.

,, ,, ૧૮૧૪ નગરશેઠ વખતચંદનુ મૃત્યુ
નેપાળ વિગ્રહ.

,, ,, ગંગાધર શાસ્ત્રીનું પંઢરપુરમાં ખૂન.
ઓખામંડળ બ્રિટિશો હસ્તક આવ્યુ.
વૉટરલુની લડાઈ.

,, ,, ૧૮૧૭ પૂનાના કરાર બાજીરાવ બીજા સાથે
ખડકીની લડાઈ.
ગાયકવાડ સાથે કરાર.
ત્રીજા મરાઠા વિગ્રહનો અંત

,, ,, ૧૮૧૮ બાજીરાવ બીજા પેશ્વાને પદભ્રષ્ટ કર્યો.

,, ,, ૧૮૧૯ ગુજરાત કચ્છમા ધરતીકંપ.
આનંદરાવ ગાયકવાડનું મૃત્યુ.

,, ,, ૧૮૨૦ હિંદી સ્કૂલ અને સ્કૂલ બુક સોસાયટીની સ્થાપના.
દલપતરામનો જન્મ.
વાઘેરોનો બળવો.

,, ,, ૧૮૨૧ પૂના સંસ્કૃત કૉલેજની સ્થાપના
'સમાચાર દર્પણ' કલકત્તામાં પહેલું દેશી વર્તમાનપત્ર.
નેપોલિયનનું મૃત્યુ

,, ,, ૧૮૨૨ શેઠ સુંદરજી શિવજીનુ મૃત્યુ.
સૂરતમાં મોટી રેલ.
ત્રવાડી શ્રીકૃષ્ણ અર્જુનનુ મૃત્યુ
નેટિવ એજ્યુકેશન સોસાયટીની સ્થાપના, મુંબઈ.
મણિશંકર કીકાણીનો જન્મ

ઈ. સ. ૧૮૨૩ રણછોડલાલ છોટાલાલનો જન્મ
ભોળાનાથ સારાભાઈનો જન્મ.

,, ,, ૧૮૨૪ સૂરતમાં પહેલવહેલું પુસ્તકાલય.
બ્રર્મા વિગ્રહ
મુંબઈમાં દુકાળ.

,, ,, ૧૮૨૬ સુરતમાં પહેલવહેલી ગુજરાતી શાળા.

,, ,, ૧૮૨૭ દેશીઓને જ્યુરર તરીકે લેવાનો ઠરાવ.

,, ,, ૧૮૨૮ લોર્ડ વિલિયમ બેન્ટિક ગવર્નર જનરલ
બ્રહ્મોસમાજની સ્થાપના.

,, ,, ૧૮૨૯ સતીનો ચાલ બંધ પડ્યો
મહીપતરામનો જન્મ.

,, ,, ૧૮૩૦ સ્વામી શ્રી સહજાનંદજી લીલા કરી ગયા.
રાજા રામમોહનરાય વિલાયત ગયા.

,, ,, ૧૮૩૨ સામળદાસ દેસાઈ વિલાયત ગયા.
કરસનદાસ મૂળજીનો જન્મ.
મુંબઈમાં પારસી–હિન્દુનું હુલ્લડ.
ઇંગ્લેંડમાં રિફોર્મ બિલ પાસ થયું.

ઇ. સ. ૧૮૩૩ ઈસ્ટ ઇંડિયા કંપની વેપારી મંડળી તરીકે બંધ
ગુલામીની પ્રથા બંધ કરવામાં આવી.
કવિ નર્મદાશંકરનો જન્મ.

,, ,, ૧૮૩૫ એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટયૂશનની સ્થાપના.
છાપખાનાના છૂટાપણાનો કાયદો પાસ થયો
નંદશંકરનો જન્મ.

,, ,, ૧૮૩૬ નવલરામનો જન્મ.

,, ,, ૧૮૩૭ સૂરતમાં મોટી આગ.
મુંબઈ બેંકની સ્થાપના.
અફઘાન, શીખ, અને સિંધ સાથેની લડાઈઓ.
(સન ૧૮૩૭થી ૧૮૪૯)

,, ,, ૧૮૩૯ રણજિતસિંહનું મૃત્યુ.

ઈ. સ. ૧૮૪૧ મુંબઈ એશિયાટિક સોસાયટીનું જર્નલ પ્રસિદ્ધ થવા માંડયું.
રણછોડજી દીવાનનુ મૃત્યુ.

,, ,, ૧૮૪૨ સૂરતમાં અંગ્રેજી સ્કૂલની સ્થાપના

,, ,, ૧૮૪૩ મીઠા ઉપર ટેક્સ, સૂરતમા હડતાલ

,, ,, ૧૮૪૪ માનવધર્મ સભાની સ્થાપના
અમદાવાદમા અંગ્રેજી સ્કૂલની સ્થાપના.

,, ,, ૧૮૪૭ રણછોડલાલ છોટાલાલે મિલ કાઢવા પ્રયત્ન કર્યો.

,, ,, ૧૮૪૮ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની સ્થાપના.
લોર્ડ ડેલહાઉસી ગવર્નર જનરલ તરીકે.

,, ,, ૧૮૪૯ ગુ વ. સોસાયટી તરફથી ગુજરાતમાં પહેલવહેલું વર્તમાનપત્ર
અને નેટિવ પુસ્તકાલય

ઇ. સ ૧૮૫૦ 'બુદ્ધિપ્રકાશ' નીકળ્યુ વિદ્યાભ્યાસક મંડળી તરફથી.
એફ્રેસ લાઇબ્રેરીની સ્થાપના

,, ,, ૧૮૫૧ અમદાવાદનો ઇતિહાસ, મગનલાલ વખતચંદકૃત
ગુજરાતનો ઇતિહાસ એદલજી ડોસાભાઈરચિત.
પારસી–મુસ્લિમ હુલ્લડ મુંબઈમા

,, ,, ૧૮૫૨ કવિ દયારામનુ અવસાન.
બાજીરાવ બીજો પેશ્વા બિઠુરમાં મૃત્યુ પામ્યો.

,, ,, ૧૮૫૩ મુંબઇથી થાણા રેલવેની શરૂઆત.
દેશાટન વિષે નિબંધ, કરસનદાસ મૂળજી લિખિત.

,, ,, ૧૮૫૪ હિંદની કેળવણી વિષે સર ચાર્લ્સ વુડનો ખરીતો.
'બુદ્ધિપ્રકાશ' સોસાયટી હસ્તક આવ્યુ.
કવિ દલપતરામ સોસાયટીમા જોડાયા.
ક્રીમિયન લડાઈ.
મુલ્લાં ફિરોજ મદ્રસા મુંબઈમાં સ્થપાઈ.

,, ,, ૧૮૫૫ 'સત્યપ્રકાશ' પ્રકાશન.

,, ,, ૧૮૫૬ 'બુદ્ધિવર્ધક' માસિક.
ગણપતરાવ ગાયકવાડનું મૃત્યુ.

ઈ. સ. ૧૮૫૬ બીજો બર્મી વિગ્રહ
લોર્ડ કેનિંગ ગવર્નર જનરલ.

,, ,, ૧૮૫૭ સિપાઈઓનો બળવો
મુંબઈ યુનિવર્સિટીની સ્થાપના

,, ,, ૧૮૫૮ મહારાણીનો ઢંઢેરો.
અમદાવાદમાં ધર્મસભાની સ્થાપના.
હોપ વાચનમાળા.

,, ,, ૧૮૫૯ 'ભરૂચ સમાચાર' નીકળ્યું.
રણછોડભાઈએ અમદાવાદમાં સૂતર કાપડની મિલ કાઢી.
અરદેશર કોટવાળનું મૃત્યુ.
આર્મ્સ ઍક્ટ.
વાઘેરોને બેટમાંથી કાઢ્યા

,, ,, ૧૮૬૦ મહીપતરામનો ઈંગ્લંડનો પ્રવાસ.
બી. બી. ઍન્ડ સી. આઇ. રેલ્વે લાઇન શરૂ થઈ.
કચ્છના રા' દેશળનું અવસાન.
જદુનાથજી મહારાજ સાથે વિધવાવિવાહ બાબત જાહેર ચર્ચા

,, ,, ૧૮૬૧ કૉન્સિલ ઍક્ટ પસાર થયો.
મહારાજ લાઈબલ કેસ.
હાઈકોર્ટની સ્થાપના.

,, ,, ૧૮૬૨ સર સયાજીરાવ ગાયકવાડનો જન્મ.

,, ,, ૧૮૬૩ કરસનદાસ વિલાયત ગયા.
સૂરતથી 'ગુજરાત મિત્ર' નીકળ્યું.
અમેરિકન આંતરવિગ્રહ

,, ,, ૧૮૬૪ પ્રેમાભાઈ ટ્રેનિંગ કૉલેજની સ્થાપના.
ગુજરાત શાળાપત્ર નીકળ્યું

,, ,, ૧૮૬૫ અમેરિકન આંતરયુદ્ધ બંધ પડ્યું.
શ્રી ફાર્બસ સભાની સ્થાપના.

ઈ સ. ૧૮૬૬ ઓરિસ્સામા ભયંકર દુકાળ
'મારી હકીકત'–કવિ નર્મદાશંકર.
નર્મ કવિતા.

,, ,, ૧૮૬૭ મુબઈની પ્રાર્થના સમાજની સ્થાપના.
ટેલરકૃત વ્યાકરણ

,, ,, ૧૮૬૮ અમદાવાદમાં ભારે વરસાદ અને નુકસાન.
ભરૂચમાં મોટુ પ્રદર્શન.
'કરણઘેલો' નવલકથાનુ પ્રકાશન.

,, ,, ૧૮૬૯ સુએઝ નહેર ખુલ્લી મુકાઈ.
મહાત્મા ગાધીજીનો જન્મ.

,, ,, ૧૮૭૦ ખંડેરાવ ગાયકવાડનું મૃત્યુ
રાસમાળા (ગુજરાતી આવૃત્તિ)

,, ,, ૧૮૭૧ માધવદાસ અને ધનકોરબાઈનું પહેલવહેલું ગુજરાતી પુનર્લગ્ન
અમદાવાદ પ્રાર્થના સમાજની સ્થાપના.

,, ,, ૧૮૭૨ સિવિલ મેરેજનો કાયદો પસાર થયો
ઈશ્વર પ્રાર્થનામાળા.

,, ,, ૧૮૭૩ નર્મકોશ

,, ,, ૧૮૭૪ દાદાભાઈ નવરોજી વડોદરાના દીવાન નિમાયા
પારસી–મુસલમાન હુલ્લડ–મુંબાઈમા
મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ ફોર વિમેનની સ્થાપના.

,, ,, ૧૮૭૫ મલ્હારરાવ ગાયકવાડને પદભ્રષ્ટ કર્યા
પ્રિન્સ ઑફ વેલ્સનું હિંદમા આગમન
સાબરમતીમા મોટી રેલ
આર્યસમાજની સ્થાપના.
થિયોસોફીની સ્થાપના (અમેરિકામાં)
પૂનામાં સ્વદેશીનુ પ્રદર્શન
કચ્છના રા'ખેંગારજી રાજગાદીએ આવ્યા
દક્ષિણમા ખેડૂતોનુ બંડ.
સર સયાજીરાવ ગાદીએ બેઠા

સ. ૧૮૭૬ દક્ષિણમાં દુકાળ.
લેડી વિદ્યાગૌરીનો જન્મ.

" ૧૮૭૭ દિલ્હી દરબાર મહારાણી વિકટોરિયાએ Empress of India નું ટાઇટલ ધારણ કર્યું.
કરસનદાસ મૂળજીનુ મૃત્યુ
નર્મકોશ

" " ૧૮૭૮ સૂરતમા હુલ્લડ.
વર્નાકયુલર પ્રેસ ઍકટ પસાર થયો.

" " ૧૮૭૯ 'દલપત કાવ્ય' પ્રસિદ્ધ થયું

" " ૧૮૮૦ 'ગુજરાતી' પત્ર પ્રકટ થયુ

" " ૧૮૮૧ અમદાવાદથી અજમેર સુધી રેલવે લાઇન શરૂ થઈ
ફેકટરી ઍકટ પસાર થયો
'વનરાજ ચાવડો' નવલકથાનુ પ્રકાશન

" " ૧૮૮૨ સ્થાનિક સ્વરાજ્યનો કાયદો.
વર્નાકયુલર પ્રેસ ઍકટ રદ કરવામાં આવ્યો.
હંટર એજ્યુકેશન કમિશન
ગુજરાતમાં ધરતીકંપ.

" " ૧૮૮૩ સૂરતમા મોટી રેલ.
ઇલ્બર્ટ બિલ
સ્વામી દયાનંદ સરસ્વતીનું અવસાન.

" " ૧૮૮૪ કાદંબરી—છગનલાલ પંડ્યા અનૂદિત.

" " ૧૮૮૫ ભરૂચમાં તલાવિયાનુ હુલ્લડ
મુબઈમાં હિંદી મહાસભાની પહેલી બેઠક મળી
'હિંદ અને બ્રિટાનિયા' નવલકથાનુ પ્રકાશન.

" " ૧૮૮૬ બર્માને હિંદ સાથે જોડી દીધુ
બૃહત્ કાવ્યદોહન ભા ૧ બહાર પડ્યો.

" " ૧૮૮૭ મહારાણી વિકટોરિયાની સુવર્ણ જયંતી.
સરસ્વતીચંદ્ર ભા ૧ બહાર પડ્યો.
'જ્ઞાનસુધા' નીકળ્યુ.

ઇ. સ. ૧૮૮૮ નવલરામનું અવસાન.
પંડિત ભગવાનલાલ ઇંદ્રજીનું અવસાન.

,, ,, ૧૮૮૯ સુરતમા મોટી આગ.
'મુદ્રારાક્ષસ'–દી. બ. કેશવલાલ અનુદિત.

,, ,, ૧૮૯૦ ખંભાતમાં તોફાન
બહારવટિયાઓના હાથે ગોર્ડનનુ મૃત્યુ–કાઠિયાવાડમા.

,, ,, ૧૮૯૧ સમતિ વયનો કાયદો પસાર થયો
મિલો અને બાળકો બાબત ફેક્ટરી ઍક્ટમાં સુધારો
વસ્તીપત્રક.
રાજાબાઈ ટાવર ઉપરથી બે પારસી બાનુઓએ
આપઘાત કર્યો

,, ,, ૧૮૯૨ ઇન્ડિયા કાઉન્સિલ ઍક્ટ
સરસ્વતીચંદ્ર ભા ૨ પ્રગટ થયો
અમરુશતકનું પ્રકાશન

,, ,, ૧૮૯૩ હિંદુ–મુસ્લિમ તોફાન મુંબઈમાં.
શાસ્ત્રી વ્રજલાલનુ મૃત્યુ

,, ,, ૧૮૯૪ 'ગુજરાતની જૂની વાતો'નું પ્રકાશન

,, ,, ૧૮૯૫ 'ગીતગોવિંદ'નું પ્રકાશન

,, ,, ૧૮૯૬ દુકાળ, પ્લેગ
'સમાલોચક' નીકળ્યુ
હરિલાલ ધ્રુવનુ અવસાન
ઝવેરીલાલ યાજ્ઞિકનું અવસાન.

,, ,, ૧૮૯૭ મહારાણીનો હીરક મહોત્સવ.
પુનામાં રેન્ડ અને એયરસ્ટનાં ખૂન

,, ,, ૧૮૯૮ અમદાવાદમાં 'પ્રજાબંધુ' નીકળ્યુ.
મણિલાલ નભુભાઈનુ અવસાન
દલપતરામનો સ્વર્ગવાસ
રણછોડલાલ છોટાલાલનો સ્વર્ગવાસ

૧૮૯૯ દુકાળ

ઈ. સ. ૧૮૯૯ લોર્ડ કર્ઝન વાયસરોય તરીકે
'ચંદ્રકાન્ત ભા. ૧'નું પ્રકાશન
,, ,, ૧૯૦૦ 'ભદ્રંભદ્ર' નું પ્રકાશન
કલાપીનું મૃત્યુ.
,, ,, ૧૯૦૧ મહારાણીનું મૃત્યુ.
મહાદેવ ગોવિંદ રાનડેનું મૃત્યુ.
'સરસ્વતીચંદ્ર ભા. ૪' નું પ્રકાશન
,, ,, ૧૯૦૨ અમદાવાદમાં મહાસભાની બેઠક અને ઔદ્યોગિક પ્રદર્શન.
'વસંત' પ્રગટ થયું
,, ,, ૧૯૦૩ શહેનશાહ સાતમા એડવર્ડનો રાજ્યાભિષેક.
,, ,, ૧૯૦૪ સહકારી મંડળીનો કાયદો.
યુનિવર્સિટી ઍક્ટ.
પુરાણ વસ્તુ સંરક્ષણનો કાયદો
'કન્યા વાચનમાળા'નું પ્રકાશન
કે. ન. કાબરાજીનું મૃત્યુ.
,, ,, ૧૯૦૫ પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદ.
બંગાળના ભાગલા.
રણપિંગળ.
નર્મદાશંકરનું અવસાન.
,, ,, ૧૯૦૬ ડાહ્યાભાઈ ધોળશાનું મૃત્યુ.
'વિક્રમોર્વશીય'—દી. બ. કેશવલાલ
,, ,, ૧૯૦૭ બીજી ગુજરાતી સાહિત્ય પરિષદ.
ગોવર્ધનરામનું અવસાન.
મનસુખરામનું અવસાન.
ટ્રાન્સવાલમાં હિન્દીઓને દાખલ થતા અટકાવવાના પ્રયત્ન.
સુરત કોંગ્રેસ
,, ,, ૧૯૦૮ નવી વાચનમાળા કોવર્ટન સંપાદિત.
મોર્લી-મિન્ટો સુધારાનો ખરીતો.

ઈ. સ. ૧૯૦૮ વનિતા વિશ્રામ, અમદાવાદની સ્થાપના.
સોસાયટીનો હીરક મહોત્સવ.
હિન્દ સ્વરાજ્ય—ગાંધીજીરચિત.

,, ,, ૧૯૦૯ ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ, રાજકોટ
રણજિતરામનો લેખ—ઈન્દુનું વર્ષ ૧૯૦૮
હિન્દી સુધારાનો કાયદો.

,, ,, ૧૯૧૨ આર્યન બ્રધરહુડ પ્રીતિભોજન
ઇચ્છારામ સૂર્યરામ દેસાઈનો સ્વર્ગવાસ
ગુજરાત સમાજ સુધારા પરિષદ નરસિંહરાવના પ્રમુખપદે.
ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ વડોદરા
લાલશંકર ઉમિયાશંકરનો સ્વર્ગવાસ.
'સાહિત્ય' માસિક શરૂ થયુ

,, ,, ૧૯૧૩ ગુજરાત એજ્યુકેશન સોસાયટીની સ્થાપના.

,, ,, ૧૯૧૪ દી. બ. અંબાલાલ સાકરલાલનો સ્વર્ગવાસ.
સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીની સ્થાપના, સૂરત.

,, ,, ૧૯૧૫ ગુજરાતી સાહિત્ય પરિષદ, સુરત.
'નવજીવન' શ્રી ઇંદુલાલ યાજ્ઞિકના તંત્રીપણા હેઠળ.
સર ફિરોઝશાહ મહેતાનું અવસાન.
મહાત્મા ગાંધીજીનું હિન્દમાં પુનરાગમન.
મુંબઈમાં મહાસભાની બેઠક.
હિન્દુ યુનિવર્સિટીની સ્થાપના, બનારસ.
હોમ રૂલ લીગની શરૂઆત.

,, ,, ૧૯૧૬ ચરોતર એજ્યુકેશન સોસાયટીની સ્થાપના, આણંદ.
પહેલી ગુજરાત કેળવણી પરિષદ, અમદાવાદ.
મહાન યુરોપીય યુદ્ધ.
ભગિની સમાજની સ્થાપના
પ્રો. કર્વેની હિન્દી વિમેન યુનિવર્સિટીની સ્થાપના.

,, ,, ૧૯૧૭ ગિરમિટની પ્રથા બંધ પડી.
દાદાભાઈ નવરોજીનું અવસાન
ભરૂચમાં બીજી કેળવણી પરિષદ

ઈ. સ. ૧૯૧૭ રણજિતરામનું અવસાન.
હિન્દુસ્તાનને જવાબદાર રાજતંત્ર આપવાની જાહેરાત.
,, ,, ૧૯૧૮ અમદાવાદમાં મજૂરોની હડતાલ.
ખેડા સત્યાગ્રહની લડત.
નડિયાદમાં રાજકીય અને સંસારસુધારા પરિષદ.
મહાન યુરોપીય યુદ્ધનો અંત
મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ રિપોર્ટ
સર વિલિયમ વેડરબર્નનું અવસાન
શિવુભાઈ બાપુભાઈનું અવસાન
હિન્દુ આંતરજ્ઞાતીય લગ્ન બિલ–નામદાર વિઠ્ઠલભાઈ.
,, ,, ૧૯૧૯ 'નવજીવન' સાપ્તાહિક, મહાત્માજીના તંત્રીપણા હેઠળ.
પહેલી ઓરિયન્ટલ કૉન્ફરન્સ, પૂના
રૉલેટ ઍક્ટ.
હંટર કમિટીના નિમણૂક.
,, ,, ૧૯૨૦ પ્રો. ગજ્જરનું અવસાન.
ભાઈશંકર નાનાભાઈનો સ્વર્ગવાસ.
છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ, અમદાવાદ.
નવો હિન્દી ઍક્ટ.
સત્યાગ્રહની હિલચાલ.
,, ,, ૧૯૨૧ અમદાવાદમાં મહાસભાની બેઠક
,, ,, ૧૯૨૨ બારડોલીની લડત.
મહાત્માજીની ધરપકડ.
,, ,, ૧૯૨૩ મુંબઈ ઇલાકાનો પ્રાથમિક કેળવણી ઍક્ટ.
દી. બ. રણછોડભાઈ ઉદયરામનું અવસાન.
સ્વરાજ્ય પક્ષની સ્થાપના.
,, ,, ૧૯૨૪ ગાંધીજીનો છુટકારો.
પહેલી ગુજરાતી પત્રકાર પરિષદ, અમદાવાદ.
સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ, ભાવનગર.
,, ,, ૧૯૨૫ રા. બ. કમળાશંકર પ્રાણશંકરનો સ્વર્ગવાસ.
,, ,, ૧૯૨૬ આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ, મુંબઈ.
સર લલ્લુભાઈ આશારામ શાહનું અવસાન.

# શબ્દસૂચિ

## માસિકો-સમાચારપત્રો

ગુજરાતી ભાષા અને સાહિત્ય પ્રથમ ભાગ - નરસિંહરાવ દિવેટિયા
ગુજરાતી વ્યાકરણ - શ્રી મરે, સન ૧૮૨૨
ગુજરાતી સાહિત્યના વધુ માર્ગસૂચક સ્તંભો - કૃષ્ણલાલ મો. ઝવેરી
ગુલામી વેપાર - પ્ર૦ જ્ઞાનવર્ધક ગ્રંથમાળા
ગ્રંથ અને ગ્રંથકાર-પ્ર૦ ગુ. વ. સોસાયટી
ચૂનીલાલ શાહનું ચરિત્ર - શ્રી અક્રૂર
છપ્પનિયા દુકાળની ઉત્પત્તિ - દવે કરુણાશંકર કાળિદાસ
છપ્પનિયાનો ભયંકર દેખાવ - ભગવાનદાસ દેવશીભાઈ
જાપાનની કેળવણી - મણિલાલ નાણાવટી
જામે જમશેદ સેન્ટિનરી વોલ્યુમ
જીવન અને સાહિત્ય - રમણલાલ દેસાઈ
જીવનનો આનંદ - કાકાસાહેબ કાલેલકર
જીવનવિકાસ - કાકાસાહેબ કાલેલકર
તીર્થયાત્રાનુ દિગ્દર્શન - લલ્લુભાઈ કાલિદાસ પંડ્યા
દયાનંદ સરસ્વતીનું ચરિત્ર - બાલાભાઈ જ. વૈશ્ય
દયાનંદ સરસ્વતીનું ચરિત્ર - રતનસિંહ પરમાર
દલપત કાવ્ય ભા. ૨ - દલપતરામ ડાહ્યાભાઈ
દલપતરામ ચરિત્ર-પૂર્વાર્ધ - કવિ નાનાલાલ દલપતરામ
દુકાળ વિશે નિબંધ - એદલજી જમશેદજી મોદી
દુકાળ વિશે નિબંધ - કવિ જેસીંગભાઈ ત્રિકમભાઈ
દુર્ગારામ ચરિત્ર - મહીપતરામ નીલકંઠ
દેશાટન વિશે નિબંધ - કરસનદાસ મૂળજી
ધર્મમંથન - ગાંધીજી
ધર્મવિચાર - કવિ નર્મદાશંકર
ધર્મ સંસ્થાપન - ગાંધીજી
નર્મકવિતા - કવિ નર્મદાશંકર
નર્મગદ્ય - કવિ નર્મદાશંકર
નવલ ગ્રંથાવલી - સં. નરહરિ પરીખ
નવસારી પ્રાંતની કાળીપરજ - શ્રીયુત પ્રેમાનંદ ઘેલાભાઈદાસ
નંદશંકરચરિત્ર - વિનાયક નંદશંકર મહેતા
નારીપોકાર - પંડિતા જમનાબાઈ
નારીપ્રતિષ્ઠા - મણિલાલ નભુભાઈ દ્વિવેદી
પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદનો રિપોર્ટ
પારસી પ્રકાશ - સં. બમનજી બહેરામજી
પાર્વતીકુંવર આખ્યાન - મહીપતરામ નીલકંઠ
પુનર્વિવાહની કહાણી - કરસનદાસ

પુનર્વિવાહ પ્રબંધ – દલપતરામ
પુષ્ટિમાર્ગીય સિદ્ધાંત ભા. ૧ – રણછોડલાલ પટવારી
પુસ્તકાલય પ્રવૃત્તિ – ભાષણો અને લેખો
પ્રભુભક્તિના કાવ્યો – સં. હીરાલાલ પારેખ
પ્રાચીન હિંદમા સંઘજીવન – અનુ૦ ભરતરામ ભાનુસુખરામ મહેતા
ફાસીગર : એક અદ્ભુતકથા – અનુ૦ નિમકસાર
બાળલગ્ન બત્રીસી – નવલરામ પંડ્યા
બુલાખીદાસ (કવિ) ચરિત્ર – શંકરલાલ
(લોર્ડ) બેન્ટિક – અનુ૦ હીરાલાલ ડાહ્યાભાઈ નાણાવટી
બ્રહ્મબોધ – મણિલાલ પારેખ
બ્રાહ્મધર્મ – નર્મદાશંકર
ભરૂચ શહેરનો ઇતિહાસ – ગણપતરામ હિંમતરામ દવે
ભારતનો ટંકાર – કવિ અરદેશર ખબરદાર
ભોળાનાથચરિત્ર – કૃષ્ણરામ
મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ – અનુ૦ જયંતીલાલ આચાર્ય
મરકી વિશે ભાષણ – ડૉ. ધનજીભાઈ મહેતા
મહાત્મા ગાંધીજીના સહવાસમાં ભા. ૧-૨ ઇન્દુલાલ યાજ્ઞિક
મહાસભાનો ઇતિહાસ – પ્ર૦ નવજીવન કાર્યાલય
મહીપતરામ ચરિત્ર – ભાનુસુખરામ નિ. મહેતા
મારી હકીકત – કવિ નર્મદાશંકર
મુંબઈની શેરસટ્ટાની તારીખ – 'એક પારસી'
મોટી ઉંમરની હિન્દુ સ્ત્રીઓની કેળવણી – જગજીવનદાસ મોદી
રણજિત કૃતિસંગ્રહ – રણજિતરામ મહેતા
રણજિતરામના નિબંધો – રણજિતરામ મહેતા
રતિસુંદરી – મણિલાલ છબારામ ભટ્ટ
રસગંગા – વ્રજલાલ કાલિદાસ; સં. શંકરલાલ શાસ્ત્રી
રસાસ્વાદનો અધિકાર (વાર્ષિક વ્યાખ્યાન) – ક. મા. મુનશી
રસિકવલ્લભ – કવિ દયારામ
રાઈનો પર્વત – રમણભાઈ નીલકંઠ
રાજા રામમોહનરાયનું ચરિત્ર – ગુ. વ. સોસાયટી
રાજા રામમોહનરાયનુ ચરિત્ર – સસ્તુ સાહિત્ય વર્ધક મંડળ
રાષ્ટ્રગીત – સં ઇન્દુલાલ યાજ્ઞિક
રાસમાળા (ફાર્બસ રચિત) – અનુ૦ રણછોડભાઈ ઉદયરામ
રાસ્ત ગોફતાર આનંદોત્સવ સ્મારકગ્રંથ –
વડોદરાના રાજ્યકર્તા – અનુ૦ ઈશ્વરદાસ ઇચ્છારામ મશરૂવાલા
વિદ્યાબહેન (લેડી) મણિમહોત્સવ અભિનંદન ગ્રંથ

વર્ણવ્યવસ્થા – મહાત્મા ગાંધીજી
વસંત-રજત મહોત્સવ સ્મારક ગ્રંથ – સં. હીરાલાલ પારેખ
વિધવાવિવાહ – અનુ. લાલશંકર ઉમિયાશંકર
વીર વલ્લભભાઈ – મહાદેવ દેસાઈ
શિશુ અને સખી – ક. મા. મુનશી
સચિત્ર સાક્ષરમાળા – વ્રજલાલ
સત્યનિરૂપણ – ભોળાનાથ સારાભાઈ
(શ્રી) સદ્ગુરુચરિત્ર – ત્રિભુવન ગૌ. વ્યાસ
સર સયાજીરાવ ગાયકવાડના લેખો, વ્યાખ્યાનો–શ્રી વ્રજલાલ ટોકરશી
(શ્રી) સહજાનંદ સ્વામીનું ચરિત્ર – કિશોરલાલ મશરૂવાલા
સાઠીના સાહિત્યનું દિગ્દર્શન – રણછોડભાઈ પી. દેરાસરી
સાહિત્યભિખ્ખુ અખંડાનંદજી – ત્ર્યંબકલાલ
સુદર્શન ગદ્યાવલિ – મણિલાલ નભુભાઈ
સુરત નાગર નૌયાન પ્રાયશ્ચિત રહસ્ય – નાગર કમળ
સુરતની મુખ્તેસર હકીકત – કવિ નર્મદાશંકર
સુંદર સોદાગર – દલપતરામ ખખ્ખર
સ્ત્રીઓની કેળવણી
સ્ત્રીઓનો સંદેશ – સં. દેવકીબાઈ વેદ
સ્મરણસંહિતા – નરસિંહરાવ દિવેટિયા
સ્વદેશી ગીતામૃત – કે. મહેતા એન્ડ કું.
હરિજન ભાગવત
હાજી મહમદ સ્મારક ગ્રંથ – સં. રવિશંકર રાવળ
હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસનો ઇતિહાસ – વર્મા અને ભાનુચંદ્ર
હિન્દુ રાજ્યવ્યવસ્થા – અનુ. ચંપકલાલ મહેતા
હિન્દુસ્તાનમાં બ્રિટિશ રાજ – ડોસાભાઈ કટાકા
હૃદયવીણા – નરસિંહરાવ દિવેટિયા

## અંગ્રેજી પુસ્તકો

The Administration of India Vol. I & II T. H. Prichard.
The Administration of Marathas by Sen
The Arya Samaj – Lala Lajapatrai
Baroda Gazetteer (Bombay Gazetter Series)
Baroda State Gazetteer in 2 Vols. – R. B. Govinbhai
Baroda State Historical Records – Edited by Mr. Gupte
Bombay Gazetteer Vol IX, Part I
Brahma Samaj – M. C. Pareckh

Calcutta University Commission Report Vol. I
Cambridge Shorter History of India
Cities of Gurjarashtra – Briggs
Contemporary Indian Philosophy
Eastern Lights – M. Sarkar
Education and Statesmanship in India – H R. James
Education in India – K S. Vakil
Education of India – A. Mayhew
England and India – R. C. Datta
England's Educational Policy in India – Oak
England Since the Industrial Revolution – J H. Jackson
English–Gujarati Dictionary by Ranina and Moos
The English in India – Marriot
Evidence Relating to Improper Practice in the Collection of Revenue – G. K Parekh
Famines in India – R C Datta
Freedom and Organisation – Bertrand Russell
G V. Joshi's (R B ) Writings
Gazetteer of Bombay City Vol III – S M Edward
Gleanings – Zutshi
Glossary – Drummond
Golden Book of the Theosophical Society – Jinrajdas
Government of India – C. L Anand
Grammer of the Gujarati language – William Clarksoon
Gujarat and its literature – K M. Munshi
Gujarat and Gujaratis – B. M. Malbari
Gujarati – English Dictionary (1846) – Miraza Cauzim
Gujarati Grammar and Vocabulary – Dr Drummad
The Hibbert Journal, 1937
High Caste Hindu Women – Pandit Ramabai
History of British India – P. E Roberts
History of English Education in India – Syed Mahamad
History of Gujarat – Vol I Part 2 – Bombay Gazetter Series
History of India – Rushbrook Williams
History of Indian Mutiny – J. R. Holmes
History of the Sect of Maharajas – H H. Wilson

History of Village Communities in Western India – Prof. A. S Altekar
Ilbert's Government of India Act
India and the West – F S Marvin
India in 1880 – R. C Temple
Indian Caste – Rev. Dr Wilson
Indian Caste System a Study – C. Hayavadan Rao
Indian Constitutional Documents – Mukarji
Indian Culture through the Ages Vol. I – Prof. Venkateshwar
Indian Educational Policy – Meston
Indian Famines – A Lovedey
Indian Review 1916
Indian Social Reform – Chintamani
Industrial Evoluation of India – Gadgil
(The) Land and life of India – Margaret Read
Landmarks in the Constitutional and national development – Guru Mukhsing
Legal Aspects of Social Reform – Appa Swami
Life of Sir Phirojshah Mehta – Mody
Local Self-Government in Ancient India – Prof. Radhakumad Mukerji
Mahatma Gandhi – Juliette Veillier
Mahatma Gandhi – P A Wadia
Main Currents of Marathas History by R S G. S. Sardesai
Memorandem on Female Education – Manibhai Jasabhai
Middle Ages – E B Osborn
Might of Man in the Social Philosophy of Ramkrishna – B K Sarkar
Modern Translations – Bates
National Hero – F. S P Lely
Nationalism and Internationalism – R. Muir
(The) Nature of Religion – Peterson
Occasional Reports No 2, Vernacular Reading Books in the Bombay Presidency
Other side of the medal – Thompson
Our Cause – a symposium
The Philosophy of the Good life – Bishop Gore